ઉદ્ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૩
૧૫ ઓગષ્ટ '૭૯ : અંક ૧
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૬૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

'ઉદ્ગાર'નો આ બાળવિશેષાંક જે રૂપે પ્રગટ થઈ શક્યો છે તે બદલ આનંદ અનુભવીએ છીએ. જે તે સર્જકોએ આપેલા સહકાર બદલ આભાર.

ગયા માસના છેલ્લા સપ્તાહમાં 'અતુલ' મુકામે એક કાવ્યસત્ર યોજાઈ ગયું તેમાં ૩૫ જેટલા ગુજરાતી કવિ-વિવેચકોએ ભાગ લઈ પોતાની 'વાત' રજૂ કરવાનો પ્રયત્ન કર્યો. શ્રી રઘુવીર ચૌધરીએ તા. ૨૪-૭-'૭૯ના 'સંદેશ'માં તથા શ્રી લાભશંકર ઠાકરે તા. ૩૧-૭-'૭૯ના 'જનસત્તા'માં આ સંદર્ભે લખ્યું છે તે, જેમણે ના વાંચ્યું હોય તેમને, વાંચી જવાની ભલામણ કરીએ છીએ.

શ્રી વિષ્ણુ પંડ્યા પુસ્તક 'મીસાવાસ્યમ્'નું વિમોચન તા. ૧૨ ઑગસ્ટના રોજ ગુજરાત વહેપારી મહામંડળના હૉલમાં ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રી શ્રી બાબુભાઈ જ. પટેલના વરદ હસ્તે થયું. શ્રી એસ. એચ. શેઠ, શ્રી હરીન્દ્ર દવે, શ્રી ધીરુભાઈ દેસાઈએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

# બાળકાવ્યો

રમેશ પારેખ

## ફિલમ ફિલમ

હું ને ચંદુ છાનામાના કાતરિયામાં પેઠા
લેસન પડતું મૂકી ફિલમ ફિલમ રમવા બેઠા

મમ્મી પાસે દોરી માગી પપ્પાની લઈ લૂંગી
પરદો બાંધી અમે બનાવી ફિલમ એની મૂંગી

દાદાજીનાં ચશ્માંમાંથી કાઢી લીધો કાચ
એમાંથી ચાંદરણાં પાડયાં પરદા ઉપર પાંચ

ચંદુ ફિલમ પાડે ત્યારે જોવા આવું હું
હું ફિલમ પાડું તો જોવા આવે છે ચંદુ

કાતરિયામાં છુપાઈને બેઠી'તી બિલ્લી એક
ઊંદરડીને ભાળી તેણે તરત લગાવી ઠેક

ઊંદરડી છટકી ને બિલ્લી ચંદુ ઉપર આવી
બીક લાગતાં ચંદુ સાથે ચીસો મેં ય ગજાવી

દોડંદોડા ઉપર આવી પહોંચ્યાં મમ્મી-પપ્પા
ચંદુડિયાનો કાન આમળ્યો, મને લગાવ્યા ધપ્પા

●

## વંડી ઉપર

વંડી ઉપર બંડી પહેરીને બિલાડીબેન
મૂછોને હલાવશે
પૂછડી પટપટાવશે
ચકલીને બોલાવશે
ચકલી કહેશે : ના, ના, ના....

વંડી ઉપર બંડી પહેરીને બિલાડીબેન
મૂછોને હલાવશે
પૂછડી પટપટાવશે
પોપટને બોલાવશે
પોપટ કહેશે : ના, ના, ના....

વંડી ઉપર બંડી પહેરીને બિલાડીબેન
ઝીણું ઝીણું બોલશે
ધીમે ધીમે ડોલશે
છોકરાંને બોલાવશે
છોકરાં કહેશે : જા, જા, જા....

●

# ઘોડો ઘૂઘરિયાળો

ઘોડો ઘૂઘરિયાળો મારો ઘોડો ઘૂઘરિયાળો
ઘાસ દઉં તો ખાય છે
રાજી રાજી થાય છે
થોભાવું તો થોભે છે
દોડાવું તો દોડે છે

દડબડ દડબડ દોડે ત્યારે લાગે પાંખોવાળો
આખા ડિલે કાળો છે
તો પણ બહુ રૂપાળો છે
ચાબુકનું શું કામ છે
ચેતક એનું નામ છે
એની ઉપર બેસું ત્યારે લાગું હું મૂછાળો



# બસ-બસ રમીએ

હું ને નેહા બસ બસ રમીએ
હું બનું ડ્રાઇવર
નેહા બને કંડક્ટર
બસ ચાલે ઘર્રરઘર
બેલ વાગે ટનનટન

હું ને નેહા બસ બસ રમીએ
ચલો, મમ્મી બેસી જાવ
બેગ લઈને બેસી જાવ
ચલો, પપ્પા બેસી જાવ
ટિકિટ લઈને બેસી જાવ

હું ને નેહા બસ બસ રમીએ
મુંબઈ આવ્યું–ઊતરી જાવ
સૂરત આવ્યું–બેસી જાવ
છીંક બગાસાં ખાશો નહીં
તાજુંતાજું ભૂસું ખાવ
હું ને નેહા બસ બસ રમીએ



## બાલવાર્તા

# ચોંટડુક !

લાભશંકર ઠાકર

કમળપુર નામે ગામ. ગામની બહાર ખળખળ વહેતી એક કનક નામની નદી. એ પશ્ચિમ દિશામાંથી રમતી રમતી આવે. વીશ માઈલ દૂર એક ડુંગર. કમળપુરમાં બકો નામનો એક ભોળો છોકરો. ભણવામાં ઠોઠ પણ મનનો ચોખ્ખો. સાચું જ બોલે. આ બકો નિશાળેથી છૂટીને આવતો હતો ત્યાં પગે એને કાંટો વાગ્યો. બકો તો રડતો રડતો ઠચુક ઠચુક નદીકાંઠેથી દફતર ઊંચકીને એકલો એકલો આવતો હતો. અચાનક એણે સાંભળ્યું : 'બકા ! એ...બકા !' બકાએ રડવાનું બંધ કર્યું. આજુબાજુ નજર ફેંકી તો કોઈ નહીં. બકો ચાલવા માંડ્યો. ફરી ઝીણો ઝીણો મીઠો મીઠો અવાજ સંભળાયો : 'બકા ! એ...બકા !' બકાએ અવાજની દિશામાં નજર ફેરવીને જોયું તો એક સોનેરી-રૂપેરી માછલી બાવળની ડાળ પર લટકતી હતી. કોઈએ દોરીથી એને બાંધી દીધી હતી.

'બકા ! મને છોડ ને'

બકાએ માછલીને હળવે રહીને છોડી. છૂટતાંની સાથે જ માછલી તો એક રૂપાળી પરી બની ગઈ.

'મને મારી નાખવા એક જળરાક્ષસે માછલી બનાવીને આમ બાંધી દીધી હતી. કદી જૂઠું ન બોલ્યો હોય એવો માણસ જ મારો અવાજ સાંભળી શકે અને મને જોઈ શકે. બકા, તેં મને છોડાવી. લાવ તારા પગમાંથી કાંટો કાઢી દઉં.'

પરીએ તો જોતજોતાંમાં બકાના પગમાંથી કાંટો કાઢી આપ્યો. પછી પરીએ બકાને એક વિદ્યા શીખવાડી. આ ચમત્કારિક વિદ્યા સાચું બોલતા હોય એવા ચોખ્ખા મનવાળા જ શીખી શકે. આ વિદ્યાથી બકો જેને 'ચોંટડુક' કહે એના હાથ-પગ ચોંટી જાય એ ધારે એ વસ્તુને ચોંટાડી શકે. પછી જ્યારે 'છૂટડુક !' બોલે ત્યારે જ એ છૂટી શકે. પરી તો વિદ્યા શીખવાડીને અદૃશ્ય થઈ ગઈ.

બકો તો મનમાં મલકાતો મલકાતો ઘેર આવ્યો. રસોડામાં એની બા રોટલા ટીપતી હતી બકાએ, જોયું અને એને તુક્કો સૂઝ્યો. એ બોલ્યો : 'ચોંટડુક !' અને બકાની બાના રોટલા ટીપતા હાથ સ્થિર થઈ ગયા. ન હલે કે ચલે. બકો ખડખડાટ હસી

પડયો. પછી માને અકળાતી જોઈને બોલ્યો : 'છૂટડુક !' એટલે તરત એની બાના હાથ છૂટી ગયા. બકાએ બાને પરીની વાત કરી. પછી દોડતો દોડતો શેરીમાં ગયો. ભકો જાળ વીંટીને ભમરડો નીચે ફેંકવા જતો હતો. ત્યાં બકો બોલ્યો : 'ચોંટડુક' અને ભકાના હવામાં ફંગોળાયેલા હાથ સ્થિર થઈ ગયા ! ચકો નાક નશીંકતો હતો ને બકાએ એને સ્થિર કરી દીધો. મોતીઓ કૂતરો પૂંછડી પટપટાવતો દોડીને આવતો હતો અને અધવચ્ચે જ ચોંટી ગયો. કાશી-ભાભીને બેડા સાથે જ અધવચ્ચ રસ્તામાં સ્થિર કરી દીધાં. પછી બધાંને 'છૂટડુક' કહીને છૂટાં કર્યાં. બધા તો આંખો પહોળી કરી કરીને બકાની સામે તાકી જ રહ્યા. કોઈ બકાને છોડે જ નહીં. બકાની પાછળ પાછળ જ ફરે.

એ જ દિવસે મધરાત પછી બૂમો સાંભળીને બકો જાગી ગયો. બહાર નીકળીને જોયું તો શેરીના લોકો ભેગા થઈ ગયેલા. પરભુ પટેલની ખડકી બહાર એક બુકાનીબાંધેલો ડાકુ ભરી બંદુકે ઊભો હતો. લોકો દૂર ઊભા ઊભા ફફડતા હતા. બકાને અચાનક પોતાની વિદ્યા યાદ આવી. એ તો પરભુ પટેલના ઘર તરફ મક્કમ પગે ચાલવા માંડયો. ડાકુએ બંદૂક તાકી : 'એ...ય છોકરા !' એમ કહ્યું ત્યાં અધવચ્ચે જ બકાએ 'ચોંટડુક' કહ્યું અને ડાકુના હાથ, પગ અને ખૂલ્લું મોં સ્થિર થઈ ગયાં. પરભુ પટેલના ઘરમાં બે ડાકુ પેટી–પટારા ખોલતા હતા. દાખલ થઈને તરત બકો 'ચોંટડુક' બોલ્યો. પેલા બે અધીં ડોક ફેરવતા ફેરવતા જ ચોંટી ગયા. શેરીના લોકોએ ડાકુની બંદૂકો પડાવી લીધી. પાઘડી ઉતારી લીધી. મૂછો કાપી નાખી. બકાના મિત્રો ભકો, ચકો અને ટીકો ગામ આખામાં છોકરાઓની ટોળી લઈને ફરી વળ્યા. જેટલાં ગાડાં હતાં એટલાં ગાડાંના પૈડાંમાંથી કાળી કાળી ચીકણી મરી (મળી) ભેગી કરી લાવ્યા અને ડાકુઓના શરીર પર લગાવી દીધી. પરોઢિયે મેરાજ મેમણનો કૂકડો બોલ્યો અને સૂરજ દાદાએ આંખ ખોલી ત્યારે બકાએ 'છૂટડુક' કહીને ડાકુઓને છોડયા. છૂટતાંની સાથે જ ત્રણે જાય નાઠા.

એક દિવસ બપોરે બકો લીમડાના ઝાડ નીચે ફળિયામાં બેઠો હતો. એના હાથમાં જારના દાણા હતા. ખિસકોલીઓ આવી આવીને બકાની હથેળીમાંથી દાણા ઉપાડીને બે પગ પર ઊભી રહીને ખાતી હતી. એટલામાં ભકો, ચકો અને ટીકો દોડતા દોડતા આવ્યા : 'બકા ! બકા ! પેલો લખમણ દાદો છગન નાઈને ઢોરની જેમ મારી રહ્યો છે.' બકાએ જારના દાણા નીચે નાખ્યા, અને ચારે જણ દોડયા. દૂરથી જોયું તો છગન નાઈ બિચારો અર્ધો બેભાન નીચે પડયો હતો અને લખમણ છગન નાઈની જુવાન દીકરીને હાથ પકડીને ઢસડતો હતો. બકાએ દૂરથી જ બૂમ પાડી : 'લખમણ !' લખમણ કાંકુ બોલીને ફર્યો ત્યાં જ બકો બોલ્યો : 'ચોંટડુક !' અને લખમણ દાદાના હાથ–પગ ત્યાં ને ત્યાં સ્થિર થઈ ગયા. લખમણ દાદો આંખો ફાડી ફાડીને ગાળો બોલવા માંડયો. પણ એના પગ હલે નહીં અને હાથ ચલે નહીં. બકાએ લખમણને કહી દીધું : 'ચોવીશ કલાક તને આમ ને આમ ચોંટાડી રાખીશ.'

બીજે દિવસે ચોવીશ કલાક પછી લખમણ દાદાની હાલત જોઈને બધાને દયા આવી ગઈ. એ ને એ જગ્યાએ મળમૂત્રની હાજત થઈ ગઈ છે. માખીઓ બણબણે છે. લખમણની આંખો ઢળી ગઈ છે.

બકાએ આવીને પૂછ્યું : 'બોલ લખમણ !'

લખમણે આંખો ઢાળી રાખીને કહ્યું : 'આજથી મજૂરી કરી ખાઈશ. કોઈનું નામ નહીં લઉં.'

બકાએ 'છૂટડુક' કહ્યું અને લખમણના હાથ-પગ છૂટા થયા. નીચું જોઈને એ ચાલ્યો ગયો. બધા તો ચૂપચાપ પહોળી આંખે તાકી જ રહ્યા.

ગામમાંથી બ્રાહ્મણની એક જાન દશ માઈલ દૂર જવાની હતી. બ્રાહ્મણે સાથે બકાની ટોળીને પણ લઈ લીધી. જાન નદી પાર કરીને સામે કાંઠે ગઈ ત્યારે, અચાનક ઘોડાના ડાબલાઓ સંભળાયા. બુકાનીબાંધેલા ચાર બહારવટિયા જાન પાસે ભરી બંદૂકે આવીને ઊભા રહ્યા એની સાથે જ બકાએ એ ચારેને એમના ઘોડા સાથે જ સ્થિર કરી દીધા. બંદૂકો ખૂંચવી લીધી. ત્રીજે દિવસે કન્યાને લઈને જાન પાછી આવી. સ્ત્રીઓ ગાણાં ગાતી હતી. સૂરજદાદા આથમવાની તૈયારીમાં હતા. ચાર ઘોડા અને એના પર બેઠેલા ચાર બહારવટિયા પથ્થરની જેમ સ્થિર હતા. એમના ઉપર કાગડાઓ બેઠા બેઠા 'કા.. કા.' કરતા હતા. બકાએ 'છૂટડુક' કહીને બધાના હાથ-પગ છૂટા કર્યા ચારેએ સામે જોયા વગર ઘોડા દોડાવી મૂક્યા.

ગામમાં એક વાર એક કૂતરું હડકાયું થયું. ગામમાં ભાગાભાગ થઈ ગઈ બકાએ કૂતરાના હાથ-પગ-મોંઢાને સ્થિર કરી દીધાં. પછી એને ચારે બાજુથી બરાબર બાંધીને ગામની બહાર વગડામા એક ઝાડ સાથે બાંધી આવ્યા કૂતરાની પાસે થોડા રોટલા મૂક્યા અને પાણીભરેલું વસણ મૂક્યું.

બકાને તો ગામેગામથી તેડાં આવે. એણે કરેલાં કામોની નોંધ કરવા જઈએ તો મહાભારત જેવડો મોટો ગ્રંથ લખવો પડે. એણે છેલ્લે કરેલા એક મોટા કામની વાત આ પ્રમાણે છે:

કમળપુરથી વીસ માઈલ દૂર મોટો ડુંગર હતો. આજુબાજુમાં મોટું જંગલ. આ જંગલમાં એક 'માણસ ખાઉ' વાઘ રહે. રસ્તે જતા માણસને ફાડી ખાય. કોઈ વાર ખેતરમાં કામ કરતા ખેડૂતને પણ ભર બપોરે ઉપાડી જાય. આજુબાજુના ગામના મોવડીઓ એક વાર કમળપુર આવ્યા અને બકાને મળ્યા. શનિ-રવિની રજાઓમાં બકાની ટોળી અને બે જુવાન ખેડૂતો ઘોડા પર નીકળી પડયા. નદીના કાંઠે કાંઠે એમના ઘોડા દોડી રહ્યા છે. સૂરજદાદાએ આંખો હમણાં જ મીંચી દીધી છે. અંધારું ઊતરી આવ્યું છે. એક જગ્યાએ બધા પોરો ખાવા અને પાણી પીવા રોકાયા. થોડી વાર ઝાડ નીચે બધા વાતો કરતા બેઠા હતા ત્યાં અચાનક ચકાની આંખો ચમકી. ઝાડીમાં સામે એણે વીજળી જેવી તગતગતી બે આંખો જોઈ. એણે 'બકા!' એમ બૂમ પાડી. એની સાથે જ વાઘ હવામાં કૂદયો. બકાએ તરત જ 'ચોંટડુક!' કહ્યું, અને વાઘ જમીનથી પાંચ ફૂટ અધ્ધર, હવામાં જ, સ્થિર થઈ ગયો

લોકોનાં ટોળેટોળાં વાઘને જોવા આવે. જીવતો વાઘ જમીનથી પાંચ ફૂટ ઊંચે હવામાં સાવ સ્થિર! જાણે પથ્થર! નાનાં નાનાં છોકરાં તો બાપના ખભે બેસીને વાઘની પીઠ પર ને પૂંછડી પર હાથ ફેરવે. છઠ્ઠે દિવસે એક સરકસ કંપનીનો માલિક બકાને મળ્યો. એણે બકાને પૂરા પાંચ હજાર રૂપિયા આપ્યા. પછી વાઘને ચારેબાજુથી મજબૂત સાંકળથી સુરકેટાટ બાંધ્યો અને બકાએ 'છૂટડુક' કહ્યું કે તરત પાંજરામાં પૂરી દીધો.

બકાએ કમળપુરના હરિજનવાસમાં પાંચ હજાર રૂપિયામાંથી એક પાકો કૂવો કરાવી આપ્યો અને બધાંનાં ઘર સમાં કરાવી આપ્યાં.



# ગગનઘર

□ રમેશ શાહ

છોકરાં તો આજ સવારનાં ખુશ હતાં. નવા ઘરનું આજે વાસ્તુપૂજન હતું. રંગેલી દીવાલો, ભાતવાળા ટાઈલ્સ, કાચની બારીઓ, બાથરૂમનો ફુવારો, ડિંગડોંગ–ડોરબેલ ને ઉપલા માળની વિશાળ અગાશી વગેરે જોઈ છોકરાએ તો ભારે ધમ્માચકડી મચાવી દીધી હતી. કોઈ બાથરૂમનો ફુવારો ખોલી દે, કોઈ કાચની બારીમાંથી આરપાર જોવા નાક ઘસે, કોઈ દાદર ચડઊતર કરે, તો કોઈ ડિંગડોંગ બેલના અવાજથી કોઈ કોઈની વાત જ સાંભળવા ન દે. ઉપરની અગાશી તો ખુલ્લું મેદાન...! ત્યાંથી તો એક એકને હાથ પકડીપકડી નીચે ઉતાર્યાં, ત્યારે માંડ જમવા બેઠાં.

જમી પરવાર્યાં પછી છોકરાંએ દાદાજીને પકડ્યા. સૌ કહે, 'દાદાજી, આજે તો એક વાત કહેવી પડશે. નવું ઘર છે. ના નહિ ચાલે...હા...' દાદાજીએ છોકરાને સમજાવવા માંડ્યાં, 'જુઓ, આ આજે અહીં કેટલી ધમાલ છે. કાલે વાત કહીશ...' પણ છોકરાં તો માને જ શાનાં? દાદાજીનો હાથ પકડી, તેમને છેક અગાશીમાં ખેંચી ગયાં. 'દાદાજી અહીં ક્યાં ધમાલ છે? હવે વાત કો'...ના નહિ ..'

દાદા કહે, 'પણ કઈ વાત કહું? તમને બધી વાતો તો મેં કહી દીધી છે.'

છોકરાં બોલ્યાં, 'કોઈ નવી વાત કો'..અમે ના સાંભળી હોય તેવી...!'

દાદાજી તો વિચારમાં ડૂબી ગયા. છોકરા દાદાજીને જોયા કરે. દાદાજી ઊંચે આકાશમાં તાકી રહ્યા. થોડીવાર થઈ એટલે છોકરાંથી ના રહેવાયું. એ બોલ્યાં 'દાદા, ઊંચે શું જુઓ છો? ઝટ વાત કો'ને.'

દાદાજી–સહેજ મલક્યા. એમની આંખો ચમકવા માંડી. ધોળી મૂછો તો ફરકવા માંડી...ખૂંખારો ખાઈ બોલ્યા, 'હં, આજે હું તમને નવી વાત કહું છું, નવા ઘરની વાત કહું છું'. છોકરાં હવે ખુશ થઈ આગળ ખસતાં ટટાર થઈ બેઠાં. દાદાજીએ વાત શરૂ કરી :

'એક મોટું ઘર હતું. બહુ મોટું ઘર. ઊંચે છેક આભને અડે. માથે ટોપી પહેરી હોય અને ઊંચે જોઈએ તો ટોપી નીચે પડે. ઉપરની અગાશીમાંથી નીચે જોઈએ તો ય ટોપી નીચે પડે. ગમે ત્યાંથી ઉપર–નીચે જુઓ એટલે ટોપી તો પડે જ. એટલું ઊંચું... આપણો આ વત્સલ અગાશીમાં ઊભો હોય તો એના નાના હાથથી એ ચંદ્રને પંપાળે...'

છોકરાં દાદાજીની ઊંચેનીચે થતી આંખો જુએ... વત્સલ નાના હાથથી તાળીઓ પાડ લાગ્યો.... પૂછ્યું, 'દાદાં, એ ઘરને કેટલા માલ હતા '

દાદા કહે, 'પચીસ હજાર ચારસો ને છત્ર માળનું એ ઘર હતું.. !'

છોકરાં તો સમજતાં ન હોય કે માનતાં હોય એમ દાદાના બોખા મોં તરફ જોઈ રહ્યાં...

દાદા ફરીથી કહે, 'બરાબર પચીસ હજાર ચારસો ને છત્રીસ માળનું એ ઘર હતું. એમાં જાતજાતના લોકો રહે અને ભાતભાતની બોલીઓ બોલે. ત્રણ હજારમા માળવાળા જે બોલી બોલે, એ તેર કે તેત્રીસ હજારમા માળવાળા સમજે નહિ. કોઈવાર લિફ્ટમાં મળી જાય તો જરાક હસી લે અંદર બેસવાની જગા કરી આપે.'

સ્વાતિ બોલી, 'લિફ્ટમાં બેસાતું હશે ?'

દાદા કહે, 'હા. લિફ્ટમાં એકસાથે પચાસથી સાઠ માણસ બેસે. અંદર પાણીનો નળ હોય તેમાંથી ઠંડું પાણી પી શકાય. વચ્ચે વચ્ચે ફેરિયાઓ ખારી-સીંગ-ચણા વેચવા આવે. છાપાં મળે. જમવું હોય તો કોઈ માળે સામેની કેન્ટીનમાં જમી લેવાનું. ફરી પાછળ આવતી લિફ્ટમાં બેસી જવાનું. હા. જેટલા માળ ચડઉતર કરો, તેનું ભાડું ચૂકવવું પડે. ત્રણ હજારમા માળથી ૭ હજારમા માળ સુધી જતાં, બે ત્રણ કલાક લાગે. તે ય એક્સપ્રેસ લિફ્ટ હોય તો. દરેક માળે ઊભી રહેતી લિફ્ટમાં તો ખાસ્સા આઠ કલાક થાય. છેક ઉપરથી નીચે જતાં પાંચસાત લિફ્ટ બદલવી પડે ને બે ત્રણ દિવસ લાગે તે જુદા.. !

છોકરાં આંખો પહોળી કરી બોલ્યાં, 'બેત્રણ દિવસ લાગે ?' દાદા કહે હાસ્તો... આટલાં ઊંચા ઘરને ચડવા એટલા દિવસ તો લાગે જ ને! પૈસાદાર લોકો ખાસ લિફ્ટમાં ના બેસે. એમને એમનું પોતાનું હેલીકોપ્ટર હોય. દરેક માળને આગળ ઝૂકેલી ખુલ્લી ગેલેરી હોય. ત્યાં, હેલીકોપ્ટર ઉતારવાનું. કોઈકોઈ તો પોતાનાં બે બે ત્રણ ત્રણ હેલીકોપ્ટર રાખે... સરકતા ઝૂલા હોય, એમાં બેસી પણ લોકો મુસાફરી કરે.

દાદરનો ઉપયોગ તો એક-બે માળ જવું-આવવું હોય ત્યારે થાય. બાકી નોકરીએ જવું હોય તો લિફ્ટની લાઈનોમાં કલાકો સુધી ઊભા રહેવું પડે. જુદા જુદા માળની જુદા જુદા નંબરોવાળી લિફ્ટ હોય. ૩૨૪૮મા માળથી ૩૬૬૦મા માળ સુધી વાયા ૩૩૪૦, ૫૫, ૭૦, ૩૫૬૦, ૬૯, ૩૬૦૭ વગેરે ..લોકોને કંઈ ગૂંચવાડો થાય જ નહિ. હા, લોકો બહુ દૂર નોકરી કરવા ના જાય. ૩ હજારમા માળવાળા ૧૬ હજારમા માળે નોકરી કરવા જાય જ નહીં...એક-બે હજાર માળનું અંતર હોય, તો અપડાઉન કરે. નાસ્તાનો ડબ્બો લઈ જવો પડે...!'

'દાદાજી, એ લોકો આટલે દૂરદૂર રહે, તો એક બીજાના સમાચાર કેવી રીતે જાણે ?' મોટા અમિતે પૂછ્યું.

દાદાએ કહ્યું, 'ટેલિફોનથી સમાચાર જાણી શકાય. બધાંને ત્યાં ફોન ના હોય, એટલે કાગળ લખે. દરેક માળ પર એક પોસ્ટઑફિસ હોય. સરનામામાં ગામનું નામ નહિ લખવાનું, પણ માળનો નંબર લખવાનો. દા. ત. સ્વાતિ દેસાઈ, ઘ. નં ૬૦૮ માળ-૧૩૩૬૧. દરેક માળે એક સ્કૂલ હોય, કોઈ વાર તે માળે એડમિશન ન મળે, તો કોઈ દૂરના માળે એડમિશન લેવું પડે પછી આપણાં સ્વાતિબેનને ત્યાં હોસ્ટેલમાં રહેવું પડે. માબાપને કાગળ તો લખે. દાદાનેય ના ભૂલે ..કેમ સ્વાતિબેન ?'

સ્વાતિબેન પૂછે : 'દાદાજી હું ?'

દાદા કહે, 'હા, તું. કોઈવાર સ્વાતિબેનનો કાગળ પણ આવે. એમાં એ લખે કે: હું અહીં મજામાં છું. આ દિવાળીની રજાઓમાં હું ત્યા આવીશ નહિ. અમારો આખો કલાસ ૨૨૨૨૨મા માળના પ્રવાસે જવાનો છે. ત્યાંથી આકાશનાં દૃશ્યો અદ્ભુત જણાય છે. અહીં જગમશહૂર ઝૂકેલી ગેલેરીઓ છે. ત્યાથી અમે ૨૩૦૦મા માળે કૃત્રિમ સરોવર જોવા જઈશું. ભારતના ઇજનેરોએ અનેક ટેકરીઓ બનાવી છે. અહીં માછી-મારો માછલીઓ પકડે છે...ત્યાંની નગરપાલિકાએ

ખાસ પૃથ્વી પરથી મંગાવી દસપંદર વૃક્ષો ઉછેર્યાં છે. પપ્પા-મમ્મી! એ બધું જોવાની ખૂબ મજા પડશે...વગેરે વગેરે...,

'દાદાજી, એ લોકોએ ઝાડ ના જોયું હોય ?'

ના... ઝાડનાં ચિત્રો જોવાનાં...જમીન તરફ જુએ તો ક્યારે લીલાશ પડતો રંગ જણાય... બીચારાં કેરી-સફરજન ખાય, પણ ઝાડ પર એ કેવી રીતે ઊગે કે લટકે એ તો કદીય જોયું ન હોય !'

'પછી...?' નાનો વત્સલ બોલ્યો.

'ત્યાં છોકરાં કચકડાની પતંગો ચગાવે. પુષ્કળ પવન ફૂંકાય... દોરને બદલે તારથી પતંગ ચગાવે. ઝોલ પડે તો નીચલા માળવાળા તાર લૂંટે. ઊંચા ઝંડાથી ચગતા પતંગ તોડી પણ લે... કોઈ પરપોટા ઉડાડવાની રમતો રમે. કોઈ પિચકારીઓથી રંગ છાંટે... મોટા માણસો કલાકો સુધી હિંચકા ખાઈ વિશ્વવિક્રમો સ્થાપે. તો કોઈ વળી પાઈપ કે દોરડા દ્વારા અમુક માળ સુધી ચડઊતરના પ્રયોગો કરી નામના કમાય...!'

'દાદા...પલી ના જવાય ?' કીકલો બોલ્યો.

'કોઈવાર પલી પણ જવાય. રોજના કેટલાય માણસો પડે. કોઈ આપઘાત પણ કરે. નીચે પડેલાને પાછો ઉપર ના લવાય... સિક્યોરિટીવાળા મડદાને દાટી દે કે બાળી દે...'

'દાદાજી... કોઈ કોઈને ધક્કો મારી પાડી નાખે ?'

'હા... ઘણીવાર ઝઘડા પણ થાય. ઉપલા માળવાળાએ કાગળ ફેંક્યા હોય તો નીચલા માળ-વાળાની બારીમાંથી તેના ઘરમાં પડે...પછી એ તો બારીમાંથી ડોકું બહાર કાઢે અથવા બારી પાસે પારણું લટકાવી તેમાં ઊભો રહી, ઉપલા માળવાળા સાથે ઝઘડો કરે. ઉપલા માળવાળો માથાનો ફરેલો હોય તો ઉપરથી પાણી નાખે...પથ્થરો ફેંકે... નીચલા માળવાળા મરચાંની ધૂણી કરે અથવા પથ્થરથી બારીના કાચ તોડી નાખે...એમ તમાશો ચાલે...લોકો બારીઓ ખોલી આ દૃશ્ય જુએ ખુશ થાય...!

'દાદાજી, દરિયાની વાત તો ના આવી... અમિતે પૂછ્યું.

'કોઈએ દરિયો જોયો પણ હોય; પણ મોટા ભાગના લોકોએ તો દરિયાની વાતો સાંભળી હોય.. દરિયામાં સ્ટીમરો ચાલે છે, એ વાતને તો લોકો અજાયબી ગણે પૃથ્વી વિશે વાતો ભૂગોળમાં ભણે. નદી, પર્વત, રણ અને જંગલનાં ચિત્રો જુએ. ઘણાં-ય આખી જિંદગી વીતી જાય, ત્યાં સુધી પૃથ્વી પર પગ પણ ન મૂકે...! વિજ્ઞાનીઓ ગુરુ, મંગળ, શુક્રના તારાઓ પર જઈ આવે... અને બીજા અનેક તારાઓ પર પહોંચવા અનેક પ્રયોગો કરે...

'દાદાજી... એ ધલ પલી ના જાય ?' કીકલો બોલ્યો...

'દાદા કહે, 'એમ તો ના પલે...!'

'પણ ઘણા બધા હાથીઓ હેલીકોપ્ટરમાં બેસી અગાશીમાં ઊતરે તો ?' સ્વાતિએ પૂછ્યું.

'તો તો કડડભૂસ...કરતું પડે. બધાં ય દટાઈ જાય... બધું ય ભાંગીને ભૂક્કો થઈ જાય...!'

'પેલા હાથીઓનું શું થાય ?' વત્સલ બોલી ઊઠ્યો'

'જે વસ્તુ ના ભાગી હોય, તેને હાથીઓ પગ મૂકી મૂકીને ચગદી નાખે... ભાગેલા ઘરના કુંગરં પર હાથીઓ તો કૂદાકૂદ કરી મૂકે... કોઈ નાચે, કોઈ કૂદે તો એકબીજાને પકડવા દોડાદોડી કરી મૂકે...!' દાદા હસવા લાગ્યા. છોકરાંને તો ભારે મજા પડી... કોઈ નાચવા લાગ્યાં. કોઈ કૂદવા લાગ્યાં, તો કોઈ એકબીજાને પકડવા અગાશીમાં દોડાદોડી કરવા લાગ્યાં.

બાલનાટક

ચિનુ મોદી

# બાદશાહ સલામત

* (અડધી રાતે જંગલમાં સંભળાય એવા ભયાનક અવાજ–શરૂઆતમાં તમરાં અને પછી ચીબરીનો અવાજ સંભળાય-એ વખતે બે સિપાઈ ખુલ્લી તલવારે ચોકી કરતા હોય-બેય ડરપોક હોય–બાજુની ઝૂંપડીમાં બાદશાહ સલામત ઘસઘસાટ ઊંઘતા હોય–)

સિપાઈ : ૧ : અરે ઉલ્લુમીયાં

સિપાઈ : ૨ : બોલો ચલ્લુમીયા ..

ચલ્લુ : સાલી, ચીબરી બોલી...

ઉલ્લુ : તે ગભરાય છે કેમ ? જંગલમાં ચીબરી નહીં બોલે તો શું સિતાર બોલશે ?

ચલ્લુ : એમાં પાછા બાદશાહ સલામતના ઘરડ ઘરડ નાક બોલે છે...

ઉલ્લુ : નાક ના બોલે તો શું કાન બોલે ? મીયાં, બીક લાગે છે ?

ચલ્લુ : (એકદમ તલવાર બરોબર પકડતાં) અમે સિપાઈ બચ્ચા . અમે ડરીએ ?

ઉલ્લુ : તો હમણાં થર થર થર થર કેમ ધ્રૂજતા'તા ?

ચલ્લુ : એ તો આ ટાઢ છે ને એટલે ..

ઉલ્લુ : અબે બાવા, સાલે ફફડુ મીયાં, અત્યારે ગરમીની મોસમ છે .

ચલ્લુ : તું ઉલ્લુ નહીં, ઉલ્લુનો સરદાર છે

ઉલ્લુ : કેમ કેમ ?

ચલ્લુ : ચૂલામાં આગ ના હોય તો ખંપડી થાય ?

ઉલ્લુ : ના થાય...

ચલ્લુ : રાતે સૂરજ હોય ..

ઉલ્લુ : ના હોય ..

ચલ્લુ : સૂરજ ના હોય તો ગરમી ક્યાંથી હોય ? અને અડધી રાતે સૂરજ હોય ?

ઉલ્લુ : ના હોય...

ચલ્લુ : તો પછી અત્યારે ગરમી ક્યાંથી હોય ?

ઉલ્લુ : ના હોય...

ચલ્લુ : અમે સિપાઈબચ્ચા...અમારી ફક્ત તલવાર નથી ચાલતી બુદ્ધિ બી ચાલે છે. માટે કાન પકડ..

ઉલ્લુ : (ચલ્લુના કાન પકડીને) બસ ..

ચલ્લુ : અબે, અબે, મારા નહીં, તારા કાન પકડ...

ઉલ્લુ : તુ મારો દોસ્ત જિગર જાન દોસ્ત હે ને !

ચલ્લુ : હા...

ઉલ્લુ : હું તારા અબ્બાને અબ્બા કહું, તુ મારાં અમ્મીજાનને અમ્મીજાન કહે ..તારી બેન મારી બેન .હેં ને ?

ચલ્લુ : હા...પણ તે...તે શું છે ?

ઉલ્લુ : મારો ભાઈ તારો ભાઈ, હેં ને ?

ચલ્લુ : હા...

ઉલ્લુ : તો તારા કાન, મારા કાન ..મારા કાન પકડું કે તારા, શો ફરક પડે છે ? (ફરી કાન પકડવા દોડે છે)

ચલ્લુ : સાલ્લા, છોડ, છોડ . તારી તલવાર જેમ જ બુદ્ધિ સટ સટ ચાલે છે...

ઉલ્લુ : સિપાઈબચ્ચા કોને કહ્યા ?

ચલ્લુ : પણ, આ બાદશાહની બુદ્ધિ નથી ચાલતી.

ઉલ્લુ : કેમ ? કેમ ?

ચલ્લુ : જંગલમાં રાતે રહેવાય ?

---

* ટી. વી. સ્ક્રિપ્ટ

ઉલ્લુ : એ સાલ્લું ખરું...ના રહેવાય...

ચલ્લુ : અને આ જંગલમાં તો વાઘ છે ને વરુ છે...

ઉલ્લુ : અરે ચિત્તો બી છે...અને કહે છે બાજુના જંગલમાંથી અહીં સિંહ બી આવે છે.

ચલ્લુ : હેં ? (તલવાર સાથે હાથ ધ્રૂજવા માંડે છે) તો તો સોએ દા'ડા પૂરા...

ઉલ્લુ : ક્યારેક તો સિંહ સિંહણ અને બચ્ચાં લઈ અડધી રાતે ફરવા નીકળે છે...

ચલ્લુ : વોય.....વોય...કુટુંબકબીલા સાથે... અલ્લાહ...

ઉલ્લુ : અને વાઘમામાને મળે...

ચલ્લુ : હેં ? એટલે વાઘ પણ સાથે હોય...

ઉલ્લુ : હોય, શું કામ ના હોય...અને છે ને, એ પાછા ગમ્મત ખાતર અંદર અંદર દંગલ લડે...

ચલ્લુ : પણ એમાં આપડા જેવા ઝાડનો ખોડો કાઢી નાંખે ને ?

ઉલ્લુ : ઝાડ શું, પ્હાડ વચ્ચે આવે તો પ્હાડને ઢેકું બનાવી દે... (નીચેથી માટીનું ઢેકું ઊંચકીને) આવું...

(એવામાં વાઘની જોરદાર ત્રાડ સંભળાય)

ચલ્લુ : (ઉલ્લુને વળગી પડતાં) ઓ રે...વાઘમામૂ તો આયા...

ઉલ્લુ : હવે પાછળ પાછળ સિંહરાજ આવતા હશે...

ચલ્લુ : પણ, આજે અહીં આવે શું કામ ?

ઉલ્લુ : આપણા રજવાડાના બાદશાહને મળવા જંગલનો રાજા આવે બી ખરો ને...

ચલ્લુ : મને બઉ બીક લાગે છે...

ઉલ્લુ : તું તો સિપાઈબચ્ચો છે...તને બીક શેની લાગે ?

ચલ્લુ : આ જોતો નથી થર થર થર થર ધ્રૂજું છું તે ?

ઉલ્લુ : એ તો સાલી ઠંડી છે ને એટલે...

ચલ્લુ : આ વખતે મજાક કરે છે ? મારો તો જીવ જાય છે...

(વાઘની બીજી વાર વધારે નજીકથી ત્રાડ સંભળાય છે એટલે ઉલ્લુમીયાં પણ કંપવા માંડે છે)

ઉલ્લુ : સાલો વાઘ આવતો લાગે છે..

ચલ્લુ : શું કરશું ?

ઉલ્લુ : ભાગી જઈએ.

ચલ્લુ : પણ બાદશા..

ઉલ્લુ : જીવીને નોકરી થાય...મરીને ઓછી થાય ? ચલો મીયાં ચલુ, ભાગો... કોઈ ઝાડ પર ચડી જઈએ...

(બંને એકમેકનો હાથ પકડીને ભાગે છે. થોડી વારે એક બદસૂરત માણસ વાઘના અવાજની આબેહૂબ નકલ કરતો આવે છે)

માણસ : વાહ..બે જણ ભાગી ગયા. આ જંગલમાં એક આ ઝૂંપડી..એક જ સલામત સ્થાન. રાત પડે ને હું જંગલમાં જ્યાં હોઉં ત્યાંથી અહીં આવું. આજે જોયું તો બે જણ તલવાર સાથે મારી ઝૂંપડીની બહાર ઊભા છે...આપણી—

માણસ : —આપણી પાસે હથિયાર નહીં એટલે વાઘમામાની નકલ કરીને ભગાડ્યા.. ચલો, ત્યારે ઊંઘી જાઉં. તાપ બઉ છે. બહાર જ સૂઈ જાઉં..

(સુએ છે ઘસઘસાટ)

(નસકોરાં બોલવા માંડે છે—(ફેઈડ આઉટ) સવારના સમયનાં પક્ષીઓ બોલે છે— બાદશાહની આંખ ધીમે ધીમે ખૂલે છે... બાદશાહ જાગીને આંખ ખોલતાંમાં જ ત્રણ તાળી વગાડે છે)

બાદશાહ : અરે કોઈ છે ? (કોઈ આવતું નથી)

બાદશાહ : (છેડાઈને તલવાર ઊંચકતો, અરે કોઈ છે ?) કોઈ આવતું નથી.

બાદશાહ : (તલવાર સાથે બહાર આવતાં) ઉલ્લુમીયાં, ચુલ્લુમીયાં, સાલે, ક્યાં ભાગી ગયા ?

અરે આ કોણ છે ? (સૂતેલા માણસનો બદસૂરત ચહેરો જોઈ) અલ્લાહ, આ બદસૂરત માણસનો સવારોસવાર ક્યાં ચહેરો જોયો ? લાવ એને જગાડું... (તલવાર સહેજ પગની પાનીએ અડાડી) કોણ છે તું ?

(તલવાર અડકતાં માણસ જાગી જઈને —બાદશાહને જોઈને કુરનીશ બજાવી)

**માણસ** : આલમપનાહ, આપ ?

**બાદશાહ** : તું કોણ છે ?

**માણસ** : આપનો ગુલામ...વરસોથી જંગલમાં રહું છું...

**બાદશાહ** : એ સિપાઈ ક્યાં ગયા ? એમને બોલાવ અને પડાવ ઉઠાવવાનો હુકમ આપો...

**માણસ** : જેવો હુકમ, માલિક...

(માણસ જાય છે એટલે બાદશાહ)

**બાદશાહ** : કેવો ખોફનાક ચહેરો છે, તોબા...આજે કૈંક ખરાબ થશે...

(બાદશાહ ખુલ્લી તલવાર સાથે રૂપડાની બહાર આમતેમ આંટા મારે છે. એવામાં પાછળથી એક રીંછ ડગુમગુ ચાલે આવી બાદશાહને બથમાં લઈ લે છે. બાદશાહના હાથમાંથી તલવાર પડી જાય છે અને ચીસ નીકળી જાય છે. બચાવ...બચાવ... બચાવ... (અને ફેઈડ આઉટ)

(દશ્ય શરૂ થાય છે ત્યારે દરબાર છે. સિંહાસન પર બાદશાહ બેઠા છે. એક બાજુ ગુનેગારની જેમ માણસ ઊભો છે—માણસની પાસે જ જલ્લાદ છે—ઉઘાડી તલવાર સાથે).

**બાદશાહ** : (ઊભા થઈને) આ માણસને સજાએ મોત ફરમાવવામાં આવે છે તારે કંઈ કહેવું છે—(માણસને પૂછે છે)

**માણસ** : આપ મારા માલિક છો. માબદૌલત, પણ મને કયા ગુનાની સજા આપવામાં આવે છે ?

**બાદશાહ** : તારા આ નાપાક અપશુકનિયાળ બદસૂરત ચહેરા માટે...

**માણસ** : મારો બદસૂરત ચહેરો એ ખુદાતાલાની દેણ છે. એમાં મારો શું વાંક ?

**બાદશાહ** : તારો ચહેરો માત્ર બદસૂરત નથી, અપશુકનિયાળ પણ છે...

**માણસ** : માબદૌલત, હું પૂછી શકું કઈ રીતે ?

**બાદશાહ** : અમે જંગલમાં સવારના પહોરમાં પહેલું મોં તારું જોયું અને તું જાણે છે કે રીંછે અમારા પર હુમલો કર્યો...અમે મરતાં મરતાં બચ્યા...છ છ માસ સુધી અમે બિછાનામાં રહ્યા...શેના લીધે ?

**માણસ** : ગુસ્તાખી માફ, પણ હું પૂછી શકું કે શેના લીધે ?

**બાદશાહ** : આ તારો બદસૂરત, અપશુકનિયાળ ચહેરો જોવાને લીધે...અમારા જેવા બાદશાહને આટલી તકલીફ પડે તો આમ રૈયતનું શું થાય ? માટે તને સજાએ મોત ફરમાવવામાં આવે છે—જલ્લાદ, તાકીદે આ માણસની કત્લ કર... (જલ્લાદ બે ડગલાં આગળ આવી, કુરનીશ બજાવી)

**જલ્લાદ** : જેવો હુકમ, માલિક...

**બાદશાહ** : હુકમ કી તામિલ હો ..

**જલ્લાદ** : (તરત તલવાર ઊંચકે છે અને માણસની ગરદન પોતાના હાથથી નમાવે છે) ખુદાને યાદ કરી લે...

**માણસ** : (એકદમ ખડખડાટ હસી પડીને) ખુદા... (ફરી હસે છે)

**બાદશાહ** : પાગલ છે ? કેમ હસે છે ?

**માણસ** : આપના રાજ્યમાં તો ઠીક, બાદશાહ, પણ ખુદાની આ દુનિયામાં પણ ક્યાંય ન્યાય નથી...

બાદશાહ : એટલે ?

માણસ : તો શું, માબદૌલત...? આપ યાદ કરો...જંગલમાં એ સવારે જ્યારે આપે મારું મોં જોયું ત્યારે હું ઊંઘતો હતો કે જાગતો હતો ?

બાદશાહ : ઊંઘતો હતો.

માણસ : મને કોણે જગાડ્યો ?

બાદશાહ : અમે ?

માણસ : મેં આંખ ખૂલતાંમાં એ સવારે પહેલા કોને જોયા ?

બાદશાહ : અમને...

માણસ : માબદૌલત, ગુસ્તાખી માફ, મારો ચહેરો અપશુકનિયાળ છે એ કબૂલ...પણ મારો ચહેરો જોનારને તો છ માસનો ખાટલો થાય છે, પણ...

બાદશાહ : પણ...

માણસ : પણ, આપનો ચહેરો જોનારને તો સજા-એ મોત થાય છે. કોનો ચહેરો વધારે અપશુકનિયાળ ? મારો કે આપનો ? અને છતાં આપ તખ્ત પર બેઠેલા રહેશો અને હું ગરીબ માણસ માર્યો જઈશ...આપના રાજ્યમાં તો ઠીક છે, પણ આ ખુદાની દુનિયામાં પણ ક્યાં ન્યાય છે ? એટલે હસવું આવે જ ને ? (જોરથી ફરી ખડખડાટ હસે છે)

બાદશાહ : (તખ્ત પર બેસીને) એમને બાઇજ્જત છોડી દેવામાં આવે...અને (માણસને પાસે બોલાવી) આવા ચતુર માણસને આજથી અમારો વજીર કરવામાં આવે છે.

('બાદશાહ સલામતનો જય' એવા અવાજો સાથે નાટક પૂરું થાય છે)

આ નાટક ભજવતાં પહેલાં લેખકની લેખિત સંમતિ આવશ્યક છે.]



[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા–વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશ: પ્રકટ કરીએ છીએ.

૧૨૪. રજેન્દ્ર શાહ
૧૦૬/૪ મણિભુવન
કબૂતરખાના પાસે,
ભૂલેશ્વર
મુંબઈ–૪૦૦ ૦૦૨

૧૨૫. વિનોદ ભટ્ટ
૭, ધર્મયુગ કૉલોની
વેદમંદિર પાસે
અમદાવાદ–૩૮૦ ૦૨૨

૧૨૬. પ્રજારામ રાવળ
૧૮, માણેકવાડી
ભાવનગર

૧૨૭. મહેન્દ્ર સમીર
C/o કચ્છ, ગ્રામીણ બૅંક
સ્ટેશન રોડ
ભુજ (કચ્છ)

૧૨૮. મકરન્દ દવે
આનંદ કો. હા. સોસાયટી
સી/૨૨૨; ૧૭ જુહુ લેન,
અંધેરી પશ્ચિમ
મુંબઈ–૪૦૦ ૦૫૮

# ચાલો, બાળસાહિત્યકારને ઓળખીએ !

: રમણલાલ સોની સાથે વાર્તાલાપ :

**પ્રશ્નકાર :** આપના બાલસાહિત્યનો પરિચય આપશો ?

ઉ. બાલસાહિત્ય મારો પ્રિયમાં પ્રિય વિષય છે. મેં એના વિવિધ પ્રકારો ખેડ્યા છે. નાટક, કવિતા, વાર્તા, પ્રવાસવર્ણનો, જીવનચરિત્રો—અને જોડકણાં–ઉખાણાં પણ ઘણાં લખ્યા છે. નાટકો એકાંકી લખ્યાં છે અને દ્વિઅંકી–ત્રિઅંકી પણ લખ્યાં છે તેના સાતેક ગ્રંથો છે. દાખલા તરીકે બેચરકાકા, થથાથેઈ થેઈ થેઈ, છબીલોલાલ, વંદેમાતરમ્, માથાનું દાન, ચાણક્ય, ઈડરી બહારવટિયો, બાલમંદિરનાં નાટકો વગેરે. કાવ્યોના પણ નાનામોટા સાતઆઠ ગ્રંથો છે. જેમાં 'પગલાં, કાશીનો પંડિત, મધનો ગાડવો, મગોડીનો પીપુડીવાળો, પંદર પૈસામાં ભારતપ્રવાસ' વગેરે છે. જોડકણાંના પણ એવા પાંચેક સંગ્રહો છે જેવા કે ગલગલિયાં,' પશુનો કક્કો, દશ ઉંદર, ગાંધીજીનાં ઉખાણાં, કની કથા વગેરે બાલવાર્તાના તો અનેક સંગ્રહો છે. જેવા કે રમૂજકથા, મધુરકથા, કુમારકથા, ખેલાડી, બાટલીનો ભૂચ, પટેલપટલાણી, ગલબા શિયાળનાં પરાક્રમો, કલ્પમુદ્રા, મૂરખલાલ, બાળવાર્તાવલિઓ, પરિકથાવલિઓ, વગેરે. આપણી પુરાણકથાઓ, ઉપનિષદકથાઓ, જાતકકથાઓને પણ મેં બાળકો માટે નવેસરથી લખી છે. જીવનચરિત્રો પણ મેં ઘણાં લખ્યાં છે તેમાં ગુરુદેવ રવીન્દ્રનાથ, હ્યુએનસંગ, ભગવાન ઈસુ, સ્વામિનારાયણ કથામંગલ, ધર્મકથા વગેરે મુખ્ય છે.

મારા બાલસાહિત્યમાં બીજી ભાષાઓમાંથી સીધેસીધો અનુવાદ કરીને પણ મેં કેટલુંક લખ્યું છે. અંગ્રેજીમાંથી એચ. જી. વેલ્સ કૃત ટાઇમ મશિન, આંધળાના દેશમાં, વગેરે વાર્તાઓ ઉતારી છે, તો બંગાળીમાંથી શરદબાબુની બાલવાતો અને કવિવર રવિન્દ્રનાથ ઠાકુરકૃત કથાઓ કાહિની, છેલેબેલા, વગેરેને ગુજરાતીમાં ઉતારી છે.

પ્ર. ૨. તમે બાલસાહિત્ય માટે કેવા વિષયો પસંદ કરો છો ? લખાવટ પાછળ તમારી દષ્ટિ કઈ છે ?

ઉ. આ પ્રશ્ન ખૂબ જ મહત્ત્વનો છે. બાલસાહિત્ય લખવામાં મેં એક ચોક્કસ દષ્ટિ રાખી છે. બાળકના જીવનને ઉન્નત કરે, તેનામાં ઊંચી ભાવના જગાડે, તેને સત્કર્મની પ્રેરણા આપે તેવું લખાણ લખવા હું પ્રયત્ન કરું છું—પછી તે નાટક હોય, કવિતા હોય, વાર્તા હોય કે જીવનચરિત્ર હોય. સાથે નિર્ભેળ વિનોદ પણ હોય. લખાણમાં બાળકને ઉપદેશ

દેવાની જરૂર નથી જ પરંતુ લખાણમાં ઉચ્ચ મૂલ્યનો દ્રોહ કે તે પ્રત્યે તુચ્છ ભાવ નહિ હોવો જોઈએ. પરીકથાને મારા બાલસાહિત્યમાં સ્થાન છે જ. પરીકથા એ પ્રતીક કથા છે. માણસની પાસે ઊડતો ઘોડો હોય—તમે એને વિમાન કહેવું હોય તો કહો, પણ મારી વાર્તામાં હું એને લાકડાનો ઊડતો ઘોડો કહીશ. એવો ઘોડો હોય, પણ જો હૈયામાં હામ ન હોય તો વિજય એનાથી દૂર રહેશે. એટલે ઊડતા ઘોડાની સાથે હૈયામાં હામ હોવાની વાત પર હું ભાર મૂકું છું ને એમ કરી અવાસ્તવિક જગતનો આશરો લેવા છતાં બાળકને હું નક્કર વાસ્તવિક ભોંય પર પગ સ્થિર રાખવાનું બતાવું છું. બાલસાહિત્ય ઠાવકું ને સોગિયું બની જાય એ મને પસંદ નથી. બાળક જેવું રમતિયાળ તેવું તેનું સાહિત્ય પણ હોવું જોઈએ. પણ એટલા સારુ તેમાં લટકાળી શૈલીની જરૂર નથી. ભાષા સરળ, નિરાડંબરી ને પ્રવાહી જોઈએ, છીછરી નહિ! એમાં વેગ પણ જોઈએ. બાળકને છબછબિયાં નહિ, પણ ડૂબકી મારવાનું મન થાય, ડૂબકી મારવી પડે, તણાવું પડે તેવું ઊંડાણ સાથે વેગવાળું લખાણ બાળસાહિત્યકારે બાળકની ખુશામત કરવાની નથી. ખુશામતથી નહિ બાળકને લાભ થાય કે નહિ લેખકને! બાળલેખકે ખુશામતથી દૂર રહી બાળકને વાનગી ધરવાની છે તેમાં ઝટ ગળે ઊતરી જાય તેવી લાપશી પણ હોય અને કોપરું ખાવા કાચલું ભાગવું પડે એવું પણ હોય.

**પ્ર. ૩.** તમે અનુવાદ માટે વાર્તા કેવી પસંદ કરો છો.?

**ઉ.** રવીન્દ્રનાથ ઠાકુર, શરદબાબુ, એચ. જી. વેલ્સ, સ્ટીવન્સન, ઓસ્કર વાઈલ્ડ જેવા સિદ્ધહસ્ત લેખકની બાળકો માટે લખાયેલી કૃતિઓનો હું સાંગોપાંગ અનુવાદ કરું છું. પરદેશી લેબાસનું ક્યાંક રૂપાંતર પણ કરું છું. એવી રીતે હાન્સ એન્ડરસન અને ગ્રીમ ભાઈઓની પરીકથાઓ રૂપાંતર કરીને મેં ગુજરાતીમાં ઉતારી છે.

**પ્ર. ૪.** તમે કયા કયા દેશના બાલસાહિત્યને ગુજરાતીમાં ઉતાર્યું છે?

**ઉ.** દુનિયામાં અનેક દેશો છે, અને દરેક દેશને પોતાની લોકકથા છે. લોકકથા એટલે મનુષ્ય-જાતિના બાળપણની કથા, જેના પર એ બાળકનો ઉછેર થયો છે. આફ્રિકાની આદિવાસી પ્રજામાં પણ એની પોતાની કથાઓ છે. મેં આવા ઘણા દેશોની પસંદ કરેલી કથાઓ ગુજરાતીમાં ઉતારી છે. વાર્તાનું ખોખું એનું એ રાખી તેને આપણા દેશનો લેબાશ પહેરાવ્યો છે ને દેશની બોલી આપી છે. આ રીતે મેં ઈરાન, અરબસ્તાન, તૂર્કસ્થાન, લીબિયા, નાઈજિરિયા, કોન્ગો, યુગાન્ડા, ઘાના, ટાંઝાનિયા, ગ્રીસ, ઈટાલિ, જર્મની, ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, સ્પેન, પોર્ટુગલ, આયર, ડેનમાર્ક, પોલાંડ, સ્વીડનનોર્વે, ઝેકોસ્લોવાકિયા, રશિયા, સ્વીયઝર્લેન્ડ, યુગોસ્લાવિયા, ચીન, જાપાન, તિબેટ, વિયેટનામ, થાઈલેન્ડ, બ્રહ્મદેશ વગેરે અનેક દેશોની સુંદર કથાઓ વીણી વીણીને લખી છે. ભારત તો વાર્તાનું પિયર છે. અહીં જેટલી વાર્તાઓ જન્મી છે, એટલી દુનિયાના બીજા કોઈ દેશમાં નથી. પ્રાચીન ભારતીય વાર્તાઓમાંથી મેં જાતકકથાઓ, પંચતંત્ર, હિતોપદેશની કથાઓ, રામાયણ, મહાભારત, ભાગવત ઉપનિષદની કથાઓ બાળકો માટે લખી છે; તે જ રીતે ફારસી કવિ શેખ સાદીના ગુલિસ્તાંની કથાઓ 'ગુલાબી દેશની કથાએ.'ના નામે તથા બીજી 'ફારસી હિતોપદેશ'ના નામે લખી છે. તેવી રીતે ઈસપની વાર્તાઓ, અરેબિયન નાઇટ્સની વાર્તાઓ, કથાસહિત સાગરની વાર્તાઓ પણ મારી ઢબે લખી છે. હાન્સ એન્ડરસન અને ગ્રીમ ભાઈઓની પરીકથાઓ વિષે તો હું આગળ કહી ગયો છું.

પ્ર. ૫. આ બાલવર્ષમાં તમે શી વિશેષ પ્રવૃત્તિ કરવા ધારો છો?

ઉ. આ આંતરરાષ્ટ્રીય બાલવર્ષમાં દુનિયાના વિવિધ દેશોની વિવિધ બાલવાર્તાઓના સંગ્રહો ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની મારી ધારણા છે તે ખાતે અત્યારે હું કામ કરી રહ્યો છું. અસખ્ય વાર્તાઓમાથી પસંદગી કરવાનું અને તેને આપણા બાળકોની આગળ રુચિકર રીતે રજૂ કરવાનું કામ ઘણું અઘરું છે, ને ઘણો સમય તથા શક્તિ માગી લે છે. પણ બધે એક તત્ત્વ સમાન છે, અને તે બાળક છે. બાળકો બધે સરખાં છે, બાળકના મનમાં કુતૂહલ, આશ્ચર્ય, રોમાંચ, ટિખળ, વિનોદ વગેરે અનેક ભાવો ઊઠે છે. બાળસાહિત્યનું કામ બાળમનના આ ભાવોની માવજત કરવાનું, તેને સંસ્કારીને શિષ્ટ કરવાનું છે. કામ એવી રીતે કરવાનું છે કે ન બાળકને ખબર પડે કે એ થાય છે, કે ન લેખકને ખબર પડે કે હું એ કરું છું. આપણું બાલસાહિત્ય આવા ભાવોથી સભર બને એ જોવાની મારી ઉમેદ છે.

પ્ર. ૬. બાલસાહિત્યમાં તમારી વિશિષ્ટતા શામાં?

ઉ. વાર્તા, જોડકણાં અને કથાકાવ્યોમાં વિશિષ્ટતા કહેવી હોય તો કહો! આપણાં ઘરોમાં સેંકડો જોડકણાં ને ઉખાણા બોલાય છે. એમા જીભની કસરત છે, ભાષાની કસરત છે, સ્મૃતિની કસરત છે. તર્કનાં પગથિયાં પરથી સરકવાનું પણ છે, રૂદણુ છે અને ઊડણ પણ છે. બાળકને મન ભાવતાં અનેક વાર્તા એમાં છે મને એ પ્રકાર બહુ ગમ્યો છે તેવી રીતે પ્રાચીન પરંપરાને અનુસરી પશુપંખીઓમાં માનવભાવો આરોપતી કાવ્યની સૃષ્ટિ ખડી કરવામાં મને પરમ આનંદનો અનુભવ થાય છે વાર્તામાં ઉચ્ચ મૂલ્યનો આવિષ્કાર સહજ સ્વાભાવિક રીતે થાય, વાર્તા ઉપદેશના કે જ્ઞાનના ભારે મરે નહિ એની કાળજી રાખું છું.

પ્ર. ૭. ગુજરાતી બાલસાહિત્યને આપે કેટલા પુસ્તકો આપ્યાં હશે?

ઉ. બાળકો માટે નાનાંમોટાં પુસ્તકો તો મેં ઘણા લખ્યાં છે, પણ આમાં સંખ્યા મહત્ત્વની નથી આપણે ત્યાં સંખ્યામાં વધારે લખનારા લેખકો પે ઘણા છે, અને ઘણા સારું લખે પણ છે. પણ આ બધામા ખરેખરું પાવનકારી બાલસાહિત્ય કેટલું એ તો વિવેચકો જ કહી શકે, મને એ વિષે કહેવાનો અધિકાર નથી.

પ્ર. ૮. છેવટે ..તમારું કોઈ એક મજાનું જોડકણું કહેશો?

ઉ. તો પહેલેથી જ આવું કહેવું હતું ને, ભાઈ? બાલસાહિત્યનો પરિચય વાતોથી ન થાય, બાલસાહિત્યથી જ એ તો થઈ શકે. લ્યો, ત્યારે સાંભળો!

એક હતું ગામ,
એનું નામ અટરપટર!
એમાં એક બાવો,
એનુ નામ સટરપટર!

બાવો અટરપટર,
એની બોલી ગટરપટર,
લોકો બોલે: ઓહો,
આ તો ખરું ખટરપટર!

પ્રશ્નકાર–ખરું ખટરપટર! ખરું ખટરપટર!

* તા. ૨૭–૫–૭૯ના રોજ 'આકાશવાણી' અમદાવાદ પરથી પ્રસારિત

# આપણું બાળસાહિત્ય

ડો. ચંદ્રકાંત મહેતા

[યુનેસ્કો તરફથી Acadamy for Documentation & Research on Children's Literatureને ભારતીય સાહિત્યમાં બાળસાહિત્ય વિશે પુસ્તક તૈયાર કરવાનું બાલવર્ષ નિમિત્તે સોંપાયેલું. તેમાંના ગુજરાતીમાં બાળ-સાહિત્ય વિશેના ડો. ચંદ્રકાન્ત મહેતાના માહિતીપૂર્ણ લેખનો ગુજરાતી અનુવાદ 'ઉદ્‌ગાર'ના વાચકો સમક્ષ રજૂ કરીએ છીએ. સં.]

(૧)

બાલસાહિત્યની જેની પર ચિઠ્ઠી ન ચોડી હોય તેમ છતાં જેને આપણે બાલસાહિત્ય કહી શકીએ તેવું સાહિત્ય પ્રચુર માત્રામાં આપણને લોકસાહિત્યમાં મળે છે. બાલસાહિત્યની આપણી વિભાવના પશ્ચિમના સાહિત્યના સંપર્કને પરિણામે જન્મી અને વિકસી છતાં બાલસાહિત્યનાં લગભગ બધાં જ લક્ષણો આપણને લોકસાહિત્યના બાળકો સંબંધી રચાયેલા સાહિત્યમાં દૃષ્ટિએ પડે છે. લોકસાહિત્યમાં બાળકનો જન્મ એ એક જીવનની ધન્યતાનો પ્રસંગ લેખાતો એટલું જ નહીં વાંઝિયાપણું અભિશાપરૂપે લેખાતું. આપણા એક લોકગીતમાં એક નિઃસંતાન સ્ત્રી વાંઝિયામેણાં સહન ન થવાથી છૂટવા માટે માતાજીને સંતાન આપવા વિનવણ કરે છે. એ પુત્રવતી નારીઓના આહ્લાદમય જીવનનું ચિત્ર આલેખતાં કહે છે :

> "લીંપ્યું ને ગૂંપ્યું મારું આંગણું,
> પગલીનો પાડનાર દ્યોને રન્નાદે,
> વાંઝિયામેણાં તે માડી લાગે દોહ્યલાં."

આ પંક્તિઓ કુટુંબમાં બાળકને કેવું ગૌરવભર્યું સ્થાન આપવામાં આવ્યું હતું, અને બાળકની માની પણ સમાજમાં જે પ્રતિષ્ઠા હતી તેનું નિદર્શન કરે છે.

બાળકના જન્મ પછી પણ હાલરડામાં પણ બાળમન પર પરોક્ષ રીતે એવી જ છાપ ઊભી કરવામાં આવતી કે એનાથી કુટુંબ ઊજળું છે, એનું આગમન એ ઈશ્વરના આશીર્વાદનું પરિણામ છે. એને સંબોધીને કહેવામાં આવતું :

> "તમે મારા દેવના દીધેલ છો,
> તમે મારા માગી લીધેલ છો,
> આવ્યા છો તો અમર થઈને રહો."

આ લોકસાહિત્યનાં બાળગીતો કે હાલરડામાં બાળકની પ્રત્યેક પ્રગતિની ગૌરવભેર નોંધ લેવાતી, અને સાથે સાથે બાળકને પરોક્ષ રીતે સંસ્કાર પણ અપાતા જેમ કે "પાપા પગલી"માં બાળક ડગ માંડતાં શીખે તેને પ્રોત્સાહિત કરવા માટે ગવાય છે, કે, જરા બાળક મોટું થતાં :

> "ભાઈ તો મારો ડાહ્યો,
> પાટલે બેસીને નાહ્યો.
> પાટલો ગયો ખસી
> ને ભાઈ તો પડ્યો હસી.

અહીં, સંસારમાં હાલ્યા કહેવાનું હોય તો શું કરવું જોઈએ, અને જીવનમાં મુસીબતો આવે તો તેને કેમ હળવી રીતે લેવી જોઈએ તે સહજ રીતે દર્શાવ્યું

છે..વળી બાળક જ્યારે આસપાસની સૃષ્ટિમાં રસ લેવા માંડે, તે સમયનું બાળકને મોઢે જ કહેવડાવેલું બિલાડીનું ગીત :

"મેં એક બિલાડી પાળી છે,
તે રંગે બહુ રૂપાળી છે.
દહીં ખાય દૂધ ખાય
ઘી તો ચપ ચપ ચાટી જાય."

અહીં પ્રાણીનાં લક્ષણોનો બાળકને પરિચય અપાયો છે. અને પ્રાણીસૃષ્ટિ સાથે આત્મીયતા કેળવવાનો સંદેશો પરોક્ષ રીતે અપાયો છે. તે પછીના એક ગીતમાં બાળકની સૃષ્ટિ એકબીજાથી કેવી ભિન્ન હોય છે. અને એમાં કલ્પના ને વાસ્તવિકતાનો ભેદ રહેતો નથી. વાસ્તવિકતામાંથી કલ્પનામાં એ સરી જાય છે. તેનો પરિચય પણ એક લોકગીતમાં મળે છે :

"દાદાનો ડંગોરો લીધો
તેનો તો મેં ઘોડો કીધો."

આમ બાળકને વાસ્તવિકતાનું સંપૂર્ણ ભાન છે, અને વાસ્તવિકતા આધારે એ એની કલ્પનાસૃષ્ટિ શી રીતે સર્જે છે તે એ જણાવે છે પછી તો કલ્પનાવિહાર ચાલે છે :

"ઘોડો ચાલે રૂમઝૂમ
ધરતી ગાજે ધમધમ
મારો ઘોડો કૂદતો જાય
કૂદતા કૂદતા આવે કોટ
કોટ કૂદીને મૂકે દોટ."

આમ લોકસાહિત્યમાં બાળક પણ પૂરી રીતે ઓતપ્રોત હતું. એ સાહિત્ય બાળકોનું ને બાળકો માટેનું સાહિત્ય હતું. વળી એમાં પરિવર્તન પામતા સમાજને સમાવી લેવાની પણ ગુંજાયશ હતી જ્યારે ૧૯૬૮માં રેલગાડીની શરૂઆત થઈ ત્યારે બાળકો રેલગાડીની રમત પણ રમતા હતાં. આગળ પરનું બાળક એંજિન બને, અને એને હાથ અડકાડીને બીજાં બાળકો રેલગાડીના ડબ્બા બનતાં. એંજિન બનતું બાળક એંજિનનો અવાજ કાઢે. રમતાં રમતાં એ લોકો ગાય:

"પાટા પર ચાલે છૂક છૂક ગાડી,
આમ જાય, તેમ જાય,
છૂક છૂક છૂક."

આમ લોકસાહિત્યમાં બાળસાહિત્ય પૂરતા પ્રમાણમાં છુપાયેલું પડેલું હતું. જો કે એ સાહિત્યને બાળસાહિત્યની ચિઠ્ઠી ચોંટાડવામાં આવતી નહોતી.

ફક્ત કવિતામાં જ નહીં, પરંતુ વાર્તાસાહિત્યમાં લોકસાહિત્ય અન્તર્ગત બાળસાહિત્ય ઘણું સમૃદ્ધ હતું. સામાન્ય રીતે દાદાજી અને દાદીમા સાંજ પડતો બાળકોને પોતાની આસપાસ ભેગા કરતાં, ને તેમને જાતજાતની વાર્તા કહેતાં એ વાર્તાઓમાં મનોરંજન તેમજ શિક્ષણ બન્ને સમાવિષ્ટ હતાં. એ વાર્તાઓ પરંપરાથી ઊતરી આવેલી હતી, અને હિતોપદેશ તથા પંચતંત્ર પર આધારિત હતી. બાલદૃષ્ટિએ એ વાર્તાઓ પક્ષી અને પ્રાણીઓની વાર્તા હોવા છતાં એનો મુખ્ય ઉદ્દેશ બાળકોને વ્યાવહારિક જ્ઞાન આપવા માટે હતો મૂળ એ કથાઓ રાજાના મૂર્ખ છોકરાઓને શાણા બનાવવા માટે પક્ષી અને પ્રાણીઓનું માધ્યમ લઈને રચાઈ હતી. આ ઉપરાંત રામાયણ, મહાભારત તથા ભાગવતમાંથી પણ કથા પ્રસંગો કે જેમાં બાળકને આનંદ આવે તે એમની આગળ એમને રસ પડે તેવી રીતે રજૂ થતા. એ પ્રસંગોમાં બાળકો જ નાયક હોય તે તરફ ધ્યાન રખાતું, કે જેથી બાળકો નાયક જોડે એકાત્મતા અનુભવી વાર્તાનો આનંદ માણતા. બાળકૃષ્ણ, ભીમ, પ્રહ્લાદ, ધ્રુવ, વગેરે આ રીતે કહેવાતી સામાન્ય વાર્તાઓ હતી. આ ઉપરાંત રાજકુમાર, પરી, સ્થાનિક લોકોના વીરત્વને નિરુપતા પ્રસંગો, અકબર ને બીરબલની

ચાતુરીની કથાઓ, વિક્રમ ને વેતાલની અદ્‌ભૂતકથાઓ, વગેરે કહેવાતી. કેટલીક વાર્તાઓ બાળકોમાં ખૂબ પ્રચલિત તથા લોકપ્રિય હતી. જેવી કે સાત પૂછડિયા ઉંદરની વાર્તા. આ વાર્તા કહીને મોટેરાઓ બાળકને કોઈ ગમે તેવી ટીકા કરે, તેની પર લક્ષ ન આપવાનું બાળકને સંબોધતા.

આ રીતે લોકસાહિત્યમાં પૂરતા પ્રણાણમાં બાળસાહિત્ય હતું. એ સાહિત્ય મનોરંજન પણ પૂરું પાડતું તથા બાળકના માનસિક વિકાસમાં પણ સહાયભૂત થતું. વળી એ સાહિત્ય, બધી વયના બાળકોને માટે તેમના માનસિક વિકાસને લક્ષમાં રાખીને રચાયલું હતું. એમાં જીવનની અનેક પરિસ્થિતિઓનો સામનો શી રીતે કરવો તેની પરોક્ષ રીતે તાલીમ બાળકને અપાતી.

(૨)

૧૮૨૬માં આધુનિક શિક્ષણ આપતી અંગ્રેજી શાળાઓ ગુજરાતમાં સ્થપાઈ. શરૂઆતમાં દશ શાળાઓની સ્થાપના થઈ. ત્રણ સુરતમાં, બે અમદાવાદમાં, બે ભરૂચમાં, અને ખેડા ધોળકા તથા નડિયાદમાં એક એક, એ પૂર્વે મુંબઈમાં 'નેટીવ સ્કુલ એન્ડ બુક્સ સોસાયટી' સ્થપાયેલી, એનો ઉદ્દેશ એ નવી શાળાઓ માટે પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનો હતો. સ્થાપના પછી થોડાં વર્ષોમાં બાળકો માટે જુદા જુદા વિષયો પર એણે પુસ્તકો લખાવીને પ્રગટ કર્યાં. એક દશકામાં ગણિત, ભૂમિતિ, બીજગણિત, ઇતિહાસ, ભૂગોળ તથા ગદ્યપદ્ય સંગ્રહોનાં પુસ્તકો એણે તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યાં. આ કાર્યમાં મિ. હોપ, મિ. ટેલર તથા એક ખ્રિસ્તી પાદરી ડ્યુમન્ટે મહત્ત્વનો ભાગ ભજવ્યો. ૧૮૩૦ સુધીમાં ગુજરાતના જુદા જુદા જિલ્લાનાં ભૂગોળ તથા ઇતિહાસનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં. એ સમયે જેને સાચા અર્થમાં ગદ્યસાહિત્ય કહી શકાય એવું કશું ન હોવાથી ગદ્યના પાઠો ખાસ તૈયાર કરાવીને પ્રગટ કરવામાં આવ્યા પાઠ્યપુસ્તકો તૈયાર કરાવેલાં હોવા છતાં, બાળકોની કલ્પનાને માર્ગદર્શન આપે, એમની બૌદ્ધિકશક્તિને વિકસાવે, એમને યોગ્ય મનોરંજન પૂરું પાડે, એમની લાગણીઓને પરિષ્કૃત કરે એવા ઈતર વાંચન માટેની ખોટ પણ વરતાઈ. એ દૃષ્ટિએ ૧૮૨૮ માં બાપુશાસ્ત્રી પંડ્યાએ 'ઈસપનીતિ-કથાઓ' લખી. એ 'ઈસપનીતિ કથાઓ'નું ભાષાંતર હતું. બાળકોની માંગણીને સંતોષે એવી એ પ્રથમ કથા હોવાથી બાળકોમાં એ પુસ્તક અત્યંત લોકપ્રિય થયું, અને તે પછી 'ઈસપનીતિ કથાઓ'નાં અનેક ભાષાંતરો પ્રસિદ્ધ થયાં. ૧૮૩૦માં મહારાષ્ટ્રના લેખક શંકર નરહર જોષીએ બે ભાગમાં 'ઈસપનીતિ' લખી. એ પુસ્તક પૂનામાં છપાયું ને ત્યાંથી જ પ્રસિદ્ધ થયું. એ જ વર્ષમાં ખ્રિસ્તી પાદરી ડૉ. ડ્રુમંડે 'ઈસપનીતિ-કથા' લખી. ૧૮૫૯માં રણછોડદાસ ગિરધરદાસ ઝવેરીએ 'ઈસપનીતિ કથાઓ' પ્રગટ કરી અને રણછોડદાસ જેરાજાણીએ 'ઈસપની કાલ્પનિક' વાતો લખી. આ રીતે ઈસપની કથાઓએ ગુજરાતીમાં પહેલા બાળ-સાહિત્યના પુસ્તક તરીકે પ્રવેશ કર્યો. ઈસપની કથાઓનાં જે અનેક લેખકોને હાથે ભાષાંતરો થયાં તે દર્શાવે છે કે ઈસપની કથાઓ બાળકોમાં કેટલી બધી લોકપ્રિય થઈ હતી એ આશ્ચર્યજનક છે, કે આપણી પાસે પક્ષી તથા પ્રાણીઓની કથાઓનો અત્યંત સમૃદ્ધ વારસો હોવા છતાં, અને હિતોપદેશ તથા પંચતંત્રની એ પ્રકારની કથાઓની નિરુપણ-રીતિ ઈસપની કથાઓ જેવી જ હોવા છતાં ઓગણીસમી સદીના બાળસાહિત્યના લેખકોમાંથી કોઈને પણ એ કથાઓનું ગુજરાતી ભાષાંતર કરવાનું સૂઝયું નહીં. એનું કારણ એ નહોતું કે સંસ્કૃત જ્ઞાનનો અભાવ હતો, પણ એનું એક કારણ એ હોઈ

શકે કે નવી તરાહની શિક્ષણપદ્ધતિના સ્થાપકો અંગ્રેજો હતા, તેથી પંચતંત્ર તથા હિતોપદેશની કથાઓનો નવીતરાહના શિક્ષણ જોડે મેળ નહિ ખાય એવી એ લેખકોને દહેશત હોય. ઈસપનીતિકથાઓ ઉપરાંત ૧૦ મી સદીમાં 'ગુલીવર્સ ટ્રાવેલ્સ'નાં ચાર ભાષાંતરો પ્રગટ થયાં હતાં અને એ ચારેને એક જ નામ આપવામાં આવ્યું હતું. 'ગુલીવરની મુસાફરી'. 'ડોન ક્વીકઝોટ'નું 'મસ્તમહેરની મુસાફરી' એ નામે થયેલું ભાષાંતર પણ આ સમયાર્દ્ધમાં આપણને મળે છે. બન્ને પુસ્તકોનાં ભાષાંતરો પારસીઓએ કર્યાં હતાં, એનું એક કારણ હોઈ એ શકે કે પારસીકોમ નવી શિક્ષણપદ્ધતિ તથા જીવનપદ્ધતિને અપનાવવામાં મોખરે હતી.

૧૮૩૧માં 'બાલમિત્ર'ના બે ભાગ પ્રગટ થયા. એમાં વાર્તાઓ છે, કાવ્યો છે, અને રમૂજી પ્રસંગો છે, કોયડા છે, એમ વિવિધ વાચનસામગ્રી છે. એમાં આશ્ચર્યજનક વાત તો એ છે કે 'Children's Friend'–જે મોન્સ્યોર બરક્વીન નામના ફ્રેંચ લેખકના પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર હતું. તેના મરાઠી ભાષાંતરને આધારે ગુજરાતીમાં તૈયાર રવાકમાં આવ્યું હતું. આ રીતે ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં જે બાલ સાહિત્ય પ્રગટ થયું તે યુરોપના બાલ સાહિત્યમાંથી પ્રેરણા લઈને રચાયું હતું ૧૮૪૦ ઓગ્ખે એજ્યુકેશન સોસાયટીની સ્થાપના થઈ અને એણે શાળા માટે વિધવિધ ધોરણોમાં ભણાવવા માટે વિધવિધ વિષયનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરાવ્યાં તે ઉપરાંત એણે ઇતરવાચન માટેનાં પણ કેટલાંક પુસ્તકો તૈયાર કરાવ્યાં. અને 'શિશુસદ્બોધમાળા', 'બાળમિત્ર' તથા 'પંચોપાખ્યાન' વગેરે કેટલાંક બાળકો માટેનાં પુસ્તકો એણે તૈયાર કરાવ્યાં, એ પુસ્તકોએ લોકપ્રિયતા પણ પ્રાપ્ત કરી. એ પુસ્તકોમાં ટૂંકી વાર્તાઓ હતી, રમૂજી પ્રસંગો હતા, ટૂચકા તથા ઉખાણાં હતાં, મહાન પુરુષોનાં ચરિત્રો હતાં, જુદાં જુદાં ક્ષેત્રમાં વિખ્યાત એવા માનવીઓના બાલ્યવયના લાક્ષણિક પ્રસંગો હતા, તેમજ કાવ્યો પણ હતાં. ૧૮૪૮માં જેમ્સ ફોર્બસ નામના એક અંગ્રેજ અમલદારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી. એનો ઉદ્દેશ ગુજરાતી સાહિત્યનો સાર્વત્રિક વિકાસ કરવાનો હતો. એથી એણે સંસ્થાના ઉદ્દેશને બર લાવવાની કાર્યવહીના પ્રથમ પગલા તરીકે એણે અઠ્ઠાવીશ વર્ષના યુવાન કવિ દલપતરામની સંચાલક તરીકે નિયુક્તિ કરી. દલપતરામ અંગ્રેજી જાણતા નહોતા, એથી એમના લખાણમાં આપણને આપણા પ્રાચીન વારસામાંથી અને પ્રાચીન પરંપરામાંથી પ્રેરણા મેળવી સાહિત્યસર્જન કર્યું છે. એમણે રચેલાં, બાળકોને રસ પડે એવાં કાવ્યો 'હિતોપદેશ'ની કે 'પંચતંત્ર'ની વાર્તાઓની જેમ ક્યારેક પ્રાણી અને પક્ષીઓના માધ્યમદ્વારા પોતાનું વક્તવ્ય રજૂ કરે છે. એમની કવિતા એક તરફ બાળકોને હસાવે પણ છે, તો બીજી રીતે ગર્ભિત રીતે ઉપદેશ પણ આપે છે. એમની કવિતા :

"ઊંટ કહે આ સભામાં, વાંકા અંગવાળા ભૂંડા,
પશુઓ ને પક્ષીઓ અપાર છે."

ખૂબ લોકપ્રિય છે. એની લોકપ્રિયતા એની ગેયતા, સરળતા, એમાં રહેલું હાસ્યતત્વ તથા એમાં, શિયાળ દ્વારા, બીજાના દોષ જોતાં પહેલાં, માણસે પોતાના દોષો જોવા જોઈએ એ હળવી રીતે આપેલો ને સહજે હૃદયમોંસરો ઉતરી જાય એવો ઉપદેશ, એ બધાં તત્વોને કારણે છે, એવાં તો અનેક બાળભોગ્ય કાવ્યો એમણે લોભી રચ્યાં છે એવી જ રીતે 'શરણાઈવાળો' કાવ્યમાં એમણે માણસ ઉપર મઝાનો વ્યંગ્ય કર્યો છે. એ રીતે એમણે બાલકવિતાને સારી પેઠે

સમૃદ્ધ કરી. એમની બાલકવિતાની વિશેષતા એ છે કે, એ આપણી ભૂમિની ઉપજ છે, બાળકોને એમાં કશું પરાયું લાગતું નથી, પોતે જે વાતાવરણમાં ઉછરે છે, એ જ એમની કવિતામાં પ્રતિબિંબિત થયેલું હોવાથી, એમાં બાળકોને રસ પડે છે. એમની 'બાપાની પીપર' એ જુદા જ પ્રકારની કવિતા છે. એમાં એમણે ગુજરાતનો પ્રવાસ કરાવીને દરેકે દરેક પ્રદેશની વિશેષતા બાળકોને રસ પડે એ રીતે દર્શાવી છે. દલપતરામનાં 'મિથ્યાભિમાન' જેવાં નાટકો, જોકે બાલસાહિત્ય ન કહી શકાય, તેમ છતાં, બાળકોને જેમાં રસ પડે, અને એમને નિર્દોષ આનંદ મળે એવું તો છે જ. આ રીતે દલપતરામનો ઓગણીસમી સદીમાં, ગુજરાતના બાલસાહિત્યમાં ફાળો નોંધપાત્ર છે. એટલું જ નહીં પણ એમણે એમની પછીના લેખકોને પણ આ સાહિત્યપ્રકારને વિકસાવવા પ્રેર્યા. ૧૮૫૨માં પ્રગટ થયેલો પ્રાણલાલ મથુરદાસનો 'કોલંબસનો વૃત્તાંત' એ ગુજરાતીમાં પહેલી સાહસ-કથા છે. જો કે એ બાળકોને માટે જ લખાયેલી પુસ્તિકા છે તેમ છતાં, એની ભાષા સરળ ન હોવાને કારણે એ પુસ્તિકા એટલી લોકપ્રિય ન બની. ૧૮૬૦માં બાપુભાઈ અમીચંદે 'બત્રીસ પૂતળીની વાર્તાઓ' લખી, ને એથી વિક્રમની અદ્ભુત કથાનો આપણા બાલસાહિત્યમાં પ્રવેશ થયો. વિક્રમની એ અદ્ભુત રસની કથાઓ બાળકોને એક અનોખી કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરાવે છે. આ ઉપરાંત આપણા બાલસાહિત્યમાં જે આપણી પ્રાચીન સાહિત્યક પરંપરા તરફ વળવાનું જે વલણ દલપતરામથી શરૂ થયું, તેને આ કૃતિ વેગ આપે છે.

૧૮૬૪માં 'શાળાપત્ર' નામનું એક માસિક શરૂ થયું. એ મુંબઈ સરકારના શિક્ષણખાતા તરફથી શરૂ કરવામાં આવ્યું હતું, અને એનો ઉદ્દેશ શિક્ષણની નવી તરાહમાં શિક્ષણની નવી રીતિ તથા પદ્ધતિ વિષે શિક્ષકોને અવગત કરાવવાનો હતો, બાળકોને રસ પડે, એ રીતની શિક્ષણ પ્રણાલિ સ્થપાય એ હતો. એ ઉદ્દેશ પાર પાડવામાં 'શાળાપત્ર' એ ગણનાપાત્ર ફાળો આપ્યો, નવલરામની 'ગરબીઓ', કાવ્યો, એ પત્રિકામાં જ છપાયેલાં એમની 'બાલ-ગરબાવલિ' જે શાળામાં ભણતી બાળાઓ માટે જ લખાયલી કવિતા હતી, એ શાળાપત્રમાં જ પ્રગટ થયેલી અને પછી પુસ્તિકારૂપે પ્રકાશિત થયેલી. એ આપણા બાળસાહિત્યમાં પહેલું બાળાઓ માટેનું ગરબીનું પુસ્તક છે. એમાંની કેટલીક ગરબીઓ, જેવી કે, 'જનાવરની જાન' બાલિકાઓમાં ખૂબ જ લોકપ્રિય થઈ હતી. ભલે એમાં જે બાલલગ્ન પર કટાક્ષ હતો એ ગાનારી બાલિકાઓ ન સમજે, તેમ છતાં, એ એમને આનંદ તો પૂરો પાડતી હતી, કારણ કે એમાં દરેક પ્રાણીની ખાસિયત વિગતથી દર્શાવવામાં આવી છે, અને એ રીતે એ ગરબીઓનું શૈક્ષણિક મૂલ્ય પણ ઓછું નથી.

૧૮૭૦માં કેશવલાલ પરીખનો ''કોયડા સંગ્રહ' પ્રગટ થયો. બાળકોનું સામાન્ય જ્ઞાન વધારે તથા એમની બુદ્ધિની કસોટી કરે એવો આ સંગ્રહ બાલ-સાહિત્યમાં એક નવા પ્રકારનું ઉમેરણ કરે છે. મર્ઝબાન નામના એક પારસી લેખકે ૧૮૮૫માં "કૌતુક સંગ્રહ"માં ટૂચકાઓનો સંગ્રહ આપીને બાળકોને હસાવ્યા તથા ૧૮૮૬માં 'પાદશાહ અને લેવા' પુસ્તક દ્વારા અકબર અને બીરબલની વાર્તાઓ જેવી જ વાર્તાઓ આપી. અને જે રીતે અકબરની મૂંઝવણ બીરબલ પોતાની બુદ્ધિચાતુરીથી દૂર કરતો હતો તેવી જ રીતે લેવા એ પાદશાહની સમક્ષ ઉપસ્થિત થયેલી સમસ્યાનો પોતાની બુદ્ધિચાતુરીથી ઉકેલ શોધી કાઢે છે. એ રીતે બાળકોને આનંદ આપીને, એમની બૌદ્ધિક શક્તિનો વિકાસ થાય, એ પ્રકારનું સાહિત્ય મર્ઝબાને પૂરું પાડ્યું.

૧૮૮૭માં 'અંધેરી નગરીનો ગર્ધવસેન' લખીને હરગોવિન્દદાસ કાંટાવાળાએ પહેલી બાળકોને માટે નવલકથા આપી. જોકે આખી કથા રૂપકાત્મક છે, અને એમાં દેશીરજવાડામાં જે અંધાધુંધી પ્રવર્તતી હતી, તેની સામે વ્યંગ્ય છે, તેમ છતાં, એ વ્યંગ્ય પ્રગટ ન હોવાથી, રૂપકને ઉકેલવાનો પ્રયત્ન ન કરે તો પણ બાળકોને વાંચતાં આનંદ પડે એવી એ પ્રથમ સંળગકૃતિ છે. અને એ કૃતિનુ આપણા બાળસાહિત્યમાં પ્રશસ્ય પ્રદાન છે

૧૮૮૫માં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ Evenings at Home'નું ભાષાંતર–રૂપાંતર આપ્યું. મૂળકૃતિ બાળમાનસનો સૂક્ષ્મ અભ્યાસ કરનારી વ્યક્તિએ લખી હોવાથી એ કૃતિ પશ્ચિમમાં જેટલી લોકપ્રિય થઈ, તેટલી અહી લોકપ્રિય નહી થઈ હોય, છતાં ઓગણીસમી સદીની બાલસાહિત્યની એક ઉત્તમ રચના તરીકે આપણા વિવેચકોએ એનો ઉલ્લેખ કર્યો છે. એ પુસ્તકની બાલોચિત ભાષા, સમૃદ્ધ રજૂઆત, ઇત્યાદિ તત્ત્વો અને બાળસાહિત્ય ના પ્રકારનું હોવું જોઈએ તેનું એક સારું દૃષ્ટાંત પુરું પાડનારું.

૧૮૯૧માં મંછારામ ઘેલાભાઈએ લોકોમાં પ્રચલિત એવી કેટલીક વાતોને સંપાદિત કરીને 'મુરખો' નામની કૃતિ પ્રકાશિત કરી. એ પુસ્તક બાળકોને ખડખડાટ હસાવે એવુ હતું. એમાં જુદા જુદા પ્રસંગોની ગૂંથણી કુશળતાથી કરવામાં આવી છે, અને એમાં પ્રસંગોનું વૈવિધ્ય પૂરતા પ્રમાણમાં જળવાયું છે.

ઓગણીસમી સદીમાં બાળસાહિત્ય વિશેષ કરીને પશ્ચિમની કૃતિઓનાં ભાષાંતરો અને રૂપાંતરોથી પ્રેરિત હતું. આમ છતાં કેટલીક મૌલિક રચનાઓ પણ એ યુગમાં મળે છે. એ વખતે જે પરંપરાગત સાહિત્ય હતું, તેનો પૂરતા પ્રમાણમાં ઉપયોગ થયો નથી, તેનું એક કારણ એ હોઈ શકે કે લેખકોને બાળ-સાહિત્યનો સ્પષ્ટ ખ્યાલ નહોતો. એ સદીના બાળ-સાહિત્યમાં રમૂજી ટુચકાઓ, વાર્તાઓ, કાવ્યો, ઉખાણાં, નવલકથા, જીવનચરિત્રો ઇત્યાદિ પૂરતા પ્રમાણમાં વૈવિધ્ય મળે છે. એકંદરે એમ કહી શકાય કે એ સદીનું પ્રદાન જોકે બહુ સંતોષપ્રદ ન હોવા છતાં એ અસંતોષકારક પણ નથી.

## (૩)

વીસમી સદીના પહેલા બે દશકામાં જે બાલ-સાહિત્ય પ્રગટ થયુ, તેમાં રમૂજી વાર્તાઓ તથા ટુચકાઓ હોવા છતાં એમાં ક્યારેક નવી તાજગીનાં દર્શન થાય છે. નારાયણ હેમચન્દ્રે એમના ચાર વાર્તાસંગ્રહોમાં (૧૯૦૪) 'મહાભારત'માંથી બાલોચિત વાર્તાઓ સંગ્રહિત કરીને રજૂ કરી છે. એમણે મોટે ભાગે બાળકો જેમાં નાયકો હોય એવી વાર્તાઓ પસંદ કરી છે જેથી બાળકોને પ્રેરણા મળી શકે. એમની અન્ય ત્રણ વાર્તાઓમાં ઉપદેશનું તત્ત્વ પ્રવેશવાથી કથન કથળ્યું છે. 'ઘાસીરામ-કોટવાલ'માં (૧૯૦૩) ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ મરાઠા ઇતિહાસમાંથી કથાનક પસંદ કરી બાળકોને રૂચે એ રીતે મરાઠા ઇતિહાસના જાણીતા પાત્ર, ઘાશીરામ કોટવાલ' ના જીવનની રમૂજી કથાઓ આપી છે.– ઇચ્છારામે અંગ્રેજીમાંથી બાલસાહિત્યનું ભાષાંતર કર્યું હોવાથી, એમને બાલસાહિત્ય અને મોટેરાઓના સાહિત્યનો તફાવત વિષેનો સ્પષ્ટ ખ્યાલ હતો, અને એથી બાલસાહિત્યનાં હાસ્યાત્મક પાસાંને એમણે સારી રીતે ઉપસાવ્યું છે. હરગોવિન્દદાસ કાંટાવાળાની 'કન્યાવાચનમાળા' એ કન્યાઓને લક્ષમાં રાખીને લખાયેલી પહેલી કૃતિ છે. એમની બાલજ્ઞાનમાળા (૧૯૦૩) બાળકોનું સામાન્ય જ્ઞાન વધારવા લખાયેલી કૃતિ છે ૧૯૦૫માં એમણે "ટચૂકડી સો વાતો" લખીને નાની નાની વાર્તાઓ બાળકોને આપી. એમાં હાસ્યાત્મક તેમજ ગંભીર એમ બન્ને પ્રકારની વાર્તાઓ

બાળકોને રસ પડે એ રીતે પીરસી છે. થોડાં વર્ષો પછી એમણે એ વાર્તાઓના બીજા ત્રણ ભાગ પ્રસિદ્ધ કર્યા. જેમાં એ જ પ્રકારની વાર્તાઓ છે. આ ચારે ભાગ બાલકથા સાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરો કરે છે. ૧૯૦૬માં શારદાબહેન મહેતાએ 'પુરાણ વાર્તા સંગ્રહ' પ્રસિદ્ધ કરીને આપણા પુરાણોમાં બાળકોને રસ પડે એવી કથાઓ સંપાદિત કરીને આપણા બાળકોનું પુરાણવિષયક કથાઓ તરફ લક્ષ દોર્યું છે, અને આપણા પ્રાચીન વારસાને ગુજરાતીમાં સફળતાથી ઉતાર્યો છે. ભારતીય પુરાણોમાંથી લેવાયેલી વાર્તાઓનો આપણા બાલસાહિત્યનો એ બીજો સંગ્રહ છે. એ દર્શાવે છે કે બાળકોને એમની પરંપરાગત વાર્તાઓથી પરિચિત કરાવવાનો તથા આપણો વારસો જાળવી રાખવા તરફ આપણા લેખકોનું વલણ સ્પષ્ટ થતું જતું હતું. ૧૯૧૪માં કલ્યાણરાય જોષીએ દેશદેશની વાતો તથા 'વિજ્ઞાનની વાતો' લખીને આપણા બાળકોને અન્ય દેશોની જાણીતી વાર્તાઓથી અવગત કર્યા, અને વિજ્ઞાનની સૃષ્ટિમાં બાળકોને રસ પડે એવી રીતે ડોકિયું કરાવ્યું, ૧૯૧૫માં કૃષ્ણપ્રસાદ ભટ્ટે 'બાળકાવ્યો' પ્રગટ કર્યાં. બાળકો માટે આ પહેલો કાવ્યસંગ્રહ હતો. એમાંનાં કાવ્યો, બાળકો જે વાતાવરણથી સુપરિચિત હતા, તેને લક્ષમાં રાખીને લખાયાં છે. એની ભાષા બાળકો હોંશે હોંશે ગાઈ શકે, એઓ સમજે અને એમને રાચે એ પ્રકારની છે. ૧૯૧૦માં જાણીતા નવલકથાકાર યોગીન્દ્રરાવ દીવેટીયાએ બાળસાહિત્યમાં પણ હાથ અજમાવ્યો ને 'બાળવાડી' તથા 'બાળકુમાર'માં વાર્તાઓ, કાવ્યો, ટુચકાઓ, રમૂજી પ્રસંગો એમ વિવિધ પ્રકારનું સાહિત્ય આપ્યું. યોગિન્દ્રરાવે વિશેષ કરીને મોટેરાઓ માટે જ સાહિત્યસર્જન કર્યું હોવાથી અને બાલમાનસનું એમનું જ્ઞાન મર્યાદિત હોવાથી એમની રચનાઓ જોઈએ તેવી લોકપ્રિય બની નહીં. ૧૯૦૭માં જયસુખલાલ જોષીપુરાએ 'અલકાનો અદ્ભુત પ્રવાસ' દ્વાર જાણીતા બાલસાહિત્યના લેખક લુઈસ કેરલના 'Allice in the wonderland'નું રૂપાંતર આપ્યું. મૂળ કૃતિની બધી લાક્ષણિકતાઓ તથા રસાત્મકતા લેખક સફળતાથી એમાં ઉતારી શક્યા છે. બાળકોને આ કથા કોઈ બીજા અજાણ્યા પ્રદેશની છે એવું ન લાગે એ રીતે લખાઈ છે.

૧૯૧૫માં ગાંધીજી દક્ષિણ અફ્રિકાથી ભારત પાછા આવ્યા ને એમણે આપણા સમાજનું અનેક દૃષ્ટિએ મૂલ્યપરિવર્તન કર્યું. એમણે બાળકોનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે, એ પ્રત્યે આપણું ધ્યાન દોર્યું, દક્ષિણ અફ્રિકામાં એમણે શિક્ષણવિષયક કેટલાક પ્રયોગો કર્યા હતા અને એ કાર્ય આગળ ધપાવવા એમણે આપણા દેશમાં કેટલીક શૈક્ષણિક સંસ્થાઓ સ્થાપી, અને એમાં બાલશિક્ષણ તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું.

વીસમી સદીના ત્રીજા દશકામાં બાળ-શિક્ષણના દૃષ્ટા અને બાલસાહિત્યના શ્રેષ્ઠ સર્જક ગિજુભાઈ બધેકાએ દક્ષિણામૂર્તિ નામની શિક્ષણ સંસ્થામાં મોન્ટેસરી વિભાગ શરૂ કર્યો, અને તારાબહેન મોદક નાનાભાઈ ભટ તથા હરભાઈ ત્રિવેદીની સહાયથી એમણે મોટેરાંઓને બાળકોના વિશિષ્ટ વ્યક્તિત્વ વિષે ખ્યાલ આપવા સફળ પ્રયત્ન કર્યો, બાળકોમાં સુષુપ્ત શક્તિનો જે પ્રવાહ હોય છે તેને શી રીતે યો[ગ્ય] માર્ગે વાળવો, તે દર્શાવ્યું. ને બાળકો વિષે લોક[મત] તયાર કરવાની સાથે સાથે જ્યાં બાળકોને પોતા[ને] રૂચિકર એવું વાતાવરણ મળે, જ્યાં એમને પોતા[ના] આગવા વ્યક્તિત્વને વિકસાવવાનો પૂરતો અવકાશ મળે એ જાતનું વાતાવરણ ઊભું કર્યું, મોટેરાંએ

બાલમાનસની સમજણ આપવા એમણે 'શિક્ષણપત્રિકા' તથા 'દક્ષિણામૂર્તિ' નામનાં બે સમાયિકો શરૂ કર્યાં અને સાથે સાથે બાળકોની સર્જનાત્મકશક્તિને વેગ મળે અને એમનામાં આત્મશ્રદ્ધા પ્રગટે તે હેતુથી એમની સંસ્થામાં બાળકોનાં માસિક શરૂ કર્યાં અને બાળકોને લખતાં કર્યા. એઓ બાળકોનાં લખાણ સંપાદિત કરતા અને છપાવતા, એ રીતે ગુજરાતી સાહિત્યમાં પહેલીવાર બાળકોએ જ રચ્યું હોય એવું સાહિત્ય પ્રગટ થવા લાગ્યું. એ રીતે એમની સસ્થાઓ બાલસાહિત્યના સર્જનનું પ્રેરણાસ્રોત બની. એમની વિશેષતા એ હતી કે એમણે જુદી જુદી ઉંમરનાં બાળકોને માટે તેમના મનોવિકાસને લક્ષમાં રાખીને બાલસાહિત્યનું સર્જન કર્યું. એમને ખબર હતી કે જુદી જુદી ઉંમરનાં બાળકોને ભિન્ન ભિન્ન પ્રકારના સાહિત્યની જરૂર છે. આ પૂર્વે બધાં બાળકોને માટે જે એક પ્રકારનું જ સાહિત્ય રચાતું હતું, અને તેથી જે બાળકો જાતે વાચીને આનંદ માણી શકે એમને માટે જ બાલસાહિત્યનુ સર્જન થતું હતું. તેને બદલે વાર્તાઓ તથા અન્ય સાહિત્ય મોટેરાઓ વાંચતા હોય ને બાળકો એ સાંભળીને એમાંથી રસ લૂંટી શકે એ પ્રકારનું સાહિત્ય આપીને એમણે બાળકોની અમૂલ્ય સેવા કરી એ પ્રકારના સાહિત્યમાં શ્રવણમાધુર્યનું તત્ત્વ મોટો ભાગ ભજવે છે. અને તેથી એમણે એ પ્રકારનું સાહિત્ય રચી સાત વર્ષ સુધીનાં બાળકોની અમૂલ્ય સેવા કરી.

'દક્ષિણામૂર્તિ'એ લગભગ ૧૫૦ જેટલાં બાલ-સાહિત્યનાં પુસ્તકો પ્રગટ કર્યાં છે. બાળકો માટેની લોક-સાહિત્યમાં જે ભરપૂર સામગ્રી પડી હતી તેનો ગિજુભાઈએ પૂરતો લાભ લઈને, એ સાહિત્યનું એમણે સંપાદન કર્યું, એમાં ઉચિત ફેરફાર કર્યો, એને વળાંકો આપ્યા, એક રીતે કહીએ તો એમણે લોકબાલસાહિત્યનું પુનઃસર્જન કર્યું. એમણે સંપાદિત કરેલા સાહિત્યમાં અત્યંત વ્યાપક સૃષ્ટિને આવરી લેવાઈ છે. એમણે સાતથી દશ વર્ષનાં બાળકો માટે ૧૦૫ પુસ્તકો લખ્યાં છે, અને અગિયારથી ચૌદ વર્ષનાં બાળકો માટે ૩૪ પુસ્તકો લખ્યાં છે. એઓ બાલમાનસના ઊંડા અભ્યાસી હતા એથી બાળકોનું મન જાણવાની એમણે અંતર દૃષ્ટિ કેળવી હતી, એથી એમના સાહિત્યે બાળકોને તો વશ કરી જ લીધાં એટલું જ નહિ પણ મોટેરાંઓને પણ બાળકોને સમજવાની એક નવી દૃષ્ટિ આપી જેથી મોટેરાંઓનું બાળક પ્રત્યેનું વર્તન સદંતર બદલાયું. એમણે મોટરાંઓ પાસે બાળકના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર કરાવડાવ્યો અને બાળકોને મોટરાંઓના ત્રાસમાંથી છોડાવ્યાં. ઝડપી ઔદ્યોગીકરણને કારણે સંયુક્ત કુટુંબ પ્રથા તૂટી પડતી હતી, એથી સાંજ પડચે દાદાજી અને દાદીમા બાળકોને વાર્તા કહીને એમની આગળ ગીત ગાઈને, એમને જે મનોરંજન પૂરાં પાડતાં હતા અને એમને અદ્ભુત સૃષ્ટિમાં લઈ જતા હતા તે શક્ય નહોતું. પરિણામે એક મોટો જે અવકાશ ઊભો થયો હતો તે ગિજુભાઈના બાલ-સાહિત્યે પૂરો કર્યો હવે માબાપ ગિજુભાઈની વાર્તાઓ વાંચી બાળકોને કહી સંભળાવવા લાગ્યા, ને પુનઃ ઉત્સાહનુ વાતાવરણ સર્જાવા લાગ્યું. બાળકો કે જેમની ઉપેક્ષા થતી હતી, તેઓ ફરીથી કુટુંબમાં પ્રસ્થાપિત થયાં. એમની 'બાલવાર્તા'ના પાંચ સંગ્રહો, બાળકના માનસિક વિકાસના જુદા જુદા તબક્કા ધ્યાનમાં રાખીને લખાયા છે. ભાગ પહેલા અને બીજામા એવી વાર્તાઓ છે, કે જે બાળકો મોટેરાંઓ પાસે સાંભળીને એનો આનંદ માણી શકે. ત્રીજો ભાગ જે બાળકોએ હમણાં જ જાતે વાંચવાની શરૂઆત કરી છે તેમને માટે છે. પહેલા ત્રણ ભાગમાં પક્ષી અને પ્રાણીઓની વાર્તાઓ છે. ત્રીજા અને ચોથા ભાગમાં

મનુષ્યસૃષ્ટિની વાર્તાઓ છે. આમ બાળકોનું મન-આસપાસની પક્ષી અને પ્રાણીની સૃષ્ટિમાંથી મનુષ્યો તરફ વાળવાનો પ્રશસ્ય પ્રયત્ન થયો છે. મનુષ્યની વાર્તાઓમાં પાત્રોની બૌદ્ધિક શકિતઓ પર લક્ષ કેન્દ્રિત કરવામાં આવ્યું છે, અને બુદ્ધિથી સમસ્યાઓનો ઉકેલ શી રીતે થઈ શકે તે દર્શાવ્યું હોય છે. એમનાં ગીતો અને કાવ્યોમાં પણ આ જ દષ્ટિ રાખવામાં આવી છે. પહેલા સંગ્રહમાં જે ગીતો છે, તે ગત્યાત્મક છે, તેમજ નાટયાત્મક છે. બીજા ભાગમાં બાળકોની લાગણીઓ તથા હૃદયની કોમળ ભાવનાઓને પ્રોત્સાહિત કરે ને તેને યોગ્ય વળાંક આપે એવાં ગીતો છે. આ ઉપરાંત એમણે જોડકણાં, ઉખાણાં, ટુચકાં તથા હાલરડાં પણ લખ્યાં છે. એમનાં જોડકણાં તથા ઉખાણાં પણ એવી રીતે લખાયાં છે કે બાળક પોતાની જાતે જોડકણાં રચવા પ્રેરાય ને નવાં ઉખાણાં બનાવી શકે.

૮૦ પુસ્તિકાઓની 'બાલસાહિત્યમાળા'નું પ્રકાશન એ દક્ષિણામૂર્તિનું બાલસાહિત્યમાં વિશિષ્ટ પ્રદાન છે. એમાં વિષયોનું પ્રચૂર વૈવિધ્ય છે. બાળકોને કેવા કેવા અને કેટલા બધા વિષયોમાં રસ લેતા કરી શકાય એનો એમણે એ પુસ્તિકાઓ દ્વારા આશ્ચર્ય-જનક પરિચય કરાવ્યો છે. એમાં પુરાણોની હરિ-ચન્દ્ર, ગણપતિ વગેરેની વાર્તાઓ છે. વળી 'સાજા રહીએ' તથા 'આપણે પોતે' જેવી પુસ્તિકાઓમાં માનવશરીરની અને જૂદા જુદા ભાગોની કામગીરીની તથા 'નીરોગી શી રીતે રહેવું' તેની કથનાત્મક તેમજ સંવાદપ્રધાન શૈલીમાં રસપ્રદ રીતે માહિતી આપી છે. એમાં ભૂગોળનું ને ઇતિહાસનું જ્ઞાન આપ્યું છે. વળી બાળકના વિકાસના જુદા જુદા તબકકાઓને લક્ષમાં રાખીને તદનુસાર પુસ્તિકાઓ લખાઈ છે. જેમકે 'આંગણામાં'માં બાળક આંગણામાં જ રમતું હોય તેને લક્ષમાં રાખીને લખાયેલી પુસ્તિકા છે. પછી જરા મોટું થતાં એની દશ્ય શ્રાવ્ય સૃષ્ટિ વિસ્તરતાં એ આંગણા-માંથી શેરીમાં રમવા જાય છે. તેને લગતી 'શેરીમાં' પુસ્તિકા છે. જે એના પરિવર્તન થતા જગતને અનુરૂપ છે. તે પછી 'બાળશાળામાં'–માં બાળક ભણવા જાય છે, ત્યારના એના મનોવિકાસને અનુરૂપ વાતાવરણ એ પુસ્તિકામાં રચાયું છે. આ પુસ્તિકા-ઓમાં એની આસપાસના વાતાવરણથી પરિચિત સુભગ રીતે પ્રયત્ન થયો છે. એમની આ પ્રકારની અન્ય પુસ્તિકાઓમાં એની આસપાસ જે જુદા જુદા માનવીઓ હોય છે, તેનો પરિચય કરાવવાનો પ્રયત્ન છે, જેમ કે ધોબી, માળી, ભરવાડ, સુથાર, ઇત્યાદિ. આ ઉપરાંત એમણે નાટકો પણ લખ્યાં છે; ચરિત્રા-ત્મક લેખો પણ લખ્યા છે. ઘડિયાળ કેવી રીતે જોવું, અનાજ શી રીતે ઊગે છે, વગેરેની માહિતી આપતી પુસ્તિકાઓ પણ રચાં છે. એમણે બધી પુસ્તિકાઓમાં બોલાતી ભાષાનો જ ઉપયોગ કર્યો છે. એથી બાળકો જ્યારે પુસ્તકો વાંચતાં હોય છે, ત્યારે એમને એમ જ લાગે છે કે કોઈ તેમની જોડે વાતો કરે છે.

દક્ષિણામૂર્તિએ પ્રકાશિત કરેલા દશથી ચૌદ વર્ષ સુધીનાં બાળકો માટેના સાહિત્યમાં માહિતીના ઊંડાણ તથા વ્યાપ પર પૂરતું લક્ષ અપાયું છે. અને બાળકને જે વિષયોનું જ્ઞાન હોવું જ જોઈએ તે વિષયનું જ્ઞાન એને ભાર ન લાગે એવી રીતે આપવાનો સંનિષ્ઠ પ્રયત્ન થયો છે. એમાં પક્ષીઓ, વૃક્ષો, પતંગિયાં, જુદી જુદી ઋતુઓના રંગો, તારાઓ ને અવકાશી તત્ત્વો; વિજ્ઞાનની શોધખોળ વગેરે વિષયો સ્પર્શ્યા છે. એથી એમનાં પુસ્તકો બાળકોને ઘણા બધા વિષયોમાં પારંગત બનાવવાનું સામર્થ્ય ધરાવે છે. એમની ભાષા પ્રવાહી છે; આરોહ-અવરોહવાળી છે તથા વિશદ છે એમણે બાળકોને પણ લખતાં કર્યાં. આ ઉપરાંત એમણે અન્ય બાલસાહિત્યના લેખકોને પણ માર્ગદર્શન તથા પ્રેરણાં

આપ્યાં. જેમાં તારાબેન મોડક, મોંઘીબેન બધેકા, રામનારાયણ પાઠક, હેમુભાઈ રાજગોર, જયંતિલાલ ઓઝા, વસુભાઈ ભટ્ટ, શંકર શાહ અને કમળાબેનનાં નામો ઉલ્લેખનીય છે.

આ રીતે ગિજુભાઈએ બાળસાહિત્ય માટે ખુશનુમા વાતાવરણ સર્જ્યું ને બાળસાહિત્યના લેખકોનું એક જૂથ ઊભું કર્યું, તથા બાળસાહિત્યનો સદ્ધર પાયો નાખ્યો. એમનું મોટામાં મોટું પ્રદાન એ છે કે એમણે જુદી જુદી વયનાં બાળકો માટેનું સાહિત્ય એકબીજાથી શી રીતે જુદું પડે છે તેનું વિશ્લેષણ એમની રચનાઓ દ્વારા કરી બતાવ્યુ ને બાળસાહિત્યમાં જે એકવિધતા હતી તે દૂર કરીને એમાં પ્રચુર વૈવિધ્ય આણ્યું પરિણામે એમના સમકાલીનો ને અનુગામીઓને માર્ગદર્શન કરાવ્યું ને એ માર્ગે એમણે પ્રશસ્ય વિકાસ કર્યો. /

**કવિતા :** આ સદીના ત્રીજા દસકા પછી આજદિન સુધી અનેક જાણીતા કવિઓએ બાળકાવ્યો લખ્યાં છે. એનું એક કારણ એ પણ છે કે ત્રીજા દશકા પછી આકાશવાણીનાં અનેક કેન્દ્રો પરથી બાળકો માટેના કાર્યક્રમોનુ પ્રસારણ થવા લાગ્યું. એ કાર્યક્રમોમા બાળગીતો પણ હતાં. એથી બાળગીતોની માગ વધવા લાગી. આ ઉપરાંત અનેક બાળકોનાં સામયિકો શરૂ થયાં. જેને માટે પણ બાળગીતોની માગ વધી. પરિણામે બાળગીતો ને બાળકાવ્યોના સર્જનમાં ખૂબ ભરતી આવી. ગિજુભાઈએ જ અનેક બાળગીતો તથા બાળકાવ્યોની રચના કરી. ગુજરાતના મહાકવિ નાનાલાલ જેઓ મોટે ભાગે વયસ્કો માટે જ કાવ્યરચના કરતા છતાં તેઓ પણ બાળકાવ્યો લખવા પ્રેરાયા. અને ૧૯૩૧માં એમનાં 'બાળકાવ્યો' નું પ્રકાશન થયું. એમનાં કેટલાંક બાળકાવ્યો ખૂબ લોકપ્રિય બન્યાં, અને કેટલાક બાળકાવ્યો તો પાઠ્યપુસ્તકોમાં પણ લેવામાં આવ્યાં એમના એક ખૂબ જાણીતા બાળકાવ્યમાં એમણે બાળકને મોઢે જ તારાઓનુ વર્ણન કરાવ્યું છે, તેમાં એ કહે છે :

"ગણ્યા ગણાય નહિ, વીણ્યા વિણાય નહિ,
છાબડીમાં માય નહિ, તોય મારા આભલામાં નહાય."

અહીં બાળક કોઈ દૂરના પ્રદેશની વાત નહિ, પણ પોતાના કોઈ આત્મીયની વાત કરતો હોય એ રીતે તારાઓનો પરિચય આપે છે, જે કવિની બાલમાનસને સમજવાની શક્તિનો પરિચય આપે છે.

ઝવેરચંદ મેઘાણીએ આપણને ત્રણ બાલકાવ્યોના સંગ્રહો આપ્યા છે. 'હાલરડાં' (૧૯૨૮); વેણીનાં ફૂલ' (૧૯૩૧); અને 'કલ્લોલ' (૧૯૩૨); એમનાં 'શિવાજીનું હાલરડું', 'તલવારનો વારસદાર' ઇત્યાદિ બાલકાવ્યો તો ખૂબ પ્રચલિત છે. આ ઉપરાંત એમણે રવીન્દ્રનાથના શિશુકાવ્યોના પણ રમ્ય અનુવાદો આપીને બાલકાવ્ય વિષયક આપણી દૃષ્ટિને સમુજ્જવલ કરી છે. સુન્દરમે એમના 'રંગ રંગ વાદળિયાં' (૧૯૨૯) કાવ્યસંગ્રહ દ્વારા પ્રકૃતિનાં સૌંદર્યતત્ત્વોની બાલમાનસ પર કેવી અસર થાય છે, તે ઋજુતાથી માધુર્યસભર વાણીમાં આલેખ્યું છે. એમનાં એ બાળકાવ્યો માત્ર ત્રીશીનાં બાળકાવ્યોમાં જ નહિ પણ ગુજરાતી સાહિત્યનાં સમગ્ર બાળકાવ્યોમાં ઉચ્ચસ્થાનનાં અધિકારી બને છે. પિનાકીન ત્રિવેદી જેમણે ગુરુદેવ ટાગોરના શાંતિનિકેતનમાં અધ્યયન કર્યું હતું, અને જેમણે ટાગોરનાં બાળકાવ્યોમાં મધુર સંગીતથી, તથા આલ્હાદક બાનીનું આકંઠ પાન કર્યું હતું. તેઓએ એમનાં બાળકાવ્યો દ્વારા ગુજરાતીમાં એ સ્વમાધુર્ય તથા કલ્પનાનું સૌંદર્ય ઉતાર્યું. એઓ આકાશવાણી તથા દૂરદર્શનમાં બાળકોના કાર્યક્રમ સતત આપતા રહે છે. એઓ વ્યવસાયે શિક્ષક હોવાથી અને શિષ્યો જોડે આત્મીયભાવે સંકળાયેલા હોવાથી એમને બાલમાનસનો નજીકનો પૂર્ણ પરિચય છે. એમનાં ગીતોની એક વિશેષતા એ છે કે એમણે સમૂહમાં ગાવાનાં

ગીતો આપ્યાં, જેનો આપણાં બાળકાવ્યોમાં સદંતર અભાવ હતો. એ ગીતો એઓ જાતે બાળકોની સાથે ગાતા, ગવડાવતા અને એથી બાળકોને ક્યાં મુશ્કેલી નડે છે, બાળકોની રુચિ કેવી છે, તેનો એમનો સૂક્ષ્મ અભ્યાસ છે, અને તેથી જ બાળકોને હોંશે હોંશે ગાવાં ગમે એવાં ગીતો એઓ રચી શક્યા છે. એમણે ઋતુગીતો લખ્યાં છે, ઉત્સવગીતો લખ્યાં છે, ને કલ્પનાવિહાર ગાયો છે. એમના એક ખૂબ પ્રચલિત ગીતમાં પંખીને જોઈને બાળકના મનમાં કેવા ભાવ જાગે છે તેનું નિરૂપણ બાળકને મુખે કરાવતા એઓ કહે છે :

> પેલા પંખીને જોઈ મને થાય,
> એના જેવી જો પાંખો મળી જાય,
> તો આભલે ઊડ્યા કરું, બસ ઊડ્યા કરું.

એ આભલે એટલા માટે ઊડવા માંગે છે, કે એને નિશાળે જવાના ત્રાસમાંથી નાસી છૂટવું છે, એમનાં અનેક ગીતો રેકોર્ડ થયાં છે. એમના પર ગુરુદેવનાં બાળ-કાવ્યોની સ્પષ્ટ અસર છે, પણ એથી એમની મૌલિક શક્તિને જરાય ઝાંખપ લાગતી નથી. શાંતિનિકેતનમાં જ અધ્યયન કર્યું હતું એવા પ્રહ્લાદ પારેખે જો કે ફક્ત બાલકાવ્યોનો કોઈ સંગ્રહ પ્રગટ નથી કર્યો તેમ છતાં એમના કાવ્યસંગ્રહોમાં કેટલાંક ગુજરાતનાં બાળકાવ્યોમાં ચિરંજીવ સ્થાન પામે એવાં કાવ્યો છે. ત્રિભુવન વ્યાસના બે બાળકાવ્યસંગ્રહોમાં 'નવાં ગીતો' (૧૯૨૯); 'ગુંજારવ' (૧૯૪૧); પ્રકૃતિનાં જુદાં જુદાં સ્વરૂપો પહાડ, સાગર, વર્ષા, ઈત્યાદિ વિષયક કાવ્યો મધુરબાનીમાં લખ્યા છે ત્રિભુવન વ્યાસ બાલસાહિત્યના અભ્યાસી હતા, અને એમણે સાહિત્ય પરિષદના અગિયારમા અધિવેશનમાં 'બાળ-સાહિત્ય' પર એક અભ્યાસપૂર્ણ નિબંધ વાંચ્યો હતો. આથી એમનાં બાળકાવ્યોમાં બાલમાનસનું યથાર્થ નિરૂપણ થયેલું છે. ચન્દ્રવદન મહેતાનાં 'ચાંદરણાં' (૧૯૩૫) તથા 'ઈલાકાવ્યો' (૧૯૩૫) કાવ્યસંગ્રહોમાં પહેલા સંગ્રહનાં પાંચથી દશ વર્ષનાં બાળકો માટે અને બીજા સંગ્રહનાં દશથી ચૌદ વર્ષનાં બાળકો માટેનાં કાવ્યો છે. ઈલાકાવ્યોની વિશેષતા એ છે કે એમાં ભાઈબહેનના પ્રેમની અભિવ્યક્તિ વિવિધ રૂપે થઈ છે. એને કાવ્યવિષય બનાવવાનું એમને જ સૂઝ્યું. એમાં બાળપણની રમતોનાં, લાડનાં, રીસનાં, એમ અનેક પ્રસંગોનું નિરૂપણ થયું છે. સ્વાતંત્ર્ય પૂર્વકાળમાં બાલકાવ્યોમાં જે કવિઓએ એ દિશામાં પ્રશસ્ત કાર્ય કર્યું તેમાં 'બાલરંજના' (૧૯૪૭) તથા 'ભૂલકાં'નાં લેખિકા જયમન ગૌરી પાઠકજી; 'ગૌરીનાં ગીતો' (૧૯૩૦) તથા 'ગલગોટા' (૧૯૨૬)ના લેખક દેશળજી પરમાર; 'ગલગલિયાં' (૧૯૧૭)ના લેખક રમણલાલ સોની, 'ચણીબોર' (૧૯૨૦)ના લેખક જુગલરાય દવે, 'નૃત્યગીતો' (૧૯૪૦)ના લેખક કરસનદાસ માણેકનાં નામો ઉલ્લેખનીય છે. સ્વાતંત્ર્ય–પ્રાપ્તિ પછી ઘણા યુવાન કવિઓએ બાળ-કાવ્યો લખ્યાં, અને વિષય તથા નિરૂપણ શૈલીની દૃષ્ટિએ અનેક દિશામાં આગેકૂચ કરી. ને એ રીતે બાળકાવ્યોના નાના ઝરણાનું ગંગામાં રૂપાંતર થયું. આ દિશામાં જેમણે નામના મેળવી હોય તેવા કવિઓમાં 'ઝબૂક વીજળી ઝબૂક' (૧૯૫૨) ના લેખક મકરંદ દવે; જેમાં એમણે પ્રકૃતિનાં વિધવિધ સ્વરૂપોનો આલ્હાદક પરિચય કરાવ્યો છે. 'છબછબિયાં' (૧૯૫૨)ના લેખક અવિનાશ વ્યાસ જેમણે બાલ-કાવ્યોને સંગીતનું માધુર્ય બક્ષ્યું 'રમતગમતનાં ગીતો' (૧૯૫૨) ના લેખક જીવરામ જોષી જેમણે રમત રમતી વખતે ગાવાનાં ગીતો આપ્યાં; 'આગિયા ઝબૂકિયા' (૧૯૬૦) ના લેખક હસિત બૂચ જેમણે બાળકોના વિધવિધ મનોભાવોનું કાવ્યનિરૂપણ કર્યું; 'મિયાંનાં જોડકણાં' (૧૯૭૨) નાં લેખિકા ધારુબેન પટેલ જેમણે નાનાં બાળકોને જોડકણાંની મનોરમ્યતાનો પરિચય

આપ્યો, તેઓ છે. સુરેશ દલાલે ૭ બાળકાવ્યોના સંગ્રહ આપ્યો છે. 'ઈંદ્રાકિંદ્રા' (૧૯૬૩); 'ધીંગા-મસ્તી' (૧૯૬૪); 'ટાગાટોળી' (૧૯૬૭), 'અલકચલાણુ' (૧૯૬૯); 'છાકમછલ્લો' (૧૯૭૯), એમનાં કાવ્યો બાળકોને દશ્યશ્રાવ્ય કાવ્યોના માધુર્યને ઋજુતાથી પ્રસ્તુત કર્યું છે. એમનાં ઘણાં કાવ્યોની રેકર્ડ ઊતરી છે. અને એ કાવ્યો એ સારી એવી લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. એમનાં કાવ્યોમાં બાળકોનાં વિધવિધ મનોભાવો અને જાતજાતની પરિસ્થિતિનું રુચિકર બાનીમાં નિરૂપણ થયું છે.

## વાર્તા–નવલકથા :

ગુજરાતીમાં વાર્તા તથા નવલકથાના પ્રકારમાં બાલસાહિત્ય અત્યંત સમૃદ્ધ છે. અત્યાર સુધી લગભગ ૨૫૦૦ પુસ્તકો એ પ્રકારમાં રચાયાં છે. એમાં પ્રશિષ્ટ ગ્રંથોથી માંડીને લોકકથાઓ; પૂર્વ અને પશ્ચિમના વિધવિધ દેશની અનેક પ્રકારની વાર્તાઓ; વિક્રમ અને વેતાલની પરંપરાગત કથાઓ, અકબર અને બીરબલના ટુચકા; બુદ્ધની જાતકકથાઓ; ઈશપ-નિતિકથાઓ; અરેબિયન નાઈટ્સ ભારતની; અને ગ્રીસની પુરાણકથાઓ, ટારઝનની સાહસકથાઓ, ગ્રીમબંધુઓની વાર્તાઓ વગેરેનાં ભાષાંતરો થયાં છે. વિજ્ઞાનની વાર્તાઓ; દેશ દેશની સાહસ કથાઓ; શેક્સપીયરનાં નાટકોની કથાઓ; પરીકથાઓ; અદ્ભુત કથાઓ; વગેરે પુષ્કળ પ્રમાણમાં પ્રસિદ્ધ થઈ છે. એ બધી કથાઓનું વેપારી દષ્ટિએ પ્રકાશન થયું છે. પરિણામે ગિજુભાઈએ જે ઊંચું ધોરણ ઊભું કર્યું હતું અને જાળવ્યું હતું તે ઉત્તરોત્તર ક્ષીણ થતું રહ્યું છે. આમ છતાં એ વાતનો સ્વીકાર કરવો જોઈએ કે કથાનો વ્યાપ અત્યંત વિસ્તૃત થયો છે, અને બાલ-સાહિત્યના વાચકોને લેખકોએ વિશાળ જગતના બાલસાહિત્યના સીધા સંપર્કમાં મૂકી દીધાં છે. પ્રકાશનમાં પણ સારો એવો વિકાસ થયો છે અને દરેક પ્રકાશક હવે નાના બાળકો માટે ચિત્રકથાઓનુ પ્રકાશન કરે છે, અને ચિત્રના માધ્યમનો પણ સુયોગ્ય રીતે ઉપયોગ થયો છે.

હાસ્યપ્રધાન વાર્તાઓનું બૃહદ પ્રમાણમાં પ્રકાશન થતું જાય છે. એમાં બાળકો જેનાથી સુપરિચિત હોય એવાં પાત્રોની મૂર્ખામીભરી વર્તણૂક કેન્દ્રસ્થાને હોય છે. સ્વાતંત્ર્ય પૂર્વના કાળમાં 'અડવો' આવું એક પાત્ર હતું; 'અડવો', એને જે કાંઈ શિખામણ આપવામા આવતી તેના શબ્દાર્થને વળગી રહેતો અને તેથી એના વર્તનમાં જે વિષમતા આવતી તેને પરિણામે વાચકો મુક્ત–હાસ્ય કરતા. ગિજુભાઈએ અડવાનાં પ્રચલિત પરાક્રમો એકઠાં કરેલાં અને વાર્તાલેખકોને દોરવણી આપેલી. હરિપ્રસાદ વ્યાસે એમના બકોર પટેલ (૧૯૩૯)માં એ જ રીતિ બકોર પટેલના પાત્ર દ્વારા અખત્યાર કરેલી ત્યારે 'અડવા'નું સ્થાન બકોર પટેલે લીધેલું. જીવરામ જોષીએ તે પછી એવું જ એક લાક્ષણિક હાસ્યપ્રધાનપાત્ર 'મિયાંફૂસકી' દ્વારા સર્જ્યું. મિયાંફૂસકીની વિશેષતા એ હતી કે એ કેવળ મૂર્ખ નહોતો, પણ બહારથી મૂર્ખ લાગવા છતા એ સાચેસાચ બુદ્ધિશાળી પાત્ર હતો. એ પોતાના વિરોધીઓને એની અક્કલથી કફોડી પરિસ્થિતિમાં મૂકી દેતો અને એને મૂર્ખ બનાવનારા પોતે જ મૂર્ખ બની જતા અત્યાર સુધીમાં મિયાં ફૂસકીનાં પરાક્રમોની બાર પુસ્તિકાઓ પ્રગટ થઈ છે. પ્રથમ પુસ્તિકા ૧૯૪૬માં પ્રગટ થઈ હતી અને છેલ્લી પુસ્તિકા ૧૯૫૨માં એ વાર્તાઓ એટલી બધી બાળકોમાં લોકપ્રિય બની હતી, કે 'અડવા'ની જેમ 'મિયા ફૂસકી'નું નામ પણ ઘર ઘરમાં જાણીતુ બની ગયું હતું. તે પછી જીવરામે મિયાં ફૂસકીમાથી બીજાં હાસ્યોત્પાદક પાત્રો સર્જ્યાં, પણ એમણે નવુ પ્રસ્થાન કર્યું, તે એ કે મિયાં ફૂસકી જે મોટી ઉમરનો હતો, તેને બદલે એમણે બાળકોની

જોડી સર્જી. એ બાળકો હતાં—છકો અને મકો, છેલ અને છબો, અડુકિયો અને દડુકિયો, જગો અને ભગો, તથા સોટી અને પોઠી. એ બાળપાત્રોની વાર્તાઓ ૧૯૫૩થી ૧૯૭૮ દરમ્યાન પ્રગટ થઈ. એ વાર્તાઓ મિયાં ફૂસકી કરતાં વધારે લોકપ્રિય બની તેનું એક કારણ એ હતું કે બાળકોને પોતાથી મોટી ઉંમરના મિયા ફૂસકી કરતાં પોતાની જ ઉંમરનાં એ બાળકોની જોડે વધારે આત્મીયતા લાગતી. જો કે એ વાત એટલી સાચી છે, કે એ બાળકોની જોડીનાં પરાક્રમો મિયાં ફૂસકીનાં પરાક્રમોથી ઝાઝાં જુદાં પડતાં નથી. જીવરામે લગભગ ૧૨૫ વાર્તાઓ લખી છે. આ હાસ્યોત્પાદક પાત્રો ઉપરાંત એમણે અકબર તથા બીરબલ તથા રાણી ચતુરાની વાર્તાઓ લખી છે. એ વાર્તાઓમાં પાત્રો જ ઐતિહાસિક છે. બાકી ઘણા બધા પ્રસંગો કાલ્પનિક જ છે.

યશવંત મહેતાએ પણ લગભગ ૧૩૫ વાર્તાઓ લખી છે. આપણી ધરતીની બાલોચિત સામગ્રીનો તો એમણે પૂરતા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે પણ તે ઉપરાંત દુનિયાના વિધવિધ દેશોની બાળવાર્તાઓને પણ એમણે બાળકોને અત્યંત રસ પડે એવી રીતે આલેખી છે. એમની વાર્તાઓમાં વિષયની વિવિધતા પણ પ્રચુર છે. જેમ કે ભારતનો આઝાદી સંગ્રામ, ટૉલસ્ટૉય, ડોસ્ટો વિસ્કી, એમિલઝોલા, હાન્સ એન્ડરસન, ગાયદ મોપાસા, સેમ્યુઅલ ડેલમ્ઝ અને અન્ય વિશ્વની મહાન વિભૂતિઓની સાહિત્યિક રચના. એ લેખકોની વયસ્કને માટેની વાર્તાઓને પણ એમણે બાળકોને અનુરૂપ સ્વાંગ આપ્યો છે, અને તેથી મૂળ લેખકની કથાઓને એમણે વધારે રસપ્રદ બનાવી છે.

નટવરલાલ વીરાવાળા પણ બાળવાર્તાઓના સુપ્રસિદ્ધ લેખક છે. એમણે બાળવાર્તાનાં લગભગ ૫૦ જેટલાં પુસ્તકો લખ્યાં છે. જેમાં વાર્તાઓ તથા નવલકથાઓનો સમાવેશ થાય છે. એમાં મૌલિક કથાઓ છે, ભાષાંતરો છે, રૂપાંતરો છે. એઓ બાળ માનસના અભ્યાસી છે, એટલું જ નહિ પણ પશ્ચિમના બાળસાહિત્યનું એમણે ઊંડું અધ્યયન કર્યું છે. ને બાળસાહિત્યનો વિવેક નામનો એક લેખ પણ લખ્યો છે. આથી જ એમની બાળકથાઓમાં એમને સારી એવી સફળતા પ્રાપ્ત થઈ છે. એમનું 'વિશિષ્ટ પ્રદાન બંગાળી સાહિત્યનું જાણીતું હાસ્યપ્રધાન પાત્ર ગોપાળ ભાંડ'નું ગુજરાતીમાં અવતરણ કર્યું તે છે. ગોપાળ ભાંડ પણ મિયાં ફૂસકી કે બીરબલની જેમ પોતાની અક્કલને જોરે વિરોધીઓને હાસ્યાસ્પદ પરિસ્થિતિમાં મૂકી દેતા. એમણે જુદી જુદી વયનાં બાળકો માટે વાર્તાઓ તથા નવલકથાઓ રચી છે.

બાળકોની કથાઓના લેખકો તરીકે હરીશ નાયક તથા ધનંજય શાહનાં પણ અત્યંત જાણીતાં નામો છે. હરીશ નાયકે ૯૬ વાર્તાઓ તથા નવલકથાઓ રચી છે, જ્યારે ધનંજય શાહે ૯૧. ધનંજય શાહે જીવરામ જોષીની જેમ એમની હાસ્યપ્રધાન વાર્તાઓ માટે સાહસી બાળકોની જોડીને નાયકો તરીકે પસંદ કર્યા છે. જીવરામ જોષીની ઉત્તરકાળની વાર્તાઓની જેમ એમણે બે બાળકોની જોડીને બદલે બાળકત્રિપુટી પસંદ કરી છે. એ ત્રિપુટી છે જગો, મગો અને ભગો. એઓ બાળકોને ખડખડાટ હસાવે એવી પરિસ્થિતિ સર્જે છે. હરિશ નાયકે ભારતીય અને ગ્રીક પુરાણો તથા વિજ્ઞાનનું ક્ષેત્ર પોતાની વાર્તાઓની પાર્શ્વભૂમિ તરીકે પસંદ કર્યું છે. ધનંજય અને હરીશ બન્ને લેખકો ૧૯૫૦થી સતત બાળસાહિત્યનું સર્જન કરતા આવ્યા છે.

રમણલાલ શાહ અને રમણલાલ સોની લગભગ છેલ્લાં પચાસ વર્ષોથી બાળવાર્તાઓનું સર્જન કરતા આવ્યા છે, અને બંનેએ લગભગ ૮૦ જેટલી બાળ-કથાઓની રચના કરી છે. એમણે બાળવાર્તા માટે

કોઈ પણ વિષય વણસ્પર્શ્યો રાખ્યો નથી. અને દરેક વિષયની વાર્તામાં એમણે એકધારી સફળતા પ્રાપ્ત કરી છે. એમણે પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ જે જે દિશામાથી વાર્તા માટે સામગ્રી મળી તેનો પૂરતો ઉપયોગ કર્યો છે એમણે જુદી જુદી વયનાં બાળકો માટે કથાઓ લખી છે. આ ઉપરાંત એમણે બાળકોને વાર્તારસમાં ઘોળીને જાત–જાતની માહિતી પણ પૂરી પાડી છે. રમણલાલ શાહે ૧૯૧૮માં બાળકોનુ માસિક શરૂ કરેલું અને ત્યારથી પોતાના માસિકમાં એમણે બાળકો માટે જુદા જુદા વિષયો પર લખ્યું છે, અને કથા ઉપરાંત અન્ય પ્રકારોમાં પણ સફળતાથી બાળસાહિત્યનું ખેડાણ કર્યું છે. એઓ જગતના બાળસાહિત્યના સતત સંપર્કમાં રહે છે અને ભાષાંતર–રૂપાંતરો દ્વારા પોતાના વિશાળ વાંચનનો લાભ બાળકોને આપતા રહે છે. રમણલાલ સોની એ શાંતિનિકેતનના વિદ્યાર્થી હતા, અને એથી એમણે ગુરુદેવના બાળસાહિત્યનો મર્મ બરાબર પકડ્યો છે, એટલું જ નહિ, પણ એ સાહિત્યની સૌરભને ગુજરાતીમાં પ્રસરાવી છે.

બીજા જાણીતા બાલકથાના લેખકોમાં ધૂમકેતુએ ૧૯૪૦થી ૧૯૬૦ની વચ્ચે પુરાણ અને ઇતિહાસને આધારે બાલવાર્તાઓ રચી છે. મનુભાઈ જોધાણીએ પશુપંખી તથા વનસ્પતિની વાર્તાઓ લખીને બાળ-સાહિત્ય માટે એક નવી દિશાનુ ઉદ્‌ઘાટન કર્યું. એમનો લેખનકાળ ૧૯૨૪ થી ૧૯૫૮ સુધીનો હતો. ઝવેરચંદ મેઘાણી ત્રીશીની શરૂઆતમાં દાદાજીની વાતો તથા દાદીમાની વાતો જે લોકોમાં પ્રચલિત હતી તેને સંગ્રહિત કરીને પ્રગટ કરી. નાગરદાસ પટેલે ખૂબ નાનાં બાળકો માટે સદીના છઠ્ઠા દશકામાં જાતજાતની વાર્તાઓ રચી. ગિરીશ ગણાત્રાએ વિજ્ઞાનને આધારે ૧૯૬૦ પછી અનેક વાર્તાઓ રચી છે.

૧૯૭૦ પછી બાળકથા સાહિત્યનો મબલખ ફાલ ઊતરતો જાય છે, અને તેમાં વિશેષે કરીને ચિત્રકથાનો સારો એવો ફાળો છે. આમ ચિત્રકથાઓ દ્વારા લેખકોની જોડે ચિત્રકારોનો પણ કથા સાહિત્યના સર્જન માટે સાથ લેવામાં આવે છે. યશવંત મહેતા, સુરેશ ઓઝા, આબિદ સુરતી, દિવ્યકાંત રાઠોડ, વસંતબહેન; તથા ફીકુ મેઘાણી ઇત્યાદિ કેટલાક ચિત્રકારો છે કે જેમણે ચિત્રકથાના વિકાસમાં પ્રશસ્ય કામગીરી બજાવી છે.

**નાટક :**

બાલસાહિત્યમાં નાટકનો પ્રવેશ ઘણો પાછળથી થયો એનું કારણ એ હોઈ શકે કે બાળકાવ્યો તથા બાળવાર્તાની જેવી પરંપરા હતી, તેવી કોઈ પરંપરા બાળનાટકોની નહોતી, એટલે એ ક્ષેત્ર એક તો નવુ હતું, અને બીજું બાળકો માટે જ નાટક હોઈ શકે એવો ખ્યાલ પણ કોઈ બાળસાહિત્યના લેખકને નહોતો. આ નાટકના પ્રકારની શરૂઆત ગિજુભાઈએ કરી. એમની સંસ્થાઓમાં બાળકની પ્રચ્છન્ન સર્જન-શક્તિને પ્રગટ કરવા માટે એમણે નાટકના માધ્યમનો ઉપયોગ કરવા વિચાર્યું અને બાળકો ભજવી શકે એવાં નાટકો એમણે લખાવ્યાં અને રંગમંચ પર સફળતાથી રજૂ કર્યાં. એથી એમણે લખેલાં બધાં બાળનાટકામા પૂર્ણાંશે અભિનયક્ષમતા છે. એ નાટકો બાળકો જ ભજવતાં હોવાથી સ્વાભાવિક રીતે એમાનાં બધાં પાત્રો બાળકો જ છે. એમણે એમની સંસ્થાનાં બાળકો જે વાર્તાઓથી સુપરિચિત હતાં તે વાર્તાને આધારે જ નાટકોની રચના કરી છે. એમણે લખેલાં અને એમની સંસ્થામાં ભજવાયેલાં નાટકો "ચાલો ભજવીએ" (૧૯૩૩ થી ૧૯૩૬) પાંચ ભાગમાં પ્રગટ થયાં છે. એ ઉપરાંત "પરિ અને રાજકુમાર" (૧૯૩૬)માં એમણે બાળકોની કલ્પનાસૃષ્ટિને તાદૃશ કરી છે. એ

નાટકો પહેલાં ભજવાયાં અને પછી છપાયાં તેથી એમનાં નાટકોમાં રંગમંચીય સફળતા, કે અભિનયતાનો પ્રશ્ન જ ન રહ્યો, ને એ રીતે આપણા બાલસાહિત્યમાં નાટકનો આરંભ સંગીન પાયા પર થયો. જુગતરામ દવેએ પ્રહ્લાદ નાટક ૧૯૨૪માં લખેલું. એ નાટકનો ઉદ્દેશ બાળકોમાં અન્યાયની વિરુદ્ધ સત્યાગ્રહનો માર્ગ અપનાવવાની વૃત્તિ જગાડવાનો હતો. એ નાટક પણ સફળ રીતે ભજવાયું હતું. એ નાટકમાં બાળક પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ સ્થાપિત કરે છે, તે દૃષ્ટિએ બાળકોનું ગૌરવ કરનારું હોવાથી એ વીશમી સદીના ત્રીજા દશકામાં સારું એવું લોકપ્રિય થયેલું. બાલનાટકોમાં બાળકોનો પક્ષ રજૂ કરનાર અને બાળકોને ન સમજવાથી વડીલો એમના વિકાસમાં કેવા અવરોધો ઊભા કરે છે, તેનું દર્શન યશવન્ત પંડ્યાએ એમના બે નાટ્ય સંગ્રહો દ્વારા કરાવ્યુ છે. "બાળનાટકો" (૧૯૩૦) અને 'ઘરદીવડી' (૧૯૩૨). આ નાટકોની વિશેષતા એ છે કે એમાં બધાં જ બાલપાત્રો છે, કારણકે લેખક એવુ માનતા હતા કે બાલ નાટકોમાં બધાં જ મુખ્ય પાત્રો બાળકો હોવાં જોઈએ. મોટેરાઓનાં વર્તનના બાળકોનાં મન પર કેવા પ્રત્યાઘાતો પડે છે, તે એમણે આ નાટકોમાં અત્યંત કુશળતાથી દર્શાવ્યું છે એમનાં નાટકો શાળાના રંગમંચ પરથી ભજવાયાં હતાં. ચન્દ્રવદન મહેતા બધાના નાટકકાર છે, એટલે બાળકોના નાટકકાર હોય એ સ્વાભાવિક છે. એમણે "સંતાકુકડી" (૧૯૩૭) અને 'રમકડાંની દુકાન' (૧૯૩૭) એ બે સંગ્રહો બાળકોને ભજવવા માટે આપ્યા છે. એમનાં નાટકો અનેકવાર શાળાના રંગમંચ પરથી ભજવાયાં છે, અને હજી ભજવાય છે. નાટકના તો એઓ નિષ્ણાત હોવાથી એમનાં નાટકો રંગમંચ પર સફળ થાય છે. જ્યારે આપણે ત્યાં સફળ રીતે ભજવાય એવાં બાળનાટકો નહોતાં ત્યારે એમણે તથા યશવંત પંડ્યાએ બાળકોને ભજવવા માટે નાટકો પૂરાં પાડયાં અને એ રીતે બાળસાહિત્યને સમૃદ્ધ બનાવ્યું. ધૂમકેતુએ પણ બાળનાટકોનાં બે સંગ્રહો આપ્યા છે–'એકલવ્ય અને બીજાં નાટકો' (૧૯૪૮) અને 'પડઘા' (૧૯૪૭). મહાભારતમાંનું એકલવ્યનું પાત્ર એક એવું આદર્શ બાળક છે, કે જે બાળકોની પ્રેરણાસ્રોત બની શકે એ દૃષ્ટિએ કથાવસ્તુ તો યોગ્ય પસંદ છે, છતાં એ રંગમંચ પર સફળ થયું નથી. 'પડઘા' નાટકમાં બાળકોના મનોવ્યાપારને સફળતાથી યક્ષ્યશ્રાવ્યરૂપ અપાયું છે. શ્રીધરાણી તો દક્ષિણામૂર્તિના વિદ્યાર્થી હતા. ગિજુભાઈ પાસે ભણેલા એથી એઓ બાલનાટ્ય સાહિત્યમાં નવા વિષયો અને નવી નિરૂપણરીતિ લઈને આવે છે. એમનાં 'વડલો' (૧૯૨૭) તથા 'પીળાંપલાશ' (૧૯૩૭) બંને નાટકો એની રીતે નવી દિશામાં ડગ માંડે છે. 'વડલો'માં પ્રાણી સૃષ્ટિ, વનસ્પતિ, પક્ષી વગેરે પાત્રો છે અને એ રીતે નાટક આપણને રવીન્દ્રનાથના તાસેર દેશ જેવાં નાટકોની યાદ આપે છે. એમણે નાટકમાં પહેલી જ વાર મનુષ્યેત્તર તત્ત્વોને રંગમંચ પર ઉતાર્યા છે. એ નાટક પ્રકૃતિલીલાનું નાટક હોઈને, અને એ પ્રકારની અવનવીનતાને કારણે એ ઘણું લોકપ્રિય બન્યું, પીળાંપલાશ'નાં નાટકો બાલમાનસને વ્યક્ત કરતાં હોવા છતાં એમાંનાં નાટકોને વડલાં જેટલી પ્રસિદ્ધિ સાંપડી નહીં.

પ્રાગજી ડોસાએ ૧૯૩૯થી ૧૯૭૦ સુધીમાં દશ બાળનાટકોના સંગ્રહો આપ્યા છે. એઓ બાળરંગભૂમિના અભ્યાસી હોવાથી, અને બાળકોની રંગભૂમિ વિષે એમણે પુસ્તિકા પણ લખી હોવાથી એમને બાળનાટકોની વિશેષતાની સારી એવી સૂઝ છે. એમણે એમનાં નાટકોમાં આપણા મહાપુરુષોના બાલ્યજીવનના પ્રસંગોને નાટ્યરૂપ આપ્યું છે. જેમકે

બાલમોહન (૧૯૪૭)માં ગાંધીજીના બાલ્યજીવનના પ્રસંગો બાળકોને રસ પડે એ રીતે નિરૂપાયા છે. તો સમર્થસેનાની (૧૯૫૦)માં સરદારના બાલ્યજીવનને નાટ્યરૂપ આપ્યું છે. આ ઉપરાંત એમણે પંચતંત્રની વાર્તાઓનુ પણ નાટ્યરૂપાન્તર સફળતાથી કર્યું છે. સોનાની કુહાડી અને બીજા નાટકો' (૧૯૫૫)માં પંચતંત્રની વાર્તા લીધી છે બાળકોને ભજવતાં મઝા પડે એ રીતે જ આ નાટકો લખાયેલાં છે. આ ઉપરાંત એમણે જે 'અરેબિયન નાઈટ્સ'ની વાર્તાઓ પરથી તેમજ યુરોપીય સાહિત્યની અત્યંત પ્રસિદ્ધ વાર્તાઓ Piet Piper, Petar Pan વગેરે પરથી પણ નાટકો તૈયાર કર્યાં છે જે આપણા બાલનાટકકારોને નવી દિશા ચીંધે છે. એમનાં નાટકો રંગમંચ પર અનેક વાર ભજવાયાં છે.

પિનાકિન ત્રિવેદીની "દિવાળીની છૂટ્ટી" (૧૯૩૯) બાળનાટિકા ગુજરાતીમાં ટાગોરનાં બાળનાટકોની ખુશ્બુ લઈને આવે છે. બાળકોને શાળામાં જવાનું ન હોય, રજાની જાહેરાત થાય ત્યારે જે અપરંપાર આનંદ થાય છે તેની અભિવ્યક્તિ આ નાટકમાં નિરૂપાઈ છે. શાળામાં ભજવવા માટે જ એ નાટક લખાયેલું, અને લેખકે જાતે જ એનું દિગ્દર્શન કરેલું, એટલે બાળકોને કેવાં નાટક ભજવવાં ગમે, કેવી રીતે ભજવવાં ગમે તેની એમને પૂરી જાણકારી હોવાથી એ નાટક અનેક સ્થળે અનેક વાર સફળતાથી ભજવાયું એ આપણા બાલનાટકનું એક અનોખું ધન છે. ધીરુબેન પટેલનું 'અંડેરી ગંડેરી ટીપરીટેન' (૧૯૬૬) રંગમંચ પર વર્ષો સુધી સતત ભજવાયેલું સફળ બાળનાટક છે. શાળામાં ગણિતની ગોખણપટ્ટી કરવાથી ત્રાસી ગયેલો બાળક સ્વપ્નસૃષ્ટિમાં કેવો વિહાર કરે છે, અને સ્વપ્નસૃષ્ટિમાં અંક યાદ રાખવાનો એને કેવો નુસખો મળી જાય છે તેનું અનેક દૃશ્યોમાં નિરૂપણ કર્યું છે. વિષયવસ્તુ જ એવું પસંદ થયું છે કે એમાં દૃશ્યોની વિવિધતા લાવી શકાય. વળી પરોક્ષ રીતે આપણી શિક્ષણ પદ્ધતિ સાથે એમણે આ નાટક દ્વારા આકર્ષક રીતે વ્યંગ પણ કર્યો છે. આપણાં બાળનાટકોમાં એ નાટક એક આગવી સિદ્ધિનું પ્રતીક છે. બીજા બાળનાટક કારો કે જેમણે નોંધપાત્ર ફાળો આપ્યો છે, તેમાં પોતાની વાર્તાઓને નાટ્યદેહ આપનાર જીવરામ જોષી, 'છકો મકો' (૧૯૬૩), 'પાણીદાર મોતી' (૧૯૬૫), 'અપ્સરા અને બીજાં નાટકો, (૧૯૪૧)ના લેખક ઈન્દુલાલ ગાધી 'બાળકોની રંગભૂમિ' (૧૯૩૭)ના લેખક રમણલાલ શાહ 'ચાણક્ય' (૧૯૪૪) તથા 'રૂપાની ગાય' (૧૯૪૫)ના લેખક રમણલાલ સોની તથા 'મિયાનૂન' (૧૯૪૪)ના લેખક નટવરલાલ વીમાવાળાનાં નામો ઉલ્લેખનીય છે.

શાળાઓમા ઇતર પ્રવૃત્તિમાં નાટકને સ્થાન મળ્યું હોવાથી, તથા 'આકાશવાણી' અને 'દૂરદર્શન'માં બાળકોના કાર્યક્રમમાં નાટકો રજૂ થતાં હોવાથી, બાળનાટકોની ખૂબ માગ રહે છે અને માગને પહોંચી વળવા ઢગલાબંધ બાળનાટકો લખાય છે. આમ છતાં બાળ નાટ્યલેખન માટે બાળ માનસમાં પ્રવેશવાની જે સૂઝ જોઈએ તે બધા બાળનાટકના લેખકોમાં ન હોવાને કારણે, સંખ્યાની દૃષ્ટિએ જેટલાં નાટકો લખાય છે તેમાં બહુ ઓછામાં ગુણવત્તા દૃષ્ટિએ પડે છે. આમ છતાં બાલનાટક લખવાની જેને સૂઝ હોય તેવા નાટ્યલેખકોની સંખ્યા આપણે ત્યાં ઓછપ વરતાય એવી નથી. અને નાટકોનું ભાવિ ઊજળું છે એવી આશાભરી આપણે વિશ્વાસપૂર્વક કરી શકીએ એવી સ્થિતિમાં છીએ

## બીજાં સાહિત્યસ્વરૂપો :

બાળકના લલિતેતર સાહિત્યમાં જીવનચરિત્રો ને

પ્રવાસકથાઓ આપણે ત્યાં થોકબંધ પ્રગટ થાય છે. માટે અનેક ક્ષેત્રોમાંથી સામગ્રી એકઠી કરવામાં આવે છે. જીવનચરિત્રો માટે દેશ દેશના વૈજ્ઞાનિકો; રાજપુરુષો, સાહિત્યકારો; સાહસવીરો, શહીદો; વગેરેની પસંદગી એટલા વિશાળ પ્રમાણમાં થઈ છે, કે કોઈ પણ વિખ્યાતપુરુષ વિષેના સર્વસંગ્રહની એ ગરજ સારે છે. એમાં નાનાભાઈ ભટનાં 'રામાયણનાં પાત્રો' (૧૯૪૬) તથા મહાભારતનાં પાત્રો (૧૯૪૬) એ બાળકો માટેનાં જીવનચરિત્રોની શ્રેષ્ઠ કહી શકાય એવી રચનાઓ છે. એમણે પ્રસંગો લઈને બાળકોને રસ પડે એ રીતે પાત્રોનું વિશ્લેષણ કર્યું છે. કિશોરલાલ મશરુવાળાએ બુદ્ધ, મહાવીર, કૃષ્ણ, રામ, ઈશુ, ઇત્યાદિનાં ચરિત્રોનું વિશ્લેષણ તાર્કિક રીતે કર્યું છે. એમણે એમની દૃષ્ટિ સમક્ષ કિશોરો રાખ્યા છે. એથી એનો કિશોર સાહિત્યમાં સમાવેશ કરવો યોગ્ય છે. પ્રવાસ ચિત્રોમાં યશવંત મહેતાએ દુનિયાનાં જાણીતાં શહેરોનો તો પરિચય આપ્યો છે, પણ ઓછાં જાણીતાં શહેરોનો પરિચય રસાત્મક રીતે આપ્યો છે. એ પુસ્તિકાઓ લખવા માટે એમણે જહેમત પણ સારી ઉઠાવી છે. આમ અલ્પસ્વરૂપોમાં પણ વૈવિધ્ય છે.

**સામયિકો :**

ગુજરાતમાં બાળકો માટેનું સામયિક ૧૯૧૮માં પ્રગટ થયેલું, જે આપણા પ્રદેશમાં બાળસાહિત્ય વિષેનો આપણો ઉત્સાહ અન્ય પ્રદેશો કરતાં કેટલો વહેલો જાગ્યો હતો તેનો પરિચય કરાવે છે. રમણલાલ શાહે ૧૯૧૮માં 'બાલજીવન' માસિક શરૂ કર્યું એ માસિક દ્વારા બાલસાહિત્યને અનેક દિશામાં વિકસાવ્યું. આજે પણ એ માસિક અર્ધી સદી વટાવી ગયું હોવાં છતાં ચાલે છે. એજ બાલસાહિત્યના ખેડાણ માટે ગુજરાતી ભૂમિ કેવી ફળદ્રુપ છે તેનો પુરાવો છે. ૧૯૨૯માં નાગરદાસ પટેલે 'બાલમિત્ર' માસિક શરૂ કર્યું, અને એ આજ દિન સુધી બાલસાહિત્ય પીરસતું રહ્યું છે. ૧૯૪૮માં શામળદાસ ગાંધીએ 'રમકડું' માસિક શરૂ કર્યું જે આજે પણ વિવિધ બાલયોગ્ય સાહિત્ય પ્રગટ કરે છે. ૧૯૬૯માં બાબુભાઈએ 'ચાંદાપોળી' માસિક શરૂ કર્યું. આમ આજે ચાર બાળકોનાં માસિકો પ્રગટ થાય છે. અને એ જાતનાં માસિકો માટે એટલી બધી માગ છે કે અન્ય પ્રદેશના બાળસાહિત્યના માસિકોના સંપાદકોએ ગુજરાતી આવૃત્તિઓ પ્રકાશિત કરવા માંડી છે. મદ્રાસથી પ્રગટ થતુ 'ચાંદામામા' તથા દિલ્હીથી પ્રગટ થતું 'ચંપક' ઉલ્લેખનીય છે. આ રીતે ૭ બાલમાસિકો ઉપરાંત 'બુલબુલ' નામનું એક બાળકો માટેનું પખવાડિક ૧૯૫૯માં શરૂ થયું છે. અને ભારતભરમાં બાળકો માટેનું એ એકમાત્ર પખવાડિક છે. બાળકો માટેનાં ત્રણ અઠવાડિકો પણ ગુજરાતમાં ચાલે છે. 'બાલસંદેશ' (૧૯૫૦) ઝગમગ (૧૯૫૦) અને ફૂલવાડી (૧૯૬૦). આ ઉપરાંત પ્રત્યેક ગુજરાતી સમાચારપત્રોમાં દરેક અઠવાડિયે બાળ વિભાગ આવતો હોય છે તેમાં કવિતા, ટૂચકાઓ, ઉખાણાં, વાર્તા વગેરે નિયમિત પ્રસિદ્ધ થાય છે. આ રીતે ગુજરાતીમાં બાળકો માટેનાં સામયિકોની સંખ્યા જ દર્શાવે છે, કે ગુજરાતીમાં બાળસાહિત્યનું વાંચન કેટલું વિસ્તર્યું છે.

આમ સમગ્રતયા જોતાં ગુજરાતી બાળસાહિત્યનું સર્જન માતબર છે. અને બાળકોના ઘડતરમાં એ સાહિત્યનો ફાળો અવિસ્મરણીય છે. એ સાહિત્ય બાળકોને દુનિયાના દેશોના સતત સંપર્કમાં રાખતું રહે છે, અને બાળકને ભારતીય તો બનાવે છે, પણ સાથે સાથે વિશ્વનાગરિક તરીકે એ એનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે તેમાં સહાયભૂત થાય છે.

કવિ દલપતરામને, અને એના મહાસત્ય રૂપી વાક્યને ! જો બાળકોને તેમની એ અવસ્થાથી વાંચવાની ટેવ પાડી શકીએ તો, એ ટેવનો પાયો ખૂબ મજબૂત નીવડશે. બાલ્યાવસ્થામાં પડેલી ટેવ સારી જિંદગી એને રહેવાની છે. એક લેખકે કહ્યું છે : Catch them young. લોકોને બાલ્યાવસ્થામાં ઝડપી લો. લોકોની પ્રૌઢાવસ્થાએ તમારે જે કરાવવું હોય, તે માટે તેઓ બાલ્યાવસ્થામાં હોય ત્યારે તેમને ઢાળી દો.

પણ એનો ઢાળ કઈ રીતે ઘડાય ? તેમને માટે સુરુચિપૂર્વકનું દષ્ટિપૂર્વકનું બાલસાહિત્ય રચાવું જોઈએ. તેનાં પુસ્તકો છૂટથી સુપ્રાપ્ય બનવાં જોઈએ. બાળકોની વાંચન ભૂખ તો રાક્ષસી હોય છે. તેમને ટૂંકે સંતોષ થતો નથી. એક પુસ્તક વાંચી લીધા બાદ તરત બીજું શરૂ કરી દેવાની તાલાવેલી લાગે છે. મેં એવાંય બાળકો જોયા છે કે તેઓ જે પુસ્તક વાંચવામાં ગૂંથાયાં હોય તે પડતું મૂકી જમવાનું આકરું લાગે છે. અથવા તેઓ ભાણે બેઠા હોય ત્યારે ખોળામાં ચોપડી, તેમની આંખ ચોપડી પર, અને તેમનો હાથ યંત્રવત મોંમાં કોળિયા ઓર્યા કરે. મોંમાં રોટલીનો ટુકડો ગયો તો ય શું કે શાકનો લચકો ગયો તો ય શું ? તેમને માટે સાવ ગૌણ. માબાપને એવા બાળકને ધમકાવીને ચોપડી મુકાવી દેવાનો અધિકાર આપણે સ્વીકારેલો છે—પણ એ અધિકાર ન આચરતાં માબાપોનાં આવાં બાળકો મેં જોયાં છે.

ક્રમભાગ્યે બન્યું છે એવું કે દસકાઓ પહેલાં દક્ષિણામૂર્તિ કે ગાંડીવ કે બાલવિનોદ–જેવી સંસ્થાઓ સભાનપણે બાલસાહિત્યના ક્ષેત્રમાં પોતપોતાનો આગવો ફાળો આપતી હતી. અને તેમનું કાર્ય મુક્તપણે પ્રશંસા પામતું અને આજે જ્યારે બાલસાહિત્યની આપણે મહત્તા સ્વીકારતા થયા છીએ ત્યારે કોઈ એક સંસ્થાનું નામ આપણે દઈ શકતાં નથી કે જે એ જ ક્ષેત્રમાં આ ત્રણની તોલે કોઈક આવી શકે. હા, બાલસાહિત્યનાં પુસ્તકોનું ઉત્પાદન સંખ્યાદષ્ટિએ કદાચ ઊણું નહિ ઊતરતું હોય. પણ સંખ્યા એ કંઈ ઉત્કૃષ્ટતાનો માપદંડ નથી. અત્યારે જે લખાઈ રહ્યું છે તે અત્યંત ફિસ્સું છે. તેમાં સૂઝસમજનો પૂરેપૂરો અભાવ જોવા મળે છે. ભૂખ્યો માણસ વાસીટૂંઠ રોટલો પણ હોંશે હોંશે ખાઈ જશે, તેમ બાળકોને જે કાંઈ નાંખીશું તે તેઓ સફાચટ પણ કરી જશે. પણ તેથી તેમનું માનસિક આરોગ્ય નહિ કેળવાય. વગર કેલરી કે પ્રોટીન કે વિટામિનનો ખોરાક એમને આપીશું તો પેટ તો ભરાશે પણ બીજું કંઈ દૈવત નહિ આવે.

આવી પરિસ્થિતિ જન્મી કેમ ? તેનાં શાં કારણો હોઈ શકે ? સૌથી મોટું એ કે બાલસાહિત્યના સર્જન માટે જરૂરી વાતાવરણનો સંપૂર્ણ અભાવ, બાલસાહિત્યનું ઉત્પાદન તદ્દન ધંધાદારી ધોરણે થઈ ગયું છે. પરિણામે એ ક્ષેત્રમાં પડેલાઓને ગુણવત્તાની ચિંતા સતાવતી નથી; સંખ્યાબળ જ મદદે રહે છે. એક અંગ્રેજ બાલસાહિત્યનો લેખક કહેતો : 'હું કેટલીયવાર અઠવાડિયું અઠવાડિયું બાળકોની વચ્ચે ગાળું છું. તેમની સોબત સિવાય બીજા કોઈની સોબતનો વિચાર કરતો નથી. અને તેમની વચ્ચે રહીને, તેમની ઉંમરનો થઈને હરુંફરું છું–તે પરથી તેમની જરૂરિયાતનો પાકો અંદાજ હું બાંધી શકું છું.' આમ, બાળકોની સોબત માણતા, બાળકોના જ વાતાવરણમાં જીવવાનું આપણે ત્યાંના કોઈ લેખકે કદી ખ્યાલ કર્યો છે ખરો ?

બીજું આપણે ત્યાં બાલસાહિત્યના સત્ત્વશીલ લેખક કંઈક હતાશા અનુભવે છે. એ સારી ગુણ-વત્તાવાળું લખશે.–એમાં પ્રાણ રેડશે કંઈક નવું

કરવા જશે તો તેને કદાચ આર્થિક બદલો ન મળે, પણ કશીક સ્વીકૃતિની આશા પણ ન ફળે તો એ ક્ષેત્રમાં રહીને કરવું શું ? આપણે ત્યાંના પંડિતો કે વિવેચકો બાલસાહિત્ય કદી વાંચતા નથી, એના તરફ નજરેય નાખતા નથી, એને સમજવાની કોશિષ પણ કરતા નથી તેથી અગાઉ એક ગિજુભાઈ બધેકા કે એક નટવરલાલ વીમાવાળા ગુજરાતને સાંપડેલા તે આજે એક પણ જડતા નથી.

ત્રીજુ, બાલસાહિત્યમાં ચિત્રોને એટલું જ પ્રાધાન્ય છે. એની આગવી ચિત્રશૈલી છે. જે બાલસાહિત્યને પચાવી શકે તેવો જ ચિત્રકાર પોતાની આ અંગેની વિશિષ્ટ શૈલી ઊભી કરી શકે. આજે સારા ચિત્રકારોની કારમી અછત વરતાય છે. ત્યારે બાલસાહિત્યને અનુરૂપ ચિત્રશૈલી ઘડી શકે તેવા ચિત્રકારો ક્યાંથી મળવાના ?

બાલસાહિત્યનાં પુસ્તકો, અમુક અનુદાનોની યોજનાઓ હેઠળ, ખૂબ સસ્તે અપાવાં જોઈએ માત્ર કિંમતને કારણે જ તે લોકો લગી ન પહોંચી શકે તે સ્થિતિ અસહ્ય લાગે છે. કેટલાંય બાળકોને પોતાને મળતી હાથખર્ચીમાંથી પુસ્તકો ખરીદવાની હોંશ હોય છે. પણ એનો મેળ બેસે એ સ્થિતિય રહી નથી. બીજી બાબતમાં ભલે આપણને મતભેદ હોય, રશિયાનાં બાલસાહિત્યનાં પ્રકાશનો લેખન, ચિત્રો, રજૂઆત અને કિંમતની દૃષ્ટિએ જોઈ જવાં જ જોઈએ. ત્યાંની સરકાર પુસ્તકોને સુલભ બનાવવા પોતે જબરો ભાર વેઠે છે, પડતરકિંમત કરતાંય અતિ નીચી કિંમતે પ્રાપ્ય બનાવે છે. એટલી હદે કે કિંમતના કારણે પુસ્તક ન ખરીદવાના બહાના માટે એક ટકો પણ અવકાશ રહેવા દીધો નથી. આવું કંઈક હોય ત્યારે આપણે સરકાર પર નજર ફેરવવા માંડીએ છીએ. પણ એવું કરવા રહીશું તો ૧૯૮૦ની સ્થિતિ અને ૧૯૯૦ની સ્થિતિમાં કોઈ મોટો ફેર નહિ પડે એ માટે, ગાંધીજીએ જેમને સમાજના ટ્રસ્ટીઓ ગણ્યા છે તેવા શ્રીમંતોને જ, જોતરવા વધારે સરળ છે–તેમના નામની યાદગીરીમાં સંગીન કામ થતું હોય તો ગુજરાતમાં એવા પાંચપંદર ધનકુબેરો નહિ જડે એવું નહિ જ બને કેટલુંય ટ્રસ્ટો પાસે ખરચવાની રકમ હોય છે. પણ ચોક્કસ યોજનાને અભાવે રકમો વણવપરાયેલી પડી રહે છે એવાં ટ્રસ્ટોને પણ આ કામમાં કેમ ન સંડોવી શકાય ? ખાનગી રાહે જે કામ થઈ શકશે તે વધારે બળવત્તર જ રહેશે.

અત્યારે, ગુજરાતમાં બાલસાહિત્યનાં પ્રકાશનોમાં એક નવો પ્રવાહ શરૂ થયો છે અને તે આવકાર પાત્ર છે. તે છે–બહુરંગી સચિત્રબાલ સાહિત્ય અત્યાર લગી ૪ થી ૬ વરસના શિશુઓને જ લક્ષમા રાખી બાલસાહિત્ય ખાસ પ્રગટ થતું નહોતું. છેલ્લાં છ સાત વરસથી, શિશુઓ માટે ચિત્ર અને રંગસભર બાળસાહિત્યના પુસ્તકો ગુજરાતની ત્રણ–ચાર પ્રકાશન સંસ્થાઓ તરફથી પ્રગટ થતાં શરૂ થયાં છે. તેનું મુદ્રણ ખૂબ નયનરમ્ય છે; એટલી હદે કે તેમાંનું ગુજરાતી લખાણ બાદ કરી નાખશો તો એ પુસ્તક સહેજે પરદેશમાં પ્રગટ થયાનો જ ખ્યાલ આવે. અલબત્ત, કદાચ આકરી કસોટીએ તેમાં કેટલીક ત્રુટિઓ માલૂમ પડે એ સંભવિત છે; પણ શરૂ થયેલો એ પ્રવાહ આવતીકાલે અન્ય શક્તિશાળી કલમો અને પીંછીઓને ખેંચી લાવશે અને, એમાં એક પણ આગવી સૂઝ અને દૃષ્ટિવાળી વ્યક્તિ ગૂંથાયેલી આવશે તો તેની પાછળ, વધારે સુરુચિ અને ઉચ્ચ કક્ષાનું બાલસાહિત્ય ચાલ્યું આવશે એ દેખીતું છે.



# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | અમરગઢ | શ્રી નટવર શાહ | નવલકથા | ૨૮–૦૦ |
| ૨. | ઉપકાર | ધીરજબેન પારેખ | ,, | ૧૬–૦૦ |
| ૩. | અમે તરસ્યા સાજન | શ્રી મફત ઓઝા | ,, | ૧૪–૦૦ |
| ૪. | કણકણમાં અજવાળાં | શ્રી હસિત બુચ | ,, | ૧૪–૦૦ |
| ૫. | કચ્છભૂમિનો કેસરી | શ્રી હરિલાલ ઉપાધ્યાય | ,, | ૧૯–૦૦ |
| ૬. | સંક્રાન્તિકાળ | શ્રી નવનીત દોશી | ,, | ૧૨–૫૦ |
| ૭. | ચક્ર | શ્રી પરીમલ શાહ | ,, | ૨૨–૦૦ |
| ૮. | ચંબલનો ચિરાગ | શ્રી વિરેશ તીરકર | ,, | ૨૨–૦૦ |
| ૯. | સૂરજનો સાતમો ઘોડો | શ્રી ધર્મવીર ભારતી | ,, | ૭–૨૫ |
| ૧૦. | રૂપેણ કાંઠાની લોકકથાઓ | શ્રી મફત રણેલાકર | નવલિકા | ૧૧–૦૦ |
| ૧૧. | હિતોપદેશ મિત્રલાભ | શ્રી ડૉ. વસંત પરીખ | ,, | ૬–૦૦ |
| ૧૨. | સાત યુગોસ્લાવ વાર્તાઓ | અનુ. ભગવતીકુમાર શર્મા | ,, | ૬–૦૦ |
| ૧૩. | કાવ્યો | શ્રી શિવ પંડ્યા | કાવ્ય | ૧૫– ૦ |
| ૧૪. | કાનો માતર | શ્રી પ્રાણજીવનદાસ મહેતા | ,, | ૧૨–૦૦ |
| ૧૫. | જાપાની કવિઓનાં એકહજાર નેવું હાઈકુ અને વાકા. | અનુ. મહમદ રૂપાણી | હાઈકુ | ૧૭–૦૦ |
| | | — | — | — |
| ૧૫. | ઉપદ્રવ ભા. ૨ | શ્રી નાથાલાલ દવે | કાવ્ય | ૬–૦૦ |
| ૧૬. | ભગ્નમૂર્તિ | અનુ. વસંત જોશી | ,, | ૫–૦૦ |
| ૧૭. | સ્વરસરિતા | એની સરૈયા | ,, | ૬–૦૦ |
| ૧૮. | અટકળ | શ્રી મનોજ ખંડેરિયા | ,, | ૧૦–૦૦ |
| ૧૯. | છન્દ પ્રવેશ | શ્રી પૂજાલાલ | વિવેચન | ૧૦–૦૦ |
| ૨૦. | વેણુગીતમ | શ્રી આર. કલાધર ભટ્ટ | ,, | ૩૦–૦૦ |
| ૨૧. | ઓથેલો | અનુ. મનસુખલાલ ઝવેરી | નાટક | ૧૨–૦૦ |
| ૨૨. | મીસાવાસ્યમ | શ્રી વિષ્ણુ પંડ્યા | સંસ્મરણો | ૨૨–૫૦ |
| ૨૩. | વીસમી સદીનો સમાજવાદ | અનુ. પ્રા. બદરીપ્રસાદ ભટ્ટ | રાજકારણ | ૯–૦૦ |

उ६ंगार–४१ | ८'–७९

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૩ અંક : ૨



# ઉદ્ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૩
૧૫ સપ્ટેમ્બર '૭૯ : અંક ૨
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૬૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


—'ઉદ્ગાર'નો ગયો અંક બાળવિશેષાંક હતો. તેમાં પ્રગટ થયેલી રચનાઓ વિશે વિવિધ અભિપ્રાયો મળ્યા છે, મળતા રહેશે. 'બાલ-સાહિત્ય' શીર્ષક હેઠળ રચાતું બધું જ સાહિત્ય સાચા અર્થમાં 'બાલ-સાહિત્ય' હોય છે? એ મુખ્ય પ્રશ્ન છે, જે અહીંતહીં અવારનવાર પુછાય જ છે.

ગુજરાતી સાહિત્ય પરિષદનું ત્રીસમું અધિવેશન આવતા ડિસેમ્બરની તા. ૨૨/૨૩/૨૪ દરમિયાન વડોદરામાં મળશે. આ અધિવેશનમાં ચર્ચા-રજૂઆત માટે આ વિભાગો નક્કી થયા છે : (૧) સાહિત્યસર્જન : નવલકથા (૨) સાહિત્ય-વિવેચન (૩) ભાષા-સંશોધન અને (૪) પરિસંવાદ.

સર્જાતા સાહિત્ય અંગે થતી ચર્ચા-વિચારણા રસિક વાચકો માટે પણ ઉપયોગી બની રહે છે. 'ઉદ્ગાર'ના વાચકો માટે સારરૂપ અહેવાલ પ્રગટ કરીએ છીએ, તેમ કરતા રહીશું.

ગુજરાતના સંદર્ભમાં ગ્રંથાલય વિધેયકની અગત્ય કેટલી બધી છે તે આ અંકમાં પ્રગટ કરેલ શ્રી છગનલાલ જૈયાના લેખ પરથી પણ જાણી શકાશે. 'ઉદ્ગાર' દ્વારા આ અંગે અવારનવાર સૌ કોઈનું ધ્યાન દોર્યું જ છે. ગુજરાત સરકાર આ સત્રમાં એ વિધેયક યોગ્ય રૂપે પસાર કરી ધન્યવાદ પામે એમ ઇચ્છીએ.

આપનો
**મનહર મોદી**

# ઝીંગોરા હુપ્પા ઝીંગોરા હુપ્—

□ વિનોદ જોશી

ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
કાખમાં ગાગર મેલો રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
ઊગમણી શેરીએ ડેલો રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
પરદેશી બેઠો પ્હેલો રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
કોણી (જાણે કેવડો) પેડુ મઘમઘ થાય
ગાગર છલકી જાય મલકે આંખ્યે માછલી
રુમઝૂમ રાણી સંચર્યાં શેરી આકઝમાળ
ડેલે દીધો સાદ ટહુકે ભાંગ્યાં ટોડલાં
હુભળક ઊભા થઈ ગિયા પરદેશી સુજાણ
ખેંચ્યાં તીરકમાન ઊભી શેરી થરથરે
શેરડીનો સાંઠો પોલો રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
હઇડેથી નાઠો હોલો રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
કાળજાની ગાંઠો ખોલો રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
ખોલી બે ફૂલપાંખડી વળતી પળ ભીડાય
વણબોલાયાં વેણ હાંફે હળવે છાતીએ
આંખ્યે સોણાં આંગળી ડબ ડબ હાલ્યાં જાય
પરદેશી મૂંઝાય ઝટ જઈ ઝાલે બાવડું
રગરગ ઝાલર રણઝણે નખનખ દીવા થાય
કુંજલડી સંતાય ધસમસ ધીંગાં વાદળે
ઓચિંતી વીજળી તૂટી રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
દરિયાની આબરૂ લૂટી રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
ટેરવાની ઝંખના ફૂટી રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
કમળની દાંડલી ચૂંટી રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
બ્રહ્માની પાકી ફૂટી રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોળા હુપ્—
એમાંથી વારતા ફૂટી રે સોનબા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—
ઝીગોરા હુપ્પા ઝીગોરા હુપ્—

# ગઝલ

□ હિંમત જોશી

ઘરમાંથી ઉંબર, ઉંબરમાંથી શેરી, શેરીએથી શ્હેર
એકમાંથી બીજી, બીજીમાંથી ત્રીજી ફૂટતી ન્હેર
એમાં તરતા બૂડતા અડવડતા ચ્હેરા
પગથીએ પગલાં માંડે
સાઇકલે ડગલાં માંડે
સ્કૂટરથી એ સરતા
મોટરમાં એ ફરતા
સ્કૂટર, મોટર, બસની વચાળે
એક દિવસમાં ફરતા ચોર્યાસી
લાખ ફેરા.

ફરતા સરતા અડવડતા ચ્હેરા
કાફેમાં કોફીની ફૂંકે
ઑફિસમાં બૉસને ઝૂકે
દેવળમાં દરરોજ ઢૂંકે
રેસના મેદાને દોટ મૂકે
કાફે, ઑફિસ, દેવળ, રેસમેદાનમાં
જ્યાં ત્યાં તાણી બેઠા તંબૂ ડેરા
ફૂંકતા ઝૂકતા ઢૂંકતા અડવડતા શ્હેરા.
હસતો ગાય રડતો જાય
ખીલતો જાય ખરતો જાય
બૂડતો જાય તરતો જાય
હાય.. હાય.. કરતો મરતો જાય
એક ચ્હેરાની પાળે લાગણીઓએ કેટકેટલા મૂક્યા
ચ્હેરા

ખરતા બૂડતા મરતા અડવડતા ચ્હેરા

મેટામોર્ફોસીસ □ નયન હ. દેસાઈ

ધૂમ્રમય આકાશ આંધિ ખિન્ન તડકામાં વીંટ્યું રણ;
સ્વપ્ન સાચું કે સૂરજ સાચો બપોરે બોલ કૈં પણ;
સ્નિગ્ધ આંખો ઘા કરે લોચા વળે ટહુકો ગમે છે;
છે નગર પ્રાચીન અશ્મિભૂતના ઘરમાં નથી ક્ષણ;
પાંદડાં હાલે; છબિ; સંકેત નળ રાજા હતો ? હા;
લાલ લોહીની લિપિમાં આગલા ઘા પાછળ વ્રણ;
કેટલી સુરંગ ન્હોરો કીર્તિલેખો ફૂંક અગ્નિ;
નેજવામાં પગરવો ભણકાર બારી અશ્વ હણહણ;
કેદ પથ્થરમાં પૂરેલી હોડીઓ ગુફા રુંવાટી;
દૂર દરિયામાં કીડી મૂળાક્ષરો એકાંત ગળપણ;
ખોતરો અસ્તિત્વ છાયા ભાત ભીંતો ને હથેળી
છાલ છાલાં દીર્ઘ પથ ને શ્હેર શેરી એક બે ત્રણ...

●

# ગઝલ

□ મહેન્દ્ર સમીર

ખ્વાબોનો એમ રંગ રહ્યો આફતાબમાં,
મારો હિસાબ જાણે રહ્યો બેહિસાબમાં.
હસવાનો કંઇ અવાજ થયો ને ખબર પડી,
કો' ગુલબદન છૂપાઇ પડી'તી ગુલાબમાં,
કૈં કેટલા સવાલ તણી લાશ દઇ ગયા,
કૈં કેટલા સવાલ મળ્યા છે જવાબમાં.
કોઈ નવાબી ઠેસ હવે લાગતો નથી,
રસ્તો ઢૂંઢી રહ્યો છે નવાબી નવાબમાં.
એ કાજ ડૂબી જાય છે સૂરજ સદા 'સમીર',
કે બેખુદીની રાત ઢળી જાય ખ્વાબમાં.

વ્યંગકથા

# જમણુલાલનું નાક

યોગેશ જોષી

જમણુલાલનું નાક બહુ સરસ તમેય એમનું નાક જુઓ તો વખાણ્યા વગર ન રહી શકો. તેમનું નાક સરસ હોવાના કારણે તો તેમનો 'ધંધો' સરસ ચાલતો. નાક સરસ હોવાના કારણે તો તેઓ ઇલેક્શનમાં ચૂંટાયેલા અરે! જ્યારે તેઓ કોલેજમાં ભણતા ત્યારે નાક સરસ હોવાના કારણે સ્કોલરશીપ પણ મળેલી. તેઓ નાના હતા ત્યારે ઉનાળામાં રાત્રે ઘરના ઓટલે જ સૂઈ જતા. અને ઘણીવાર શેરીનો ડાઘિયો તેમના નાક ઉપર મૂતરી જતો. એ તો એવુ છે ને કે કૂતરાં તો કંઈક સારું ભાળે કે તરત જ એ ય ત્રીજો ટાંટિયો ઊંચો કરીને .....

તેઓ સવારમાં ઊઠે કે તરત જ પહેલું
દર્પણમાં પોતાનું નાક જોવાનુ કરે દાતણ કરતા
કે છાપું વાંચતાં વાચતા કે પછી પાન ચાવતાં ર
તેઓ હમેશા નાકને જમણા હાથની તર્જની

અને તેમને જોઈને તરત જ પૂછે — "અહાહાહાહા. આપણું નાક કેવું? હેં? નાકને બારે માસ તાજુ રાખવું. નાક ખરાબ થઈ જાય તેવી જગ્યાએ જવું. નાક સારું તે જીવન સારું. આપણા સાર નાકને કારણે તો આ બંગલો, કાર, માન, પત્ની બાળકો, નોકરી, પગાર, બઢતી, પ્રેમ, લાગણી ભક્તિ, સન્માન, પાન, શાન, ધાન, કાન, વાન,.. નાક સારુ તો જીવન સારું...હેં..હેં...હે...હેં. શું કયો છો તમે? નાકને તો અવારનવાર, વારંવાર લગાતાર શણગારવું. નાકની ખૂબ કાળજી રાખવી, દાળ બગડે તો દા'ડો બગડે, અથાણું બગડે તે
બગડે ને નાક બગડે તો જીવન બગડે હા.

અને આમ એમનું નાક વિષેનું ભાષણ જો શરૂ થયું ને તમે આવજો કહી ચાલવા ન માંડો તો તમારા બે, ત્રણ કલાક (ઓછામાં ઓછા) બગડે.

તેઓ સાબુ ઘસી ઘસીને દિવસમાં દશ-બાર વખત નાકને ધૂવે, અને પછી દર્પણ સામે ઊભા રહી કેટલીય વાર સુધી નાકને જોયા કરે. પછી સ્નોની ડબ્બી ઉઘાડે. ડબ્બીમાં ધૂળની એકાદ રજકણ પણ નથી તેની બરા...બર ખાતરી કરી લે. પછી સ્નોનો લપકો લઈ આખાયે નાકે સરસ રીતે ચોપડે. પછી પત્નીને પૂછી જુએ—બરાબર છે ને ? પછી નાકને પાવડર છાંટે. પછી બંને નસકોરાંમાં અત્તરની એકેક શીશી ઠાલવી દે. જેનું નાક વધુ સુગંધીદાર હોય તેને સ્વર્ગમાં જવા મળે એવું તેઓ દઢપણે માને. અને બધું પતી ગયા પછી નાક પર મેંશનું નાનું ટપકું કરે. આ જમણુલાલ કોકવાર ધોતિયું પહેરવાનું ભૂલી જાય પણ નાકને શણગારવાનું ક્યારેય ન ભૂલે.

મને બરાબર યાદ છે. એકવાર જમણુલાલ શાક લેવા નીકળેલા. શાકવાળીને પૂછ્યું : "આ ભીંડા શો ભાવ આપ્યા ?"

"દોઢ રૂપિયે."

"અરે આવા ભીંડાનો ભાવ દોઢ રૂપિયા ?"

"લેવા હોય તો લો. નંઇતર હેંડવા માંડો."

ને ત્યાં જ ડફ...દઈને જમણુલાલનું નાક ખરી પડેલું. અને દો...ડતાં પાસેની મૂતરડીમાં જઈ, કોઈને ખબર ન પડે તેમ, ફરીથી નાક વ્યવસ્થિત ચોંટાડી દીધેલું. બસ, ત્યારથી તેઓ પોતાના નાકની ઇજ્જત ખાતર છૂટથી પુષ્કળ પૈસા વાપરતા થયા. અને પાછળથી ખબર પડેલી કે – છાપાંઓમાં ને સામયિકોમાં પોતાના નાકનાં વખાણ થાય કે પોતાનો 'ધંધો' સારો ચાલે એ માટે તેઓ મોટા મોટા માણસોનાં ચરણ સાથે તેમનું નાક ઘસતા અને પોતાનું કામ કઢાવી લેતા.

એકવાર 'આંતરરાષ્ટ્રીય નાક સૌંદર્ય સ્પર્ધા' યોજાયેલી. આ સ્પર્ધા માટે દેશદેશમાંથી વડાપ્રધાનો ને પ્રમુખો ને લશ્કરી અધિકારીઓ ને પ્રોફેસરો ને રીડરો ને લેકચરરો ને તંત્રીઓ ને વૈજ્ઞાનિકો ને એ ય મોટા મોટા વિદ્વાનો ને સાસુઓ ને વહુઓ ને ફઈઓ ને કાકીઓ ને સાળાઓ ને એ ય ઢગલાબંધ લોકોએ સ્પર્ધા માટે પોતપોતાનાં નાક શણગારીને મોકલેલાં. હરીફાઈ માટે બધાંએ એવાં સરસ નાક શણગારેલાં કે ન પૂછો વાત. નાક ઉપર જાતજાતના રંગ કરેલા તો કોઈએ વળી નાક ઉપર મેંદી મૂકેલી તો કોઈએ સરસ મઝાનું ફ્રીહેન્ડ ચીતરેલું. તો કોઈએ નાકને ફૂલની પાંદડીઓથી શણગારેલું. હું ય એ સ્પર્ધા જોવા ગયેલો. અને મેં તો પ્રદર્શનમાં મુકાયેલાં નાકને એક પછી એક હાથમાં લઈને જોવા માંડયાં તો......છી ! છી ! છી !

છેવટે આપણા જમણુલાલનો 'નાક સૌંદર્ય સ્પર્ધા'માં પ્રથમ નંબર આવ્યો. આથી તેમનો સન્માન—સમારંભ ગોઠવાયો. અને એ પછી તો જમણુલાલનો નાકોત્સવ ઉજવાયો. ને ખૂબ ખૂબ... ઢગલે ઢગલા માન-પાન મળ્યાં. આમ, જમણુલાલનો નાકોત્સવ પૂરો થયો ત્યાં જ ઇન્દ્રરાજાના બે દૂતો તેમને તેડવા આવ્યા. અને સદેહે જમણુલાલને સ્વર્ગમાં લઈ ગયા. જમણુલાલ સ્વર્ગમાં પહોંચ્યા કે તરત જ ઇન્દ્રરાજા સિંહાસન પરથી ઊભા થઈને દોડયા ને જમણુલાલને ભેટી પડયા. આલિંગનમાંથી છૂટા થઈને ઇન્દ્રરાજાએ જમણુલાલના ચહેરા સામે જોયું અને તરત જ બોલી ઊઠયા : અરે જમણુલાલ ! તમારું નાક ક્યાં ?

વ્યંગકથા

# જમણુલાલનું નાક

## યોગેશ જોષી

જમણુલાલનું નાક બહુ સરસ તમેય એમનું નાક જુઓ તો વખાણ્યા વગર ન રહી શકો. તેમનું નાક સરસ હોવાના કારણે તો તેમનો 'ધંધો' સરસ ચાલતો. નાક સરસ હોવાના કારણે તો તેઓ પ્રલેક્શનમાં ચૂંટાયેલા. અરે ! જ્યારે તેઓ કૉલેજમાં ભણતા ત્યારે નાક સરસ હોવાના કારણે સ્કૉલરશીપ પણ મળેલી. તેઓ નાના હતા ત્યારે ઉનાળામાં રાત્રે ઘરના ઓટલે જ સૂઈ જતા. અને ઘણીવાર શેરીનો ડાઘિયો તેમના નાક ઉપર મૂતરી જતો. એ તો એવું છે ને કે કૂતરાં તો કંઈક સારું ભાળે કે તરત જ એ ય ત્રીજો ટાંટિયો ઊંચો કરીને......

તેઓ સવારમાં ઊઠે કે તરત જ પહેલું કામ દર્પણમાં પોતાનું નાક જોવાનું કરે. દાતણ કરતાં કરતા કે છાપું વાંચતાં વાંચતાં કે પછી પાન ચાવતાં ચાવતાં તેઓ હંમેશાં નાકને જમણા હાથની તર્જની અને અંગૂઠાથી પંપાળ્યા કરે. તમે કોઈ પણ સમયે એમના ઘેર જાય તો તેઓ હમેશાં દર્પણ સામે ઊભા રહી પોતાનું નાકદર્શન કરતા નજરે પડે. અને તેમને જોઈને તરત જ પૂછે — "અહાહાહાહા .. આપણું નાક કેવું ? હેં ? નાકને બારે માસ તાજુ રાખવું. નાક ખરાબ થઈ જાય તેવી જગ્યાએ જવું. નાક સારું તે જીવન સારું. આપણા સાર નાકને કારણે તો આ બંગલો, કાર, માન, પત્ની બાળકો, નોકરી, પગાર, બઢતી, પ્રેમ, લાગણી ભક્તિ, સન્માન, પાન, શાન, ધ્યાન, કાન, વાન,.. નાક સારું તો જીવન સારું...હેં..હેં...હેં...હેં.. શું કયો છો તમે ? નાકને તો અવારનવાર, વારંવાર લગાતાર શણગારવું. નાકની ખૂબ કાળજી રાખવી દાળ બગડે તો દા'ડો બગડે, અથાણું બગડે તે વરસ બગડે ને નાક બગડે તો જીવન બગડે. હા.. હા...હા...હા...એટલે તો ભગવાને કહ્યું છે—નાક ખૂબ જાળવવું. નાકને તો કાયમ હથેળીમાં રાખવું. નાકને ક્યારેય છેટું ન મૂકવું. નાક શણગારવાનું તો ક્યારેય ન ચૂકવું....હેં...હેં.. હેં...હેં...એટલે તો બાપુ આપણું નાક આટલું સરસ છે. શું કયો છો તમે ?.."

અને આમ એમનું નાક વિષેનું ભાષણ જો શરૂ થયું ને તમે આવજો કહી ચાલવા ન માંડો તો તમારા બે, ત્રણ કલાક (ઓછામાં ઓછા) બગડે.

તેઓ સાબુ ઘસી ઘસીને દિવસમાં દશ-બાર વખત નાકને ધૂવે, અને પછી દર્પણ સામે ઊભા રહી કેટલીય વાર સુધી નાકને જોયા કરે. પછી સ્નોની ડબ્બી ઉઘાડે. ડબ્બીમાં ધૂળની એકાદ રજકણ પણ નથી તેની બરા...બર ખાતરી કરી લે. પછી સ્નોનો લપકો લઈ આખાયે નાકે સરસ રીતે ચોપડે. પછી પત્નીને પૂછી જુએ—બરાબર છે ને ? પછી નાકને પાવડર છાંટે. પછી બંને નસકોરાંમાં અત્તરની એકેક શીશી ઠાલવી દે. જેનું નાક વધુ સુગંધીદાર હોય તેને સ્વર્ગમાં જવા મળે એવું તેઓ દઢપણે માને. અને બધું પતી ગયા પછી નાક પર મેંશનું નાનું ટપકું કરે. આ જમણુલાલ કોકવાર ધોતિયું પહેરવાનું ભૂલી જાય પણ નાકને શણગારવાનું ક્યારેય ન ભૂલે.

મને બરાબર યાદ છે. એકવાર જમણુલાલ શાક લેવા નીકળેલા. શાકવાળીને પૂછ્યું : "આ ભીંડા શો ભાવ આપ્યા ?"

"દોઢ રૂપિયે."

"અરે આવા ભીંડાનો ભાવ દોઢ રૂપિયા ?"

"લેવા હોય તો લો. નંઇતર હેંડવા માંડો."

ને ત્યાં જ ડફ...દઈને જમણુલાલનું નાક ખરી પડેલું. અને દો...ડતાં પાસેની મૂતરડીમાં જઈ, કોઈને ખબર ન પડે તેમ, ફરીથી નાક વ્યવસ્થિત ચોંટાડી દીધેલું. બસ, ત્યારથી તેઓ પોતાના નાકની ઇજ્જત ખાતર છૂટથી પુષ્કળ પૈસા વાપરતા થયા. અને પાછળથી ખબર પડેલી કે – છાપાંઓમાં ને સામયિકોમાં પોતાના નાકનાં વખાણ થાય કે પોતાનો 'ધંધો' સારો ચાલે એ માટે તેઓ મોટા મોટા માણસોનાં ચરણ સાથે તેમનું નાક ઘસતા અને પોતાનું કામ કઢાવી લેતા.

એકવાર 'આંતરરાષ્ટ્રીય નાક સૌંદર્ય સ્પર્ધા' યોજાયેલી. આ સ્પર્ધા માટે દેશદેશમાંથી વડાપ્રધાનો ને પ્રમુખો ને લશ્કરી અધિકારીઓ ને પ્રોફેસરો ને રીડરો ને લેક્ચરરો ને તંત્રીઓ ને વૈજ્ઞાનિકો ને એ ય મોટા મોટા વિદ્વાનો ને સાસુઓ ને વહુઓ ને ફઈઓ ને કાકીઓ ને સાળાઓ ને એ ય ઢગલાબંધ લોકોએ સ્પર્ધા માટે પોતપોતાનાં નાક શણગારીને મોકલેલાં. હરીફાઈ માટે બધાંએ એવાં સરસ નાક શણગારેલાં કે ન પૂછો વાત. નાક ઉપર જાતજાતના રંગ કરેલા તો કોઈએ વળી નાક ઉપર મેંદી મૂકેલી તો કોઈએ સરસ મઝાનું ફ્રીહેન્ડ ચીતરેલું. તો કોઈએ નાકને ફૂલની પાંદડાઓથી શણગારેલું. હું ય એ સ્પર્ધા જોવા ગયેલો. અને મેં તો પ્રદર્શનમાં મુકાયેલાં નાકને એક પછી એક હાથમાં લઈને જોવા માંડ્યાં તો......છી ! છી ! છી !

છેવટે આપણા જમણુલાલનો 'નાક સૌંદર્ય સ્પર્ધા'માં પ્રથમ નંબર આવ્યો. આથી તેમનો સન્માન–સમારંભ ગોઠવાયો. અને એ પછી તો જમણુલાલનો નાકોત્સવ ઉજવાયો. ને ખૂબ ખૂબ... ઢગલે ઢગલા માન-પાન મળ્યાં. આમ, જમણુલાલનો નાકોત્સવ પૂરો થયો ત્યાં જ ઇન્દ્રરાજાના બે દૂતો તેમને તેડવા આવ્યા. અને સદેહે જમણુલાલને સ્વર્ગમાં લઈ ગયા. જમણુલાલ સ્વર્ગમાં પહોંચ્યા કે તરત જ ઇન્દ્રરાજા સિંહાસન પરથી ઊભા થઈને દોડ્યા ને જમણુલાલને ભેટી પડ્યા. આલિંગનમાંથી છૂટા થઈને ઇન્દ્રરાજાએ જમણુલાલના ચહેરા સામે જોયું અને તરત જ બોલી ઊઠ્યા : અરે જમણુલાલ ! તમારું નાક ક્યાં ?

# ગિજુભાઈની 'બાળવાર્તાઓ'નું 'ડિઝ્‌ની'કરણ

## પદ્મા મહેતા

હું નાની હતી ત્યારે વાંચેલા 'બાળવાર્તાઓ'ના પાંચ ભાગ મને યાદ આવે છે. મારી આખ સમક્ષ તેના પૂઠાનો આકાર, તેના નામના ટાઇપો, તેનાં રૂપરંગ હજી એવાં જ તાજા છે. એ ઉંમર જ એવી હતી કે કોઈ પણ પુસ્તક વાંચવા માટે જીવ તલપાપડ થઈ જતો. મને જ્યારેય ચાર-છ આના વાપરવા મળતાં કે કોઈ મહેમાન રૂપિયા બે રૂપિયાની રોકડી ભેટ આપી જતા કે મારો જીવ બુકસેલરને ત્યાં દોડી જવા ઊંચોનીચો થઈ જતો. તે વેળા મને બુકસેલરકાકાની ખૂબ ઈર્ષ્યા આવતી. અને થતું: 'આ કાકાને કેટલું સુખ! અને તેમનાં છોકરાઓને કેવી મઝા!! એમને કોઈ પણ ચોપડી વાંચવી હોય કે જરાક હાથ જ લંબાવવાનો! અને ફટ્ દેતાં હાથે ચડેલી ચોપડી લઈને વાંચવા જ મંડી પડવાનું! એમને પૈસા ભેગા કરવાની રાહ જ નહિ જોવાની!'



બાળવાર્તાઓ

ભાગ-૨ (જૂનું ચિત્ર)

એ મુગ્ધતાથી મેં બાળવાર્તાઓના પાંચે ભાગ, સહેજ અરુચિકર લાગે તેવી ઉપમા વાપરીને કહું તો, 'ચાટી' 'ચાટી'ને વાંચેલા. 'રાજા સુપડકન્નો', 'પેમલો ને પેમલી', 'ટાઢું ટબુકલું', 'સાત પૂછડિયો ઉંદર', 'બાપા કાગડો'—એ બધી વાર્તાઓ તો ફરી ફરીને વાંચેલી ..અને સ્મરણપટમા એવી અંકાઈ ગયેલી કે મારા દીકરાને વાર્તાઓ કહેવાનો સમય પાકયો ત્યારે મેં તેને એ બધી વાર્તાઓ એવા જ રસથી કહી સંભળાવેલી વાર્તારસની ઉત્કટતાને કારણે, તે વેળા એમાં પાયાનું કહી શકાય તેવા ખૂટતા તત્ત્વની કમીના વરતાયેલી નહિ એ વાર્તાઓ, મને સાંભરે છે તે મુજબ ચિત્રવિહોણી હતી. તે કાળે બાળકો માટે રચાયેલું સાહિત્ય સચિત્ર હોવું જરૂરી છે એવો ખ્યાલ નવો નવો પાગરવા માંડેલો. બાળકો માટે વાર્તાઓનાં પુસ્તકો જે તૈયાર થતાં (જેમકે, 'ટચુકડી સો વાર્તાઓ') તેમાં વાર્તાઓને ચિત્રોથી શણગારવાની સૂઝ બહુ ઓછી જોવા મળતી. એ દિશામાં, અલબત્ત, અન્ય પ્રકાશકોએ સંગીન કામગીરી આરંભી દીધેલી ખરી.

મેં બાળવાર્તાઓ વાંચ્યાને ચાળીસેક વરસ થયાં હશે...અને હાથમાં ફરી વાર ગિજુભાઈની જ લખેલી 'બાળવાર્તાઓ' આવી ચડી, સને ૧૯૭૯માં. અગાઉ પાંચ પુસ્તકો રૂપે જોયેલાં, તે હવે દસ મોટા કદનાં પુસ્તકો રૂપે. વાર્તાઓ એની એ, પણ રૂપરંગ સાવ બદલાઈ ગયેલાં! નવા રૂપેરંગે, અનેકરંગી ચિત્રોમાં મઢાયેલી આ વાર્તાઓ ફરી જોઈ જતાં મને પિસ્તાળીસ પચાસ વરસ વહેલાં જન્મવાનો અફસોસ થયો. ૧૯૩૫–૩૭ની સાલમાં મને આ, ૧૯૭૯માં પ્રગટેલી બાળવાર્તાઓ 'માણવા' મળી હોત તો મારો આનંદ કેટલો અનેકગણો હોત તેની હું કલ્પના કરી શકતી નથી.

ગિજુભાઈની 'બાળવાર્તાઓની પાત્રસૃષ્ટિ ખૂબ વિશાળ છે. એમાં વિવિધતાભર્યાં અસંખ્યા પાત્રો



આવે છે. દસે ભાગ મળીને કુલ્લે સો એક જેટલી વાર્તાઓ; દરેકમાં ત્રણ, ત્રણ ચાર ચાર પાત્રો, અને તે દરેકની કંઈક ને કંઈક વિશિષ્ટતા. એ દ્વારા માનવ-સ્વભાવની કેટકેટલી નબળાઈ ને સબળાઈનો બાળકોને પરિચય થાય છે. એમાં 'લોભી વાણિયો' છે, 'સાત પૂછડિયો ઉંદર' છે, 'સૂપડકન્નો રાજા' છે, લાડકાં 'સોનબાઈ' છે, 'સસાભાઈ સાંકળિયા' છે—મનુષ્ય-પાત્રો અને પ્રાણી–પાત્રો અનેક જુદા જુદા સ્વાંગમાં બાળકોની સમક્ષ હાજર થાય છે. અરે, જૂ જેવી ટચુકડી 'જૂ'ને પણ ગિજુભાઈએ વાર્તામાં ઝળકાવી છે.

આ બધાં પાત્રોને 'સજીવ' કરવાની અદ્‌ભુત કામગીરી બજાવી છે શ્રી આબિદ સુરતીએ. મેં અહીં 'અદ્‌ભુત' શબ્દ વાપર્યો છે, ખરું ને? અલબત્ત, એ વિશેષણનો ઉપયોગ કરતાં અગાઉ હું હંમેશ એ ગળણે પાણી પીવાનું પસંદ કરું છું. ગમે તે વિશેષણ ગમે ત્યાં વાપરીને એ શબ્દમાં રહેલી 'સબળતા'ને છિન્નભિન્ન કરી નાખવાનું મને કદી રુચ્યું નથી. શ્રી સુરતીએ, ગિજુભાઈની પાત્રસૃષ્ટિમાંના પ્રત્યેક પાત્રની લાક્ષણિકતાને બહુ કુશળતાપૂર્વક પકડી પાડી છે, અને તે સૌને રંગ અને રેખાઓના આગવા કસબમાં મઢી લીધાં છે. તે જોઈને મને ઘડીભર થઈ આવ્યું: વૉલ્ટ ડિઝનીએ જે પુરુષાર્થ 'સ્નોવ્હાઇટ ઍન્ડ સેવન ડ્વાર્ફ્સ' અને 'સિન્ડ્રેલા'ની વાર્તાઓનું કાર્ટૂ-નીકરણ કરી, મૂળ વાર્તાઓને અનેકગણો સુંદર ઓપ આપ્યો, તેવી કામગીરી દ્વારા, અલબત્ત, પુસ્તકની મર્યાદામાં રહીને, આબિદ સુરતીએ ગિજુભાઈની વાર્તા-ઓને બહેલાવી છે; એટલી હદે કે આની આ વાર્તાઓ અચિત્ર રજૂ થાય અને સચિત્ર રજૂ થાય તે બેની વચમાં અનેકગણું મોટું ખાલીપણું વરતાય.

વૉલ્ટ ડિઝની જન્મ્યો અમેરિકામાં. તેણે પોતાની ઓરડીમાં દોડંદોડ કરતા ઉંદરડાને જોયો અને તેના

મગજમાં ઝબકારો થયો. અને તે થકી સર્જાયો મિકી માઉસ એ વૉલ્ટ ડિઝ્નીની ગુજરાતમા જન્મ્યો હોત તો તેણે જરૂર પોતાની બાલ્યાવસ્થામા આ જ બાળવાર્તાઓ વાચી હોત અને એમાંથી વાર્તાઓ ઉપાડીને તેને આ જ પ્રકારે ચિત્રસજાવટ કરી હોત ! પણ વૉલ્ટ ડિઝ્ની ગુજરાતમા પાકયો નહિ તેથી એવુ કોઈ સ્વપ્ન ફળે એવી આશાય રખાય તેવુ



નહોતુ પણ એ કામ આબિદે એટલી અજોડ રીતે કરી બતાવ્યુ છે, કે જે વૉલ્ટ ડિઝ્ની ગુજરાતી હોત અને જે કુશળતા દાખવી હોત !

આપણે ત્યાં બાળસાહિત્યમાં કેવા પ્રકારના અને કેવી શૈલીના ચિત્રો હોવાં જોઈએ તેની કોઈ ચોક્કસ પ્રણાલી સ્થપાઈ નથી બાળસાહિત્ય અચિત્ર હોઈ શકે નહિ—એ બાબત હવે સર્વમાન્ય થઈ ચૂકી છે એ ચિત્રોની લઢણ એવી હોવી જોઈએ કે જેથી તે બાળકોના ચિત્તને હરી ને, તેમને એમા પોતીકાપણાનો અનુભવ થાય, અને વાર્તા જેટલા જ આનદકર નીવડે આ અ ગેના પ્રયોગો હજી પ્રાથમિક દશામા છે તે વેળા આબિદે આ 'બાળવાર્તાઓ'મા ચમકાવેલી પોતાની કુશળતા અને સૂઝ ઘણા માટે પ્રેરણાનુ નિમિત્ત નીવડશે એમ કહેવામા મને કોઈ અતિશયોક્તિ લાગતી નથી.

ગિજુભાઈએ આ વાર્તાઓ લખી ત્યારે એમનો ખ્યાલ મહદ્ અ શે તે 'કહેવાનો' હતો પોતાની સ સ્થાઓના બાળકોનુ મનર જન કરવાના હેતુસર તેમણે કલમ ઉપાડેલી બાદ, તેમણે એકત્ર કરેલી કથાઓએ પુસ્તકનુ રૂપ ધારણ કર્યું આજે જો ગિજુભાઇને, પોતે પ્રગટ કરેલી આવૃત્તિની સાથે સાથે આ નવતર, ર ગ અને રૂપભરી આવૃત્તિ જોવા મળત તો તેમને કેટલો આનંદ થયો હોત તે કલ્પવુ મુશ્કેલ છે પોતાના યુગમા, પોતે જે મર્યાદા અનુભવી, તેમા ખૂટતા તત્ત્વો (= ચિત્રો) ઉમેરાઈને નવશણગાર પામેલા આ દસ પુસ્તકો જોતા જ તેઓ બોલી પડયા હોત 'બાળવાર્તાઓને આનાથી વધારે સારી રીતે કદી શણગારી શકાઈ ન હોત !'

* * *



આ બધું લખ્યા બાદ બીજી બે–ત્રણ બાબતો લખવાની ઇચ્છા થઈ આવે છે. હું ઇચ્છું કે 'બાળ-વાર્તાઓ'ના પ્રકાશકો એ પરત્વે વિચારણા કરે.

૧. ગિજુભાઈને ભલે અરુચિકર ન લાગ્યું, પણ આજે આપણને ન ગમે, ન સ્વીકારી શકીએ તેવા ઉલ્લેખો એમાંથી દૂર થવા જોઈએ. જેમકે 'કાગડો અને કોઠીંબું'ની વાર્તામાં 'આવી ગૂવાળી ચાંચે મને ન ખવાય,' કે 'એક ચકલી' ની વાર્તામાં રાજા ખિજાયો એટલે તેણે ચકલીને મારી નાખી અને તેના કટકેકટકા કરી નાખ્યા. પછી રાજા કહે–નાખો એના કટકા પર હળદર, મીઠું ને મરચું એટલે હું એને ખાઈ જાઉં!' — આવા આવા જે ઉલ્લેખો છે તે જુગુપ્સાપ્રેરક છે.... અને હું મારા બાળક આગળ રજૂ કરતાં ક્ષોભ અનુભવું. તેવું અનેક મા-બાપોને થતું હશે એમ મારું માનવું છે.

૨. ભાષા એ જીવંત બાબત છે. એનો ઘાટ બદલાતો રહે છે. દશ–વીસ વરસ પરની ભાષા આજે જુનવાણી થઈ પડે તેવો સંભવ દેખીતો છે. કેટલાય શબ્દો અમુક વરસ અગાઉ ચલણમાં હોય, આજે તે ઘસાઈ ગયા હોય અને તેને સ્થાને નવા શબ્દો દાખલ થયા હોય. આ વાર્તાઓમાં અનેક શબ્દ-પ્રયોગો આજે કઠે છે. કેટલાકમાં કાઠિયાવાડનું તળ-પદાપણું વરતાય છે; તેથી એવા શબ્દો વાર્તાના પ્રવાહમાં વિક્ષેપકર્તાય નીવડી શકે છે. કાકા કાલેલકરે કહ્યું છે કે, 'આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ.' પણ એ કથન વરસો પૂર્વેનું હશે. એ કથન સાથે હું અસહમત થાઉં છું, અને કાકા કાલેલકર પણ ફરી વિચારે તો પોતાના કથનમાં ઘટતો ફેરફાર કર્યા વિના ન રહે એની મને ખાતરી છે.

# શિવકુમારની નાટ્ય–કથા

## વિનોદ ભટ્ટ

શિવકુમાર જોષીએ નાટ્યજગતનાં સંસ્મરણોના આ પુસ્તકમાં એક ઠેકાણે નોંધ્યું છે કે, 'ગા કહેતાં ગાય અને ખા કહેતાં ખાય એ 'અવગુણ' મને પણ વારસામાં મળેલો.' અમે તો એથીયે આગળ જઈને કહીએ છીએ કે લખ કહેતાં લખવાનો, લખવાનું શરૂ કરી દેવાનો 'અવગુણ' પણ તે ધરાવે છે. ભગવતીકુમાર શર્માએ તેમને વાતવાતમાં કહી દીધું કે, 'શિવકુમાર, તમારા નાટ્યજીવનના અનુભવો સ્મરણયાત્રા રૂપમાં 'ગુજરાત મિત્ર' માટે લખી મોકલો.' ને આ મહાશયે તેનો તરત જ અમલ કરી દીધો એટલે 'મારગ આ પણ છે શૂરાનો' પુસ્તક આપણને મળ્યું.

શિવકુમારે ઘણુંબધું લખ્યું છે. વાર્તાઓ, નવલકથાઓ, એકાંકીઓ, ત્રિઅંકી–ચતુરંકી–પાંચઅંકી, પ્રવાસકથાઓ, સંસ્મરણો વગેરે...બહુ લાં...બી છે યાદી એ પુસ્તકોની. તેમની ઉંમર કરતાંય બે–ત્રણ વધુ પુસ્તકો તેમણે લખ્યાં છે. પુસ્તકોની આ યાદીમાં એકેય કાવ્યસંગ્રહ નથી. જો ઉમાશંકર તેમના ખભે હાથ મૂકીને કહે કે, 'ભાઈ શિવકુમાર, હવે એકાદ ખંડકાવ્ય ફટકારી દો...' તો અમને લાગે છે કે પળનોય વિલંબ કર્યા વગર તે ખંડકાવ્યની માંડણી તો કરી જ દેવાના...

પણ આપણે તો એ શૂરાના આ મારગની જ વાત કરીશું. શિવકુમારે ભલે આને નાટ્યસંસ્મરણો કહ્યાં, પણ અમે તો આ લખાણોને તેમની આત્મકથાનો એક અંશ જ માનીએ છીએ. શિ[illegible] જાણવા હોય–માણવા હોય કે ઓળખવા હોય તો આ પુસ્તકનાં પાનાં ફેરવી જવાં; પોતાના વિશેની ઘણી વાતો તેમણે નિખાલસતાથી કહી છે. પંદર વર્ષની કાચી વયે ફૂટેલ પ્રેમના ફણગાની વાતેય મન મૂકીને કરી છે. શૈલી હળવી, રસાળ ને રમતિયાળ છે; આપણી સામે બેસીને જાણે વાત કહેતા હોય એવું આ પુસ્તક વાંચતાં લાગે. એક જમાનામાં તે ચિત્રકાર પણ હતા એટલે કેટલેક ઠેકાણે પીંછીને બદલે શબ્દોથી તેમણે ચિત્રો ઉપસાવ્યાં છે. હજીરાની પોળનો નકશો, મેળવ્યા પહેલાં ગુમાવેલી પ્રેયસીના રહેઠાણની ભૂગોળ વગેરે વાંચતી વખતે આપણને જાણે તે આંગળી પકડીને સાથે ફેરવતા હોય એવું લાગે, 'જુઓ, પેલી ખુલ્લી બારીમાં તગતગતી બે આંખો તમને દેખાય છે?...સહેજ ઊંચે જુઓ, ચશ્માનો કાચ બરાબર સાફ કરો, બસ એ જ..'

શિવકુમાર આમ તો ઠાવકા છે, પણ તે ક્યાંક ક્યાંક ખુદનીય મજાક–મશ્કરી કરી લે છે. પોતાની ગાયનકળા વિશે તે નોંધે છે: 'એ વર્ષોમાં અમારા આદર્શ ગાયક હતા કુંદનલાલ સાયગલ ને પહાડી સન્યાલ. ને મિત્રો મશ્કરી પણ કરતા, 'બિચારો સાયગલ શરમથી ડૂબી જતો હશે, આ એક એનો પ્રતિસ્પર્ધી પાક્યો...એના જેવો જ ચોરસ ચહેરો, મોટું નાક અને પાછી કંઠની હલક.' મિત્રોની એવી મશ્કરી પણ ત્યારે રુચતી હતી.'

પોળમાં પોતે નાટક ખેલતા એ સમયની વાત

---

૧ મારગ આ પણ છે શૂરાનો.

કરતાં લખે છે : 'નાટકની પાંડુલિપિ તૈયાર કરવાથી માંડીને નાટકનું સંયોજન, રજૂઆત, સંચાલન – બધું જ મારા હાથમાં. કોઈનો સામેથી પડકાર પડે જ નહીં. પોળની ક્રિકેટ ટીમના કેપ્ટન પણ શિવકુમાર...' (કેપ્ટન થવાના કારણમાં કદાચ બોલ-બૅટ ને સ્ટમ્પ્સ વગેરે તેમની માલિકીનાં હશે. અમારુંય એવું જ હતું; રમતાં નો'તું આવડતું;- પણ પોળમાં માલિકીને ધોરણે કેપ્ટનશીપ નક્કી થતી એટલે અમારાં બૅટ-સ્ટમ્પ્સ વગેરે તૂટયાં ત્યાં સુધી અમેય પોળની ક્રિકેટ ટીમના કેપ્ટન તરીકે રહેલા.)

પોતે નાટ્યલેખક કેવી રીતે થયા એનો કિસ્સો આલેખતાં પાછળથી ઉમેરે છે : 'ને મારા માટે આશીર્વાદ સમું એક વાક્ય અરુણભાઈ શ્રોફ બોલી બેઠા, 'લખો નાટક, લખો રેડિયો નાટક પછી ખબર પડે કે નાટક લખવું તે બચ્ચાનાં ખેલ નથી...' (–ને અમે શરૂઆતમાં કહ્યું છે એ પ્રમાણે આવું કોઈ કહે પછી શિવકુમાર ઝાલ્યા રહે !... એ રાતે જ ઘેર જઈને નાટક લખવા બેસી ગયા તે આજની ઘડી સુધી ચલાવ્યે રાખ્યું છે, પણ શિવકુમાર સલાહનો પૂર્વાર્ધ જ માને એવા છે; ઉત્તરાર્ધ નહીં. કોઈ હવે કહે કે બંધ કરો નાટક તો એ બમણા ઉત્સાહથી લખશે. બંધ કરે એ બીજા, શિવકુમાર નહીં.)

અમારા મતે શિવકુમારે અરુણ શ્રોફના નામોલ્લેખ સાથે આ વાત લખીને મોટી ભૂલ કરી છે. અરુણ શ્રોફ પર ચન્દ્રકાન્ત બક્ષી ખફા રહેશે, શિવકુમારને નાટ્યકાર બનાવવા બદલ ...

ઉમાશંકર સાથેનો એક પ્રસંગ તેમણે સરસ રીતે નોંધ્યો છે : 'રેડિયો પરથી પાછું આવ્યું તેવું એ નાટક હું ચોકસી નિવાસના આઉટહાઉસમાં ઉમાશંકરને આપી આવ્યો.

પાંચ-છ દિવસ પસાર થયા હશે. એક સાંજે ઘેર પાછો ફર્યો ત્યાં સંદેશો મળ્યો, 'ઉમાશંકર આવ્યા હતા, તને મળવા. બનતી ઉતાવળે મળી જવા કહેતા ગયા છે...'

ઉમાશંકર જાતે મારે ઘેર ! મને નવાઈ લાગી. રાતભર ઊંઘ ન આવી. સવાર પડતાં વાર હજી તો તેઓ ઊઠ્યા પણ નહિ હોય ને હું પહોંચ્યો એમને ત્યાં.

"આવો...બેસો..." ઉમાશંકર હજી ઊંઘ ખંખેરે છે એમ મને સમજાયું.

"હુમ્, આ વસ્તુ ક્યાંથી મળી આવી ?" એમનો પ્રશ્ન તુરત ન સમજાયો. મારી બાઘાઈ એ વર્તી ગયા. ફરીથી ચોખવટ કરતાં પૂછ્યું, "આ 'પ્રસન્નદામ્પત્ય' નાટકની થીમ તમને ક્યાંથી મળી આવી ?"

"ઓહો ! પ્રશ્ન હવે સમજાયો. મેં જવાબ શોધવા માંડ્યો, 'બસ, એમ જ સૂઝી આવી, કોઈ પ્રસંગ યાદ છે, બીજે દિવસે છોકરાં પાછાં પોતપોતાની પબ્લિક સ્કૂલમાં પાછાં ફરવાનાં હતાં તે એ દિવસ રજાનો, વેકેશનનો છેલ્લો દિવસ હતો. માતા-પિતાનો રઘવાટ, વળી પાછું ઘર ખાલી થશે એનો ઉચાટ ને એવું બધું જોયું હતું ને તે ઉપરથી...ઉમાશંકરને મેં ખુલાસો કર્યો. લાઉડસ્પિકીંગ કરતો હોઉં એ રીતે...ને એમણે બે-ચાર ક્ષણ મારી સામે જોઈ લીધું. તે પછી કહે "એક માગણી કરું શિવકુમાર ! આ નાટકની નીચે મને મારી સહી કરવા દો !" તુરત તો એમની માગણી મને ન સમજાઈ...થોડી વિચિત્ર પણ લાગી, પરંતુ બીજી ક્ષણે એમના મુખ ઉપરનું, ઉમાશંકર જ આંકી શકે એવું નિર્દોષ લુચ્ચાઈભર્યું સ્મિત જોતાં મને એમના શબ્દોનો અર્થ સમજાયો.

યા નસીબ ! આવું પ્રમાણપત્ર તે કેટલાના ભાગ્યમાં હોય !

આ 'પ્રસન્નદામ્પત્ય' નાટક વાંચતાં ઉમાશંકરને શિવકુમારની થઈ હશે એવી મીઠી ઈર્ષ્યા આ પ્રસંગ વાંચતાં ઘણા સર્જકોને થશે. નીચે મને મારી સહી કરવા દો, શિવકુમાર...

પુસ્તક વાંચતાં જણાય છે કે વિવેચકોએ તેમને સારા એવા દુભવ્યા છે. એમના પર આક્ષેપોની ઝડી પણ વરસાવી છે; પણ એ બધા સામે આ શૂરો ટકી શક્યો છે તે પોતે જ જણાવે છે: 'મને મારાં વખાણ થાય તે ગમે છે અને ટીકા પણ હું હસતે મુખે બરદાસ્ત કરું છું, માત્ર વેર વાળવા જાણી જોઈને કોઈ આડુ અવળું ક્યારેક વિના સમજ્યે લખી નાખે તો એનો યોગ્ય જવાબ આપવાનું પણ હું ટાળતો નથી....'

ઘણા વિવેચક, નાટ્યસંસ્થાના સંચાલક વગેરે વિશે તેમણે નામ સાથે ફરિયાદો પણ કરી છે. છતાં એ બધામાં શિવકુમારની માત્ર અકળામણ જ દેખાય છે. ક્યાંય, કોઈના પ્રેમ–આદરને ઓછો કર્યા વગર વાણિયાની ચતુરાઈથી ને ક્યારેક નાગરાઈ ઢબથી વાત કરી છે. શબ્દો પાસેથી ધાર્યું કામ લેતાં તેમને આવડે છે એ વાતની આ પુસ્તક સાક્ષી પૂરે છે. ને એટલે જ, અન્ય કોઈ તેમને વિશે આપે એ પહેલાં પોતે જ પોતાને માટે સર્ટિફિકેટ આપતા પુસ્તકની પીઠ પર લખે છે: ' ...જો કોઈ સ્વીકારે કે ના સ્વીકારે, મારી નાટકની દુનિયામા તો હું અજાતશત્રુ છું જ. મારા માટેની મારી એવી માન્યતા કોઈ રદબાતલ કરી શકે તેમ નથી ભલા, એટલી સરખી મારી કમાણી ઉપર કોઈ તરાપ ન મારશો ..'

આમ રસાય નહિ માનીએ, પણ એક શરત–તમે જન્મવાના હતા એ ઘડીથી આજની ક્ષણ સુધીની આત્મકથા આ જ બાનીમાં લખવી પડશે. બોલો, મંજૂર ?



[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા–વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમા નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

—સં.]

૧૨૯. જયંત પારેખ
એ/૨૦, અંબિકા એસ્ટેટ, મહાત્મા ગાંધી રોડ,
ઘાટકોપર, મુંબઈ ૪૦૦ ૦૭૭

૧૩૦. નિનુ મઝુમદાર
'પ્રદીપ', સરોજિની રોડ, વિલેપાર્લે (વેસ્ટ)
મુંબઈ ૪૦૦ ૦૫૬

૧૩૧. હેમંત દેસાઈ
મિહિર એપાર્ટમેન્ટ
પ્રોફેસર્સ કૉલોની પાસે
નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

૧૩૨. પુષ્કર ચંદરવાકર
મુ ચંદરવા
તા. ધંધુકા (જિ. અમદાવાદ)

૧૩૩. પ્રિયકાન્ત પરીખ
૮, મેઘવર્ષા એપાર્ટમેન્ટ્સ,
ચાંપાનેર પોસ્ટ ઑફિસ નજીક,
અમદાવાદ ૩૮૦ ૦૧૩

# ગ્રંથાલય વિધેયક : ગુજરાત

છગનલાલ ભૈયા

એમ. એ., એમ. લિબ. એસ. સી., ભાષારત્ન (હિન્દી)
ગ્રંથપાલ
મા. જે. પુસ્તકાલય
અમદાવાદ ૩૮૦૦૦૬

જ્ઞાનપ્રાપ્તિની ઝંખનાએ મનુષ્ય પાસે કેટલાંક સદ્કાર્યો કરાવ્યાં છે. ગ્રંથાલયની શોધ અને સ્થાપનાને એ કક્ષામાં મૂકી શકાય. શોધ અને સંશોધનક્ષેત્રે મનુષ્યે આરંભેલી અવિરત વિકાસયાત્રાને પરિણામે પથ્થર યુગનો માનવી ચંદ્ર સુધી પહોંચવાની હિંમત કરી શક્યો છે. માનવજીવનની આ સિદ્ધિઓને વિશેષ પીઠબળ આપનાર પુસ્તકો અને પુસ્તકાલયોનો ફાળો નાનોસૂનો નથી જ. માનવસંસ્કૃતિનો ઇતિહાસ તેનો મૂક સાક્ષી છે.

અર્વાચીન લોકશાહી સમાજરચનામાં જાહેર ગ્રંથાલયો સમાજનું અનિવાર્ય અંગ બની ચૂક્યાં છે. સમાજોત્કર્ષ અને સંસ્કૃતિના વિકાસના અસરકારક પરિબળ તરીકે તેની મહત્તા સર્વસ્વીકૃત છે. સવા સદી પૂર્વે વિશ્વમાં સૌ પ્રથમ ગ્રેટ બ્રિટનમાં જાહેર ગ્રંથાલયની સ્થાપના, નિભાવ અને વિકાસની જવાબદારી રાજ્યની અપ્રતિમ ફરજ બની. ભારતીય ગ્રંથાલયશાસ્ત્રી ડૉ. એસ. આર. રંગનાથનના ૧૯૩૦થી વણથંભ્યા પ્રયત્નો બાદ આપણા દેશમાં ઈ. સ. ૧૯૪૮માં સૌ પ્રથમ ગ્રંથાલય ધારો તામિલનાડુમાં અસ્તિત્વમાં આવ્યો ત્યાર બાદ દક્ષિણનાં અન્ય ત્રણ રાજ્યો આંધ્રપ્રદેશ (૧૯૬૦), કર્ણાટક (૧૯૬૫) અને મહારાષ્ટ્ર(૧૯૬૭)ના લોકો ગ્રંથાલય ધારાની મહેક અનુભવતા થયા.

ગુજરાતમાં ગ્રંથાલય ધારાની અનિવાર્યતા અને જોગવાઈનો સૌ પ્રથમ મુંબઈ પ્રાન્તના ભાગ તરીકે ઈ. સ. ૧૯૩૯માં ફૈઝી કમિટીમાં ઉલ્લેખ થયો. ભારતમાં પ્રથમ ગ્રંથાલય ધારાના પ્રણેતા ડૉ. રંગનાથને ઈ. સ. ૧૯૬૪માં ગુજરાતની મુલાકાત લીધી અને ગુજરાત ગ્રંથાલય ધારાનાં સ્વપ્નાં સેવતું થયું. અનેકવિધ વિટંબણાઓ અને અવરોધો વટાવીને ગ્રંથાલય ધારાની અનિવાર્યતાએ સરકારની સૈદ્ધાંતિક સ્વીકૃતિ મેળવી અને સૌ પ્રથમ ઈ. સ. ૧૯૭૭માં ગુજરાત ગેઝેટમાં ગ્રંથાલય ધારાનો ખરડો પ્રકાશિત થયો. ટીકા-ટિપ્પણ અને સૂચનો સાથે તે પ્રવર સમિતિને સોંપાયો. પ્રવર સમિતિના અહેવાલ બાદ 'ગુજરાત ગ્રંથાલય વિધેયક-૧૯૭૭' આજે ગુજરાત વિધાનસભા સમક્ષ વિધેયક બનવાની રાહ જોઈ રહ્યો છે.

પ્રસ્તુત 'ગુજરાત ગ્રંથાલય વિધેયક–૧૯૭૭'માં કુલ આઠ પ્રકરણોમાં જાહેર ગ્રંથાલયોની સ્થાપના, નિભાવ અને વિકાસની જોગવાઈઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**પ્રકરણ ૧ : પ્રારંભિક**

જાહેર ગ્રંથાલયની વ્યાખ્યા અને ધારામાં લેવામાં આવેલાં પદોની સમજ.

**પ્રકરણ ૨ : રાજ્ય ગ્રંથાલય કાઉન્સીલ**

જાહેર ગ્રંથાલયો અને ગ્રંથાલય સેવા ભાવનાના વિકાસ માટે સૌથી વધુ અસરકારક અને અનિવાર્ય એવી રાજ્ય ગ્રંથાલય કાઉન્સીલની રચના, કાર્ય અને વિનિમય–સત્તાની છણાવટ.

**પ્રકરણ ૩ : ગ્રંથાલય ખાતું**

'રાજ્ય ગ્રંથાલય કાઉન્સીલ'ની જાહેર ગ્રંથાલય સેવા ભાવનાને આકાર આપવા અને ગ્રંથાલયોના વિકાસ અર્થે શિક્ષણ નિયામકના તાબા નીચે ક્યૂરેટરના વડાપણા નીચે 'ગ્રંથાલય ખાતા'ની રચના.

**પ્રકરણ ૪ : રાજ્યનાં જાહેર ગ્રંથાલયો**

રાજ્ય મધ્યસ્થ ગ્રંથાલય, જિલ્લા ગ્રંથાલયો, સ્થાનિક ગ્રંથાલયો, તેમનાં તંત્રો અને કાર્યો. ગાંધીનગરમાં પણ મધ્યસ્થ ગ્રંથાલયની સ્થાપનાની જોગવાઈ.

**પ્રકરણ ૫ : રાજ્ય ગ્રંથાલય ફંડ**

ગ્રંથાલયોની સ્થાપના, નિભાવ અને વિકાસ અર્થે રાજ્યના એકત્રિત ફંડમાંથી વાર્ષિક રૂ એક કરોડની જોગવાઈ સાથે રાજ્ય ગ્રંથાલય ફંડ, સ્થાનિક ગ્રંથાલય ફંડ–રચના અને નાણાંના ઉપયોગ માટેની જોગવાઈઓનો ઉલ્લેખ.

**પ્રકરણ ૬ : જાહેર ગ્રંથાલયો અને ગ્રંથાલય સંઘોની માન્યતા**

માન્ય જાહેર ગ્રંથાલયોને અનુદાનની તથા ગ્રંથાલય સંઘોની માન્યતાની જોગવાઈ.

**પ્રકરણ ૭ અને ૮ :**

**રિપોર્ટ, તપાસણી તથા પ્રકીર્ણ**

આજે જ્યારે સૂચિત ખરડો નિશ્ચિત હકો માટે ગુજરાત વિધાનસભાના દ્વારે ઊભો છે તે સંજોગોમાં તેની યોગ્યાયોગ્યતાની ચર્ચા અપ્રસ્તુત લેખાશે. આજે તો આપણે એટલું જ ઇચ્છીએ કે ગુજરાત ભારતનું પાંચમું અને પશ્ચિમનું ગ્રંથાલય ધારો ધરાવતું પ્રથમ રાજ્ય હોય!

ગ્રંથાલય ધારો ગ્રંથાલય સેવાના ધૂંધળા ભવિષ્ય માટેનું એક આશાકિરણ છે. ધારાનું પીઠબળ ઉચ્ચતમ ગ્રંથાલય સેવાનું સુંદર નિમિત્ત છે. તેન વડે ગ્રંથાલય સેવાને પૂર્ણ સ્વરૂપે મહોરવાની ઉજ્જવળ તક મળે છે, અને આવી સંભવિત શક્યતાઓએ ગ્રંથાલય ધારાને અનિવાર્યતા બક્ષી છે પરંતુ અત્રે એ યાદ રાખવું જોઈએ કે **ગ્રંથાલય ધારો સાધન છે સ્વયં સાધ્ય નથી.** ઉત્તમ ગ્રંથાલય સેવાના અનેક ઉપકરણોમાંનું એક ઉપકરણ છે. ગ્રંથાલય ધારો ગ્રંથાલય સેવાના સરળ અને જટિલ તમામ પ્રશ્નોનું સહજ નિરાકરણ છે, એવું માની લેવું એ કપોલકલ્પિત તો નહીં પણ પૂર્વગ્રહપ્રેરિત અચૂક કહી શકાય.

ભૂતપૂર્વ વડોદરા રાજ્યની ગ્રંથાલય સેવાથી મહેંકતું ગુજરાત આજે ફરીથી એથીય વિશેષ સુવાસિત બની રહે, ઉજ્જવળ ગ્રંથાલય સેવાનું અનુકરણીય ઉદાહરણ બને, તથા ડૉ. રંગનાથનનાં પાંચ સુવર્ણસૂત્રો સાચા સ્વરૂપમાં સાર્થક બને તે માટે ગ્રંથાલય ધારો એ તો માત્ર પ્રથમ સોપાન છે.

૧૯૫,૯૮૪ ચો. કિ.ના વિસ્તાર સાથે ગુજરાત રાજ્યની કુલ વસ્તી ૨.૬૬૯૭ કરોડની છે. કેળવણીનો દર ૩૫.૭૯ ટકાનો છે. ૧૮,૨૭૫ ગામડાંઓ સાથે વ્યવસ્થાકીય રીતે સમગ્ર રાજ્ય ૧૯ જિલ્લા પંચાયતો, ૧૮૪ તાલુકાઓ, ૨૦૯ શહેરો, ૪ મ્યુ. કોર્પોરેશનો, ૧૮૨ તાલુકા પંચાયતો, ૮૭ નગર પંચાયતો અને

૧૨૫૬૧ ગ્રામ પંચાયતોમાં વિકેન્દ્રિત છે. એક લાખથી વધુ વસ્તી ધરાવતાં શહેરોની સંખ્યા સાતની છે. ૨૨૧૬૨ પ્રાથમિક અને ૨૫૬૧ માધ્યમિક શાળાઓ છે.

ગ્રંથાલય ધારાની પૂર્વ સંધ્યાએ ગુજરાત, ગ્રંથાલય અને ગ્રંથાલય સેવા–વિહોણું તો નથી જ. મધ્યવર્તી ગ્રંથાલય અમદાવાદ અને વડોદરા સાથે ૧૮ જિલ્લા ગ્રંથાલયો, ૨૨ શહેર ગ્રંથાલયો, ૨૨ શાખા ગ્રંથાલયો, ૨૮૪ નગર ગ્રંથાલયો, ૫૪ મહિલા ગ્રંથાલયો, ૪૦ બાળ ગ્રંથાલયો તથા ૫૧૮૦ ગ્રામ્ય ગ્રંથાલયો તેમજ અન્ય શૈક્ષણિક અને સંશોધન ગ્રંથાલયો સાથે આ સંખ્યા ૭ હજાર ઉપરની છે. હા, ક્યાંક કોઈક જગાએ વિકાસરેખા અત્યંત પાતળી હશે ! બિનઆયોજિત હશે ! પણ શૂન્યાવકાશ છે એવું તો ન જ વિચારી શકાય.

સ્થપાયેલાં અને સ્થપાનારાં સાર્વજનિક ગ્રંથાલયો, શૈક્ષણિક અને સંશોધન ગ્રંથાલયો એ સર્વનો સામૂહિક ઊર્ધ્વગામી અને યોગ્ય સહકારી વિકાસ મહદ્ અંશે ગ્રંથાલય ધારા અન્વયે ઘડાનારા નિયમો–વિનિયમો ઉપર જ આધારિત હોય તો સંપૂર્ણ સર્વેક્ષણ અને વિચારવિનિમયના અંતે ઘડાયેલા નિયમો ગ્રંથાલય ધારાના હાર્દને વધુ સ્પષ્ટ બનાવશે જ એવી અપેક્ષા એ આપણો અધિકાર છે.

કોઈ પણ ક્ષેત્રનો વિકાસ, આયોજનના અવિરત પ્રયાસ વિના શક્યુ નથી. આયોજન એટલે ધ્યેય, વિકાસનું ઊર્ધ્વ બિન્દુ નક્કી કરી તેને સિદ્ધ કરવા માટેના માર્ગનું નિર્ધારણ. કોઈ નિશ્ચિત ધ્યેય વિનાની ગતિ આયોજનના અભાવે નિરર્થક બની રહે છે. આપણી પાસે જ્ઞાનવિતરણ અને વિસ્તરણનું ઉચ્ચતમ ગ્રંથાલય સેવાનું ચોક્કસ ગુણવત્તાવાળું નિશ્ચિત ધ્યેય, એને આંબવાની તબક્કાવારની વિકાસરેખા હોવી એ અત્યંત આવશ્યક છે. ગ્રંથાલય ધારો એ તો શરીરને સ્થિર રાખતુ અસ્થિ–પિંજર છે. તેમાં પ્રાણ પૂરવાનું તબક્કાવાર યોજના વિના શક્ય નથી જ.

'ગામ ત્યાં ગ્રંથાલય', 'શાળા ત્યાં પુસ્તકાલય'ના નારા સાથે ગ્રંથાલયો માત્ર ખુલ્લાં મુકાયાંનો મેળવેલો આત્મસંતોષ માત્ર અલ્પજીવી નીવડ્યો છે, એ આપણે સૌ જાણીએ છીએ! અનુભવીએ છીએ! સંખ્યાનો સંતોષ હોય છે! સેવાનું ગૌરવ નહીં જ! કોઈક મકાનમાં થોડાંક પુસ્તકો એકઠાં કરવા માત્રથી ગ્રંથાલય બની જતું નથી. તે કોઈક નિશ્ચિત ગ્રંથાલય સેવાનાં ધોરણો સાથેનું હોવું જોઈએ. અને તો જ આપણે ઉન્નત-મસ્તકે કહી શકીશું કે આવો અને અમારે ત્યાંની ગ્રંથાલય સેવાને માણો.

આ સંદર્ભમાં ગ્રંથાલય સેવાનાં પાશ્ચાત્ય ધોરણોની માહિતી ઉપયોગી નીવડશે.

## ગ્રંથાલય સેવાનું પાશ્ચાત્ય ધોરણ

| વસતી | વ્યક્તિદીઠ ગ્રંથસંગ્રહ | વ્યક્તિદીઠ ગ્રંથ પરિક્રમણ |
|---|---|---|
| ૧૦,૦૦૦ થી ઓછી | ૩½ થી ૫ | ૧૦ |
| ૧૦,૦૦૦ થી ૩૫,૦૦૦ | ૨½ થી ૩ | ૯.૫ |
| ૩૫,૦૦૦ થી ૧,૦૦,૦૦૦ | ૨ થી ૨½ | ૯ |
| ૧,૦૦,૦૦૦ થી ઉપર | ૧ થી ૨ | ૮ |

સ્થાનિક કક્ષાએ ઉપરોક્ત ધોરણ સેવવાનું કદાચ શક્ય ન લાગે ! માત્ર એથી અડધો આદર્શ સ્વીકારીએ તો પણ ૫૦૦૦ની વસતી ધરાવતા ગામના

પ્રસ્તુત 'ગુજરાત ગ્રંથાલય વિધેયક–૧૯૭૭'માં કુલ આઠ પ્રકરણોમાં જાહેર ગ્રંથાલયોની સ્થાપના, નિભાવ અને વિકાસની જોગવાઈઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**પ્રકરણ ૧ : પ્રારંભિક**

જાહેર ગ્રંથાલયની વ્યાખ્યા અને ધારામાં લેવામાં આવેલા પદોની સમજ.

**પ્રકરણ ૨ : રાજ્ય ગ્રંથાલય કાઉન્સીલ**

જાહેર ગ્રંથાલયો અને ગ્રંથાલય સેવા ભાવનાના વિકાસ માટે સૌથી વધુ અસરકારક અને અનિવાર્ય એવી રાજ્ય ગ્રંથાલય કાઉન્સીલની રચના, કાર્ય અને વિનિમય–સત્તાની છણાવટ.

**પ્રકરણ ૩ : ગ્રંથાલય ખાતું**

'રાજ્ય ગ્રંથાલય કાઉન્સીલ'ની જાહેર ગ્રંથાલય સેવા ભાવનાને આકાર આપવા અને ગ્રંથાલયોના વિકાસ અર્થે શિક્ષણ નિયામકના તાબા નીચે ક્યૂરેટરના વડાપણા નીચે 'ગ્રંથાલય ખાતા'ની રચના.

**પ્રકરણ ૪ : રાજ્યનાં જાહેર ગ્રંથાલયો**

રાજ્ય મધ્યસ્થ ગ્રંથાલય, જિલ્લા ગ્રંથાલયો, સ્થાનિક ગ્રંથાલયો, તેમનાં તંત્રો અને કાર્યો. ગાંધીનગરમાં પણ મધ્યસ્થ ગ્રંથાલયની સ્થાપનાની જોગવાઈ.

**પ્રકરણ ૫ : રાજ્ય ગ્રંથાલય ફંડ**

ગ્રંથાલયોની સ્થાપના, નિભાવ અને વિકાસ અર્થે રાજ્યના એકત્રિત ફંડમાંથી વાર્ષિક રૂ એક કરોડની જોગવાઈ સાથે રાજ્ય ગ્રંથાલય ફંડ, સ્થાનિક ગ્રંથાલય ફંડ–રચના અને નાણાંના ઉપયોગ માટેની જોગવાઈઓનો ઉલ્લેખ.

**પ્રકરણ ૬ : જાહેર ગ્રંથાલયો અને ગ્રંથાલય સંઘોની માન્યતા**

માન્ય જાહેર ગ્રંથાલયોને અનુદાનની તથા ગ્રંથાલય સંઘોની માન્યતાની જોગવાઈ.

**પ્રકરણ ૭ અને ૮ :**

**રિપોર્ટ, તપાસણી તથા પ્રકીર્ણ**

આજે જ્યારે સૂચિત ખરડો નિશ્ચિત હકો માટે ગુજરાત વિધાનસભાના દ્વારે ઊભો છે તે સંજોગોમાં તેની યોગ્યાયોગ્યતાની ચર્ચા અપ્રસ્તુત લેખાશે. આજે તો આપણે એટલું જ ઇચ્છીએ કે ગુજરાત ભારતનું પાંચમું અને પશ્ચિમનું ગ્રંથાલય ધારો ધરાવતું પ્રથમ રાજ્ય હોય!

ગ્રંથાલય ધારો ગ્રંથાલય સેવાના ધૂંધળા ભવિષ્ય માટેનું એક આશાકિરણ છે. ધારાનું પીડબળ ઉચ્ચતમ ગ્રંથાલય સેવાનું સુંદર નિમિત્ત છે. તેના વડે ગ્રંથાલય સેવાને પૂર્ણ સ્વરૂપે મહોરવાની ઉજ્જવળ તક મળે છે, અને આવી સંભવિત શક્યતાઓએ ગ્રંથાલય ધારાને અનિવાર્યતા બક્ષી છે પરંતુ અત્રે એ યાદ રાખવું જોઈએ કે **ગ્રંથાલય ધારો સાધન છે સ્વયં સાધ્ય નથી.** ઉત્તમ ગ્રંથાલય સેવાના અનેક ઉપકરણોમાંનું એક ઉપકરણ છે. ગ્રં ધારો ગ્રંથાલય સેવાના સરળ અને જટિલ .. પ્રશ્નોનું સહજ નિરાકરણ છે, એવું માની લેવું કપોલકલ્પિત તો નહીં પણ પૂર્વગ્રહપ્રેરિત કહી શકાય.

ભૂતપૂર્વ વડોદરા રાજ્યની ગ્રંથાલય સેવાથી મહેંકતું ગુજરાત આજે ફરીથી એથીય વિશેષ સુવાસિત બની રહે, ઉજ્જવળ ગ્રંથાલય સેવાનું અનુકરણીય ઉદાહરણ બને, તથા ડૉ. રંગનાથનનાં પાંચ સુવર્ણસૂત્રો સાચા સ્વરૂપમાં સાર્થક બને તે માટે ગ્રંથાલય ધારો એ તો માત્ર પ્રથમ સોપાન છે.

૧૯૫,૯૮૪ ચો. કિ ના વિસ્તાર સાથે ગુજરાત રાજ્યની કુલ વસ્તી ૨.૬૬૯૭ કરોડની છે. કેળવણીનો દર ૩૫.૭૯ ટકાનો છે. ૧૮,૨૭૫ ગામડાંઓ સાથે વ્યવસ્થાકીય રીતે સમગ્ર રાજ્ય ૧૯ જિલ્લા પંચાયતો, ૧૮૪ તાલુકાઓ, ૨૦૯ શહેરો, ૪ મ્યુ. કોર્પોરેશનો, ૧૮૨ તાલુકા પંચાયતો, ૮૭ નગર પંચાયતો અને

૧૨૫૬૧ ગ્રામ પંચાયતોમાં વિકેન્દ્રિત છે. એક લાખથી વધુ વસ્તી ધરાવતાં શહેરોની સંખ્યા સાતની છે. ૨૨૧૬૨ પ્રાથમિક અને ૨૫૬૧ માધ્યમિક શાળાઓ છે.

ગ્રંથાલય ધારાની પૂર્વ સંધ્યાએ ગુજરાત, ગ્રંથાલય અને ગ્રંથાલય સેવા–વિહોણું તો નથી જ. મધ્યવર્તી ગ્રંથાલય અમદાવાદ અને વડોદરા સાથે ૧૮ જિલ્લા ગ્રંથાલયો, ૨૨ શહેર ગ્રંથાલયો, ૨૨ શાખા ગ્રંથાલયો, ૨૮૪ નગર ગ્રંથાલયો, ૫૪ મહિલા ગ્રંથાલયો, ૪૦ બાળ ગ્રંથાલયો તથા ૫૧૮૦ ગ્રામ્ય ગ્રંથાલયો તેમજ અન્ય શૈક્ષણિક અને સંશોધન ગ્રંથાલયો સાથે આ સંખ્યા ૭ હજાર ઉપરની છે. હા, ક્યાંક કોઈક જગાએ વિકાસરેખા અત્યંત પાતળી હશે ! બિનઆયોજિત હશે ! પણ શૂન્યાવકાશ છે એવું તો ન જ વિચારી શકાય.

સ્થપાયેલાં અને સ્થપાનારાં સાર્વજનિક ગ્રંથાલયો, શૈક્ષણિક અને સંશોધન ગ્રંથાલયો એ સર્વનો સામૂહિક ઊર્ધ્વગામી અને યોગ્ય સહકારી વિકાસ મહદ્ અંશે ગ્રંથાલય ધારા અન્વયે ઘડાનારા નિયમો–વિનિયમો ઉપર જ આધારિત હોય તો સંપૂર્ણ સર્વેક્ષણ અને વિચારવિનિમયના અંતે ઘડાયેલા નિયમો ગ્રંથાલય ધારાના હાર્દને વધુ સ્પષ્ટ બનાવશે જ એવી અપેક્ષા એ આપણો અધિકાર છે.

કોઈ પણ ક્ષેત્રનો વિકાસ, આયોજનના અવિરત પ્રયાસ વિના શક્યુ નથી. આયોજન એટલે ધ્યેય, વિકાસનું ઊર્ધ્વ બિન્દુ નક્કી કરી તેને સિદ્ધ કરવા માટેના માર્ગનું નિર્ધારણ. કોઈ નિશ્ચિત ધ્યેય વિનાની ગતિ આયોજનના અભાવે નિરર્થક બની રહે છે. આપણી પાસે જ્ઞાનવિતરણ અને વિસ્તરણનું ઉચ્ચતમ ગ્રંથાલય સેવાનું ચોક્કસ ગુણવત્તાવાળું નિશ્ચિત ધ્યેય, એને આંબવાની તબક્કાવારની વિકાસરેખા હોવી એ અત્યંત આવશ્યક છે. ગ્રંથાલય ધારો એ તો શરીરને સ્થિર રાખતુ અસ્થિ–પિંજર છે. તેમાં પ્રાણ પૂરવાનું તબક્કાવાર યોજના વિના શક્ય નથી જ.

'ગામ ત્યાં ગ્રંથાલય', 'શાળા ત્યાં પુસ્તકાલય'ના નારા સાથે ગ્રંથાલયો માત્ર ખુલ્લાં મુકાયાંનો મેળવેલો આત્મસંતોષ માત્ર અલ્પજીવી નીવડ્યો છે, એ આપણે સૌ જાણીએ છીએ! અનુભવીએ છીએ! સંખ્યાનો સંતોષ હોય છે! સેવાનું ગૌરવ નહીં જ! કોઈક મકાનમાં થોડાંક પુસ્તકો એકઠાં કરવા માત્રથી ગ્રંથાલય બની જતું નથી. તે કોઈક નિશ્ચિત ગ્રંથાલય સેવાનાં ધોરણો સાથેનું હોવું જોઈએ. અને તો જ આપણે ઉન્નત-મસ્તકે કહી શકીશું કે આવો અને અમારે ત્યાંની ગ્રંથાલય સેવાને માણો.

આ સંદર્ભમાં ગ્રંથાલય સેવાનાં પાશ્ચાત્ય ધોરણોની માહિતી ઉપયોગી નીવડશે.

## ગ્રંથાલય સેવાનું પાશ્ચાત્ય ધોરણ

| વસતી | વ્યક્તિદીઠ ગ્રંથસંગ્રહ | વ્યક્તિદીઠ ગ્રંથ પરિક્રમણ |
|---|---|---|
| ૧૦,૦૦૦ થી ઓછી | ૩½ થી ૫ | ૧૦ |
| ૧૦,૦૦૦ થી ૩૫,૦૦૦ | ૨½ થી ૩ | ૯·૫ |
| ૩૫,૦૦૦ થી ૧,૦૦,૦૦૦ | ૨ થી ૨½ | ૯ |
| ૧,૦૦,૦૦૦ થી ઉપર | ૧ થી ૨ | ૮ |

સ્થાનિક કક્ષાએ ઉપરોક્ત ધોરણ સેવવાનું કદાચ શક્ય ન લાગે! માત્ર એથી અડધો આદર્શ સ્વીકારીએ તો પણ ૫૦૦૦ની વસતી ધરાવતા ગામના

ગ્રંથાલયનો ગ્રંથસંગ્રહ ૧૦,૦૦૦થી ૧૫,૦૦૦નો તથા ૧,૦૦,૦૦૦ની વસતી ધરાવતા શહેરના ગ્રંથાલયનો ગ્રંથસંગ્રહ ૫૦,૦૦૦થી ૧ લાખનો હોય એ આદર્શ સ્વીકારવો જ રહ્યો.

ગુજરાત ગ્રંથાલય વિધેયક અન્વયે કરવામાં આવેલ વાર્ષિક માત્ર રૂ. ૧ કરોડની જોગવાઈ અને વર્ષે અંદાજે હજારની સંખ્યામાં આપણી ભાષામાં પ્રગટ થતું સાહિત્ય ઉભય પક્ષે ચિંતા પ્રેરે એવું છે!

આ વિરાટ પ્રશ્નને હલ કરી, ગુજરાતને સુયોગ્ય ગ્રંથાલય સેવાથી સુવાસિત બનાવવા દસ વર્ષિય આયોજનને લક્ષમાં રાખતાં ગ્રંથાલયોના વિકાસ માટે સરેરાશ વાર્ષિક રૂ. ૫,૨૮,૦૦,૦૦૦ની રીકરીંગ ખર્ચની જોગવાઈ કરવાની રહે; જ્યારે ગુજરાતી ભાષામાં પ્રકાશનક્ષેત્રે વિરાટ ડગ માંડવાનું ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી સાહિત્ય પ્રકાશક અને વિક્રેતા મંડળના સાથ સહકાર મેળવવાનુ–તેઓને પણ રાજ્ય ગ્રંથાલય કાઉન્સીલમાં પ્રતિનિધિત્વ આપવાનું ન્યાયોચિત બની રહેશે જ.

ગ્રંથાલય સેવાની ત્રિમૂર્તિમાં વાચન-સામગ્રી અને વાચક જેટલું જ મહત્ત્વ ગ્રંથપાલનું છે. શિક્ષિત અને પૂરતા પ્રમાણમાં કર્મચારીઓ જ ગ્રંથાલયસેવાને જીવંત બનાવી શકે. વિવિધ સ્તરની ગ્રંથાલય સેવા માટે કર્મચારીઓનું પ્રમાણ નીચે મુજબનું હોય તે આવશ્યક છે. આ પ્રમાણ વિકેન્દ્રિત સેવા અને કેન્દ્રિય પ્રક્રિયાઓ પર આધારિત છે.

**જિલ્લા અને શહેર મધ્યવર્તી ગ્રંથાલયો**

| | |
|---|---|
| ગ્રંથપાલ | ૧ |
| સહાયક ગ્રંથપાલ | ૧૨ |
| ટેક્નિકલ આસિસ્ટંટ | ૧૨ |
| એટેન્ડન્ટ્સ | ૧૫ |
| અન્ય ... | ૧૫ = ૫૫ |

**તાલુકા અને શહેર શાખા ગ્રંથાલયો**

| | |
|---|---|
| ગ્રંથપાલ | ૧ |
| સહાયક ગ્રંથપાલ | ૧ |
| એટેન્ડન્ટ્સ | ૫ |
| અન્ય | ૨ = ૯ |

**ગ્રામ્ય અને જૂથ ગ્રંથાલયો**

| | |
|---|---|
| ગ્રંથપાલ | ૧ |
| એટેન્ડન્ટ્સ | ૨ |
| અન્ય | ૧ = ૪ |

આપણે આશા રાખીએ કે દોઢ દાયકાની તપશ્ચર્યા બાદ ગુજરાતને મોડું વહેલું ગ્રંથાલય ધારાનું મીઠું ફળ મળશે જ અને ત્યારે કૂવો ખોદવા બેસીએ તે કરતાં આજથી જ રાજ્યકક્ષાએ ગ્રંથાલયોના વિકાસ માટેની યોજના ઘડવી એમાં દૂરંદેશિતા છે.

એક સર્વેક્ષણ અનુસાર ગુજરાતની વ્યક્તિ માત્રને ગ્રંથાલય સેવાથી સુવાસિત બનાવવા માટે પૃ. ૧૯ પરના કોઠા મુજબની અનિવાર્યતા રહેશે.

અંતમાં, ગ્રંથાલય ધારા પાસેથી ભાવિની ઉજ્જવળ તકોની અપેક્ષા આપણે રાખીએ છીએ તેવી રીતે ગ્રંથાલય ધારાની પણ કેટલીક અપેક્ષાઓ હોઈ શકે અને તેને અનુરૂપ ગ્રંથાલય સેવા આપવા માટે સતત પ્રયત્નશીલ રહેવુ અને પ્રવૃત્તિપ્રચૂર રહેવું એ આપણી સૌની, ગ્રંથપાલ મિત્રોની અપ્રતિમ નૈતિક ફરજ છે, જવાબદારી છે. વર્ષાના આગમન ટાણે તેના એક એક બિન્દુમાંથી જીવન મેળવવા આપણે ઝંખીએ છીએ પરંતુ માત્ર એ ધારા ઝીલવાથી જીવન મળી જતું નથી. તેની પાછળ ધરતીને ખેડવી પડે છે. ધોધમાર વર્ષામાં શ્રમયજ્ઞ આદરતા કો' ખેડૂત-જીવનને પૂછો તો સમજાશે કે એ એક એક બિન્દુનું મૂલ્ય કેવી રીતે ચૂકવાય છે! આપણે સૌએ ગ્રંથાલય ધારાને આવકારવા આવી જ સજ્જતા કેળવવાની જરૂર છે.

## ગુજરાત ગ્રંથાલય સેવા : દસ વર્ષિય વિકાસ યોજના

| ક્રમ | ગ્રંથાલયની કક્ષા | સંખ્યા | કુલ ગ્રંથસંગ્રહ | કર્મચારીઓની વ્યાવસાયિક | અનિવાર્યતા અન્ય | કર્મચારીઓની કુલ આવશ્યકતા |
|---|---|---|---|---|---|---|
| ૧ | રાજ્ય મધ્યવર્તી ગ્રંથાલય | ૧ | ૨૦,૦૦,૦૦૦ | ૯૫ | ૧૨૩ | ૨૧૮ |
| ૨ | વિભાગીય ગ્રંથાલયો | ૩ | ૨૫,૦૦,૦૦૦ | ૩૦ | ૬૦ | ૯૦ |
| ૩ | જિલ્લા મધ્યવર્તી ગ્રંથાલયો | ૧૮ | ૧૮,૦૦,૦૦૦ | ૪૫૦ | ૫૪૦ | ૯૯૦ |
| ૪ | શહેર મધ્યવર્તી ગ્રંથાલયો (૧ લાખથી વધુ વસતી) | ૭ | ૧૪,૦૦,૦૦૦ | ૧૭૫ | ૨૧૦ | ૩૮૫ |
| ૫ | શહેર શાખા ગ્રંથાલયો | ૪૦ | ૨૦,૦૦,૦૦૦ | ૪૦ | ૮૦ | ૧૨૦ |
| ૬ | તાલુકા ગ્રંથાલયો | ૧૬૭ | ૧૬,૭૦,૦૦૦ | ૩૩૦ | ૧,૧૫૫ | ૧,૪૮૫ |
| ૭ | ગ્રામ્ય ગ્રંથાલયો (૫૦૦૦થી વધુ વસતી) | ૭૨ | ૭,૨૦,૦૦૦ | ૭૨ | ૨૧૬ | ૨૮૮ |
| ૮ | ગ્રામ્ય ગ્રંથાલયો (૫૦૦૦થી ઓછી વસતી) (૫૧૮૦ હયાત છે) | ૧૦,૦૦૦ | ૫૦,૦૦,૦૦૦ | ૧૦,૦૦૦ | ૧૦,૦૦૦ | ૨૦,૦૦૦ |
| ૯ | જૂથ ગ્રંથાલયો (જૂજ વસતી ધરાવતા નજીક નજીકનાં ગામો વચ્ચેનું કેન્દ્રિય ગ્રંથાલય) | ૨૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | ૨,૦૦૦ | ૪,૦૦૦ | ૬,૦૦૦ |
| ૧૦ | ફરતાં પુસ્તકાલયો | ૩૬ | ૧,૮૦,૦૦૦ | ૩૬ | ૭૨ | ૧૦૮ |
| | કુલ | ૧૨,૩૪૪ | ૧,૮૨,૭૦,૦૦૦ | ૧૩,૨૨૮ | ૧૬,૪૫૬ | ૨૯,૬૮૪ |

# બાલવર્ષ અને જાહેર બાલ-ગ્રંથાલય

## ● ત્રિલોક દવે

શિક્ષણ માત્ર શાળા કે કૉલેજમાં જ અપાય છે અને ત્યાં જ સમાપ્ત થાય છે તેવા બે ખોટા ખ્યાલો શિક્ષણક્ષેત્રે હોઈ શકે, કારણ કે શાળા કે કૉલેજમાં અપાતું શિક્ષણ ત્યાં જ સિલેબસને આધારે પૂરું થતું હોય છે. શિક્ષણ અને તેનો વ્યાપ જગતભરમાં સંશોધનને પાત્ર હોય છે. અને આથી કોઈપણ સ્તરે અપાયેલા શિક્ષણના મુદ્દાઓમાં અથવા તે વિષયમાં થયેલ સંશોધન અને થનાર સંશોધનને વ્યક્તિ માત્રે જાણવું જરૂરી છે. તે જાણવા માટે અધ્યયન કરવું પડે છે અને તેથી જ્ઞાન UP TO DATE બને છે. આમ ઇતર વાચન માટેની ટેવ પાડવા જાહેર ગ્રંથાલય જેવી બીજી કોઈ ઉત્તમ સંસ્થા હજુ સુધી જોવામાં આવી નથી.

આમાં બાળગ્રંથાલય એ ખૂબ જ અગત્યની સંસ્થા છે. તેમાંય ખાસ કરીને જાહેર બાળગ્રંથાલય કે જ્યાં મફત સેવા અપાય છે, તેવા ગ્રંથાલયની ખાસ જરૂર છે તેટલું જ નહીં પરંતુ તેવાં ગ્રંથાલયો ટકી રહે, તેનો યોગ્ય વિકાસ થાય અને ગ્રંથાલય સમૃદ્ધ બને તે પણ સાથે સાથે જોવું જોઈએ. વર્ષ દરમ્યાન નવાં પુસ્તકો કેટલાં ખરીદાય છે? તેમજ બાળ ગ્રંથાલયની અન્ય પ્રવૃત્તિઓ માટે પણ ખર્ચ કરવામાં આવે છે કે કેમ ? તેમ જ બાળકોમાં સારા વિચારોનું સિંચન કરવા માટે ઉત્તમ સાહિત્ય ગ્રંથાલયમાં વસાવવામાં આવે છે કે કેમ ? તે બાબતો પણ સારી એવી અગત્ય ધરાવે છે. જાહેર ગ્રંથાલયની વધુ અગત્યની પ્રવૃત્તિમાં વાચનનો સમાવેશ થાય છે: બાળવાચનની સામગ્રીના મુખ્ય ત્રણ વિષયો છે (૧) **મનોરંજન વિષય:** આ વિષયમાં ખાસ કરી બાળકોને મનોરંજન મળી રહે તેવા સાહિત્યનો સમાવેશ કરવામાં આવે છે. દા. ત. પરીકથા રહસ્યકથા, સાહસકથા, પશુ-પક્ષી કથા, ગીતો, નાટકો વગેરે. (૨) **માહિતીપૂર્ણ વિષય:** આ વિષયમ ભૂલકાંઓમાં જરૂરી સામાન્ય તથા વ્યવહારુ જ્ઞાન વધારો થાય તેવા વિષયોનો સમાવેશ કરવામાં આ છે. તેમાં જ્ઞાનકોષ, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વિજ્ઞાન, આરોગ્ય, રમતગમત, ભૂગોળ, ઇતિહાસ, જીવનચરિત્ર વગેરેનો સમાવેશ કરવામાં આવે છે. (૩) **પ્રેરણાત્મક વિષય:** તેમાં ખાસ કરીને આચાર-વિચાર અને વ્યક્તિઘડતરનો સમાવેશ કરવામાં આવે છે. ઉપરોક્ત વિષયોનો બાળગ્રથાલયમાં સમાવેશ થાય છે, જેથી લગભગ બાળકોની બધા જ પ્રકારની વાચન-માંગ સંતોષી શકાય છે અને ગ્રથાલયને સમૃદ્ધ બનાવી શકાય છે. તે ઉપરાંત 'બાળ-સામયિકો તથા સાપ્તાહિકો વસાવવાં જોઈએ. આજના ગતિશીલ યુગમાં સામયિકોની પણ અગત્ય વધુ છે કેમકે જગત એટલું ઝડપથી પરિવર્તન પામતું જાય છે કે આપણા

પૂર્વજોના મગજમાં જે જગતની ચિંતા હતી તેના કરતાં કેટલીય વિશેષ પ્રમાણમાં આજે આપણા મગજમાં ચિંતા હોય છે. દૂર દૂર દુનિયામાં કોઈ એક ખૂણે બનાવ બને તો તેના વિષે જાણકારી અને પ્રત્યાઘાતો શા પડ્યા તે જોવા કાલની પેઢીની ઉત્કંઠા કેટલી તીવ્ર હોય છે કે માહિતી માટે ક્ષણનો વિલંબ એને પાલવતો નથી. આમ સમયની અગત્ય તથા નવા બનાવોની અગત્ય અત્યારે મોટે ભાગે સામયિકો અને સાપ્તાહિકો જ જાળવી શકે છે.

પુસ્તકો અને સામયિકો ગ્રંથાલયમાં વસાવવાં એ તો ફક્ત અર્વાચીન ગ્રંથાલયનો ખ્યાલ થઈ જાય છે. જ્યારે ગ્રંથાલયના આધુનિક ખ્યાલ પ્રમાણે પુસ્તકોનો બહોળો ઉપયોગ થાય તે માટે તેમજ વાચનની ટેવ વિકસે તે માટે પણ ગ્રંથાલયે અન્ય પ્રવૃત્તિઓ તો કરવી જ જોઈએ. તે માટે પ્રદર્શન–આયોજન, નવાં પુસ્તકોનું ડિસપ્લે, વાર્તા કહેવી, પુસ્તક વાંચી સંભળાવવું, વાંચનની યાદી બનાવવી, શિષ્ટ વાચન–હરીફાઈ યોજવી, કોયડા હરીફાઈ યોજવી વગેરે વગેરે નીતિઓ ગ્રંથાલયોએ અપનાવવી જોઈએ, જેથી કરીને આધુનિક ગ્રંથાલયોનાં લક્ષણોને પૂર્ણ કરીને અદ્યતન ગ્રંથાલય બનાવી શકાય.

૧૯૭૧ની વસ્તી ગણતરી પ્રમાણે ભારતની કુલ વસ્તી ૫૪.૮ કરોડની છે. કુલ વસ્તીમાં ભાષા પ્રમાણે વસ્તી જોતાં ગુજરાતીભાષી વસ્તુનું પ્રમાણ ૨.૫૯ કરોડ છે. જ્યારે વસ્તીની દૃષ્ટિએ દેશમાં પ્રસિદ્ધ થતું સાહિત્યનું પ્રમાણ જોઈએ તો તે ખૂબ જ નજીવું કહી શકાય. દેશમાં કુલ દૈનિક વર્તમાનપત્રોની સંખ્યા ૮૭૫ છે; અઠવાડિયે બેત્રણ વાર પ્રગટ થનારાની સંખ્યા ૭૪ છે, જ્યારે સાપ્તાહિકોની સંખ્યા ૩૮૦૧ છે. ૧૯૭૬માં પ્રકાશિત થયેલાં પુસ્તકોની સંખ્યા તો ફક્ત ૧૪,૦૦૦ હતી. (કોમર્સ રિસર્ચ બ્યુરોના અહેવાલ મુજબ) આ તો દરેક પ્રકારનું સાહિત્ય સમાવી લેતાં પુસ્તકો, સામયિકો, અને દૈનિક વર્તમાનપત્રની સંખ્યા છે. તેમાંથી જો બાળસાહિત્યને અલગ દર્શાવીએ તો તે સાહિત્યનું પ્રમાણ બાળકોની વસ્તીના પ્રમાણમાં ખૂબ જ નજીવું છે. બાળસાહિત્ય પરત્વે ખાસ રુચિ દાખવી તેનું પ્રકાશન યોગ્ય રીતે થવું જોઈએ, જેથી બાળકોને તેનું યોગ્ય વાચનસાહિત્ય મળી રહે.

દેશમાં પુસ્તકાલયોની સંખ્યા ૫૦,૦૦૦ છે. (કોમર્સ રિસર્ચ બ્યુરોના અહેવાલ મુજબ) આમાં બાળગ્રંથાલયોની સંખ્યા બાળકોની દૃષ્ટિએ ઓછી છે. જ્યારે આપણા ગુજરાત પર ઊડતી નજર ફેરવીએ તો માલુમ પડશે કે જાહેર બાળગ્રંથાલયોની સંખ્યા લગભગ ૪૭ છે ગુજરાતનાં કુલ બાળગ્રંથાલયોની સંખ્યામાં સરકારી તેમજ સરકારની ગ્રાન્ટ લેતાં બાળગ્રંથાલયોની સંખ્યા ૩૫ છે. આ ગ્રંથાલયોને ગ્રામ્ય અને શહેર કક્ષાએ જોઈએ તો તેમાં બાળ–ગ્રંથાલયો વધુમાં વધુ ગ્રામ્ય કક્ષાએ જોવા મળે છે. આ એક આનંદની વાત છે. પરંતુ તેમાંનાં પુસ્તકો, સામયિકો અને બાળસાહિત્યની પરિસ્થિતિ કેવી છે તે પણ સાથે સાથે જોવું જોઈએ. આપણે ત્યાં બાળ-ગ્રંથાલયો ઓછાં છે, અને જે છે તેની પરિસ્થિતિ પણ સારી નથી. બાળગ્રંથાલયોની વૃદ્ધિ થાય અને તેમાં બની શકે તેટલા ઉત્તમ બાળસાહિત્યનો સમાવેશ થાય તેવી વ્યવસ્થા થવી જોઈએ. બાળકો પુસ્તકોનો બહોળો ઉપયોગ કરતાં થાય અને સાથે સાથે તેમની વાચનની ટેવ વિકસે તેવી પ્રવૃત્તિઓ હાથ ધરવી જોઈએ. સરકારે પણ થોડો વધુ રસ કેળવીને બાળકને ભવિષ્યના નાગરિય સમજીને તેમનામાં ઉત્તમ વિચારોનું સિંચન થાય તેવી પ્રવૃત્તિઓ હાથ ધરવી જોઈએ.



અન્ય વિષયો સાથે સાહિત્યના સંબંધની તપાસ વિષયક છૂટાછવાયા અનેક અભ્યાસલેખો આપણા વિપુલ સાહિત્યભંડારમાં દટાયા પડ્યા છે. આ વિષય ઉપર હજી સુધી એક જ ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રગટ થયો છે અને એ છે યશવંત ત્રિવેદી સંપાદિત "—અને સાહિત્ય", જેમા આ પ્રકારના ૨૧ અભ્યાસલેખોનો સગ્રહ કરવામા આવ્યો છે. આ લેખો સિવાયના અન્ય અનેક ઉપયોગી લેખો હજી જૂના સામયિકોમાં કે વિવેચનલેખોના સંગ્રહોમાં જોવા મળે છે. આ પ્રકારના તમામ લેખોની ભાળ આપવાના આશયથી આ સાહિત્યસૂચિ તૈયાર કરવામા આવી છે.

આશા છે સાહિત્યનો સઘન અભ્યાસ કરનાર કે કરાવનાર, સહુ કોઈને આ સૂચિ ઉપયોગી પુરવાર થશે.

## [ક] ગ્રંથો

૧. નવલરામ ત્રિવેદી સંપા. સાહિત્ય અને પ્રગતિ. સહ સંપાદકો : 'સુંદરમ્', ઉમાશંકર જોશી, નગીનદાસ પારેખ, ભોગીલાલ ગાંધી. ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય મંડળ, અમદાવાદ પ્ર.આ. ૧૯૪૦ પૃ. ૩૬૪. (સાહિત્ય અને પ્રગતિ વિશે ૨૯ સાહિત્યકારોના નિબંધોનો સગ્રહ.)

૨. યશવંત ત્રિવેદી સંપા —અને સાહિત્ય. સાહિત્ય ભારતી, મુંબઈ વિક્રેતા : આર. આર. શેઠની કંપની, મુંબઈ અને અમદાવાદ પ્ર.આ. ૧૯૭૫ પૃ. ૧૮+૨૩૬.

## [ખ] લેખો

### અધ્યાત્મ

રસિક શાહ. ફીનોમીનોલૉજી અને સાહિત્ય. જુઓ ક.૨ પૃ. ૧૫૯–૧૬૮.

રામપ્રસાદ બક્ષી. અધ્યાત્મ અને સાહિત્ય. ક. ૨ પૃ ૧–૧૯.

### ઇતિહાસ

ચંદ્રકાન્ત શેઠ. ઐતિહાસિક સાહિત્યકૃતિએ. ઇતિહાસનુ તથ્ય. 'વિદ્યાપીઠ' નવે.—ડિ. ૧૯૬૪ પૃ. ૨૭૦–૨૭૬, ૨૮૧. 'પરબ' ૧૯૬૫ : ૧ પૃ. ૬૧–૭૬. પુ 'અર્થાન્તર' (૧૯૭૮) પૃ ૧૯૫–૨૧૨.

પ્રકાશ ન. શાહ. ઐતિહાસિક સાહિત્ય[illegible] ઇતિહાસનું તથ્ય. 'પરબ' ૧૯૬૫ : પૃ. ૭૪–૭૯.

ભોગીલાલ ગાંધી. ઇતિહાસ અને સાહિત[illegible] તાણાવાણા. 'વિશ્વમાનવ' અંક માર્ચ–એપ્રિલ ૧૯૬૪ પૃ ૬૭–૭૧.

ભોગીલાલ સાડેસરા. ઇતિહાસ અને સાહિત્ય સંશોધનની દૃષ્ટિએ 'ફાર્બસ ગુજરા[illegible] સભા ત્રૈમાસિક' જુલાઈ–સપ્ટે. ૧[illegible] પુનર્મુ. 'ઇતિહાસ અને સાહિત્ય' (૧૯[illegible] પૃ. ૩૬–૪૯. પુનર્મુ. 'અન્વેષણા' (૧૯[illegible] પૃ. ૨૩–૩૭.

મનુભાઈ પંચોળી 'દર્શક'. ઇતિહાસ અને સાહિ[illegible] ક. ૨ પૃ. ૨૧૦–૨૧૫.

રિપ્રસાદ શાસ્ત્રી. ઐતિહાસિક સાહિત્યકૃતિઓમાં ઇતિહાસનું તથ્ય. 'પરબ' ૧૯૬૫ : ૧ પૃ. ૫૭–૬૦.

**લા**

હાનાલાલ કવિ. સાહિત્ય અને કલા. 'સ્ત્રીજીવન' સપ્ટે. '૭૫ પૃ. ૭૧૩–૨૦.

ોમશંકર હ. ભટ્ટ. કલા અને સાહિત્ય : પ્રશ્નોત્તરી. 'પ્રેમામૃત' (૧૯૭૮) પૃ. ૧૨–૧૬.

**ળવણી**

માનંદશંકર ધ્રુવ. કેળવણી અને સાહિત્ય. 'વસંત' ૧૬–૬ અષાઢ ૧૯૭૩ પૃ. ૩૩૭–૩૪૭. પુનર્મુ. 'કાવ્ય તત્ત્વવિચાર' (ત્રીજી આ. ૧૯૫૮) પૃ. ૭૭–૯૪.

**જીવન**

આનંદશંકર ધ્રુવ. (૧) સાહિત્ય અને જીવન (૨) સાહિત્ય અને શીલ. 'વસંત' વર્ષ ૩૫ અંક ૭–૯ શ્રાવણ–આશ્વિન ૧૯૯૨. પુનર્મુ. 'કાવ્યતત્ત્વવિચાર' (ત્રીજી આ. ૧૯૫૮) પૃ. ૧૨૪–૧૨૯.

ન્દુલાલ ગાંધી. સાહિત્ય અને આધુનિક જીવન. 'ઊર્મિનવરચના' જાન્યુ. ૧૯૬૮ પૃ. ૫૧૫–૫૧૭.

માશંકર જોશી. સાહિત્ય અને અર્વાચીન જીવન. 'સંસ્કૃતિ' ડિસે. ૧૯૬૧ પૃ. ૪૪૬–૪૪૮. પુનર્મુ. 'પ્રતિશબ્દ' (૧૯૬૭) પૃ. ૬૪–૬૯.

નૈયાલાલ માણેકલાલ મુનશી. અર્વાચીન સાહિત્યનો પ્રધાન સ્વર જીવનનો ઉલ્લાસ. 'ગુજરાત–એક સાંસ્કૃતિક વ્યક્તિ અને અન્ય આદિવચનો' ભા. ૧ (બીજી આ. ૧૯૬૬) પૃ. ૬૦–૮૭.

જબિહારી મહેતા. જીવનમાં સાહિત્યનું સ્થાન. 'નવચેતન' ફેબ્રુ. '૪૮ પૃ. ૨૭૭.

ગુલાબદાસ બ્રોકર. અર્વાચીનતમ સાહિત્ય અને સામાન્ય માણસ. 'સાહિત્ય—તત્ત્વ અને તંત્ર' (૧૯૭૭) પૃ. ૪૫–૫૬.

ચી. ના. પટેલ. સાહિત્યમાં જીવનના આનંદ અને વેદનાનું દર્શક. 'સંસ્કૃતિ' જાન્યુ. '૭૩ પૃ. ૬૭–૭૬. પુનર્મુ. 'અભિક્રમ' (૧૯૭૫) પૃ. ૧૮૩–૨૦૨.

'જ્ઞ' [મટુભાઈ હ. કાંટાવાળા]. સાહિત્યનું જીવનમાં સ્થાન. 'કૌમુદી' જુલાઈ ૧૯૩૬ પૃ. ૧–૨.

ધીરુભાઈ ઠાકર. આધુનિક સાહિત્યમાં માનવ. 'સ્વાધ્યાય' ૮–૧ ઑક્ટો. '૭૦ પૃ. ૧–૧૩. પુનર્મુ. 'પ્રતિભાવ' (૧૯૭૨) પૃ. ૩–૨૨.

'ધૂમકેતુ'. સાહિત્ય અને જીવન. અનંતરાય રાવળ અને દક્ષિણકુમાર જોષી. સંપા. સાહિત્યવિચારણા [ધૂમકેતુની] પ્ર. આ. ૧૯૬૯ પૃ. ૧૨૬–૧૩૩.

—સાહિત્યમાં જીવનદર્શન. 'ઊર્મિ' જૂન ૧૯૪૦ પુનર્મુ. ઉપર મુજબ પૃ. ૧૬૫–૧૭૦.

—સાહિત્યમાં જીવનનું સ્થાન. એજન. પૃ. ૧૨૨–૧૨૫.

નિર્મળા જે. ભટ્ટ. સાહિત્ય અને માનવજીવન. 'ઊર્મિનવરચના' નવે. ૧૯૫૮ પૃ. ૧૦૮–૧૧૧.

પ્રાણલાલ દેસાઈ. સાહિત્ય અને જીવન. 'સમાલોચક' જુલાઈ ૧૯૧૭ પૃ. ૩૫૪–૩૫૮.

બટુક વોરા. સાહિત્ય, શબ્દ અને માનવી. 'રુચિ' સપ્ટે ૧૯૬૫ પૃ. ૪૩–૪૬.

રતિલાલ મો. ત્રિવેદી. સાહિત્યની જીવન ઉપર અસર. 'સાહિત્ય અને જીવનનાં થોડાંક અર્થદર્શનો.' (૧૯૪૯) પૃ. ૬૬–૭૨.

રમણલાલ જોશી. સાહિત્ય અને જીવન. 'સંસ્કૃતિ' નવે. '૬૭ પૃ. ૪૧૬–૪૧૮. પુનર્મુ. 'પરિમાણ' (૧૯૬૯) પૃ. ૩–૮.

રમણલાલ વ. દેસાઈ. જીવન અને સાહિત્ય. 'જીવન અને સાહિત્ય' ભા. ૧ (પ્રથમ પુનર્મુ. ૧૯૫૭) પૃ. ૩–૩૦.

રવિશંકર મ. જોષી. સાહિત્યમાં જીવનદર્શન. 'નવચેતન' ફેબ્રુ. '૪૪ પૃ. ૨૮૫–૨૮૯.

રામનારાયણ વિ. પાઠક. આપણા જીવનમાં સાહિત્યની પ્રતિષ્ઠા. (ગુજ સા. સભા વ્યાખ્યાન, ૧૭ માર્ચ ૧૯૨૯). 'પ્રસ્થાન' ચૈત્ર ૧૯૮૫ પૃ ૩૭૯–૩૮૪.

—સાહિત્ય અને જીવન. (સયાજીરાવ ગાયકવાડ જન્મજયંતી પ્રસંગે વ્યાખ્યાન, ૧૧ માર્ચ ૧૯૩૯). 'પ્રસ્થાન' વૈશાખ ૧૯૯૫ પૃ. ૧–૮. પુનર્મુ. 'સાહિત્યવિમર્શ' (બીજી આ. ૧૯૫૯) પૃ. ૧–૧૨.

વિશ્વનાથ મ. ભટ્ટ. જીવનનો ઉલ્લાસ ? 'સાહિત્યસમીક્ષા' (૨જી આ. ૧૯૪૫) પૃ. ૭૫–૧૦૪.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી. જીવનમાં સાહિત્યનું સ્થાન. 'ઉપાયન' (૧૯૬૧) પૃ. ૧૨૫–૧૨૭.

સુરેશ હ. જોષી. પશ્ચિમના કથાસાહિત્યમાં માનવ 'ગ્રંથ' જાન્યુ. '૬૫ પૃ. ૫૦–૫૮. ફેબ્રુ ૬૫ પૃ ૫૧–૫૪. 'અરણ્યરુદન' (૧૯૭૨) પૃ. ૨૧૭–૨૬૧

'સુંદરમ્' સાહિત્ય—જીવનનું અનુગામી. 'સાહિત્ય ચિંતન' (૧૯૭૮) પૃ. ૩૮–૫૦.

હરિવલ્લભ ભાયાણી સાહિત્ય અને જીવન 'આરામ' ૧૯૭૫. પુનર્મુ. 'કાવ્યનું સંવેદન' (૧૯૭૬) પૃ. ૪૮–૫૨.

હિમાંશુ વ્હોરા. આધુનિક સાહિત્યમાં માનવીની મૂર્તિ (એડમન્ડ ફ્યૂલર કૃત 'મૅન ઈન મૉડર્ન ફિક્શન'નું અવલોકન). 'ગ્રંથ' જૂન ૧૯૬૮.

## જીવનમૂલ્યો

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી. સાહિત્યમાં નીતિની ભાવના. 'ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ: અહેવાલ અને નિબંધ સંગ્રહ' (૧૯૧૩) પૃ. ૨૩૧–૨૪૪.

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ. સર્જાતા સાહિત્યમાં જીવનમૂલ્યોની માવજત. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ ૨૬–૩૦ પુનર્મુ. 'અન્વીક્ષા' (૧૯૭૦) પૃ ૨૨–૨૭.

અરુણ અડાલજા. સત્ય અને સાહિત્ય. પૃ. ૫૪–૬૪.

ઉમાશંકર જોષી. કલા પોતે પણ એક જીવનમૂલ્ય 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ ૬૭–૭૨.

કનૈયાલાલ મુનશી. માનવતાના આર્ષદર્શનો. 'ગુજરાત—એક સાંસ્કૃતિક વ્યક્તિ અને આદિવચનો' ભા. ૧ (બીજી આ ૧૯૬૬) પૃ ૧૨૩–૧૫૯.

—મૂલ્યપરિવર્તન. એજન પૃ.૧૬૦–૧૭૯.

કાકા કાલેલકર. સાહિત્ય અને સદાચાર 'સ્ત્રીજીવન એપ્રિલ '૭૪ પૃ. ૪૩૦–૪૩૨.

—સાહિત્યમાં જીવનમૂલ્યોની માવજત. 'પરબ વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૧૩–૨૫.

ગુલાબદાસ બ્રોકર. એક મૂંઝવણ. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૪૬–૫૬. પુનર્મુ. 'અભિક્રમ (૧૯૭૫) પૃ ૨૯–૪૦.

જયંતિ દલાલ. 'મૂલ્ય' ને 'માવજત'. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૭૯–૮૫.

જ્યોતીન્દ્ર હ. દવે. સાહિત્ય અને સત્ય 'ફા... ગુજરાતી સભા ત્રૈમાસિક' વર્ષ ૩૧ અંક ... પૃ ૫૮–૬૧.

દામુભાઈ શુક્લ. જીવનમૂલ્યો એટલે શું ? 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૬૫–૬૬.

પીતાંબર પટેલ. સાહિત્યમાં માણસાઈની પ્રતિષ્ઠા. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૫૯–૬૨.

મોગીલાલ ગાંધી. પશ્ચિમમાં જીવનમૂલ્યોની સ્થિતિ અને સાહિત્યમાં તેની મથામણો. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૩૧–૩૮. પુનર્મુ. 'મિતાક્ષર' (૧૯૭૦) પૃ. ૨૫–૩૫.

—માનવમૂલ્યો અને સાહિત્ય. ક–૨ પૃ. ૨૧૬–૨૨૪.

શવંત શુક્લ. મૂલ્ય અને કવિધર્મ. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૬૨–૬૪.

તિલાલ મો. ત્રિવેદી. સાહિત્યમાં મૂલ્યો. 'પ્રસ્થાન' માગશર ૨૦૦૩ પૃ. ૯૮–૧૦૪. પુનર્મુ. 'સાહિત્ય અને જીવનનાં થોડાંક અર્થદર્શનો' (૧૯૪૯) પૃ. ૫૪–૬૫.

મણુલાલ જોષી. સાહિત્ય વિવેચન અને જીવનમૂલ્યોનો સંબંધ. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૭૫–૭૮.

વેશ્વનાથ મ. ભટ્ટ. સાહિત્ય અને કીર્તિ. 'બુદ્ધિપ્રકાશ' જાન્યુ. '૭૧ પૃ. ૨૮–૩૧.

સુગન શાહ. આધુનિક ગુજરાતી સાહિત્ય અને નીતિ. 'ફાર્બસ ગુજરાતી સભા ત્રિમાસિક' જુલાઈ–સપ્ટે ૧૯૭૮ પૃ. ૧૧૫–૧૨૦.

સુરેશ હ જોષી. સાહિત્યવિવેચન અને જીવનમૂલ્યોનો સંબંધ. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ ૩૯–૪૫.

—સાહિત્ય અને જીવનમૂલ્યો. 'અરણ્યરુદન' (૧૯૭૬) પૃ. ૧૩૧–૧૩૮.

'સ્નેહરશ્મિ'–સાહિત્યમાં જીવનમૂલ્યોની માવજત. 'પરબ' વર્ષ ૧ અંક ૨–૩ પૃ. ૫૭–૫૯.

—સાહિત્ય અને જીવનમૂલ્યો — ઉપસંહાર. એજન. પૃ. ૮૫–૯૬.

### થિયેટર

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ. થિયેટર અને સાહિત્ય. ક-૨ પૃ. ૨૩૩–૨૩૬.

ચંદ્રવદન ચિ. મહેતા. ટોટલ થિયેટર અને સાહિત્ય. ક–૨ પૃ. ૬૫–૬૮

### ધર્મ

અનિલા દલાલ અનુ. ધર્મ અને સાહિત્ય. ટી. એસ. એલિયટ કૃત. 'સંસ્કૃતિ' ડિસે. ૧૯૭૩.

ક્રતુભાઈ જાની. ગુજરાતી સાહિત્યમાં ધર્મ સમન્વય. 'વિશ્વમાનવ' જુલાઈ ૧૯૭૨ પૃ. ૨૬૩–૨૬૭.

નર્મદાશંકર દે. મહેતા. ગુજરાતમાં ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના સાહિત્યની પરિસ્થિતિ. અનંતરાય રાવળ સંપા. 'સાહિત્યિક લેખો તથા વ્યાખ્યાનો : દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા' (૧૯૬૯) પૃ. ૨૭૪–૩૧૬.

### પત્રકારત્વ

મોહનલાલ મહેતા 'સોપાન'. પત્રકારત્વ અને સાહિત્ય. ક–૨ પૃ. ૧૬૯–૧૭૫.

### પરંપરા અને પ્રયોગશીલતા

અજય પાઠક. સાહિત્યમાં પરંપરા અને પ્રયોગશીલતા. 'પરબ' ૧૯૬૮ અંક ૪ પૃ. ૧૩૬–૧૪૨.

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ. બારણાં ઉઘાડવાનો સમય. 'પૂર્વાપર' (૧૯૭૬) પૃ. ૩૯.

કનૈયાલાલ મા. મુનશી. પ્રણાલિકાવાદ 'ગુજરાત—એક સાંસ્કૃતિક વ્યક્તિ અને અન્ય આદિવચનો' ભા. ૧ (બીજી આ. ૧૯૬૬) પૃ. ૪૨–૫૯.

ગંભીરસિંહ ગોહિલ. સાહિત્યમાં પરંપરા અને પ્રયોગ 'પરબ' ૧૯૬૮ અંક ૪ પૃ. ૧૪૩–૧૪૪.

ગુલાબદાસ બ્રોકર. ગુજરાતી સાહિત્યમાં પ્રણાલિકા નિરૂપણ. 'ક્ષિતિજ' જૂન ૧૯૬૧ પૃ. ૯૨૨–૯૨૬.

—સાહિત્યમાં નૂતન અને સનાતન. 'અભિવ્યક્તિ' (૧૯૬૫) પૃ. ૩–૪૭.

ચંદ્રકાન્ત શેઠ. સાહિત્યમાં પ્રયોગ અને પરંપરા. 'વિદ્યાપીઠ' વર્ષ ૨ અંક ૮ માર્ચ–એપ્રિલ ૧૯૬૪ પૃ. ૬૮–૬૯, ૬૭.

રમણલાલ જોષી. સાહિત્યમાં પરંપરા અને પ્રયોગો. 'નવચેતન' નવે. ૧૯૫૯. પૃ. ૨૬૧–૨૬૨. પુનર્મુ. 'પરિમાણ' (૧૯૬૭) પૃ. ૨૬–૩૧.

રમેશ એમ ત્રિવેદી. સાહિત્યમાં પરંપરા અને પ્રયોગશીલતા. 'રુચિ' ડિસે. ૧૯૬૮ પૃ ૨૦–૨૩. 'પરબ' ૧૯૬૮ અંક ૪ પૃ. ૧૨૧–૧૨૮.

સુસ્મિતા મ્હેડ. સાહિત્યમાં પરંપરા અને પ્રયોગ શીલતા. 'પરબ' ૧૯૬૪ અંક ૪ પૃ ૧૨૯–૧૩૫. પુનર્મુ. 'અધિગમ' (૧૯૭૩) પૃ ૧૦–૧૯.

હરિવલ્લભ ભાયાણી. સાહિત્ય અને બંધારણવાદ 'ઊહાપોહ' જાન્યુ. ૧૯૭૪. પુનર્મુ. કાવ્યનું સંવેદન' (૧૯૭૬) પૃ. ૬૩–૬૭.

હરીન્દ્ર દવે. પ્રયોગશીલતા—એક નોંધ. 'ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક' ૩૭–૪ ઓક્ટો. ડિસે. ૧૯૭૨ પૃ. ૧૪–૧૭.

## પ્રકાશક

ઉમાશંકર જોષી. અનંત શબ્દ : પ્રકાશક અને વાચક 'સંસ્કૃતિ' એપ્રિલ '૪૯ પૃ. ૧૫૩–૧૫૬.

## પ્રગતિ

કે. એસ. જોષી. સાહિત્યમાં પ્રગતિશીલ તત્ત્વો. ક–૧ પૃ. ૨૨૮–૨૪૦.

ઝવેરચંદ મેઘાણી. સાહિત્યમાં પ્રગતિવાદ 'પરિભ્રમણ અને બીજા લેખો' (બીજી આ. ૧૯૪૬) પૃ. ૨૭૧–૨૭૮.

નવલરામ જ. ત્રિવેદી સંપા. સાહિત્ય અને પ્રગતિ. સહ સંપા. સુંદરમ્, ઉમાશંકર જોશી, નગીનદાસ પારેખ અને ભોગીલાલ ગાંધી. ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય મંડળ, અમદાવાદ, ૧૯૪૦ પૃ. ૩૬૪.
('સાહિત્ય અને પ્રગતિ' વિશે જે લેખકોના અભિપ્રાયો આ ગ્રંથમાં છપાયા છે તેમના નામ છે : અનંતરાય રાવળ, ઉમાશંકર જોષી ઉમેદભાઈ મણિયાર, કિશોરલાલ મશરૂવાળા ગુણવંતરાય આચાર્ય, ગુલાબદાસ બ્રોકર મુન્નાનકર, ત્રિભુવનદાસ લુહાર, દ. બા. કાલેલકર, નગીનદાસ પારેખ, નવલરામ ત્રિવેદી બળવંતરાય ઠાકોર, મગનભાઈ દેસાઈ, મસ્ત ફકીર, મનસુખલાલ ઝવેરી, મોહનલાલ મહેતા મુરલી ઠાકુર, યશવંત શુક્લ, ર. પી. સોની રમણલાલ વ. દેસાઈ, રસિકલાલ પરીખ રામનારાયણ પાઠક, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી વિજયરાય વૈદ્ય, 'સાહિત્યપ્રિય', 'સ્નેહરશ્મિ' હરિશ્ચંદ્ર ભટ્ટ, લેનાર્ડ શીફ, હીરાલાલ ગોદીવાળા.

ભોગીલાલ ગાંધી. પ્રગતિશીલ સાહિત્ય 'ગુજરાત સાહિત્ય પરિષદ ૧૩મું અધિવેશનઃ કરાંચી અહેવાલ અને નિબંધ સંગ્રહ' (૧૯૪૧) પૃ. ૪૧૦–૪૧૭.

—સાહિત્ય અને પ્રગતિ. 'ઊર્મિ' જૂન–જુલાઈ, ૧૯૩૮ પૃ. ૪૫૪–૪૫૭. પુનર્મુ. ક–૧ પૃ. ૧૭૩–૧૯૭. પુનર્મુ. 'મિતાક્ષર' (૧૮ પૃ. ૮૫–૧૦૮.

રમણલાલ વ. દેસાઈ. સાહિત્ય અને પ્રગતિશીલપણું 'જીવન અને સાહિત્ય' ભા. ૨ ( '' પૃ. ૩–૩૮.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી. સાહિત્ય અને પ્રગતિ. 'માનસી' પુ. ૩ અંક ૧ માર્ચ ૧ પૃ. ૧૭–૨૨.
પુનર્મુ. 'વિવેચના' (બીજી આ. ૧૯ પૃ. ૨૪૭–૨૫૧.

'સુંદરમ્' પ્રગતિશીલ 'સાહિત્ય ચિંતન' (૧૯૭૮ પૃ. ૬૭–૬૯.

—પ્રગતિશીલ વૃત્તિ એ લેખકનું સુકાન છે [સુંદરમ્‌નો એક પત્ર], ઝવેરચંદ મેઘાણી

'પરિભ્રમણ અને બીજા લેખો' (બીજી આ. ૧૯૪૬) પૃ. ૨૮૩–૨૮૬.

### ...તિબદ્ધતા (commitment)

યશવંત ત્રિવેદી. પ્રતિબદ્ધતા અને સાહિત્ય. ક–૨ પૃ. ૬૯–૯૭.

### ...તિભાસવિજ્ઞાન (Phenomenology)

...ધુસૂદન બક્ષી. પ્રતિભાસવિજ્ઞાન અને સાહિત્યસર્જન. 'પરબ'. ૧૯૭૪ અંક ૨ પૃ. ૪૧–૪૭; અંક ૩ પૃ. ૬૦–૬૭; ૧૯૭૫ અંક ૩ પૃ. ૧૨૨–૧૨૫.

### ...ભાષા

...નૈયાલાલ મા. મુનશી. ભારતીય સાહિત્ય અને ભાષા. 'કૌમુદી' જુલાઈ ૧૯૩૬ પૃ. ૮૨–૮૫. પુનર્મુ. 'આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો' ભા. ૨ [ખંડ ૧ થી ૩ સાથે] પૃ. ૧૦૨–૧૨૮.

...ગનલાલ દિનકરરાય દેસાઈ. સાહિત્ય અને ભાષાની રૂપરેખા. 'નવચેતન' જાન્યુ. ૧૯૨૮ પૃ. ૩૨૯–૩૩૪.

...શવંત ત્રિવેદી. સાહિત્ય અને ભાષાવિજ્ઞાન અંગે યોગેન્દ્ર વ્યાસ સાથે પ્રશ્નોત્તરી. 'ગ્રંથ' જુલાઈ '૭૭ પૃ. ૯–૧૬.

— ભાષાવિજ્ઞાન અને સાહિત્ય. ક–૨ પૃ. ૧૪૮–૧૫૮.

વેદ્યાગૌરી ર. નીલકંઠ. ગુજરાતી સાહિત્યનો વિકાસ અને ભાષાની યુનિવર્સિટી. 'જ્ઞાનસુધા' (૧૯૫૭) પૃ. ૩–૧૨.

### મનોવિજ્ઞાન

ઈશ્વરલાલ ર. દવે. સાહિત્ય વિચારમાં મનોવૈજ્ઞાનિક દૃષ્ટિ. 'પરબ' ૧૯૭૫ અંક ૧ પૃ. ૪૪–૫૧. 'સરસ્વતીને તીરે તીરે' (૧૯૭૬) પૃ. ૧–૧૧.

સુરેશ જોષી અનુ. મનોવિજ્ઞાન અને સાહિત્ય. કાર્લ ગુસ્તાવયુંગ કૃત. 'ક્ષિતિજ' માર્ચ ૧૯૬૨ પૃ. ૬૬૧–૬૬૪.

હર્ષિદા પંડિત. મનોવિજ્ઞાન અને સાહિત્ય ક–૨ પૃ. ૧૯૮–૨૦૨.

### માર્ક્સવાદ

જશવંત ઠાકર. માર્ક્સવાદ અને કવિતા, કરસનદાસ માણેક સંપા. 'સાહિત્ય અને પ્રગતિ' ગ્રંથ–૨ ૧૯૪૫ પૃ. ૨૦૮–૨૨૪.

નીરુ દેસાઈ. માર્ક્સવાદ અને સાહિત્ય. જુઓ ક–૧ પૃ. ૧૯૮–૨૦૮.

ભોગીલાલ ગાંધી. માર્ક્સવાદી દૃષ્ટિએ સાહિત્યનું મૂલ્યાંકન. 'મિતાક્ષર' (૧૯૭૦) પૃ. ૧૦૯–૧૨૩.

યશવંત શુક્લ. ઇમ્પેક્ટ ઑફ લેનિન ઑન ગુજરાતી લિટરેચર. 'બુલેટિન ઑફ ધ ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, સૂરત' અંક ૧૮, ૧૯૭૪ પૃ. ૧૬–૨૦.

રોહિત દવે. માર્ક્સવાદ અને સાહિત્ય. 'ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા.' એપ્રિલ–જૂન ૧૯૭૪ પૃ. ૪૯–૫૩.

### યુગબળ

ઉમાશંકર જોશી. આધુનિક યુગ અને સાહિત્ય 'વૈષ્ણવ-જન' ફેબ્રુ. ૧૯૭૨ પૃ. ૪૯૩.

—સરજાતું સાહિત્ય અને યુગ પ્રશ્નો : પરિસંવાદ, 'ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૭મું અધિવેશન' જાન્યુ. ૧૯૭૪, વલ્લભવિદ્યાનગર, પૃ.૨૧૮–૨૨૫.

'ઉશનસ્'. સરજાતું સાહિત્ય અને યુગપ્રશ્નો : પરિસંવાદ. એજન. પૃ. ૨૨૫–૨૨૮.

કરસનદાસ માણેક. યુગબળ અને સાહિત્ય. ક–૨ પૃ. ૨૦–૩૭.

—સરજાતું સાહિત્ય અને યુગ પ્રશ્નો : પરિસંવાદ, 'ગુજ. સા. પરિષદ ૨૭મું અધિવેશન' જાન્યુ. ૧૯૭૪, પૃ. ૬૪–૮૨.

જયેન્દ્ર ત્રિવેદી. સાહિત્ય અને નવનિર્માણ. 'કોડિયું' અંક ૨૯–૯ (૧૯૭૪) પૃ. ૨૦૪–૨૦૮.

દિલાવરસિંહ જાડેજા. સરજાતું સાહિત્ય અને યુગ-પ્રશ્નો : પરિસંવાદ. 'ગુજરાતી સા. પરિષદ ૨૭મું અધિવેશન' જાન્યુ. ૧૯૭૪, વલ્લભ-વિદ્યાનગર પૃ. ૨૦૫–૨૦૮. પુનર્મું. 'ફા. ગુ. સભા ત્રૈમા.' જાન્યુ.–માર્ચ ૧૯૭૪ પૃ ૧૩–૧૫.

'ધૂમકેતુ.' સાહિત્યમા યુગબળ અને ફેશનબળ. અનંતરાય રાવળ અને દક્ષિણકુમાર જોશી સંપા. 'સાહિત્ય વિચારણા' [ ધૂમકેતુની ] ૧૯૬૯ પૃ. ૯૩–૯૪.

નવલરામ જ. ત્રિવેદી. સામાજિક ક્રાન્તિ અને સાહિત્ય. 'કેતકીનાં પુષ્પો' (૧૯૩૯) પૃ. ૯૧–૯૫.

યશવંત શુક્લ. સરજાતુ સાહિત્ય અને યુગપ્રશ્નો : પરિસંવાદ. 'ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૭મું અધિવેશન' જાન્યુ. ૧૯૭૪, વલ્લભવિદ્યાનગર, પૃ. ૨૧૫–૨૧૮.

સિતાંશુ યશશ્ચંદ્ર. એજન પૃ. ૨૦૮–૨૧૫. પુનર્મું. ફા. ગુજ. સભા ત્રૈમા.' જાન્યુ.–માર્ચ ૧૯૭૪ પૃ. ૧૬–૨૦.

યોગ

મકરન્દ દવે. યોગ અને સાહિત્ય. ક–૨ પૃ. ૧૩૨–૧૪૧.

રાજકારણ :

આનંદશંકર ધ્રુવ. (૧) સાહિત્ય અને રાષ્ટ્ર (૨) સાહિત્ય અને રાજ્ય. 'વસંત' ૧૬–૪ વૈશાખ ૧૯૩૩; વર્ષ ૩૫ અંક ૨–૯ શ્રાવણ–આશ્વિન ૧૯૮૨. પુનર્મું. 'કાવ્યતત્ત્વવિચાર' (૩ જી આ. ૧૯૬૮) પૃ. ૭૦–૭૬.

કૃષ્ણલાલ મો. ઝવેરી. સાહિત્ય અને રાજકાર 'નવચેતન' નવે. ૧૯૪૦ પૃ. ૯૭.

ચંદ્રકાન્ત મહેતા રાજકીય ક્રાંતિ અને ગુજરા સાહિત્ય. 'અનુરણન' (૧૯૭૩) પૃ ૧૩–૧૮

રાષ્ટ્રીયતા

'કાકા કાલેલકર'. સાહિત્ય અને રાષ્ટ્રીય એકાત્મ 'પરબ' ૧૯૬૨ અંક ૨–૪ પૃ ૩૩–૪૩

ગુલાબદાસ બ્રોકર અનુ. આધુનિક ભારતીય સાહિત્ય ભારતીયતા. ડૉ. નગેન્દ્રકૃત. 'પરબ' ૧૯ અંક ૧ પૃ. ૧–૫.

ચંદ્રકાન્ત મહેતા. ગુજરાતી સાહિત્ય અને ભારતીય 'અનુરણન' (૧૯૭૩) પૃ. ૩૦–૩૯.

ચિમનલાલ શિ. ત્રિવેદી. સાહિત્ય અને ભાવનાત્મ એકતા. 'બુદ્ધિપ્રકાશ' જૂન '૬૩. પુનર્મું. 'ભાવલોક' (૧૯૭૬) પૃ. ૧–૫.

જશભાઈ કા. પટેલ. સાહિત્ય અને રાષ્ટ્રીય 'પરબ' ૧૯૬૨ અંક ૨–૪ પૃ. ૨૭–૩૦.

ભોગીલાલ ગાંધી. સાહિત્ય અને રાષ્ટ્રીય એક 'પરબ' ૧૯૬૨ અંક ૨–૪ પૃ. ૧૧– પુનર્મું. 'વિશ્વમાનવ' સપ્ટે.–ઑક્ટો. ૧૯ પુનર્મું. 'મિતાક્ષર' (૧૯૭૦) પૃ. ૧૪૬–૧

રઘુવીર ચૌધરી. સાહિત્ય અને રાષ્ટ્રીય એકા. 'પરબ' ૧૯૬૨ અંક ૨–૪ પૃ. ૨૪–૨૬.

'સ્નેહરશ્મિ'. સાહિત્ય અને રાષ્ટ્રીય એકાત્મતા. પૃ. ૧૭–૨૩.

લખાણ

'ધૂમકેતુ'. સાહિત્ય અને લખાણ. અનંતરાય ર સંપા. 'સાહિત્યવિચારણા' (૧૯૬૯) પૃ. ૮૦–૮

લોકમાધ્યમો

રમેશ જાની. લોકમાધ્યમો અને સાહિત્ય પૃ. ૧૪૨–૧૪૭.

સિત હ. બૂચ. સાહિત્યની શ્રાવ્ય અભિવ્યક્તિ. 'વિદ્યાપીઠ' નવે. ડિસે. ૧૯૬૬ પૃ. ૩૨૫–૩૩૦. પુનર્મુ. તદ્‌ભવ' (૧૯૭૬) પૃ. ૧૯–૩૧.

## ાદો (isms)

ઉમાશંકર જોશી. અર્વાચીનતાવાદ અને ભારતીય સાહિત્ય. 'સંસ્કૃતિ' જાન્યુ. '૬૦ પૃ. ૨૨–૨૩.

ગુલાબદાસ બ્રોકર. આધુનિકવાદો અને સાહિત્ય. ક–૨ પૃ. ૩૮–૫૩.

## વિચારધારાઓ

મધુસૂદન બક્ષી. સાહિત્યસર્જન અને વિચારધારાઓ. 'સંસ્કૃતિ' જાન્યુ. '૭૩ પૃ. ૨૫–૩૬; ફેબ્રુ. '૭૩ પૃ. ૪૯–૬૧.

## વિજ્ઞાન

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ. વૈજ્ઞાનિક અને યંત્રવૈજ્ઞાનિકયુગમાં સર્જનાત્મક સાહિત્ય. 'પરબ' ૧૯૭૦ અંક ૪ પૃ. ૧૩૮–૧૪૫.

— વિજ્ઞાનયુગમાં કલ્પનોત્થ સાહિત્યનું સ્થાન. 'ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૦ મું સંમેલન ૧૫૯—'અહેવાલ અને નિબંધ સંગ્રહ' પૃ. ૧૯૭૦–૧૭૬. પુનર્મુ. સંસ્કૃતિ' માર્ચ '૬૦ પૃ. ૯૩–૯૬.

મધુ કોઠારી. સાહિત્ય પર વિજ્ઞાનનો પ્રભાવ. 'ગુજરાત' દીપો. સંવત્ ૨૦૨૭ પૃ. ૮૯–૯૧.

મહેન્દ્ર દવે. વૈજ્ઞાનિક અને યંત્રવૈજ્ઞાનિકયુગમાં સર્જનાત્મક સાહિત્ય. 'પરબ' માર્ચ ૧૯૭૧ અંક ૧ પૃ. ૧૧–૧૬.

હસિત હ. બૂચ. સાહિત્ય અને વિજ્ઞાન–એક દૃષ્ટિ. 'સ્વાધ્યાય' ૧૦–૩ મે ૧૯૭૩ પૃ. ૩૪૮–૩૫૮.

— સાહિત્યનું નૂતન પરિણામ : વિજ્ઞાન. 'તદ્‌ભવ' (૧૯૭૬) પૃ. ૫૭–૭૫.

## શિક્ષણ

અમૃતલાલ યાજ્ઞિક. શિક્ષણ અને સાહિત્ય. ક–૨ પૃ. ૯૮–૧૦૫.

## શિલ્પ

હરિપ્રસાદ સોમપુરા, શિલ્પ અને સાહિત્ય. ક–૨ પૃ. ૨૦૩–૨૦૯.

## શૈલીવિજ્ઞાન

હરિવલ્લભ ભાયાણી. શૈલીવિજ્ઞાન અને સાહિત્ય. ક–૨ પૃ. ૧૯૩–૧૯૭. પુનર્મુ. 'કાવ્યનું સંવેદન' (૧૯૭૬) પૃ. ૪૦–૪૫.

— સાહિત્યિક શૈલી અને ભાષા. 'કવિતા' અંક ૪૨ ઑગસ્ટ ૧૯૭૪ પૃ. ૧૩–૧૫. પુનર્મુ. 'કાવ્યનું સંવેદન' (૧૯૭૬) પૃ. ૧૬–૩૯.

## સમાજ

અક્ષયકુમાર ર. દેસાઈ. સમાજશાસ્ત્ર અને સાહિત્ય. ક–૨ પૃ. ૧૭૬–૧૯૨.

કહાન ચકુ ગાંધી. સાહિત્ય એ જનસમૂહનું જીવન છે. 'વસંત' વર્ષ ૩ અંક ૪ પૃ. ૧૫૪–૧૫૭.

કાશીબાઈ હેરલેકર. સાહિત્ય અને જનસમાજની એક બીજા ઉપર અસર, 'ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ : અહેવાલ અને નિબંધ સંગ્રહ'. (૧૯૧૩) પૃ. ૨૧૧–૨૧૭.

કેશવરામ કા. શાસ્ત્રી. સાહિત્ય : પ્રજાજીવનની આરસી. 'બુદ્ધિપ્રકાશ' સપ્ટે. '૭૧ પૃ. ૨૭૯–૨૮૨.

ગુલાબદાસ બ્રોકર. સાહિત્ય અને સમાજ ચેતના. 'પરબ' ૧૯૭૧ અંક ૩ પૃ. ૮૧–૯૦. પુનર્મુ. 'સાહિત્ય–તત્ત્વ અને તંત્ર' (૧૯૭૭) પૃ. ૭૪–૮૩.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા. સાહિત્ય અને પ્રજાજીવન. 'ગુજરાતી' દીપો. અંક નવે. ૧૯૦૯. પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા સંપા. 'ચન્દ્રશંકરનાં ગદ્યરત્નો' (૧૯૬૬) પૃ. ૨૩૭–૨૪૪.

ડાહ્યાભાઈ પી૰ દેરાસરી. ગતકાળનાં સાહિત્ય અને સમાજ જીવનનાં કેટલાંક રેખાચિત્રો. (ગુજરાત વર્ના. સોસાયટીની વાર્ષિક સભા ૧૯૨૬ માં

## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો [દરેક પ્રકાશકનાં]

| ક્રમ | પુસ્તકનું નામ | લેખકનું નામ | વિષય |
|---|---|---|---|
| ૧. | ભીનાં ચઢાણ | શ્રી નાનાભાઈ જેબલિયા | નવલકથા |
| ૨. | સુપનો સૂરજ ઊગશે | શ્રી જયતિ દલાલ | ,, |
| ૩. | અંતર જલે પ્રેમનાં આંસુ | શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, |
| ૪. | આકાશનો રંગ લાલ કેમ | શ્રી નટવર મેવાડા | ,, |
| ૫. | કલાનો પ્રેમી | શ્રી નટવર શાહ | ,, |
| ૬. | ફેમિલી ડૉક્ટર | ,, ,, | ,, |
| ૭. | ભડકે બળે છે ચંબલ | શ્રી કૈલાસ નાયક | ,, |
| ૮. | કોરેલ | શ્રી શરદબાબુ | ,, |
| ૯. | આભના ગોરંભ ગોજ | શ્રી નવનીત મદ્રાસી | ,, |
| ૧૦. | શરદ સંપુટ | શ્રી શરદબાબુ | ,, |
| ૧૧. | પારકી આંખનુ સપનું | શ્રી વિષ્ણુકુમાર મહેતા | ,, |
| ૧૨. | સોનાની દ્વારકા | શ્રી રામ | ,, |
| ૧૩. | જીવન પંથ | શ્રી મુકુન્દ પી. શાહ | નવલિકા |
| ૧૪. | શ્રેષ્ઠ તેલુગુ વાર્તાઓ | સંપા. શ્રી નવનીત મદ્રાસી | ,, |
| ૧૫. | ઉઘાડ | શ્રી ધીરુ પરીખ | કાવ્ય |
| ૧૬. | અંતર્ગત | શ્રી હસિત બૂચ | ,, |
| ૧૭. | મોન્ટા કોલા | શ્રી જગદીશ જોશી | ,, |
| ૧૮. | નાકર | શ્રી ચીમનલાલ ત્રિવેદી | વિવેચન |
| ૧૯. | નીરક્ષીર | શ્રી જીતેન્દ્ર દવે | ,, |
| ૨૦. | મણીભાઈ નભુભાઈ દ્વિવેદી આત્મવૃત્તાંત | સંપા. શ્રી ધીરુભાઈ ઠાકર | ,, |
| ૨૧. | જયતિ દલાલ | શ્રી પ્રફુલ્લ રાવલ | ,, |
| ૨૨. | વાર્તા વિલોક | શ્રી રમણલાલ પાઠક 'વાચસ્પતિ' | ,, |
| ૨૩. | ટૂંકીવાર્તા મીમાંસા | શ્રી મોહનલાલ પટેલ | ,, |
| ૨૪. | રામનારાયણ વિ. પાઠક | શ્રી ચંદ્રકાંત શેઠ | ,, |
| ૨૫. | આનંદશંકર | શ્રી ચિનુ મોદી | ,, |
| ૨૬. | શર્વિલક નાટ્યપ્રયોગ શિલ્પની દૃષ્ટિએ | ડૉ કૃષ્ણકાંત કડકિયા | ,, |

| | | | |
|---|---|---|---|
| શબ્દનિમિત્ત | શ્રી કનુભાઈ જાની | વિવેચન | ૧૪–૦૦ |
| મુખડા ક્યા દેખો દર્પનમેં | શ્રી અમૃતલાલ યાજ્ઞિક | ચિંતનાત્મક લેખો | ૨૦–૦૦ |
| રમણ ભ્રમણ | શ્રી રમણલાલ પાઠક વાચસ્પતિ | લેખો | ૧૧–૦૦ |
| ભારતીય સ્ત્રીઓનો દરજ્જો | નીરા દેસાઈ | પ્રકીર્ણ | ૨૧–૦૦ |
| લોકસાહિત્યની રાજપૂત કથાઓ | સંપા. ડૉ. જોરાવરસિંહ જાદવ | લોકસાહિત્ય | ૧૮–૦૦ |
| સ્વમૂત્ર ચિકિત્સા સંજીવની | શ્રી ડૉ. નાનુભાઈ પેન્ટર | આયુર્વેદ | ૯–૦૦ |
| ગિજુભાઈની બાળવાર્તાઓ ભા. ૧થી ૧૦ | શ્રી ગિજુભાઈ બધેકા | બાળસાહિત્ય | ૩૫–૦૦ |
| મહાભારતની કથાઓ ભા. ૧ થી ૩ | સંપા. શ્રી અમૃતલાલ યાજ્ઞિક | ,, | ૧૫–૦૦ |

પ્રાપ્તિસ્થાન

આર. આર. શેઠની કંપની મુંબઈ ૪૦૦૦૦૨, અમદાવાદ ૩૮૦૦૦૧

---

# ખાલીપો

તુમ્હારી યાદ કે જબ, જખ્મ ભરને લગતે હૈં,
કિસી બહાને તુમ્હેં, યાદ કરને લગતે હૈં.

'જેને લાંબું જીવવાની ઈચ્છા હોય એણે ઘરડાં પણ થવું પડશે...' મમતાને લાંબું નહોતું જીવવું છતાં તે ઘરડી થઈ ગઈ. સુખના અનેક પ્યાલાં તેનાં હોઠ સુધી આવી ઢોળાઈ ગયા હતા. સુખને તેણે દૂર દૂરથી જોયું હતું, માણ્યું નહોતું. અને સુખ માણવાની ઘડી આવે એ પહેલાં 'ખાલીપો' આવી ચડ્યો. ચાર દીવાલો વચ્ચે ઘેરાયેલી મમતા દીવાલો જોડે વાતો કરવા લાગી, કારણ કે એ દીવાલોની અક્કેક ઇંટમાં વર્ષોપુરાણી યાદો સંઘરાયેલી હતી. એ જ યાદોની આસપાસ પ્રેતની જેમ ભમતી એક આદર્શ નારીની હૃદયસ્પર્શી વેદનાકથા.

આબિદ સુરતી

મૂલ્ય રૂ. ૧૩–૦૦

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| नौकर की कमीज | विनोदकुमार शुक्ल | 30-00 |
| दरार और धुँआ | भगवती प्रसाद वाजपेयी | 10-00 |
| डाक्टर आनन्द | शीतांशु भारद्वाज | 16-00 |
| कावेरी | राज बुद्धिराजा | 10-00 |
| निन्दन की वेदी | वल्लभ डोभाल | 15-00 |
| धूप ना छाँव | निर्मल कुमार | 14-00 |
| सहचारिणी | मालती जोशी | 10-00 |
| नयी बस्ती | शक्तिपद राजगुरु | 15-00 |
| कठपुतली | प्रतापचन्द्र | 15-00 |
| एक सड़क सत्तावन गलियाँ | कमलेश्वर 'चन्द्र' | 12-00 |
| रक्तबीज | इन्दिरा पार्थसारथी | 16-00 |
| सपना शुरू | प्रभातकुमार त्रिपाठी | 12-00 |
| शपथ | शशि धवन | 15-00 |
| उखड़ी हुई आँधी | सुदर्शनसिंह मजीठिया | 15-00 |

## कहानी

| | | |
|---|---|---|
| प्रजापति के लिये | स. सुरेन्द्र मनन | 15-00 |
| हस्तक्षेप | स. नरेन्द्र निर्मोही | 15-00 |
| सक्रिय कहानी की भूमिका | स. राकेश वत्स | 45-00 |
| सलीब पर टँगी मछली | कमला दत्त | 10-00 |
| सकरी गली में | अशोक अग्रवाल | 12-00 |
| बेल तथा अन्य कहानियाँ | निर्मल कुमार | 16-00 |

## कविता

| | | |
|---|---|---|
| आज की कविता | स. प्रभात मित्तल | 35-00 |
| सच सूर्य है | रमेश कौशिक | 15-00 |
| फूल भी शूल भी | डॉ. नरेश | 10-00 |

## नाटक

| | | |
|---|---|---|
| काग मुँह | गोविन्द चातक | 12-00 |
| बूची टैरेस | राजेन्द्र अवस्थी | 10-00 |

| | | |
|---|---|---|
| सुनो शेफाली | कुसुम कुमार | 10-00 |
| राजकुमार औरंगजेब | निर्मल कुमार | 14-00 |
| शवयात्रा | सुदर्शन नारंग | 10-00 |
| सम्राट औरंगजेब | निर्मल कुमार | 14-00 |
| वानभट्ट का संघर्ष | कृष्ण भावुक | 15-00 |
| कसे हुए तार | रमेश बक्षी | 10-00 |
| एक उदास शाम | आशीष सिन्हा | 15-00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| नाटककार लक्ष्मीनारायण लाल की नाट्य-साधना | नरनारायण राय | 40-00 |
| आधुनिक हिन्दी नाटक : एक यात्रा दशक | नरनारायण राय | 60-00 |
| महादेवी की काव्य-चेतना | डॉ. राजेन्द्र मिश्र | 25-00 |
| तुलसी के काव्य में औचित्य-विधान | डॉ. लक्ष्मीनारायण पाठक | 65-00 |
| डॉ. पीताम्बरदत्त बड़थ्वाल के श्रेष्ठ निबंध | सं. गोविन्द चातक | 30-00 |
| समकालीन हिन्दी नाटक और रंगमंच | जयदेव तनेजा | 30-00 |
| अज्ञेय : कवि और काव्य | राजेन्द्र प्रसाद | 35-00 |
| हिन्दी एकांकी और डॉ. रामकुमार वर्मा | पुष्पलता श्रीवास्तव | 60-00 |
| हिन्दी में क्रिया | डॉ. ओ. गे. उलत्सिफेरोव | 50-00 |
| रचना और आलोचना | देवीशंकर अवस्थी | 35-00 |
| कविता से साक्षात्कार | मलयज | 27-00 |
| हिन्दी गीतिनाट्य : सिद्धांत और समीक्षा | डॉ. शिवशंकर कटारे | 85-00 |
| स्वातंत्र्योत्तर गीति नाट्य | डॉ. शिवशंकर कटारे | 40-00 |
| हिन्दी और असमी के पौराणिक नाटक | डॉ. धर्मदेव तिवारी 'शास्त्री' | 70-00 |
| चीनी चित्रकला | डॉ. चित्रलेखा सिंह | 30-00 |
| छायावादी काव्य में सौन्दर्य चेतना | डॉ. कृष्णमुरारी मिश्र | 65-00 |
| रोमांटिक युगीन अंग्रेजी कविता और-छायावाद | डॉ. कृष्णमुरारी मिश्र | 110-00 |
| गीतिनाट्य : शिल्प और विवेचन | डॉ. शिवशंकर कटारे | 45-00 |
| स्वच्छन्दतावाद : स्वरूप-विश्लेषण | डॉ. कृष्णमुरारी मिश्र | 45-00 |
| कथाकार फणीश्वरनाथ रेणु | डॉ. चन्द्रभानु सोनवणे | 30-00 |
| कहानीकार मोहन राकेश | डॉ. सुषमा अग्रवाल | 20-00 |

# ભીનાં ચઢાણ

નાભાઈ જેબલિયા　　　　　　　　　　　　　　　　　　　　મૂલ્ય રૂ. ૧૮-૭૫

અગર ઘના હો અંધેરા, અગર દૂર હો સવેરા,
તો યહ ઉસૂલ હૈ મેરા કિ દિલ કે દીપ જલાઓ.

પ્રકાશ અને અંધકાર : આશા અને નિરાશાનાં વમળોમાં અટવાતા
એક આદર્શવાદી યુવાનના જીવનસંઘર્ષની નવલી નવલકથા
એટલે

**ભીનાં ચઢાણ**



# નાજુક સવારી

ીતમલાલ કવિ　　　　　　　　　　　　　　　　　　　　મૂલ્ય રૂ. ૨૨-૦૦

યૌવન અને સૌંદર્યની અનુપમ બક્ષીસ પામેલી, મીણ પૂતળી
સમી શુભાંગી, પિતાના પ્રેમને ખાતર પ્રૌઢ પતિને પરણે
છે પણ તેને અપનાવી શકતી નથી. જ્યારે એ પોતાના
મનપસંદ યુવાનને પતિ તરીકે પામે છે ત્યારે........?
સમાજનાં પલટાતાં મૂલ્યોના સંઘર્ષની અને યુવાન લાગણીઓના
ચકરાવાની દિલકશ રજૂઆત કરતી ઘડાયેલી કલમની હૃદયંગમ નવલકથા
એટલે

**નાજુક સવારી**

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# કંડાર

નવેમ્બર ૧૯૭૯

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૩ અંક : ૩



ઉદ્‌ગાર

સંપાદક :
મનહર મોદી

૧૫ નવેમ્બર '૭૯ : અંક ૩
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

કવિશ્રી ઉમાશંકર જોશીને શાંતિ માટેનું સોવિયેટ લેન્ડનું પારિતોષિક તાજેતરમાં જાહેર થયું તે તેમણે સંબંધે કરેલા વિચાર પુરુષાર્થને કારણે આ પુરસ્કાર નિમિત્તેની તેમની સોવિયેટ યાત્રા માનવ માત્રના ભ'ની શોધ ભણીની જ હશે.

ગાંધીયુગના જાણીતા કવિ શ્રી સુંદરજી બેટાઈએ આયુષ્યનાં ૭૫ વર્ષ પૂરાં કર્યાં એ નિમિત્તે મુંબઈવાસી ગુજરાતી સાહિત્યરસિકોએ એમને અભિનંદન આપી એમના કવિ-વ્યક્તિ તરીકેના ગુણોને બિરદાવ્યા. આપણા પણ એમને અભિનંદન.

ગુજરાતીના અધ્યાપકોનું ૩૦મું સંમેલન અમદાવાદ પાસેના હાથીજણ ગામમાં તાજેતરમાં યોજાઈ ગયું. 'એકાંકી'ના સ્વરૂપ તથા ગુજરાતીમાં લખાતાં 'એકાંકી' વિશે ઠીક ઠીક માહિતી-જ્ઞાન પૂરાં પાડ્યાં.

નૂતન વર્ષનો આ પહેલો અંક હોઈ 'ઉદ્‌ગાર'ના સૌ વાચક-મિત્રોને સાલ મુબારક.

આપનો
**મનહર મોદી**

## આ અંકમાં

- જયદેવ શુક્લ

# તાલ-કાવ્યો

૧

તાલ
ચાલ ચાલે છે
ચાલ્યા કરે છે લોહીમાં
નગારાની ઢામ્ ધડામ્ ઢામઢામ્ તડામ્
મૃદંગના ધા ધા દિંતા કિટ ધા દિંતા
તબલાંની ધાગે તિરકિટ ધિનગિન
        ધાગે તિરકિટ ધિનગિન-ની ચ લથી
                રંગાતો રહું
                મદમાતો રહું
                મદમાતો ફરું....
તિરકિટ ધા તિરકિટ ધા તિરકિટ ધા-ની તિહાઈ પર
લોહીનાં ઝરણાં
                    વળાંકે
                    વળાંકે
        તોરમાં તોરિલા
                મંદિર ને ગીમ
                નૃત્ય ને ગાન
                    સમ પર
                ભીંજાતો રહું
                કિટધાતો ફરું....
ક્યારેક ઝપતાલ
ક્યારેક ધ્રુપદ-ધમાર
તો વળી ક્યારેક કહરવાનું ધાગે નતી નકધીં
સતત સતત બજ્યા કરે છે

સસલાની જેમ પાંસળીઓમાં
મધુર મધુર કુદ્યા કરે છે
પાંસળીઓનાં પોલાણોમાં
ધાગે નતી નક્ ધીં ધાગે નતી નક્ ધી
ત્યારે
હું, હું નથી હોતો જાણો છો?
દિવસે
અત્યન્ત વિલમ્બિત એકતાલના લયમાં ચા[illegible]
                                        શી[illegible]
રાત્રિએ
ઝપતાલના ઠાઠમાં
મ્હેકતો પસાર થતો
જોયો છે કદી?
ધીંના ધીંધીંના તિંના ધીંધીંના
વર્ષાની
આછી ઝરમરમાં
બન્ધ-બાજનાં તિરકિટના 'રેલા'
સુણ્યા છે કદી?
તબલાં સાંભળતાં જ
ટેરવે ટેરવે ઘર કરે
                        રવ કરે
                        રવરવે
        ઘેટ ઘેટ તેટ તેટ-ના તોખાર....
શિરાએ શિરાએ બેઠેલી નાગણો
મૃદંગના : કિટતક ગદિગન ધા તત્ ધા

ક્રિટતક ગદ્દિગન ધા તત્ ધા સાંભળતાં જ
ાનેરી લયથી નાચે છે....

ચારેક વર્ષો પર્યન્ત
સમ' પર અવાતું જ નથી....
ાધા તિરકિટના ધાન ધેકેટના
કાયદા' 'પરન' ને 'બોલ'
ાાવર્તાયા કરે છે
ાાવર્તાયા કરે છે....

અધ્ધર શ્વાસે
.પક તાલના 'ખાલી પર સમ' જેવી
.ઈ મધુર ઘટનાની
તીક્ષા કરું છું...

## અલાંવાદન

તડત તડપત
ચેતવન ચિતવન
ડકન ધડકન ધા
ડકન ધડકન ધા
.નકન ધડકન ધા
.ર શર દરશન
રશન દરપણ
ાલો મન ચલો મન
તન કર સ્તન કર
ાપલ ચલત મન
.ારત ચપલ તન
ાપલ ચપલ ધીંધા

ચરત છરત મન
ચપલ ચપલ સ્તન
અધીર અધર ધર
ચિતવન ચિતવન
તનત તનત તન–તા
તનત તનત તન–તા
મમત મમત મમ–તા

ઘઘન ગગન ઘન
ઘનન ઘનન ઘન
મનન મનન નન
અધિમન અતિમન
મતિમન જતિમન
પતડત તડપત
તડત તડત પત
તડત ઊડત મન
ઊડત ઊડત સ્તન
સ્તન–ઘન
સ્તન–વન
તવ સ્તન મમ સ્તન
સ્તનતા સ્તનતા
તડપત પતડત
તડપત બરસત
બરસત પતડત
ધીર ધીર ધીર ધીર–તા ધીરતા
તીર તીર તીર તીર–તા તીરતા
ધીર ધીર તીર તીર–ધા તીરધા.



# અભ્યાસ

## ૩૦મું સંમેલન
## હાથીજણ ગામમાં

—ચિનુ મોદી

અ

હાથીજણ ગામમાં, હાથીજણ ગામમાં, હાથીજણ ગામમાં, એક દિવસ, એક દિવસ, એક દિવસ ગુજરાતીના અધ્યાપક આવી પહોંચ્યા...હેઈ, હેઈ, હેઈ, હેય. એ અધ્યાપકો, એ અધ્યાપકો, એ અધ્યાપકો ખાય ઓછું, પીએ ઓછું, પણ બોલે ઘણું હેઈ, હેઈ, હેઈ, હેય.

*    *    *

બ

મધુ રાયના 'કલ્કિ' નાટકની તરેહમાં આવું કંઈક લખ લખ, બોલબોલ કરવાની વૃત્તિ થઈ એ ગુજરાતી અધ્યાપક સંઘના ૩૦મા સંમેલનની ફળશ્રુતિ – કારણ, આ સંમેલનમાં 'કલ્કિ' 'કુદરતી' 'પેન્સિલની કબર અને મીણબત્તી' 'ગોળ ઈંડાં અને ચોરસ કબરો' તથા 'હુકમ, માલિક' એકાંકીઓની ભજવણી અને એ ભજવણીના નિમિત્તે બાદ કરીને આ પાંચેય કૃતિઓ પર દીર્ઘ ચર્ચાઓ થઈ. બીજા દિવસની બપોરની અને છેલ્લા દિવસની લગભગ ૫–૩૦ કલાકની બેઠકો એ ચર્ચાને ફાળવવામાં આવેલી. કદાચ

ગુભાઈ પટેલ અને હીરાબેન પાઠકે આ સમગ્ર ર્ચાઓને સરસ રીતે આટોપવાના યત્નો કર્યા. શ્રી મેશ શાહે આ સમગ્ર નાટ્યયત્નોને બે કાળખંડમાં હેંચી આપ્યા : એક : રે મઠ-કાલીન કાચી કૃતિઓનો ગ : જેમાં 'નવા' અને 'નાટક' એ બેઉ સંજ્ઞાઓના ડુ લેખકોને પચ્યા નહોતા. આદિલ અને મુકુંદ ાઈનાં નાટકો એ તબક્કાનાં પસંદ થયાં. જો કે ાભશંકર, ચિનુ, સુભાષ આવાં નાટકોમાં ફસાયેલા ારા. બીજો કાળખંડ તે 'આકંઠ સાબરમતી'નો મયગાળો. જેમાં કંઈક અંશે લેખકો સ્ટેજ સાથે ાધા સંબંધમાં આવતાં નાટકની વધુ નજીક પહોંચ્યા. ;લ્કિ', 'કુદરતી' અને 'હુકમ, માલિક' એ ગાળાનાં. ામાં ઈંદુ પુવાર, રમેશ શાહ, સરૂપ ધ્રુવ, સુવર્ણા ય દ્વારા પણ પ્રયત્નો નાટકપ્રાપ્તિની દિશા ઉઘાડતા ગયા.

આ ચર્ચાઓને મુ. હીરાબેનના એક વિધાન ાથે સમેટી લઈ શકાય. હીરાબેને સરસ રીતે કહ્યું આ પાંચ એકાંકી પૂર્વેનાં એકાંકીઓ વિશેષ બહિ-ર્મુખ હતાં, જ્યારે આ પાંચ અને આ ગાળાનાં ન્ય એકાંકીઓ વિશેષ અંતર્મુખ બન્યાં છે.

'અર્ધ્ય' ટાણે આ લેખક હાજર ન હોઈ, તે વેશે મૌન.

આ લખનારનો સમગ્ર પેપર્સ અને ડિસ્કસન્સ ાથા એકાંકી અંગેનો પ્રતિભાવ કૈંક આવો છે :

(i) અહીં વંચાયા એ પેપર્સ (સિવાય કે મુ. ધીરુભાઈનું – કારણ કે એમણે વ્યવસ્થિત રીતે વર્ગ-પદ્ધતિએ મુકુંદભાઈનો નાટકનો આસ્વાદ કરાવ્યો હતો) ખૂબ ખંતપૂર્વક પણ સૂઝપૂર્વક લખાયાં નહોતાં. એમાં લખનારા કે બોલનારાઓનો ... વાંક કાઢી શકાય. એકાંકી ... થયા જ નથી. પ ... માટે તે તે લખના...

(ii) ચર્ચાવીરો અને ક્યારેક વીરાંગનાઓનો જુસ્સો પ્રશસ્ય હતો. પણ, કૈંક અંશે રઘુવીર, ચંદ્રકાન્ત (શેઠ), સુમન (શાહ), રમેશ (શાહ) તથા ઉશનસ્ સિવાયના ચર્ચકોનાં વિધાનો જ ગંભીરતાપૂર્વક તપાસવાયોગ્ય થયાં હતાં. પાંચ એકાંકીકારોમાંથી બે (લાભશંકર–ચિનુ) પોતાનાં આ સર્જનો માટે બહુ ભ્રમયુક્ત નહોતા – એવું એમનાં બયાનોથી સ્પષ્ટ હતું. લાભશંકરે 'કુદરતી'ના સંદર્ભમાં કહ્યું કે નાટકની જિનરની આ કૃતિ નથી. નેરેશન એ નાટક સાથે નહીં જોડાતું તત્ત્વ છે, જે આ કૃતિમાં અહદ્ અંશે છે. આ લખનારે પણ કહ્યું કે હજી હું અને મારા મિત્રો નાટક માટે પ્રામાણિકપણે મથામણ કરીએ છીએ – નાટક હાથવગું થયું છે, એવું સમજતા નથી.

(iii) અહીં પસંદ થયેલાં પાંચ એકાંકીઓ વિશે ટૂંકમાં, પણ દરેક વિશે એક એક વાક્ય, કહેવું હોય તો એમ કહી શકાય:

* 'કલ્કિ' ગિમિકથી ચકરાવી નાંખવાની મધુરાયની આવડત અને આદતનું, ભજવણી માટે ચેલેન્જિંગ એવું લઘુનાટક છે.
* 'કુદરતી' ભાષાગત–આઇ મીન–બોલીગત–મઝા કરાવતું પણ નેરેશનમાં વિશેષ રાચતું હોવાથી રંગભૂમિગત ક્રિયા વગરનું લઘુનાટક છે.
* 'પેન્સિલની કબર અને મીણબત્તી' ઘટના તત્ત્વોના લોપને કારણે નાટ્યલોપ પામેલી કૃતિ છે. ચબરાકિયા સંવાદો અને સતત રંગભૂમિગત ક્રિયાઓ એની ભજવણીને રસપ્રદ બનાવે.
* 'ગોળ ઈંડાં અને ચોરસ કબરો'માં ઘટના નથી, ક્રિયા નથી–એ કૃતિ નાટક જ બનતી નથી.
* 'હુકમ, માલિક' વિશે હું ચૂપ રહીશ. એ લખ્યાથી ...નો મને સંતોષ મળ્યો નથી એટલું

# અભ્યાસ

## ૩૦મું સંમેલન હાથીજણ ગામમાં

—ચિનુ મોદી

અ

હાથીજણ ગામમાં, હાથીજણ ગામમાં, હાથીજણ ગામમાં, એક દિવસ, એક દિવસ, એક દિવસ ગુજરાતીના અધ્યાપક આવી પહોંચ્યા ..હેઈ, હેઈ, હેઈ, હેય. એ અધ્યાપકો, એ અધ્યાપકો, એ અધ્યાપકો ખાય ઓછું, પીએ ઓછું, પણ બોલે ઘણું હેઈ, હેઈ, હેઈ, હેય.

*　　*　　*

બ

મધુ રાયના 'કલ્કિ' નાટકની તરેહમાં આવું કંઈક લખ લખ, બોલબોલ કરવાની વૃત્તિ થઈ એ ગુજરાતી અધ્યાપક સંઘના ૩૦મા સંમેલનની ફળશ્રુતિ – કારણ, આ સંમેલનમાં 'કલ્કિ' 'કુદરતી' 'પેન્સિલની કબર અને મીણબત્તી' 'ગોળ ઈંડાં અને ચોરસ કબરો' તથા 'હુકમ, માલિક' એકાંકીઓની ભજવણી અને એ ભજવણીના નિમિત્તને બાદ કરીને, આ પાંચેય કૃતિઓ પર દદીર્ઘ ચર્ચાઓ થઈ. બીજા દિવસની બપોરની અને છેલ્લા દિવસની લગભગ ૫–૩૦ કલાકની બેઠકો એ ચર્ચાને ફાળવવામાં આવેલી. કદાચ સૌથી વિશેષ ઑડિયન્સ પાર્ટિશિપેશન આ બેઠકોમાં જણાયું એથી મારા નાટ્યજીવને એમાં વિશેષ રસ પડ્યો. આ બેઠકોમાં લાભશંકર ઠાકર અને આ લખનાર લેખકો તરીકે પરિસંવાદમાં બોલ્યા – જયંત પારેખ ('કલ્કિ' વિશે) નીતિન મહેતા ('કુદરતી' વિશે), ચં. પૂ. વ્યાસ ('હુકમ, માલિક' વિશે), ધીરુભાઈ ઠાકર ('ગોળ ઈંડાં ચોરસ કબરો' વિશે) તથા પ્રવીણ દરજી ('પેન્સિલની કબર અને મીણબત્તી' વિશે) પાંચ એકાંકી પર વીગતે બોલ્યા – નીતિન હાજર નહોતા એથી એમનુ પેપર શ્રી જયંત કોઠારીએ વાંચી સંભળાવ્યું. શ્રી રઘુવીર ચૌધરી, શ્રી ચંદ્રકાન્ત શેઠ, શ્રી ઉપેન્દ્ર પંડ્યા, શ્રી સુમન શાહ, શ્રી તૃપિત પારેખ, શ્રી ઈલાબેન નાયક, શ્રી જયદેવ શુક્લ, શ્રી બિપિન ઝવેરી આદિ આદિ આદિ અનાદિ અનાદિ સહુ કોઈએ લખાયેલા કે બોલાયેલા સદરહુ એકાંકી પરના અભ્યાસલેખો વિશે ઉલટપૂર્વક, ક્યારેક ખીજપૂર્વક, ક્યારેક કંટાળા-સહિત, ક્યારેક કેવળ હાસ્ય નિષ્પન્ન કરવા ચર્ચાઓ કરી. એમાં દરેક વખતે કશુંક ભાવઝરમર જેવું, શ્રી ઉશનસનું બયાન પણ આવ્યું. શ્રી રમેશ શાહ શ્રી

કેશુભાઈ પટેલ અને હીરાબેન પાઠકે આ સમગ્ર ચર્ચાઓને સરસ રીતે આટોપવાના યત્નો કર્યા. શ્રી રમેશ શાહે આ સમગ્ર નાટ્યયત્નોને બે કાળખંડમાં વહેંચી આપ્યા : એક : રે મઠ-કાલીન કાચી કૃતિઓનો યુગ : જેમાં 'નવા' અને 'નાટક' એ બેઉ સંજ્ઞાઓના લાડુ લેખકોને પચ્યા નહોતા. આદિલ અને મુકુંદભાઈનાં નાટકો એ તબક્કાનાં પસંદ થયાં. જો કે લાભશંકર, ચિનુ, સુભાષ આવાં નાટકોમાં ફસાયેલા ખરા. બીજો કાળખંડ તે 'આકંઠ સાબરમતી'નો સમયગાળો. જેમાં કંઈક અંશે લેખકો સ્ટેજ સાથે સીધા સંબંધમાં આવતાં નાટકની વધુ નજીક પહોંચ્યા. 'કલ્કિ', 'કુદરતી' અને 'હુકમ, માલિક' એ ગાળાનાં. એમાં ઈંદુ પુવાર, રમેશ શાહ, સરૂપ ધ્રુવ, સુવર્ણા રાય દ્વારા પણ પ્રયત્નો નાટકપ્રાપ્તિની દિશા ઉઘાડતા જ ગયા.

આ ચર્ચાઓને મુ. હીરાબેનના એક વિધાન સાથે સમેટી લઈ શકાય. હીરાબેને સરસ રીતે કહ્યું કે આ પાંચ એકાંકી પૂર્વેનાં એકાંકીઓ વિશેષ બહિર્મુખ હતાં, જ્યારે આ પાંચ અને આ ગાળાનાં અન્ય એકાંકીઓ વિશેષ અંતર્મુખ બન્યાં છે.

'અર્ધ્ય' ટાણે આ લેખક હાજર ન હોઈ, તે વિશે મૌન.

આ લખનારનો સમગ્ર પેપર્સ અને ડિસ્કસન્સ તથા એકાંકી અંગેનો પ્રતિભાવ કૈંક આવો છે :

(i) અહીં વંચાયા એ પેપર્સ (સિવાય કે મુ. ધીરુભાઈનું – કારણ કે એમણે વ્યવસ્થિત રીતે વર્ગ-પદ્ધતિએ મુકુંદભાઈના નાટકનો આસ્વાદ કરાવ્યો હતો) ખૂબ ખંતપૂર્વક પણ સૂઝપૂર્વક લખાયાં નહોતાં. એમાં લખનારા કે બોલનારાઓનો ભાગ્યે જ વાંક કાઢી શકાય. એકાંકીના માપદંડો આસણુને હાથવગા થયા જ નથી. પણ, ખંતપૂર્વક લખાયેલા આ પેપર્સ માટે તે તે લખનારાઓને અભિનંદન આપવા જ ઘટે.

(ii) ચર્ચાવીરો અને ક્યારેક વીરાંગનાઓનો જુસ્સો પ્રશસ્ય હતો. પણ, કૈંક અંશે રઘુવીર, ચંદ્રકાન્ત (શેઠ), સુમન (શાહ), રમેશ (શાહ) તથા ઉશનસ્ સિવાયના ચર્ચકોનાં વિધાનો જ ગંભીરતાપૂર્વક તપાસવાયોગ્ય થયાં હતાં. પાંચ એકાંકીકારોમાંથી બે (લાભશંકર–ચિનુ) પોતાનાં આ સર્જનો માટે બહુ ભ્રમયુક્ત નહોતા – એવું એમનાં બયાનોથી સ્પષ્ટ હતું. લાભશંકરે 'કુદરતી'ના સંદર્ભમાં કહ્યું કે નાટકની જિનરની આ કૃતિ નથી. નેરેશન એ નાટક સાથે નહીં જોડાતું તત્ત્વ છે, જે આ કૃતિમાં અહદ્ અંશે છે. આ લખનારે પણ કહ્યું કે હજી હું અને મારા મિત્રો નાટક માટે પ્રામાણિકપણે મથામણ કરીએ છીએ – નાટક હાથવગું થયું છે, એવું સમજતા નથી.

(iii) અહીં પસંદ થયેલાં પાંચ એકાંકીઓ વિશે ટૂંકમાં, પણ દરેક વિશે એક એક વાક્યુ કહેવું હોય તો એમ કહી શકાય :

* 'કલ્કિ' ગિમિકથી ચકરાવી નાંખવાની મધુરાયની આવડત અને આદતનું, ભજવણી માટે ચેલેન્જિંગ એવું લઘુનાટક છે.
* 'કુદરતી' ભાષાગત–આઇ મીન–બોલીગત–મઝા કરાવતું પણ નેરેશનમાં વિશેષ રાચતું હોવાથી રંગભૂમિગત ક્રિયા વગરનું લઘુનાટક છે.
* 'પેન્સિલની કબર અને મીણબત્તી' ઘટના તત્ત્વોના લોપને કારણે નાટ્યલોપ પામેલી કૃતિ છે. ચબરાકિયા સંવાદો અને સતત રંગભૂમિગત ક્રિયાઓ એની ભજવણીને રસપ્રદ બનાવે.
* 'ગોળ ઇંડાં અને ચોરસ કબરો'માં ઘટના નથી, ક્રિયા નથી–એ કૃતિ નાટક જ બનતી નથી.
* 'હુકમ, માલિક' વિશે હું ચૂપ રહીશ. એ લખ્યાથી નાટક લખ્યાનો મને સંતોષ મળ્યો નથી એટલું જ કહીશ.

એક જ પ્રકારના (અર્થાત્ સ્કૂલના) લેખકોનાં આ પાંચ એકાંકીઓ પસંદ થયાં એથી મોનોટોનીનું પ્રમાણ ખાસ્સું રહ્યું એવા Indian Expressમાં શ્રી માલા પટેલના વિધાન સાથે સહમત થવાતું નથી, કારણ કે ખરેખર તો રે મઠ અને આકંઠ એમ બે સ્કૂલ્સના લેખકોની આ કૃતિઓ છે.

નાટકને માટે માપદંડો શોધવાની મથામણ આપણી ચાલુ રહો—એવા ભરતવાક્ય સાથે અલમ્

* *

ક

નાટક સંદર્ભે આ સમેલનમાં બે વક્તવ્યો રજૂ થયાં. ઍબ્સર્ડની ફિલસૂફીના સંદર્ભે શ્રી સુરેશ જોષીનું લખાણ એમની ગેરહાજરીમાં (અનિવાર્ય કારણો પુરઃસર) આ લખાણ શ્રી જયંતભાઈએ વાંચી સંભળાવ્યું. ઍબ્સર્ડ વિશે આ પૂર્વે શ્રી સુરેશભાઈ પાસેથી લખાણ–વક્તવ્યરૂપે વારંવાર જે કંઈ પ્રાપ્ત હતું એમાં ખાસ કોઈ ઉમેરણ સ્વાભાવિક રીતે જ નહોતું. એમનાં વક્તવ્યમાંથી ફલિત થતા કેટલાક અગત્યના મુદ્દાઓ આ પ્રમાણે હતા :

(૧) ઍબ્સર્ડને માનવ નિયતિ સાથે અત્યન્ત પાયાનો સંબંધ છે.

(૨) વાસ્તવિકતા માનવીને માટે અત્યંત અસંગતિપૂર્ણ છે.

(૩) કેટલીક અમુક સમય પૂરતી જ ઍબ્સર્ડ અને કેટલીક હંમેશાં ઍબ્સર્ડ અર્થાત્ મૂળભૂત રીતે ઍબ્સર્ડ એવા બે પ્રકાર ઍબ્સર્ડના કરી શકાય.

(૪) એવી કેટલીક ઘટનાઓ હોય છે અથવા તો ઘટનાઓ સાથે સંબંધ ધરાવતી પરિસ્થિતિઓ હોય છે જેને સ્વયંસુસંગત કહીને ન ઓળખાવી શકાય. સાચા અર્થમાં 'ઍબ્સર્ડ' સંજ્ઞા આવી પરિસ્થિતિને જ લાગુ પાડી શકાય. આ 'ઍબ્સર્ડ' તર્કનિર્ભરતા સાથે સંબંધ ધરાવતું નથી.

(૫) જે બુદ્ધિગમ્ય અને તર્કસંગત છે તેમાં અવિકારી એવું કશુંક રહ્યું હોય છે અને એને કારણે જ એ વસ્તુના આગવાપણાને આપણે સુચિહ્નિત કરી શકીએ છીએ. આને 'ફૉર્મ' તરીકે ઓળખાવાય છે.

(૬) બુદ્ધિગમ્યતા 'ફૉર્મ'થી જુદી અને વધારે પાયાની વસ્તુ છે. 'ફૉર્મ' બુદ્ધિગમ્યતાની ઉપસ્થિતિને ચીંધે, એ જ 'ફૉર્મ'ને માટેની અનિવાર્ય ભૂમિકા છે.

(૭) ઍબ્સર્ડ ફૉર્મનું પણ વિરોધી છે.

(૮) ઍબ્સર્ડ બુદ્ધિને નકારી કાઢે છે અને 'ફૉર્મ'માં પરિવર્તન થવાનો પ્રતિરોધ કરે છે.

(૯) મૂળભૂત 'ઍબ્સર્ડ' 'પરમેનન્ટ ઇમ્પરમેનન્સ' છે, એકધારી અસંગતિ છે. રૂપહીનતા જ એનું રૂપ છે.

*(૧૦) મર્યાદિત ચેતના એકધારી સ્થિર રહી* શકતી નથી અને બુદ્ધિગમ્યતા સાથેનો સંપર્ક ગુમાવી બેસે છે.

(૧૧) ચેતનાની મર્યાદિતતાને જાણી લીધાથી જ એની મર્યાદાને ઉલ્લંઘી જવાનું શક્ય બની જતું નથી. આમ ક્રમશઃ બુદ્ધિગમ્યતા 'ઍબ્સર્ડ'માં પરિણમતી જાય છે.

(૧૨) માનવ તરીકેનું અસ્તિત્વ ધરાવવું એમાં જ પાયાના ઍબ્સર્ડની ભૂમિકા છે.

શ્રી સુરેશ જોષીનું વક્તવ્ય વિશદ અને ઍબ્સર્ડની દાર્શનિક ભૂમિકા પૂરી પાડવા માટે પર્યાપ્ત હતું.

* * *

ખ

આ જ બેઠકમાં શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટે નાટકની ભાષા વિષે ભાષણ કર્યું. શ્રી રઘુવીર ચૌધરીએ 'સંદેશ'માં આ ભાષણ વિષે નોંધ કરતાં એમની માર્મિક શૈલીમાં એક વિધાન કર્યું છે : 'વિસ્તારથી બોલ્યા, સારું બોલ્યા'.

બેકેટ અને હેરોલ્ડ પિન્ટરની કૃતિઓમાંથી ઉદાહરણો લઈ શ્રી અનિરુદ્ધે પોતાના અભ્યાસનો સરસ પરિચય આપ્યો. સાહિત્યિક ભાષાથી નાટક ક્યારેક ઊફરું ચાલતું હોય છે; ક્યારેક તો ભાષાથી પણ. મૌનનો ઉપયોગ ચેખોવથી માંડી પિન્ટર સુધીના નાટ્યલેખકોએ કેવી રીતે કર્યો, એ પણ સોદાહરણ એમણે સમજાવવા પ્રયત્ન કર્યો. બેકેટનાં નાટકો તો રોજબરોજ ભાષાભેદ ઘટાડતા જ જાય છે.

શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ પાસેથી પણ આપણને શ્રી સુરેશ જોષી માફક નાટકની ભાષાની દાર્શનિક ભૂમિકા જ સાંપડી. ખરેખર તો આપણી ભાષાના નાટકકારોને આપણને હાથવગી ભાષામાં નાટક રચતી વખતે ભાંખોડિયાભેર કેવી રીતે ચાલવું પડયું છે, એનો આલેખ અપાયો હોત તો કદાચ એ ગુજરાતીના અધ્યાપકોને વિશેષ ઉપયોગી બનત. પણ... વડોદરા-સ્કૂલના સર્જક-વિવેચકોને ભાગ્યે જ આવા ઉપયોગી બનવામાં રસ છે.

*　　*　　*

ગ

શ્રી ધીરુભાઈ ઠાકરની સ્ટેજ પરની અચાનક એન્ટ્રીએ આ બેઠકના ભાવકોને, 'દૃશ્યસંવિધાન' સંદર્ભના એમના તત્કાળના પ્રતિભાવથી, કોઈ રોમાંચ થયો નહીં.–હોપ્લા, ઐસી હૈ જિંદગી !

*　　*　　*

ઘ

આમ તો પ્રારંભે, પહેલા દિવસે થયેલા પ્રમુખીય પ્રવચન વિશે છેવટે.

કવિશ્રી ઉશનસે અતિશય ફાવટથી ઉપયોગમાં લીધો છે એવો છંદ શિખરિણી છે ('વળાવી બા આવી' જેવું સૉનેટ તરત સાંભરણમાં આવે.) આ શિખરિણી વિશે એમણે સ્વાધ્યાય રજૂ કર્યો. શિખરિણી સાથેના એમના ઘરવટના સંબંધને કારણે, આ સ્વાધ્યાય સ્વાનુભવરસિક બન્યો અને એમની વિરત્તાને કારણે સર્વાનુભવરસિક. આખોય સ્વાધ્યાય પ્રગટ રૂપમાં છે – ચર્ચા કરવા કરતાં મને એકાદ બે ઉમેરણો એમાં કરવાનું વિશેષ મન છે.

( i ) આજે લખાતાં દીર્ઘકાવ્યોમાં વારંવાર ડોકાઈ જતા શિખરિણી વિશે શ્રી ઉશનસ્ કશુંક કહે તો મઝા પડે. અછાંદસ અને અનેક લય–રમણાઓ વચ્ચે ક્યારેક આવાં દીર્ઘકાવ્યોમાં શિખરિણી અચાનક વાક્છટાને કારણે ઉપસ્થિત થઈ જતો હોય છે.

( ii ) શ્રી રમેશ પારેખે તાજેતરમાં ગઝલ અને હાસ્યસૉનેટ માટે ઉપયોગમાં લીધેલા શિખરિણી વિશે ઉશનસના પ્રતિભાવ જાણવામાં પણ મને રસ છે.

(iii) આદિલનો શિખરિણી એ ગઝલની શિસ્ત સાચવતા કવિનો શિખરિણી છે અને એની એ પરિપ્રેક્ષ્યમાં શ્રી ઉશનસ્ આલોચના કરે તો કંઈક જુદું અને નવું તારણ હાથવગું થાય.

*　　*　　*

ચ

આટલેથી અટકી ૨૭, ૨૮, ૨૯ ઑક્ટોબર ૧૯૭૯ની પ્રત્યેક પળના સ્મરણને અટકાવું છું – બાકી તો ૨૭ અને ૨૮ની રાત્રિઓએ ભજવાયેલાં પાંચ એકાંકી, ૨૮મીની રાત્રે જયદેવ શુકલ, જ્યોતિષ જાની, સાવલીના તથા ધંધૂકાના અન્ય અધ્યાપકો સાથે પસાર કરેલ ક્ષણો, નટુ ઠક્કરનું સ્મિત અને વસંતરાય તથા ત્રિકમ પટેલની ત્રેવડ બધું જ બધું આઘું ખસે એમ નથી. ગેબી વડ નીચે પસાર કરેલી બપોર પણ ભવ્ય.

*　　*　　*

આવું આવું ભાવુક થઈ લખવું જોઈએ તો ભલે. એને છેંકતો નથી. (ખાનગીમાં : ~ નું નથી એમ ન ગણશો.)

*




સમાજના વધસ્તંભ પર, મૂલ્યોના ખીલાઓમાં જડાઈને લબડતી જરૂરિયાતોને પકડીને લટકી રહેવાનો સંઘર્ષ શા માટે ? લટકીને ટકી રહેવાનું આ પરમ કર્તવ્ય વખત આવ્યે પ્રાણાન્તે પણ બજાવતાં અસંખ્ય અને નગણ્ય યોદ્ધાઓના તર્પણ અર્થે તેમના જેવા જ એક વીર નામે મહાસુખલાલની-શહાદતની આ મર્ત્યગાથા અર્પણ કરું છું.

ઉત્પલ ભાયાણી

## "શહીદ"

વાછૂટ થવી જોઈતી હતી.

વાછૂટ થવી જોઈએ.

છતાં હજી વાછૂટ થઈ નહોતી.

મહાસુખલાલ અકળાઈ ગયા. ધોતિયું સહેજ ઢીલું કરી જમણા પગના ઢીંચણ પર ડાબો પગ અધ્ધર રાખી બેઠા કળતર થવા માંડયું ત્યાં સુધી તેમણે સ્થિતિ બદલી નહિ. પણ કંઈ વળ્યું નહિ

તેમણે વ્યૂહ-રચના બદલી. ડાબા પગના ઢીંચણ પર જમણો પગ અધ્ધર રાખી બેઠા. ક્ષણો પસાર થઈ ગઈ અને તેઓ સફળ ન થયા.

મહાસુખલાલ ગભરાઈ ગયા. સ્વાસ્થ્ય અંગેની અમંગળ શંકા-કુશંકાઓના વાદળ ઘેરાઈ જવાં. મૃત્યુના ભયનો ગડગડાટ થયો. પરસેવો છૂટી ગયો. છતાં વાછૂટ તો ન જ થઈ.

નોકરીએથી મહાસુખલાલ હંમેશાં પાછા આવતા. રોજ વાળુ કરતા. અચૂક ઓટલા પર કપાળે બે હાથ રાખી લંબાવતા અને નિયમિત રીતે અડધા-પોણા કલાકમાં વાછૂટ થતી.

અને આજે બધું જ રાબેતા મુજબનું થયું પણ સાલી આ વાછૂટ...

મહાસુખલાલને ખાતરી થઈ ગઈ કે વાછૂટ નહિ થાય તો તેમને ચેન નહિ પડે. ચેન નહિ પડે તો ઊંઘ નહિ આવે. ઊંઘ નહિ આવે તો ઉજાગરાને લીધે કાલે માથું ચડી જશે. માથું ચડેલું હોવા છતાં નોકરીએ જશે તો તબિયત બગડશે તબિયત બગડી તો રજા લેવી પડશે. રજા લેશે તો ઘરે જ સૂઈ રહેવું પડશે. ઘરે સૂઈ રહેશે તો...

આદતની વિરુદ્ધ જઈને મહાસુખલાલે આંટા મારવા માંડયા. તેમને ઊંડે ઊંડે એવી આશા હતી કે આથી કદાચ તેમને સફળતા સાંપડશે.

આંટા મારતાં તેમને પણ ફાવતું નહોતું અને સાંકડા ખીચોખીચ ઘરને પણ એમાં અગવડ પડતી હતી. છતાં તે અટક્યા નહિ. સિદ્ધિ મેળવવી હોય તો સાધના કરવી પડે અને સાધના કંઈ ઓટલા પર સુતા સુતા ન થાય. તેને માટે તો આંટા મારવા...

પેટમાં કંઈ અવાજ થયો હોય એમ મહાસુખલાલને લાગ્યું. ખાતરી કરવા તેમણે હળવેકથી, પેટની અંદર ખબર ન પડે તેમ પેટ પર હાથ ફેરવવા માંડ્યો. પરંતુ હાથને કંઈ ખાસ ગતાગમ પડી નહિ. તે તો પેટે ઊગેલા વાળમાં અટવાઈ ગયો.

પેટની ગરબડ ક્યાંક પેટમાં જ ન શમી જાય એ ભયે મહાસુખલાલ ખુરશી પર તરત છતાં સગર્ભા જેટલી કાળજીથી બેસી ગયા. અભિસારિકાની ઉત્કંઠા તેમના ખરબચડા ચહેરા પર કૂદકા મારતી હતી. કવિને ગઝલ લખવાનું મન થાય તેવી અંગડાઈ લઈ પ્રતીક્ષા મહાસુખલાલની આંખોમાં પડી હતી.

અવાજ થયો. દુર્ગંધ પ્રસરી ગઈ. મહાસુખલાલ ગદ્દગદ્દ થઈ ગયા.

"બળ્યું, આ તે પેટ છે! કંઈ પચતું જ નથી."

પત્નીનો અવાજ સાંભળવો મહાસુખલાલને ગમતો પણ અત્યારે તો તે રેડિયો પરથી વાગતાં ગુજરાતી ગીતો જેટલો જ આઘાતજનક લાગ્યો.

તો શું આ પત્નીનું પરાક્રમ હતું? પોતાનું નહિ?

હતાશાની લાઠી ખાધી હોય એમ મહાસુખલાલ ઠેં થઈ ગયા.

કેટલી યુક્તિઓ, કેટલો સંઘર્ષ, કેટલી મથામણ તેમણે કરી! પરિણામ? અને સામે પક્ષે પત્નીએ શું કર્યું? કંઈ જ નહિ. શાક સમારતાં સમારતાં તદ્દન સાહજિકતાથી તેણે મુક્તિ મેળવી લીધી અને પાછો અણગમાનો મીઠો છણકો કર્યો!

પતિ તરીકેના પોતાના એકાદ મૂળભૂત અધિકારનો પત્નીએ છડેચોક ભંગ કર્યો હોય એવો ઠપકો મહાસુખલાલ પત્નીને નજરેથી આપી રહ્યા.

લઘુતા-ગ્રંથિના વર્તુળમાં પોતે સંકોચાઈ ધીમે ધીમે નિઃશેષ થઈ જશે એવા ભયે મહાસુખલાલ તરત ઊભા થઈ, છાતી કાઢી પુનઃ જોસભેર આંટા મારવા લાગ્યા.

મેદાન છોડીને ભાગી જાય એ મહાસુખલાલ નહિ. એમની શૂરવીરતા માટે ભાગ્યે જ બે-મત હોઈ શકે. નહિ તો અત્યાર સુધી જીવતા જ ક્યાંથી હોત?

એ જ આઘાતજનક ગુજરાતી ગીતો રેડિયો ગાઈ રહ્યો હતો છતાં મહાસુખલાલે તેને શૌર્યગીતો સમજી પોતાની કૂચ ચાલુ રાખી.

પ્રયત્નપૂર્વક ટટ્ટાર ચાલતા મહાસુખલાલની કૂચ એકાએક થંભી ગઈ. એકીટશે એક ડબ્બીને તેઓ તાકી રહ્યા 'હવાબાણ હરડે'ના અક્ષરો વંચાતાં, દુશ્મનોની કોઈ ગુપ્ત છાવણી શોધી કાઢી હોય એવું ગૌરવ એમને થયું.

ટેનિસનો ખેલાડી વિમ્બલ્ડનના કપને અથવા માંડ માંડ ચૂંટાયેલા ધારાસભ્ય પ્રધાનપદની ખુરશીને અથવા શિક્ષિત બેકાર ચાર આંકડાનો પગાર આપતી નોકરીના નિમણૂકપત્રને અથવા સાત ગુજરાતી ચોપડી ભણેલી મણિ ગ્રીન કાર્ડ ધરાવતા ફોરેનથી આવેલા સુરતિયાને તાકી રહે એમ મહાસુખલાલ હવાનું બાણ છોડવામાં મદદરૂપ થઈ શકે એવી ગોળીઓને તાકી રહ્યા.

સુખની આ જડીબુટ્ટીઓને તેમણે દીકરીની જેમ પંપાળી અને પ્રમાણની પરવા કર્યા વગર નાતના જમણમાં મળતા મિષ્ટાનની જેમ આરોગી.

બમણા આવેગથી મહાસુખલાલે ફરીથી આંટા મારવાની કૂચ આરંભી. હવે પગમાં જોર હતું, ચહેરા પર નૂર હતું, દિલમાં વિશ્વાસ હતો અને પેટમાં...



સમાજના વધસ્તંભ પર, મૂલ્યોના ખીલાઓમાં જડાઈને લબડતી જરૂરિયાતોને પકડીને લટકી રહેવાનો સંઘર્ષ શા માટે ? લટકીને ટકી રહેવાનું આ પરમ કર્તવ્ય વખત આવ્યે પ્રાણાન્તે પણ બજાવતાં અસંખ્ય અને નગણ્ય યોદ્ધાઓના તર્પણ અર્થે તેમના જેવા જ એક વીર નામે મહાસુખલાલની-શહાદતની આ મર્ત્યગાથા અર્પણ કરું છું.

ઉત્પલ ભાયાણી

## "શહીદ"

વાછૂટ થવી જોઈતી હતી.

વાછૂટ થવી જોઈએ.

છતાં હજી વાછૂટ થઈ નહોતી.

મહાસુખલાલ અકળાઈ ગયા. ધોતિયું સહેજ ઢીલું કરી જમણા પગના ઢીંચણ પર ડાબો પગ અધ્ધર રાખી બેઠા કળતર થવા માંડયું ત્યાં સુધી તેમણે સ્થિતિ બદલી નહિ પણ કંઈ વળ્યું નહિ.

તેમણે વ્યૂહ-રચના બદલી. ડાબા પગના ઢીંચણ પર જમણો પગ અધ્ધર રાખી બેઠા. ક્ષણો પસાર થઈ ગઈ અને તેઓ સફળ ન થયા.

મહાસુખલાલ ગભરાઈ ગયા સ્વાસ્થ્ય અંગેની અમંગળ શંકા-કુશંકાઓનાં વાદળ ઘેરાઈ ગયાં. મૃત્યુના ભયનો ગડગડાટ થયો. પરસેવો છૂટી ગયો. છતાં વાછૂટ તો ન જ થઈ

નોકરીએથી મહાસુખલાલ હમેશાં પાછા આવતા. રોજ વાળુ કરતા. અચૂક ઓટલા પર કપાળે બે હાથ રાખી લંબાવતા અને નિયમિત રીતે અડધા-પોણા કલાકમાં વાછૂટ થતી.

અને આજે બધું જ રાબેતા મુજબનું થયું પણ સાલી આ વાછૂટ...

મહાસુખલાલને ખાતરી થઈ ગઈ કે વાછૂટ નહિ થાય તો તેમને ચેન નહિ પડે. ચેન નહિ પડે તો ઊંઘ નહિ આવે. ઊંઘ નહિ આવે તો ઉજાગરાને લીધે કાલે માથું ચડી જશે. માથું ચડેલું હોવા છતાં નોકરીએ જશે તો તબિયત બગડશે તબિયત બગડી તો રજા લેવી પડશે. રજા લેશે તો ઘરે જ સૂઈ રહેવું પડશે. ઘરે સૂઈ રહેશે તો...

આદતની વિરુદ્ધ જઈને મહાસુખલાલે આંટા મારવા માંડયા. તેમને ઊંડે ઊંડે એવી આશા હતી કે આથી કદાચ તેમને સફળતા સાંપડશે.

આંટા મારતાં તેમને પણ ફાવતું નહોતું અને સાંકડા ખીચોખીચ ઘરને પણ એમાં અગવડ પડતી હતી. છતાં તે અટક્યા નહિ. સિદ્ધિ મેળવવી હોય તો સાધના કરવી પડે અને સાધના કંઈ ઓટલા પર સુતા સુતા ન થાય. તેને માટે તો આંટા મારવા...

પેટમાં કંઈ અવાજ થયો હોય એમ મહાસુખલાલને લાગ્યું. ખાતરી કરવા તેમણે હળવેકથી, પેટની અંદર ખબર ન પડે તેમ પેટ પર હાથ ફેરવવા માંડ્યો. પરંતુ હાથને કંઈ ખાસ ગતાગમ પડી નહિ. તે તો પેટે ઊગેલા વાળમાં અટવાઈ ગયો.

પેટની ગરબડ ક્યાંક પેટમાં જ ન શમી જાય એ ભયે મહાસુખલાલ ખુરશી પર તરત છતાં સગર્ભા જેટલી કાળજીથી બેસી ગયા. અભિસારિકાની ઉત્કંઠા તેમના ખરબચડા ચહેરા પર કૂદકા મારતી હતી. કવિને ગઝલ લખવાનું મન થાય તેવી અંગડાઈ લઈ પ્રતીક્ષા મહાસુખલાલની આંખોમાં પડી હતી.

અવાજ થયો. દુર્ગંધ પ્રસરી ગઈ. મહાસુખલાલ ગદ્‌ગદ્ થઈ ગયા.

"બળ્યું, આ તે પેટ છે! કંઈ પચતું જ નથી."

પત્નીનો અવાજ સાંભળવો મહાસુખલાલને ગમતો પણ અત્યારે તો તે રેડિયો પરથી વાગતાં ગુજરાતી ગીતો જેટલો જ આઘાતજનક લાગ્યો.

તો શું આ પત્નીનું પરાક્રમ હતું? પોતાનું નહિ?

હતાશાની લાઠી ખાધી હોય એમ મહાસુખલાલ ઠેં થઈ ગયા.

કેટલી યુક્તિઓ, કેટલો સંઘર્ષ, કેટલી મથામણ તેમણે કરી! પરિણામ? અને સામે પક્ષે પત્નીએ શું કર્યું? કંઈ જ નહિ. શાક સમારતાં સમારતાં તદ્દન સાહજિકતાથી તેણે મુક્તિ મેળવી લીધી અને પાછો અણગમાનો મીઠો છણકો કર્યો!

પતિ તરીકેના પોતાના એકાદ મૂળભૂત અધિકારનો પત્નીએ છડેચોક ભંગ કર્યો હોય એવો ઠપકો મહાસુખલાલ પત્નીને નજરોથી આપી રહ્યા.

લઘુતા–ગ્રંથિના વર્તુળમાં પોતે સંકોચાઈ ધીમે ધીમે નિઃશેષ થઈ જશે એવા ભયે મહાસુખલાલ તરત ઊભા થઈ, છાતી કાઢી પુનઃ જોસભેર આંટા મારવા લાગ્યા.

મેદાન છોડીને ભાગી જાય એ મહાસુખલાલ નહિ. એમની શૂરવીરતા માટે ભાગ્યે જ બે–મત હોઈ શકે. નહિ તો અત્યાર સુધી જીવતા જ ક્યાંથી હોત?

એ જ આઘાતજનક ગુજરાતી ગીતો રેડિયો ગાઈ રહ્યો હતો છતાં મહાસુખલાલે તેને શૌર્યગીતો સમજી પોતાની કૂચ ચાલુ રાખી.

પ્રયત્નપૂર્વક ટટ્ટાર ચાલતા મહાસુખલાલની કૂચ એકાએક થંભી ગઈ. એકીટશે એક ડબ્બીને તેઓ તાકી રહ્યા. 'હવાબાણ હરડે'ના અક્ષરો વંચાતાં, દુશ્મનોની કોઈ ગુપ્ત છાવણી શોધી કાઢી હોય એવું ગૌરવ એમને થયું.

ટેનિસનો ખેલાડી વિમ્બલ્ડનના કપને અથવા માંડ માંડ ચૂંટાયેલા ધારાસભ્ય પ્રધાનપદની ખુરશીને અથવા શિક્ષિત બેકાર ચાર આંકડાનો પગાર આપતી નોકરીના નિમણૂકપત્રને અથવા સાત ગુજરાતી ચોપડી ભણેલી મણિ ગ્રીન કાર્ડ ધરાવતા ફોરેનથી આવેલા મુરતિયાને તાકી રહે એમ મહાસુખલાલ હવાનું બાણ છોડવામાં મદદરૂપ થઈ શકે એવી ગોળીઓને તાકી રહ્યા.

સુખની આ જડીબુટ્ટીઓને તેમણે દીકરીની જેમ પંપાળી અને પ્રમાણની પરવા કર્યા વગર નાતના જમણમાં મળતા મિષ્ટાનની જેમ આરોગી.

બમણા આવેગથી મહાસુખલાલે ફરીથી આંટા મારવાની કૂચ આરંભી. હવે પગમાં જોર હતું, ચહેરા પર નૂર હતું, દિલમાં વિશ્વાસ હતો અને પેટમાં...

એ મહાસુખલાલની કરુણતા હતી કે પોતાના આ સંગ્રામને કોઈ જોનાર–સાંભળનાર ન હતું તેમા પણ જો કોઈ ગઢવી હાજર હોત તો મહાસુખલાલ પર અત્યારે દુહાઓ રચાઈ ગયા હોત.

તીણા, કર્કશ, મુશ્કેલીથી નીકળતો હોય તેવા ત્રણ સેકંડ ચાલેલા અવાજે મહાસુખલાલ સ્તબ્ધ થઈ ગયા.

તો શું તેમને મુક્તિ મળી ગઈ ? તેમની મુશ્કેલીઓ ટળી ગઈ ? તેમણે હવે સંઘર્ષ નહિ કરવો પડે ? હવે તેઓ સુખી છે ?

સેનાપતિની દૃષ્ટિથી તેમણે આસપાસ જોયું. નાનકડા બચુને તેમણે સ્ટૂલ ખસેડતાં જોયો અને ફરીથી તેમણે સાંભળેલો તેવો અવાજ થયો. સેનાપતિની નજર એક પણ રન કર્યા વગર કલીન બોલ્ડ થઈ ગયેલા ક્રિકેટર જેવી થઈ ગઈ.

મહાસુખલાલને જીવન નિઃસાર લાગવા માંડ્યું. આંટા પણ હવે શું કામ મારવા જોઈએ ?

ફરીથી તે પોતાની અસલ જગ્યાએ અસલ સ્થિતિમાં આડા પડયા. રેડિયો હવે વાગતો હતો. અવસાન – સંદેશ વાંચતો હોય એવું મહાસુખલાલને લાગ્યું.

કેટલો સમય મહાસુખલાલ પડી રહ્યા તેની મહાસુખલાલ સહિત કોઈને ખબર ન પડી

પણ આમ ક્યાં સુધી પડી રહેવાશે ?

એક વાછૂટ પણ પોતાનાથી નથી થઈ શકતી એ જ્ઞાન મહાસુખલાલના પુરુષાર્થને પડકારતું હતું.

પુરુષાર્થના અસ્તિત્વનો પ્રશ્ન ઉપસ્થિત થતાં મહાસુખલાલ બેઠા થઈ ગયા.

સહુ' કે સુ'; હું તહિ કે શપૂર તહિ એવા જોશમાં મહાસુખલાલ ધમધમ કરતા સાવ સંડાસમાં પહોચી ગયા. જે જોરથી તેમણે બારણુ ખોલી અને બંધ કર્યું તેથી સમગ્ર સંડાસ ફફડી ઊઠ્યું.

એ જ મૂડમાં તેમણે બીડી સળગાવી. ત્રણ–ચાર ઊંડા કશ ખેંચ્યા પછી જ તેમને શાતા વળી. અહીં આવવાનો ઉદ્દેશ યાદ આવતાં ફરી તે અકળાઈ ગયા અને બીડી ફેંકી દીધી.

પડી ન જવાય અને સરખું બળ પણ થઈ શકે એ હેતુથી મહાસુખલાલે નળની પાઈપને સજ્જડ પકડી હતું એટલું જોર કર્યું.

તેઓ હાફી ગયા પણ હવા નીકળી નહિ. ફરી તેમણે પ્રયત્ન કર્યો.

ચોથા પ્રયાસે ચમત્કાર થયો. મળમૂત્ર સાથે પ્રચંડ અવાજ પણ થયો. સંડાસ ફરીથી ખળભળી ઊઠ્યું. એકાદ ક્ષણ તો મહાસુખલાલ પણ દિગ્મૂઢ થઈ ગયા.

વિજેતાની અદાથી મહાસુખલાલ ઊભા થયા. ટાંકીની સાંકળ તેમણે મગતરાની જેમ પકડી. સંડાસને પોતાની શક્તિનો, પોતાના પુરુષાર્થનો, પોતાના શૌર્યનો હજી એકવાર પરિચય આપવા માગતા હોય એટલા જોરથી મહાસુખલાલે સાંકળ ખેંચી. આ સમયે મહાસુખલાલ કરતા પણ જૂની થઈ ગયેલી, કટાઈ કટાઈને પણ થાકી ગયેલી ટાંકીથી ખખડધજ સ્થિતિ મહાસુખલાલને ક્યાંથી યાદ રહે ?

પાણી નીકળ્યું કે નહિ તેની ખબર ન પડી પણ ટાંકીનો એક ભાગ સાંકળ સાથે મહાસુખલાલના છૂટાછવાયા વાળવાળા માથા પર મહાસુખલાલની શક્તિનો પ્રતિઘોષ પાડતો હોય એમ ધડામ્ કરતો પડ્યો

સાંકડા સંડાસમાં માંડ માંડ સમાઈ શકતી મહાસુખલાલની વિશાળ કાયા ચાંપીચૂંથી પડી હતી માથું લોહીલુહાણ હતું. પરંતુ મહાસુખલાલના ચહેરા પર શૌર્ય અંગેનો કોઈ ચંદ્રક રાષ્ટ્રપ્રમુખ પાસેથી લેતા હોય એવો ભાવ હતો.

સંદર્ભ

# રા. વિ. પાઠક : સંદર્ભસૂચિ

સંપા. પ્રકાશ વેગડ

આ સૂચિ નીચે પ્રમાણે પાંચ વિભાગોમાં વહેંચી છે.

ક. રામનારાયણ વિશ્વનાથ પાઠક રચિત કે અનુદિત ગ્રંથો અને તેનું વિવેચન.
ખ. રા. વિ. પાઠક સંપાદિત ગ્રંથો.
ગ. રા. વિ. પાઠક વિષયક ગ્રંથો.
ઘ. રા. વિ. પાઠક વિષયક લેખો.
ચ. રા. વિ. પાઠકનાં કાવ્યો–રસાસ્વાદન અને વિવેચન વિષયક લેખો, સંચયો અને ગ્રંથો.

## [ક] રા. વિ. પાઠક રચિત કે અનુદિત ગ્રંથો અને તેનું વિવેચન.

**અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો** (વિવેચન લેખો). પ્ર. આ. ૧૯૩૮, ચોથી આ. ૧૯૭૦. પૃ. ૧૦+૨૩૨.

'કોકિલ'

ગ્રંથાવલોકન. 'ફાર્બસ ગુજ. સભા ત્રૈમા. વર્ષ ૪–૨, જુલાઈ–સપ્ટે. ૧૯૩૯, ૨૪૦–૨૪૨.

જુલાઈ–સપ્ટે. ૧૯૩૯, ૨૪૦–૨૪૨.

ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ

સ્વસ્થ વિવેચન અને કાચ જેવું ગદ્ય. 'માનસી' ડિસે. ૧૯૩૯, પૃ. ૨૯૨–૩૦૨. પુનર્મુ, 'પરિશીલન' (૧૯૪૯) પૃ. ૧૮૬–૧૯૫.

પટેલ, પીતાંબર

અવલોકન. 'ઊર્મિ' જૂન '૩૯, ૨૭૭–૨૭૯.

ભટ્ટ, તનસુખ

'વહેણો'નું તટદર્શન. 'પ્રસ્થાન' ભાદરવો સં. ૨૦૨૧ (સપ્ટે. ૧૯૬૫), પૃ. ૨૦૪–૨૦૭.

મજમુદાર, મંજુલાલ

સમીક્ષા, 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૮–૧૯૩૯.' પૃ. ૪૬–૪૭.

વકીલ, પ્રસન્ન ન.

સમીક્ષા.' પ્રસ્થાન' આસો ૧૯૯૫, ૫૭૬–૫૭૮.

**અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય.** પ્ર. આ. ૧૯૩૩, બીજી આ. ૧૯૪૯ પૃ. ૧૧૨.

ઠાકોર, બળવંતરાય ક.

અવલોકન. 'કૌમુદી' જાન્યુ ૧૯૩૪ ૭૨–૮૧.

**આકલન** (વિવેચન લેખો) પ્ર. આ. ૧૯૬૪, પૃ. ૬૪+૨૦૯.

ઠાકર, ધીરુભાઈ

અવલોકન. 'સાંપ્રત સાહિત્ય' (૧૯૬૮), ૩૭૮–૩૮૩.

ત્રિવેદી, ચિમનલાલ

સમીક્ષા. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૬૪' (૧૯૭૨), પૃ ૧૯૪–૧૯૮.

**આલોચના** (વિવેચન લેખો). પ્ર. આ. ૧૯૪૪, બીજી આ. ૧૯૬૪, પૃ. ૨૬૩.

ઝવેરી, મનસુખલાલ

અવલોકન. 'નવચેતન' નવે. ૧૯૪૭.

માંકડ, ડોલરરાય

અવલોકન. 'પ્રસ્થાન' વૈશાખ ૨૦૦૧, ૩૦–૩૧.

રાવળ, અનંતરાય

અવલોકન. 'ઊર્મિ નવરચના' માર્ચ ૧૯૪૫. પુનર્મુ. 'સમાલોચના' (૧૯૬૬), ૪૩૧–૪૩૪.

શુક્લ, રામપ્રસાદ

સમીક્ષા. 'રેખા' એપ્રિલ ૧૯૪૫, પૃ. ૨૨–૨૬.

**ઊરુભંગ** (સંસ્કૃત નાટક) ભાસકૃત. ગુજરાતી અનુવાદ. પ્ર. આ. ૧૯૫૪, પૃ. ૩૧

જોશી, રમણલાલ

અવલોકન. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી ૧૯૬૩.' (પ્ર.આ. ૧૯૭૭), પૃ. ૫૨.

પરીખ, રસિકલાલ છો.

ઊરુભંગ ભૂમિકા. 'બુદ્ધિપ્રકાશ' સપ્ટે. ૧૯૬૩.

**કાવ્યની શક્તિ** (વિવેચન લેખો). પ્ર. આ. ૧૯૩૯, બીજી આ. ૧૯૫૯, પૃ. ૧૩+૩૬૬.

કાઝી, હસમુખ મ.

સમીક્ષા. 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ–જૂન ૧૯૪૦.

દવે, નાથાલાલ

અવલોકન. 'પ્રસ્થાન' કારતક ૧૯૯૭, ૭૭–૭૮.

દેસાઈ, મગનભાઈ પ્રભુદાસ

સમીક્ષા 'વિવેકાંજલિ' (૧૯૬૦). સંપા. ગોપાલદાસ પટેલ અને મુકુલ કલાર્થી. પૃ. ૭૯–૮૩

દેસાઈ, વ્રજરાય

સમીક્ષા. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૯–'૪૦'. પૃ. ૯૧–૯૩.

**કાવ્ય પરિશીલન** (વિવેચન લેખો). પ્ર. આ. ૧૯૬૫, પૃ. ૧૦+૧૫૫.

બૂચ, હસિત હ.

અવલોકન. 'અ થ' જુલાઈ '૬૫ પુનર્મુ.'તદ્ભવ' (૧૯૭૬), પૃ. ૧૯૬–૨૦૦.

**કાવ્યપ્રકાશ**–મમ્મટ કૃત. ગુજરાતી અનુવાદ ઉલ્લાસ ૧ થી ૬. સહ લેખક રસિકલાલ છો. પરીખ પ્ર.આ. ૧૯૨૪, પૃ. ૧૨+૧૨૦. પ્રવેશક–રસિકલાલ છો. પરીખ.

પરાખ, રાસકલાલ છો.

પ્રવેશક. 'સંસ્કૃતિ' ફેબ્રુ. '૬૯, પૃ ૭૫–૮૧, માર્ચ '૬૯, પૃ. ૮૯–૯૬.

ભિડે, હ. બ.

અવલોકન. 'કૌમુદી' વર્ષ ૧ અંક ૩, ચૈત્ર ૧૯૮૧, પૃ. ૧૭૨–૧૮૪; પુ. ૩ અંક ૨, માઘ ૧૯૮૩, પૃ. ૧૪૨–૧૫૮.

**કુલાંગાર** (નાટિકાઓ). પ્ર.આ. ૧૯૫૯ પૃ. ૪૪–૧૮૨. ઉપોદ્ઘાત–રસિકલાલ છો. પરીખ.

દવે, ઈશ્વરલાલ ર.

સમીક્ષા. 'ગુજ. સાહિત્ય સભા કાર્યવહી ૧૯૫૯', પૃ. ૯૮–૧૦૦. પુનર્મુ. 'સાહિત્યગોષ્ઠિ' (૧૯૭૧), પૃ. ૨૮૦–૨૮૭.

પરીખ, રસિકલાલ છો.

ઉપોદ્ઘાત. 'પુરોવચન અને વિવેચન' (૧૯૬૫), પૃ. ૫૮–૯૦.

મડિયા, ચુનીલાલ

ડાબા હાથની દડાફેંક. 'ગ્રંથગરિમા' (૧૯૬૧), પૃ. ૧૮–૨૧.

**ગુજરાતી પિંગળ નવી દૃષ્ટિએ.** પ્ર. આ ૧૯૫૨, પૃ. ૪+૭૨.

**ચુંબન અને બીજી વાતો** (અનુદિત વાર્તાઓ), સહ અનુવાદક નગીનદાસ પારેખ. પ્ર. આ. ૧૯૨૯, બીજી આવૃત્તિનું નવું શીર્ષક 'વામા'.

**દ્વિરેફની વાતો.** ભાગ–૧ પ્ર. આ. ૧૯૨૮. ૧૪ મું પુનર્મુ. ૧૯૭૪. ભાગ–૨ પ્ર. આ. ૧૯૩૪, બીજું પુનર્મુ. ૧૯૬૨. ભાગ–૩ પ્ર. આ. ૧૯૪૨, ત્રીજી સુધારેલી વધારેલી આ. ૧૯૬૧, પૃ. ૨૦+૨૨૩.

ઝવેરી, મનસુખલાલ

સમીક્ષા (ભા. ૩). 'ગુજ. સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૪૨–'૪૩.' પુનર્મુ 'અભિગમ' (૧૯૬૬), પૃ. ૨૨૬–૨૨૯.

ટોપીવાળા, ચન્દ્રકાંત

'જમનાનું પૂર'નું પ્રતિક સંવિધાન, 'સંસ્કૃતિ' જાન્યુ. ૧૯૬૯, પૃ. ૯–૧૧.

ઠાકર, ભરતકુમાર

'દ્વિરેફ'ની વાર્તાકલા. 'શબ્દસલિલ' (૧૯૭૯), પૃ. ૨૧૧–૨૨૬.

દવે, ઈશ્વરલાલ ર.

'દ્વિરેફ'ની વાર્તાઓમાં જીવન–રહસ્યની દીપ્તિ. 'ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૪ મું સંમેલન, નવે. ૧૯૬૭, હેવાલ.' પૃ. ૨૧૦–૨૧૨.

દવે, જ્યોતીન્દ્ર હ.

અવલોકન (ભા. ૨). 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૪.' પૃ. ૪૪–૪૬.

પરીખ, ધીરુ

'જમનાનું પૂર' પ્રતિપૂરનો વારતા પ્રયોગ. (૧૯૨૪માં લખાયેલી વાર્તા). 'પરબ' ૧૯ અંક ૮–૯, ઑગ. સપ્ટે. ૧૯૭૮, પૃ. ૨૭૮–૨૮૪.

પરીખ, રસિકલાલ છો.

ઉપોદ્‌ઘાત. 'પુરોવચન અને વિવેચન' (૧૯૬૫), પૃ. ૫–૩૨.

પાઠક, જયંત

'દ્વિરેફ'ની વાર્તાકલા. 'ટૂંકીવાર્તા : સાહિત્ય અને સ્વરૂપ' – જયંત પાઠક અને રમેશ મ. શુક્લ. પ્ર આ. ૧૯૬૭, પુનર્મુ. ૧૯૭૪, પૃ. ૬૩–૬૬ અને ૧૪૯–૧૮૨.

રા. વિ. પાઠક (દ્વિરેફ) વાર્તાકાર. 'રામનારાયણ' પાઠક (સર્જક અને વિવેચક' ૧૯૭૦) પૃ.૪૬–૭૯.

બ્રહ્મભટ્ટ, અનિરુદ્ધ

રામનારાયણ પાઠકની વાર્તાઓ. 'જ્ઞાન ગંગોત્રી ગ્રંથશ્રેણી–૧૦ ગુજરાત દર્શન–૧ [સાહિત્ય–૧]. પ્ર. આ. ૧૯૭૨, પૃ. ૧૦૫.

મહેતા, ગગનવિહારી લ.

અવ. 'કૌમુદી' કાર્તિક–પોષ ૧૯૮૫, પૃ. ૧૬૭–૧૭૮.

મહેતા, ધનસુખલાલ

સમીક્ષા (ભા. ૩). 'આરામ ખુરશીએથી' (૧૯૪૫), પૃ. ૧૬૨–૧૭૦.

મેઘાણી, ઝવેરચંદ

મૃદુકાતિલ વ્યંગના વાણાતાણા. 'પરિભ્રમણ' ભા. ૩ પ્ર. આ. ૧૯૪૭, પૃ. ૧૭૨–૧૭૪.

રાવળ, બકુલ

'દ્વિરેફ' કૃત 'જમનાનું પૂર'. 'પરિતોષ' (૧૯૭૭), પૃ. ૮૩–૮૬.

રાવળ, રવિશંકર.

અવલોકન. 'કુમાર' વૈશાખ ૧૯૮૪, પૃ. ૧૮૯.

**દ્વિરેફની વારતાઓ.** સંપાદક હીરા રા. પાઠક. પ્ર. આ. ૧૯૭૪ પૃ. ૧૫૨.

**દ્વિરેફની વાર્તામધુ** (પ્રૌઢ શિક્ષણ માટે). પ્ર. આ. ૧૯૫૬, પૃ. ૮૬.

પંડ્યા, ઉપેન્દ્ર છ.

સમીક્ષા. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી ૧૯૫૬'. પૃ. ૧૨૯.

**ધમ્મપદ** (પાલી કાવ્યો). ગુજરાતી અનુવાદ. સહ અનુવાદક ધર્માનંદ કોસંબી. પ્ર. આ. ૧૯૨૫.

**નભોવિહાર** (વિવેચન લેખો). પ્ર. આ. ૧૯૬૧ ૨૨૪.

ઠાકર, ધીરુભાઈ

અવલોકન. 'સાંપ્રત સાહિત્ય' (૧૯૬૮) પૃ. ૩૮૩–૩૮૭.

બૂચ, હસિત હ.

અવલોકન. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી ૧૯૬૧' પૃ. ૧૦૨–૧૦૩.

**નર્મદ : અર્વાચીન ગદ્ય-પદ્યનો આદ્ય પ્રણેતા.**

પ્ર. આ. ૧૯૪૫ પૃ. ૧૯૦. 'નર્મદાશંકર કવિ' (૧૯૩૬) અને 'કવિ નર્મદનું ગદ્ય'—આ બે પુસ્તિકાઓનું પુનર્મુદ્રણ નવા શીર્ષક હેઠળ.

રાવળ, અનંતરાય

અવલોકન. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૪૫-૪૬'. પુનર્મુ. 'ગ્રંથસ્થ વાઙ્મય' (૧૯૬૭) પૃ. ૨૧૯.

**નર્મદાશંકર કવિ.** પ્ર. આ. ૧૯૩૬

ઝવેરી, મનસુખલાલ મ.

અવલોકન. 'કૌમુદી' જુલાઈ ૧૯૩૬, ૭૮-૭૯. પુનર્મુ. 'અભિગમ' (૧૯૬૬) ૫૫૦-૫૫૪.

માંકડ, ડોલરરાય

અવલોકન. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૬' પૃ. ૪૪-૪૫.

**નિત્યનો આચાર,** પ્ર. આ. ૧૯૪૫.

**પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા.** પ્ર. આ. ૧૯૨૨.

**પ્રાચીન ગુજરાતી છંદો : ઐતિહાસિક સમાલોચના.**

પ્ર. આ. ૧૯૪૮ પૃ. ૮ + ૪૦૦.

બક્ષી, રામપ્રસાદ

અવલોકન, 'નવચેતન' ફેબ્રુ. '૫૦, ૪૩૬-૪૩૭.

ભાયાણી, હરિવલ્લભ

અવલોકન. 'બુદ્ધિપ્રકાશ' નવે. ડિસે. ૧૯૪૯ પૃ. ૩૯૭-૩૯૯.

રાવળ, અનંતરાય

અવલોકન. 'બુદ્ધિપ્રકાશ' જાન્યુ. ૧૯૫૦ પૃ. ૩૦-૩૩. પુનર્મુ. 'ઊર્મિનવરચના' ફેબ્રુ. ૧૯૫૦ પુનર્મુ. 'સમાલોચના' (૧૯૬૬) પૃ. ૪૩૫-૪૩૯.

શુક્લ, રામપ્રસાદ

અવલોકન 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૪૮-'૪૯. પૃ. ૧૦૭-૧૦૯.

**બૃહત્ પિંગળ** (કાવ્ય વિવેચન). પ્ર. આ. ૧૯૫૫ પૃ. ૧૨ + ૭૨૮. સાહિત્ય અકાદમી પારિતોષિક પ્રાપ્ત,

જોષી, ના. ગ.

'બૃહત્ પિંગળ'ની સમાલોચના નિમિત્તે. 'મનીષા' ફેબ્રુ. ૧૯૫૭ પૃ. ૧૩-૧૮.

બક્ષી, રામપ્રસાદ પ્રે.

'બૃહત્ પિંગળ': શાસ્ત્રીય મીમાંસાનું નિદર્શન. 'પ્રસ્થાન' ભાદ્ર-આસો ૨૦૧૨ પૃ. ૧૮૫-૧૯૦.

વૈદ્ય, વિજય રાય

સમીક્ષા. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૫૫' પૃ. ૨૪-૩૧.

સંજાના, જ. એ

સમીક્ષા. 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ ૧૯૫૬ પૃ. ૧૧૧-૧૨૫.

**મનોવિહાર** (નિબંધો). પ્ર. આ. ૧૯૫૬ પૃ. ૨૫૨.

પંડ્યા, ઉપેન્દ્ર છ.

અવલોકન. 'ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૫૬' પૃ. ૧૧૨-૧૧૬.

બૂચ, હસિત હ.

સમીક્ષા. 'શ્રીજીવન' ડિસે. ૧૯૬૧ પૃ. ૧૪૪-૧૪૬; જાન્યુ. ૧૯૬૨ પૃ. ૨૭૧-૨૭૨. પુનર્મુ. 'અન્વય' (સાલ નથી) પૃ. ૨૬૮-૨૭૭.

શાહ, ભરત

અવલોકન. 'રશ્મિ' અંક ૧૮ વર્ષ ૧૯૬૧-૬૨, પૃ. ૨૦૨-૨૦૭

હી.

સમીક્ષા. 'સંસ્કૃતિ' મે '૫૬ પૃ. ૧૯૭-૨૦૦

**મહાત્મા સ્ટોલ્સટોય** (જીવન ચરિત્ર). પ્ર. આ. ૧૯૬૯ પૃ. ૬૩.

**વામા** (અનુદિત વાર્તાઓ). પ્ર. આ. ૧૯૪૭, પૃ. ૧૬ + ૧૯૨. 'ચુંબન અને બીજી વાતો, ની બીજી આવૃત્તિ નવા નામે.

**વિશેષ કાવ્યો.** પ્ર. આ. ૧૯૫૯, પૃ. ૧૧ +૧૧૧.

દવે, ઈશ્વરલાલ ર.

અવલોકન. 'ગુજ. સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૫૯' પૃ. ૭૬–૭૯.

બ્રહ્મભટ્ટ, અનિરુદ્ધ

અવલોકન. 'અન્વીક્ષા' (૧૯૭૦), ૧૪૮–૧૫૩

મહેતા, ચન્દ્રકાન્ત

અવલોકન. 'કવિતાની રમ્ય કેડીએ' (૧૯૭૧) પૃ. ૧૭૧–૧૭૯.

**શેષનાં કાવ્યો.** પ્ર. આ. ૧૯૩૮, ત્રીજી આ ૧૯૫૭નું ૫મું પુનર્મુ. ૧૯૭૧ પૃ. ૧૮૦. ઉપોદ્ઘાત રસિકલાલ છો. પરીખ કૃત.

કોઠારી, જયંત

માણસાઈનું કાવ્ય. 'ગુજરાત' દીપો. અંક સં. ૨૦૩૩. પુનર્મુ. 'અનુષંગ' (૧૯૭૮) પૃ. ૧૯૬–૨૦૦.

ઝવેરી મનસુખલાલ

અવલોકન. 'પ્રસ્થાન' જેઠ ૧૯૯૪ પૃ. ૧૯૩-૧૯૮. પુનર્મુ.' પર્યેષણા' (૧૯૫૩) પૃ. ૧૧૭–૧૨૫.

ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ

કાવ્યજ્ઞની કવિતા. 'માનસી' પુ. ૩ અંક ૩, સપ્ટે. ૧૯૩૮ પૃ. ૪૧૯–૪૨૬.

પરીખ, રસિકલાલ છો.

ઉપોદ્ઘાત. 'પુરોવચન અને વિવેચન' (૧૯૬૫) પૃ. ૧૨૭–૧૬૨.

પાઠક, જયંત

વિવેચન. 'આધુનિક કવિતાપ્રવાહ' (૧૯૬૩) પૃ. ૧૫૩–૧૫૯.

શેષની કવિતા. 'ગ્રંથાગાર' વર્ષ ૧ ફેબ્રુ. મ. ૧૯૫૬ પૃ ૩૯–૪૫.

શેષની કવિતા. 'રામનારાયણ વિ. પાઠક (સર્જક અને વિવેચક)' પ્ર. આ. ૧૯૭૦ પૃ ૧–૪૫

ભટ્ટ, ચંદ્રશંકર

ભક્તિકવિતાની અર્વાચીન પરંપરામાં શેષનાં પ્રાર્થના–કાવ્યો. બુદ્ધિપ્રકાશ' ફેબ્રુ. '૫૮, ૩૭–૪ પુનર્મુ. 'સંનિધિ' (૧૯૭૬) ૨૨૯–૨૪૨.

શેષનાં ચિંતનકાવ્યો. 'બુદ્ધિપ્રકાશ' ફેબ્રુ' ૫૯ ૯–૧૬. પુનર્મુ. 'સંનિધિ' (૧૯૭૬) ૨૦૩–૨૨૭

મેઘાણી, ઝવેરચંદ

કૌમુદી–અસ્ત સાગરની અમાસ ભરતી. 'પરિભ્રમણ' ભા. ૨ (૧૯૪૭), પૃ. ૨૦૯–૨૨૦.

યાજ્ઞિક, અમૃતલાલ

શેષનાં પ્રણયકાવ્યો. 'ચિદ્ઘોષ' (૧૯૭૧). ૧૩૫–૧૪૨.

રાવળ, અનંતરાય

અવલોકન. 'ગુજ. સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૭–'૩૮'. પૃ. ૧૨–૧૪. પુનર્મુ (ગ્રંથસ્થ વાઙ્મય' (૧૯૬૭) પૃ. ૧૩–૧૫.

વ્યાસ, કાન્તિલાલ બ.

ચિંતનશીલ કવિતા. 'ફાર્બસ ગુજ. સભા ત્રૈમા. પુ ૪ અંક ૧ એપ્રિલ–જૂન ૧૯૩૯ પૃ. ૧૨૭–૧૩

'સુંદરમ'

શેષનાં કાવ્યોનું રસદર્શન. 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ જૂન ૧૯૩૮ પૃ. ૧૧૩–૧૨૬. પુનર્મુ. 'અવલોકના' (૧૯૬૫) પૃ. ૧૫૫–૧૭૭.

**સામાજિક કથાઓ** (વાર્તાઓ). સંપા. હીરા રા. પાઠક. પ્ર. આ. ૧૯૫૬ પૃ ૮ + ૩૬૦.

**સાહિત્ય વિમર્શ** (વિવેચન લેખો). પ્ર. આ. ૧૯૩૯, બીજી આ. ૧૯૫૯, પૃ ૧૬ + ૩૭૬.

ાઝી, હસમુખ મ.
સમીક્ષા. 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ-જૂન ૧૯૪૦
વે, નાનાલાલ
અવલોકન. 'પ્રસ્થાન' કારતક ૧૯૯૭ પૃ ૭૮-૮૦.
સાહિત્યાલોક (વિવેચન લેખો). પ્ર. આ. ૧૯૫૪, બીજી આ. ૧૯૭૩, પૃ ૨૫૨.
સ્વૈરવિહાર (નિબંધિકાઓ) ભાગ-૧ પ્ર. આ. ૧૯૩૧ ત્રીજું પુનર્મુ. ૧૯૬૫ ભા. ૨ પ્ર. આ. સંવત ૧૯૯૪ બીજું પુનર્મુ. ૧૯૬૬.
ઝવેરી, મનસુખલાલ
અવલોકન (સ્વૈરવિહાર ભા. ૨). 'પ્રસ્થાન' જેઠ ૧૯૯૪ પૃ. ૧૯૯-૨૦૦
સાઈ, વ્રજરાય
સમીક્ષા. 'ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૯-૪૦' પૃ ૯૭
ટેલ, રતિભાઈ ઉકાભાઈ
અવલોકન (સ્વૈરવિહાર ભા ૨) 'નવચેતન' મે '૩૯ પૃ, ૧૮૩-૧૮૬.
ભટ્ટ, તનસુખ
'સ્વૈરવિહારી'ની નિબંધિકાઓ. 'પ્રસ્થાન' અષાઢ ૨૦૨૧ (જુલાઈ ૧૯૬૫) પૃ. ૮૭-૯૧.
મહેતા, ગગનવિહારી
હસતા ફિલસૂફ. 'કૌમુદી' જુલાઈ ૧૯૩૧ પૃ. ૪૯-૫૬.
રાવળ, અનંતરાય
અવલોકન. 'ગુજ. સા. સભા કાર્યવહી સને ૧૯૩૭-૩૮' 'ગ્રંથસ્થ વાઙમય' (૧૯૬૭) પૃ. ૬૬-૬૭
'વાચસ્પતિ'
અવલોકન (ભા. ૧ અને ૨નું) 'ગ્રંથ' ઓગસ્ટ ૧૯૬૭

[ખ] રા. વિ. પાઠક સંપાદિત ગ્રંથો
આપણો ધર્મ આનંદશંકર ધ્રુવકૃત લેખોના સંગ્રહ. પ્ર. આ. ૧૯૪૨.
૧૯૫૩નું શ્રેષ્ઠ વાર્તાધન. સહ સંપા. જ્યોતીન્દ્ર હ. દવે અને મનસુખલાલ ઝવેરી. પ્ર. આ ૧૯૫૪ પૃ ૧૩૬.
કાવ્યતત્ત્વવિચાર—આનંદશંકર ધ્રુવ કૃત વિવેચન લેખોનો સંગ્રહ સહ સંપા. ઉમાશંકર જોશી. પ્ર. આ. ૧૯૩૯, ત્રીજી આ. ૧૯૫૮, પૃ ૧૦+૧૬૬.
કાવ્ય પરિચય. સહ સંપા. નગીનદાસ પારેખ ભા. ૧ પ્ર. આ. ૧૯૨૮, ત્રીજી આ. ૧૯૬૦ પૃ ૨૨૦. ભા. ૨ પ્ર આ. ૧૯૨૮, ત્રીજી આ, ૧૯૪૭નુ પુનર્મુ ૧૯૬૦ પૃ. ૧૪+૨૩૫.
કાવ્ય સમુચ્ચય: સહ સંપા. નગીનદાસ પારેખ, ભા. ૧-૨, પ્ર. આ. ૧૯૨૪, પુનર્મુ. ૧૯૩૧. ભા. ૨ ત્રીજું પુનર્મુ. ૧૯૫૭ પૃ. ૩૨+૨૮૪.

ધ્રુવ, આનંદશંકર
અવલોકન. 'વસંત' પોષ ૧૯૮૧. પુનર્મુ. 'દિગ્દર્શન' (૧૯૪૨), પૃ. ૩૬૧-૩૬૪.
પરીખ, રસિકલાલ છો
વિવેચન (ભા. ૧ નું) 'યુગધર્મ' પુ૦ ૪ અંક ૫ શ્રાવણ ૧૯૮૦. ભા. ૨ નું 'પુરોવચન અને વિવેચન' (૧૯૬૫) પૃ. ૧૬૫-૧૬૯.
રાવળ, રવિશંકર
અવલોકન. 'કુમાર' વૈશાખ ૧૯૮૦.
વૈદ્ય, વિજયરાય
અર્વાચીન કવિતા. 'જૂઈ અને કેતકી' (૧૯૬૩), પૃ. ૧૩૪-૧૪૩.
ગોવિંદ ગમન—નરસિંહ મહેતા કૃત કવિતા સહ સંપા. નરહરિ દ્વા. પરીખ. પ્ર. આ. ૧૯૨૪ ૮+૪૧.

**દિગ્દર્શન**—આનંદશંકર બા૦ ધ્રુવ કૃત. સહ સંપા. ઉમાશંકર જોશી. પ્ર. આ ૧૯૪૨, પૃ. ૫૦૯

**પૂર્વાલાપ**—'કાન્ત' કૃત કાવ્યોના સંગ્રહ. પ્ર. આ. ૧૯૨૭, પાંચમી આ. ૧૯૫૯, પુનર્મુ. ૧૯૬૮, ૩૧૪.

**રાસ અને ગરબા: એના સ્વરૂપ અને વિકાસની રૂપરેખા.** સહ સંપા. ગોવર્ધન પંચાલ પ્ર. આ. ૧૯૫૪ પૃ. ૮૪.

**વિચાર માધુરી**—આનંદશંકર ધ્રુવ કૃત લેખો. સહ સંપા. ઉમાશંકર જોશી. પ્ર. આ. ૧૯૪૬ ૧૨ + ૨૪૭.

## [ગ] રા. વિ. પાઠક વિષયક ગ્રંથો

કાલાણી, કાંતિલાલ લ.

રામનારાયણ વિ૦ પાઠકની સાહિત્ય સિદ્ધિ. ગુજ. યુનિ. પીએચ. ડી. મહાનિબંધ, ૧૯૭૪ (અપ્રગટ).

નાયક, ઈલા બી.

રામનારાયણભાઈનું વિવેચન. ગુજરાત વિદ્યાપીઠ. પારંગત તપાસ નિબંધ, ૧૯૬૮ અનુક્રમ –૨૨, (અપ્રગટ).

પટેલ, મીનાક્ષી કનુભાઈ

'ધૂમકેતુ' અને 'દ્વિરેફ'ની ટૂંકી વાર્તાઓ. ગુજ. યુનિ. પં એચ ડી. મહાનિબંધ, ૧૯૭૬, (અપ્રગટ)

પાઠક, જયંત

રામનારાયણ વિ. પાઠક (સર્જક અને વિવેચક). પ્ર. આ. ૧૯૭૦ પૃ. ૧૫૯.

રાંદેરિયા, મધુકર

શેષનાં કાવ્યો : એક અભ્યાસ. સહ લેખક રમેશ જાની પ્ર. આ. ૧૯૪૯ પૃ. ૮૧

## [ઘ] રા. વિ. પાઠક વિષયક લેખો

અંજારિયા, ભૃગુરાય

પાઠક સાહેબની જીવનકથાનો એક મણકો. 'ગ્રંથ' ઑગ '૬૫ પૃ. ૪૨–૪૪.

રામનારાયણ પાઠક. 'સાહિત્ય પ્રવેશિકા' (બી૦ આ૦ ૧૯૨૨) પૃ. ૩૦૮–૩૧૦.

આઠવલે, રામચંદ્ર બ.

રા. વિ. પાઠક: સંસ્કૃત સાહિત્યના એ માર્મિક પંડિત. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧ પૃ. ૨૧૬–૨૧૭.

ઉમેશ અને ફ. ધનસુરા

રામનારાયણ પાઠક (સાહિત્યકાર): 'કૌમુદી ડિસે. ૧૯૩૦ પૃ. ૨૨૯–૨૩૧.

કલાર્થી, મુકુલ

વાત્સલ્યમૂર્તિ પાઠક સાહેબ. 'પ્રસ્થાન' ભા આસો ૨૦૧૨ પૃ. ૧૭૭–૧૭૮.

કાકા કાલેલકર (બાલકૃષ્ણ દત્તાત્રેય કાલેલકર)

સાહિત્ય મધુકર રામનારાયણભાઈ. 'બુદ્ધિ પ્રકાશ' સપ્ટે.' ૫૫ પૃ. ૨૬૦–૨૬૧.

'કુમાર' (સામયિક)

જીવન પરિચય. 'કુમાર' સપ્ટે. ૧૯૫૫ પૃ ૩૩૭–૩૩૮, ૩૬૮.

કોઠારી, જયંત

સાહિત્ય વિવેચન : રામનારાયણ પાઠક. 'જ્ઞા ગંગોત્રી ગ્રંથશ્રેણી–૧૦ ગુજરાત દર્શન–૧ (૧૯૭૨) પૃ. ૧૭૭–૧૮૪.

કોઠારી, રમણ

રામનારાયણભાઈ – એક અધ્યાપક તરીકે 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૯૩ ૧૯૮. પુનર્મુ. 'અવલોકન' (૧૯૬૧) ૧૪૩–૧૪૮

ગ્રંથ અને ગ્રંથકાર

પરિચય અને ગ્રંથસૂચિ. 'ગ્રંથ અને ગ્રંથકાર પુ૦ ૧ પૃ. ૧૭૦–૧૭૨.

ચાવડા, કિશનસિંહ

પ્રબુદ્ધ સુરતા. 'તારામૈત્રક' (૧૯૬૮) ૧૧૧–૧૧૪

જોશી, ઉમાશંકર

રા. વિ. પાઠક : ગાંધીયુગના સાહિત્યગુરુ. 'હૃદયમાં પડેલી છબીઓ' ભા. ૧ (૧૯૭૭), પૃ. ૪૯–૫૦. રંગબેરંગી મોતીઓ. 'પ્રતિશબ્દ' (૧૯૬૭), પૃ. ૧૧૫–૧૧૮.

ઝવેરી, ભાનુ

સાગર સરખા. 'ગ્રંથાગાર' વર્ષ ૧ ફેબ્રુ. માર્ચ ૧૯૫૬ પૃ. ૩૫–૩૮.

ઠાકર, ધીરુભાઈ

રામનારાયણ વિ૦ પાઠક. 'અર્વાચીન ગુજરાતી સાહિત્યની વિકાસરેખા [ઈ. સ. ૧૮૪૫–૧૯૭૧] સાતમી આ તું ૬ઠ્ઠું પુનર્મુ. જુલાઈ ૧૯૭૫ પૃ. ૨૪૯–૨૫૮.

ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ

કાવ્યજ્ઞની કવિતા. 'વિવેચના' (બીજી આ. ૧૯૬૪) પૃ. ૧૯૬–૨૦૨.

દરજી, પ્રવીણ

રા. વિ. પાઠક : નિબંધ સાહિત્ય. 'નિબંધ. સ્વરૂપ અને વિકાસ' (૧૯૭૫) પૃ. ૨૨૪–૨૨૭.

દલાલ, સુરેશ

રામનારાયણ વિ૦ પાઠક 'શેષ', 'અપેક્ષા' (૧૯૬૮) પૃ. ૧૪૪–૧૪૭.

દવે, જ્યોતીન્દ્ર હ૦

રામનારાયણ વિ૦ પાઠક : વિવેચક તરીકે. 'ફાર્બસ ગુજરાત સભા ત્રૈમા.' પુ૦ ૨૯ અંક ૨ એપ્રિલ–જૂન ૧૯૬૪ પૃ. ૭૪–૭૭. પ્રા૦ રામનારાયણ પાઠક. 'વાઙ્‌મય વિહાર: શ્રી જ્યોતીન્દ્ર દવે અભિનંદન ગ્રંથ' (૧૯૬૪) પૃ ૪૩૦–૪૩૩. સ્વર્ગસ્થ પાઠકજી. 'પ્રસ્થાન' ચૈત્ર ઈ. સ. ૧૯૩૫.

દવે, શરદ

'શેષ'ની વિચારધારા, 'માનસી' ઑક્ટો ડિસે. ૧૯૫૮ પૃ. ૨૪૧–૨૪૭.

દાવર, ફિરોઝ કા૦

રામનારાયણ વિ. પાઠક. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૯૧–૧૯૨.

દિવેટિયા, હરસિદ્ધભાઈ

સદ્‌ગત રામનારાયણભાઈ (અંજલિ) 'સંસ્કૃતિ' સપ્ટે. ૧૯૫૫ પૃ. ૩૭૮–૩૭૯.

દેસાઈ, મગનભાઈ

શ્રી પાઠક સાહેબ. 'સંસ્કૃતિ' સપ્ટે. ૧૯૫૫ પૃ. ૩૮૩–૩૮૪.

ધોરિયાણી, મહાદેવ

નવલિકાકાર શ્રી 'દ્વિરેફ'. 'નવચેતન' એપ્રિલ ૧૯૬૪ પૃ. ૩૬–૩૮.

નાયક, ઈલાબહેન

પાઠક સાહેબનું વિવેચન. 'વિદ્યાપીઠ' વર્ષ ૮ અંક ૩ મે–જૂન ૧૯૭૦ પૃ. ૧૨૯–૧૪૯, જુલાઈ–ઑગ. ૧૯૭૦ પૃ. ૧૯૧–૨૦૪.

પટેલ, પન્નાલાલ

મુરબ્બી મિત્ર. 'ગ્રંથાગાર' વર્ષ ૧ ફેબ્રુ–માર્ચ ૧૯૫૬ પૃ. ૨૮–૩૦.

પટેલ, પીતાંબર

વાત્સલ્યમૂર્તિ પાઠક સાહેબ. 'ગ્રંથાગાર' વર્ષ ૧ ફેબ્રુ. માર્ચ ૧૯૫૬ પૃ. ૩૧–૩૪

પરીખ, રસિકલાલ છો૦

રામનારાયણભાઈનું પ્રથમ કાવ્ય : કેટલાંક સંસ્મરણો, 'પ્રસ્થાન' ભાદ્રપદ ૨૦૧૧ પૃ. ૧૮૪–૧૮૬ સ્વ. બટુભાઈ [રા. વિ. પાઠક] 'બુદ્ધિપ્રકાશ' સપ્ટે. '૫૫ પૃ. ૨૬૨–૨૬૪.

પંડ્યા, ઉપેન્દ્ર

પાઠક સાહેબના સંસ્મરણો. 'પ્રજાબંધુ'–ગુજરાત સમાચાર દીપોત્સવી અંક સં. ૨૦૧૨ પૃ.૬–૮. પુનર્મુ. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો સં. ૨૦૧૨ પૃ. ૨૦૯–૨૧૫.

પંડ્યા, નાગરદાસ અ.

રામનારાયણભાઈના પુણ્ય પરિચયનાં મારાં સ્મરણો. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૯૯–૨૦૩.

પાઠક, પ્રાણજીવન વિ.

કેટલાંક સ્મરણો અને 'બૃહત્ પિંગલ' અને કેશવરામ. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૭૯–૧૮૪.

રામનારાયણ પાઠક–અંતિમ દિન. 'પ્રસ્થાન' ભાદ્રપદ ૨૦૧૧ અંક ૫ પૃ. ૧૮૦–૧૮૧

પાઠક, રમણલાલ

'ગોવિંદનું ખેતર' ['ધૂમકેતુ'] અને 'મુકુંદરાય'–થોડી ફેર વિચારણા. 'નવચેતન' એપ્રિલ '૭૭ પૃ. ૨૫–૩૨.

પાઠક, રમેશ

સ્વ. રામનારાયણ પાઠક. 'નવચેતન' નવે. ૧૯૫૫ પૃ. ૩૪૯–૩૫૦.

પાઠક, રામનારાયણ વિશ્વનાથ

ગુજરાત સાહિત્ય પરિષદ (૧૬મી)–પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન [રાજકોટ ૧૯૪૬) 'પરિષદ પ્રમુખોનાં ભાષણો' ભા. ૨ (૧૯૭૪) પૃ. ૮૯–૧૧૭. મારી વાર્તાનું ઘડતર [મુંબઈ આકાશવાણી પ્રસારણ ૨૪–૧૨–૧૯૨૮], 'પ્રસ્થાન' માગશર ૧૯૯૫ ૧૧૩–૧૧૭. પુનર્મુ. 'સાહિત્યવિમર્શ' (બીજી આ. ૧૯૫૯) ૧૨૬–૧૩૩.

મારું પ્રિય પુસ્તક. 'રેખા' ૧૫ ઑગ. ૧૯૩૯ પૃ. ૫૮–૬૪. 'પ્રસ્થાન' શ્રાવણ ૧૯૯૫ પૃ. ૩૦૫–૩૦૯. 'આકલન' (૧૯૬૪) ૧૮૨–૧૮૮.

મારું બચાવનામું. 'રુચિ' મે ૧૯૬૩ પૃ. ૫૦–૫૩

હું લેખક કેમ થયો. 'બુદ્ધિપ્રકાશ' જુલાઈ–સપ્ટે. ૧૯૪૪ પૃ. ૭૩–૭૪. 'આકલન' (૧૯૬૪) પૃ. ૧૯૨–૧૯૩.

પાઠક, હીરા રામનારાયણ

'શેષ'ની કાવ્યકલા. 'જ્ઞાન ગંગોત્રી ગ્રંથશ્રેણી–૧૧ ગુજરાત દર્શન [સાહિત્ય–૨]' પ્ર.આ.૧૯૭૨ પૃ. ૧૪૭–૧૪૯.

'શેષ'નો નિશેષ. 'વિદ્રુતિ' (૧૯૭૪) પૃ. ૨૦૧ ૨૧૪ શ્રી પાઠક [વિવેચક]. 'આપણું નિવેચન સાહિત્ય' (૧૯૩૯) પૃ. ૨૫૯–૨૮૮.

પારેખ, મધુસૂદન

વિસામો ગયો. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૨૦૭–૨૦૮.

'પિપાસુ' ઉપ. અંબાલાલ જેઠાભાઈ પટેલ

શ્રી રામનારાયણ વિ. પાઠક. 'પ્રસ્થાન' અષાઢ ૧૯૯૩ પૃ. ૨૬૫–૨૬૮.

'પુનર્વસુ' ઉપ. મનસુખલાલ મગનલાલ ઝવેરી

રામનારાયણ પાઠક (એક સંસ્કારચિત્ર) 'સુવર્ણમાલા' અષાઢ ૧૯૮૨ પૃ. ૭૩–૭૯.

બારોટ, ચૂનીલાલ પુ.

સ્મરણયાત્રા. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૭૦–૧૭૨.

બૂચ, હસિત હ.

યાદ આવે છે (સંસ્મરણો). 'નવચેતન' નવે. ૧૯૬૫ પૃ. ૧૭૦–૧૭૪.

બેટાઈ, સુંદરજી

ઉપમી જન્મ જયંતી પ્રસંગે 'સુવર્ણમેઘ' .(૧૯૬૫) પૃ ૨૬૪-૨૬૯.

ભટ્ટ, નાનાભાઈ

રામનારાયણ વિ પાઠક. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૬૪-૧૬૫.

ભટ્ટ, મુનિકુમાર મ

વસમી વિદાય. 'ગ્રંથાગાર' વર્ષ ૧ ફેબ્રુ માર્ચ ૧૯૬૫ પૃ ૯-૧૨.

ભટ્ટ, મોહનલાલ પ્રભાશંકર

પિતાનો વારસો. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૬૬-૧૬૯.

મહેતા, પ્રવીણા

રામનારાયણ પાઠકનું વિવેચન. 'નવચેતન' સપ્ટે. '૬૫ પૃ. ૩૭-૪૦.

મહેતા, મહેન્દ્રકુમાર

અધ્યાપક શ્રી રામનારાયણ પાઠક. 'નવચેતન' જૂન ૧૯૪૮ પૃ. ૧૩૩-૧૩૫.

મહેતા, રમણલાલ સી.

પાઠક સાહેબ પર સ્મૃતિપત્ર. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૨૦૪-૨૦૬.

માંકડ, ડોલરરાય રંગીલદાસ

'શેષ'નાં ઉપમાચિત્રો. 'પ્રસ્થાન' ભાદ્રપદ ૧૯૯૪ પૃ. ૩૨૯-૩૩૭. પુનર્મુ. 'કાવ્ય વિવેચન' (૧૯૪૯) પૃ. ૧૦૧-૧૧૪.

મિસ્ત્રી, રણછોડજી કે.

પાઠક સાહેબ : થોડાં સંસ્મરણો. 'પ્રસ્થાન' ભાદ્રપદ ૨૦૧૧ પૃ. ૨૦૯-૨૧૧.

પાઠક સાહેબ, 'પ્રસ્થાન' અને હું. 'પ્રસ્થાન' ભાદ્રપદ ૨૦૧૧ પૃ. ૧૮૭-૧૮૮.

મેઢ, સુસ્મિતા પી.

પાઠક સાહેબના સર્જનનો પ્રધાન સૂર. 'પ્રસ્થાન' ભાદ્ર–આસો ૨૦૧૨ પૃ. ૧૭૩-૧૭૫. 'અધિગમ' (૧૯૭૩) પૃ. ૧૫૦-૧૫૭.

યાજ્ઞિક, અમૃતલાલ

રામનારાયણ પાઠક. 'જીવન માધુરી' જૂન ૧૯૬૨, ૧૪-૧૬. 'ચિદ્દીપ' (૧૯૭૧) પૃ ૧૨૬-૧૩૪.

યાજ્ઞિક, ઈન્દુલાલ

પાઠકજીની પિછાન. 'પ્રસ્થાન' ભાદ્રપદ ૨૦૧૧ પૃ. ૧૮૨-૧૮૩.

'રશ્મિન્'

રામનારાયણ પાઠક સાથે વાર્તાલાપ. 'નવચેતન' માર્ચ ૧૯૫૨ પૃ. ૪૭૧-૪૭૨.

રાવળ, અનંતરાય

અવસાન નોંધ. 'સ્ત્રીજીવન' સપ્ટે. '૫૫. વિવેચક પાઠક [આકાશવાણી પ્રસારણ ૧૯૬૨] 'સમાલોચના' (૧૯૬૬) પૃ. ૪૦૯-૪૪૩.

રાવળ, રવિશંકર મ.

રામનારાયણ પાઠક. 'કુમાર' જેઠ ૧૯૮૬ પૃ. ૨૦૭-૨૦૮.

રાવળ, શંકરપ્રસાદ છગનલાલ

ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ (મણિશંકર ભટ્ટ અને રા. વિ પાઠક). 'ગુજરાત' સપ્ટે. ૧૯૩૫.

વૈદ્ય, વિજયરાય

રામનારાયણભાઈ. 'ગ્રંથાગાર' વર્ષ ૧ ફેબ્રુ માર્ચ ૧૯૫૬ પૃ ૨૫-૨૭.

વોરા, કલાવતી

રા. વિ. પાઠક. 'ગુજરાતી સાહિત્યના સર્જકો' ગુલાબદાસ બ્રોકર સંપાદિત (૧૯૫૯) ૬૭-૬૯

શાસ્ત્રી, કેશવરામ કાશીરામ
મુ. પાઠક સાહેબના ચરણે. 'પ્રસ્થાન' ભાદ્ર-આસો ૨૦૧૨ પૃ. ૧૭૬, ૨૧૭.

શાસ્ત્રી, શંકરલાલ ગં.
રામનારાયણ વિ. પાઠક. 'સાહિત્યને ઓવારેથી' (બીજી આ. ૧૯૩૯) પૃ. ૬૭-૭૨.

શુકલ, યશવંત
વત્સલ મિત્ર (જીવન પરિચય). 'કુમાર' સપ્ટે. ૧૯૫૫ પૃ. ૩૩૬-૩૩૭.

શુકલ, રામચંદ્ર દામોદર
બે નવલિકાકાર : એક તુલના-'ધૂમકેતુ' અને રા.-વિ. પાઠક. 'શારદા' માર્ચ ૧૯૩૧ પૃ. ૧૧૮૪-૧૧૯૦.

'સુન્દરમ્' ઉપ. ત્રિભુવનદાસ પુ. લુહાર
શ્રી પાઠક સાહેબ : એક સ્મૃતિમાલા. 'પ્રસ્થાન' ભાદ્ર ૨૦૧૬ પૃ. ૨૨૫-૨૩૬; આસો પૃ. ૨૬૧-૨૭૩. પુનર્મુ. 'સમર્ચના' (૧૯૭૮) પૃ. ૧૬૨-૨૦૪.

'સોપાન' ઉપ. મોહનલાલ તુ. મહેતા
પંડિતયુગના પ્રતિનિધિ. 'ગ્રંથાગાર' વર્ષ ૧ ફેબ્રુ માર્ચ ૧૯૫૬ પૃ. ૪૬-૪૯.

સોમપુરા, કાન્તિ
રામનારાયણ પાઠક. 'નવચેતન' ઓક્ટો. ૧૯૫૫. પૃ. ૪૯-૫૨.

'સ્નેહરશ્મિ' ઉપ. ઝીણાભાઈ ર. દેસાઈ
સદ્દગત પાઠક સાહેબ. 'સંસ્કૃતિ' સપ્ટે.' ૫૫ પૃ. ૩૮૫-૩૮૬.

હેમાણી, ત્રિભુવન
સ્વ. રામનારાયણ પાઠકનાં કેટલાંક પત્રો. 'નવચેતન' મે ૧૯૫૭ પૃ. ૧૬૪-૧૬૮.

## [ચ] રા. વિ. પાઠકનાં કાવ્યો-રસાસ્વાદન અને વિવેચન વિષયક લેખો.

'ઉશનસ્' ઉપ. નટવરલાલ કુ. પંડ્યા
'આતમરામને'નો આસ્વાદ. 'ગ્રંથ' સપ્ટે. ૧૯૬૯. પુનર્મુ. 'ઉપ-સર્ગ' (૧૯૭૩), ૨૬૩-૨૬૭.

જોષી, સુરેશ હ.
'જતો'તો સૂવા ત્યાં' 'વિશ્વમાનવ' ઑગ. '૬૦ પૃ. ૫૬૯-૫૭૧. 'ગુજરાતી કવિતાનો આસ્વાદ' (૧૯૬૨) પૃ. ૨૭-૩૨.

ઝવેરી, મનસુખલાલ
'ઉદધિને'. 'આપણો કવિતા વૈભવ' (૧૯૭૪) પૃ. ૭૨-૭૫.

ઠાકોર, બલવંતરાય ક.
'એક કારમી કહાણી.' 'આપણી કવિતા સમૃદ્ધિ' (૨જી આ. ૧૯૩૯નું ૫મું મુદ્રણ ૧૯૫૬) પૃ. ૩૫૨ 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો' (પ્ર. આ. ૧૯૪૩ પુનર્મુ. ૧૯૬૪) ૮૨-૮૫.
'પાંદડું પરદેશી.' 'આપણી કવિતા સમૃદ્ધિ' (૨જી આ.નું ૫ મું મુદ્રણ ૧૯૫૬) પૃ. ૩૫૨
'રાણકદેવી' (પ્રશસ્તિ કાવ્ય). 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'. (પુનર્મુ. ૧૯૬૪) પૃ. ૫૮.
સિંધુનું આમંત્રણ. 'આપણી કવિતા સમૃદ્ધિ' પૃ. ૩૫૨

દરૂ, મનોજ મ.
'આતમરામને'. 'સાહિત્યનો અસ્વાદ અને છંદ-અલંકાર ચર્ચા, રમેશ મ. શુકલ અને અન્ય સંપા. (૧૯૭૪) પૃ. ૧૭૧-૧૭૫.

દવે, હરીન્દ્ર
'ધમાન ન કરો'. 'કવિ અને કવિતા' (૧૯૭૧) પૃ. ૩૫-૩૬.

પાઠક, જયંત

'ઉમા-મહેશ્વર'. 'આધુનિક કવિતા પ્રવાહ' (૧૯૬૩) પૃ. ૨૪૦.

પાઠક, રામનારાયણ વિ.

'એક સંન્ધ્યા' – મારું સર્જન. 'સંસ્કૃતિ' ઓગ. ૧૯૫૩ પૃ. ૧૭૩-૧૮૧.

પાઠક, હીરા રામનારાયણ

'છેલ્લું દર્શન'–આસ્વાદ. 'કવિલોક' જાન્યુ. ફેબ્રુ. ૧૯૭૬ પૃ. ૨૩-૨૯.

'તુકારામનું સ્વર્ગારોહણ'. 'સ્વાધ્યાય' પુ. ૫ અંક ૧ નવે. ૧૯૬૭, પૃ. ૧-૨૫, પુનર્મુ. 'કાવ્યભાવન' (૧૯૬૮) પૃ. ૯૬-૧૩૬.

પુરોહિત, વેણીભાઈ

'સખિ! જો'. ઋજુતા અને હૃદયસ્પર્શિતા. 'કાવ્યપ્રયાગ' (૧૯૭૮) પૃ ૫૭-૫૮.

બક્ષી, રામપ્રસાદ પ્રે.

'સજની! તમે રે વેલી'– આસ્વાદ. 'સંસ્કૃતિ' નવે. ૧૯૫૬ પૃ. ૪૦૯-૪૧૨.

ભાલમલજી,

'પરથમ પરણામ'–મારી પ્રિય કવિતા. 'સમિધ –૨' (૧૯૬૬) પૃ. ૪૦૨-૪૦૫.

મનસુરી, ફકીર મહંમદ

'મંગલ ત્રિકોણ'નું કાવ્ય સૌંદર્ય. 'સંસ્કૃતિ' જૂન ૧૯૬૬ પૃ. ૨૨૬-૨૨૭.

સુથાર, ભગવત

'છેલ્લું દર્શન'. 'નવચેતન' ડિસે ૧૯૭૧ પૃ. ૪૮૫-૪૮૮.

* *




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૯)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

—સં.]

૧૩૪. સિતાંશુ યશશ્ચંદ્ર
H/8 લજપતનગર III
ન્યુ દિલ્હી ૧૧૦૦૨૬

૧૩૫. દિલાવરસિંહ જાડેજા
ચારુતર વિદ્યામંડળ બંગલા નં. ૧૪
વી. પી. કૉલેજ પાસે.
મુ. વલ્લભવિદ્યાનગર
જિ. ખેડા

૧૩૬. હસમુખ દોશી
'સંદીપ' સેતુબંધ સોસાયટી
એમ. વી. મહીલા કૉલેજ પાછળ
મુ. રાજકોટ

૧૩૭. ચંદ્રકાન્ત મહેતા
૧૮૩. સાઉથ એવન્યુ
ન્યુ દિલ્હી ૧૧૦૦૧૧

૧૩૮. યશવંત ત્રિવેદી
જીવનવિમાનગર A/6 બિલ્ડીંગ નં. ૧૧.
B/૫૬ સાવંતસદન સોસાયટી
મુ. બોરીવલી (વેસ્ટ)
મુંબઈ, ૪૦૦૦૯૨

# ૧૯૭૫ના વર્ષના ગુજરાતી સામયિક લેખ સાહિત્યનું વિશ્લેષણ

કિરીટ ભાવસાર

દૈનિકથી માંડીને એક વર્ષની અંદર નિયમિત સમયાંતરે પ્રગટ થતી વાંચનસામગ્રીને સામયિક તરીકે ઓળખવામાં આવે છે. અંગ્રેજીમાં 'જર્નલ' 'પીરિયોડિકલ' શબ્દો વપરાય છે. જ્ઞાનવિજ્ઞાન, શોધ અને સંશોધનની નવી ક્ષિતિજોનું પ્રગટીકરણ સૌ પ્રથમ બહુધા સામયિકોમાં થતું હોય છે. 'સામયિક' એ સંશોધકોને માટે એક ઉત્તમ સંદર્ભસાધન છે, જે દ્વારા સંશોધકો પોતાના કાર્યક્ષેત્ર અને વિષયક્ષેત્રની નવીન શોધખોળ અને પ્રવાહોથી વધુ માહિતગાર બની શકે છે, કારણ કે શોધ અને પ્રકટીકરણ વચ્ચેના ગાળાની દૃષ્ટિએ સામયિકોમાં પ્રથમ પ્રગટ થાય છે, જ્યારે ગ્રંથપ્રકાશન રૂપે પ્રગટ થતાં વધુ સમય લાગે છે.

ગુજરાતી ભાષામાં ૬૬૯ સામયિકો (દૈનિકને બાદ કરતાં) દર વર્ષે પ્રગટ થાય છે તેમાં ૧૬૮ સાપ્તાહિકો, અર્ધસાપ્તાહિકો, ૮૩ પાક્ષિક, ૩૪૭ માસિક, ૪૮ ત્રૈમાસિક અને ૨૩ અન્ય સામયિકો એમ મળી કુલ ૬૬૯ ગુજરાતી સામયિકો પ્રગટ થાય છે. *

૧૯૭૫–૭૬ના વર્ષમાં ૧૦૭ સામયિકો 'ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય'ના સામયિક વિભાગમાં લવાજમથી ભેટ અને વિનિમય દ્વારા આવતાં હતાં. તેમાંથી સંશોધકોને માટે ઉપયોગિતાના ધોરણને લક્ષમાં રાખી ૨૯ સામયિકોની બાંધેલી ફાઈલો સંગ્રહવામાં આવે છે. આ ૧૯૭૫ના વર્ષનાં ૨૯ સામયિકોમાં પ્રગટ થયેલા લેખોની લેખસૂચિસેવાનું કામ ગ્રંથાલયે શરૂ કર્યું. ૧૯૭૫ના લેખસૂચિકાર્યનો આરંભ કર્યા પછી, કામ સંપૂર્ણ થયે એ લેખોનો વિષયના સંદર્ભમાં વિશ્લેષણાત્મક અભ્યાસ કરવાની જિજ્ઞાસા ઊભી થઈ.

૧૯૭૫–૭૬ના વર્ષમાં ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયના સામયિક વિભાગમાં આવતાં કુલ ૧૦૭ સામયિકોનો સામયિકતા પ્રમાણેનો કોઠો.

| | ગ્રંથાલયમાં આવતાં | લેખસૂચિના કાર્ય અંગે |
|---|---|---|
| સાપ્તાહિક | ૨૦ | — |
| પાક્ષિક | ૧૨ | — |
| માસિક | ૬૩ | ૨૦ |
| દ્વૈમાસિક | ૫ | ૫ |
| ત્રૈમાસિક/ચતુર્માસિક | ૭ | ૪ |
| અર્ધવાર્ષિક | — | — |
| | ૧૦૭ | ૨૯ |

* Press in India 1974 Pt. 2 18th annual report of the Registrar of Newspapers for India. (1976)

૨૯ સામયિકોનું વિષય વર્ગીકરણ : આ વર્ગીકરણ 'પ્રેસ ઇન ઇન્ડિયા'ની યાદીને આધારે રજૂ કરેલું છે. તે આધારે ૨૯ સામયિકોનો વિષયવિસ્તાર વ્યાપ નીચે પ્રમાણે છે :

| વિષય | સંખ્યા |
|---|---|
| અર્થશાસ્ત્ર | ૩ |
| ધર્મ/તત્ત્વજ્ઞાન | ૧ |
| સમાજકલ્યાણ | ૫ |
| સાંસ્કૃતિક/સાહિત્યિક | ૯ |
| સાહિત્ય | ૩ |
| કેળવણી | ૨ |
| ગ્રંથપ્રકાશન | ૧ |
| સંસ્થાકીય મુખપત્ર | ૨ |
| યુનિ. રિસર્ચ | ૩ |
| કુલ | ૨૯ |

૧૯૭૫ના વર્ષમાં ૨૯ સામયિકોમાં ૧૫૦૦ લેખો પ્રકાશિત થયેલા તેને ગ્રંથવર્ગીકરણની મુખ્ય પાંચ શાખાઓમાં વિભક્ત કરતાં સૌથી વધુ લેખોની સંખ્યા (૫૮૭ ૩૯.૭%) સામાજિક વિદ્યા વિષયમાં જણાય છે. આ કુલ લેખોનું પૃથક્કરણ જોઈએ :

**લેખોની વિષયવાર સંખ્યા અને ટકાવારી**

| વિષય | સંખ્યા | ટકાવારી |
|---|---|---|
| સર્વસામાન્ય વિષયો | ૪૬ | ૩.૨% |
| વિજ્ઞાન–ટેકનોલોજી | ૧૪૬ | ૯.૮% |
| માનવ વિદ્યાશાખા | ૩૯૨ | ૨૬.૨% |
| *સામાજિક વિદ્યાશાખા* | ૫૮૭ | ૩૯.૭% |
| જીવનચરિત્રાત્મક | ૩૨૯ | ૨૧.૧% |
| કુલ | ૧૫૦૦ | ૧૦૦% |

૧ *સર્વસામાન્ય વિષયોમાં* ગાંધીદર્શન, ગ્રંથાલયશાસ્ત્ર, પત્રકારત્વ અને સંગ્રહાલયશાસ્ત્ર એ વિષયોનો સમાવેશ કર્યો છે. ગાંધીદર્શનમાં ૨૬ લેખો, ગ્રંથાલય શાસ્ત્રમા ૧૨, પત્રકારત્વમાં ૭ અને સંગ્રહાલયશાસ્ત્ર વિષયમાં ૧ એમ કુલ ૪૬ લેખો આ વિભાગમાં પ્રગટ થયા હતા. ગાંધીદર્શન વિષયમાં ગાંધીવિચાર અને ગાંધીજી વિષયક લેખોનો સમાવેશ થાય છે.

ગુજરાતમાંની બે યુનિવર્સિટીઓમાં ગુજરાતીમાં ગ્રંથાલયશાસ્ત્રનો અભ્યાસક્રમ ડિગ્રી કક્ષાએ ચાલે છે તેમ જ પ્રમાણપત્ર કક્ષાએ વર્ષે ૧૫૦૦ જેટલા વિદ્યાર્થીઓ આ ક્ષેત્રમાં તાલીમ મેળવે છે. તેમ છતાં ગુજરાતીમા ગ્રંથાલયશાસ્ત્ર વિષે અભ્યાસપૂર્ણ અને શૈક્ષણિક માર્ગદર્શન આપતા લેખોનુ પ્રમાણ ખૂબ જ ઓછું છે. આ ક્ષેત્રનું જ સામયિક 'પુસ્તકાલય' પોતાના કાર્યક્ષેત્રની બહારનું સાહિત્ય પ્રકાશિત કરીને આ પ્રવૃત્તિના વિકાસમાં પીછેહઠ કરી રહ્યુ છે. આ સામયિકે ગ્રંથાલય વિજ્ઞાન અને ગ્રંથાલય પ્રવૃત્તિને પોષક લેખોનું જ પ્રકાશન કરવા તરફ સત્વરે વળવુ જોઈએ; તો જ ગામડાંના, તાલુકા કક્ષા અને જિલ્લા કક્ષાનાં નાનાંમોટાં પુસ્તકાલયને

જોતાં ધાર્મિક વિષય ઉપર વિશેષ ઝોક છે, જ્યારે ચિંતન અને ફિલસૂફીની સૈદ્ધાંતિક ચર્ચા તરફ ઉપેક્ષા જોવા મળે છે.

મનોવિજ્ઞાન વિષય ઉપર ૩૧ લેખો લખાયા હતા તેમાં અધ્યયન, જિજ્ઞાસા, વ્યક્તિત્વ, પ્રેમ, ક્રોધ સુખ વગેરે લાગણીઓ તેમજ જ્ઞાન, યાદશક્તિ અને વ્યક્તિત્વ વિષે, તો બાલમનોવિજ્ઞાન, યુવકો અને વૃદ્ધાવસ્થા તેમજ શૈક્ષણિક મનોવિજ્ઞાનનાં વિવિધ પાસાં રજૂ કરતા લેખો લખાયેલા છે, જે મોટે ભાગે 'નૂતનશિક્ષણ' સામયિક દ્વારા પ્રકાશિત થયેલા. તે તે ઉપરાંત 'અખંડ આનંદ', નવચેતન, 'પથિક' 'પુસ્તકાલય', બુદ્ધિપ્રકાશ', 'મિલાપ', 'લોકજીવન' અને 'સ્ત્રીજીવન' સામયિકો દ્વારા પણ લેખો પ્રકાશિત થયા હતા.

૪. સામાજિક વિદ્યાશાખાઓમાં અર્થશાસ્ત્ર ૨૧૧ લેખો, ઈતિહાસ ૫૫ લેખો, કાયદાશાસ્ત્રમાં ૨, રાજ્યશાસ્ત્ર અને રાજકારણ ચૂંટણી અને જાહેર વહીવટ ઉપર ૧૦૮ લેખો, ભૂગોળમાં ૧૭ લેખો, શિક્ષણ ઉપર ૧૦૫ લેખો, સમાજશાસ્ત્ર વિષયમાં ૬૪ લેખો અને સામુદાયિક વિકાસ વિષય ઉપર ૨૫ લેખો લખાયેલા છે. આમ કુલ ૧૫૦૦ લેખોમાથી ૫૮૭ લેખો સામાજિક વિદ્યાશાખામા લખાયેલા છે, જે કુલ લેખોની ટકાવારીમા ૩૯.૭%ના પ્રમાણમાં સૌથી અગ્રસ્થાએ આવે છે.

અર્થશાસ્ત્ર વિષય ઉપર ૨૧૧ લેખો છે, જે આ વિભાગમાં સૌથી વધુ સંખ્યામા છે, તેના કારણોમાં (૧) આ વિષયમા ત્રણ સ્વતંત્ર સામયિકો છે અને (૨) વેપારીમંડળોના બે અલગ મુખપત્રો હોઈ એ વિષયમાં લેખોની સંખ્યાનુ પ્રમાણ વધુ છે. તેમ છતાં અર્થશાસ્ત્રમા સૈદ્ધાંતિક ચર્ચા કરતા લેખો ઓછા ઉપરંતુ અર્થકારણ અને આર્થિક પ્રશ્નોની છણાવટ કરતા લેખો વિશેષ લખાયા છે. તેમાં ગુજરાત સહકારી પ્રવૃત્તિનો પ્રકાર વિશેષ હોવાથી 'સહકારી ઉદ્યોગ' અને 'સહકારી પ્રવૃત્તિ' વિષેના લેખોનું પ્રમાણ વિશેષ છે.

રાજ્યશાસ્ત્ર અને રાજકારણ ઉપરના-લેખોનું પ્રમાણ બીજા ક્રમે આવે છે. રાજકારણની સમકાલીન રાજકીય ઘટનાઓમાં જે. પી નું બિહારનું આંદોલન, લોકશાહી, બંધારણ, કટોકટી વગેરે વિષયની ચર્ચા કરતાં લેખોનું પ્રમાણ સારું એવું છે, જે ગુજરાતી લેખકોની સમકાલીન પરિસ્થિતિ પ્રત્યે પ્રતિભાવો વ્યક્ત કરવાની ક્ષમતા વ્યક્ત કરે છે.

૧૯૭૫નું વર્ષ એટલે ગુજરાતમાં નવી તરાહનો અભ્યાસક્રમ દાખલ કરવાનું વર્ષ અને માધ્યમિક *શિક્ષણ બોર્ડની સ્થાપનાનું વર્ષ. આથી ગુજરાતીમાં* શિક્ષણ વિષય ઉપર ચર્ચા કરતાં બે સ્વતંત્ર સામયિકો 'નૂતનશિક્ષણ' અને 'કુલધર્મ'એ પ્રશ્નોની છણાવટ કરતા લેખોને સારાં પ્રમાણમાં અવકાશ આપ્યો છે. આ ઉપરાંત 'કોડિયુ' અને 'વિદ્યાપીઠ'માં શિક્ષણના પ્રશ્નોની રજૂઆત કરતાં લેખો પ્રગટ થયા છે. શિક્ષણ જગતમાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે 'સતત શિક્ષણ' અને 'આજીવન શિક્ષણ' અને એના દેશોમાં થયેલા પ્રયોગો એ વિષે જે નવા વિચારો ઘૂંટાતા હતા તેની રજૂઆત અને ચર્ચા ગુજરાતીમા ગુજરાતના શિક્ષણકારોએ કરી છે, એ એમની જાગરુકતા છે, એ પ્રવાહોથી માહિતગાર છે એમ કહી શકાય.

'સમાજશાસ્ત્ર' વિષય ઉપર જે ૬૫ લેખો લખાયેલા છે, તેમાં ભારત, ચીન અને અમેરિકાની સંસ્કૃતિ વિષે, તો કુટુંબનિયોજન, વસ્તી, ગરીબાઈ, યુવકપ્રવૃત્તિ, રીતરિવાજો અને લોકસાહિત્ય તેમજ ૧૯૭૫નું વર્ષ એ આંતરરાષ્ટ્રીય મહિલા વર્ષ હોઈ ૩૦ જેટલા લેખો સ્ત્રીઓ અને તેને સ્પર્શતા પ્રશ્નો

વિષે વધુ લેખો લખાયેલા, જે 'સ્ત્રીજીવન' માસિક દ્વારા પ્રગટ થયા હતા. સામાજિક વિદ્યાઓમાં 'સમાજશાસ્ત્ર' અને 'સામુદાયિક વિકાસ' એ બેઉ વિષયો ઉપર નહિવત્ લખાય છે. ગુજરાતીમાં લખી શકે તેવી વ્યક્તિઓ મોટે ભાગે અંગ્રેજીમાં લખે છે, અને સમાજશાસ્ત્ર વિષયનું કોઈ સ્વતંત્ર સામયિક નથી, તેમ છતાં અન્ય સમાજકલ્યાણ અને સર્વ-સામાન્ય રસનાં સામયિકો એ વિષયને આવકાશ આપે છે. 'સમાજશાસ્ત્ર' એ વિષયનું સામયિક 'સમાજદર્શન' થોડાં વર્ષ ઉપર પ્રકાશિત થતું હતું તે હાલ બંધ પડ્યું છે. સમાજ અને સામાજિક પ્રશ્નોની સૈદ્ધાંતિક અને વ્યવહારુ રીતે ચર્ચા કરતા લેખો ગુજરાતી ભાષીઓ પાસે લખાવી પ્રગટ કરવાની આજના તબક્કે જરૂર જણાય છે એમ કહી શકાય.

૫. ગુજરાતી સામયિક લેખ સાહિત્યમાં 'ચરિત્રાત્મક લેખ' એ વિભાગમાં કુલ ૩૨૯ લેખો પ્રગટ થયેલા છે, જે કુલ લેખ સંખ્યાના ૨૧.૧% છે અને ત્રીજા ક્રમે આવે છે. વ્યક્તિવિશેષના કાર્યને અને જીવનને યાદ કરવા માટે જન્મજયંતીઓ, મૃત્યુતિથિઓ ઊજવાય છે, અભિનંદન મહોત્સવ યોજાય છે અને તેવી વ્યક્તિઓનાં નિધન સમયે શ્રદ્ધાંજલિઓ આર્પાય છે, નિવાપાંજલિઓ લખાય છે, અને એ દ્વારા આ પ્રકારના લેખોનું સર્જન થતું રહે છે. ચરિત્રાત્મક ૩૨૯ લેખોમાંથી ૭૯ બિનભારતીય વ્યક્તિઓ વિષે લખાયેલ છે. ૧૯૭૫ના વર્ષની ઘટનાઓને લઈને લખાયેલા આ લેખોમાં નોબેલ પારિતોષિક મેળવનાર અર્થશાસ્ત્રી મિલ્ટન ફ્રિડમેન, સાહિત્યકાર સોલબેલો વિષેના લેખો છે. ઓલમ્પિક રમતોત્સવમાં અંગ કસરતકલામાં દુનિયાભરમાં જાણીતી બનેલી ચૌદ વર્ષની બાળા કુ. નાદિયા વિષે, સાહિત્યકારોમાં ખ્યાતનામ એવા લેખકોનાં ચરિત્રો લખાયેલાં છે. તેમાં આન્દ્રે માલરો, એવતુશેન્કો, કર્કેગાર્ડ, આગાથા ક્રિસ્ટી, માર્ક ટ્વેઈન, દોસ્તોવોસ્કી, કવિ નજરુલ ઈસ્લામ, પુશ્કિન, રિલ્કે સોલ્ઝોનિત્સિન વગેરે વિષે, તો વૈજ્ઞાનિક શોધખોળની જનક એવી વ્યક્તિઓના કાર્યને યાદ કરવા માટે લખાયેલા લેખોમાં એડિસન, કોપરનિકસ, ડાર્વિન, પિયરી વગેરે વિષે, તો વિચાર પ્રધાન વ્યક્તિત્વવાળી વ્યક્તિઓમાં જેફરસન, ટોયન્બી, થોરો, ઉથાન્ટ, માઓત્સે તુંગ વિષે ગુજરાતી ભાષાનાં સામયિકોમાં લખાય છે.

ભારતીય વ્યક્તિવિશેષ ઉપરના ચરિત્રાત્મક લેખોમાં ધર્મપુરુષો, તત્ત્વવેત્તાઓ, યોગી અને સંતો, સાહિત્યકારો, કલાકારો, સમાજસેવકો, વેપાર–વાણિજ્યની નામાંકિત વ્યક્તિઓ, વૈજ્ઞાનિકો, રાજકીય પુરુષો, શિક્ષણકારો, પૌરાણિક પાત્રો વગેરે ક્ષેત્રની વ્યક્તિઓ ઉપરના લેખો લખાયેલ છે. ઉપરોક્ત દરેક ક્ષેત્રમાં કેટલીક વ્યક્તિઓ વિષે સતત લખાતું જ હોય છે–તેવી વ્યક્તિઓમાં અબુલ કલામ આઝાદ, ગાંધીજી, ટાગોર, ટિળક, સરદાર પટેલ, શરદચંદ્ર, સરદાર અને રિલ્કે એ ત્રણની જન્મજયંતી પ્રસંગે તેઓનાં કાર્ય અને સર્જનને બિરદાવવા લખાયેલા લેખો પણ છે, તો વળી ઇનામી ઘટનાઓમાં ભારતીય લેખકોમાં વિ. સ. ખાંડેકર, કાઝી નઝરુલ ઈસ્લામ કે મૃત્યુ પ્રસંગે લખાયેલા લેખો–જે વ્યક્તિનું કાર્ય અને કારકિર્દી ઉજ્જવળ હોય, પરંતુ ચરિત્રાત્મક લેખ લખવાનો પ્રસંગ તેમના મૃત્યુની ઘટનારૂપે ઉપસ્થિત થયો હોય એ પ્રકારના ચરિત્રલેખોમાં સ્વામી આનંદ, પ્રા. કાશીનાથ અભ્યંકર (પૂણેમાં જેમની કરપીણ હત્યા થઈ હતી—જે ૧૯૭૫ના વર્ષની એક દુઃખદ ઘટના કહી શકાય), મુનિશ્રી જિનવિજયજી, કલ્યાણરાય મ. જોષી, પ્રબોધ પંડિત અને પૂ. શ્રીમોટા વિષેના લેખો લખાયેલા છે.

સામયિક સાહિત્યનું મુખ્ય લક્ષ્ય સમસામયિક ઘટનાઓ, બનાવો અને જ્ઞાનજગતમાં ઉદ્ભવતા નવા વિચારો અને નવીન શોધો રજૂ કરવાનું હોય છે દેશ અને દુનિયાની સમસામયિક ઘટનાઓ મોટે ભાગે તાત્કાલિક દૈનિક પત્રો અને સાપ્તાહિકો રજૂ કરે છે. પરંતુ ઘટનાઓ વિષે અભ્યાસપૂર્ણ રજૂઆત માસિક, ત્રૈમાસિક, દ્વૈમાસિક વર્ગનાં સામયિકો દ્વારા જ થઈ શકે છે, જેમા અભ્યાસપૂર્ણ રજૂઆત કરવાનો અવકાશ રહેતો હોય છે સામાજિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રે સમસામયિક ઘટનાઓ વિષેની રજૂઆતમાં ૧૯૭૫ના વર્ષની આર્થિક ઘટનાઓમાં ફૂગાવો, કાળું નાણું, રાષ્ટ્રીયકરણ, ભાવવધારો અને આવશ્યક ચીજવવસ્તુઓ વિષેના લેખો લખાયેલા છે. રાજકારણક્ષેત્રે ૧૯૭૫નું વર્ષ એટલે કટોકટી શરૂ થવાનું વર્ષ જેમા કટોકટી પૂર્વે અને કટોકટી બાદની ઘટનાઓ વિષેના લેખમાં વડાપ્રધાનનો ચૂંટણી ચુકાદો, ચૂંટણી, ગુજરાત વિધાનસભાની ચૂંટણી અને દેશ તથા રાજ્યની રાજકીય પરિસ્થિતિ, જનતા મોરચો, ભ્રષ્ટાચાર, જે. પી. જન આંદોલનને ગણાવી શકાય. સામાજિક ઘટનાઓમાં વસ્તીનો પ્રશ્ન, કુટુંબનિયોજન, યુવતીઓના પુરુષવેશ પ્રત્યેનુ વલણ એ બદલાતી પરિસ્થિતિ પ્રત્યે યુવતીઓનું ફૅશન પ્રત્યેનુ મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ રજૂ કરે છે. 'સિસ્ટમ અભિગમ' એ લેખ દ્વારા ગુજરાતી ભાષામાં નવા વિષયનો પ્રવેશ થાય છે. રાજકીય ઘટનાઓમા બિહારમાં શરૂ થયેલ જે પી. જન આંદોલન વિષેના ૧૯ લેખોમાંથી ૧૪ લેખો બિનગુજરાતી લેખકોના છે. જે પાંચ લેખો લખાયા છે તેના લેખકોમાં ભોગીલાલ ગાંધી, ઉમાશંકર જોશી, નારાયણ દેસાઈ, રમેશ શાહ અને પ્રવીણ શેઠનો સમાવેશ થાય છે. આ વિષયના ૧૪ લેખો

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| ક્રમ | પુસ્તકનું નામ | લેખકનું નામ | વિષય | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | વાસકસજ્જા | શ્રી આબિદ સુરતી | નવલકથા | ૧૨–૦૦ |
| ૨ | રે અમે કોમળ કોમળ | શ્રી દિલીપ રાણપુરા | ,, | ૧૭–૦૦ |
| ૩ | કાચો પારો | શ્રી હસમુખ શેઠ | ,, | ૧૫–૦૦ |
| ૪ | ટીલડી | શ્રી વિ. સ. ખાંડેકર | ,, | ૧૮–૦૦ |
| ૫ | પ્રેમતૃષ્ણા | ,, ,, | ,, | ૧૩–૫૦ |
| ૬ | સંભવ અસંભવ | શ્રી હરકીશન મહેતા | ,, | ૩૧–૦૦ |
| ૭ | એક ભલો માણસ | શ્રી ધીરુબેન પટેલ | ,, | ૬–૭૫ |
| ૮ | વાવંટોળ | ,, ,, | ,, | ૨૮–૫૦ |
| ૯ | હૈયાની હૂંફ | શ્રી ગુલશન નંદા | ,, | ૨૧–૦૦ |
| ૧૦ | મને ઉતારો ભવ પાર | શ્રી પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ,, | ૨૨–૫૦ |
| ૧૧ | ચૂંદડી ઓઢી તારા નામની | ,, ,, | ,, | ૨૩–૦૦ |
| ૧૨ | ફૂલે લીધાં વેર | ,, ,, | ,, | ૨૪–૦૦ |
| ૧૩ | કાંટો વાગ્યો મારે કાળજે | શ્રી પરાજિત પટેલ | ,, | ૨૧–૦૦ |
| ૧૪ | અનંતને અંત શો | શ્રી પરિમલ શાહ | ,, | ૨૪–૫૦ |
| ૧૫ | હાલ સમુંદર સામે પાર | ,, ,, | ,, | ૧૮–૦૦ |
| ૧૬ | દેવદાસ | શ્રી શરદબાબુ | ,, | ૬–૦૦ |
| ૧૭ | પંડિતજી | ,, | ,, | ૬–૫૦ |
| ૧૮ | દેહાતી સમાજ | ,, | ,, | ૮–૫૦ |
| ૧૯ | રજનીગંધા | શ્રી ભૂપત વડોદરિયા | ,, | ૧૮–૦૦ |
| ૨૦ | તારે હૈયે મારી પ્રીત | ,, ,, | ,, | ૧૭–૫૦ |
| ૨૧ | નજર અમારી તરસી તરસી | શ્રી રાજવંશ | ,, | ૨૪–૦૦ |
| ૨૨ | નાચે મનના મોર | ,, | ,, | ૨૧–૦૦ |
| ૨૩ | ચંબલનું ખુન્નસ | શ્રી અલગારી | ,, | ૨૨–૦૦ |
| ૨૪ | ચંબલના ખપ્પરમાં | ,, | ,, | ૨૧–૦૦ |
| ૨૫ | રક્તવર્ણી ચંબલ | શ્રી પ્રફુલ્લ ઠાકર | ,, | ૧૭–૦૦ |
| ૨૬ | ઉપર ગગન વિશાળ ભા. ૧–૨ | શ્રી કૌલક | ,, | ૩૬–૦૦ |
| ૨૭ | ઊંડા કૂવા ને ટૂંકાં દોરડાં | શ્રી વજ્રમાતરી | ,, | ૧૮–૦૦ |
| ૨૮ | ચિર પિયાસી | શ્રી મુકેશચંદ્ર | ,, | ૨૪–૦૦ |

૨૯ નેવું વર્ષ ભા ૩
૩૦ મોભના પાણી
૩૧ ગાંધારીની આંખે પાટા
૩૨ સાગર સુણાવે સાદ
૩૩ સળગતો બરફ
૩૪ વમળ
૩૫ ખડિંગ
૩૬ રિયાઝ
૩૭ પિરામીડ
૩૮ નૈવેદ્ય
૩૯ સૂરજમુખી
૪૦ ભીનાશ
૪૧ ઘટના
૪૨ નિમિષ
૪૩ સહરામાં મૃગજળનો દરિયો
૪૪ ઉમાશંકર જોશી નાટકકાર
૪૫ કૃષ્ણલાલ શ્રીધરાણી
૪૬ ક્રાંતિ
૪૭ ભજવો અને માણો
૪૮ આષાઢનો એક દિવસ
૪૯ પાંચ અદ્યતન એકાંકી
૫૦ મુરલી
૫૧ અદાલતના અરીસામાં
૫૨ મહાન બનો
૫૩ મૂળસોતા ઉખડેલા
૫૪ જીવાનના જીવનમૌક્તિકો
૫૫ વનવગડાના વાસી
૫૬ ભાલ પ્રદેશની લોકકથાઓ

| | | |
|---|---|---|
| શ્રી યશોધર મહેતા | નવલકથા | ૨૨-૦૦ |
| શ્રી મફત રણેલાકર | ” | ૨૦-૨૫ |
| શ્રી ચિનુ મોદી | ” | ૧૩-૦૦ |
| શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ” | ૧૭-૫૦ |
| શ્રી પ્રવીન ધનતેજવી | ” | ૧૮-૫૦ |
| શ્રી વિ સ ખાડેકર | નવલિકા | ૧૬-૦૦ |
| શ્રી રમેશ પારેખ | કાવ્ય | ૧૨-૫૦ |
| શ્રી સુરેશ દલાલ | ” | ૯-૦૦ |
| ” ” | ” | ૧૫-૦૦ |
| શ્રી પ્રજારામ રાવળ | ” | ૧૦-૦૦ |
| શ્રી રક્ષા દવે | ” | ૧૨-૦૦ |
| ગીતા પરીખ | કાવ્ય | ૭-૦૦ |
| શ્રી એસ એસ રાહી | ” | ૫-૦૦ |
| શ્રી પીયૂષ પંડ્યા | ” | ૭-૦૦ |
| શ્રી અસર સૂરતી | ગઝલ | ૪-૦૦ |
| શ્રી મનસુખલાલ ઝવેરી | વિવેચન | ૫-૦૦ |
| શ્રી ચિનુ મોદી | ” | ૭-૫૦ |
| શ્રી હકુમત દેસાઈ | નાટક | ૬-૦૦ |
| ” ” | ” | ૮-૦૦ |
| શ્રી મોહન રાકેશ | ” | ૮-૦૦ |
| સંપા શ્રી જયંત કોઠારી | એકાંકીઓ | ૭-૫ |
| શ્રી ફાધર વાલેસ | લેખો | ૮-૦ |
| શ્રી બકુલ જોષીપુરા | ” | ૧૦-૦ |
| શ્રી રવીન્દ્રકુમાર ક પટેલ | પ્રસંગો | ૨-૫૦ |
| શ્રી કમળાબેન પટેલ | પ્રકીર્ણ | ૧૫-૦૦ |
| શ્રી ધૂમકેતુ | ” | ૧૩-૦૦ |
| — | ” | ૫૦-૦૦ |
| શ્રી જોરાવરસિંહ જાદવ | લોકસાહિત્ય | ૨૧-૦૦ |
| શ્રી કાલીદાસ સોલંકી | | |

| | | | |
|---|---|---|---|
| ૫૭ હાસ્યમસ્તી | શ્રી આનંદ પ્રિય | હાસ્યરસ | ૧૨–૫૦ |
| ૫૮ હસતાં ફૂલડાં | ,, ,, | ,, | ૧૨–૫૦ |
| ૫૯ હાસ્ય દર્પણ | ,, ,, | ,, | ૧૨–૫૦ |
| ૬૦ સાચું નામ શ્રીરામનું | શ્રી અનુભવાનંદજી | આધ્યાત્મિક | ૧૨–૫૦ |
| ૬૧ રૂપકિરણ | શ્રી વજુભાઈ ટાંક | એકાંકીઓ | ૧૨–૦૦ |
| ૬૨ નર્મદ એક સમાલોચના | શ્રી રમેશ શુક્લ | વિવેચન | ૪૦–૦૦ |
| ૬૩ વર્ષારાણી | શ્રી હરીશ ઠાકર | નૃત્યનાટિકા | ૭–૦૦ |
| ૬૪ ફૂલ તારા ને ઝરણાં | શ્રી ભાનુભાઈ પંડ્યા | બાલકાવ્ય | ૪–૦૦ |
| ૬૫ ગુજરાતી સાહિત્યની શ્રેષ્ઠ બાલવાર્તાઓ પુ. ૪ | શ્રી શિવમ્ સુંદરમ્ સંપા. | બાલસાહિત્ય | ૧૫–૦૦ |
| ૬૬ દરિયાઈ સાહસકથાઓ પુ. ૪ | શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ,, | ૧૫–૦૦ |
| ૬૭ બુદ્ધિવર્ધક ઉખાણાં | શ્રી ચારુલતા બારાઈ | ,, | ૬–૦૦ |

: પ્રાપ્તિસ્થાન :

આર. આર. શેઠની કંપની — મુંબઈ ૪૦૦૦૦૨ : અમદાવાદ ૩૮૦૦૦૧.

# કાવ્યો

## શિવ પંડ્યા

### પંદર રૂપિયા

આ કાવ્ય સંગ્રહમાં લઘુ કદનાં ઊર્મિકાવ્યનાં મુક્તક, ગીત આદિ સ્વરૂપોમાં શિવભાઈની નોંધપાત્ર સિદ્ધિ છે. પણ અનેક કાવ્યોમાં આદિથી અંત લગી જે એકતા છે એ કવિ તરીકેની શિવભાઈની સર્વશ્રેષ્ઠ સિદ્ધિ છે. અનેક કાવ્યોમાં કૃતિ અને આકૃતિ, કલાકૃતિ સિદ્ધ થાય છે. કવિતામાં આ સિદ્ધિ વિરલ છે, અનેક કવિઓમાં દુર્લભ છે. શિવભાઈ માત્ર કવિ નથી, કલાકાર છે, અભિજાત કલાકાર છે.

—નિરંજન ભગત

પ્રાપ્તિસ્થાન :

**આર. આર. શેઠની કંપની, મુંબઈ–૪૦૦૦૦૨, અમદાવાદ–૩૮૦ ૦૦૧**

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| वकुल-कथा | आशापूर्णादेवी | 30-00 |
| सदीपन पाठशाला | ताराशंकर बन्द्योपाध्याय | 25-00 |
| जीवन माने दुख ही दुख | विमल मित्र | 20-00 |
| महाभोज | मन्नू भंडारी | 18-00 |
| आधी रात के अतिथि | मन्मथनाथ गुप्त | 30-00 |
| आकाश की छत | रामदरश मिश्र | 15-00 |
| सीमाएँ | मनहर चौहान | 18-00 |
| बदनाम, बेमज़ब ज़िन्दगियाँ | मधुकर सिंह | 15-00 |
| मुक्ती | निर्मल जैन | 15-00 |
| दूर्वा | भिक्खू | 25-00 |
| आवारा सूरज | बाला दुबे | 12-00 |
| टूटे पुल | रमाकान्त श्रीवास्तव | 8-00 |
| सुरखाब के पर | गुरमुखसिंह | 15-00 |
| काँच का आदमी | पृथ्वीराज मोंगा | 8-00 |
| अभिनन्दन | नागार्जुन | 18-00 |
| तीसरी आँख का दर्द | मस्तराम कपूर | 20-00 |
| अस्वीकार | गोपाल उपाध्याय | 20-00 |
| एक खंडित इन्द्रधनुष | सुरेन्द्रनाथ | 15-00 |
| युद्धबन्दी | केसरसिंह | 30-00 |
| तीन श्रेष्ठ ऐतिहासिक उपन्यास | सुशील कुमार | 20-00 |
| कल की बात | मधुदीप | 12-00 |

## कहानी

| | | |
|---|---|---|
| हिमांशु जोशी की विशिष्ट कहानियाँ | हिमांशु जोशी | 20-00 |
| कितने सबंध | महीपसिंह | 12-00 |
| आत्मज | प्रणवकुमार बन्द्योपाध्याय | 10-00 |
| जिनके मकान ढहते है | स रमेश बक्षी | 12-50 |
| कबंध | अरुणनारायण मुद्गल | 12-00 |
| दूसरा महाभारत | मिथिलेश्वर | 13-00 |

| | | |
|---|---|---|
| आत्महत्या से पहले | मंजुल भगत | 9–00 |
| अपनी–अपनी सीमाएँ | नफीस आफरीदी | 10–00 |
| चीख के आरपार | ज्योत्स्ना मिलन | 12–00 |
| नंग–मनंग | रमेश वतरा | 14–00 |
| उपेक्षिता | प्रेम पाठक | 12–50 |
| छोटी–बड़ी बातें | सं. महावीर प्रसाद जैन | 16–00 |
| पहचान | डॉ. सुशीलकुमार फुल्ल | 12–00 |
| स्पीडब्रेकर | कुसुम अंसल | 10–00 |
| हमसफर | सुनीता जैन | 9–00 |

## कविता

| | | |
|---|---|---|
| रूप और आवाज | बच्चन | 25–00 |
| मेरी आवाज सुनो | कैफी आजमी | 20–00 |
| सेतु–बन्धन | भारतभूषण अग्रवाल | 10–00 |
| तीन काव्य–नाटक | ,, | 18–00 |
| एक टुकड़ा धूप | जहीर कुरेशी | 20–00 |
| नवागत | सं. अशोक भाटिया | 15–00 |
| गीत किसी के | ओमप्रकाश 'प्रवासी' | 10–00 |
| व्रजराज ग्रंथावली | डॉ. श्रीकान्त प्रत्यूष गुलेरी | 18–00 |

## नाटक

| | | |
|---|---|---|
| दंभद्वीप | विजय तेंडुलकर | 12–00 |
| लड़ाई | सर्वेश्वरदयाल सक्सेना | 9–00 |
| फैसले का दिन | प्रणवकुमार वन्द्योपाध्याय | 15–00 |
| आज नहीं तो कल | सुशीलकुमार सिंह | 12–00 |
| गुड बाई स्वामी | ,, | 10–00 |
| गुफाएँ | मुद्राराक्षस | 12–00 |
| सापउतारा | शिवकुमार जोशी | 12–00 |
| आईने का कोरस | अमीक हनफी | 15–00 |
| जहर | श्यामलाल 'मधुप' | 7–00 |
| आगरा–बाजार | हबीब तनवीर | 10–00 |
| मुन्नीबाई 'हिजाब' | सय्यद मुहम्मद मेहदी | 10–00 |
| दर्द आयेगा दबे पाँव | शीला भाटिया | 11–00 |

# પ્રેમની ભૂખ

ઈશ્વર તમારા માનવબંધુ સ્વરૂપે જ તમારી સન્મુખ આવે છે. જે બીમાર છે તે એ જ છે. જે ભૂખ્યો છે તે એ જ છે. જે ઘરબાર વિહોણો છે તે એ જ છે. દીનહીન છે તે એ જ છે. એટલે તમારી સન્મુખ આવેલા એ માનવબંધુ તરફથી તમારું મોં ન ફેરવી લો. એ તો માનવ વેશે ઈશ્વર સન્મુખ આવ્યા છે. એના પ્રત્યે તમે જે પ્રેમ દાખવશો એ જ ઈશ્વર પ્રત્યેનો તમારો જીવંત સક્રિય પ્રેમ ગણાશે.

આ બધાને તમે મદદ તો કરજો. જરૂર કરજો. રોટલો, વસ્ત્ર, ઘરબાર બધાંની માણસને જરૂર છે. અને તમારો એકેય માનવબંધુ તેના વિનાનો રહી ન જાય તેની અવશ્ય કાળજી રાખજો. તમારાથી જે અપાય તે આપજો. પૂરી ઉદારતાથી આપજો. હું તો તમને કહું છું કે આપવામાં કદી પાછી પાની કરતા નહીં. પણ કેવળ તમારા વૈભવ અને વિપુલતામાંથી જ ન આપતા. તમારી પોતાની જાતને કંઈક કઠે, સ્પર્શે ત્યા સુધી આપજો. તમારે પોતાને કંઈક છોડવું પડે, પોતાનાં ભાણાંમાંથી થોડોક ભાગ આપવો પડે ત્યાં સુધી આપજો. ખરું આપવું તો આ જ ગણાય.

સાથોસાથ એ ન ભૂલશો કે માણુસ તો પ્રેમનો ભૂખ્યો છે. એને અન્નવસ્ત્ર જોઈએ છે, દવાદારૂ જોઈએ છે, આવાસ જોઈએ છે પરંતુ તે બધાં કરતાંય વિશેષ તો એને તમારો પ્રેમ જોઈએ છે. એને તમારી દયાની કે સહાનુભૂતિની નહીં, એને તો તમારા પ્રેમ અને કરુણાની જરૂર છે. પ્રેમને કરુણા અપાય તેટલાં આપજો.

— મધર થેરેસા



આવરણ : દર્શન પ્રિન્ટર્સ, સલાપસ રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧ ફોન : ૩૮૮૨૬૯

**કંદાર**

**સંપાદક :**
**મનહર મોદી**

વર્ષ : ૩
૧૫ ડિસેમ્બર '૭૯ : અંક ૪
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૭૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

આ માસની પહેલી તારીખે 'અમાસથી પૂનમ ભણી'ના સાત્ત્વિક યાત્રી કિસનસિંહ ચાવડાએ વડોદરાના ગાંધીનગર ગૃહમાં સરદાર પટેલ વિશે વ્યાખ્યાન આપતાં ચિરવિદાય લીધી. એમની 'મહાલયથી હિમાલય સુધી'ની યાત્રાને વાચા આપતો શ્રી રઘુવીર ચૌધરીનો સ્મરણાંજલિ લેખ આ અંકમાં અન્યત્ર પ્રગટ કર્યો છે, તે સદ્‌ગતના વ્યક્તિ-વિશેષને જાણવા-પામવા ઇચ્છતા સૌ કોઈ માટે ઉપયોગી બની રહેશે.

ગઈ તા. ૧૬ નવેમ્બરથી આ તારીખ ૧૫ ડિસેમ્બર સુધી ગુજરાતી સાહિત્ય-સંસ્કાર-ક્ષેત્રે ઠીક ઠીક પ્રવૃત્તિઓ થઈ :

તા. ૧૭ નવેમ્બરના રોજ શ્રી અખિલ હિંદ શ્રીમાળી સોની મહામંડળે આયુષ્યનાં ૭૦ વર્ષ પૂરાં કરી ચૂકેલા જાણીતા બાળસાહિત્યકાર શ્રી રમણલાલ સોનીનું બહુમાન કરી એક જ દિવસે એમનાં બાર પુસ્તકોનું પુનઃપ્રકાશન કર્યું.

તા. ૧૮ નવેમ્બરના રોજ 'નક્ષત્ર'ના ઉપક્રમે બે કન્નડ (શ્રી શિવરામ કારંત, શ્રી અનંતમૂર્તિ) અને બે ગુજરાતી નવલકથાકારોએ (શ્રી પન્નાલાલ પટેલ, શ્રી 'દર્શક') પોતાની રચનાસૃષ્ટિ વિશે વિગતે વાત કરી.

## આ અંકમાં

તા. ૨૪–૨૫ નવેમ્બરના રોજ અમદાવાદના 'લિટલ થિયેટર' અને 'હઠીસિંગ વિઝ્યુઅલ આર્ટ સેન્ટર'ના ઉપક્રમે બાળનાટક અને બાળ રંગભૂમિ વિશે પરિસંવાદ અને નાટ્યપ્રયોગનું આયોજન થયું. સર્વશ્રી ઉમાશંકર જોશી, દિગીશ મહેતા, ઇન્દુ પુવાર, એસ. આર. ભટ્ટ, નિરંજન ભગત, ભોળાભાઈ પટેલ અને ચિનુ મોદીએ પોતપોતાની રીતે 'બાળ' નાટકની વ્યાખ્યા બાંધવાનો સીધો કે પોતે પસંદ કરેલી નાટ્યકૃતિના વાચન દ્વારા/દરમિયાન પ્રયત્ન કર્યો.

બાળનાટક એટલે બધાં જ બાળકોને જેમાં એકસરખી મજા પડે તે, કે તે જોતાં બધાં જ–આબાલવૃદ્ધ બાળક બની રહે તે પ્રશ્ન મુખ્ય રહ્યો.

તા. ૨૪–૨૫–૨૬ નવેમ્બરના રોજ ડૉ. સુરેશ દલાલે ગુજરાતી સાહિત્ય મંડળ (કલકત્તા) દ્વારા પ્રતિવર્ષ યોજાતી વ્યાખ્યાન માળામાં ગુજરાતી–અન્ય ભાષી કવિતાનો રસાસ્વાદ કરાવ્યો.

ઘણા વખતથી, ગયા વર્ષે યોજાયેલી 'ઉદ્‌ગાર–વાર્તાસ્પર્ધા'નું પરિણામ જાહેર કરવા આતુર હતા તે તાજા અંકમાં પ્રગટ કરી શકીએ છીએ. વિલંબ માટે કોનો વાંક કાઢીએ? પોતે જ પોતાને જવાબદાર લેખીએ છીએ અને દિલગીરી વ્યક્ત કરીએ છીએ. આ વાર્તાસ્પર્ધાના એક નિર્ણાયક તરીકે જાણીતા કવિ–વાર્તાકાર–નાટ્યકાર–વિવેચક શ્રી મહેશ દવેએ સાથ–સહકાર આપ્યો તે બદલ આભારી છીએ. આવેલી ૮૧ વાર્તાઓમાંથી ત્રણ જ પસંદગીને પાત્ર ઠરી છે, જે આ અંકે પ્રગટ કરીએ છીએ, અને વિજેતાઓને અભિનંદન પાઠવીએ છીએ.

આપનો

**મનોહર મોદી**



[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૮)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ. —સં.]

૧૩૯. ચિમનલાલ શિ. ત્રિવેદી
૫, અજિતનાથ સોસાયટી
આનંદનગર
અમદાવાદ–૩૮૦૦૦૭

૧૪૦. વીનેશ અંતાણી
નાગરવંડી
મુ. ભુજ (કચ્છ)

૧૪૧. રામચન્દ્ર પટેલ
ચોતરા બજાર
મુ. ઉમતા
(જિ મહેસાણા)

૧૪૨. વાસુદેવ મહેતા
૫, રમણનગર, સ્વામિનારાયણ મંદિર રોડ,
મણિનગર
અમદાવાદ–૩૮૦૦૦૮

૧૪૩. વિભૂત શાહ
૨૩, ચિંતામણી સોસાયટી
સાબરમતી
અમદાવાદ–૩૮૦૦૦૫

## ચાર ગઝલ

### (૧)

એ અહીં છે અને સવાલ નથી
ને છતાં હોય તો ખયાલ નથી

મેં મને ને તને જ સમજાવ્યો
તું કહે એ જ તારી ચાલ નથી ?

હું નથી એ તો સાવ સાચું છે
તું નથી એમાં કોઇ માલ નથી

આમ ઢાંકે અને ઉઘાડે છે
રેશમી શ્વાસ છે રૂમાલ નથી

કોણ ચોરી ગયું તપાસ કરો
એક ઘરમાં કોઈ દીવાલ નથી

### (૨)

એક રસ્તો છે અને એક નદી ને એવું
હું હતો એક ને એ એક હતી ને એવું

ક્યાં જશે કોણ જશે કેમ ભણી ને એવું
હું નથી તેઓ નથી કોઇ નથી ને એવું

એક આકાશ અને એક એનો ટુકડો છે
એક ટુકડો છે અને કાંઇ નહીં ને એવું

ના નથી કાંઇ અને તોય તે સૂરજ ઊગ્યો
ને પછી સાંજ ઢળી રાત પડી ને એવું

હું ગયો આમ અને તેમ અને આમ અને
તે પછી કોણ કહે કોણ પછી ને એવું

આ તરફથી એ તરફથી ચોતરફથી ઓર છે
શબ્દ ચીંચીં શબ્દ ચુંચું શબ્દ ચાચા ચોર છે

શબ્દ આંખો શબ્દ પાંખો શબ્દ ઊડવું–બૂડવું
શબ્દ કાગળ શબ્દ શાહી શબ્દ ભરબપ્પોર છે

શબ્દ સળિયો શબ્દ બળિયો શબ્દ મૂગો બોલકો
શબ્દ લીલો શબ્દ રાતો શબ્દ પીળો પહોર છે

શબ્દ સાતે રંગ ને એ રંગથી જુદો જ રંગ
હાથમાં પૃથ્વી પછાડે એવો એનો તોર છે

જેમ ઊઠે તેમ બેસે તેમ ઊગે આથમે
શબ્દ શબ્દે શબ્દને માટે ગગન ઘનઘોર છે

હું નથી ને હું જ ખેંચું ને વળી ખેંચાઉં છું
શબ્દ મારા હાથ–પગ છે શબ્દ મારું જોર છે

એ રહ્યો એવો થયો ત્યાંથી ગયો અહીંઆ મળ્યો
શબ્દ આ ને શબ્દ તે–પેલો પુરાણો શોર છે

### (૪)

હું પડયો સૂરજ પડયો ઘોડો પડયો
આભથી અંધારનો ઓળો પડયો

જે દટાયો તે પછી ઊભો થયો
ને પછી નીકળી જવાયું તો પડયો

એ બિચારો શું કહે પોતા વિશે
જે અહીં થોડો ઊભો થોડો પડયો

એક દુનિયા આંખ ઓળંગે નહીં
તે અમારે શિર ઘણો બોજો પડયો

એ હકીકત છે અને લાચાર છું
હું સમયસર છું છતાં મોડો પડયો

## પિનાકિન્ ઠાકોર [ ક્યા....ર....થી.... ]

આજ એક સામટા સો સો સૂર્યો, મઘમઘતું ।રમસિયા ગાન ગાઈને, મારા કાનને સણકાવી નારા આનંદને ઉશ્કેરી રહ્યા છે.

ઝાકળિયા નાટકની સંસ્કૃતિનાં વાસ્તવિક મૂત, મારા અસ્તિત્વની અભિવ્યક્તિને ખણ-ખણાવતાં મને વળગેલાં મને બાઝેલાં ઝગમગતાં મારામાં જ આજ વસેલાં તે વરસ્યા કરે છે.

ત્યારે આંખોના આશ્લેષ વિદાયે સબધાયેલા લાગણીઓથી લોહીલુહાણ મ્હેંક મ્હેંકતા આ દેહના ગુંલાબી લાલ ચટ્ટક દશિયે દશિયે ફૂટી ઊઠતાં ગામ અને શેરીઓના એ નેહના દરિયાને સદીઓથી સંભારણાંઓએ દીધેલા આ અગસ્ત્યના નવા જન્મે પીધા જ કરું છું પીધા જ કરું છું.

મારા સંતૃપ્તિથી ખરડાયેલા ઉઝરડાયેલા સચવાયેલા હોવાના સહરા વડે ક્યારથી... ક્યાર......ક્યા ..

---

## મંગળ રાઠોડ [ પ્રેમ ]

એ ડિસેમ્બરના
દિવસો હતા.
'અને હતી વાતાવરણમાં
કાતિલ ઠંડી.
આપણને હતી
હૂંફની જરૂર.
આપણે પણ હતા
કેટલા ગરીબ કે
એ આખીય ઋતુ
પરસ્પરને વીંટળાઈને રહ્યા
અને પછી છૂટા પડી ગયા . !

## સુધીર દેસાઈ [ કોણ જાણે કેમ ! ]

કોણ જાણે કેમ !
આપણી જેમ,
શબ્દોયે મોં ફેરવી ચાલે...
વાતો કરવા ગયો હું જ્યારે
વાત કાપીને ઝટપટ આગળ ચાલતા ત્યારે.
કંઈક ખરેખર આડું પડયું,
ચાલતું ગાડું ચીલામાંથી કેમ આ ખડયું ?
કોઈ અજાણ્યા મલકની એ બારી જેવા,
પટ કરીને અંતરની આ આંખડી ખૂલી
જાય છે તેવા

કંઈક યુગોનો લઈ ખજાનો ચાલતા રહેતા
વાત મહીં એક વાતને વણી,
વ્યાસની વાણી જાણે વાદળ,
વાદળ જેવા રૂપને ધારી રંગને ધારી,
લટકાળા આ બોલતાં વારી,
વહેતાં વહેતાં કહેતાં.
ત્યાં અચાનક કોશેટે જઈ બેઠા,
અરે! મૌનમાં પેઠા.
આજ એવા નથી જેવા લાગતા કાલે .
કોણ જાણે કેમ !
આપણી જેમ,
શબ્દોયે મોં ફેરવી ચાલે...
શબ્દો જાણે માણસ,
જાણે ફાનસ,
જાણે કાનસ,
આવતાં જતાં ઘસતા જતા,
કોઈ ક્ષણોમાં વસતા જતા -
મન ફાવે તો રસતા જતા,
આજ હવે એ લઈ અબોલા એવા પાળે!..
કોણ જાણે કેમ !.
આપણી જેમ,
શબ્દોયે મોં ફેરવી ચાલે...

# મહાલયથી હિમાલય સુધી

## કિસનસિંહ ચાવડા

રઘુવીર ચૌધરી

૧૯૭૯ની પહેલી ડિસેમ્બર ને શનિવારે સાંજે વડોદરાના ગાંધીનગર ગૃહમાં સરદાર પટેલ વિશે વ્યાખ્યાન આપતાં, સ્વજનો અને સહૃદય શ્રોતાઓની ઉષ્માભરી હાજરીમાં કિસનસિંહ ચાવડાનું શિર નમ્યું. મૌન પ્રસર્યું. એમાં સકળ શ્રોતાઓ એક થયા ને વક્તાએ વિદાય લીધી. એમાં કશો ચમત્કાર ન હતો. કિસનસિંહને શોભે એવું આ મૃત્યુ હતું. એમણે કેળવેલી યોગ્યતાથી સહેજે વધારે વળતર ન હતું એમાં. આવા સુંદર મૃત્યુના એ અધિકારી ઠર્યા હતા.

કહે છે કે 'સરદારની ઈશ્વરભક્તિ ગાંધીજીને આભારી હતી' એ અર્થનું વાક્ય બોલ્યા અને સ્મરણમાં તન્મય થવાની રીતે અશબ્દ બની ગયા. ઘણાને લાગ્યું હતું કે આ ભાવોદ્રેક છે. એ અશક્ય નહોતું. ભાવાર્દ્ર સ્થિતિમાં વિદાય ન લે તો કિસનસિંહ શેના? સહૃદય શ્રોતાઓ વચ્ચે હૃદય મૂકીને જવાનું એમને મંજૂર હતું. આ પ્રકારની વિદાય એમના વ્યક્તિત્વને અનુરૂપ આવે એમ હતી. સંગીતના પ્રત્યેક રાગના સમાપનની એક રીત હોય છે. સ્ફૂર્તિ અને ગતિ સાથે મૌનના ગર્ભમાં પ્રવેશવાનું હોય છે, ઝંકૃત કરવાનું હોય છે, સકળને વિરમીને. કિસનસિંહ સહૃદયોને ઝંકૃત કરી ગયા.

જન્મ ૧૯૦૪ના નવેમ્બરની અગિયારમી તારીખે. પિતા ગોવિંદસિંહ બહારથી આવેલા. *કિસનસિંહ વડોદરામાં ઊછર્યા. ત્યાં માધ્યમિક કક્ષા* સુધીનો અભ્યાસ કરી વિદ્યાપીઠના સ્નાતક થયા. અસહકાર આંદોલનમાં ભાગ લીધો. ક્રાંતિકારીઓ સાથે પણ જોડાયા, ફર્યા, વળી પાછા અરવિંદ, ટાગોર, ગાંધીની દુનિયામાં પાછા આવ્યા. 'જિપ્સી' ઉપનામ ધારણ કરવા માટે એમને કારણ હતું. ગુજરાતી લેખકોમાં દયારામ પછી કદાચ એ સૌથી મોટા ફરંદા હશે. એ લેખક હોવાનો ભાર લઈને ક્યાંય ગયા નથી કે એ સભાનતાથી જાહેરમાં બોલ્યા નથી. એમની વાતચીતનો વિષય માત્ર સાહિત્ય ભાગ્યે જ હોય, આખું જીવન હોય. એક વાર કવિશ્રી નિરંજન ભગતને ત્યાં ફતેહપુર સિક્રી, બુલંદ દરવાજો અને ત્યાંની દરગાહની માનતાની વાતમાં સંજયનાં ચશ્માંનો ઉલ્લેખ થયો ને એમણે વંશ–કપૂરના પ્રયોગની વાત કરી. એક વાર ઉમાશંકરભાઈને ત્યાં એમણે વાઘ અને સિંહમાં વાઘ વધુ બળવાન હોય છે એમ કહી એના પુરાવા આપ્યા હતા. મુદ્રણકળાના તો એ નિષ્ણાત હતા. જીવનનાં ઘણાં બધાં ક્ષેત્રોમાં માત્ર કુતૂહલ નહિ, જાણકારી પણ ખરી. કવિ દયારામનો

જેમ જીવનનાં અનેક ક્ષત્રોમાં વિવિધ સ્તરે પ્રવેશ હતો તેમ કિસનસિંહને પણ જીવન એના તમામ રંગોમાં જોવા મળ્યું હતું, ઇન્દ્રિય-પ્રત્યક્ષ થયું હતું. દેશી રાજ્યો અસ્તિત્વમાં હતાં ત્યારે કિસનસિંહ સુશિક્ષિત યુવાન ક્ષત્રિય હતા. કેટલાક રાજવીઓના રહસ્યમ ત્રી તરીકે કે એમનાં શિકાર-સાહસોના સાક્ષી તરીકે એમણે જે જીવન જોયું છે એ હવે કોઈ લેખકને જોવા મળવાનું નથી. ખરેખર તો એ રસરંગની ભૂલ-ભુલામણીમાંથી આબાદ બહાર આવ્યા ને મહાલયથી હિમાલય વચ્ચેનો માર્ગ મુકરર કરી શક્યા એ એક મોટી વાત છે એમણે મહાલયો છોડયાં પણ આભિ-જાત્ય ન છોડયુ, હિમાલય છોડયો પણ આત્મગૌરવ ન છોડયું. જીવનની છેલ્લી ક્ષણ સુધી 'ડિગ્નિટી'-ગરિમા જળવાઈ, અનાયાસ. અસ્મિતા એમના પક્ષે સુંદરતા બની રહી.

ગયા ફેબ્રુઆરી-માર્ચમાં એમની તબિયત બગડેલી. એમનું શરીર માની ન શકાય એવું ઉખળ-વખળ થઈ ગયેલું. વડોદરાની એક ખાનગી હોસ્પિટલમાં દાખલ કરવામાં આવેલા. નાટય અકાદમીના કામે ત્યાં જવાનુ થયેલું. બેઠક પૂરી થતા જ હું એમને મળવા દોડયો. યંત્રોને આધારે હતા. કહે : શરીરનું તંત્ર ચલાવતા અવયવો વચ્ચે સંવાદ તૂટી ગયો છે. એ સ્થિતિમાં પણ ધ્યાન કેન્દ્રિત કરીને વત્સલ પ્રેમ દાખવ્યો. મિત્રોને સંદેશા મોકલાવ્યા : હવે સારું છે. સારું ન હતું. ઉમાશંકરભાઈ દ્વિધામાં હતા કે દિલ્હી મિટિંગ છે, એમાં જવું કે નહીં. આમ ચિંતા કરાવે એવી દશામાંથી એ જે પાછા વળ્યા છે, જે સાજા થયા છે! ચામડીનો રંગ તો પાછો મેળવ્યો જ, અંગોનો ઘાટ પણ ફરી ધારણ કર્યો. લગભગ બધું જ પૂર્વવત્! વ્યવસ્થિત, સુંદર! હા, સિત્તોતેર વર્ષની ઉમ્મરે પણ એ સુંદર લાગતા

ક્યારેક પાછળથી સમજાય. ક્યારેક રમૂજી દૃશ્ય
ગુ ઊભું થાય. પૈસા કિસનસિંહના હોય પણ
મના હાથમાં મૂકી રહ્યા હોય ઉમાશંકર. બરોબર
ગણીને મૂકે ને મૂક્યા પછી કિસનસિંહ વતી પણ
છા પોતે ગણે. તમે વાપરી નાખશો, કહીને બધા
ાપે નહીં.

કિશનસિંહ વાપરે કે દાન કરે એમાં ફેર નહીં
ય. ઉડાઉ ન ગણો તોય ખર્ચાળ તો ખરા જ.
ખાચિત્રોના લેખકની હેસિયતથી એ વાચકો
ાસે આવે છે ત્યારે એમની ઉદારતા, સહિષ્ણુતા ને
ાર્ભયતા એક સાથે પ્રગટ થાય છે. એમણે મહા-
રુષોનું–મહામાનવોનું આકર્ષણ ઓછું અનુભવ્યું
થી પણ એ જીવ્યા છે 'નાનાની મોટાઈ જોઈને'.
। 'અમાસના તારા'ના લેખક છે. એમણે માન-
ાના અજાણ્યા સૌન્દર્યને રેખાચિત્રોમાં અંકિત
ર્યું છે. નાના માણસને બિરદાવતાં એમણે જે
ાલંકારો કર્યા, જે વાગ્મિતા પ્રયોજી એ ગુજરાતને
ત્રેમ ન લાગી. જો એમનો અદમ્ય માનવપ્રેમ આ
ખાચિત્રોમાં ધબકતો ન હોત તો (કોઈ બીજા
ખકના હાથે માત્ર) શબ્દોની આતશબાજી બની રહેત.

'અમાસના તારા'ને ગુજરાતી વાચકોએ આપેલો
ાવકાર એક અપૂર્વ અને અનન્ય ઘટના છે. એ
ાવકાર એક શબ્દના બંદાને જ નથી, પરમ માનવ-
ર્મીને પણ છે. એ ચાહનાનો મોટો ભાગ કિસન-
ાંહના અનોખા વ્યક્તિત્વને એક અંજલિ બનીને
ાદ આવ્યા કરશે. તુચ્છ અને ઉપેક્ષિતમાં પણ કશુંક
ાધાયક શોધવાના એ દિવસો હતા. સૂર્ય–ચંદ્ર નહિ
ણ અમાસના તારા ! બહુ ઓછું વાંચતા ગુજ-
ાતી વિવેચકો પણ આ પુસ્તકના પ્રકાશને બહુસંખ્ય
ગ્ધ વાચકોમાં ભળી ગયા હતા. આ લખનારને
ાની પંદરેક વર્ષની ઉમ્મરે કિસનસિંહે ઉત્તર આપેલો
એનો રોમાંચ હતો. એમણે કેટકેટલા પત્રોના ઉત્તરો
આપ્યા હશે ?

'અમાસના તારા' પછી એમનું જે બીજું
પુસ્તક ગમ્યું એ 'હિમાલયની પત્ર યાત્રા.' પેલી
વાગ્મિતા ધરાવતી રંગદર્શી અને અલંકૃત ભાષા
અહીં શુભ્રવસ્ત્રા સરસ્વતી બની રહી છે. એમની
ભાષા લાઘવભરી વિશદતા ધારણ કરશે એમ માનવું
મુશ્કેલ હતું. પણ એ શક્ય એટલા માટે બન્યું કે
એમનો અંગત અભિગમ બદલાયો, અભિરુચિ
બદલાઈ. નિર્મોહી થવાનો સંકલ્પ કરી એકાવન વર્ષની
ઉમ્મરે એ હિમાલયની સંનિધિમાં પહોંચી ગયા.

'હિમાલયની પત્ર યાત્રા'ના એક પત્રમાં એવો
*ઉલ્લેખ આવે છે કે એક પ્રવાસીએ એમને 'અમાસના*
તારા'ના લેખક તરીકે ઓળખીને પાસે આવીને
પૂછ્યું. 'એ તમે જ ?' કિસનસિંહે કહી દીધું : 'એ
તો ગુજરી ગયા.' પુસ્તકનું અવલોકન લખતાં (રુચિ,
જાન્યુઆરી '૬૫) મેં નોંધેલું : 'આ ઉદ્‌ગાર ચમત્કૃતિ
જગવે છે, પ્રતીતિ નહીં...'હું સારો ન હતો' તેવું
કહેવામાં પણ એક પ્રકારની આત્મશ્લાઘા રહેલી છે.'

અવલોકન વાંચીને એમણે લાંબો અંગત પત્ર
લખેલો ન કશો બચાવ, ન કશો વિરોધ. માત્ર પોતાના
દૃષ્ટિબિન્દુની રજૂઆત. એમણે મારી બેઅદબી માફ
કરી છે એની સભાનતા પણ ન હતી.

આપણા ચરિત્ર સાહિત્યમાં આ પત્રો નોંધપાત્ર
ઉમેરો કરે છે. કશોય સંકોચ રાખ્યા વિના પંદર
વર્ષ પૂર્વેના પ્રતિભાવની પુનરુક્તિ કરીશ :

'કદાચ લાગે, પણ આ પત્રો પ્રવાસવર્ણનના
નથી. હિમાલયનું વર્ણન ઠેર ઠેર છે, પણ લેખક
હિમાલયની ભૂગોળને બદલે પોતાનું કેન્દ્ર શોધવામાં
રત હોય એમ લાગે છે. હિમાલય અને કિસનસિંહના

સંબંધોનું અર્થાત્ નિશાળ સ્થિતિ અને સચેતન ગતિના સંબંધોનું અહીં નિરૂપણ છે. નિશ્ચિત સ્થળકાળમાં બંધાઈ જતા યાત્રાના સ્થૂલ અનુભવોનું વર્ણન સહજતયા ટળી ગયું છે અને હિમાલયરૂપી સાકાર ગૌરવના પરિવેશમાં આત્મિક અનુભવોનું વર્ણન થયું છે. આ આત્માવિષયક જિજ્ઞાસા અલગ અલગ માનસિક ભૂમિકાએ લખાયેલા ૧૫ પત્રોને જોડે છે અને તેથી પુસ્તકનો વિષય એક બને છે. હિમાલય અને કિસનસિંહ જેવાં મુખ્ય પાત્રો પણ આ પત્રોમાં અંકાયેલી અનુભૂતિઓ અને આપણી વચ્ચે આવતાં નથી, આવરણ ન બનતાં સેતુબંધ બને છે. પ્રસંગવશાત્ અત્રતત્ર ઉમાશંકરના વ્યક્તિત્વની સૂક્ષ્મ રેખાઓ પણ અંકિત થઈ છે. પત્રલેખક કિસનસિંહને પોતાના કરતાં ઉમાશંકર તરફ વધારે પ્રીતિ છે. આમ હોવું અનિવાર્ય હોય છે, કારણ કે નહીં તો, પ્રેમપત્રો લખાય જ નહીં.' (પૃ. ૫૮, રુચિ ૩-૧)

'હિમાલયની પત્રયાત્રા'ના નિર્વ્યાજ સુન્દર ગદ્યમાં પણ ક્યાંક ક્યાંક કેવાં કલ્પનો-પ્રતીકો સધાયાં છે એનો એક દાખલો 'શર્વરી સાથે એકાન્ત'માંથી જોઈએ :

"ત્યાં તો એવું લાગ્યું કે જાણે એ સરોવરમાં એક હંસ તરતો તરતો આ તરફ આવે છે જેમ જેમ પાસે આવે છે તેમ તેમ આકૃતિ વિશાળ કાય થતી જાય છે. પણ અરે ! આ તો હંસ નથી. હંસના આકારની નાવ ચાલી આવે છે નાવની સ્વયંભૂ જ ગતિ છે. છેક પાસે આવીને એ અટકી. એને કોઈ અંતરાય ના નડયો. નાવમાંથી કોઈ ઊતર્યું. આવીને પાસે, અતિ પાસે બેઠું. કોણ છો ? કોઈ બોલ્યું નહિ ત્યાં તો અંતરમાંથી અવાજ આવ્યો કે હું છું : શાંતિ. અરે, આ તો મારી જ પ્રતીતિની પ્રતિમા ! એ શા માટે બોલે ! મારે જ બોલવું જોઈએ ને ? વાતચીતનું માધ્યમ તો વાણી અને સંજ્ઞા બન્ને, તો એણે તો અગમ્ય સ્વરૂપ પ્રગટ કર્યું. એને કહેવું તે એ કહે નહિ. હું જાણું. આ તો વળી સાવ કુંવારી અવસ્થા. અમારી વચ્ચે જિંદગીનો અવનવીન અંતરસેતુ ખીલી રહ્યો."

'અમાસથી પૂનમ ભણી' એમની આત્મકથા છે, ૧૯૭૭માં પ્રગટ થયેલી. સહજ ક્રમ તો પૂનમથી અમાસ ભણીનો છે પણ કિશનસિંહને ક્રમમાં નહીં પ્રક્રિયામાં રસ છે, અમાસને પૂનમમાં પલટાવી નાખે એવી પ્રક્રિયામાં. મૃત્યુ ભણી થઈ રહેલી ગતિ જિજ્ઞાસાની યાત્રા બને તો એમાંથી પરમ ચેતનાના અવબોધની કથા મળી રહે.

એકવાર બલ્લુકાકા સાથેની વાતચીતમાં કિસનસિંહે કહેલું :

"જેણે આ ઈશ્વરનો આદર્શ સરજ્યો છે તે માણસ કંઈ નાનુંસૂનું સર્જન નથી એ જેમ એક રીતે પામર છે તેમ બીજી રીતે પરમ પણ છે દુનિયાનો સંગ્રાહક બનીને એ જેમ પામરતા દેખાડે છે, તેમ નવા જીવનનું સર્જન કરીને પોતાની પરમતા પણ પ્રગટ કરે છે. માણસ પોતે જ ઈશ્વરની પ્રતીતિ છે."

(પૃ ૬૯, અમાસથી પૂનમ ભણી)

અહીં અમાસથી પૂનમ 'ભણી' કહ્યું છે પૂનમ 'સુધી' કહ્યું નથી દાવો કર્યો નથી, હક જણાવ્યો છે પૂનમ ભણી આગળ વધવાનો.

૧૯૪૮માં લેખક અમેરિકા ગયા હતા. ત્યાં નાયગરા ધોધ જોવા જતી વખતે રસ્તામાં એમની મોટર બગડી. બે અજાણ્યા માણસોએ મદદ કરી પરિચય પૂછતાં એમણે કહ્યું :

"અમે જિપ્સી છીએ. અમે જન્મ્યા છીએ ઇજિપ્તમાં પણ આખું વિશ્વ અમારો દેશ છે. અમને ક્યાંય પારકું લાગતું જ નથી. ઇજિપ્તમાં અમે હજારો વર્ષોની ઉંમરનાં મમી (મુડદાં) જોયાં છે એટલે જ્યારે અમે નાની ઉંમરનો જીવતો આદમી જોઈએ છીએ ત્યારે અમને ઘણી ખુશી થાય છે. કારણ કે ચાલવું એ જ જિંદગી છે."

કિસનસિંહ માટે 'ચાલવું' એ 'જીવવા'ના પર્યાય સમું હતું. તેથી તો એ કદી સ્થિતિજડ બન્યા નથી.

પન્ના રાજ્યમાં એ બહુ ઊંચા હોદ્દા પર હતા. કોઈપણ વ્યક્તિ એ વૈભવમાં વિલાસી થઈને જીવનની ગતિ ખોઈ બેસે. વૈભવ સાથે આવી જતો દંભ અને વિલાસને લીધે જાગતી અલસતાનાં જોખમો એમણે જાણ્યાં હતાં. પન્ના રાજ્ય છોડવા પૂર્વેની પોતાની મનોદશા એમણે આ શબ્દોમાં વર્ણવી છે :

"એ દિવસોમાં અંતર ઊંડાણમાં ગમગીન રહે. કામમાં ચિત્ત ચોંટે નહીં. વિલાસ વિષાદ વધારે અને સૌંદર્ય આકારું લાગે. બેચેનીનો પાર નહીં. એમ થયા કરે કે હવે અહીંથી છૂટવું જોઈએ. વૃત્તિઓ અને વાસનાઓના કબંધમાં જો જિંદગી વધારે રહી તો એમાં જ એનું શબ રઝળશે. પણ સલામતીએ ભાસાની અને આરામનો આસવ પિવડાવીને પુરુષાર્થને પાંગળો બનાવી દીધો હતો. જીવનની વિશુદ્ધિનું આકર્ષણ થાય પણ અશુદ્ધિ ઓળંગવાની અનિચ્છા રહ્યા કરે. મારી અવસ્થા દુર્યોધન જેવી હતી. ધર્મ સમજાય પણ એનું આચરણ ન થાય. અધર્મ સમજાય પણ એ મુકાય નહીં"

ગાંધીજીને મળી, એમની સલાહ લઈ, જીવનના આ કાંસમાંથી એ બહાર નીકળી ગયા હતા. ૧૯૬૦ના અરસામાં એ ગાંધી યુગમાંથી પણ બહાર આવ્યા, શ્રી કૃષ્ણપ્રેમ અને પછી વિમલાતાઈનું સાહચર્ય પામ્યા. સહજ મૈત્રીના પ્રતાપે એ જ્ઞાનેશ્વરીને ગુજરાતીમાં ઉતારી શક્યા. ગુજરાતી ભાષા કૃષ્ણપ્રેમ અને વિમલાતાઈ બેઉની ઓશિંગણ અને એમાં કિસનસિંહ નિમિત્ત થયા.

એમણે બંગાળી અને હિન્દી કૃતિઓ ગુજરાતીમાં ઉતારી છે. હિન્દી સાહિત્યનો ઇતિહાસ પણ લખ્યો છે, ઘણો વહેલો લખેલો. બ. ક. ઠા.એ એની *પ્રસ્તાવનામાં બંગાળી, મરાઠી, ગુજરાતી અને હિન્દી સાહિત્યની સરખામણી કરી છે. પ્રકાશક એ પુસ્તકની બીજી આવૃત્તિ કરવા રાજી હતા. આવૃત્તિ સંવર્ધિત બને અને વચગાળાના વિકાસ વિશે એક બે પ્રકરણ હું ઉમેરું એવું કિસનસિંહનું સૂચન હતું. મેં કહ્યું કે હિન્દી સાહિત્યના ઘણા ઇતિહાસ છેલ્લા ત્રણ દાયકામાં લખાયા છે અને ગુજરાતીભાષી પણ સહેલાઈથી એ વાંચી શકશે. મારા આ અભિપ્રાય પછી એમણે બીજી આવૃત્તિ કરવાનો ખ્યાલ જતો કર્યો. એ ઠીક થયું. પણ મને લાગે છે કે હિન્દીના ભક્તિકાલીન સાહિત્ય વિશે કિસનસિંહને પોતાને પણ સ્વતંત્રપણે કહેવાનો અધિકાર હતો. કબીર એમના પ્રિય કવિ હતા. પિતા ગોવિંદસિંહે પણ જ્ઞાનમાર્ગી ભક્તિ-કવિતાનો વારસો આપ્યો હતો. ઉત્તર અવસ્થામાં જે ભક્તિધારા રગેરગમાં વહેતી વરતાઈ એ અંતઃસ્રોતા હતી જ.

કિસનસિંહ વક્તા હતા. રેખાચિત્ર, વાર્તા, નવલકથા, પ્રવાસ, આત્મકથા અને અનુવાદનાં વીસેક પુસ્તકો આપવા છતાં પોતે લેખક છે એ વિશે તો એ ખાસ સભાન ન હતા પણ એ વક્તા હતા એ હકીકત તો પ્રશ્નોત્તરી થતાં એમનાથી પણ ટાળી શકાઈ ન હોત એ લખવા જેટલી માવજતથી શબ્દ બોલી જાણતા. આસાનીથી સુંદર ઉદ્‌ગારો

રમના મૂકતા. ૧૯૫૫માં જન્મશતાબ્દી પ્રસંગે નડિયાદમાં એમને ગોવર્ધનરામની પ્રણયભાવના વિશે બોલતા સાંભળેલા. તે સમયનું એમનું દશ્ય-શ્રાવ્ય રૂપ સ્મૃતિમાં અંકિત થઈ ગયું છે. સામાન્ય સાહિત્ય રસિકોને શ્રોતા તરીકે એ એવા તો આકર્ષક લાગતા કે એમણે આમંત્રણો ખાળી એકાંત રક્ષવા સંકલ્પ કરેલો, સભા-સમારંભોમા જવાનું બંધ કરેલું. એય લાંબું ન ચાલ્યું. સ્થિતિજડતા સહન કરે તો કિસનસિંહ શેના ?

સ્મશાનમાં એક પછી એક કેટલાય સજ્જનોએ આગળ આવીને અંજલિ આપી દરેકનું ક્ષેત્ર જુદું પણ કિસનસિંહ સાથેની મૈત્રી જાણે અધિકારપૂર્વકની. સહુ પોતાની વાત કરે અને કિસનસિંહ પોતાના પરમ મિત્ર હતા એમ કહીને ધન્યતા અનુભવે. કોઈક દ્રવી પણ ઊઠે. આટલા બધા મિત્રો ? હા મૈત્રી બાંધવા અને નિભાવવામાં કોઈ એમની સ્પર્ધા કરી શકે એમ ન હતું.

એવો જ એમનો કલાપ્રેમ હતો.

એ મૃદંગ વગાડતા. પછી છૂટી ગયેલું. રાજકોટમાં એમની સાથે ઉમાશંકર પણ ફૈયાજખાંને સાંભળવા ગયેલા. તબલા પર સંગત કરનાર ભાઈ આવી શકેલા નહીં. કિસનસિંહ બેસી ગયા. વચ્ચે બે એક દાયકા રિયાઝ રહ્યો ન હતો પણ એવા મોટા સંગીતકાર સાથે સાદ્યંત સંગત કરી શક્યા. ત્યાગીઓ માટે મને માન છે પણ જે કલાકારો એમની કલા છોડી શકતા નથી એમના માટે વધુ માન છે અને એમાંય સંગીતકારો માટે તો ખાસ.

કિસનસિંહ માટે માન હતું. એ સહુને ભેટતા. હું નમીને પ્રણામ કરતો. એમના લેખન માટેની આરંભિક મુગ્ધતા ઘટી ગઈ હતી પણ એમના

# સો ટચના સોનાનું કામ

રઘુવીર ચૌધરી

શ્રી અખિલ હિંદ શ્રીમાળી સોની મહામંડળે તા. ૧૭મી નવેમ્બરે શ્રી ઉમાશંકર જોશી અને શ્રી રોહિત મહેતાની હાજરીમાં યોજેલો ગ્રંથ પ્રકાશન સમારોહ ગુજરાતના સાંસ્કૃતિક જીવનની એક અપૂર્વ અને અનન્ય ઘટના છે. ગોરા, વિપ્રદાસ, સંસારકથા, કુમારકથા, મધુરકથા, રમૂજકથા, અમૃતકથા, બાળકાવ્યો, બાળ–જોડકણાં, બાળ–નાટકો, પ્રેમ ત્યાં પરમેશ્વર અને શ્રી અણદા બાવા આ બાર પુસ્તકો પ્રગટ કરવાની સાથે ગુજરાતના સિત્તેર જેટલા લેખકોને ભેટ આપવામાં આવ્યાં. પહેલા અગિયાર ગ્રંથોની કિંમત કુલ મળીને માત્ર રૂપિયા એકસો વીસ રાખવામાં આવી છે. આજના બજારભાવે એની કિંમત ઓછામાં ઓછી અઢીસો તો હોત જ. આ રીતે સમગ્ર ગુજરાતી પ્રજાને પણ એક અર્થમાં આ પુસ્તકો ભેટ મળી રહ્યાં છે એ અહીં નોંધવું જોઈએ. આ બાર પુસ્તકોમાં પ્રથમ ત્રણ બંગાળીમાંથી અનુવાદ છે. બીજાં બધાં વિવિધ સ્વરૂપોનાં એમનાં મૌલિક પુસ્તકો છે.

બાળસાહિત્યના ગુજરાતી લેખકોમાં નાનાભાઈ ભટ્ટ, ગીજુભાઈ આદિએ જે નરવી પરંપરા સરજી છે એમાં આ ઈકોતેર વર્ષના લેખકનું ગૌરવભર્યું સ્થાન છે. જોડકણાં, બાળકાવ્યો, બાળનાટકો, કથાઓ, હાસ્યકથાઓ, મહાપુરુષોનાં રેખાચિત્રો – આટઆટલાં વિવિધ સ્વરૂપોમાં એકસરખા અધિકારથી રમણલાલ સોનીએ કામ કર્યું છે.

બાળસાહિત્યના બીજા લેખકો અને રમણલાલમાં એ ફેર છે કે એમણે પોતાના ચાલીસ વર્ષના વાચકો પણ હજી ગુમાવ્યા નથી. આ લખનારે જોયું છે કે સાત વર્ષની બેબી અને એની છત્રીસ વર્ષની માતા બંનેને રમણલાલ સોનીની પુસ્તિકાઓ વાંચવાનું ગમે છે. માવજત બાળકોને અનુકૂળ આવે એવી હોય તો જ આ શક્ય બને. પણ મોટેરાં વાંચી શકે છે એનું કારણ એ છે કે સામગ્રીમાં કશીક અર્થવત્તા છે, કશુંક નક્કર છે, જે કોઈ પણ વયના વાચકોને આકર્ષે, સંતોષે. બીજા લેખકો માત્ર તરંગ અને તુક્કાથી બાળકોને રોકી રાખતી કથાઓ લખતા હોય છે અને લોકપ્રિય થતા હોય છે. ગલીપ કરીને અમુક મુદત સુધી કુમળી વયના વાચકોનો કબજો મેળવવો સહેલો હોય છે. આ પ્રકારન યુક્તિ–પ્રયુક્તિમાં પડ્યા વિના રમણલાલ સોની આજ સુધીના જ્ઞાન-વિજ્ઞાન–ધર્મનો સંપર્ક રા અપટુડેટ રહી પોતાની સહજ શક્તિથી જ વાચ મેળવ્યા છે અને ઉત્તરોત્તર વધુ ને વધુ સદ્ભા કેળવ્યો છે. એમનું લેખન એ ગુજરાતના સંસ્કાર વારસાનો એક ભાગ છે એ સમજવામાં એમ જીવનની કેટલીક વિગતો ઉપયોગી થશે.

આડત્રીસ વર્ષની ઉમ્મર સુધી એમણે શાળા આચાર્ય તરીકે કામ કર્યું. ૧૯૪૫માં નોકરી છે સાહિત્યસર્જન અને સમાજસેવાના કામમાં બ સમય આપવાનું નક્કી કર્યું. આ પૂરે ' વરવ

જેલમાં બંગાળી શીખ્યા હતા. શ્રી નગીનદાસ પારેખ એમના ગુરુ નગીનભાઈ તો ટીકા ન કરે તો પણ કોઈક લેખક રાજી થાય. એમની નજર ભૂલ પર સહુથી પહેલી પડે. વખાણની તો આશા જ ન રખાય. પણ આ સમારંભને અપૂર્વ અને વિરલ ગણાવીને એમણે કહ્યું કે રમણભાઈ મારા વિદ્યાર્થી હતા એ ખરું, પણ એ એકલવ્ય પ્રકારના વિદ્યાર્થી હતા ગુરુને ઓછામાં ઓછી તકલીફ આપીને વધુમાં વધુ યોગ્યતા કેળવે.

આ લખનારે રવીન્દ્રનાથ અને શરદબાબુની કેટલીક કૃતિઓ વાંચેલી છે એમાં રમણલાલ સોનીએ કરેલા અનુવાદોનો પણ સમાવેશ થાય છે. સામાન્ય છાપ એવી પડી છે કે લેખક અને વાચક વચ્ચે આ અનુવાદક ક્યાંય બાધક બનતા નથી અનુવાદક એક ગદ્યકાર તરીકે પોતાના વ્યક્તિત્વનુ તિરોધાન કરી દે છે અને વાચકને મૂળ કૃતિની ભાષાની વધુ ને વધુ નજીક જવામાં મદદ કરે છે. એમની આ સાહિત્ય-સેવાની કદર ખુદ બંગાળીઓએ પણ કરી છે. ૧૯૭૭માં શરદબાબુની જન્મશતાબ્દી નિમિત્તે શ્રી અખિલ હિન્દ બંગ સાહિત્ય સંમેલને એમને સન્માનપત્ર આપેલુ અને શરદબાબુની પ્રતિકૃતિવાળું ચાંદીનું પ્રતીક અર્પણ કર્યું હતું. અનુવાદક તરીકે રમણલાલના પુરુષાર્થને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ ગુજરાતની સંસ્કૃતિના સંવર્ધનમાં એક નોંધપાત્ર ફાળા તરીકે બિરદાવ્યો છે.

ટીખળ અને વિનોદ રમણલાલના બાળ-સાહિત્યમાં નિર્દોષ સ્વરૂપે જોવા મળે છે. એમના વિપુલ બાળસાહિત્ય વિશે નિઃસંકોચ રીતે અનુકૂળ અભિપ્રાય આપી શકાય, અને સાર્વજનિક પુસ્તકાલયો જ નહિ, એકેએક કુંટુંબને પોતાના અંગત પુસ્તકાલય માટે ભલામણ કરી શકાય એમ છે શ્રી નગીનદાસ પારેખ કહે છે તેમ "રમણલાલ સોનીએ શરૂથી જ આદર્શપ્રેરિત જીવન ગાળ્યું છે, અને સાથે સાથે મબલક સાહિત્યસેવા પણ કરી છે. વિવિધ પ્રવૃત્તિમાં પણ એમની રેખા-પાતળી કાવ્યઝરણી સતત વહેતી રહી છે. એમણે બાલસાહિત્યમાં જેટલા પ્રકાર ખેડ્યા છે એટલા ભાગ્યે જ બીજા કોઈ લેખકે ખેડ્યા હશે. એમની કવિતાનુંયે વૈવિધ્ય પાર વગરનું છે. એમાં એમણે પ્રાચીન પરંપરાને અનુસરીને પશુ-પંખીઓમાં માનવ ભાવ આરોપી આખી એક નવી સૃષ્ટિ ઊભી *કરી છે, અને બાળકોનાં ચિત્તમાં જીવતાં કુતૂહલ,* આશ્ચર્ય, રોમાંચ, ટીખળ, વિનોદ, વગેરે અનેક ભાવોથી તેને સભર બનાવી છે." આ પ્રસંગે શ્રી ઉમાશંકરભાઈ જોશી અને રોહિતભાઈ મહેતા જેવા વિદ્વાનો અને ચિંતકો હાજર રહે એમાંથી પણ રમણલાલના વ્યક્તિત્વ અને જીવનકાર્યનો પરિચય મળી રહે છે શ્રી અનંતરાય રાવળ, શ્રી યશવંતભાઈ શુકલ, શ્રી ઈશ્વરભાઈ પેટલીકર, શ્રીમતી હીરાબેન પાઠક, શિક્ષણમંત્રી શ્રી નવલભાઈ શાહ, શ્રી ભોગીલાલ ગાંધી, શ્રી રમણભાઈ જોશી, શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી જમનાદાસ જડિયા, શાંતિપ્રસાદ મહારાજ, શ્રી મનસુખલાલ સોની, શ્રી ઘનશ્યામભાઈ, શ્રી રમણિકભાઈ પારેખ અને શ્રી મધુસૂદન સોનીએ આ પ્રસંગે વિવિધ કામગીરી દ્વારા આપણા એક આદરણીય લેખક માટે યોગ્ય રીતે સદ્‌ભાવ પ્રગટ કર્યો. એક ઝીણવટથી કામ કરવા ટેવાયેલી જ્ઞાતિએ પોતાના જ્ઞાતિબંધુનું સન્માન કરવાની આ જે વિશિષ્ટ રીત અપનાવી એમાંથી સુધારા ઇચ્છતાં અન્ય જ્ઞાતિ મંડળોને પણ પ્રેરણા મળી શકે એમ છે. આ લખનારે એ પ્રસંગે કહેલું કે સોનીભાઈઓ સોનાના દાગીનાને ઘાટ આપવા એમાં જરૂરી પ્રમાણમાં તાંબું ભેળવે છે પણ આ તો એમણે સો ટચના સોનાનું કામ કર્યું છે. સહુને અભિનંદન

['તા. ૨૦-૧૧-૭૯ના 'સંદેશ'માંથી]

* * *

# ગુજરાતી અને કન્નડ નવલકથા

બિન્દુ ભટ્ટ

નક્ષત્ર સંસ્થાના ઉપક્રમે ૧૮મી નવેમ્બરે બે ગુજરાતી અને બે કન્નડ નવલકથાકારોને તેમની પોતાની રચનાસૃષ્ટિ વિશે કહેતાં સાંભળવાનો સુખદ અવસર પ્રાપ્ત થયો. અમદાવાદના આંગણે દેવાલય સમા એલ. ડી. ઇન્ડોલોજીના સભાખંડમાં એક મંચ ઉપરથી શ્રી પન્નાલાલ પટેલ, શ્રી દર્શક, શ્રી શિવરામ કારંત અને શ્રી અનંતમૂર્તિને સાંભળવા એ એક અનેરો લહાવો હતો.

પ્રથમ બેઠકમાં પ્રાસ્તાવિક પ્રવચન કરતાં શ્રી નિરંજન ભગતે નવલકથાના નાભિશ્વાસ જેવી ઘોષણાઓનો વિરોધ કરતાં તેનું અડીખમ અસ્તિત્વ, તેનું રૂપવૈવિધ્ય, લોકપ્રિયતા, પાશ્ચાત્ય નવલકથા, ભારતીય નવલકથા, ગુજરાતી નવલકથા, ભારતીય નવલકથામાં પ્રાદેશિકતાની આસ્વાદના સ્તરે ભૂમિકા અને ભારતીય નવલકથામાં ભારતીયતા વગેરે ચર્ચાસ્પદ મુદ્દાઓ રજૂ કરતાં વિષયની ભૂમિકા બાંધી. અધ્યક્ષસ્થાને હતા આચાર્યશ્રી સંતપ્રસાદ ભટ્ટ. શ્રી ભટ્ટ સાહેબે બેઠકનું સંચાલન કરવાની સાથે સાથે મહેમાનોને ગુજરાતી નવલકારોનો અંગ્રેજીમાં પરિચય કરાવતાં પન્નાલાલ તથા દર્શકની સર્જકપ્રતિભાને સ્ફૂટ કરી તેમની કૃતિઓની વિશદ વ્યાખ્યા કરી હતી. આચાર્યશ્રી મંગલવેઢેકરે મહેમાનોનો પરિચય આપ્યો હતો.

લેખકમુખેથી રચનાપ્રક્રિયાની વાત સાંભળવી જિજ્ઞાસુઓ માટે હંમેશાં રોમાંચક રહી છે. શ્રી પન્નાલાલ પટેલ પોતાની લેખન–પ્રવૃત્તિને એક ચમત્કાર માને છે, જે ભગવાનની કૃપાથી જ સંભવે છે. આઠ ચોપડી ભણેલા, ગામડેથી શહેરમાં રળી ખાવા આવેલા, શ્રીમંત શેઠના ઘેર દરેક પ્રકારનું કામ કરતા કિશોર પન્નાલાલે પહેલી વાર્તા 'કંકુ' લખીને 'પ્રસ્થાન' કાર્યાલયમાં મોકલી, જે 'વિષયની નિર્બળતાની' ટીકા સાથે પરત આવી. સુંદરમ્‌ના પ્રોત્સાહનથી પન્નાલાલ વાર્તાઓ મોકલતા રહ્યા, જેમાં સળંગ બે વાર્તા છપાઈ, પ્રશંસા સાથે. પન્નાલાલ લેખક જગતમાં ભળ્યા. આકારની સજગતા વિના જ નવલકથા તરફ વળ્યા. 'મળેલા જીવ' એ એમને મન એક અવતરણ છે. જે માત્ર ૨૩ કે ૨૪ દિવસમાં લખાઈ. ત્યારબાદ 'માનવીની ભવાઈ' લખી. તત્ત્વજ્ઞાન તરફના અભિગમને કારણે અરવિંદ દર્શન, રામાયણ, પુરાણ મહાભારત તરફ વળ્યા. અરવિંદ દર્શનને પ્રતિપાદ્ય બનાવી 'એક અનોખી પ્રીત' લખી. આજની પ્રયોગલક્ષી નવલકથા એમને મન બુદ્ધિનું જ સર્જન છે. નવલકથામાં 'કથાતત્ત્વ'ને મહત્ત્વ આપતાં તેમણે કહ્યું કે 'નવલકથામાં કથા એ રેલગાડીના પાટા સમા છે, જેમાં પાત્રો હોય અને પાત્રોમાં હોય મન.'

શ્રી પન્નાલાલની ચમત્કારસમી લેખનસૃષ્ટિમાંથી યુવા કથાકાર શ્રી અનંતમૂર્તિ એમની રચનાસૃષ્ટિમાં લઈ ગયા જે એકીસાથે સ્પંદનશીલ પણ છે અને બૌદ્ધિક પણ છે.

ક્રિયાકાંડી રુઢિવાદી પરિવારમાં ઊછરેલા લેખકને લેખન પ્રત્યે દોરનાર 'કથન અને કર્મ' વચ્ચે રહેલી અસંગતિ હતી, જેના સંદર્ભમાં એમણે એક પ્રસંગ ટાંક્યો. જે મઠમાં તે હંમેશાં પ્રવચન સાંભળવા જતા તે મઠના સ્વામીજીએ ગાંધીજીના મૃત્યુ સમયે દિલગીરીનો તાર કોંગ્રેસને પાઠવેલો અને એ જ સમયે તેમણે મઠમાં કહેલું 'સારું થયું કે તે મર્યા.' એટલું જ

નહીં એક બાજુ સવર્ણો હરિજનોને દૂર રાખે છે અને બીજી બાજુ હરિજન સ્ત્રીઓ સાથે અનૈતિક સંબંધો પણ બાંધે છે. આ તે કેવો ધર્મ ? પાશ્ચાત્ય લેખકોમાં તેમનો કોઈ એક વિશેષ આદર્શ નથી. આકાર, ફોર્મની સજગતા સાથે તેમનો ઝોક પ્રતીકવાદ તથા યથાર્થવાદ તરફ છે. શ્રી અનંતમૂર્તિ એક સભાન લેખક છે

આજે સિત્તેરનીય વય વટાવી ચુકેલા શ્રી શિવરામ કારંતે પોતાના સર્જન વિષે કહેતાં કહ્યું કે ૧૯૨૪થી તેમણે લખવાનું શરૂ કર્યું. તેમની પહેલી વાર્તા એક જાસૂસી વાર્તા હતી, જે દેવી સરસ્વતીને અર્પણ કરવામાં આવી હતી ૧૯૨૦માં ગાંધીવિચારધારાથી પ્રભાવિત થઈ સમાજસુધારનું પ્રણ લીધું. એ સાથે કેટલાંક સોદ્દેશ્ય નાટકો લખ્યાં ઉછીના વિચારોની વ્યર્થતા સમજાતાં, જીવનના પ્રશ્નોને સમજવા માટે લખવાનું શરૂ કર્યું. તેમણે કહ્યું કે માહિતીથી કશું જ ના લખી શકાય. ખરેખર તો તે ત્યારે જ સંભવે છે જ્યારે તે જીવનનો પ્રગાઢ અનુભવ બને. "જીવનના પ્રત્યેક પક્ષ વિશે હું ન લખી શકુ પરંતુ જે મને સૌથી વધુ સ્પર્શે છે તેના વિશે જ લખી શકું." લખતા પહેલાં વિષય, તેના ચરિત્ર, રંગ, ભાવ, વિચાર અને એવી અનેક રેખાઓ સ્પષ્ટ હોવી જોઈએ.

એક બાજુ શ્રી કારંતે કહ્યુ, 'હું એની જ વાત કરું છું જેને હું જાણું છું.' ત્યારે શ્રી દર્શકે કહ્યુ, 'જેનો મને અનુભવ છે એ વિષે મેં લખ્યું જ નથી.' લેખનના વિષયની વાત કરતા શ્રી દર્શકે કહ્યુ કે તેમના આસપાસનો પરિવેશ ક્યારે ય એમના લેખનનો વિષય નથી બન્યો. સર્જનવ્યાપારને અંતઃપુરની વાત, કહેતાં, તેમણે કહ્યું કે અંત પુરની વાત બહાર ન કહી શકાય અને જો કહેવા પણ જઈએ તો તેમા કૃત્રિમતા આવી જાય છે. નવલકથામાં મનુષ્યના સમગ્ર પક્ષો આવરી શકાય છે. શ્રી દર્શકનો ઐતિહાસિક નવલકથા પ્રત્યેનો અભિગમ એ વર્તમાન પ્રત્યેના અસંતોષનું કારણ છે. તેમના મતે તેમની 'સારી' નવલકથા લખવાની હજી બાકી છે.

સાંજની બેઠકમાં આ લેખકોના 'શબ્દ'નો આસ્વાદ પરિચય કરવાનો અવસર મળ્યો. અધ્યક્ષપદેથી કવિશ્રી ઉમાશંકર જોશીએ શ્રી અનંતમૂર્તિની 'સંસ્કાર' નવલનો આસ્વાદમૂલક વિસ્તૃત પરિચય આપ્યો. શ્રી પન્નાલાલે 'મળેલા જીવ'ના 'વિજોગની વેદના' પ્રકરણનો અંશ વાંચ્યો અને દુહા ગાયા. શ્રી અનંતમૂર્તિએ પોતાની અન્ય કૃતિઓ (ભારતીપુર, ઘટશ્રાદ્ધ)નો પરિચય આપી 'સંસ્કાર' નવલકથાના અંશનું કન્નડ તેમ જ અંગ્રેજીમાં વાંચન કર્યું. શ્રી કારંતે 'મરળી મણ્ણિગે'માંથી કન્નડમાં વાંચન કરી અંગ્રેજી અનુવાદ કર્યો શ્રી દર્શકે 'સોક્રેટીસ' અને 'ઝેર તો પીધાં જાણી જાણી'માંના કેટલાક અંશોનું પઠન કર્યું.

આ પ્રકારે સાહિત્યને માણ્યા બાદ સમીક્ષાશાસ્ત્રની વિશદ ચર્ચા સાંભળવાનો અવસર તા. ૨૨ની સાંજે મળ્યો. 'નગીનદાસ પારેખ કાવ્યશાસ્ત્ર-વ્યાખ્યાન માળા'નું બીજું વ્યાખ્યાન કર્ણાટકના ડૉ. કે કૃષ્ણમૂર્તિએ આપ્યું તેમના વ્યાખ્યાનનો વિષય હતો 'સાઈડ લાઈટ ઑન ઇન્ડિયન એસ્થેટિકસ'. તેમણે કહ્યું કે રસ કવિતા કે નાટકમા અનિવાર્યપણે છે જ. રસનો સૌંદર્યલક્ષી આનંદ ક્યારેય ચડતો કે ઊતરતો નથી હોતો એટલુ જ નહીં વિવિધ રસના આનંદને અનુભવના સ્તરે અલગઅલગ ન મૂકી શકાય. રસ ક્યારેય રસોદ્ભવ ન બની શકે. રસ એ સૌંદર્યઅનુભવ તરીકે અલગ છે અને રસ એ બ્રહ્માનંદ તરીકે અલગ છે.

પ્રો. કૃષ્ણમૂર્તિના વકતવ્ય બાદ અધ્યક્ષ શ્રી ઉમાશંકર જોશીએ પોતાની મૌલિક રીતિ અને દૃષ્ટિથી ભારતીય સાહિત્ય તત્ત્વ અને પાશ્ચાત્ય સાહિત્ય તત્ત્વની સમાતરતાની કરેલી વાત અને વ્યાખ્યા સાથે આ અનોખા સંગમ પર્વનું સમાપન થયું

[ 'પરબ' ડિસે. '૭૯માંથી ]

[તૃતીય ઇનામવિજેતા વાર્તાઓને ક્રમશઃ પ્રકટ કરાએ છીએ. સં.]

પ્રથમ ઇનામ

ભાસ્કર વખારિયા

# 'ક'નો શિલાવતાર–એક ઐતિહાસિક કરુણાન્તિકા

તમને જો રૂપક આપવાનો શોખ હોય તો તમે એને મકાનનું રૂપક આપી શકો.... ફક્ત મકાન નહીં, વૃદ્ધ મકાન. બાકી આમ તો એ પથ્થરનું હાડ હતું – કહો કે હાડપિંજર હતું. હજુ પણ એ એની પુરાણી યુવાનીની સ્થિતિમાં અસ્તિત્વ ધરાવી શકે છે – આ પૃથ્વી પર નહીં પણ અનંત બ્રહ્માંડના કોઈક બીજા ગ્રહ પર.

આમ તો મકાન એટલે મકાન. એકંદર મકાન તો કોઈ વૃક્ષના થડની બખોલમાં પણ હોઈ શકે, કોઈ ખડકની પોલમાં પણ હોઈ શકે, તે પડછાયાની ભરચક્ક વસ્તી વચ્ચે ભિંસાતું પણ હોઈ શકે, તો કોઈ ચીબરીની ચીસના એકલ પડઘાને ઝીલતું ખાલી અવકાશથી લપેટાયેલું પણ હોઈ શકે, કોઈ રાજાના ઉગમ–અસ્તની સાક્ષી પૂરતા પુરાણા કિલ્લા જેવું પણ હોઈ શકે તો વળી કોઈ ગામને છેવાડે, સૂર્યની જેમ કોઈ પડછાયાને નહીં તાકી શકતી નજરથી બધે તાકતું કોઈ ભૂતિયું મકાન પણ હોઈ શકે.

પણ આ તો સદીઓથી કોઈ નદીની સપાટી પરનાં હલબલતાં આકાશનાં પ્રતિબિંબને જોતું કિનારા પર ગુપચુપ બેઠેલું મકાન હતું જેનાં દેહપદાર્થ, પ્રાણ સર્વમાં હતા પથ્થર જ પથ્થર.

એ જમાનામાં એક હતો 'ક', અને 'ક' તે કદાચ આદમ અને ઈવનો પ્રથમ વંશજ પણ હોય, કે પછી એ એમાંથી જ કોઈ એક હોય કે પછી કદાચ...એમનો કોઈ અદ્યાપિ અણજાણ્યો પૂર્વજ પણ હોય. ગમે તે હોય પણ તે સમયે એક જ હતો, એ 'ક' જ હતો.

તે સમયે બધાંને એમ જ લાગતું કે 'ક'ને માત્ર કિનારા જોડે જ દોસ્તી હોય કારણ હંમેશાં એ આતુર ઊંચા કાને અને શૂન્યમનસ્ક નજરે નદીની સપાટી પરથી પસાર થતાં પ્રતિબિંબોને તાકતો ટૂંટિયું વળીને કિનારા પર બેઠો હોય. અને ત્યારે સૂર્ય પણ હંમેશાં 'ક'ને વિસ્મયભરી નજરે તાકતો ટેકરીની ઓથેથી ઊગતો અને 'ક'ના રહસ્ય વિષે વિચારતાં–વિચારતાં માર્ગ પૂરો કરી ઉદાસ ચહેરે નદીનાં પાણીમાં ડૂબી જતો. આકાશને પણ એવું જ લાગતું કે 'ક'ને કિનારા સાથે જ દોસ્તી હશે કારણ 'ક'ની કિનારા સાથેની મૈત્રીનાં ધૈર્ય જ તો એને 'ક'નો ને 'ક'ના પડછાયાનો ભાર ઝીલતા કિનારાના ટુકડાનાં દર્શન દીર્ઘકાળથી કરવા દીધાં નહોતાં. આકાશને દુઃખ હતું કે કિનારાનો એટલો ટુકડો આકાશથી વંચિત રહી જતો હતો, તો સાથે સાથે એને ભય પણ હતો કે ક્યારેય ઊંચે નહીં જોનારી 'ક'ની આંખોમાં તેના સકળ અસ્તિત્વને શોષી લેવા જેટલાં પોલાણ અને તરસ હોય તો.

તોય ક્યારેક એની નજર નદીના તરંગ પર ચમકીને લુપ્ત થઈ જતાં સૂર્યનાં પ્રતિબિંબ પર ને પોતાના પડછાયા પર પડી જતી. આથી એ પડછાયાને ટૂંકો કરવા ટૂંટિયું વળીને અને નદીને નહીં જોવા નીચી મૂંડી કરીને બેસી ગયો. હવે એની કોડી જેવી નિષ્પ્રાણ, ભાવહીન આંખો કશાને જોતી નહોતી. પણ તેના આતુર, ઊંચા, સરવા કાન......

'ક'ને થયું કે એના હૃદયમાં વિસ્તરતું આકાશ જો એમ ને એમ જ વિસ્તરતું રહેશે તો કદાચ એમાં શૂન્યાવકાશ પણ સર્જાય ને પછી તો...એનું શબ જેવું અસ્તિત્વ ભલે અકબંધ રહે પણ એને જીવનનો ભેટો ક્યારેય નહીં થાય. આજુબાજુનું વાતાવરણ ને પેલા પથ્થરિયા હાડમાંથી ઊઠતા સૂરો માત્ર તેના કાન સુધી આવતા, પણ હૃદયનું આકાશ એ લૌકિક સૂરો માટે અસ્પર્શ્ય હતું ને એ આકાશ તો બસ વિસ્તરતું જતું હતું. ને તેથી 'ક'એ એ આકાશને બાંધવાનો વિચાર કર્યો. પ્રબળ પુરુષાર્થથી એણે આખા દેહની ચેતનાઓને ઠારી દીધી–એક માત્ર કાન સિવાય... એની શિરાઓમાં, નસોમાં વહેતું, ધગધગતું, ઊછળતું લોહી બરફ બની ગયું ને તેમાં મોજથી વહેતી સંગીતની નાવડી ત્યાં જ ઊભી રહી ગઈ. એના હૃદયમાંનું વિસ્તરતું આકાશ ગુંગળાઈને સંકોચાવા માંડ્યું, સંગીતના મેઘધનુષ્યની ત્રિજ્યા ઘટતી જ રહી, ઘટતી જ રહી ને...છેલ્લે એના ચેતના તત્ત્વનો ને એની તત્ત્વચેતનાનો સૂક્ષ્મ અંશુ જીવિત રહી ગયો. એનું બાકીનું અસ્તિત્વ માત્ર કવચ બની ગયું.

હવે એની ત્વચામાં છિદ્રોને ભેદી શકે, એની કીકીમાં પ્રતિબિંબાઈને ભાવ જગાડી શકે, એના કાનમાં પ્રવેશ પામીને એના અસ્તિત્વને ડોલાવી શકે એવાં કોઈ જ અનુભૂતિ, માધ્યમ કે પદાર્થ રહ્યાં નહોતાં..સિવાય એક માત્ર દિવ્ય સંગીતના સૂર. ને તેથી જ એ દિવ્ય સૂર વિનાના જગત માટે 'ક'ના અસ્તિત્વમાં ને ખડકમાં કશો પણ ફરક નહોતો. દુનિયા માટે તો એ કોઈ ખડક જ હતો. ને એ જ દુનિયાના મત મુજબ 'ક'એ સ્વેચ્છાએ રાજીખુશીથી શિલાવતારનો સ્વીકાર કર્યો હતો. હવે એને 'ક' કહેવો મુશ્કેલ હતું, કારણ 'ક'ના દેહને નડી શકે એવી દરેક ભૌતિક હસ્તી માટે તે અસ્પર્શ્ય અને દુર્ગમ બની ગયો હતો તો વળી એને ખડક પણ નહીં કહી શકાય, કારણ ગમે તેટલાં તડકો કે વરસાદ પડે, એનામાં તિરાડ પડવાની નહોતી ને એના હૃદયમાં હજુ ચૈતન્યનો અંશ પ્રજ્વળતો હતો.

પણ...સૂર્ય, ચંદ્ર, તારા, વાદળ, આકાશ, નદી, કિનારો, તડકો, હવા અને છેલ્લે...પેલા મકાને કે પથ્થરના હાડે પણ તેને ખડક તરીકે સ્વીકારી લીધો. ને ત્યાર પછી તો પથ્થરિયા હાડે બાહ્ય રીતે પથ્થરપણાને ભૂલવા માંડ્યું, ને 'ક'ના જન્મ પહેલાં 'હોવા છતાં કશું જ નહોતું' એવું તે હાડ તેની આસપાસ અનેક અધ્યાસો ઊભા કરી પોતાને 'ક'નું સમોવડિયું માનવા લાગ્યું. એણે વહેવડાવેલા કોઈ જ સૂરમાં 'ક'ના અસ્તિત્વને વહેતી નદી બનાવી જીવન અર્પી શકવાનું સામર્થ્ય નહોતું અને એ હોવું જોઈએ એવું પેલા હાડને ક્યારેય લાગ્યું નહોતું – લાગ્યું નથી.

× × ×

કહેવાય છે કે આજે આખી દુનિયા પેલા પથ્થરિયા હાડના વંશજોથી ઊભરાય છે. છતાં એ સૌ મૃગજળની આરસીમાં પોતાનું પ્રતિબિંબ જોઈને 'ક'ના વંશજ હોવાનો મિથ્યા દાવો હંમેશ કર્યા કરે છે. જો કે 'ક'ને શિલાવતારમાંથી મુક્ત કરવાનું સામર્થ્ય એ કોઈનામાં નથી ને એ પણ શક્ય છે કે જો કોઈક 'ક' ભૂલેચૂકે કે નસીબજોગે આજે પાકે તો તેને પણ તેઓ શિલાવતાર ગ્રહણ કરવાની સહેલાઈથી ફરજ પાડે.

ચંદ્રકાંત શાહ

# બે-ચાર વાક્યોની વાર્તા

દ્વિતીય ઇનામ

**શહેરમાં વાત ચાલી રહી છે :**

આજકાલ થોડાક છેલબટાઉ શબ્દો સરઘસ કાઢ્યાનો દેખાવ કરે છે. સત્તાવાળાઓ વ્યવસ્થા પાછળ ખાસ જહેમત ઉઠાવતા નથી, એટલે રસ્તા પર ધસી આવતા શબ્દો રાહદારીઓને ખૂબ નડે છે. શબ્દોને ભાંગફોડ કરવાની આદત નથી છતા માણસો એમનાથી ત્રાસી ગયા છે.

શબ્દોએ પોતાનો દાવ અજમાવ્યો છે. શહેરમાં ફરી ઉકળાટ વધી રહ્યો છે. ધાંધલ મચી છે. વેરવિખેર પડેલા માણસોમાં સળવળાટ થાય છે. અને ગયા ઉનાળાની ગરમીમાં થયેલી દોડધામ અચાનક યાદ આવી જાય છે.

**માણસો એકબીજાને મળે છે :**

છાતીમાં ધરબાઈ રહેલા શબ્દો ઉધરસની સાથે જ માણસોના મોંમાંથી છૂટે છે. એકબીજાને વાગે છે. જ્યાં ત્યાં અફળાય છે. પછડાય છે. પડઘાય છે. ખોટી અંધાધૂંધી ફેલાવે છે અને સમણે હાથ દઈને પાછા ગજવામાં ભરાઈ બેસે છે.

એક ઘટના પૂરી થાય છે. જેની ખાસ નોંધ થઈ નથી. શબ્દો પાણી સાથે કે પાણી વગર માણસોને તાળવે ચોંટી જાય છે. હેરાન થયેલા માણસો ખુદ એમના જ મોંમાંથી આવતી શબ્દોની ગંદી વાસથી ડઘાઈ જાય છે. એકબીજાની સામે જોયા વિના છૂટા પડવાનું મન થાય છે. પાટલૂનના ખિસ્સામાં હાથ સંતાડીને બધા એકબીજાને પીઠ ધરી ઊભા રહે છે.

**મળેલા માણસો વિખરાય છે :**

રસ્તે જતા માણસોને એક વિચાર આવે છે ચમકે છે. દાદીમાની સાથળ પર બેસીને સાંભળેલી વાતો પરથી એમ લાગે છે કે આપણા પૂર્વજોએ પણ પીઠામાં જઈ આવેલા એ શબ્દોનો ઉપયોગ સંબંધો ટકાવી રાખવાના હથિયાર તરીકે કર્યો છે એમણે એમના પર-પુત્રોને આ શબ્દોની ઘડમા સજ્જડ બેસાડી દીધા છે. આ શબ્દો ગળથૂથીમા આપીને એમણે આવનારી પેઢીને ખૂબ દુઃખી કરી છે. બોલચાલની ભાષામા વ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગયેલા શબ્દો એક હેરાનગતિ છે. અને હવે લાગે છે કે કંઈક કરી છૂટવાનો સમય પાકી ગયો છે.

**શહેરમાં હાકલ પડે છે :**

આ શબ્દોએ આપણી મર્યાદાઓને વિસ્તરતી અટકાવી છે. કંઈક નવું કરી છૂટવાની આપણી

ધગશ પર પાણી ફેરવી નાખ્યું છે. ટૂંકમાં આ શબ્દો આપણને નપુંસક બનાવવાની પેરવીમાં છે. માટે, આવા શબ્દોને ધરમૂળથી ઉખેડી નાખવા સૌ તત્પર બનો. હામ ભીડો. કમ્મર કસો.

શહેરમાં પડેલી હાકલ જોર પકડે છે અને બુદ્ધિજીવીઓનું લોહી ઊકળી ઊઠે છે.

**વિખરાયેલા માણસો દોડાદોડી કરી મૂકે છે :**

ખિસ્સામાં રહી ગયેલી આંગળીઓ તરત હવામાં વિંઝાય છે. શબ્દો એમ સહેલાઈથી કોઈના હાથમાં આવતા નથી. મારફાડ કરવાની ઇચ્છા રાખતા શબ્દો ગલ્લીના નાકા પરથી દોડી જતા માણસોને સશસ્ત્ર આડા ફરે છે. મકાનો અને દુકાનોને ઘેરો ચાલે છે. ઘેર પાછા વળતા માણસો પર બળજબરી કરે છે. લૂંટ ચલાવે છે. ટોળા પર તીડની જેમ ધસે છે. એકલાને ગુંગળાવી મારે છે. ઘરમાં ઘૂસીને ચ્હા–પાણી નાસ્તાનો દોર ચલાવે છે. સુધારાવાળાઓને નાકે દમ લાવી દે છે. વગર ટિકિટે ટ્રેન પકડી ભાગી છૂટે છે. અને ઉપરથી સર્વોપરિ હોવાનો દાવો કરે છે. શબ્દો વિશે ફરિયાદ કરવાની કોઈની હિંમત ચાલતી નથી. બધાનું ઘેન ભાંગી પડયું છે. ધમકી ન અપાયેલા શબ્દો માથે ચડી બેસે છે. નાની નાની ચડ્ડીવાળા છોકરાઓની રમત બગાડે છે અને શેડારી છોકરીઓની છાતી ચૂંથે છે. શેરીની ધૂળ રગળતા શબ્દોને કાન આમળીને ઘરભેગાં કરવાવાળી શબ્દોની મા આજે ક્યાં ખોવાઈ ગઈ ? ક્યાં ?

માણસોની જીભના લોચા વળી ગયા છે. આડકતરી રીતે પણ કંઈ થાય એમ લાગતું નથી

**દોડાદોડી કરીને થાકી ગયેલા માણસો શાંત બેસે છે :**

તંબાકુના સેવનથી શબ્દો ઉત્તેજિત થાય છે. શબ્દો જ્યારથી ફાવે તેમ વર્તવા માંડયા છે ત્યારથી માણસોમાં એટલે કે નાના નાના છોકરાઓ અ અણસમજુ છોકરીઓ સિવાય ભાઈ–ભાભી–કાકા મામા–ફોઈ–મા–બાપ વગેરેમાં એક ગજબ પ્રકારની ધાક બેસી ગઈ છે. દૂરના સગાઓ તો ક્યારના કંટાળી ગયા છે.

શબ્દોના ઢીલાઈ ગયેલા સ્તન સામે કે બેસી ગયેલી છાતી સામે કોઈ આંગળી કેમ નથી ઉઠાવતું ? ખરબચડી ચામડીવાળા માણસોને કેમ કંઈ થતુ નથી ?

**માણસોમાં ચાલી રહેલી વાત જોર પકડે છે :**

હડહડ થયેલા માણસોની વાતોમાં હાંફ ચડવાને અણસાર આવે છે. શબ્દો માટે કોઈ સર્વનામ વાપરવા પણ તૈયાર નથી. શબ્દો આમ તો સાર પણ જરા અવળચંડા. સારાની સાથેય બગાડે. બાક આમ તો શબ્દો એટલે ઘરડા જીવ, ભલા માણસો સજ્જનો છે. ખોટી કનડગત નહિ. જવા દો, શબ્દોન વાતમાં કંઈ માલ નથી અથવા તો વાંધાજનક શબ્દે વિશે વધુ બોલવું હિતાવહ નહિ.

એકબીજાની સામે આંખ ઉગામ્યા વિના માણસે પાણી જેવા પદાર્થો ગટગટાવ્યે જાય છે. ઊભા થઈ એકબીજાની કાંધ પર હાથ લટકાવે છે અને એમ એમ ઊભા રહે છે.

**માણસો સૂંગા થયા વિના છુટ્ટા પડે છે :**

આળવીતરા શબ્દો જોવામાં અલમસ્ત. લોહીમ ભળેલાં આડેધડ તત્ત્વો શાંત. અને ધટ્ટ. ગમે ત્યાંથ ગમે તેવું ખાઈને પેટ ભરતા શબ્દોને તાવ આવે માથું ચડે ત્યારે એમની ભાળ કાઢવા દૂર દેશાવરથ બીજા શબ્દો આવી ચડે છે. સ્થાનિક શબ્દોન

ચીસ ફાટી ગઈ, આખું જંગલ જડ બની ગયું. મારી ચીસ વંધ્ય બની ગઈ. શબ્દ શાપિત અહલ્યા બની ગયો. ગળામાં વહેતું કશુંક ભીનું ભીનું સુકાઈ ગયું. લોહીમાં ભ્રમણ કરતાં અટકી ગયું. બાએ કપાળ પર હાથ મૂકયો. જાગી તો આખું શરીર પરસેવે રેબઝેબ હતું. થોડીક ક્ષણો પછી જ ખ્યાલ આવ્યો કે હું પથારીમાં છું મારી પાસે ગભરાઈ ગયેલી મારી બા બેઠી છે. એની રિકત આંખોમાં પ્રશ્નો ફૂટયા છે અંકુરની જેમ. ઘણા બધા પ્રશ્નો.

'શું થયું ચકુ !' એણે કપાળ પર હાથ ફેરવતાં કહ્યું.

'કંઈ નહિ બા ! એ...તો સ્વપ્ન આવેલું' મેં અચકાતાં ધીમા સ્વરે કહ્યું: 'હમણાં હમણાંથી આવાં બધાં સ્વપ્નો રોજ આવે છે. નિયમિત રીતે, ઊંઘની જેમ, હું પથારીમાં બેઠી હતી. બાએ પીઠ પર હાથ ફેરવ્યો. મોં ઉપરનો પરસેવો લૂછ્યો અને બોલી: 'સૂઈ જા બેટા ! હજી તો મધરાત થઈ છે.'

હું ચાદર ઓઢીને સૂતી. બા એની પથારીમાં ગઈ. બાએ પડખું ફેરવ્યું. ઘરની જીર્ણ ભીતો વિસ્તરવા લાગી. મારામાં ચણાવા લાગી અને પડવા લાગી. દીવાલોનું સ્વરવતું મૌન મારી સાથે બબડવા લાગ્યું.

દરરોજ રાત્રે ઊંઘતી વખતે દાદીમા પાસેથી ફૂલ જેવી નાજુક પરીઓ, રાજકુમારીઓ, અજબ દેવ-દેવીઓ તથા વાવમાંની બોલતી પૂતળીઓ, અને રાજકુમારોની વાતો સાંભળી સાંભળીને હું મારી જાતને એક સોહામણી, નાજુક રાજકુમારી સમજવા લાગી હતી. એ જ રાજકુમારી જેને એક દુષ્ટ રાક્ષસે સાત સાગર પાર એક નાનકડા ટાપુ ઉપર કેદ કરી રાખી હતી. અચાનક, એક શુભ દિવસે એક તેજસ્વી અને ખૂબસૂરત રાજકુમાર 'પંખાળા ઘોડા' પર બેસી ત્યાં આવી પહોંચે છે. તે એને મળે છે. બેટ ઉપર રાક્ષસ હાજર નથી રાજકુમારને રાજકુમારી ગમી જાય છે. થોડીકવારમા તો રાક્ષસ આવે .. છે. તો રાક્ષસ સાથે યુદ્ધ કરે છે. અને રાક્ષસને હરાવે છે. રાજકુમારીને મુક્ત કરે છે. તેને પોતાની સાથે પોતાના દેશમાં લઈ જાય છે અને તેની સાથે લગ્ન કરી તેને પોતાની પટરાણી બનાવે છે.

વધતી જતી વયની સાથોસાથ રાજકુમારી હોવાનો ખ્યાલ મનમાં દૃઢ થતો ગયો. અને કયારેય ન જોયેલા કોઈ અજાણ્યા રાજકુમારને મળવાની ઝંખના તીવ્ર થતી ગઈ.

આમ ને આમ રાજકુમારની પ્રતીક્ષા કરતાં કરતાં બાલ્યાવસ્થા વટાવી જુવાનીને ઉંબરે આવીને ઊભી છું. હવે આ પ્રતીક્ષા અસહ્ય થતી જાય છે. બેટ ઉપરની એકલતા ચટકવા લાગી છે. વ્યગ્રતા જલદીથી કોરી ખાવા લાગી છે, ઉધઈની જેમ. કારણ કે મારી અંદર રહેલી રાજકુમારી કયારેય ન ભેદાય એવા બેટ ઉપર કેદ થયેલી છે. રાજકુમાર કયારેય નથી આવી શકતો રાક્ષસના આ બેટ ઉપર

હું નાની હતી ત્યારે જ દાદીમા તો બિચારી મરી ગઈ. જો તે આજે જીવતી હોત તો હું તેને પૂછત કે, શું એ રાજકુમારીને રાક્ષસના બદીવાસમાંથી છુટકારો મેળવવા માટે બાળપણથી જવાની સુધી રાહ જોવી પડેલી ખરી ? આટલો બધો લાંબો સમય એણે રાહ કેવી રીતે જોઈ હશે ?

અત્યારે અમે સાત ભાઈ બહેનો છીએ. બધાં ભાઈ-ભાંડુઓમાં હું સૌથી મોટી છું. મારાથી નાનો જગ્ગુ—જગલો છે. મારી બા મારી દાદીમાની એકની એક છોકરી હતી. તે કયારેક કયારેક નિઃશ્વાસ નાખીને કહ્યા કરે છે કે તેની બાએ તેને ખૂબ લાડકોડથી મોટી કરી હતી, પણ લાડકોડથી મોટી થયેલી મારી બાની હાલત અત્યારે એવી તો થઈ ગઈ છે કે દરેક જોનારને એની ઉપર દયા ઊપજે ! હાડચામથી ભરેલું માત્ર હાડપિંજર છે. ફેર એટલો જ કે હરતુંફરતું જીવતું-જાગતું ચાવી દીધેલા પૂતળા

જેવું હાડપિંજર ! પણ મારા બાપને એના ઉપર ક્યારેય દયા નથી આવતી. બાને બિચારીને એ કેટલી બધી ગાળો ભાંડે છે ?—સાલી કૂતરી ! ગધેડી ! તને શું દુઃખ છે ? દુઃખી તો હું છું. જો મને જો સાલ્લી......તમારા માટે આખ્ખો દિવસ કામમાં બળદની જેમ જોતરાઈ રહેવું પડે છે. બસ દરરોજ એક જ કડાકૂટમાં પડ્યો હોઉં છું કે તમારું ભલું શી રીતે થાય ? ક્રિકેટની આખી ટીમ છે ઘરમાં. સાલાં કામ વગરનાં બધાં. નવરાં...મારે શું ? જો હું ઇચ્છું તો મારી આટલી આવકમાંથી હું બંગલો અને સ્કુટર ખરીદી શકું અને આરામથી રહી શકું.

મારો બાપ અગરબત્તી બનાવવાના એક કારખાનામાં નોકરી કરે છે. પગાર એટલો સારો નથી મળતો કે અમે સારું ભોજન જમી શકીએ. ખેર, અમે જે ખાઈએ છીએ એને ભોજન કહેવું કે કેમ એ પણ એક પ્રશ્ન છે ! ઘરમાં જે કંઈ પણ ખાવાનું બને છે તેમાંથી સારોમાં સારું કહી શકાય એવું બા પહેલાં બાપ આગળ મૂકે છે. એ જમી રહે પછી અમને ખવડાવે છે. અને છેલ્લે વધ્યુંઘટ્યું જે હોય તે એક ખૂણામાં બેસી બા બિચારી પાણી સાથે ખાય છે. અને પાણી પીધા પછી ઓડકાર ખાય છે.

હું જ્યારથી સમજણી થઈ છું ત્યારથી તો મને ખ્યાલ છે કે, એવો કોઈ તહેવાર, એવી કોઈ દીવાળી યાદ નથી કે મારી બા માટે કે અમારે માટે નવાં કપડાં સીવડાવ્યાં હોય ! તે ફાટ્યોતૂટ્યો ચણિયો અને થીંગડાં મારેલો સાલ્લો પહેરીને—ગાંઠી વાળીને એના જીવનના દિવસો પૂરા કરે છે. કહો કે જીવે છે.

અમારા ભાગ્યમાં ક્યાં કશું લખાયું છે ? અમારી હથેળીઓમાં તોરણ વિસ્તરતાં જાય છે આસ્ફાલ્ટનાં. ભાગ્યરેખાઓ કશું જ નથી બોલતી. આંગળીઓનાં ટેરવાં પરનાં ચક્રો અને શંખ ઘસાઈ ગયાં છે. અર્થહીન છે આ વિશ્વ અમારા માટે ! લોહીમાં ઓગળે છે ડામર ને શ્વાસોમાં કશુંક ગંઠાતું જાય છે...

મારો બાપ ઘરનો એક–ચક્રી રાજા છે. ઘરનો સ્વામી છે. ઘરમાં એ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી તો ખુલ્લી તલવારની જેમ લટકતો જ રહે છે. સતત ! મારી બાને તે ખૂબ વઢે છે. વાત વાતમાં ગુસ્સો કરે છે ને ગાળો બોલે છે. તેના મોં ઉપર હાથ દાબી તેને ઢોરમાર મારે છે. એ કસાઈ કરતાં પણ વધારે કઠણ કાળજાવાળો છે. એ એટલો બધો ક્રૂર થઈને બાને મારે છે કે, બિચારી બાના નાક અને મોંમાંથી લોહી ટપકવા માંડે છે. છતાં એ અચકાતો નથી. બાને માર્યે જ જાય છે. મારાં નાનાં ભાઈ–બહેનો બેબાકળાં બની જાય છે. ડરનાં માર્યાં ધ્રૂજતાં હોય છે. તેમનો જીવ તાળવે ચોંટી જાય છે. દરેક લાત અને અડબોથ વખતે મારી બહેન ગંગા, જે સૌથી નાની છે, તે કીકીઆરીઓ પાડીને મોટેથી રડે છે. ઘણીવાર એ ડરની મારી ઊભી ને ઊભી ચડ્ડીમાં મૂતરી જાય છે. આટઆટલો મૂઢ માર પડવા છતાં મારી બા–ઉંહ–કે–અરે !–સુધ્ધાં નથી કરતી. તેની આંખોમાંથી એક આંસુય નથી ટપકતું ! કદાચ એના બદલે ગંગા જ રડી લે છે. ગંગાને વેદના થાય છે. ગંગા બૂમો પાડે છે.

તેમ છતાં રાતે બધાં સૂઈ જાય છે ત્યારે મેં એનાં ડૂસકાંનો ધીમો અવાજ સાંભળ્યો છે. અને જ્યારે પણ હું એને રડતી સાંભળી ધીમેથી એની પાસે ગઈ છું ત્યારે એણે સ્વસ્થ થઈને આંસુ છુપાવ્યાં છે.

રાતના દશ (૧૦) વાગ્યા છે.

અમે બધાં ભૂખથી આકુળવ્યાકુળ છીએ. આમ તો સામાન્ય રીતે બાપ સાત વાગે ઘેર આવી જાય છે. આવીને હાથ, પગ અને મોં ધુએ છે.

જ્યાં સુધી એ ખાઈ ન રહે ત્યાં સુધી ભૂખ્યાં બાળકો આમતેમ આંટાફેરા કરે છે. ટળવળે છે. બા

એની પહેલાં કોઈનેય ખાવા નથી આપતી. ક્યાંક એના માટે ખાવાનું ખૂટી જાય તો ? તેના જમ્યા બાદ અમે બધાં બાળકો ભૂખ્યાં વરૂઓની જેમ ખાવા ઉપર તૂટી પડીએ છીએ. પણ આજે તો હજી સુધી એ ઘેર નથી આવ્યો.

બાળકો તો શું ?

ભૂખથી આજે હુંય રડમસ થઇ ગઈ છું. ગંગા રડીરડીને ખાવા માગી રહી છે. બા એને ધમકાવે છે. મને ખબર છે કે બાને પણ ખૂબ જ ભૂખ લાગી છે. કામ કરતાં કરતા તે લથડી પડે છે. સાંજે અમે તો ચાની સાથે અડધી અડધી રોટલીય ખાધી હતી. પણ બિચારી બાએ તો ફક્ત એક રકાબી જેટલી ચા જ પીધી હતી મને ગંગાની દયા આવે છે. માબાપને મનમાં ને મનમાં દઈ શકાય એટલી ગાળો ભાંડું છું. બા સાથે ઝઘડીને બાળકોને ખાવા બેસાડું છું અને હું પણ ખાઉં છું. ખાતાં ખાતાં એની સામે જોઉં છું. મારા ગળામાં ડૂમો બાઝી જાય છે. એ આંખોના ખૂણા સાફ કરે છે. તેની બે આંખોમાં કોરું આકાશ વેદના લઈને બેઠું છે રણની. માત્ર વેદના, ડૂસકાં વિનાની વેદના.

અગિયાર થવા આવ્યા છે.

તે ઘરમાં દાખલ થાય છે. કોક ગીતની પંક્તિ ગણગણે છે. કદાચ પિક્ચર જોઈને આવ્યો હશે. હાથ ધોઈને સીધો ખાટલા ઉપર બેસી જાય છે. બા ખાવાનું લાવીને મૂકે છે તે કંઈ પણ બોલ્યા સિવાય જલ્દી જલ્દી કોળિયો મોઢામાં મૂકે છે. અને તરત જ મોંનો વાંકોચૂકો નકશો બનાવી કોળિયો થૂંકી દે છે. થાળીને જોરથી પછાડે છે. ગધેડી ! આ તો માણસે ખાવાનું છે કે ઢોરને ? તેની આંખો લાલપીળી થઈ જાય છે તે જોરથી થાળીને લાત મારે છે અને બાને ચોટીમાંથી પકડી લમણામાં બે ચાર તમાચા લગાવી દે છે. બા બિચારી બેહોશ થઈને ઢળી પડે છે. તે વિજયી યોદ્ધાની જેમ અદાથી

એને જોઈને ક્યારેક મારા હૈયામાં વેદનાની શૂળ ઊપડે છે તો ક્યારેક ગુસ્સો પણ આવે છે.

એને કશી જ ચિંતા નથી. ન તો ખાવા-પીવાની ચિંતા કે ન તો પહેરવા ઓઢવાની ચિંતા! બાપ એટલી બધી મારે છે અને ગાળો બોલે છે છતાં એ તો ચૂપ જ રહે છે. આપણા તો કાનના કીડાય ખરી પડે એની ગાળો સાંભળીને! પણ બા તો બિચારી બધું સહન કરે છે.

*          *          *

એ દિવસે એ થોડી મોડી ઊઠી. આખી રાત તાવને લીધે એ બકતી હતી. બાપને ચાનું મોડુ થયું. સવારમાં ઊઠતાંવેંત બાનું સૌથી પહેલું કામ એ છે કે તેણે બાપને ગરમાગરમ ચા પાવી. એ જ્યાં સુધી સવારે ચા નથી પીતો ત્યાં સુધી એને કશું જ સુઝતું નથી. ઊઠીને ખાટલામાં બેઠો બેઠો બગાસાં ખાધા કરે છે. આળસ મરડે છે અને ગાળો બોલે છે.

બાએ મહામહેનતે ચા બનાવી અને તેની પાસે લઈને ગઈ. તેણે દારૂડિયાની અદાથી જોરથી કપરકાબી ઉપર હાથ માર્યો ને તે નીચે પડીને ફૂટી ગયાં. બાના હાથની કેટલીક બંગડીઓ પણ ફૂટી ગઈ. ગરમાગરમ ચા બાના હાથો પર ઢોળાઈ ગઈ. એણે ઊભા થઈને બાના બરડા પર ચાર છ લાફા-ગડદા લગાવી દીધા. ગાળોનું ઝાપટું વરસ્યું. બાના મોંમાંથી લોહી વહેતું હતું. છેલ્લો લાફો એણે મોં પર માર્યો હતો. તેનો એક દાંત ઊખડી ગયો હતો. છતાં એની આંખોમાં આંસુનું એકકેય ટીંપુ ક્યાં હતું? પાંપણ પર ભીનાશ સુધ્ધા ન હતી. મારની એના પર કોઈ જ અસર વરતાતી નથી. એ ઠરડાયેલી આંખોથી મોંમાંથી ટપકીને જમીન પર પડેલા લોહીને ટગર ટગર જોઈ રહી છે. વહી જતા લોહીનું એને મન કોઈ જ મૂલ્ય નથી.

એ બાને ક્યારે પ્રેમથી બોલાવે છે? બાને તો એ માત્ર ઘર ઉપરની છતનું છાપરું જ સમજે છે. એણે ક્યારેય અમને પ્રેમથી નથી બોલાવ્યાં. આ સૌથી નાની ગંગાનેય ક્યાં એ કદી બોલાવે છે? લોકો પારકાં છોકરાંનેય પ્રેમથી બોલાવે છે કે પછી પ્રેમથી બોલાવવાનો ઢોંગ પણ કરે તો છે જ. પણ આ તો બોલાવતો સુધ્ધાં નથી. તે ક્યારેય અમારા માટે રૂપિયો આઠ આનાની મીઠાઈ નથી લાવ્યો. બીજાં બાળકોનાં મા-બાપો બાળકો માટે શું શું નથી ખરીદી લાવતાં!......

રમકડાંવાળો ગલીમાં બૂમબરાડા પાડતો અને પી...પી...પી...કરતો આવે છે. આખી શેરીનાં બાળકો એને જોઈને રમકડાં ખરીદવા દોડી આવે છે. એને ઘેરી વળે છે. ગંગા ઘરની બહાર નીકળે છે. શેરીમાં જઈને દૂરથી રમકડાંવાળાને જોઈ રહે છે. મોમાં અંગૂઠો નાખીને ચૂસે છે. અને.....બાળકો, એની જ ઉંમરનાં બાળકોને એ આનંદથી રમકડાં સાથે રમતાં જોઈ રહે છે. અમારા ઘરમાં રોટલી જ લાંબું આકાશ છે. ફેરિયાનો અવાજ બીજાં બાળકો માટે છે, અમારે માટે તો હરગીઝ નહિ. અમે ખુલ્લું આકાશ છીએ. અમારે આધાર જેવું ક્યાં છે? આકાશને ક્યાં છે આધાર?

એક દિવસ સાંજે મારી બા અને બાપ બંને એકલાં જ હતાં. બા ધીમેથી એને કશીક વાત કહેતી હતી. તેણે મારું નામ લીધું હતું. હા, મારું જ આકાશ જેવું ખુલ્લું નામ! ચકુ(ડી)!! મારું નામ પડતાં જ મારા કાન સરવા થઈ ગયા હતા. અને હૃદય ધબકવા લાગ્યું હતું. એણે ધીમા છતાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું, 'આપણી ચકુડી હવે જવાન થઈ ગઈ છે. એ વિષે તમે કંઈ વિચાર્યું છે ખરું? હવે એનું લગન કરવું પડશે કે નહિ? દીકરી તો સાપનો ભારો કે'વાય!' બાની વાત સાંભળીને મારું દિલ ધબકી ઊઠે છે. મારા ઘરની પરિસ્થિતિ મારાં

આંખો સામે સળવળે છે. — બા અને બાપનો સંબંધ, બાળકો સાથેનો એનો વર્તાવ. બાની મજબૂરી. દાદીમાએ બાળપણમાં સંભળાવેલી બધી જ વાર્તાઓ ઊમટી પડે છે. પાછો મને એક સુંદર રાજકુમાર દેખાય છે. એ મને ક્યારે કહેશે કે ચકુ! હું તને મુક્ત કરવા આવ્યો છું.

* * *

જગ્ગુ સત્તર વર્ષનો થઈ ગયો છે. એણે સ્કૂલનું બારણુંય નથી જોયું. અડોશપડોશમાંથી બાળકો જ્યારે સવારે નાહીધોઈ સ્વચ્છ કપડાં પહેરી સ્કૂલે જાય છે ત્યારે જગ્ગુ બિચારો બાઘાની જેમ એમને આશ્ચર્યથી જોયા કરે છે. બાપે એને રાયપુર મિલમાં ગોઠવી દેવાની વેતરણ કરી છે, એવો એનો કડક હુકમ હતો. એના નસીબમાં માત્ર મજૂરી જ લખાયેલી છે. એના નસીબમાં તો માત્ર એક ગધેડું જ ભૂંકે છે. બાપને છોકરાની ક્યાં પડી છે? છોકરો મેળવવા માટે તો લોકો દેવું કરીનેય જાતરાએ જાય છે. આખું જીવન ઘસી નાખે છે તોય છોકરો ક્યાં અવતરે છે? પણ મારા બાપને તો ક્યાં ચિંતા છે કોઈની?........

સવાર થઈ ગઈ છે.

મારી બા હજી સુધી સૂતી છે. કાગડા સામેના લીમડાના ઝાડ પર કા...કા...કા... કરી રહ્યા છે. બાપ ખાટલામાં પાસાં ઘસી રહ્યો છે. અમે બધાં બાળકો ઊઠી ગયાં છીએ બાપને ચા નથી મળી. અમે બધાં પરેશાન છીએ. બાપ હમણાં બાને મારશે એ બીકે સ્તો વળી.

બા બિચારી અબ્દુલની ઘાણીનો બળદ બની આખો દિવસ ફર્યા કરે છે. એ ક્યાં સુખે ઊંઘે પણ છે?

વાતાવરણ ગમગીન છે. મારો બાપ પથારીમાંથી એકદમ બેઠો થઈ જાય છે. જોરથી ખોંખારો ખાય છે. ખોંખારાની અસર બા ઉપર કંઈ જ ન થઈ એ જોતાં એણે એના ખાટલા નીચે પડેલો એનો બૂટ લઈ એણે જોરથી બાના માથામાં માર્યો. તેમ છતાં બા ઊઠી નહિ બાપને ખૂબ ગુસ્સો ચડે છે. અમે બધા ભયભીત થઈને જોઈ રહ્યાં છીએ. એ એકદમ બાના ખાટલા પાસે જાય છે. અને બાને ગળું દાબી દેતો હોય એમ ઝંઝોળી નાખે છે. છતાં બા નથી ઊઠતી. એકદમ પોતાનો હાથ ઊંચો લઈ લે છે. આજે મેં પહેલીવાર જોયું કે તેણે બાને માર્યા સિવાય હાથ પાછો ખેંચ્યો....

મને રીંછ આવતું દેખાયું. ખુંખાર રીંછ! માણસને ફાડી ખાતું રીંછ. ઝીંકોટા મારી ફાનસની દીવેટને ચાવી ખાતું રીંછ. ઘનઘોર જંગલમાં ફાનસ લઈને રસ્તો શોધતો વૃદ્ધ... માગ બાપે મનમાં બોલતો હોય એમ કહ્યું, ગઈ સાલી! મરી ગઈ. ને રીંછ મારી નજીક આવી ગયું હતું. મને પરસેવો છૂટી ગયો હતો હું ચીસ પાડી ઊઠી. બાળકો હકબક-અવાક્ થઈને ઊભાં હતાં. બાને ખુંખાર રીંછે ફાડી ખાધી હતી. બા મૃત્યુ પામી હતી. એણે ઓઢેલી એના જીવનની ગાઢ રાત પૂરી થઈ હતી એણે પરણ્યા પછી સતત...ચાલવા માંડ્યું હતું.. ચોક્કસ દિશામાં. હવે પ્રભાત કોણ જાણે કેવું હશે!

સંબંધીઓ એકઠાં થયાં છે. બાળકો રડવા માંડ્યાં છે. હું નથી રડી શકતી. કારણ મારી બા તો રાક્ષસના ત્રાસમાંથી મુક્ત થઈ ગઈ છે. રાજકુમારે એને મુક્તિ અપાવી છે. મને રીંછ દેખાય છે. હું ચીસ પાડું છું. બાની નનામી નીકળે છે બાપ જોરથી પોક મૂકે છે. હું નથી રડી શકતી.

રીંછ.. ...

વૃદ્ધ . ફાનસ...રસ્તો!!

ડાઘુઓ પાછા આવે છે અને રાત પડે છે હું હજીય જીવું છું ...પશ્ચિમ તરફ જવા માટે માં જીવવું પડે છે .........! ☐ ☐

* * *




# લોકગીત સંદર્ભસૂચિ

સંપા. પ્રકાશ વેગડ

આ એક હંગામી સૂચિ છે, જેમાં લોકગીત-વિષયક ઉપલબ્ધ લેખો શામેલ કરવામાં આવ્યા છે. ગ્રંથોનો આ સૂચિમાં સમાવેશ થયો નથી.

આગેવાન, અનવર. આપણાં લોકગીતો. સ્ત્રીજીવન, એપ્રિલ, '૫૭, ૫૧૧–૫૧૨.
આપણાં લોકગીતોમાં કરુણ મંગલ સ્વર. સ્ત્રીજીવન મે, '૫૮, ૫૬૩–૫૬૪.
આંસુડાનાં અમૃત લોકગીતો. સ્ત્રીજીવન, ડિસે. ૧૯૫૨, ૧૦૫–૧૦૬.
નીમાડનાં હાલીગીતો. સ્ત્રીજીવન, એપ્રિલ, '૫૯, ૪૭૩–૪૭૪.
લોકગીતમાં વેદનાનો સંદેશ. ઊર્મિનવરચના, ઓકટો. નવે. '૫૪, ૧૯૭–૨૦૬.
લોકજીવન અને લોકગીત. ઊર્મિનવરચના, જાન્યુ, '૫૪, પૃ. ૭૩.

આચાર્ય, જયન્તભાઈ. લગ્નગીતો અને અન્ય લોકગીતોમાં નારી. ઊર્મિનવરચના, માર્ચ, '૭૨, ૮૯૩–૯૦૦.
લોકગીતોમાં નારી. લોકગુર્જરી-વાર્ષિક અંક ૭મો, ૧૯૭૪, ૬૧–૮૩.

કારાણી, દુલેરાય. લોકસાહિત્યમાં કચ્છી પિરોલી. ઊર્મિનવરચના, ઓગ. '૭૪, ૧૭૩–૧૭૭.

કોઠારી, દિલીપ. ઉત્સવ-ગીતો. સ્ત્રીજીવન, ઓકટો. ૧૯૫૭, ૯૫૫–૯૬૧.

ખરે, નારાયણ મોરેશ્વર. લોકગીતો. કૌમુદી, માઘ સં. ૧૯૮૩, ૧૧૦–૧૧૮.

ગઢવી, પિંગળશી મેઘાણંદ. નગારે ઘા. લોકગુર્જરી-વાર્ષિક અંક ૩જો, ૧૯૬૬, ૭૫–૭૯.

ગઢવી, પ્રવીણકુમાર એ. રૂપેણ કાંઠાનાં લોકગીતો. ઊર્મિનવરચના, માર્ચ, ૧૯૭૦, ૮૫૦–૮૫૩; મે, ૧૦૪–૧૦૭; ઓગ., ૩૦૮–૩૧૨, ડિસે., ૬૩૦–૬૩૪; જુલાઈ, '૭૨. ૨૬૧–૨૬૩.
રૂપેણ કાંઠાનાં લોકગીતો. સ્વાધ્યાય, ૮–૨, એપ્રિલ, '૭૧, ૩૪૪–૩૫૧.

ગઢવી, મેરૂભા મેઘાણંદ. ચારણી ઋતુગીતો. શારદા, જુલાઈ, ૧૯૩૦.

ગઢવી, રતુભાઈ. પ્રાચીન ઋતુગીત. ઊર્મિનવરચના, જુલાઈ, '૭૦, ૨૫૫–૨૬૦.

ચંદરવાકર, પુષ્કર. કાશ્મીરનાં લોકગીતો. વિશ્વમાનવ, મે, '૬૭, ૨૦–૨૪.
ઘેડ-રબારીનાં લોકગીતો. લોકગુર્જરી-વાર્ષિક અંક ૩જો, ૧૯૬૬, પૃ ૭૪.
પટોરાનાં લોકગીતો. સંસ્કૃતિ, મે, '૫૨, ૧૮૫–૧૯૦.
ફૂલાં કે' દિયાંનાં જલગિયાં? (સાબરકાંઠાનાં આદિવાસીઓનાં લગ્નગીતો). સ્વાધ્યાય, ફેબ્રુ. '૭૮, ૧૬૯–૧૮૦.
બાજીડાંના લલકાર. લોકગુર્જરી-વાર્ષિક અંક ૬ઠો, ૧૯૭૦, ૯–૧૩
ભાઈ-બહેન. બુદ્ધિપ્રકાશ, જાન્યુ. માર્ચ, ૧૯૪૭, ૩૫–૩૮.
ભારતીય લોકગીતોના પારેખો. નવચેતન,

ઑક્ટો. ૧૯૫૪, ૧૮૫-૧૯૨.

લોકસાહિત્યમાં ઉત્સવગીતો. સ્ત્રીજીવન, ઑક્ટો. ૧૯૫૭, ૬૬૭-૬૬૮; નવે '૫૭, ૯૯-૧૦૧.

સમર્પણનું ગીત. સંસ્કૃતિ, ઑક્ટો. '૫૨, ૩૮૨-૩૮૪.

સામેલાં. બુદ્ધિપ્રકાશ, જાન્યુ. '૬૫, ૩૨-૩૬.

ચાવડા, પ્રવિણસિંહ. ઉત્તર ગુજરાતનાં કેટલાંક લોકગીતો. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, એપ્રિલ-જૂન '૭૭, ૯૭-૯૯.

જાદવ, જોરાવરસિંહ ડી. ગુજરાતનાં લગ્નગીતો. પ્રસ્થાન, પોષ ૨૦૧૭, ૧૨૧-૧૨૭. ગુજરાતનાં લોકગીતો. સ્ત્રીજીવન, ઑક્ટો. '૬૦, ૯૬૫-૯૬૮.

જનહૈયાંના ધબકાર ગુજરાત સંશોધનમંડળ ત્રૈમાસિક, ઑક્ટો '૬૩, ૩૪૭-૩૫૦.

લગ્નપ્રથા અને લગ્નગીતો. સ્ત્રીજીવન, સપ્ટે. ૧૯૫૯, ૮૫૯-૮૬૪.

લોકસાહિત્યમાં વિનોદગીતો. સ્ત્રીજીવન, ઑગ. ૧૯૫૯, ૭૭૭-૭૭૯.

લોકસાહિત્યમાં વિરહગીતો સ્ત્રીજીવન, ફેબ્રુ. ૧૯૬૨, ૩૨૫-૩૨૮.

જાની, છોટાલાલ ત્રિભુવનદાસ. આપણાં હાલરડાં. સ્ત્રીજીવન, મે, ૧૯૪૩, ૩૬૦-૩૬૨; જૂન, '૪૩, ૪૧૯-૪૨૧.

જોગાણી, ધીરજલાલ ડી. ખારાપાટનાં લોકગીતો. સ્ત્રીજીવન, ઑગ. '૬૬, ૮૦૯-૮૧૧.

જોધાણી, વસંત. આતરપ્રાંતીય લોકગીતો. લોકગુર્જરી-અંક ૬, ૧૯૭૦, ૫૭-૬૮.

જોધાણી, સોમચંદભાઈ, લોકગીતોનાં લક્ષણો. પરબ, ૧૯૭૩ અંક ૧, ૪૨-૫૦. લોક ગુર્જરી-વાર્ષિક અંક ૭મો, ૧૯૭૪, ૧૦૮-૧૧૪.

લોકગીતોમાં પ્રકૃતિ. સ્ત્રીજીવન, નવે. '૬૯, ૧૮-૨૧.

લોકગીતોમાં લાઘવ. લોક ગુર્જરી-વાર્ષિક અંક ૫મો, ૧૯૬૮, ૨૭-૩૧.

લોકગીતોમા સપત્ની. લોક ગુર્જરી-વાર્ષિક અંક ૫મો, ૧૯૬૮, ૩-૧૩.

લોકગીતોમાં હાલરડાંની સૃષ્ટિ. લોક ગુર્જરી-વાર્ષિક અંક ૬ઠો, ૧૯૭૦, ૧૪-૨૪. સ્ત્રીજીવન, જાન્યુ. '૭૧, ૨૧૧-૨૧૮.

જોશી, ઉમાશંકર. અબાવણી-સુરત 'કાંઠા'નાં સાગરગીતો. સંસ્કૃતિ, ઑગ. '૫૦, ૨૮૮-૨૯૩; સપ્ટે. '૫૦, ૩૪૭-૩૫૦; ઑક્ટો. '૫૦, ૩૭૭-૩૭૯.

જોશી, ભુધરજી વિ. લાલજી. ખરડાનું લોકગીત શારદા, ઑક્ટો. ૧૯૩૦.

ઝવેરી, આનંદી. ભાટિયા જ્ઞાતિનાં લગ્નગીતો. સ્ત્રીજીવન, ઑગ. ૧૯૬૫, ૯૧૩-૯૧૮.

ઝવેરી, બિપિન સોરઠના ખારવાઓનાં ગીતો. બુદ્ધિપ્રકાશ, સપ્ટે. '૬૨, ૬૬૨-૨૬૫.

ઠક્કર, રામુ આવતી કાલનાં લોકગીત. વીણા (વાર્ષિક) અંક ૨, ૧૯૨૭, ૧૩૭-૧૪૬.

તડવી, રેવાબહેન ઊંટડી લોકરિવાજનાં ગીતો. ઊર્મિનવરચના, મે '૭૩, ૧૧૪-૧૧૫.

તડવી, રેવાબહેન અને તડવી, શંકરભાઈ સો. તડવીઓનાં લગ્નગીતો. સ્વાધ્યાય, ૬-૩, એપ્રિલ '૬૯, ૩૪૬-૩૬૭, ૮-૨, ફેબ્રુ '૭૧, ૨૨૫-૨૪૪; ૧૦-૧, નવે '૭૨, ૭૪-૯૪; ૧૦-૪, ઑગ ૭૩, ૫૦૬-૫૨૮; ૧૧ ૧, ઑક્ટો. '૭૩, ૭૦-૯૩; ૧૦-૪, ઑગ. '૭૩, ૫૦૬-૫૫૮. મેવાસી લોકગીતોમાં રાધાકૃષ્ણના નામે ગવાયેલું 'દામ્પત્યજીવન'. ગુજરાત સંશોધન મંડળ ત્રૈમા. ઑક્ટો. ૧૯૭૨, ૩૨૨-૩૩૪. સંખેડા મેવાસનાં લોકગીતોમાં કૃષ્ણચરિત્ર. સ્વાધ્યાય, ૧૨-૧, નવે. ૧૯૭૪, ૯૪-૧૧૭.

તડવી, સોમાભાઈ સંપા. મેવાસનાં લગ્નગીતો. બુદ્ધિપ્રકાશ, જાન્યુ.–માર્ચ '૪૭, ૧૮–૨૦.
મેવાસી લોકગીતોમાં જમાઈરાજ. ગુજરાત સંશોધન મંડળ ત્રૈમાસિક, ઑક્ટો. ૧૯૭૧, ૨૭૫–૨૮૪.
મેવાસનાં લોકગીતોમાં પહેલું આણું. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૧૪/૧–૨, ૨૯–૩૦.
ત્રિવેદી, જેઠાલાલ. અષાઢીલો મેહ. લોકગુર્જરી, અંક ૬, ૧૯૭૦, ૩૮–૪૮.
આપણાં હાલરડાં. સ્ત્રીજીવન, નવે. '૭૦, ૮૭–૯૫.
ગોરીનો પરણ્યો. લોકગુર્જરી, અંક ૫, ૧૯૬૮, ૬૨–૬૮.
નેસુર ભાગનાં લોકગીત. લોકગુર્જરી, અંક ૨, ૧૯૬૪, ૫૧.
પ્રાચીન–અર્વાચીન કવિતામાં ઝૂલણાં, ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૬મું અધિવેશન, ૯૫–૧૦૩.
ત્રિવેદી, હર્ષદ આર. મેર પ્રજાનાં લગ્નગીતો. સ્વાધ્યાય, ૧–૨, જાન્યુ. '૬૪, ૧૭૪–૧૮૨.
દવે, નર્મદાશંકર લાલશંકર (નર્મદ). લાવણી. પ્રસ્થાન આષાઢ ૧૯૮૯, ૨૮૨–૨૮૩.
દવે, ભૂપેન્દ્ર મો. આપણાં લોકગીતોમાં વળામણાંનાં ગીત. સ્ત્રીજીવન, ઑક્ટો. ૧૯૬૨, ૯૫૫–૯૫૬,
પ્રણયગીતો. વૈષ્ણવજન, નવે.' ૬૮, ૨૭૯–૨૮૦
બનાસકાંઠાનાં લોકગીતો. સ્ત્રીજીવન, જૂન '૫૮, ૬૪૫–૬૪૬.
ભીલ લોકોનાં લોકગીતો. સ્ત્રીજીવન, એપ્રિલ '૫૯, ૪૬૩–૪૬૪.
મેવાસનાં લોકગીતો. સ્ત્રીજીવન, ઑક્ટો. '૫૯, ૯૫૧–૯૫૪.
લોકજીવનનાં પ્રણયગીતો. સ્ત્રીજીવન, ડિસે. '૬૨, ૧૮૩–૧૮૪.
દ્વિવેટિયા, ચૈતન્યબાળા. ગુજરાતી સાહિત્યમાં હાલરડું. અંગના–વાર્ષિક ૧૯૫૯, ૧૦–૧૧. પુનર્મુ. આરાધના (ત્રિગુણ–તૃપ્તિ), પ્ર. આ. ૧૯૬૮, ૨૧૫–૨૨૦.
દેશમુખ, ચંદ્રશોભા. આદિવાસી ગામિતનાં લગ્નગીતો. લોકગુર્જરી, અંક ૬, ૧૯૭૦, ૬૮–૬૯.
દેસાઈ, ભીખાભાઈ. દક્ષિણ ગુજરાતનાં લોકગીતો–મેવલો. ગુજરાત સંશોધન મંડળ ત્રૈમાસિક, વર્ષ ૬ અંક ૧.
ભારતીય લોકસાહિત્યમાં વર્ષાગાન. લોકગુર્જરી, વાર્ષિક અંક ૪થો ૧૯૬૭, ૫૭–૬૧.
દેસાઈ, લવકુમાર. પંચમહાલનાં લોકગીતો. નવચેતન, જુલાઈ '૬૪, ૪૦૯–૪૧૨.
દેસાઈ, વિનુ બળવંતરાય. વસઈના ઝવ્વડાનું લોકગીત. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા., ૨–૩, ઑક્ટો. ડિસે. ૧૯૩૭, ૨૭૯–૨૮૨.
'ધરતીપુત્ર' ઉપ. ( ). લોકગીતોનું વર્ગીકરણ. બુદ્ધિપ્રકાશ, જૂન '૫૭, ૧૭૧–૧૭૫.
નીલકંઠ, વિદ્યાબહેન ર. લગ્નગીતો. બુદ્ધિપ્રકાશ, એપ્રિલ–જૂન, ૧૯૪૦, ૧૧૫–૧૨૦. પુનર્મુ. જ્ઞાનસુધા (૧૯૫૭), ૭૦–૭૮.
પટેલ, ચતુરભાઈ શંકરભાઈ. આપણાં લોકગીતો. શારદા, જુલાઈ ૧૯૩૭, ૩૧૪–૩૧૬.
ગુજરાતનાં લગ્નગીતો. શારદા, ઑગ. ૧૯૪૦, ૪૩૨–૪૩૫.
'જુગટે કોઈ રમશો નહીં રે' [કાઠિયાવાડી ગીત]. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા., ૧–૨, જુલાઈ–સપ્ટે. ૧૯૩૬, ૧૬૧–૧૬૩.
લગ્નગીતોનો સંદેશ. પ્રસાદ (૧૯૬૫), ૧૮૬–૧૯૩.
લગ્નગીતોમાં હાસ્ય. ઔજસ, ૧૮૦–૧૮૫.
લોકગીત. શારદા, ઑગ. ૧૯૩૯, ૬૪૩–૬૪૫.

લોકગીત અને બલિદાન. એજન, ૨૧૭-૨૨૨.
લોકગીત અને લગ્નભાવના. ગુજરાતી સાહિત્ય પરિષદ ૧૩મું અધિવેશન (કરાંચી) અહેવાલ અને નિબંધ સંગ્રહ (પ્ર. આ, ૧૯૪૧), ૪૩૦ ૪૪૦.
પુનર્મુ. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા., ૩-૨, જુલાઈ-સપ્ટે. ૧૯૩૮, ૧૫૭-૧૬૪.
પુનર્મુ. પ્રસાદ (૧૯૬૫), ૧૯૪-૨૦૨.
લોકગીતમાં વહુ. એજન, ૨૦૩-૨૧૬.
પટેલ, મધુભાઈ ૨. આપણાં. સંસ્કૃત, નવે. ૧૯૪૭, ૪૧૯-૪૨૨.
ગુજરાતનાં જુદાં જુદાં ઉત્સવ-ગીતો. સ્ત્રી-જીવન, ઓકટો. ૧૯૫૭, ૯૭૧-૯૮૦
દક્ષિણ ગુજરાતનાં લોકગીતો (૧) શ્રમગીતો. બુદ્ધિપ્રકાશ, જાન્યુ.-માર્ચ '૪૬, ૧૨-૧૬.
દક્ષિણ ગુજરાતન. લોકગીતો (૨) લગ્ન પ્રસંગ (વેવાઈ)નાં ગીત. બુદ્ધિપ્રકાશ, એપ્રિલ-જૂન, ૧૯૪૬, ૮૩-૮૪.
દક્ષિણ ગુજરાતનાં લોકગીતો-મેહુલો, બુદ્ધિપ્રકાશ, એપ્રિલ-જૂન ૧૯૪૭, ૧૦૩-૧૦૪.
દક્ષિણ ગુજરાતનાં લોકગીતો અને લોકનૃત્યો ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૩૮/૩-૪, જુલાઈ-ડિસે '૭૩, ૪૯-૫૨.
પટેલ, વિમળાબહેન. પાટીદારની જ્ઞાતિનાં લગ્નગીતો. સ્ત્રીજીવન, જૂન '૬૬, ૬૬૦-૬૬૪.
પઢિયાર, કરસન સંપા લગ્નગીતો અને લોકગીતોમાં પંખીઓ ઊર્મિનવરચના, ઓકટો નવે. '૭૪, ૩૮૯-૩૯૧.
પરમાર, ઉજમશી આપણાં લોકગીતો. લોકગુર્જરી, અંક ૮, ૧૯૭૬, ૧૮૫-૧૮૭.
પરમાર, ખોડીદાસ સંપા. લોકગીતોમાં પક્ષીઓ. ઊર્મિનવરચના, ઓકટો -નવે. ૧૯૭૪, ૩૮૬-૩૮૮. લોકસાહિત્યમાં પોળ-મંગળ ઊર્મિ-નવરચના, ઓગ. '૭૪, ૧૯૨-૧૯૩.
પરમાર, જયમલ્લ. આપણાં મેઘગીતો. ઊર્મિનવરચના, ઓગ. '૭૬, ૨૦૪-૨૦૮.
આપણાં લોકગીતો અને તેનો રસભાવ. ઊર્મિનવરચના, એપ્રિલ '૭૬, ૪૦-૪૫.
લગ્નગીતોમાં વરકન્યાની પસંદગી. ઊર્મિનવ-રચના, એપ્રિલ '૬૯, ૫૯-૬૧.
લોકગીતો ને સ્ત્રીજીવન, સ્વરૂપ ને વર્ગીકરણ. ઊર્મિનવરચના, સપ્ટે. '૭૮, ૨૦૯-૨૧૭
પરમાર, તખ્તસિંહ. નિજાનંદની અને લોકસેવાની કવિતા. નવચેતન, ફેબ્રુ ૧૯૫૨, ૪૦૭-૪૧૨.
પરીખ, કુમુદ. કેટલાક ગુજરાતી-રાજસ્થાની લોકગીતો. સ્વાધ્યાય, ૧૩-૪, ઓગ. '૭૬, ૪૧૫-૪૨૯.
વિવિધ ભીલોડી ગીતો-૧. સ્વાધ્યાય, ૧૬-૨, ફેબ્રુ. '૭૯, ૧૭૫-૧૯૧.
પરીખ, રસિકલાલ છો. મેનાંગુજરી વિશેનાં કેટલાંક લોકગીતોનું તુલનાત્મક પૃથક્કરણ['મેનાગુજરી' રૂપકનું પરિશિષ્ટ]. બુદ્ધિપ્રકાશ, ડિસે. '૭૬, ૪૧૮-૪૨૬.
'મેનાંગુજરી'નાં લોકગીતો-ઇતિહાસનો શોધ ['મેનાંગુજરી'નું પરિશિષ્ટ-૩]. બુદ્ધિપ્રકાશ, ફેબ્રુ ૧૯૭૭, ૫૩-૫૯.
પંડ્યા, ગજેન્દ્ર લાલશંકર. વરઘેલી. બુદ્ધિપ્રકાશ, એપ્રિલ, ૧૯૩૦.
પંડ્યા, નરેશ. લોકગીતો અને હોળી. ઊર્મિનવરચના માર્ચ ૧૯૭૩, ૮૯૪-૮૯૮.
હિંદી લોકગીતોમાં કાગડો ને કોયલ ઊર્મિ-નવરચના, ઓકટો.-નવે. '૭૪, ૩૨૨-૩૨૬
પંડ્યા, મહેશચંદ્ર. સાબરકાંઠા જિલ્લાના ગુરુબ્રાહ્મણ (ગરો) સમાજમાં મૃત્યુ પ્રસંગે ગવાતા મરસિયા સ્વાધ્યાય, ૫-૨, ફેબ્રુ '૬૮, ૧૭૧-૧૮૪.
પંડિત, બહાદુરશાહ. ગુજરાતી લોકગીતોમાં દામ્પત્ય

પ્રેમ. અખંડઆનંદ, ડિસે. ૧૯૭૬, ૫૫–૫૮.

પંડિત, રામુ. ગુજરાતી સાહિત્યમાં લગ્નભાવના. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા. વર્ષ ૧૬ અંક ૨, પૃ. ૬૯–૯૬, વર્ષ ૧૬ અંક ૩ પૃ. ૯૭–૧૨૪.

પાઠક, રમેશ. લોકગીતો (એક મનન). સ્ત્રીજીવન જુલાઈ '૫૩, ૭૧૦–૭૧૪.

પારેખ, નગીનદાસ સંપા. થોડાંક લોકગીત. સાબરમતી, ૩–૫, સંવત્ ૧૯૮૧, ૨૪૯–૨૫૭.

પાંધી, વીણાબહેન. લોહાણા જ્ઞાતિમાં લગ્નગીતો. સ્ત્રીજીવન, જુલાઈ ૧૯૬૫, ૬૩૩–૮૩૬.

પુરોહિત, વેણીભાઈ. લોકબોલીનાં પ્રણયગીતો. નવચેતન, મે '૪૯, ૧૭૧–૧૭૮.

બધેકા, ગિરજાશંકર. લોકગીતોનું મૂળ. શારદા, મે ૧૯૨૬, ૧૪૪–૧૫૨, જૂન '૨૬, ૨૭૩–૨૭૯.

બુરાનપુરિયા, નટુભાઈ. રાનીપરજનાં લગ્નગીતો. સ્ત્રીજીવન, જુલાઈ ૧૯૬૨.

બૂચ, હસિત હ. લોકકવિતામાં વૃત્તાન્તનિરૂપણ. લોકગુર્જરી, વાર્ષિક અંક ૩જો, ૧૯૬૬, ૮૫–૯૧.

ભટ્ટ, પી. જે. ભાલ પ્રદેશનાં લોકગીતો. પ્રસ્થાન, કારતક સં. ૧૯૯૪, ૬૯–૭૨.

ભટ્ટ, પ્રેમશંકર હ. ગુજરાતી લોકસાહિત્યમાં શૌર્યગીત. પ્રસ્થાન, વૈશાખ ૨૦૧૩, ૩૫–૪૦. પુનર્મુ. આચમન (૧૯૬૭), ૧૧૩–૧૨૩.

ભાયાણી, હરિવલ્લભ. 'ગુજરી' અને 'જસમા ઓડણ'ને મળતાં રાજસ્થાની લોકગીત. બુદ્ધિપ્રકાશ, એપ્રિલ '૫૫, ૧૦૮–૧૧૨.

મજમુદાર, બાલા. હાલરડાં, લોકગુર્જરી–વાર્ષિક અંક ૩જો, ૧૯૬૬, ૪૯–૫૭.

મજમુદાર, મંજુલાલ. રામાયણ–લોકગીત તરીકે. શારદા, ઓગ. ૧૯૨૪, ૨૨૯–૨૩૨.

લગ્ન અને લગ્નગીતો. સ્ત્રીજીવન, માર્ચ '૬૬, ૪૧૫–૪૧૬.

મહિયા, ચુનીલાલ. લોકગીતોમાં વાર્તાતત્ત્વો. રુચિ, મે ૧૯૬૭, ૩૧–૩૫.

મહેતા, ઇન્દુમતિ. ગુજરાતનું આગવું ધન રાસ અને ગીતો. સ્ત્રીજીવન, ઓક્ટો. ૧૯૫૩, ૯૨૩–૯૨૯.

મહેતા, મધુરી. લોકગીતની સૃષ્ટિમાં. સુરેશ દલાલ સંપા. સમિધ–૨ (૧૯૬૬), ૩૧૭–૩૧૯.

મહેતા, રણજિતરામ વાવાભાઈ. લોકગીત. ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રથમ અધિવેશન (૧૯૦૫), ૧૪ પૃષ્ઠોમાં. પુનર્મુ. ગુજરાત સાહિત્ય સભા રજત મહોત્સવ અંક (૧૯૨૯)–કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સંપા. ૧–૧૪.

મહેતા, રમણિક કિશનલાલ. મારવાડી લોકગીતો. નવચેતન, નવે.–ડિસે. ૧૯૩૦.

હાલરડાં. સ્ત્રીજીવન, ઓગ. ૧૯૪૩, ૫૩૭–૫૩૯, સપ્ટે. '૪૩, ૫૮૫–૫૮૮.

હિંદી લોકગીતો. કૌમુદી, નવે. ૧૯૩૩, ૪૪૨–૪૫૧.

માલધારી, કાનજી. પાટણવાડાની રબારી કોમનાં લોકગીતો. સ્વાધ્યાય, ૭–૨, ફેબ્રુ. '૭૦, ૧૮૧–૧૮૬. પાટણવાડાનાં લોકગીતો. ઊર્મિ-નવરચના, એપ્રિલ '૭૦, ૬૪–૬૬, જુલાઈ '૭૦, ૨૪૨–૨૪૭.

માવજી ગોવિંદજી. કચ્છી લોકગીત. શારદા, ભેટ અંક ઈ. સ. ૧૯૩૨.

માંકડ, ભગવાનલાલ લક્ષ્મીશંકર. આપણાં ઉજળિયાત તથા ઊતરતા વર્ણનાં લોકગીતો અને તેની સમીક્ષા. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા., ૨–૩, ઓકટો. ડિસે. '૩૭, ૨૯૯–૩૦૭.

સૂર્ય અને રાંદલનાં લોકગીતો. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા., ૪–૩, એપ્રિલ–જૂન ૧૯૩૯, ૧૭–૩૦.

મેઘાણી, ઝવેરચંદ. કાઠિયાવાડનાં લગ્નગીતો. ગુજરાત સંશોધન મંડળ ત્રૈમા., વર્ષ ૬ અંક ૩–૪ અને વર્ષ ૭ અંક ૧.

ગુલામોનાં લોકગીતો. કૌમુદી, માર્ચ, ૧૯૩૩, ૨૩૪–૨૪૦.

દક્ષિણ ગુજરાતનાં લોકગીતો. સંસ્કૃતિ એપ્રિલ ૧૯૪૭, ૧૨૩–૧૨૮. ઊર્મિનવરચના, એપ્રિલ '૪૭, ૧૧–૧૬.

લોકકવિતાનો પારસમણિ. સંસ્કૃતિ, ફેબ્રુ. '૪૭, ૪૯–૫૩.

સોરઠી સાહિત્યનાં ઋતુગીતો. પ્રસ્થાન, આષાઢ ૧૯૮૩, ૧૮૪–૧૯૦.

મેઢ, સુસ્મિતા. લોકગીતોમાં સ્ત્રીઓ સ્ત્રીજીવન, માર્ચ ૧૯૫૮, ૪૧૭–૪૨૧.

રબારી, ગોવિંદભાઈ સંપા. રબારીઓમાં વર્ષાઋતુમાં ગવાતાં ગીતો. ઊર્મિનવરચના, ઓગ. '૭૬, ૨૩૪–૨૩૬.

રાજેન્દ્ર સંપા. લોકગીતોમાં મોરલો. સ્ત્રીજીવન, એપ્રિલ, ૧૯૪૬, ૪૧૧–૪૧૭.

રોઢોડ, ધીરેન્દ્ર મા. લોકગીતોનું લાલિત્ય. સ્ત્રીજીવન, ડિસે. ૧૯૫૭, ૬૬૨–૬૬૪.

રાયચુરા, ગોકુળદાસ. આપણાં ઘર–ઘરમાં ગૂંજતાં લોકગીત. સ્ત્રીજીવન, ઓકટો '૫૦, ૭૩૫–૭૩૬.

રાવળ, છગનલાલ વિદ્યારામ સિદ્ધરાજ અને જશમાના ઐતિહાસિક રાસડા. સમાલોચક, મે ૧૯૨૭, ૩૪૮–૩૫૬.

રાવલ, માણેકલાલ લોકગીત. લોકગુર્જરી–વાર્ષિક ૧૯૬૪, પૃ. ૯૧–૯૩.

લોકગીતમાં ધબકતું લોકજીવન લોકગુર્જરી–વાર્ષિક અંક ૫ મો ૧૯૬૮, ૬૯–૭૩.

વરૂ, સુરગભાઈ. વર્ષાકાવ્ય. ઊર્મિનવરચના, સપ્ટે. '૬૯ ૪૧૬–૪૧૮.

વાઈવાળા, દાસબહાદુર. પારસી લોકોનાં લગ્નગીતો. સ્ત્રીજીવન, ડિસે. '૬૫, ૧૭૩–૧૭૬.

વાઘેલા, ચંદ્રકાન્ત. ગામીતોનાં લગ્નગીતો. સ્ત્રીજીવન, જુલાઈ ૧૯૫૮, ૭૩૩–૭૩૬.

રાનીપરજનાં હોળી–ગીતો. સ્ત્રીજીવન, જૂન '૬૨, ૬૪૯–૬૫૨

સામાજિક ઉત્થાનનાં ગીતો. જીવનમાધુરી, નવે. '૬૨, ૬૨–૬૫.

શાહ, પ્રવીણચંદ્ર એચ. કચ્છી લોકગીત. લોકગુર્જરી–વાર્ષિક અંક ૪થો, ૧૯૬૭, ૨૧–૨૫.

શાહ, મૂળજીભાઈ પી લોકસાહિત્યમાં વીંછુડો. લોકગુર્જરી, વાર્ષિક અંક ૪ થો, ૧૯૬૭, ૯૦–૯૧.

શુકલ, દમયંતી. લોકગીતોમાં ખાયણાં. સ્ત્રીજીવન, મે '૭૬, ૪૪૪–૪૫૦,

શુકલ, રામચંદ્ર દામોદર. (૧) પ્રાચીન લોકગીત (૨) અર્વાચીન લોકગીત. ગુજરાતી સાહિત્ય: એનું મનન અને વિવેચન (૧૯૩૬), ૧૬૬–૧૭૫.

સત્યાર્થી, દેવેન્દ્ર. માતાનાં હૈયામાં ગુંજતાં ગીત હાલરડાં. સ્ત્રીજીવન, સપ્ટે. '૫૪, ૮૪૩–૮૪૫.

સરકાર, નિરંજન. આંજણાંનાં લોકગીતો. સ્ત્રીજીવન, ઓગ.' ૬૬, ૮૩૭–૮૪૦.

ચુવાળના ઠાકરડાનાં લોકગીતો. સ્ત્રીજીવન, ઓકટો. ૧૯૬૫, ૧૦૯૭–૧૧૦૨. લોકગુર્જરી–વાર્ષિક અંક ૩જો, ૧૯૬૬, ૬૮–૭૩.

તુરી બારોટનાં લોકગીતો. સ્ત્રીજીવન, ડિસે. '૬૫, ૨૧૩–૨૧૬.

નાડોદાનાં લોકગીતો. સ્ત્રીજીવન, જુલાઈ '૬૬, ૭૩૧–૭૩૩.

મહીકાંઠાનાં લોકગીતો. સ્ત્રીજીવન, મે '૬૬, ૬૦૫–૬૦૯.

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | ખિલોરી શમણાં | શ્રી પ્રહલાદ બ્રહ્મભટ્ટ | નવલકથા | ૨૩–૨૫ |
| ૨. | દીવાલ | શ્રી ગુણવંત ભટ્ટ | ,, | ૧૩–૦૦ |
| ૩. | શિવપાર્વતી ભા. ૧થી ૬ | શ્રી પન્નાલાલ પટેલ | ,, | ૧૫૫–૦૦ |
| ૪. | હોઠ હસે ત્યાં ફાગણ | શ્રી પરાજિત પટેલ | ,, | ૨૩–૦૦ |
| ૫. | તારી આંખો ખરેખર સુંદર છે | શ્રી નવીન કા. મોદી | નવલિકા | ૮–૦૦ |
| ૬. | ખોવાયો ધરતીના આંગણે | શ્રી ડૉ. હરીશ વ્યાસ | ,, | ૪–૨૫ |
| ૭. | ધરતીની વાટેવાટે | ,, ,, | ,, | ૨–૦૦ |
| ૮. | દેવ અને દાનવ | શ્રી ચંદ્રકાન્ત અમીન | ,, | ૩૧–૦૦ |
| ૯. | કર્મરેખા | શ્રી દેવેન્દ્રમૂનિ શાસ્ત્રી | ,, | ૩૦–૦૦ |
| ૧૦. | માનભંગ | ,, ,, | ,, | ૩૦–૦૦ |
| ૧૧. | વીરાંગદ સુમિત્ર | ,, ,, | ,, | ૩૦–૦૦ |
| ૧૨. | સૈયર કહીએ કોને | શ્રી ડૉ. હરીશ વ્યાસ | કાવ્ય | ૧૬–૦૦ |
| ૧૩. | માણસ ઉર્ફે રેતી ઉર્ફે દરિયો | શ્રી નયન હ. દેસાઈ | ,, | ૬–૦૦ |
| ૧૪. | ગુલમહોરના સહવાસમાં | શ્રી પ્રવીણ રાઠોડ | ,, | ૫–૦૦ |
| ૧૫. | ફૂલોની મોસમમાં | ,, ,, | ,, | ૧–૨૫ |
| ૧૬. | ગુંજન | સંપા. ચંદુ મહેસાનવી | ,, | ૩–૦૦ |
| ૧૭. | મહાત્મા ગાંધીનો ગુજરાતી સાહિત્ય પરપ્રભાવ | શ્રી ડૉ. હરીશ વ્યાસ | વિવેચન | ૬૦–૦૦ |
| ૧૮. | ગુજરાતના ઐતિહાસિક લેખ ભા. ૪ | શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી | ,, | ૬૦–૦૦ |
| ૧૯. | સાહિત્ય સંસ્પર્શ | શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ,, | ૩૦–૦૦ |
| ૨૦. | ગૌડપાદકારિકા | પ્રા. અરવિન્દ જોષી | ,, | ૩૦–૦૦ |
| ૨૧. | મિથ્યાભિમાન | કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ | નાટક | ૧૫–૦૦ |
| ૨૨. | બોલ્યું ચાલ્યું માફ કરજો | ડૉ. અજય કોઠારી | ,, | ૧૦–૦૦ |
| ૨૩. | સાત ચરિત્રો | શ્રી નગીનદાસ પારેખ | જીવનચરિત્ર | ૭–૦૦ |
| ૨૪. | પુરાણયોગી મોરારજી દેસાઈ | શ્રી કનુ દેસાઈ | ,, | ૯–૦૦ |
| ૨૫. | યાદશક્તિની સફળ તરકીબો | એનાક્ષીબેન હોરા | પ્રકીર્ણ | ૯–૫૦ |
| ૨૬. | ઋતુઋતુનાં ફળો | માધવ મો. ચૌધરી | ,, | ૪–૫૦ |
| ૨૭. | રમણ મહર્ષી–જીવન અને કાર્ય | શ્રી યોગેશ્વર | આધ્યાત્મિક | ૬૦–૦૦ |

**: પ્રાપ્તિસ્થાન :**

આર. આર. શેઠની કંપની

મુંબઈ ૪૦૦૦૦૨ : અમદાવાદ ૩૮૦૦૦૧

## उपन्यास

| | | |
|---|---|---|
| नयना नीर भरे | यादवेन्द्र शर्मा 'चन्द्र' | 12-00 |
| युद्ध | नरेन्द्र कोहली | 40-00 |
| कांचन मृग | वि स खांडेकर | 25-00 |
| हृदय की पुकार | ,, | 20-00 |
| स्वामी | रणजित देसाई | 30-00 |
| पीछा करती नजरें | हिमांशु श्रीवास्तव | 15-00 |
| आकार | चन्द्रकान्त बक्षी | 16-00 |
| उनचास दिन | अमृता प्रीतम | 16-00 |
| मराठी के तीन उपन्यास | सं. मनुहरि पाठक | 20-00 |
| एक चिथड़ा सुख | निर्मल वर्मा | 25-00 |
| टप्पर गाडी | द्रोणवीर कोहली | 18-00 |
| पांच पाण्डव | कन्हैयालाल मुन्शी | 50-00 |
| डूबती नौका | गुरुदत्त | 20-00 |
| आश्रय | सुमति क्षेत्रमाडे | 18-00 |
| रोबो | दिनानाथ मनोहर | 17-00 |
| उत्तरगाथा | मधुकरसिंह | 12-00 |
| गरियाहाट के पुल पर वे दोनों | गौरकिशोर घोष | 15-00 |
| जीवन चक्र | राजरानी | 15-00 |
| दोबी | रमाकान्त | 18-00 |
| कोयला भई न राख | राजेन्द्र शर्मा | 12-00 |
| सहज सगाई | गुरुदत्त | 18-00 |
| हड़ताल कल होगी | अभिमन्यु अनत | 18-00 |

## कहानी

| | | |
|---|---|---|
| अलाव | ओमप्रकाश मेहरा | 10-00 |
| और बात सुलगती रही | स अमृता प्रीतम | 15-00 |
| दृष्टिदेश में एकाएक | नरेन्द्र कोहली | 12-00 |

: प्राप्तिस्थान :

आर. आर. शेठ एण्ड कम्पनी, बम्बई-४००००२ : अहमदाबाद-३८०००१

ઉદ્ગાર-૩૬ | ૧૨-'૭૫

આવરણ : દર્શન પ્રિન્ટર્સ, સલાપસ રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧ ફોન : ૩૮૮૨૬૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્દેશ

જાન્યુઆરી ૧૯૮૦ સંપાદક : મનહર મોદી વર્ષ : ૩ અંક : ૫





ડૉ. હરિવલ્લભ ભાયાણી

← બચુભાઈ રાવત

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૩
૧૫ જાન્યુઆરી '૮૦ : અંક ૫
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૮૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

ગુજરાતી સાહિત્ય પરિષદના સહકાર સાથે શ્રી અને શ્રીમતી અજિત શેઠે ગુજરાતના ચાર સદ્ગત તેજસ્વી કવિઓ પ્રિયકાંત મણિયાર, જગદીશ જોશી, રાવજી પટેલ, મણિલાલ દેસાઈની LP રેકોર્ડ્ઝનો શ્રાવ્યદશ્ય કાર્યક્રમ મુંબઈ અને અમદાવાદમાં રજૂ કર્યો, એને ઠીક ઠીક આવકાર મળ્યો. ગુજરાતના હયાત અન્ય તેજસ્વી કવિઓની કાવ્ય-ગીત રચનાઓ પણ આ કે તે રીતે પ્રજા સુધી પહોંચે તેવી વ્યવસ્થા સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ વિચારી શકે.

આ તારીખ બીજી જાન્યુઆરીએ અમદાવાદની અતિ જાણીતી બુધસભાએ એના પચાસમા વર્ષ ટાણે રાયપુર કુમાર કાર્યાલયમાંથી ગુજરાતી સાહિત્યપરિષદના કામચલાઉ સભાખંડ એચ. કે. આર્ટ્સ કોલેજના રૂમ નં. ૩માં પ્રવેશ મેળવ્યો. ગુજરાતી સાહિત્ય પરિષદે તેના અમૃતપર્વ ટાણે શ્રી બચુભાઈ રાવત-પ્રેરિત બુધસભાને પોતાનામાં સમાવી લઈ તેનું સંચાલન શ્રી ધીરુ પરીખને સોંપ્યું તેથી હવેથી આ કવિ સભા દર બુધવારે રાત્રે એ સ્થળે મળશે. આ પ્રસંગે પોતાના આશીર્વાદ પાઠવવા આવેલા મુ. બચુભાઈએ બુધસભા સાથેના પોતાના સંબંધો તાજા કર્યા. પોતાને ગામ પિતા, કવિ 'વિહારી' વગેરે પાસેથી પ્રેરણા મેળવી તથા તે સમયના અંગ્રેજી કવિઓ અને મેગેઝિનોને આદર્શ ગણી કુમાર અને બુધ કવિસભાની સાથે સાથે પોતે પોતાનો પણ કેવો વિકાસ સાધ્યો તેનું માહિતીસભર બયાન ૮૨ વર્ષના વડીલ મુ. શ્રી બચુભાઈ રાવતે જે રીતે કર્યું તે કોઈ પણ નવજુવાન માટે પ્રેરક હતું. 'ત્રિઉર'ની જાણીતી ત્રિપુટી ત્રિભુવનદાસ (સુંદરમ્),

ઉમાશંકર અને રતિલાલ (રામપ્રસાદ શુક્લ)થી માંડીને લાભશંકર–માધવ સુધીના કવિઓની પેઢી સાથેના તેમના વિચારોનો મેળ અને મતભેદ પણ એટલી જ તીવ્રતાથી રજૂ કરી આજના કવિઓ 'પ્રતિષ્ઠા'ને ભોગે 'પ્રસિદ્ધિ' મેળવવા 'ઉતાવળિયા' થયા છે તે પ્રત્યે પોતાનો અણગમો વ્યક્ત કર્યો અને કવિતા માટેના 'છંદ'નો એમનો આગ્રહ આગળ કર્યો. આજની ગઝલ વિશે વાત કરતા મુ શ્રી બચુભાઈ રાવતે તેના કાયાકલ્પની નોંધ લીધી પણ તેણે ગુમાવેલા 'મિજાજ'ની ટીકા કરી. ગઝલ માટે 'મિજાજ' અત્યંત જરૂરી છે અને દરેક ગઝલકારનો જુદો 'મિજાજ' જ એને અન્યથી જુદો અને વિશિષ્ટ બનાવી રહે છે તે અંગે પણ અંગુલિ નિર્દેશ કરી 'મિજાજ' સૂચવતો ગઝલનો એક શેર રજૂ કર્યો તે આ :

**કંટકની સાથ પ્યાર હતો કોણ માનશે?**
**એમાંય કાંઈ સાર હતો કોણ માનશે?**

આ લખનારને બચુભાઈ તથા બુધસભાનો દસકાપર્યંતનો લાભ મળ્યો છે તેની નોંધ લેતા આનંદ અનુભવું છું. પ્રકૃતિએ શરમાળ એવો ગુપચુપ છેલ્લા ટેબલે બેસી જાઉં તે બચુભાઈ જુએ અને ક્યારેક પ્રેમપૂર્વક આગળ આવવા કહે તે પ્રસંગો મને બરાબર યાદ છે. ઉમાશંકરભાઈ હોય કે સુંદરમ્, મારો પરિચય આપતાં તેઓ મારું આ મુક્તક પોતાના સ્વકંઠે રજૂ કરવાનું ન જ ચૂકે :

**દિલ તમોને આપતાં આપી દીધું,**
**પામતાં પાછું અમે માપી લીધું,**
**માત્ર એક જ ક્ષણ તમે રાખ્યું છતાં**
**ચોતરફથી કેટલું કાપી લીધું !**

પચીસેક વર્ષ પહેલાં બચુભાઈએ પ્રસિદ્ધ કરેલુ આ મુક્તક આજે પણ એવુ ને એવુ ચોટદાર રહ્યુ છે કોઈ પણ મુશાયરમાં, જો ચિનુ મોદી સંચાલક હોય તો, મારું આ મુક્તક બોલીને દાદ મેળવી લે છે! અને તેમ ના હોય તો હું એ મુક્તક બોલીને અચૂક 'દાદ' મેળવુ છું !

પ્રારંભમાં અસ્વસ્થ દેખાતા બચુભાઈ પોતાનામાં અને બુધસભામાં એવા તો ખોવાઈ ગયા કે એમના સ્મરણોની જાણે રમઝટ જ ચાલી આ પ્રસંગે ઉપસ્થિત કવિતાઓમાંના બે ઉમાશંકર, સુંદરમે કેવળ પ્રસંગોચિત વક્તવ્ય જ રજૂ કર્યાં નહિ, પોતે રચેલી તાજી કવિઓનો સરસ 'પાઠ' કર્યો ઉમાશંકરે એક છાંદસ અને એક અછાંદસ એમ બેય સુંદર રચનાઓ રજૂ કરી કાવ્યં ગદ્ય ચ પદ્ય ચ–ગદ્યમાં કે પદ્યમાં પણ એ 'કવિતા' હોય તો બસ વાળી વિચારણા દૃઢ કરી. ઉમાશંકરની છાંદસ રચના વાંચી બચુભાઈ એ ન માગે તો જ મને આશ્ચર્ય થાત! બચુભાઈના ઉમળકાનો વળતો જવાબ એટલે ઉમાશંકરભાઈની રચના એમના હાથમાં આ છે સંપાદકની નજર અને ગરજ! આ છે આપણા એક મૂર્ધન્ય કવિની એક કવિતાપ્રેમી સંપાદક પ્રત્યેની લાગણી! આપણે ત્યાં કે કોઈ પણ સ્થળે આવા પ્રસંગો વિરલ જ હોય. એથી પ્રજાએ ધન્ય જ થવાનું હોય

હું જેમને 'જલસા'ના માણસ તરીકે ઓળખું છું તે કવિ–પત્રકાર–સંપાદક વેણીભાઈ પુરોહિતે આ બીજી તારીખે ચિરવિદાય લીધી અને તે પણ દાયકાઓ સુધી જ્યાં કાર્યરત રહ્યા તે 'જન્મભૂમિ'મા અચાનક લકવાનો હુમલો થતાં લગભગ તરત જ! 'સિંજારવ', 'દીપ્તિ' 'આચમન' અને 'ગુલઝારે શાયરી'ના આ કવિની એક કાવ્યની એક પંક્તિ યાદ કરી સ્મૃતિમા મઢી લઈએ :

**હું પોતે મારામાં છલકું પંચામૃતનો પારાવાર.** —મનહર મોદી

## રમેશ પારેખ

### આલાખાચર

#### બાંબલાઈ

છે સાપમાં અદલ ફોફળથી સવાઈ
બાપુ તણી બગલમાં (ઊંહ) બાંબલાઈ
એવી સળંગ વકરી થઈ લાલ ઘોલું
કે રાતના પણ ન ખાઈ શકાય ઓલું

બાપુ વિચાર કરતા : હું તપી જઈશ
તો બાંબલાઈ અથવા હું ખપી જઈશ
હું યુદ્ધમાં અવરના શિરને વનારું
તો બાંબલું ગધનું કોણ પછી બચારું

બાપુ વિચાર કરતા બહુ વાર એમ :
ઉપાડવો મગતરા પર હાથ કેમ ?
મારી જ આ બગલ ખૂટલ છે કજાત
આ બાંબલાઈ અહીંઆ નહીં તો શું થાત ?

બાપુ વિચારજળમાં નિખશિખ બૂડે
ને બાંબલાઈ પર કેવળ માંખ ઊડે

## હરેશ લાલ

### ત્રણ શેર

નદી જેવું અહીંથી ત્યાં સુધી ભીનું
મને સગપણ ગમે છે બહુ ઉદાસીનું.
ભલે ફંટાઈ ચાલી તુજ હૃદયરેખા,
વિચારું છું હજી તારી હથેળીનું.
કરે ઘર આંખમાં બે ચાર ચોમાસાં,
પછી જોયું જશે સપનું ઉનાળાનું.

## મનહરલાલ ચોકસી

### વૃક્ષીય ગઝલ

મૂળ ઊંડાં બહુ અહમ્‌નાં છે
પાંદડાં બેશુમાર ગમનાં છે
સરસરાહટથી ધ્યાન ખેંચે છે
ને ધખારા વળી ધરમના છે
ઊંચે ઊંચે જવાની ઇચ્છાઓ
પગ સડેલા વળી કરમના છે
છાંયડો આપતાંય ધ્રૂજે છે
દેહ પર સોળ સો સિતમના છે
ચિત્ર, જે છાંયડામાં ચિતરાયાં
એ બધાં આહનાં–જખમનાં છે
પર્ણના ગાલ પર જે મહેકે છે
અશ્રુબિંદુઓ એ પૂનમનાં છે
હિમ વરસે કે લૂના અંગારા
એને મન સૌ નદીઓ 'જમના' છે.

## કિસન સોસા

### ગઝલ

પ્રત્યેક ઘર મકાન બારી દ્વાર બર્ફનાં
આ બર્ફના શહેરમાં બર્ફીલું બર્ફ છે.
આ બર્ફના કોલર ને હથેળીઓ બર્ફની
આ બર્ફ બર્ફ બોલતું રંગીલું બર્ફ છે
છાતીને બર્ફ–ચોસલે સૂરજને ચીતરી
ટોળાંએ ઘૂમતું અહીં સંપીલું બર્ફ છે
આઈસબર્ગ લોહીમાં ગળતા તર્યા કરે
હોઠે વરાળતું સતત શબ્દીલું બર્ફ છે
આ બર્ફની સડક ઉપર સંભાળી ચાલજો
આ શ્વેત શ્વેત શાફ્ડે ડંખીલું બર્ફ છે,

# શબ્દકુલના રસિક ઉપાસક વિદ્વાન ડૉ. હરિવલ્લભ ભાયાણી

ચંદ્રકાન્ત શેઠ

સુકલકડી કાયા, ભૂરી આંખો, સફેદ વાળ, ગૌર વાન સફેદ ધોતી, ઝભ્ભો તથા બંડી અને પગમા પોલિશથી ચમકતા ચંપલ, એક હાથમા સામાન્ય રીતે ચારપાંચ કે એથીયે ક્યારેક વધારે ગ્રંથોનો થોકડો ને જરાક ઝૂકતા, કંઈક વિચારમા હોય તેમ નીચી નજરે પણ સ્ફૂર્તિ-ગતિથી ચાલી જતી વ્યક્તિ દૂરથી દેખાય અને તે પણ લાલભાઈ દલપતભાઈ પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિરમાથી નીકળી યુનિવર્સિટીને માર્ગેથી પસાર થતી તો એ 'ભાયાણીસાહેબ' હોવાનો ખ્યાલ એક વાર એમને જેઓએ જોયા હોય તેમને તો જરૂર આવે 'શરીરમ્ આદ્ય ખલુ વિદ્યાસાધનમ્' એ ન્યાયે શરીરને સાચવ્યુ છે, મિતાહારી ને મિતભાષી ને છતાયે એમની સંનિધિમા તમને બોલવાનુ ન સૂઝે તો તેઓ તમને બોલતા કરી દે-એવી કળ-કળા — વાતચીતની સ્તો — એમનામાં ખરી ભાયાણીસાહેબના સુઘડ-સ્વચ્છ દેખાવમાયે એમનુ હાસ્ય-ટીખળ અને એ વખતે એમની આંખોમા જે ચમક હોય છે તે ખાસ તો વિલક્ષણ ભાયાણીસાહેબની હાસ્યમુદ્રા તો ભાયાણીસાહેબની જ એમના હાસ્યમા બૌદ્ધિક ચમકારા અનિવાર્યતયા હોય જ તાજગી મેળવવામાં અને અન્યને આપવામા એમની એ હાસ્યક્ષણોનો, એમની એ ક્ષણોની વિનોદવાર્તાનો મહત્ત્વનો ફાળો ખરો જ દિવસભરના નિષ્ઠાભર્યા અધ્યયન-સંશોધન પછીની એમની આ અનૌપચારિક એવી પ્રસન્ન સાંધ્યબેઠકોનુ જ કોઈ કલારસિક-સાહિત્યરસિક જીવોને આકર્ષણ રહે તો નવાઈ નથી

ભાયાણીસાહેબ સૌરાષ્ટ્રના ગોહિલવાડ પંથકના એક નાનકડા ગામ મહુવામા મોસાળમા ઈ સ ૧૯૧૭ના ૨૬મી મેના રોજ દશા શ્રીમાળી વણિક જ્ઞાતિમા જન્મેલા જન્મ્યા પછીના બે જ વર્ષમા પિતા ચૂનીલાલ લવજી ભાયાણી તથા માતા ગંગાબહેન એમને તથા એમની એક ઓરમાન નાની બહેનને અનાથ મૂકી ગુજરી ગયા એમના દાદી પોતીમાએ દળણા-પાણી કરીને, ઢીંગલીઓ વગેરે બનાવીને જે કંઈ થોડી આવક મળતી એના ટેકે એમને બંનેને ઉછેર્યા બહેનનુયે થોડા સમયમા અવસાન થતાં પરિવારમા ઘરડા દાદીમા સાથે તેઓ પોતે એકલા જ રહ્યા

આમ બાળપણુ એમનુ વિષમ પરિસ્થિતિમા વીત્યુ આ પરિસ્થિતિએ એમના આંતર ઘડતરમા મહત્ત્વનો ભાગ ભજવ્યો જ હશે તેમણે પ્રાથમિક શિક્ષણ મહુવાની દરબારી શાળામા લઈને ત્યાની જ શેઠ એમ એન હાઈસ્કૂલમા દાખલ થઈ ૧૯૩૪મા મૅટ્રિકની પરીક્ષા પાસ કરી એ માધ્યમિક શાળાના અભ્યાસ દરમ્યાન વિદ્યારામ સંસ્કૃત સ્કૉલરશિપ એમને મળેલી એ પછી ભાવનગરની શામળદાસ કૉલેજમા એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે પ્રવેશ મેળવી ૧૯૩૮મા તેમણે મુંબઈની યુનિવર્સિટીની બી એ ની પરીક્ષા સંસ્કૃત સાથે પ્રથમ વર્ગમા પાસ કરી અને તે પછી સ્ટાઇપેન્ડ મળતાં મુંબઈની ભારતીય વિદ્યાભવન સંસ્થાના પ્રવેશ મેળવી ૧૯૪૧મા સંસ્કૃત અને અર્ધમાગધી સાથે એમ એ ની પરીક્ષામા પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ થઈ તેમણે ભગવાનદાસ પુરુષોત્તમ સંસ્કૃત પારિતોષિક પ્રાપ્ત કર્યું

એમ. એ.ની ઉજ્જ્વળ કારકિર્દી પછી તેમને ડૉ. ટર્નર જેવા વિખ્યાત ભાષાશાસ્ત્રી પાસે વધુ અભ્યાસ કરવાની એક વિરલ તક પણ સાંપડી હતી, પરંતુ જે દાદીમાએ ઘણું સહન કરીને એમને વહાલથી ઉછેરેલા એમને વાર્ધક્યમાં જરાય તકલીફ ન પડે એ ખાતર એ તકને સ્વેચ્છાએ જતી કરી. પરંતુ ત્યાર પછી પણ આ અભ્યાસી જીવે અહીં રહીને તો એમની વિદ્યાયાત્રા અનવરતપણે આગળ ધપાવી ૧૯૫૨માં સમર્થ વિદ્વાન મુનિશ્રી જિનવિજયનાં પ્રેરણા ને પ્રોત્સાહનથી અપભ્રંશ ભાષાના મહાન કવિ સ્વયંભૂરચિત મહાકાવ્ય 'પઉમચરિઉ'નું શાસ્ત્રીય સંપાદન કરી પીએચ. ડી.ની ઉપાધિ મેળવી. આ પીએચ. ડી.ના સંશોધનકાર્ય દરમ્યાન ૧૯૪૫થી જ તેઓ ભારતીય વિદ્યાભવન સંશોધન વિભાગમાં જોડાઈને અધ્યયન–સંશોધન સાથે અનુસ્નાતક અધ્યાપનનું કાર્ય પણ કરતા હતા.

આ ભયાણીસાહેબનું ૧૯૫૦માં ચંદ્રકલાબહેન સાથે લગ્ન થયું. એમનું સુખી દાંપત્યજીવન એમની વિદ્યાકીય ઉપાસનાને ઘણું પ્રેરક સહાયક થયેલું જોઈ શકાય છે. પરિવારનું સંસ્કારમધુર વાતાવરણ એમના એકના એક પુત્ર ઉત્પલનેય કલા–સંસ્કાર તરફ પ્રેરવામાં યત્કિંચિત પ્રોત્સાહક હશે.

તેઓ ભારતીય વિદ્યાભવનમાં ૧૯૬૫ સુધી રહ્યા. ત્યાર બાદ ૧૯૬૬માં તેઓ ગુજરાત યુનિવર્સિટીમાં ભાષાશાસ્ત્ર વિભાગના મુખ્ય પ્રાધ્યાપક તરીકે જોડાયા. આ દરમ્યાન અનેક યુનિવર્સિટીઓમાં આ ક્ષેત્રના પરીક્ષક–માર્ગદર્શક–પરામર્શક તરીકે પણ સેવાઓ આપતા રહેલા. તેઓ ગુજરાત યુનિવર્સિટીમાં ૧૯૭૫ સુધી રહ્યા. ત્યાર પછી સ્વૈચ્છિક નિવૃત્તિ લઈ, લાલભાઈ દલપતભાઈ પ્રાચ્ય વિદ્યામંન્દિરમાં પોતાના અતિ પ્રિય એવા પ્રાકૃત–અપભ્રંશના સંશોધનકાર્યમાં ગૂંથાઈ ગયા, જેના ફલસ્વરૂપે કેટલાક સંશોધિત સંપાદિત ગ્રંથો (જેવા કે 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ'–૧૯૭૧, 'રત્નચૂડરાસ'–૧૯૭૭, 'સંક્ષિપ્ત તરંગવતી કથા'–૧૯૭૯) એમના તરફથી મળ્યા.

ભાયાણીસાહેબ નાનપણથી જ ઊંડો વાચન-શોખ ધરાવતા રહ્યા છે. એમને ખુશીથી પુસ્તકાલયના જીવ તરીકે ઓળખી શકાય. શીલ–સાદગીના એમના આગ્રહોમાં કેટલુંક એવું જરૂર છે જેનું અનુસંધાન ગાંધીવિચારસરણી સાથે કરી શકાય. આમ છતાં તેઓ પોતે આ કે તે વિચારવાડામાં બદ્ધ નથી તેમની પોતાની જીવનને જોવા-માણવા-મૂલવવાની એક આગવી પદ્ધતિ છે. તેઓ શુદ્ધ તાર્કિક–બૌદ્ધિક અભિગમના પુરસ્કર્તા છે ને છતાં શ્રદ્ધાતત્ત્વની શક્તિયે સમજે છે. તેમને શાસ્ત્રદીપના પ્રકાશમાં જોવું–વિચારવું ગમે છે ને છતાં શાસ્ત્રાન્ધ થવાથી તેઓ બચ્યા છે. તેઓ કુળવારસામાં સ્થાનકવાસી જૈન સંપ્રદાય પામેલા પણ વૈષ્ણવ મોસાળમાં ઊછરીને મોટા થયેલા; ને આવી વિવિધ સંપ્રદાયપરંપરાઓના સંસ્કાર ગ્રહતાં એમનું ચિત્ત તો એ સંપ્રદાયો પ્રત્યે સમાદરનો ભાવ જ ધારણ કરતું થયું અને સૂક્ષ્મ રીતે તો તેઓ માનવ્યધર્મના મુકત પુરસ્કર્તારૂપે પોતાને સાંપ્રદાયિક ભૂમિકાએ. કંઈક ઊંચે પણ સ્થિર કરી શકયા છે. આ વલણ–ભૂમિકાને કારણે જીવનવિચારણા ને સાહિત્ય–શાસ્ત્ર-વિચારણામાં કયાંય કુંઠિતતા કે વિકૃતતા આવવા પામી નથી. તેઓ ધર્મસંપ્રદાયોના, વિવિધ વાદવિચારોના અભિગમોને તટસ્થભાવે જોઈ–સમજી, પોતાની રીતે એની સસારતા કે અસારતાને નાણી રહે છે. તેઓ એક બાજુ આધ્યાત્મિક ચલણવલણો પ્રત્યે વિધેયાત્મક વલણ ધરાવે છે તો બીજી બાજુ વૈજ્ઞાનિક અભિગમો પ્રત્યે પણ ઊંડી બૌદ્ધિક નિષ્ઠા ધરાવે છે. એમને માટે આધ્યાત્મિક–વૈજ્ઞાનિક વલણો વચ્ચે વિવેક કરવાનું કામ મુશ્કેલ નથી, કારણ કે એમની જીવન પ્રત્યેની દૃષ્ટિ વિશાળ, ઊંડી અને સ્વચ્છ છે. તેમને માનવની બૌદ્ધિક–વૈજ્ઞાનિક–આધ્યાત્મિક ખોજોમાં–એની વૈચારિક સાહસ-

યાત્રામા, એના આતર વિકાસના ઇતિહાસમાં ખરેખરી દિલચસ્પી છે, અને તેથી જ શાસ્ત્ર અને કલાને, તત્ત્વ અને રસને સાથે રાખી પોતાની વિદ્યાયાત્રાને ફળદાયી તેમ રસવતી બનાવવામાં તેઓ મહદશે સમર્થ રહ્યા છે

ભાયાણીસાહેબને વિશાળ અર્થમા સાહિત્યના વિવિધ પ્રદેશોમા રસ છે, આમ છતા ભાષાશાસ્ત્ર, પ્રાચીન ભારતીય સાહિત્ય, લોકકથાસાહિત્ય તેમ જ કાવ્યશાસ્ત્ર આ એમના સતત અધ્યયનના–ચિતન–મનનના પ્રિય વિષયો રહ્યા છે પ્રાકૃત–અપભ્રશ અને મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના તેઓ રસિક પડિત અને સશોધક–સપાદક–અનુવાદક અને વિવેચક બની રહ્યા છે સમગ્ર વૈશ્વિક પરિબળોના સદર્ભમા સાહિત્યિક પ્રશ્નોને તપાસવા–વિચારવાનુ એમને ગમે છે સશોધનાત્મક અધ્યયનમા તુલનાત્મક અભિગમ અપનાવવાનુ યે એમની સાહિત્યિક રુચિને અવારનવાર ગમે છે

ભાયાણીસાહેબે એમની સાહિત્યિક કારકિર્દીના પ્રારભથી જ સાહિત્યના અધ્યયન–અધ્યાપન સાથે સશોધનનેય પોતાનુ પ્રિય ક્ષેત્ર બનાવ્યુ તેઓ મુબઈમા ભારતીય વિદ્યાભવન સસ્થામા બે દાયકા (ઈ સ ૧૯૪૫ થી ઈ સ ૧૯૬૫) રહ્યા, આ દરમ્યાન તેમણે ગુજરાતી તથા અર્ધમાગધીના પીએચ ડી ના વિદ્યાર્થીઓને સફળ માર્ગદર્શન પણ આપ્યુ હતુ વળી અપભ્રશ સાહિત્યમા વધુમા વધુ રસ લઈ, એની કૃતિઓનાસશોધન–સપાદનનુ કાર્ય પણ આરભ્યુ. તેમણે આમ તો એમનો પ્રથમ લેખ ૧૯૩૯માં 'પ્રસ્થાન'મા 'દેવકથા સૃષ્ટિ– તેના સર્જકબળો, સર્જન અને વિકાસ' – એ લખીને લેખનકારકિર્દીની શરૂઆત કરેલી પણ એમનો પ્રથમ ધ્યાન ખેચનારો મહત્ત્વનો લેખ તો ૧૯૪૫મા મુનિ શ્રી જિનવિજયજી સપાદિત અપભ્રશ કાવ્ય 'સદેશક રાસ'ના વ્યાકરણ અને છદોવિષયક ચર્ચા કરતો ૪૦–૫૦ પાનાનો અભ્યાસ લેખ છે, જે એ કૃતિ સાથે જ મૂકવામા આવેલો એમણે એ પછી ૧૯૪૮મા શ્રી મધુસૂદન મોદીની સાથે રહી 'પઉમસિરિ ચરિઉ' (પદ્મશ્રી ચરિત) નામના અપભ્રશ કાવ્યનુ સપાદન કર્યું વળી એમણે ૧૨૦૦૦ શ્લોકોની વિસ્તૃત જૈન રામાયણકથાનુ અધ્યયન આગળ ચલાવી 'પઉમ ચરિઉ'ના ત્રણ ભાગ (૧૯૫૩ ૧૯૬૧) સશોધિત સ્વરૂપે પ્રગટ કર્યા. એ પછી આજ દિન સુધી એ પ્રાકૃત–અપભ્રશની દિશામાનુ એમનુ સશોધન–સપાદનનુ કાર્ય સાતત્યપૂર્વક ચાલતુ રહ્યુ છે, અને તેમના એ વિદ્યાતપના મૂલ્યવાન ફળ–સ્વરૂપે આપણને 'નેમિનાહ ચરિય' (બે ભાગમા, ૧૯૭૦, ૧૯૭૧, શ્રી મધુસૂદન મોદી સાથે), 'સણતુકુમારચરિય' (૧૯૭૪ મધુસૂદન મોદી સાથે), અપભ્રશ વ્યાકરણ (૧૯૬૧[1], ૧૯૭૧[2]), Studies in Hemacandra's Desinamamala (૧૯૬૬) વગેરે ગ્રથો મળ્યા આ ગ્રથોમાનુ એમનુ કાર્ય એવુ ઊચા પ્રતિનુ ગણાયું છે કે સમગ્ર ભારતના અપભ્રશના પડિતો સર્વશ્રી અગરચદ નાહટા, હીરાલાલ જૈન, પ્રો એચ ડી વેલણકર, તથા લાલચદ ગાધી જેવાની હરોળમા તેઓ સ્થાન પામ્યા છે તેમણે ભારતની વિવિધ વિદ્યાસસ્થાઓમા તથા વિદ્યાપરિષદોમાં આ વિષય પર અનેક વાર વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો આપ્યા છે ને ચર્ચાઓ કરી છે

જેમ ભાયાણીસાહેબે પ્રાકૃત અપભ્રશનુ તેમ મધ્યકાલીન ગુજરાતી ભાષાનુયે સશોધન–સપાદનનુ મૂલ્યવાન કાર્ય કર્યું છે શામળકૃત 'મદનમોહના' (૧૯૫૫), 'ત્રણ પ્રાચીન ગુર્જરકાવ્યો' ('રેવતગિરિરાસુ', 'નેમિનાથ ચતુષ્પદિકા' તથા 'સ્થૂલિભદ્રફાગુ', ૧૯૫૫), શામળકૃત 'રુસ્તમનો સલોકો' (૧૯૫૬) શામળકૃત 'સિહાસનબત્રીશી' (વાર્તા ૧૮ થી ૨૨, ૧૯૬૦), પ્રેમાનંદકૃત 'દશમસ્કધ' (ભાગ ૧, ૨, ૧૯૬૬, ૧૯૭૨, ઉમાશકર જોશી સાથે), 'પ્રાચીન ગુર્જર કાવ્ય' (૧૯૭૫, અગરચદ નાહટા સાથે) – આ ગ્રથો દ્વારા મધ્યકાલીન સાહિત્યના અધિકૃત વિદ્વાન તરીકેની પ્રતિષ્ઠા

પણ તેમણે મેળવી છે ગુજરાતી ભાષાના ઐતિહાસિક વિકાસ–ક્રમ વિશે તેમની જેમ અધિકાર પૂર્વક ચર્ચા કરનારા તો આપણે ત્યાં ઓછા જ છે, કેટલીક રીતે તો આ ક્ષેત્રે તેમની અનન્યતાયે આજે પ્રતીત થાય.

તેમણે બૌદ્ધ–જૈન, પ્રાકૃતિ અપભ્રંશ, મધ્યકાલીન તેમ જ અર્વાચીન સાહિત્યના અનેક મુદ્દાઓ વિશે રસપ્રદ ચર્ચાઓ ચલાવી છે. 'શોધ અને સ્વાધ્યાય' (૧૯૬૫) તથા 'અનુસંધાન'(૧૯૭૨)માં તેમણે પ્રાચીન–મધ્યકાલીન સાહિત્યને અનેક બાબતો વિશે રસપ્રદ ચર્ચાઓ કરી છે. આ ચર્ચાઓ આપણા સંશોધનના હજુયે જે વણખેડાયેલા પ્રદેશો છે તે તરફ પણ અંગુલિનિર્દેશ કરે છે. ભાયાણીસાહેબે સંશોધનનાં પ્રત્યક્ષ કાર્યો કરતાં સંશોધનના સૈદ્ધાંતિક પક્ષનીયે કેટલીક વિચારણા રજૂ કરી છે, જે આપણી અલ્પ સંશોધનકળામીમાંસામાં ઉપયોગી ઉમેરારૂપ જ લેખાય.

ભાયાણીસાહેબ ભાષાશાસ્ત્રની સૈદ્ધાંતિક તેમ જ પ્રાયોગિક કામગીરીમાંયે ઊંડો રસ લેતા રહ્યા છે. ભાષાવિષયક છેલ્લામાં છેલ્લાં સંશોધનો અને વિચારોથી તેઓ વાકેફ રહે છે. તેમની નજર કેવળ ગુજરાતી ભાષા પર નહીં, ભારતીય તેમ જ વિદેશી ભાષાઓમાં થતી નવી નવી પ્રવૃત્તિઓ પર પણ રહે છે. ભાયાણીસાહેબને શબ્દનું ઊંડું આકર્ષણ છે, ભાષાશાસ્ત્રીને હોય એવું જ માત્ર નહીં, કવિને હોય એવું પણ ખરું. તેમણે શબ્દકથાઓ આપી અને 'કુમાર' સામયિકમાંયે એ અંગે નિયમિત રસિક ચર્ચા તેઓ ચલાવતા રહ્યા છે. વળી તેઓ પ્રાચીન–મધ્યકાલીન રસપ્રદ સર્જન–સામગ્રીના પદ્યાનુવાદો ને ગદ્યાનુવાદો આપવામાંયે ઊંડો રસ લેતા રહ્યા છે – અનુસર્જકની રીતે જ; અને તેના પરિણામે 'પ્રપા' (૧૯૬૮) તથા 'ગાથામાધુરી' (કવિ હાલના 'ગાથાકોશ' પરથી, ૧૯૭૬) જેવા ગ્રંથો ગુજરાતને સાંપડ્યા છે. આ સર્જનાત્મક શબ્દરસે એમની પાસેથી જાતક વાર્તાઓ (૧૯૫૬) અપાવી, જેની નવી આવૃત્તિ 'કમળના તંતુ' (૧૯૭૮) રૂપે હવે ઉપલબ્ધ છે અને જે ભાયાણીસાહેબની કથાકથનની કલાત્મકતા તરફ પણ ધ્યાન પ્રેરે છે. તેમણે શબ્દનિમિત્તે જ કાવ્યના ક્ષેત્રેય જ્ઞાનયાત્રા ચલાવી ને તેના ફલસ્વરૂપે 'કાવ્યમાં શબ્દ' (૧૯૭૩) તથા 'કાવ્યનું સંવેદન' (૧૯૭૬) જેવા વિવેચનના લેખસંચયો પણ આપ્યા. કાવ્યશાસ્ત્રક્ષેત્રે જે નવનવોન્મેષો પ્રગટ થાય છે તે સર્વ તરફની તેમની સંપ્રજ્ઞતાના તે પરિચાયક છે. તેમની સાહિત્ય-પ્રીતિ જ સાહિત્યની જે જાગતિક પરિસ્થિતિ છે તે તરફ તેમનું ધ્યાન ખેંચી રહે છે. ડૉ. ભાયાણીનું વિવેચન આમ તો બહુધા ઊહાપોહશૈલીનું હોય છે, તે સાથે જ માર્મિકતાવાળુંયે હોય છે, એની વિચાર-પ્રેરકતા ખાસ ઉલ્લેખનીય બની રહે છે. આમ ભાયાણીસાહેબનો શબ્દકૌતુકરસ શબ્દના ઊંડા પરિ-શીલન તરફ એમને પ્રેરતો રહ્યો છે. તેમણે આ પરિશીલનના જ પરિપાકરૂપે 'વાગ્વ્યાપાર' (૧૯૫૪), 'શબ્દકથા'(૧૯૬૩), 'અનુશીલનો'(૧૯૬૫[૧],૧૯૭૨[૨]), 'થોડોક વ્યાકરણવિચાર' (૧૯૬૯[૧], ૧૯૭૧[૨]), 'શબ્દ-પરિશીલન' (૧૯૭૩), 'વ્યુત્પત્તિવિચાર' (૧૯૭૫) તથા 'ગુજરાતી ભાષાના ઇતિહાસની કેટલીક સમસ્યાઓ' (૧૯૭૬) જેવા ગ્રંથો આપ્યા છે વળી છાત્રોપયોગી 'સુબોધ વ્યાકરણ' (૧૯૫૫) પણ અમૃતલાલ યાજ્ઞિક સાથે રહીને લખેલું. ગુજરાતી ભાષાની તપાસ જે રીતે એમણે કરી છે તે આપણી ભાષાના ભાવિ વ્યાકરણ માટે એક રીતે દિશાસૂચક પ્રવૃત્તિ છે. તેમણે ગુજરાતી ભાષાના ક્રમિક પરિવર્તનનો જે રીતે અભ્યાસ કર્યો છે તે પણ આ ક્ષેત્રના વિદ્વાનો માટે ઉપયોગી છે. આપણે ત્યાં જે ભાષાશાસ્ત્રીઓની નરસિંહરાવ આદિથી આરંભાયેલી પરંપરા છે તેમાં ડૉ. પ્રબોધ પંડિતના ગયા પછી હવે ડૉ. ભાયાણીનો જ નામોલ્લેખ કરવો પડે. તેમનું એવું સંગીન કાર્ય ગુજરાતીમાં ઐતિહાસિક ભાષાશાસ્ત્રમાં લેખાય છે.

ભાયાણીસાહેબે પ્રસંગોપાત્ત જેમ્સ ધ્રા કેનન્ટના ગ્રંથનો 'આધુનિક વિજ્ઞાન અને આજનો મનુષ્ય' (૧૯૫૭) – એ અનુવાદ આપ્યો છે તે પણ અત્રે નોંધવું ઘટે.

ભાયાણીસાહેબની વિદ્વત્તાનો ગુજરાતમાં અને ગુજરાત બહાર પણ સાચી રીતનો પુરસ્કાર થયો છે. તેઓ ૧૯૫૫માં અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદના ચિદમ્બરમ્ ખાતેના અધિવેશનમાં જૈન ધર્મ અને પ્રાકૃત વિભાગના પ્રમુખ નિમાયા હતા. ૧૯૬૩નો રણજિતરામ સુવર્ણચંદ્રક ડૉ. ભાયાણીને અર્પણ થયેલો. તેમણે મહાકવિ ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટના ઉપક્રમે ૧૯૬૭માં 'કાવ્યમાં છંદ અને ભાષા' વિશે વ્યાખ્યાન આપેલું. ૧૯૬૭માં તેમણે વિલસન ફિલોલૉજિકલ વ્યાખ્યાનમાળામાં ભાષાશાસ્ત્રીય વિષય પર અને ૧૯૬૮માં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન-માળામાં ભાષાશાસ્ત્ર તથા કાવ્યશાસ્ત્રના સંબંધને અનુલક્ષતાં શૈલીવિજ્ઞાન વિષયક વ્યાખ્યાનો આપ્યાં. ૧૯૭૨માં ગુજરાતી સાહિત્ય પરિષદના મદ્રાસ ખાતેના ૨૬મા અધિવેશનના સંશોધન–સાહિત્ય-ભાષા–ઇતિહાસ–પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ તરીકે 'સંશોધનની સનાણે' વ્યાખ્યાન તેમણે આપ્યું. તેમણે દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના નિમંત્રણથી ૧૯૭૫માં રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી વ્યાખ્યાન-માળામાં 'ગુજરાતી ભાષાના ઇતિહાસ વિશેની સમસ્યાઓ' પર વ્યાખ્યાનો આપ્યાં હતાં, જેમાં ભાષાકીય સ્વરૂપ–પરિવર્તનના મુદ્દાઓ પણ વિચારવામાં આવેલા. વળી હવેના વર્ષમાં વડોદરા મુકામે ભોગીલાલ સાંડેસરા વ્યાખ્યાનમાળામાં ભાષાશાસ્ત્ર અને વિવેચનના સંબંધ વિશે વ્યાખ્યાનો આપનાર છે. ડૉ. ભાયાણીને એમનાં 'કાવ્યમાં શબ્દ', 'કાવ્યનું સંવેદન' જેવા ગ્રંથો માટે ગુજરાત સરકાર, ગુજરાતી સાહિત્ય પરિષદ વગેરેનાં પારિતોષિકો પણ મળ્યાં હતાં; જે તેમની વિદ્વત્તાના જ – તેમની સાહિત્યિક મેધાની ઉત્કૃષ્ટતાના જ ઉમળકા ભર્યા સ્વીકાર–પુરસ્કારરૂપ લેખી શકાય.

ભાયાણીસાહેબની વિદ્વત્તા અનેકદેશીય છતાં એમના વ્યક્તિત્વમાં ક્યાંય અતડાપણું કે ભારેખમપણું નથી. જૂની–નવી પેઢીના સૌ સાહિત્યપ્રેમીઓ–વિદ્યાકલાપ્રેમીઓને આકર્ષી શકે એવું એમનું મધુર વ્યક્તિત્વ છે. વ્યવહારચાતુર્ય સાથે ભાવનાશીલતાનુંયે એક અનોખું સંયોજન એમનામાં છે. સત્યભક્તિ અને સૌન્દર્ય–કલાપ્રીતિનો, સંયમ અને કલારસિકતાનો અપૂર્વ સમન્વય એમના સાક્ષારી વ્યક્તિત્વમાં છે; કલાકો સુધી સંશોધન કરી શકનાર આ વિદ્વાન ઉચ્ચ કક્ષાનું સંગીત સાંભળવામાં કે કાવ્યવિનોદમાં પણ કલાકો આપી શકે છે. એકલા એકલા રમી શકાય એવી પાનાંની રમતમાં પણ સમય આપી શકે છે! સ્નેહની ઉષ્મા અને સત્યની તટસ્થતા બંને દ્વારા તે પોતાના મૈત્રી સંબંધોમાં એક સાત્ત્વિક સમતુલા રચતા હોય છે. ભાયાણીસાહેબની વિદ્વત્તાનો મર્મ જાણનાર, એમનું તપોનિષ્ઠ સાંનિધ્ય કદી છોડી નહીં શકે. આપણી જે રસિક પંડિતોની એક પરંપરા છે તેમાં ભાયાણી-સાહેબ પણ ગૌરવપૂર્વક સ્થાન પામ્યા છે. એમને ત્રિવેન્દ્રમની ઇન્ટરનેશનલ સ્કૂલ ઑફ દ્રવિડિયન લેન્ગ્વેજિઝ તરફથી જે સન્માનપૂર્વક ગુજરાતી ભાષાના ઐતિહાસિક વ્યાકરણ અંગે કાર્ય કરવા માટે એમને નિમંત્ર્યા તેથી આપણે સૌ રળિયાત થયા છીએ એમ કહેવું જોઈએ. ગુજરાતની સંસ્કારિતા અને વિદ્યાકળાની મધુર સુવાસ તેઓ ત્યાં પણ ફેલાવશે અને આપણા સૌને માટેનો એક સુંદર સ્નેહસેતુ તેઓ રચીને જ રહેશે એમ શ્રદ્ધાપૂર્વક કહી શકાય.



# ચિંનુ મોદી સાથે ધીરેન્દ્ર મહેતા

●

## આધુનિક ગુજરાતી ગઝલ

૦ ચિનુભાઈ, કવિ તરીકે તેમ જ અભ્યાસી તરીકે તમે ગઝલના સ્વરૂપને નિકટથી જોયું–તપાસ્યું છે. આજે ગઝલના બંધારણને ઊલટ સૂલટ કરી નાખનારા પ્રયોગો થઈ રહ્યા છે, આ પરિસ્થિતિમાં એવો પ્રશ્ન થાય છે કે કોઈ પણ સમયે ગઝલ માટે અનિવાર્ય ગણાય એવાં લક્ષણો કયાં ?

– ગઝલ માટે અનિવાર્ય લક્ષણ તો એની શિસ્ત છે. ગઝલસ્વરૂપ ફારસીમાંથી ઉર્દૂમાં થઈ આપણે ત્યાં સ્થિર થયેલું છે. આ સ્વરૂપની પોતાની કેટલીક વિશેષતાઓ છે, એટલે કે ગઝલમાં રદીફ હોવી અનિવાર્ય છે, કાફિયા બદલાતા સચવાવા જોઈએ. એવી જ રીતે ગઝલમાં પહેલી બે પંક્તિઓ મતલાની હોય અને અંતે કવિ પોતાનું નામ કે તખલ્લુસ વણી લે એ છેલ્લા શેરને મક્તા કહેવામાં આવે છે... આપણે ત્યાં હમણાં હમણાં જે પ્રયોગો થયા છે એમાં જ્યાં પાયાગત શિસ્ત સામે બળવો કરવામાં આવ્યો છે ત્યાં તો ગઝલ બનતી નથી. એમાં જે ભાવજગત ઊભું કરવાનો પ્રયત્ન કરવામાં આવતો હોય છે એ ભાવજગત રદીફ–કાફિયાની શિસ્ત વગર મૂકવામાં આવતાં ગઝલ જેવું લાગતું જ નથી. ગઝલનો મિજાજ એમાં સચવાતો નથી...તમને કદાચ પ્રશ્ન થશે કે રદીફ–કાફિયા સચવાયા હોય, ગઝલમાં વપરાતા છંદો આવી એક રચનામાં સ્વીકારવામાં આવ્યા હોય અને છતાં પણ એ ગઝલ નથી બનતી હોતી. તો એની પાછળનું મોટામાં મોટું કારણ એ છે કે એ કૃતિમાં ગઝલનો મિજાજ સચવાયેલો હોતો નથી.

૦ આ મિજાજને ચોક્કસપણે કોઈ પણ ગઝલમાં બતાવી શકાય ?

– આમ તો બહુ મુશ્કેલ છે, પણ આપણે ગાલિબના કેટલાક શેર સાંભળતા હોઈએ...જેમ કે –

**મૌતકા એક દિન મોઈયુન હૈ,**
**નીંદ કયોં રાતભર નહીં આતી !**

અહીં ચિંતન છે ખરું, પણ ગઝલનો જે મિજાજ છે તે બીજી પંક્તિમાં છે. વિચાર નહિ, પરંતુ વિચારને રજૂ કરવાની જે રીત છે એ રીતમાં ગઝલનો મિજાજ સમાયેલો છે એમ મને લાગે છે.

૦ તો પછી મિજાજ એટલે વિચાર રજૂ કરવાની કે ભાવ રજૂ કરવાની રીત ?

– આ ભાવ કે વિચારને રજૂ કરવાની છટા સ્વરૂપે સ્વરૂપે બદલાવાની. આમ તો શબ્દ સાથે જ કવિને પનારું પાડવાનું છે. ગઝલકાર પણ કવિ જ છે એટલે શબ્દ સાથે તો એને પણ પનારું પાડવાનું છે. પણ જે એક ભાવ છે એ ગઝલમાં વ્યક્ત કરવાનો હોય તો ગઝલની રીતે કરવો પડે. કોઈ એક વિશિષ્ટ અથવા—

૦ ગઝલવિશિષ્ટ ભાવજગત, એને અનુરૂપ બંધાતું વાતાવરણ એ એનો મિજાજ એમ કહી શકાય ખરું ?

– એક રીતે કહીએ તો ભાષાથી આગળ કશી વાત નહિ કરી શકાય, એટલે આવા કોઈ સાર્વત્રિક નિયમ નહિ કરી શકાય.

૦ એટલે ગઝલનું એ એક આસ્વાદ્ય તત્ત્વ છે એમ કહીને સંતોષ માનવો પડે ?

– ગઝલમાં એની પોતાની ખુદ્દારી છે, એમાં એનો મિજાજ પ્રગટ થતો હોય છે. કવિની એક અનુભૂતિને જોવાની રીતિ જ બદલાઈ જતી હોય છે... આ અનુભૂતિની રીતિ બદલાતી હોય છે એટલાથી જ વાત પતતી નથી પણ અભિવ્યક્તિ પણ જુદી જ છટાથી થાય છે.

○ એમ લાગે છે કે આ મિજાજ એ ગઝલનું કોઈ અવ્યાખ્યેય તત્ત્વ છે...

– આપણે એમ કરીએ કે–એક શેર સાંભળીએ કે

**મને એ જોઈને હસવું હજારો વાર આવે છે,**
**પ્રભુ, તારા બનાવેલા તને જ્યારે બનાવે છે.**

ચિંતન તો જવા દો, પણ આમાં એ રજૂ કરવાની જે છટા છે એ ગમી જાય એવી છે. આપણી ભાષામાં હમણાં છેલ્લાં થોડાંક વર્ષોમાં કેટલાક એવા પ્રયોગો થયા છે કે જે પ્રયોગોમાં રદીફ–કાફિયા સચવાયા હોય, ગઝલની કમ્પલિટ શિરત અકબંધ સચવાયેલી હોય અને છતાં એ ગઝલ ન બનતી હોય દા. ત. ભગવતીકુમાર શર્માનું એક કાવ્ય છે – હું એને કાવ્ય કહું છું, ગઝલ નથી કહેતો – એના બે'ક શેર જોઈએ :

**રેત–ડમરી–મૃગ–તરસ–મૃગજળ વગેરે...**
**મન–મરણ–શ્વાસો–અનાદિ છળ વગેરે...**
**છે–નથી–હોઈ–શકે–અથવા– કદાચિત,...**
**હું–તું–આ–તે–તેઓ–ની સાંકળ વગેરે...**

તો આમાં કઈ ગઝલ બનતી હોય એવું મને લાગતું નથી.

○ તો પછી મિજાજને – જે મિજાજને જાણવાનો આપણે હમણાં પ્રયત્ન કર્યો એ મિજાજને – પોષક ન હોય તેવી અનુભૂતિને ગઝલમાં અવકાશ ખરો? મારા પ્રશ્નને સ્ફુટ કરવા માટે ઘણાં બધાં ઉદાહરણો મારા મનમાં આવે છે. એમાંના એકની મદદ લઉં. પિયરમાં સાસરાને સંભારતી ભરવાડણ પોતાનું સંવેદન ગઝલમાં વ્યક્ત કરે તે સ્વાભાવિક લાગે છે?

– નયન દેસાઈની ગઝલ છે એનો ઉલ્લેખ તમે કરી રહ્યા છો? –

**પનઘટે છલકાતી ગાગર સાંભરે,**
**દિ ઊગે ને રોજ સૈયર સાંભરે.**

આમાં જે પદ્ય છે તે ગીતનું છે, ગઝલનું નથી.

○ હું એ જ કહેવા માગું છું.

– આમાં ક્યારેક સારો શેર આવે ખરો – શક્યતા તરીકે દા. ત. છેલ્લો શેર—

**મા, મને ગમતું નથી આ ગામમાં...**

આમાં મિજાજ પાછો ગઝલનો છે. તો જુઓ, ત્યાં ગઝલ બને છે – એટલા શેર પૂરતી. પણ આખી રચના ગઝલ બનતી નથી. ગીતનું જ પદ્ય લઈને ચાલેલી એ રચના છે.

○ સ્વરૂપ સ્વરૂપ વચ્ચે આવો ભેદ નહિ કરીએ તો તો એનો અર્થ એવો થાય કે કોઈ પણ સંવેદન કોઈ પણ સ્વરૂપે વ્યક્ત થઈ શકે, સંવેદન અને સ્વરૂપને કોઈ વિશિષ્ટ સંબંધ રહે જ નહિ.

– હાસ્તો. સ્વરૂપ અને સંવેદન એકાકાર ન થતાં હોય તો કવિકર્મનો અર્થ રહેશે નહિ. કવિને પોતાને ખબર પડવી જોઈએ કે પોતાની જે લાગણી છે એ સોનેટને ખપ લાગે તેવી છે? ગીતને ખપ લાગે તેવી છે? ગઝલને ખપ લાગે તેવી છે?...આપણે ત્યાં રાજેન્દ્ર શુક્લ હમણાં હમણાં ઠીક ઠીક પ્રમાણમાં રચનાઓ કરે છે; આમ તો એ સંસ્કૃતના અધ્યાપક છે; તત્સમ શબ્દો વાપરવાનો એમનો અધિકાર છે, આમ છતાં ગઝલમાં જ્યારે આ તત્સમ શબ્દો આમેજ થાય છે ત્યારે એ પદ્ય ગઝલનું પદ્ય હોય એવું લાગતું નથી.

○ આ સંદર્ભમાં એવો પ્રશ્ન થાય છે કે ગઝલની બાનીની કોઈ વિશેષતા ખરી? ગઝલમાં

રૂઢ થયેલી ઉર્દૂ પદાવલીનો પરિહાર કરીને આપણે શિષ્ટ, અને પછી બોલચાલની ભાષા પાસેથી કામ લીધું. પછી એક બાજુ તળપદી વાણીના પ્રયોગો તો બીજી બાજુ તત્સમ પદાવલી તથા અંગ્રેજી શબ્દ-પ્રયોગો પણ થવા લાગ્યા. આ બધા પ્રયોગો ગઝલને કેટલે અંશે ઉપકારક છે?

— તમારો પ્રશ્ન સરસ છે. એનું કારણ કહું. કવિતાને પામવા માટે શબ્દો સિવાય બીજા કશા દ્વારા પ્રયત્ન નહિ કરવો જોઈએ. તમે પદાવલી દ્વારા જે આખી વાત મૂકી આપવાનો પ્રયત્ન કર્યો એ સરસ છે. ગઝલમાં જે પદાવલીની હું કલ્પના કરું છું એમાં ઉર્દૂ શબ્દ હોય કે ન હોય, અંગ્રેજી શબ્દ હોય કે ન હોય, સંસ્કૃત શબ્દ હોય કે ન હોય, પણ એને બોલચાલ સાથે સીધો સંબંધ હોવો જોઈએ. ગઝલનો એક અર્થ 'પ્રિયતમા સાથે વાતચીત' એવો છે. આપણે પ્રિયતમા શબ્દ જવા દઈએ પણ 'વાતચીત' શબ્દ મહત્ત્વનો છે. ગઝલની વાણી વાતચીતની હોય. દા. ત. અદમ ટંકારવીનો એક શેર છે—

**તારા શહેરની રોનક કેવી !**
**સઘળી ટ્રેનો ત્યાં થંભે છે !**

આવી પંક્તિ કરતી વખતે મજા પડતી હશે—અંગ્રેજી શબ્દપ્રયોગમાં પણ. આની સાથે કૈલાસ પંડિતની પંક્તિઓ સરખાવો—

**સૂરજ થઈને સિગ્નલ ઊગ્યો,**
**એને નમતું શહેર હવે તો.**

આમાં કંઈ કવિતા થતી નથી એટલે ગઝલ થવાનો તો સવાલ જ નથી.

૦ મારી એવી માન્યતા છે કે સાહિત્યસ્વરૂપ અને સાંસ્કૃતિક સંદર્ભનો સર્વથા વિચ્છેદ શક્ય નથી. આજની ગઝલને એવો કોઈ સંદર્ભ છે ખરો?

— કદાચ આજની જ ગઝલને આ સંદર્ભ છે. આપણે ત્યાં જે ગઝલકારોની પરંપરા છે — છેક શરૂઆતની વાત બાજુ પર મૂકી દઈએ; કલાપી, મણિલાલ કે બાલશંકર આ ત્રણને બાદ કરતાં પછી જે આપણા ગઝલકારો આવ્યા—ખાસ કરીને મારે ઉલ્લેખ કરવો છે શયદાસાહેબનો, ઉપરાંત સાબિર વટવા, મરીઝ, ઘાયલ, શૂન્ય, સૈફ — એમનો અને આપણી ગુજરાતી કવિતાનો કોઈ સંબંધ સ્થાપિત જ નહોતો થતો. એક બાજુ ઉમાશંકરની કવિતા કે સુંદરમ્‌ની કવિતા જે ભાવસૃષ્ટિને લઈને ચાલતી હોય તેને અને શયદાસાહેબની ગઝલ જે ભાવસૃષ્ટિ લઈને ચાલતી હોય તેને કોઈ સંબંધ જ નહોતો. બે તડાં જ હતાં કે આ કવિઓ, જે છાંદસ કવિતા રચતા હોય અને આ ગઝલકારો. બેની વચ્ચે એક લોખંડી દીવાલ હતી, જ્યારે આદિલ, મનહર મોદી, રાજેન્દ્ર શુકલ, આ બધા એવા પ્રકારના કવિઓ છે અને ગઝલકારો છે, જેમને આજે લખાતી અછાંદસ કવિતા કે છાંદસ કવિતા સાથે સીધો સંબંધ છે અને ગઝલ સાથે પણ સીધો નાતો છે આને કારણે અછાંદસ કવિતાનું જે ભાવવસ્તુ છે તે આપણી ગઝલમાં પણ મુકાયું. આ દૃષ્ટિએ મનહર મોદીના ઘણા શેર બહુ નોંધપાત્ર છે, દા. ત.

**ડૂબી ગયો તો આપનું સાન્નિધ્ય સાંપડયું,**
**પાણી ગયું કપાઈ સમંદર તર્યા વગર.**

તો, આ જે આખી ભાવસૃષ્ટિ આજની, આજનો જે સાંસ્કૃતિક સંદર્ભ છે, આજે આપણે બોઝિલપણાનો અનુભવ કરતા હોઈએ કે આપણને સમય એટલે કે Time element, એના સંદર્ભમાં re-act થવાનું ગમતું હોય — અછાંદસ કવિતામાં કે બીજી છંદોબદ્ધ કવિતામાં, તો ગઝલમાં પણ આપણાં એ પ્રકારનાં સંવેદનો આવવાં શરૂ થયાં. મારો જ એક શેર આ સંદર્ભમાં કહું—

**હું ક્ષણોના મહેલમાં જાઉં અને**
**કોઇ દરવાજો કરી દે બંધ તો?**

આમ, આજના સાંસ્કૃતિક સંદર્ભ સમેતનાં કાવ્યો જેમ લખાયાં, એ કાવ્યોની પરંપરામાં જ આપણી ગઝલ પણ ઊભી રહી શકી છે.

○ ગઝલ અને અન્ય કાવ્યસ્વરૂપો વચ્ચે ઐક્ય સાધવાના કેટલાક પ્રયત્નો થયા છે એનાં પરિણામો અંગે તમારું શું મંતવ્ય છે?

— કવિઓ પોતાની પ્રયોગશાળામાં આ કામ કર્યા કરતા હોય, કે આપણે જોઈ જોઈએ...એટલે કે કવિતાનો એક આખો પ્રોસેસ એમના મનમાં ચાલ્યા કરતો હોય, અને એ થોડાંક આવાં કાચાં કાવ્યો કરતા હોય પ્રયોગો કરતા હોય એની સામે વાંધો નથી આપણને, પણ આવા પ્રયોગ સામયિકો દ્વારા પ્રગટ કરવા...એમાં એક જ તકલીફ પડે કે આવા કાચા પ્રયોગો-ખરેખર તો ગઝલ વિશે ગેર-સમજ ઊભી કરવામાં કદાચ વિશેષ કામયાબ નીવડે છે, જાણે કે આપણે અછાંદસનું અનુકરણ કરતા હોઈએ કે સંસ્કૃત વૃત્તોવાળી રચનાઓનું અનુકરણ કરતા હોઈએ, અથવા તો એ બધાંની આપણને ગઝલ લખવા માટે ગરજ છે...એવું કરવાની કોઈ જરૂર નથી. ખરેખર તો શિખરિણી છંદમાં ગઝલ લખવી કે પૃથ્વી છંદમાં ગઝલ લખવી એ બહુ અઘરી વાત છે, કારણ કે ગઝલના મિજાજ સાથે આ વૃત્ત જશે જ નહિ. રમેશ પારેખ જે ભૂલ હમણાં કરે છે તે શેખાદમ પહેલાં કરી ચૂકેલા હતા...

— હા, એમણે પૃથ્વી છંદમાં ગઝલ લખેલી.

— હેમંત દેસાઈ કરી શક્યા હોત· કદાચ, કારણ કે એમની પાસે સરસ પંક્તિ આવેલી હતી – પૃથ્વી છંદમાં :

**હું લાલ દરબારી લાલ ગુલમ્હોર શો મ્હોરતે!**

આ મિજાજ છે તે ગઝલમાં ખપ લાગી શક્યો હોત

○ પણ તમને પોતાને એક ગઝલકાર તરીકે, અભ્યાસી તરીકે કોઈ શક્યતા દેખાય છે આવા પ્રયોગોમાં?

— જે ગઝલની શિસ્ત છે એ શિસ્તમાં રહીને તમે પ્રયોગ કરી શકો. તમે એમ ન કહી શકો કે મારે રદીફ વગરની ગઝલ લખવી છે, કાફિયા વગરની એક ગઝલ લખવી છે. એનો કોઈ અર્થ નથી. આવા પ્રયોગો ટકશે જ નહિ.

○ ગઝલની આજની દિશા, તેના ભવિષ્યના સંદર્ભમાં, તમને સાચી જણાય છે?

— આમ તો ધીરેનભાઈ, મારે તો ચશ્મા છે અને ખાસ્સા નંબર છે એટલે—છટકવા માટે નથી કહેતો, પણ ન કહી શકાય કશું. આજે બહુ વહેલા છીએ આપણે. આ ચાલ્યા કરે છે જે કંઈ, એ હજી એટલું બધું પ્રાથમિક અવસ્થામાં છે કે.. એક તો ગઝલ સાથે સારા કવિઓને પનારું ઘણાં વર્ષો પછી પડયું છે, વળી પ્રયોગશીલ છીએ જે છે એ ગઝલમાં પણ કંઈક આમતેમ કરી જોવા પ્રયત્ન કરે છે..એ બધું અત્યારે આપણે જોયા કરીએ અને સહૃદયતાથી જોયા કરીએ. આનાથી વિશેષ કશુંક જો આપણે તારણ કાઢવા બેસશું અથવા તો દૂરબીન-લઈને જોવા જશું તો કદાચ —

— શું દેખાશે?

○ કદાચ ખોટા પડવાની શક્યતાઓ વધારે છે.. આ જે વિધાન કર્યું તે કદાચ સાચું ન પણ નીકળે અને — જોકે, મેં એવી કંઈ પ્રતિજ્ઞા નથી લીધી કે મારે સાચું જ વિધાન કરવું પણ—

— ખોટું વિધાન કરવાનું પણ કંઈ કારણ નથી.

○ ખોટું વિધાન કરવાનું પણ કંઈ કારણ નથી, કારણ કે અત્યારે કશું સ્પષ્ટ કળાતું નથ અર્થાત્ સમજાતું નથી *

* આકાશવાણી પરથી પ્રસારિત

# શુભાનઅલ્લાહ ! સુરેશભાઈ

**જયંતિલાલ મહેતા**

મનમાં એક અવઢવ હતી. કવિતા જેવા સૂક્ષ્મ, નાજુક સાહિત્યપ્રકારને લોકો સુધી પહોંચાડવાની જેમની ખ્યાતિ છે તેવા કવિ ક્યાંક શ્રોતારંજનની સસ્તાઈમાં ઊતરી પડશે તો ગુજરાતી સાહિત્ય મંડળ (કલકત્તા) દ્વારા પ્રતિવર્ષ યોજાતી પરિષદ વ્યાખ્યાનમાળાની ઇજ્જતને આંચ તો નહિ આવે ને ? પરંતુ ઊલટાની ઇજ્જત વધી અને મજા તો એવી પડી કે આ અવઢવ તુરત ઓગળી ગઈ અને નવેમ્બર ૨૪–૨૫–૨૬ શનિ–રવિ–સોમ મધુર સંતર્પક અનુભવોથી સભર બન્યા. —

ડૉ. સુરેશ દલાલે ત્રણ ત્રણ દિવસો સુધી સતત કવિતા—ગુજરાતી—અન્ય ભાષી—પરંતુ સર્ગશીલ, સમર્થ કવિતાની એવી તો જાહ્નવી વહેવડાવી કે કલકત્તામાં બેઠાં ગંગોત્રીસ્નાન કર્યાનો અદ્‌ભુત આનંદ પામ્યાં.

લાભશંકર—સિતાંશુ જેવા, લોકોને મન અઘરા લાગતા, કવિઓની કવિતાકલાનો રસાસ્વાદ કરાવતાં તેમની વાણી ક્યારેય ભારેખમ ન બની અને છતાં તેમાં ભરપૂરપણે હતાં પર્યેષાત્મક ઊંડાણ અને કવિતાપદારથની વિદ્વત્તાસભર સમજ. એકાદ દાયકો અગાઉ ઉમાશંકરે લાભશંકરના 'તડકો'નો ઉષ્માપૂર્વક આસ્વાદ કરાવેલ તેથીયે સવાયો આનંદ સુરેશભાઈએ કરાવ્યો અને સુરરિયાલિઝમ જેવાં મસમોટા વિશેષણથી મુંઝાતા સામાન્ય કવિતા—રસિકને સિતાંશુની કવિતાકલાની વાત કરતાં કરતાં સુરેશભાઈએ એવી હળુકાઈથી અને સહજપણે આંટીઘૂંટીઓ પાર કરાવી જાણે સૌ કવિતાપ્રેમીઓને કોઠે દીવા પ્રગટ્યા.

જ્યારે રમેશ પારેખ અને અનિલ જોષીની કવિતાકલા અને કાવ્યસમૃદ્ધિની વાત કરતાં બન્ને કવિઓનાં Common factors પણ કેવી અનકોમન અને આગવી રીતે પ્રયોજી નિજનિજી, વિભિન્ન મુદ્રાઓ ઉપસાવે છે તે સચોટ રીતે અને સરળતાથી સમજાવ્યું ત્યારે થયું કે "કવિતા"ના આ જાગરુક તંત્રી પ્રત્યેક કવિને કેટલા પ્રેમથી માણે છે અને ઊંડાણથી પ્રમાણે છે.

'ભાષાકર્મ' શબ્દ સાંભળતાં કેટલાક ઉતાવળિયા કવિતારસિકો બોલી ઊઠે : (અખાનો હવાલો આપી) "ભાષાને શું વળગે ભૂર ?" તો તેમને સૌને પણ આજની કવિતામાં 'ભૂર' નહિ પણ 'નૂર' આ ચારેય કવિઓના વિશિષ્ટ ભાષાકર્મથી કેવું ઊપજે છે તેની સુભગ પ્રતીતિ પણ ડૉ. દલાલે સુપેરે કરાવી આપી—અત્યંત સરળ, સુશ્લિષ્ટ તથા કવિતારસમાં વહી જતી રમ્યઘોષા જેવી બાનીમાં.

સુરેશભાઈની વિચારણામાં ગવેષાત્મક ગહનતા તો છે જ પરંતુ તેથીયે વિશેષ તેમની રજૂઆતમાં એટલી બધી સુસ્પષ્ટ સ્વચ્છતા છે કે ગમે તેવા જડસુ કે આગ્રહી અભિનિવેશીને પણ તે કવિતાપ્રવાહમાં જળબંબોળ કરાવી હળવાફૂલ બનાવી શકે છે. તેના મૂળમાં છે તેમનો એકનિષ્ઠ, ભગવાન રામ જેવો કવિતાપ્રેમ, ચોગરદમથી કવિતામય આ આદમીને રુંવેરુંવે કવિતારસ ચૂવે છે. હૈદરાબાદના સાલારજંગ મ્યુઝિયમમાંની પેલી આરસની નાઝનીન જોઈને શાહી

હમામમાંથી નીકળેલી સદ્યસ્નાતા સાંગોપાંગ નૂરજહાન દેખાય તેમ કવિતા-સામ્રાજ્ઞીની લીલી ભીની હાજરી ક્ષણેક્ષણે તેમની અસ્ખલિત વાગ્ધારાથી પરિપ્લાવિત થતી વરતાઈ. પોતાની કવિતામાં મસ્ત ઘણા કવિઓને જોયા, સાંભળ્યા છે; પરંતુ અન્ય કવિઓની સારુકલી કવિતાના અનન્યપ્રેમી જેવા સુરેશ દલાલને જોવા, સાંભળવા તે એક સરસ સાહિત્યિક અનુભવ માત્ર જ નહિ, પરંતુ સુખમય માનવીય અનુભૂતિ પણ છે.

સુરેશ દલાલ કવિ, વિવેચક ઉપરાંત હાજરજવાબી છતાં ઉડાઉ નહિ તેવા નર્મમર્મભરપૂર શક્તિશાળી વક્તા છે તેની ફરી એકવાર પ્રતીતિ ભારતીય ભા.પ.પરિષદના ઉપક્રમે યોજાયેલી કાવ્ય-ગોષ્ઠિમાં અનુભવાઈ. કન્નડ, બંગાળી, મરાઠી, પંજાબી, સિંધી, ગુજરાતી, ઉર્દૂ કાવ્યરસિકો અને સજાગ સર્જકોના પ્રશ્નોના સચોટ જવાબો વાળતાં વાળતાં ભારતભરમાં ગુજરાતી કવિતા ઉન્નત શિરે ઊભી રહી શકે તેટલી અને તેવી તેની સમૃદ્ધિ છે તે વાત આપમેળે સૌના દિલમાં ઠસાવી, અને તે પણ કોઈ અભિનિવેશ કે આયાસ વિના. સર્વભાષીઓની સોમવારની એ સાંજ કવિતાસંધ્યાની આભાથી જાણે દીપ્ત થઈ ઊઠી. •

સાંભળ્યું છે કે નિરંજન ભગતની અદ્ભુત કાવ્યપઠન કલાને માણવા મુંબઈમાં કાવ્યરસિકો ટિકિટ ખરચીને પ્રવેશપત્રો મેળવે છે. સુરેશ દલાલને ગુજરાતી સાહિત્ય મંડળ ફરી બોલાવે તો કલકત્તાની પ્રજા પણ આવું કરવા રાજી થઈ જાય તેટલો તરબતર અનુભવ તેમણે કરાવ્યો તે માટે તેમને સૌ સાહિત્યપ્રેમીઓ વતી લાખ લાખ સલામ. સુરેશભાઈ, સુભાનઅલ્લાહ !

[તા. ૧-૧૨-'૭૯ના 'નવરોઝ'માંથી]

# યંત્રમાનવ

—રમેશ શાહ

[દીવાનખંડની સહેજ જમણી તરફ સાધારણ ઊંચું ટેબલ મૂકેલું છે. ટેબલ પર સ્વીચબૉર્ડ છે. ટેબલની પાછળ ખુરશીમાં એક માણસ બેઠેલો છે. સામે એક ખાલી ખુરશી છે. વિચિત્ર પ્રકારના માણસનાં ચિત્રો દીવાલ પર લટકે છે. જૂની ઢબનું રાચરચીલું જણાય છે. ડાબી તરફ સીડીનાં પગથિયાં જણાય છે. સીડી ૧ ફૂટ ઊંચા લેવલ પર ગોઠવેલી છે.

માણસ કોઈની રાહ જોતો પાઈપ ફૂંક્યા કરે છે.

બગલથેલો, એટેચી વગેરે લઈ પ્રવાસી જેવો માણસ દીવાનખંડમાં પ્રવેશે છે.]

**પ્રવાસી :** હું અંદર આવી શકું ?

**માણસ :** (જોઈ રહે છે.)

**પ્રવાસી :** તમને વાંધો ન હોય તો હું—(અભિનયથી વાક્ય પૂરું કરે છે.)

**માણસ :** (ભાવશૂન્યતાથી તાકી રહે છે.)

**પ્રવાસી :** (નજીક આવી) હું ખૂબ થાકી ગયો છું. જંગલમાં ભૂલો પડી ગયો. મારી મોટરસાયકલ તો માઇલોના માઇલ ક્યાંક પડી હશે ! આ બંગલો જોયો ને મને રાહત થઈ. તમને જોતાં વિશેષ...(બગલથેલો વગેરે નીચે મૂકે છે.) સરસ બંગલો છે. બહાર બગીચો પણ અદ્ભુત છે ! વાહ !...

**માણસ :** હું તમારી જ રાહ જોતો હતો...

'આકંઠ સાબરમતી'માં વંચાયેલું. તા. ૧૩-૮-'૭૫

**પ્રવાસી :** મારી ? એટલે હું અહીં આવવાનો છું એની તમને ખબર હતી ? પણ હું તો... હું તો અકસ્માત અહીં આવી ચડ્યો છું ! (વિરામ)

**માણસ :** આ ખુરશી મેં તમારા માટે જ અહીં ગોઠવી છે, છેલ્લાં વીસ વર્ષથી. બેસો. (પ્રવાસી ગૂંચવાય છે.)

બેસો ને... (પ્રવાસી ખુરશી સહેજ ખસેડીને બેસી પડે છે.)

વીસ વર્ષથી આ ખુરશીમાં કોઈ બેઠું નથી. (પ્રવાસી ઊભો થઈ જાય છે.)

બેસો. આપણે વાતો કરીએ.

(પ્રવાસી બેસે છે.) જો કે મને તમારી જેમ વાતો કરતાં નહિ ફાવે. (વિરામ)

**પ્રવાસી :** માફ કરજો. તમે કોણ છો એ કહેશો ?

**માણસ :** સમજો ને આ બંગલાનું ભૂત..

**પ્રવાસી :** (સહેજ ઊભા થતાં—) એટલે...

**માણસ :** ડરી ગયા ? બેસી રહો. હું ભૂત નથી. વીસ વરસથી એકલો રહું છું, એટલે ભૂત જેવો થઈ ગયો છું... (હસે છે.)

**પ્રવાસી :** તો તો તમે માણસ છો ?

**માણસ :** તમને હું માણસ નથી લાગતો ? સાચું કહો. મારે એ જાણવું છે.

**પ્રવાસી :** ના...ના... તમે માણસ જ લાગો છો... તમે જરા વિચિત્ર બોલ્યા એટલે હું—

**માણસ :** તમને આ સ્થળ ગમ્યું ?

**પ્રવાસી :** (ઊર્મિવશ) અરે, એકદમ અદ્ભુત... ફૅન્ટાસ્ટિક ! કેવું સરસ એકાન્ત છે ! નીરવ... નીરવ...નીરવ....

(ત્રણે-શબ્દો જાણે પીએ છે)

**માણસ :** ના...આ એકાન્ત તમે કહો છો, તેવું નથી...હું તો થાકી ગયો છું...!

**પ્રવાસી :** (ઊભો થઈ બારી નજીક જતાં–) પણ ત્યાં તો સખત ભીડ છે, ભીંસ છે–માણસો ઊભરાય છે. ઘોંઘાટનો દરિયો..ત્રાસ...નર્યો ત્રાસ ..! (બારી બહાર જુએ છે.)

**માણસ :** એમ ? (ઊભો થાય છે. એક પગ કપાયેલ છે, તેથી લાકડાની ઘોડી વડે ચાલી પ્રવાસી નજીક જાય છે.) ત્યાં ઘણા માણસો છે ? (પ્રવાસીના ખભે સ્પર્શે છે.) ઘણા એટલે કેટલા ? આશરે...

**પ્રવાસી :** ઘણા એટલે...ઘણા બધા...લાખો.. કરોડો...અબજો.. સુવ્વરો છે સાલાઓ... હું . અ...

**માણસ :** એટલે તમે એમને છોડીને અહીં જંગલમાં નાસી આવ્યા ? તમે બેસો...હું તમારા ખાવા–પીવાની વ્યવસ્થા કરું..વિવેક જેવું હું ભૂલી ગયો છું..(ધીમે ધીમે ટેબલ નજીક જાય છે. એક સ્વીચ દબાવે છે) હું લગભગ બધું ભૂલી ગયો છું...

**પ્રવાસી :** દુકાનદારો, ગુમાસ્તાઓ, ઑફિસરો, કારકૂનો, માસ્તરો, ટાઇપીસ્ટો, મજૂરો, સ્ત્રીઓ, વૃદ્ધો, બાળકો, ભિખારીઓ, દરજીઓ, મિસ્ત્રીઓ, લુહારો, ખેડૂતો, રાજાઓ, નેતાઓ, ફેરિયાઓ... ખદબદે છે...

(એક યંત્રમાનવ હાથમાં પાણીથી ભરેલો પ્યાલો લઈ યંત્રવત્ આવે છે. માણસ પાસે પ્યાલો ધરી રાખે છે... પ્રવાસી અવાક્ જોઈ રહે છે...!)

**માણસ :** (પ્યાલો લેતાં) બીજા કોણ કોણ છે ત્યાં ?

**પ્રવાસી :** આ..? (યંત્રમાનવને બતાવે છે.)

**માણસ :** હા...એ કહેવાનું હું ભૂલી ગયો. હું વિજ્ઞાની છું. ઘણાં વર્ષો પૂર્વે, લગભગ વીસ વર્ષો પૂર્વે હું યંત્રસામગ્રી લઈ અહીં આવ્યો હતો. અથવા મારું હેલિકોપ્ટર આ ભાગમ તૂટી પડયું હતું... હું બચી ગયો...! મે યંત્રમાનવો બનાવ્યા છે... (સ્વીચ દબાવે છે. યંત્રમાનવ ચાલ્યો જાય છે.) મેં એમની મદદથી મારી સૃષ્ટિ રચી છે. હવે એમની મદદથી મારું કામ ચાલે છે. (વારાફરતી બે સ્વીચો દાબે છે. થોડી ક્ષણો શાન્તિ ફેલાય છે. બે હાથમાં ડીશો લઈ, બે યન્ત્રમાનવો જુદી જુદી ચાલથી પ્રવેશે છે. ટેબલ પર ડીશો ગોઠવે છે. જુદી જુદી મુદ્રામાં બન્ને ઊભા રહે છે. એક સ્વીચ દાબે છે. પ્રથમ આવેલો તે જ માણસ હાથમાં પ્યાલો લઈ પ્રવેશે છે સ્વીચ દાબે છે. યંત્રમાનવ પ્યાલો ટેબલ પર મૂકે છે. યંત્રમાનવ ઊંચા લેવલ પર ઊભો રહે છે.)

**માણસ :** બેસો...તમે ભૂખ્યા હશો. અહીં ફળ ફળાદિ અને થોડું અનાજ તમને મળશે.. આ લોકો અનાજ ઉગાડવામાં મને મદદ કરે છે..ખાઓ..

(પ્રવાસી તથા માણસ ખાય છે. બન્ને ખાધા કરે છે. અનાયક પ્રવાસી- ખાતાં અટકી જાય છે. યંત્રમાનવોને જોઈ રહે છે.)

પ્રવાસી : આ...

માણસ : ના, તેઓ કશું જ નથી... યંત્રો છે... મેં એક પથ્થરમાંથી બળતણ ઊભું કર્યું છે. એમનો ખોરાક ગણો તો પથ્થર...! તમે ખાઓ...

(બન્ને ખાધા કરે છે. માણસ સ્વીચ દાબે છે... યંત્રમાનવ પાણીનો બીજો પ્યાલો લઈ આવે છે...)

પ્રવાસી : તમારે વાત કરવી હોય તો ?

માણસ : એઓ વાત કરતાં નથી. હું એકલો એકલો બડબડું છું... ઘણીવાર બૂમો પાડું છું... એમને ભાષા શિખવવાનો મારી પાસે કોઈ કીમિયો નથી...

(બન્ને જમવાનું પૂરું કરે છે. માણસ સ્વીચ દાબે. બે યંત્રમાનવો ડીશો લઈ જાય... પ્રવાસી ઊભો થઈ થોડું ઘૂમે... આસપાસ નીરખે...)

પ્રવાસી : તમે અહીં વીસ વર્ષથી છો ?

માણસ : મેં એ વાત તો કરી. તમે ક્યાંના વતની ?

પ્રવાસી : પાવાગઢની તળેટી...

માણસ : (આનંદથી) ના હોય...હું પણ ત્યાંનો જ વતની છું...કયું ગામ ?

પ્રવાસી : ...સાલુર...

માણસ : હું પણ સાલુરનો જ... મને સાલુરના સમાચાર તો કહો. પેલું તળાવ છે ? એની મધ્યમાં થાંભલો હતો... અમે તરતા તરતા એ થાંભલા પાસે જતા.... એને પકડી થાક ખાતા.. એ થાંભલો...

પ્રવાસી : હવે નથી... (વિરામ)

માણસ : તળાવકિનારે પેલું મહાદેવ... ત્યાં એની એક દીવાલ પાણી સુધી લંબાતી. અમે એ દીવાલ પરથી પાણીમાં ભૂસકા મારતા... ત્યાં બાગમાં આંબાનાં વૃક્ષો હતાં... અમે નાહીને કેરીની મિજબાની ઉડાવતા... મીઠા–મરચા સાથે...

પ્રવાસી : હવે ત્યાં મોટું મંદિર બાંધ્યું છે...

માણસ : ત્યાં પાદરે એક મોટું મેદાન હતું. અમે એને ગોળીબારનું મેદાન કહેતા... ત્યાં ટેકરી હતી. પોલિસો એ ટેકરી પર ગોળીઓ વરસાવતા... એ ટેકરી પર એક કોઠી હતી... કોઠાનો સ્વાદ હજુય મારી દાઢોમાં રહી ગયો છે... !

પ્રવાસી : એ મેદાનમાં હવે પોલિસ–ક્વાર્ટર્સ બની ગયાં છે... પોલિસોને બદલે હવે મકાનો પરેડ કરે છે... !

માણસ : ઓહ... કેવા આનંદના એ દિવસો હતા...

પ્રવાસી : અચ્છા... તમે અહીં આનંદ કેવી રીતે કરો છો ?

માણસ : (ચાર સ્વીચ દબાવે છે.) મારો આનંદ... હં...

(ત્રણ યંત્રમાનવો પ્રવેશે છે. માણસ વારાફરતી સ્વીચો દાબે છે. ત્રણે યંત્રમાનવો જુદી જુદી રીતે નૃત્ય કરે છે. યંત્રથી ઊભા થતા અવાજો સંભળાય છે.)

માણસ : મારું આ મનોરંજન... પણ આ જોઈને હું થાકી ગયો છું... (સ્વીચો દાબે છે. યંત્રો અટકી જાય છે.) આ નૃત્ય મેં એક હજાર વાર જોયું હશે... પણ શું કરું ? (ઘોડીના ટેકે ચાલે છે.)

**પ્રવાસી :** મને તો ભાઈ, મજા પડી આ પૂતળા તમે અદ્ભુત બનાવ્યા છે આ જાડિયુ કૂદતુ હતુ, ત્યારે તો મને કૂદવાનુ મન થઈ ગયુ'તુ વાહ ભઈ વાહ!

**માણસ :** (પ્રવાસીની નજીક આવે છે) તમને અહીં ગમે છે?

**પ્રવાસી :** અહીં ન ગમવા જેવુ કશુ જ નથી બહુ મજાનુ વાતાવરણ છે

**માણસ :** મારે સાલુર જવુ છે એમ કરો, તમે અહીં રહી જાઓ

**પ્રવાસી :** પણ મારી પત્ની અને બાળકો મારી રાહ જોતા હશે

**માણસ :** આ યંત્રમાનવો તમને દરેક પ્રકારની મદદ કરશે તમે એમને સાચવજો

**પ્રવાસી :** તમારે સાલુર આવવુ છે?

**માણસ .** હા હા તમે મને ત્યા લઈ જશો?

**પ્રવાસી :** તો ચાલો મારી મોટરસાયકલ આપણે શોધી કાઢીશુ તમે તૈયાર થઈ જાઓ

**માણસ :** હુ તો તૈયાર જ છુ (એક સ્વીચ દાબે એક યંત્રમાનવ અંદર જઈ પાણીનો પ્યાલો લઈ આવે પ્યાલો ધરીને ઊભો રહે )

**પ્રવાસી :** ચાલો (માણસ પ્યાલો લઈ પાણી પીએ છે)

**માણસ :** પણ આ યંત્રમાનવોની કોણ સંભાળ રાખશે?

**પ્રવાસી :** *એમને સંભાળની ક્યા જરૂર છે? એ* આપણી સંભાળ માટે છે ચાલો, જઈએ

**માણસ :** પણ મારા વિના એ કરશે શુ? આ આમ પાણીનો પ્યાલો કોને ધરશે? પેલા ત્રણ કેવા નૃત્ય કરે છે! મારા નાસ્તાની ડીશો એ જ તૈયાર કરે છે !

**પ્રવાસી :** એમને ક્યા તમારી લાગણીની જરૂર છે? એ યંત્રો છે।

**માણસ :** મારા વિના એ નહિ જીવી શકે

**પ્રવાસી :** (હસે છે) એમનામા જીવ જ ક્યા છે? તમારે સાલુર-તમારુ વતન નથી જોવુ? ચાલો જઈએ (બારણા તરફ ચાલે )

**માણસ :** પણ મારો જીવ નથી ચાલતો

**પ્રવાસી :** તમે ભલા માણસ આમ લાગણીને। કરો, એ કેમ ચાલે? ચાલો આપણે ઊપડીએ

**માણસ :** (પ્રવાસીનો હાથ પકડી) તમે મારા વીસ વર્ષના સાથીઓને સાચવો હુ તમ આ બધુ આપી દઉ

**પ્રવાસી :** ના ભઈ ના મારે આ કઈ જોઈત નથી પણ તમને અહીથી જતા કોણ રોકે છે?

**માણસ** મને રોકનાર તો કોઈ નથી પણ આ સાથીઓ મારા વિના (યંત્રમા બતાવી) વર્ષો સુધી આ હાથ આમ જ જાય !

**પ્રવાસી :** એક ઉપાય સૂઝવુ?

**માણસ :** બોલો

**પ્રવાસી :** *તોડી નાખો આ પૂતળા તમે* તો હુ તોડી નાખુ પછી આપણે રહીએ

**માણસ :** વીસ વર્ષથી એમણે મારી સેવા કરી છે

**પ્રવાસી :** તમે સમજતા કેમ નથી? એ નિર્જીવ પૂતળાં છે!

**માણસ :** મેં એમને બનાવ્યાં છે... (સ્વીચ દાબે. બધાં ધીમે ધીમે ઓરડામાં ચાલે... સ્વીચ દાબે. બધાં ઊભાં રહે...) તમે જાઓ... મારે નથી આવવું...

**પ્રવાસી :** એમની સાથે રહી તમે એમના જેવા થઈ ગયા છો... ચાલો, હજુ તક છે... આપણે સાલુર પહોંચી જઈશું... ત્યાં માણસોનો દરિયો ઉભરાય છે.

**માણસ :** ના ભાઈ, હું નહીં આવી શકું... તમે જાઓ હવે... આવજો...

**પ્રવાસી :** આવજો... (બહાર જતો રહે છે.) (યંત્રમાનવો પર વારાફરતી સહેજ હાથ ફેરવે છે. માણસ સ્વીચ દાબે છે... યંત્રમાનવને ત્યાં પડેલો પાણીનો પ્યાલો આપે છે. પ્યાલો લઈ એ જાય છે. માણસ ટેબલ પાછળની ખુરશીમાં બેસે છે. સ્વીચો દબાવે છે. બાકીના યંત્રમાનવો ચાલ્યા જાય છે. એ પાઈપ સળગાવે છે. પાઈપ પીધા કરે છે. પરદો પડે છે.)

**નોંધ :** આ નાટક ભજવતાં પહેલાં લેખકની લેખિત સંમતિ આવશ્યક છે.

સરનામું :
રમેશ શાહ
૧૮, રામજલારામ સોસાયટી
જીવરાજ પાર્ક
અમદાવાદ–૩૮૦૦૫૧





[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકાર પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપ કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાએ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવ પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્દગાર'ના પ્રથમ અં (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશ પ્રકટ કરીએ છીએ. —સં.

૧૪૪. મહેશ દવે
૩૭, સાબરમતી સોસાયટી
ધર્મનગર, સાબરમતી
અમદાવાદ–૩૮૦ ૦૦૮

૧૪૫. મોહનભાઈ પટેલ
ઇતિ, સુદર્શન સોસાયટી નં. ૨
નારણપુરા,
અમદાવાદ–૧૩

૧૪૬. દીપક મહેતા
M/26 કાલકાજી
ન્યુદિલ્હી–૧૧૦૦૧૯

૧૪૭. ઉષાબહેન શેઠ
'કનક વિહાર'
૫૧૧, એડનવાલા રોડ
મુંબઈ–૪૦૦૦૧૯

૧૪૮. હરિકૃષ્ણ પાઠક
બ્લૉક નં. ૪૨/૨
સેક્ટર નં. ૧૬
ગાંધીનગર
(ગુજરાત સ્ટેટ)



## સત્યજિત શર્મા

# ટચ ટચાકો...

કાચબાની ગતિએ સુનીલના હાથનો પંજો માધવીના પલંગ તરફ ધીરે ધીરે આગળ વધે છે. નીચે શેરીમાં ભસતા કૂતરાનો અવાજ, કૂવામાંથી એકાએક કોઈક કબૂતર બહારના ભૂરા આકાશ તરફ ગતિ કરતું ફેંકાય એ રીતે આવે છે સુનીલનો પંજો પોતાના જ પલંગની ધાર પર અટકી જાય છે....

તેઓ બંને અગાશીમા ફરી રહ્યા છે. અગાશીમાં વાંકીચૂકી તિરાડો પ્રમાણે પથરાયેલ ડામર ચાંદનીમાં ચમકી રહ્યો હતો માધવી ગુસ્સામાં કંઈક બોલતી હોય એમ, હોઠ ફફડાવે છે ..સુનીલ માધવી સાથે ઝઘડતો હોય એ રીતે ભવા ચઢાવી સડસડાટ કશુંક બબડે છે ત્યાં પૂરી થવા આવેલી સિગારેટ આંગળીએ અડી જતાં એ દાઝી ઊઠે છે... એનો પંજો ગુસ્સામા ઉપર તરફ ઊછળે છે .

માધવી સડસડાટ દાદરો ઊતરી રૂમમાં દોડતી પલંગમા શરીરને ફેંકે છે. એનાં ડૂસકાં રૂમના અંધકારમાં ફરી વળે છે . ચાંદનીના પ્રકાશના લીધે સુનીલની પહેલા એનો કાળો પડછાયો મગરની જેમ રૂમમાં સરકે છે ..સુનીલનો પંજો માધવીના ખભા પર પડે છે...રૂમની અંદર બધે સ્તબ્ધતા પ્રસરી વળે છે. .. માધવીની ભીની થયેલી આંખો સુનીલના દેહ પર ફરી વળે છે... એના ગાલ પર એક આંસુ સરકે છે, સુનીલ આંગળીની ટોચ પર એને ઝીલે છે ને કાન તરફ લઈ જાય છે. એમાં એને સમુદ્રના ઊછળતા મોજા નો ધ્વનિ સંભળાય છે. એનો પંજો કાન આગળથી ખસી શકતો નથી માધવી બીજા હાથમા ઘડિયાળ મૂકે છે .. બીજા હાથનો પંજો એને ચાવી ભરવા આગળ વધે છે. ચર... ચર, ચર પરોઢ થાય છે.. આકાશમા સૂર્યોદયનાં રંગીન કિરણો અસંખ્ય પંખીઓનાં ટોળાં, તેઓનો કલરવ અને વીંઝાતી પાંખોનો અવાજ છંટાય છે...

ગાડી પાટો બદલે છે એ સાથે બારણા આગળ વિચારમગ્ન ઊભેલા સુનીલને ઢંઢોળતો એક આંચકો આવે છે જાતને પડી જતા સંભાળવા એનો પંજો નજીકના લોખંડના સળિયાને પકડી પાડે છે...બહાર સતત ફુંકાતા પવનને કારણે ઠંડા પડી ગયેલા સળિયાનો સ્પર્શ સમાગમ કાળે માધવીના ઠંડા કાંડાના, ગર્દનના, હથેળીના થતા સ્પર્શ સાથે ભળી જઈ એના મનમા પ્રસરી વળે છે. એનો પંજો ઠંડા સ્પર્શથી ભોઠો પડયો હોય એમ ત્યાથી હટી નીચે સરકતો પાટલૂનના ખિસ્સાના અંધકારમાં સરકી જાય છે ખિસ્સામાં ટિકિટને હથેળીમાં અવળસવળ ફેરવતો, ક્યારેક દબાવતો કે રમતો એનો પંજો દરવાજા આગળ ઊભેલા સ્ટેશન-માસ્તરના હાથમાં પકડાવી દે છે એ ઘર તરફ જવા સ્ટેશન બહાર ફેંકાય છે. સાંજનો ધૂંધળા વાતાવરણમાં રસ્તા પર કયારેક ઝડપી તો કયારેક ધીમી ગતિએ ધૂળ ઉડાડતો એ ચાલે છે. 'પાટલૂનની મોરીની વાળેલી પટ્ટીમાથી ભરાયેલી રેત વધીને રૂમમાં ફેરવાઈ જાય ને મનેય અંદર ડુબાડી દે તોય એ પટ્ટીમાંથી રેત ખંખેરવાની નહિ એને કેટલીય વાર આ કામ કરવાનું કહ્યુ હશે પણ એ તો જાણે સાંભળતી જ ન હોય એમ'.... આવું આવું વિચારતો એ ઘરના ઉંબરે પહોંચી જાય છે...એનો પંજો બૂટની દોરીઓ છોડવા વ્યસ્ત બની જાય છે,. એક બૂટની દોરી છૂટે છે ને બીજા બૂટની નથી છૂટતી. એના બંને પંજા કામે વળગે છે ..વચ્ચે માધવીનો શ્વેત કોમળ પંજો પણ મદદ કરવા એમાં ભળે છે...સુનીલે એક ઝાટકાથી

# આસ્વાદ

## ડિઝાઈન-ટપકું અને પરપોટા

—રાધેશ્યામ શર્મા

સંખ્યામાં ઘણી ઓછી પણ ગુણવત્તામાં ધ્યાનાર્હ વાર્તાઓ લખી શ્રી ઘનશ્યામ દેસાઈએ એક વાર્તાસર્જક તરીકે ગુજરાતી ગિરામાં પોતાનું અચલ સ્થાન કોતરી લીધું છે.

ઘનશ્યામના પ્રથમ વાર્તાસંગ્રહ નામે 'ટોળું'[1] અને ખાસ કરીને એ જ નામની તેમની વાર્તા પ્રતિષ્ઠિત તેમ જ નવીન વિવેચકોની સારી એવી આશંસા પામી છે. શ્રી સુમન શાહ જે કારણસર આ વાર્તાને 'સુરેશ જોશીથી સત્યજીત શર્મા'માં સમાવે એનાથી વિભિન્ન અભિરુચિ અને વિવેચન દૃષ્ટિવાળા શ્રી યશવંત શુક્લ પણ પ્રસ્તુત કૃતિને માણી શકે એમાં જ સાચા સર્જનની પરખ અને સિદ્ધિ છે. 'નવ્ય' કે 'નવ્ય વિવેચન પછી'-ના 'હુકમામદાર ફરમાન'ને યોગ્ય રીતે અવગણીને યશવંતભાઈએ બરાબર કહ્યું છે: 'આ વાર્તાના સર્જક ઘનશ્યામ દેસાઈએ વિવેચન પરત્વે શો આદેશ કાઢયો છે તે જાણવું રસપ્રદ થશે. પણ હું એમ કહીશ કે કોઈપણ કલાકૃતિ ભિન્નભિન્ન અભિગમો અને અર્થઘટનાઓને ઈજન આપવાની ક્ષમતા ધરાવતી હોય તો તેનું તેટલા પૂરતું સામર્થ્ય ઘટાવવું જોઈએ. 'ટોળું'માં મને એ સામર્થ્ય દેખાયું છે.'' પ્રસ્તુત ચર્ચામાં આટલું ઉમેરું કે કોઈપણ સાચો સર્જક સર્જનમાં આદેશ તો શું! આદેશની મુદ્રા પણ ધારણ કરતો નથી, *એ એની સિસૃક્ષા બહારની વસ્તુ છે.* 'સર્જક-આદેશ' સર્જન સિવાય અન્ય કશો ના હોઈ શકે. હદેરાના ખનીતા તો નવતર વિવેચન જ તારસ્વરે જાહેર કરતું રહે છે, જે સર્જનને જાણવાની એકમેવ પદ્ધતિને અભિવદી ક્યારેક પોતે જ 'રેઢિયાળ માર્ગો પર વિ-ચરતું થઈ ગયું હોય! સાહિત્યકૃતિને કળાસ્વરૂપે- તિન્ન જેટલી જ આસ્વાદીને પછી તત્ત્વ ચિંતનની ભૂમિકાએ ગૌરવ કરવાની પ્રવૃત્તિ મહત્ અનિષ્ટ છે એમ કહેવું એમાં તો 'સાહિત્ય' અને 'તત્ત્વ' ઉભયની ઉઘાડી ઉપેક્ષા ડોકાય છે. આમાં વાર્તાકારની તત્ત્વચિંતન-શક્તિની ન્યૂનતા નહિ પણ અવનવીન વાદગ્રસ્ત આભડછેટ પાળનાર વિવેચનની ખરી કે નહિ એ નિદાનવિષય લેખાય.

મને 'ટોળું'માં રસ છે એ જુદા જ અભિકોણનું ફળ છે. 'કપોલકલ્પિત અને તર્કના વાર્તાપોતને'! મારે અભ્યાસવિષય શાને ગણવો? કૃતિની અખંડ આસ્વાદક્ષણે મારા માટે 'અન્યથી અલગ કરાયેલા કપોલકલ્પિત'-'તર્ક' દ્વૈતો કાર્યક્ષમ ના નીવડયા તો પછીથી એનો આગ્રહ યા અનાગ્રહ શા માટે સેવું? વળી 'કપોલકલ્પિત કે તર્કનું વાર્તાપોત' ક્યાંય સાંભરણમાં નથી! હા, વાર્તાનું તર્કપોત, કે કપોલકલ્પિતપોત હોઈ શકે છે.

વિવિધ ડિઝાઈનમાં 'ટોળું' આકારિત થતું આવે છે એમાં નાયકની ચેતના merged protagonist તરીકે અભિવ્યક્તિ પામી છે એ રસપ્રદ છે. ટોળાના 'રાક્ષસી બળ' આગળ જે 'હું' 'નિ:સહાય બની ગયો' એનો કરુણ કેવી રીતિએ પ્રત્યક્ષ કરાવાયો અને છતાં કૉન્સ્ટ્રમની શિસ્ત પળાઈ એ જોવા જેવું છે. કૃતિનો આરંભ જુઓ—

પછી ઓચિંતું ચિચિયારી કરતું તે ટોળું વાયવ્ય દિશા તરફ ખસ્યું. મૂળતું એક વાદળ ઊડ્યું અને બેસી ગયું. સાથે હું પણ ઘસડાયો.

---

૧ 'ટોળું' લે. ઘનશ્યામ દેસાઈ પ્ર. આર. આર. શેઠની કંપની, અમદાવાદ-૧ પૃ. ૧૪૫ મૂલ્ય રૂ. ૮-૦૦

હવે વાંચો આ અંત અગાઉનાં વાક્યો–

પણ હું એ ટપકું ભૂંસી શકતો નથી. એટલે જ હું ઘસડાઉં છું.

જોઈ શકાશે કે આરંભ-અંતનાં વાક્ય વાંચવાથી કોઈ ઉપલક દૃષ્ટિએ એમ જ માની બેસે કે પરિસ્થિતિમાં કશો જ ફરક પડ્યો નથી, ને 'હુ' અગાઉની જેમ જ છેલ્લે પણ ઘસડાયા કરે છે. પણ ખરેખર એમ છે?

આ અફર વરતાતી પરિસ્થિતિને માત્ર બહારથી જ અલગ રહી માત્ર જોયા કરો. અને વાર્તાકારે પણ એમ કર્યું હોત તો કૃતિ માત્ર વસ્તુલક્ષી, પદાર્થપરક અભિગમને પુરસ્કૃત કરનારમાં પરિસીમિત રહી જાત. પણ અહીં 'હું' નું માહાત્મ્ય છે. 'હું' પોતાની સ્થિતિ ને ગતિના સંદર્ભમાં જે સંભાવનાઓનો તાગ મેળવવા કરે છે એ મંથન, કૃતિબાહ્ય ચિંતન લેખે નહિં આવતું હોવાથી એની કેલિડોસ્કોપિક પેટર્ન્સ રચનાને લાક્ષણિક આયામ અર્પે છે. માત્ર ટપકાના સ્થાનફેર કરવાથી જ 'આખી કૃતિ' તેમ જ 'આખીય ડિઝાઈનની રચના બદલાઈ જાય'–કેલિડોસ્કોપના રંગબેરંગી કાચટુકડાની માફક સ્થળ કાળના મોઘમ નિર્દેશોમાં આફ્રિકાનો ઉલ્લેખ અન્યત્ર આવતો હોવાથી જંગલ-માંના હબસીઓનો નિર્દેશ સહેજે મૂંઝવતો નથી. આવું વિભિન્નીકરણ differentiation વ્યાપક પરિવેશમાં પણ રસેન્દ્રિયને નવોનોખો સ્વાદ ચખાડે છે, જેમ કે વર્ણનમાં આવતો નાક નીચેનો મસો, ભમર પરનો સફેદ વાળ, છ આંગળીઓ છે. -

'હું' આવો કશોક સંકલ્પ કરે છે, એ પૂર્વે ભાવકે સ્મરણમાં રાખવાનું છે કે 'મકરાકાર' કે 'સર્પાકાર'ની ડિઝાઈન ટોળાએ કરવાની છે તે કોઇક મનસ્વી અજ્ઞાત વ્યક્તિના હુકમથી. 'પ્રભુત્વ' (ભોગવતા 'કોઈક'ને જોયાનો દાવો પણ અસ્પષ્ટ છે.) 'હું'ની સ્થિતિ નક્કી છે એમ 'ચોક્કસ ગતિ' પણ નક્કી થયેલી છે. નિયતિ પણ અફર તેમ અટળ છે શરૂમાં કહેલું કે 'છીકામાં સસલું સપડાય એમ હું એમ ફસાઈ ગયો છું" એમ છેક સુધી રહે છે. છીકામ સપડાયેલા બીજા લોકો ચંદી–ઘાસ ચાવતા–વાગોળત હતા ને 'અળશિયા' સમા સૌને જાદુનું 'ઘારણ' ચઢયુ હતું ત્યારે આ 'હું' શું કરે છે? "સૂનમૂન બધુ સાંભળતો હતો, દૂર દૂર જોવાના પ્રયત્નો કરતો હતો.' કોઈને કાફકાનો નાયક સામસા યાદ આવે અહીં.

આવા પ્રયત્નના પરિણામે 'હું' આ વિર વિશાળ ડિઝાઈનમાં પોતાને 'કાળું કે ભૂરું ટપ: માત્ર હોવા છતાં પોતાની ગતિ ઊભી કરી નિજ ચા ચાલવાનો સંકલ્પ આ ઉદ્‌ગારમાં કરે છે: મેં જડ ભીસ્યાં, મુટ્ટીઓ નક્કી કર્યું કે હું સીધો જ ચાલીશ (તાત્પર્ય કે સરમુખત્યારના આદેશે સં–ચરતું ટો ઊંધું જ ચાલતું હતું.)

હવે 'હુ" બરાબર આ કાળાભૂરા ટપકા પોતાની ચાલ અને નિજી ગતિ આવિષ્કારવાની પ્રેરણ ક્યાંથી મળી? 'આ તો એક ડિઝાઈન છે'. ખ્યાલ કેવી રીતે આવ્યો? આખું ટોળું અદૃ એક કાળા સમુદ્રમાં ભળી જતું, 'હુ' ને ભળાતાં દર્શન થયું 'પરપોટા'નું. બની ફૂલીને તુરત ફૂ જવા નિર્માયેલા પરપોટાનું ક્ષણભંગુરત્વ 'હુ' હસ્તીને દઢાવે, કૃતસંકલ્પ બનાવે અને પળવ જિજીવિષા કરતાં જીવિતવ્યની ગરિમા સમજાવે એ વિરોધી, વિસ્મયજનક યોજના પણ વાર્તામાં આગંતુ નથી લાગતી એમાં વાર્તાકારની કળાનો વિજય છતાં કહેવું જોઈએ કે કૃતિ અહીં જ પૂરી થાત 'કળાનો વિજય', આગળ 'આદર્શ પ્રચારની' એ શબ્દો ઉમેરવા પડત.

'હુ'નું ટપકું, ટોળાના વાવાઝોડાશા ધક્કા ઝીક ઝીલી શકતું નથીં, નિઃસહાય દશામાં પો પરનો કાબૂ ગુમાવે છે, આંખોમાં ઝળઝળિયાં આ જાય છે, થાય છે કે–પોતે સીધી દિશામાં થોડાંક પગ

પણ ચાલી શક્યો હોત ને એમ કરીને...ડિઝાઈન બદલી શક્યો હોત તો ?

બીજો સામાન્ય વાર્તાકાર હોય તો વાર્તાના આ વળાંકે વાર્તા પૂરી કરી મેલત. કૃતિ 'કરુણ' પણ ગણાત અને છતાં આટલી ઊંચાઈ સિદ્ધ ના કરી શકત, કદાચ. ઘનશ્યામ આ કોઠો વટાવી ગયા નથી, જીતી પણ ગયા છે. તેમણે તેમના 'હું'ના ટપકાને ભૂંસીને ડિઝાઈન બદલવાને વ્યષ્ટિસ્તરે ક્રાંતિકારી કહેવાય એવો વિચાર કરતો પરિકલ્પ્યો છે.

અહીં પણ વાર્તાનો અંત લાવી શકાત. ઘણાંકો સરસ મજાનાં બહુવિધ 'ઘટનો' આપત. આદર્શવાદ-લક્ષી વિવેચનાને સોનાનો દિવસ ઊગતે ! પણ તો રેસાંઈ [illegible] ક્યાં ? [illegible] આશ્ચર્ય સમેત આઘાત અર્પવાનો સુવર્ણ અવસર હાથથી સરકી પડત ! અંતે 'હું' ટપકું ભૂંસી શકતો નથી. હારી ખાવાની સજા ભોગવતો હોય એમ હજુયે 'ઘસડાય છે' પણ છતાં હમેશાં વિચારે છે ખરો કે : 'હું'નું.. ટપકું ભૂંસી નાખવું જોઈએ...જો ભૂંસી નાખું તો.. ! આ 'તો' મૂંઝવે એવો છે. રહસ્યપૂર્ણ છે. કળા–આકાર પામેલો છે. આશ્ચર્યચિહ્ન નથી–યુક્ત છે. છેક છેવાડાના આ 'તો'નું વજન કેટલુ ? તોત્તર મણ ? ના, આ 'તો'ના પથરાનુ વજન એટલુ અકલ્પ્ય છે કે ઘનશ્યામની પ્રસિદ્ધ વાર્તા 'ગોકળજીનો વેલો'ના નાયકની જેમ આપણે જ નિર્મમ બની આ 'હું' ને સાચવીને ઝાલી શકીએ : ભલા'દમી ઉઠાવી લે ને આ 'તો'નો પથરો ! વરણી કરવામાં મનુષ્યના સંકલ્પનું સ્વાતંત્ર્ય છે, જો 'હું' પોતાને ભૂસી દઈ શકે તો, દહેશત છે એમ અંત 'મૅલોડ્રામિટિક'–અતિરંજિત બનવાને બદલે કદાચ heroic–પરાક્રમપૂર્ણ બને.

મારી બીજી વધુ ગમતી કૃતિ 'કાગડો'માં પણ 'કાળું નાનું ટપકું' ભિન્ન રૂપે આવે છે.

એટલામાં આકાશમાં સામેની બાજુએ મારી નજર ગઈ તો એક કાળું નાનું ટપકું મેં જોયું. અજવાળા પ્રકાશમાં એ જુદું તરી આવતું હતું.

આમ ઘનશ્યામની વાર્તાઓમાં ટપકું જુદુ તરી આવે છે. ટપકું 'મોટું મોટું' થઈ પ્રત્યક્ષ થાય છે કાગડા સ્વરૂપે. કૃતિમાં મહતીકરણ(magnifying)ની પ્રક્રિયા ટેકનિકના અપરિહાર્ય અંશ લેખે આવે છે:

પછી એણે પાંખો પસારી, એથી આખું આકાશ ઢંકાઈ ગયું. ચોતરફ ઘોર અંધારું છવાઈ ગયું.

જાણે શરીરરૂપી સાવિત્રીથી પ્રાણ સદશ સત્યવાનને, કાગડો ઊતરડી લઈ જતો હોય એમ એમાં નાયક કાકને અનુસરે છે. દેહથી પ્રાણને ફરજિયાત વિખૂટા પાડવાની ક્રિયા દરમ્યાન, અંગોપાંગોને પૃથક્પૃથક્ કરતા કાગડાના વર્ણનમાં sordid detail–ગોબરગંધી વિગતોના સાર્થક વિનિયોગમાં પણ લેખકની નિસર્ગવાદપરક શૈલી અછતી નથી રહેતી. કીટ-ભ્રમરન્યાયે કાકને અનુસરતો જીવ વર્તાતે જાણે કે કાગડો બની આખરે પોતાને જ ભોંઠપ સાથે પામે છે ! જાણે કે પોતે જ પોતાને કાકવેશે ખોતરીખાઈ મારતો હતો ! અથવા બધું સાચું તો આરંભમાં કાગડો કાળા ટપકા રૂપે આવ્યો ત્યારે એની દષ્ટિમાં પોતે કેવોક દીસતો હતો એનો પરિપ્રેક્ષ્ય અર્પવા લેખકે આવી યોજના અંતે કરી લાગે છે.

મહતીકરણ અને વ્યાપનની રીત લેખકની કઈ સાભિપ્રાયતા સિદ્ધ કરી આપે છે ? અહીં વિરોધ–(contrast)ને કાર્યાન્વિત કરવાનો કીમિયો વરતાય છે. જેટલો વિસ્તાર મોટો એટલી એકલતા ઘેરી ઘુંટાય. વાંચો—

આકાશમા હું એકલો જ હતો અને જાણે કે જન્મનાળથી વિચ્છેદાઈ ગયો હોઉં એવી એકલતા અનુભવવા લાગ્યો.

પૃ. ૨ અને પૃ. ૫ ઉપર, આરંભે અને અંતે 'નાના કાળા ટપકા'ના અનુલક્ષ્યમાં એકની એક દહેશત બે વાર એકસમાન ઉદ્‌ગારમાં રજૂ થઈ છે તે આ રીતે—

ત્યાં દરિયાકિનારે મેં એક નાનું ટપકું જોયું. ચારે બાજુ પથરાયેલા પીળા રંગમાં ઝબકોળાઈને એ પીળું તો નહિ પડી જાય એવી ધાસ્તી મારા દિલમાં પેઠી.

વર્ણનની અંદરનો 'દિલમાં' શબ્દ રચનાગત વાતાવરણની બહારનો લાગ્યો ને તેથી ખાસ ખૂંચ્યો, પણ કાળું નાનું ટપકું અખિલ પીળાશમાં ક્યાંક પીળું (એનિમિક !) પડી જવાનો ડર વ્યક્તિમત્તાની રક્ષા માટેની સાચદિલ નિસ્બત બતાવે છે. આત્મ-સ્થાપનાનું આ રૂપ રુચિકર છે. 'ટોળું'માંના 'ટપકા'ની જ સમસ્યા અહીં બીજી રીતે મુકાઈ છે.

'કાગડો'માં ઊછળીને અટકી ગયેલો સમુદ્ર, સરુ વૃક્ષોનો સ્થિર પડદો આદિનાં રેખાંકિત વર્ણનો ઘનશ્યામને સારા શબ્દ–ચિત્રકાર બતાવે છે, ખાસ કરીને વૉટર કલરમાં કામ કરતા લેખક ! 'પરપોટા ખોવાઈ ગયા' નામની વાર્તામાં બાળકના કુતૂહલ-પૂર્ણ વિસ્મયને "સાપે હેટ પહેરી" જેવા વિનોદરસ્યા ઉદ્‌ગારમાં કાવ્યમય વાચા મળી છે. પરપોટાની રંગીન ગતિ આંકતું ભાષાકર્મ આસ્વાદ્ય છે : "ચારે બાજુ પરપોટા, પરપોટા, લાલ, લીલા, પીળા, ગોળ મોટા, હિપ્પોના પેટ જેવા, પીચના ફળ જેવા સુંવાળા, કાચની લખોટી જેવા નાનકા, ચારે બાજુ દડતા હતા, ચક્કર ચક્કર ઘૂમતા હતા."

તરત પછી ગદ્યાળુ એવું છતાં સૂચક એક વાક્ય આવે છે : આખું આકાશ એનાથી છવાઈ ગયું. વાર્તાલેખકને કહીશું ? કે આવાં ટપકાં અને પરપોટાથી ગુજરાતી વાર્તાકાશ છવાયેલું છે અને અધિક સત્ત્વશીલતા સાથે છવાયેલું રહો...

અમદાવાદ–૨૨, તા. ૬ ઑગસ્ટ ૧૯૭૯
('સંસ્કૃતિ' ડિસે. '૭૯માંથી)

# સાહિત્ય-સંશોધન વાર્ષિક સૂચિ:૧૯૭૯

સંપા. પ્રકાશ વેગડ
સેંટ ઝેવિયર્સ કૉલેજ
અમદાવાદ-૯

ઈ.સ. ૧૯૭૯ના વર્ષ દરમિયાન ભારતની જુદી જુદી યુનિવર્સિટીઓ દ્વારા કેટલા સંશોધકોને ગુજરાતી ભાષા-સાહિત્યક્ષેત્રે પીએચ.ડી.ની ઉપાધિ પ્રાપ્ત થઈ? અને સંશોધકોનું પૂરું નામ, સરનામું, શોધ વિષય, લખાણની ભાષા, યુનિવર્સિટીનું નામ વગેરે તમામ માહિતી કોઈને જોઈએ તો એ ક્યાંથી મળે?

સંશોધનક્ષેત્રે પુનરાવર્તન ટાળવા તેમ જ ઉચિત વિષયની પસંદગી કરવા માટે આ પ્રકારની માહિતી ખૂબ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ હકીકતનો જો આપણે સ્વીકાર કર્યો હોત તો કદાચ આ પ્રકારની માહિતી સંકલન અને પ્રસારણ માટે યુનિવર્સિટીઓ દ્વારા કોઈ વ્યવસ્થા કરવામાં આવી હોત. ઇંટર યુનિવર્સિટી બોર્ડ ઑફ ઇન્ડિયા દ્વારા પ્રગટ થતી માસિક પત્રિકા 'યુનિવર્સિટી ન્યૂઝ'માં આ પ્રકારની માહિતી પ્રગટ થાય છે પણ એમાં ગુજરાતી ભાષા-સાહિત્ય વિષયક સામગ્રી ઘણી અપૂર્ણ અને સંદિગ્ધ હોય છે. આપણી યુનિવર્સિટીઓના કાર્યાલયોમાંથી આ પ્રકારની માહિતી મેળવવા એ લોઢાના ચણા ચાવવા જેટલું દુષ્કર કાર્ય છે (પેપર સેટર વિષયક માહિતીની વાત જુદી છે!) કોઈ નિષ્ઠાવાન માર્ગદર્શકને જો પોતાના વિદ્યાર્થી માટે વિષયપસંદગી કરાવવા આ પ્રકારની માહિતીની જરૂર પડે તો તમણે ઓળખાણ-પદ્ધતિ દ્વારા વલ્લભવિદ્યાનગર, રાજકોટ, અમદાવાદ, વડોદરા, મુંબઈ, પુના, દિલ્હી વગેરે યુનિવર્સિટીઓના ગુજરાતી ભાષા સાહિત્ય ભવનના અધ્યાપકોને પત્ર લખીને આ માહિતી મેળવવી પડે અને જો કોઈની ઓળખાણની પરિધિ વિસ્તૃત ન હોય અથવા જે ઓળખીતા હોય તે બહારગામ ગયા હોય, લાંબી રજા ઉપર હોય કે બેદરકારીના લીધે શીઘ્ર જવાબ ન મોકલે તો આ માહિતી અન્યત્ર ક્યાંથી મળે?

ઈ.સ. ૧૯૭૮માં 'મહાનિબંધ વર્ગીકૃત સૂચિ' પ્રકાશિત થઈ જેમાં ૧૯૫૭ થી ૧૯૭૭ સુધીની માહિતીનો સમાવેશ થયો છે. આ સૂચિ પ્રગટ થતાં પહેલાં આ પ્રકારની માહિતી મેળવવા માટે વર્ષોથી લોકોને ઉપર નિર્દેશેલી ઓળખાણપદ્ધતિનો સહારો

લેવો પડતો હતો. આ સૂચિના પ્રકાશન દ્વારા સંશોધનક્ષેત્રે કેટલા મોટા અવકાશની પૂર્તિ થઈ છે એ તો સાચા સંશોધકો જ સમજી શકશે. આ સૂચિ પછી ૧૯૭૮ની વાર્ષિક સૂચિ 'ઉદ્દગાર' માર્ચ '૭૯ના અંકમાં પ્રકાશિત કરવામાં આવી. પણ ૧૯૭૯ની વાર્ષિક સૂચિ તૈયાર કરવા માટે આધારભૂત અને સંપૂર્ણ માહિતી પ્રાપ્ત થઈ શકી નથી. સમાચાર-પત્રો કે સામયિકોમાંથી મેળવેલી માહિતી આ અંકમાં રજૂ કરવામાં આવે છે.

આ પ્રકારની સંશોધન-માહિતી સંશોધનનું એક અનિવાર્ય અંગ છે. અને આ માહિતીનું સંકલન તેમ જ પ્રસારણ એ એક વિદ્યાકીય પ્રવૃત્તિ છે. આપ જાણતા જ હશો કે ગુજરાતી ભાષા સાહિત્ય-ક્ષેત્રે અધ્યયન-અધ્યાપન અને સંશોધનની આ પ્રવૃત્તિને વેગ આપવા માટે અઢી વર્ષોથી 'ઉદ્દગાર' સામયિક દ્વારા નિયમિત સંદર્ભ-સામગ્રી પ્રકાશિત કરવામાં આવે છે. એકમાત્ર ૧૯૭૬ના વર્ષ દરમિયાન કુલ ૧૨૫ સંશોધકો અને તેમના શોધ-વિષયની માહિતી 'ઉદ્દગાર'ના જૂન, જુલાઈ, ઑગસ્ટ અને ડિસેંબરના અંકોમાં પ્રગટ થઈ છે. આ ઉપરાંત અન્ય સંદર્ભ-સામગ્રીનો એક મોટો જથ્થો આ પત્રિકાએ લોકોને નિઃશુલ્ક ભેટ આપ્યો છે. ખરેખર તો આ પ્રકારની વ્યવસ્થા આપણી યુનિવર્સિટીઓએ કરવી જોઈતી હતી. આ રીતે ઉદ્દગારે તેમનું કામ કેટલું હળવું કર્યું છે !

સાહિત્યપ્રેમીઓને આ પ્રકારની સંદર્ભસેવા નિયમિત મળતી રહે અને આપણી વિદ્યાકીય પ્રવૃત્તિ ફૂલે-ફાલે એમ ઇચ્છનાર સહુ કોઈએ 'ઉદ્દગાર'ના સંદર્ભ-વિભાગને માહિતી પ્રસારણમાં પોતાનો સહકાર આપવો જોઈએ.

૧૯૭૯ના વર્ષ દરમિયાન સ્વીકૃત મહાનિબંધો –

૧. ડૉ. ખોડીદાસ ભાયાભાઈ પરમાર. સૌરાષ્ટ્રના લોકસાહિત્યમાં પ્રતિબિંબિત થતી લોકકળાઓ. સૌરાષ્ટ્ર યુનિ. રાજકોટ, માર્ગદર્શકઃ ડૉ. ઈશ્વરલાલ દવે.
૨. ડૉ. ચન્દ્રકાન્ત શેઠ. ઉમાશંકર જોશી : સાહિત્ય-સર્જક અને વિવેચક. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. માર્ગદર્શક : શ્રી મોહનભાઈ પટેલ.
૩. ડૉ. જે. આર. છાયા. Ballad in Gujarati Folk Literature. સૌરાષ્ટ્ર યુનિ. રાજકોટ.
૪. ડૉ. જે. વી. જીવરાજાની. શ્રી ઝવેરચંદ મેઘાણી સંપાદિત લોકગીતોમાં પ્રતિબિંબિત થતું સૌરાષ્ટ્રનું લોકજીવન. સૌરાષ્ટ્ર યુનિ.
૫. ડૉ. નીલા લાલભાઈ શાહ. ગુજરાતી સાહિત્યમાં ચંદ્રવદન ચી. મહેતાનું પ્રદાન : ગુજરાત યુનિ., અમદાવાદ. માર્ગદર્શક : ડૉ. મધુસુદન પારેખ.
૬. ડૉ. રઘુવીર ચૌધરી : હિંદી ઔર ગુજરાતી કી ક્રિયાવાચક ધાતુઓં કા તુલનાત્મક અધ્યયન [હિન્દીમાં]. ગુજરાત યુનિ., અમદાવાદ
૭. ડૉ. રસિકલાલ ઠાકોરદાસ દલાલ. હાસ્યરસ : ગુજરાતી સાહિત્યમા તેનો ઉદ્દભવ અને વિકાસ. યુનિ. ઑફ પૂના, પૂના. માર્ગદર્શકઃ ડૉ. શશિન્ ઓઝા.
૮. ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા. અર્વાચીન ગુજરાતી કવિતામાં રહસ્યવાદ. સરદાર પટેલ યુનિ., વલ્લભ વિદ્યાનગર. માર્ગદર્શક : ડૉ. દિલાવરસિંહ જાડેજા.
૯. ડૉ. સુમન સુદ. હિંદી ઔર ગુજરાતી ઉપન્યાસોમેં ગાંધી વિચારધારા. યુનિ. ઑફ દિલ્હી, દિલ્હી. માર્ગદર્શક : ડૉ. લલિત શુક્લ અને ડૉ. ચંદ્રકાન્ત મહેતા.

# લોકસંગીત,
# નૃત્ય
# અને નાટ્ય–સંદર્ભસૂચિ

સંપાદક : પ્રકાશ વેગડ

## લોકસંગીત

પરમાર, જયમલ્લ લોકસંગીત અને કાકુસ્વર. ઊર્મિ નવરચના, જૂન ૧૯૭૦, ૧૮૬–૧૯૦. લોકસંગીત અને દેશીસંગીત એજન, સપ્ટે. ૧૯૭૪, ૨૩૫–૨૩૮.

– લોકસંગીતના કેટલાક છંદ–રાગોની વિચારણા. એજન, જુલાઈ ૧૯૭૦, ૨૨૫–૨૩૧.

બક્ષી, હરેશ. લોકસંગીત : કેટલાક નવા વિચારો. ઊર્મિ–નવરચના, ઑગ. '૭૦, ૩૨૪–૩૨૬; ડિસે. '૭૦, ૬૬૧–૬૬૨; ઍપ્રિલ ૧૯૭૨, ૨૫–૨૬; મે ૧૧૭; જુલાઈ ૨૫૧–૨૫૩; સપ્ટે. ૪૧૦–૪૧૨.

ભાડલાવાળા, સુચેતા લોકસંગીત. સ્વાધ્યાય, ૧૪–૨, જાન્યુ ૧૯૭૭, ૧૭૮–૧૮૧.

મજમુદાર, મંજુલાલ લોકસંગીત અને આપણી દેશીઓ. પ્રસ્થાન, મહા–ફાગણ ૧૯૯૪, ૩૫૯–૩૬૮. પુનર્મુ. લોકગુર્જરી–વાર્ષિક અંક ૪, ૧૯૬૭, ૪૦–૪૮.

મેઘાણી, ઝવેરચંદ લોકસૂર. સ્ત્રીજીવન, ઑકટો. ૧૯૪૬, ૭૯૯–૮૦૩.

સોલંકી, પુરુષોત્તમ. લોકસંગીતકાર, ભરથરીઓ. લોકગુર્જરી-વાર્ષિક અંક ૭, ૧૯૭૪, ૧૫૨–૧૫૫

## લોકનૃત્ય

ચંદરવાકર, પુષ્કર. ટીટોડો–લોકનૃત્ય. સંસ્કૃતિ, ઑકટો. ૧૯૫૪, ૪૩૯–૪૪૧.

રાસડા અને ગરબા, લોકસાહિત્યમાં. લોકગુર્જરી વાર્ષિક અંક ૨, માર્ચ ૧૯૬૪, ૨૪–૩૩.

જાદવ, જોરાવરસિંહ, ગુજરાતનાં લોકનૃત્યો અને લોક નાટ્ય, લોકગુર્જરી અંક ૮, ૧૯૭૬, ૯–૨૬.

ઠાકર, જશવંત, લોકનાટ્ય અને ગામડું. મહારાજા સયાજીરાવ યુનિ ઑફ બરોડા, ૧૯૬૧.

તડવી, રેવાબહેન, વસંત નૃત્યગીતો. સહલેખક શંકરભાઈ સો. તડવી. સ્વાધ્યાય ૩–૪, સપ્ટે. ૧૯૬૬, ૪૭૦–૪૯૦.

ડાંડિયા નૃત્યગીત. સ્વાધ્યાય, ૪–૪, ઑગ. ૧૯૬૭, ૪૬૩–૪૬૫.

તડવી, શંકરભાઈ સોમાભાઈ તડવી–ભીલોના નૃત્યઉત્સવો. લોકગુર્જરી–વાર્ષિક અંક ૩, ૧૯૬૬, ૫૮–૬૭.

પરમાર, જયમલ્લ. આપણાં લોકનૃત્યો. પ્ર આ. ૧૯૫૭, પ. ૮ + ૬૮.

રાસનૃત્યો અને છંદરચના. ઊર્મિ નવરચના, મે ૧૯૭૦, ૧૩૯–૧૪૦.

પંડ્યા, રસિકલાલ માણેકલાલ. ગુજરાતનાં લોકનૃત્યો. લોકગુર્જરી–વાર્ષિક અંક ૫, ૧૯૬૮, ૧૪–૨૦.
- નૃત્યકલા અને ગુજરાતનાં લોકનૃત્યો. સ્વાધ્યાય, ૭–૨, ફેબ્રુ. ૧૯૭૦, ૧૬૫–૧૮૦.

મજમુદાર, મંજુલાલ. લાસ્યનૃત્યની બે સોરઠી પરંપરા. લોકગુર્જરી–વાર્ષિક અંક ૮, ૧૯૭૬, ૬૫–૭૬.

વાઘેલા, ચંદ્રકાન્ત. દુબળાઓના ગરબા. સ્ત્રીજીવન, ઑક્ટો. ૧૯૬૧, ૯૮૯–૯૯૨.

શાસ્ત્રી, કેશવરામ કાશીરામ. આપણા લોક–ઉત્સવોમાં ગરબા-ગરબી-નૃત્ય. સ્ત્રીજીવન, ઑક્ટો. ૧૯૫૭, ૯૬૯–૯૭૦. ગરબી : લોકનૃત્ય. સ્ત્રીજીવન, ઑક્ટો. ૧૯૬૧.

શ્રીધરાણી, કૃષ્ણલાલ. અકાદમી અને લોકનૃત્યો : દિલ્લીના બે પત્રો. સહલેખક કિસનસિંહ ચાવડા. સંસ્કૃતિ, ફેબ્રુ. ૧૯૫૩, ૭૪–૭૭.

સુતરિયા, કમળાબહેન રતનચંદ. આપણા લોકસાહિત્યમાં ગરબા, સ્ત્રીજીવન, ઑક્ટો. ૧૯૬૦, ૯૩૧-૯૩૪.

## લોકનાટ્ય

ઉદેશી, ચાંપશીભાઈ વિ. બંગાળીનું લોકનાટક, નવચેતન, વર્ષ ૩૬ પુ. ૭૨ અંક ૨ પૃ. ૧૩૧–૧૩૨.

ઉપાધ્યાય, હરિલાલ. ગુજરાતની લોકભવાઈ. લોકગુર્જરી વાર્ષિક અંક ૬, ૧૯૭૦, ૨૫–૩૭.

કોઠારી, સુનીલ. ભવાઈ મહોત્સવ. સંસ્કૃતિ, જુલાઈ ૧૯૭૯, ૨૪૫–૨૪૭.

ચંદરવાકર, પુષ્કર. ભવાઈ–એક અમોઘ શસ્ત્ર. ગુજરાતી નાટ્ય, પુ, ૨૦ અંક ૭–૮, ઑક્ટો. નવે. ૧૯૫૪, ૩૫–૩૭.
ભવાઈના વેશોનું સંશોધન, ગુજરાતી નાટ્ય, જુલાઈ ૧૯૫૯, ૩૫–૩૬.

ચોક્સી, મહેશ. ભવાઈ. ગુજરાતી નાટ્યસાહિત્યનો ઉદ્ભવ અને વિકાસ (૧૯૬૫) ૩૪–૪૩. લોકનાટ્ય. એજન, ૩૦–૪૩.

ચૌધરી, માધવ. ભક્તકવિ મુરારકૃત ગરુડ–હનુમાન સંવાદ. બુદ્ધિપ્રકાશ, જાન્યુ. ૧૯૫૮, ૨૨–૨૮.

જાદવ, જોરાવરસિંહ. ગુજરાતનાં લોકનૃત્યો અને લોકનાટ્ય. લોકગુર્જરી–વાર્ષિક અંક ૮, ૧,૯૭૬. ૯–૨૬.

જોશી, ઉમાશંકર. ભવાઈ (સુધાબહેન ર. દેસાઈના મહાનિબંધનો આમુખ). સંસ્કૃતિ, ડિસે. ૧૯૭૨.

જોષી, ગુણવંતલાલ રંગભૂમિ અને ભવાઈ. નવચેતન, ૨૦–૩૯ અંક ૪ પૃ ૩૦૧–૩૦૩.

ઝવેરી, કૃષ્ણલાલ મો. ભવાઈ. ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક અને વધુ માર્ગસૂચક સ્તંભો (સંશોધિત સંવર્ધિત સંયુક્ત આવૃત્તિ ૧૯૫૮) ૧૯૩–૧૯૫.

ઠાકર, કમલેશ. આફ્રિકામાં પ્રથમ લોકભવાઈ ગુજરાતી નાટ્ય, જુલાઈ ૧૯૫૮, ૨૦–૨૧.

ઠાકર, ધીરુભ ઈ. ભવાઈ : ગુજરાતની લોકરંગભૂમિનું ગઈકાલનું સ્વરૂપ. લોકગુર્જરી–વાર્ષિક અંક ૭, ૧૯૭૪, ૧૩૧–૧૩૩.

દેસાઈ, સુધાબહેન. ગુજરાતનું લોકનાટ્ય–ભવાઈ. અંગના ૧૯૫૭, ૨૪–૨૭. ગુજરાતી નાટ્ય, જુલાઈ ૧૯૫૯, ૨૫–૩૦ પુનર્મુ. ઉમાશંકર જોશી અને અન્ય સંપા. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ ગ્રંથ–૨ (૧૯૭૬) ૭૦૯–૭૨૧. Bhavai : A medieval form of ancient Indian dramatic art. ગુજરાત યુનિ. પ્રકાશન. પ્ર આ. ૧૯૭૨ પૃ. ૬૦૯ [મહાનિબંધ].

ધામી, મોહનલાલ ચુ. લોકસાહિત્યમાં નાટ્યકલા. શારદા, જુલાઈ ૧૯૩૦, ૩૭૨–૩૭૭.

નીલકંઠ, મહીપતરામ, ભવાઈ સંગ્રહ. પ્ર.આ. ૧૮૬૬. ચોથી આ. ૧૮૯૪.

પટેલ, જયંતિ. ભવાઈ. પરિચય પુસ્તિકા. પ્ર. આ. ૧૯૭૩ પૃ. ૩૨.

પટેલ, પન્નાલાલ મોહનભાઈ ગુજરાતી નાટ્ય, ડિસે ૧૯૫૯, ૯-૧૦

પટેલ, પીતાંબર ભવાઈ ગુજરાતનું તળપદું લોકનાટક ગુજરાતી નાટ્ય, જુલાઈ ૧૯૫૯, ૩૧-૩૪

પરમાર, જયમલ્લ આપણાં લોકનાટ્યો ઊર્મિ નવરચના જૂન ૧૯૭૯, ૧૭૦-૧૭૫, ૨૦૨-૨૦૫ લોકનાટ્ય ભવાઈ એજન ડિસે ૧૯૭૬, ૪૧૯-૪૨૭ લોકનાટ્યને નાટ્યની એ કડિ ઉદ્ભવ-વિમાસગાથા, એજન, ફેબ્રુ ૧૯૭૭, ૪૮૯-૪૯૫

પરીખ, રસિકલાલ છો. ભવાઈનું સ્વરૂપ સંસ્કૃતિ, નવે ૧૯૫૭, ૪૦૯-૪૧૨ પુનર્મુ આકાશ ભાષિત (૧૯૭૪) ૨૬૭-૨૭૬

પાઠક રામનારાયણ વિશ્વનાથ ભવાઈ અને તખ્તો ગુજરાતી નાટ્ય, ઑગ ૧૯૫૬ પુનર્મુ આકલન (૧૯૬૪) ૧૦૨-૧૧૦ પુનર્મુ ગુલાબદાસ બ્રોકર અને અન્ય સંપા ગુજરાતીમાં ગદ્યસ્વરૂપ અને વિકાસ (૧૯૬૭) ૨૦૫-૨૧૩ ભવાઈ-અને નવું નાટક આકલન (૧૯૬૪) ૯૪-૧૦૧ પુનર્મુ ગુલાબદાસ બ્રોકર અને અન્ય સંપા ગુજરાતીમાં ગદ્યસ્વરૂપ અને વિકાસ (૧૯૬૭) ૧૯૭-૨૦૪

ભાયાણી, હરિવલ્લભ ભવાઈના અડવાનો એક વડવો સંસ્કૃતિ, ડિસે ૧૯૬૯, ૪૭૩-૪૭૪ લોકનાટ્યની પ્રાચીન પરંપરા ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા ૪૩-૪, ઑક્ટો ડિસે ૧૯૭૮, ૧૮૬-૧૮૮.

ભોજક, જયશંકર (ઉપ જયશંકર સુંદરી) પ્રાચીન ભવાઈ ગુજરાતી નાટ્ય, જુલાઈ ૧૯૫૭, ૮-૧૧, ૧૫ ભવાઈ અને તરગાળા પ્રસ્થાન, મહા-ફાગણ ૧૯૮૪, ૩૮૭-૪૦૭ પુનર્મુ ગુજરાત સાહિત્ય સભા-રંગભૂમિ પરિષદ, પહેલું અધિવેશન, અમદાવાદ ૧૯૩૭-૧૯૩૮ વ્યાખ્યાનો (પ્ર આ ૧૯૪૫) ૬૭-૮૦ પુનર્મુ ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી ૧૯૩૭ ૩૮

મડિયા, ચુનીલાલ, દિનેશ શાહના લોકનૃત્યોના ચિત્રો રેખાઓની રચનામાં મનહર મરોડ રુચિ, માર્ચ ૧૯૬૪, ૩૬-૪૮ ભવાઈમાં હાસ્યરસ રુચિ, ડિસે ૧૯૬૬, ૧૩-૧૬

મહેતા, શંભુપ્રસાદ શિવપ્રસાદ ભવાઈ વિશે વિવેચન પ્ર આ ૧૯૦૪

મોહનલાલ ચુનીલાલ લોકસાહિત્યમાં નાટ્યકલા શારદા, જુલાઈ ૧૯૩૦

મહેડ સુસ્મિતા ગુજરાતી લોકનાટ્ય અંગના ૧૯૫૭, ૩-૫ પુનર્મુ અધિગમ (૧૯૭૩) ૨૬-૨૨૪

રાણીના રુસ્તમજી નાનાભાઈ ભવાઈનું ગુજરાતી રંગભૂમિમાં સ્થાન શારદા, એપ્રિલ ૧૯૨૫ ૮૪-૧૦૨ પુનર્મુ ગુજરાતી સાહિત્ય પરિષદ-સાતમી પરિષદ (ભાવનગર, ૧૯૨૪) અહેવાલ (૧૯૨૬) ૨૧૬-૨૨૩

રાવળ, અનંતરાય ભવાઈ ગુજરાતનું લોકનાટ્ય સાહિત્યવિહાર (પુનર્મુ ૧૯૬૮) ૨૪-૩૪

વાઘેલા, ચંદ્રકાન્ત સોધ લોકનાટ્ય લોકગુર્જરી વાર્ષિક અંક ૨, ૧૯૬૪, ૬૦-૬૨

વ્યાસ, જુગતરામ ભવાઈની ભાવના ઊર્મિ નવરચના, સપ્ટે ૧૯૭૦, ૫ ૩૯૫

વ્યાસ, મોહનજી કેશવજી કજોડાનો વેશ ઊર્મિ નવરચના, ફેબ્રુ ૧૯૭૮, ૬૧૨-૬૧૪

શુક્લ, હરકાન્ત હિન્દના લોકનાટ્ય સ્વરૂપો ગુજરાતી નાટ્ય, ઑગ સપ્ટે ૧૯૫૮, ૧૭-૧૯

શેઠ, ચંદ્રકાન્ત નાટકમાં રંગનો પરમ-૧૯૭૪ અંક ૨ પૃ ૪૮-૫૨

## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| દહેશત | શ્રી સારંગ બારોટ | નવલકથા | ૨૨–૨૫ |
| ઊડી ઊડી જાવ પારેવાં | શ્રી શિવકુમાર જોશી | „ | ૧૩–૫૦ |
| ધનમધરાતે ભા. ૧–૨ | „ „ | „ | ૪૫–૦૦ |
| પ્રલંબપથ | શ્રી પિનાકિન દવે | „ | ૧૪–૫૦ |
| નાજુક સવારી | શ્રી પ્રીતલલાલ કવિ | „ | ૨૨–૦૦ |
| ફૂલનું બીજું નામ | શ્રી દિલીપ રાણપુરા | „ | ૨૩–૦૦ |
| બે વરસની મધરાતે | શ્રી આબિદ સુરતી | „ | ૨૩–૭૫ |
| ભેદભરમ | શ્રી હરકિશન મહેતા | „ | ૪૦–૦૦ |
| બાકી રાત | શ્રી ચંદ્રકાન્ત બક્ષી | „ | ૧૮–૦૦ |
| હૈયું સળગે હેતની આગે | શ્રી રસિક મહેતા | „ | ૨૫–૦૦ |
| સજન ઘર જાવા દે | „ „ | „ | ૨૦–૦૦ |
| વિપ્રદાસ | શ્રી શરદબાબુ | „ | ૮–૨૫ |
| મહાભારત–કિરાતાર્જુન | શ્રી નવનીત સેવક | „ | ૨૦–૦૦ |
| પ્રીતના પાવા વાગે | „ „ | „ | ૨૦–૦૦ |
| ભીનાં એકાંત | શ્રી ભૂપત વડોદરિયા | „ | ૧૩–૫૦ |
| ફૂલડે ફૂલડે ફાગણ | સંગીતા | „ | ૨૩–૦૦ |
| પ્રીત ખીલી વેરાન | શ્રી રાજવંશ | „ | ૨૩–૦૦ |
| કાળરાત્રીની ધૂણતી ભૂતાવળ | શ્રી વજ્રમાતરી | „ | ૧૩–૫૦ |
| ન જાણ્યું જાનકીનાથે | શ્રી કૌલક | „ | ૨૦–૦૦ |
| વાંસળી વાગી વાલમની | શ્રી દૌલત ભટ્ટ | „ | ૨૦–૫૦ |
| રોયા રણછોડરાય | શ્રી દેવકુમાર મોઢા | „ | ૧૫–૦૦ |
| સિદ્ધ નાગાર્જુન | „ „ | „ | ૧૫–૦૦ |
| નિશાચક્ર | શ્રી કિશોર જાદવ | „ | ૧૮–૦૦ |
| મૃગજળ સામે મીટ | શ્રી વિજય વાયડા | „ | ૧૪–૫૦ |
| મરણદીપ | શ્રી માય ડિયર જયુ | „ | ૭–૦૦ |
| સંગીતપ્રેમી પ્રેતાત્મા | સૌ. ભારતીવસંત ભટ્ટ | નવલિકા | ૬–૦૦ |
| ગગન પડે છે નાનું | શ્રી રમેશ સી. દવે | „ | ૧૫–૦૦ |
| વિર ચંબડ | શ્રી દેવેન્દ્રમુની શાસ્ત્રી | „ | ૩૦–૦૦ |
| સતી પદ્મિની | „ „ | „ | ૩૦–૦૦ |
| સ્ફુટર | શ્રી અમૃતલાલ છ. શાહ | „ | ૬–૦૦ |
| જીવનપંથ | શ્રી મુકુંદ પી. શાહ | „ | ૨–૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૨. | ઑરસલ્લી | શ્રી પ્રભુલાલ દ્વિવેદી | કાવ્ય | ૧૨-૦૦ |
| ૩૩. | નક્ષત્ર | શ્રી પુરુરાજ જોષી | ,, | ૧૨-૦૦ |
| ૩૪. | માયકોવસ્કીનાં કાવ્યો | અનુ. શ્રી સુધીર દેસાઈ | ,, | ૨૫-૦૦ |
| ૩૫. | હાલારની માલધારી જાતિનાં -સંસ્કારગીતો | સંપા ડૉ સુચેતા છ. ભાડલાવાળા | ,, | ૧૦-૦૦ |
| ૩૬. | ખુરશી અને બીજાં કાવ્યો | શ્રી શેખાદમ આબુવાલા | ,, | ૬-૫૦ |
| ૩૭. | જીવનસંગીત | ડૉ. હરીશ વ્યાસ | ,, | ૪-૦૦ |
| ૩૮. | સંપ્રસાદ | સંપા. વિષ્ણુકુમાર પંડ્યા | વિવેચન | ૫૦-૦૦ |
| ૩૯. | રામનારાયણ વિ પાઠક | શ્રી ચન્દ્રકાન્ત શેઠ | ,, | ૧૦-૦૦ |
| ૪૦ | કવિ સાગર | શ્રી અનિલ ત્રિપાઠી | ,, | ૧૬-૦૦ |
| ૪૧. | જૂની મૂડી | સ્વામી આનંદ | લેખો | ૨૨-૦૦ |
| ૪૨. | રવિ છબિ | શ્રી નારાયણ દેસાઈ | ,, | ૧૫-૦૦ |
| ૪૩. | કમલ પ્રસાદી | શ્રી મુની કનૈયાલાલ કમલ | વ્યાખ્યાનો | ૩૦-૦૦ |
| ૪૪. | રસમાધુરી | સુશીલાબેન સુબોધભાઈ | પાકશાસ્ત્ર | ૬૦-૦૦ |
| ૪૫. | કુંડળી રહસ્ય ભાતી | શ્રી ચંદ્રકાન્ત ભટ્ટ | જ્યોતિષ | ૨૫-૦૦ |
| ૪૬. | ધર્મતત્ત્વવિચાર ભા. ૪ | શ્રી દી બ નર્મદાશંકર મહેતા | આધ્યાત્મિક | ૪૫-૦૦ |
| ૪૭. | જોયા વિધવિધ દેશ ભા ૨ | ડૉ સ્નેહલતા મહેતા | પ્રવાસ | ૮-૦૦ |
| ૪૮. | પ્રાચીન વર્ષા વિજ્ઞાન | શ્રી રતિલાલ અધ્વર્યુ | પ્રકીર્ણ | ૮-૦૦ |
| ૪૯. | અનુલય સેવા | શ્રી પી એફ પટેલ | ગ્રંથાલય | ૫-૦૦ |
| ૫૦. | પુસ્તકપસંદગીના સિદ્ધાંતો | શ્રી છગનલાલ મ. જૈયા | ,, | ૫-૦૦ |
| ૫૧. | બાળમાનસની સમસ્યા | અનુ શ્રી પંકજ શ્રોફ | બાળમાનસ | ૧૦-૦૦ |
| ૫૨. | તાઓ એક માર્ગ | આચાર્ય રજનીશજી | તત્ત્વચિંતન | ૨-૦૦ |
| ૫૩. | બાળકોનું પંચતંત્ર પુ ૫ | શ્રી યશવંત મહેતા | બાલસાહિત્ય | ૨૦-૦૦ |
| ૫૪. | જાદુઈ વીંટી | એની સરૈયા | ,, | ૪-૦૦ |
| ૫૫. | બુધ્ધિવર્ધક કથામાળા પુ ૪ | શ્રી કનુભાઈ રાવળ | ,, | ૮-૦૦ |
| ૫૬ | સંસ્કાર | શ્રી ધીરજલાલ ગજ્જર | ,, | ૧૨-૦૦ |
| ૫૭. | ગુંજન | ,, ,, | ,, | ૮-૦૦ |
| ૫૮. | પગલેપગલે પ્રકાશ | શ્રી મુકુલભાઈ કલાર્થી | ,, | ૨-૫૦ |
| ૫૯ | હાઉક | શ્રી રમેશ પારેખ | ,, | ૮-૦૦ |
| ૬૦. | મોટા જ્યારે હતા નાના પુ. ૫ | ,, ,, | ,, | ૨૦-૦૦ |
| ૬૧ | જોમજુસ્સાભરી કિશોરકથાઓ | શ્રી યશવંત મહેતા | બાલસાહિત્ય | ૭-૭૫ |

**પ્રાપ્તિસ્થાન :** આર. આર શેઠની કંપની, મુંબઈ ૪૦૦૦૦૨ : અમદાવાદ ૩૮૦૦૦૧

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| खरीदी कौड़ियों के मोल–द्वितीय खण्ड | विमल मित्र | 55–00 |
| त्रिवेणी | ,, | 22–00 |
| फौलाद की मोमबत्ती | शलभ | 40–00 |
| उसने नहीं कहा था | राजरानी | 10–00 |
| फूल तोड़ना मना है | शानी | 20–00 |
| अजन्मा वह | शिवसागर मिश्र | 30–00 |
| बोज | बाला दुबे | 20–00 |
| बहुरूपिये | ,, | 20–00 |
| पल्टू बाबू रोड | फणीश्वरनाथ रेणु | 17–00 |
| नगर नन्दिनी | शंकर | 19–00 |
| भारतीपुर | यू० आर० अनन्तमूर्ति | 30–00 |
| घर बनें घर टूटे | रामकुमार | 17–00 |
| अग्निगर्भ | महाश्वेता देवी | 22–00 |
| वणी ठणी | ध्यान माखीजा | 20–00 |

### कहानी

| | | |
|---|---|---|
| मित्रमिलन तथा अन्य कहानियां | अमरकांत | 12–50 |
| एकवचन बहुवचन | मणिमधुकर | 18–00 |
| सडक पार करते हुए | शानी | 20–00 |
| वह और मैं | कृष्ण बलदेव वैद | 20–00 |
| गंध के गलियारे | सं. मणि मधुकर | 30–00 |
| नसबंदगी | श्याम गोइन्का | 12–00 |
| चीफ के बाप की मौत | सुभाष पन्त | 12–00 |
| नारी–मन | दीप्ति खण्डेलवाल | 15–00 |
| दुविधा और अन्य कहानियाँ | विजयदान देथा | 30–00 |
| एक कदम आगे | सं. ममता कालिया | 12–50 |

### कविता

| | | |
|---|---|---|
| लगभग-जीवन | सं. लीलाधर जगूड़ी | 9–64 |
| धूप | फहमीया रियाज | 11–00 |

| | | |
|---|---|---|
| फैज | स शमशेर बहादुर सिंह | 30-00 |
| पंज और पतवार | केदारनाथ अग्रवाल | 20-00 |
| रेगिस्तान से महानगर तक | रामदेव आचार्य | 25-00 |
| कवच | विश्वम्भरनाथ उपाध्याय | 15-00 |

## नाटक-एकांकी

| | | |
|---|---|---|
| साल्यूशन एक्स | बादल सरकार | 7-00 |
| सगीना महतो | ,, | 9-00 |
| सूर्यास्त | जयवन्त दलवी | 12-00 |
| पहला विद्रोही | विनय | 10-00 |
| लम्बे समय का नरक | हरसरन सिंह | 7-00 |
| बादशाह गुलाम बेगम | गिरिराज किशोर | 13-00 |
| रिहर्सल | सत्येन्द्र शरत् | 12-00 |
| दिल की दुकान | राजेन्द्रकुमार शर्मा | 10-00 |
| मादा मिट्टी | कुसुम कुमार | 8-00 |

## समीक्षा

| | | |
|---|---|---|
| बाल-साहित्य : रचना और समीक्षा | स हरिकृष्ण देवसरे | 40-00 |
| मार्क्सवाद और हिन्दी कहानियाँ | डा सुधाकर गोकाककर | 40-00 |
| मुक्तिबोध की कविता में यथार्थ बोध | शशि शर्मा | 20-00 |
| कटघरे का कवि 'धूमिल' | डॉ ग तु अष्टेकर | 30-00 |
| हिन्दी उपन्यास : सांस्कृतिक एवं मानववादी चेतना | डा. सच्चिदानन्द राय | 75-00 |
| धर्मवीर भारती का साहित्य . सृजन के विविध रंग | डा चन्द्रभानु सोनवणे | 30-00 |
| कहानी और कहानी | स श्यामकिशोर सेठ | 35-00 |
| निराला काव्य में सांस्कृतिक चेतना | जगदीशचन्द्र | 30-00 |

## विविध-साहित्य

| | | |
|---|---|---|
| पिछले दिनों | शरद जोशी | 12-00 |
| तिनकों का महल | रामानन्द सिंह | 10-00 |

**: प्राप्तिस्थान :**

**आर आर शेठ एण्ड कम्पनी, बम्बई-४००००२ : अहमदाबाद-३८०००१**

## ઉત્તમ સાહિત્યની વૃદ્ધિ : આપણા સંસ્કારની સમૃદ્ધિ

| | | |
|---|---|---|
| પરોઢનું અંધારું | ઈશ્વર પેટલીકર | ૨૦–૦૦ |
| ચઢતા સૂરજની વેળા | સારંગ બારોટ | ૧૮–૨૫ |
| રુદ્રમહાલય | રઘુવીર ચૌધરી | ૧૮–૦૦ |
| અગ્નિપુરુષ | પિનાકિન્ દવે | ૨૦–૭૫ |
| મીસાવાસ્યમ્ | વિષ્ણુ પંડ્યા | ૨૨–૫૦ |
| મૃત્યુ મરી ગયું | ઉષા શેઠ | ૧૩–૦૦ |
| મુખડા કયા દેખો દરપનમેં...! | અમૃતલાલ યાજ્ઞિક | ૨૦–૦૦ |
| રમણીયતાનો વાગ્વિકલ્પ | સિતાંશુ યશશ્ચંદ્ર | ૧૫–૦૦ |
| ગુજરાતી સામયિક લેખસૂચિ | સં. કનુભાઈ શાહ-કિરીટ ભાવસાર | ૨૦–૦૦ |
| કમળના તંતુ | ડૉ. હરિવલ્લભ ભાયાણી | ૧૯–૦૦ |
| આમોદ | સુંદરજી બેટાઈ | ૧૫–૦૦ |
| એ | વર્ષા અડાલજા | ૧૨–૫૦ |
| આ અવધપુરી ! આ રામ !! | શિવકુમાર જોષી | ૨૦–૭૫ |
| મારગ આ પણ છે શૂરાનો | ,, | ૨૨–૫૦ |
| નવનિર્માણ '૭૭ | ,, | ૬–૦૦ |
| આખું આકાશ મારી આંખોમાં | વિઠ્ઠલ પંડ્યા | ૧૭–૦૦ |
| સ્વપ્નતીર્થ | રાધેશ્યામ શર્મા | ૧૦–૦૦ |
| સદાસર્વદા | સારંગ બારોટ | ૧૪–૦૦ |
| અનંત સીમા | ,, | ૧૩–૦૦ |
| વ્યોમલિપિ | પ્રિયકાન્ત મણિયાર | ૧૦–૦૦ |
| લીલેરો ઢાળ | ,, ,, | ૧૦–૦૦ |
| ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન | ભારતલાલ પાઠક | ૧૪–૦૦ |
| અર્થાન્તર | ચંદ્રકાન્ત શેઠ | ૧૫–૦૦ |
| મહાનિબંધ વર્ગીકૃત સૂચિ | પ્રકાશ વેગડ | ૧૨–૦૦ |

ઉત્તમ સાહિત્યનું જ પ્રકાશન એ જેમની પરંપરાગત પ્રણાલિકા છે એવા પ્રકાશકો

**આર. આર. શેઠની કંપની**

મુંબઈ ૪૦૦ ૦૦૨ : ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# કિંકાર

ફેબ્રુઆરી ૧૯૮૦ સંપાદક : મનહર મોદી વર્ષ : ૩ અંક : ૬



ફાધર વાલેસ

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૩
૧૫ ફેબ્રુઆરી '૮૦ : અંક ૬
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦–૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧–૦૦
નકલ : ૧૧૦૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯ અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.

'ચલો દિલ્હી !'

કોઈ બોલે ને સાંભળીએ કે તરત થાય કે કશી રાજકારણીય ઊથલપાથલ થઈ સમજો ! તાજા સમયની આ દેણ છે એનો સ્વીકાર કર્યે જ છૂટકો !

પણ આપણી વાત જુદી છે, અને તે છે નેશનલ બૂક ટ્રસ્ટ આયોજિત ચોથા વિશ્વ પુસ્તક મેળાની. આ તારીખ ૨૯થી ૯ માર્ચ સુધી નવી દિલ્હીના પ્રગતિ મેદાન પરનો હૉલ ઑફ નેશન્સ વિશ્વના વિધ વિધ દેશોના આબાલવૃદ્ધોપયોગી અમૂલ્ય તથા રસિક ગ્રંથોના પ્રદર્શનથી ભરચક ભર્યોભર્યો બની રહેશે. વિવિધભાષી લોકો પોતપોતાની રસ–રુચિ અનુસારના ગ્રંથોને ઉત્સાહપૂર્વક જોશે, ઝીણી નજરે અવલોકશે અને ગજા પ્રમાણે ખરચ કરી પોતાની લાયબ્રેરીને અને પોતાને સમૃદ્ધ કરશે.

આ ધન્ય યોગ ગણાય.

આપણે ઇચ્છીએ.

આપણાથી બોલાય :

'ચલો દિલ્હી !'

અને જવાય

અને—

[પાછળ]

જાણીતા કેળવણીકાર ફાધર વાલેસને 'લોકશિક્ષણાત્મક પ્રેરણાદાયી સાહિત્ય' રચવા માટે ૧૯૭૮ના વર્ષ માટેનો રણજીતરામ ચંદ્રક આપવાનું ગુજરાત વિદ્યાસભાએ જાહેર કર્યું છે. જન્મે વિદેશી ફાધર વાલેસ ભારતના સાચા નાગરિક અને ગુજરાતના આગળ પડતા શિક્ષણ-સંસ્કાર સેવક બની રહ્યા છે તે તેમની પ્રજાજીવન સાથેની સાચદિલ લાગણીને કારણે. તેમણે લખેલાં પુસ્તકોમાં આ ગુણવિશેષ સહેજે જુદો તરી આવે છે નવી પેઢીને પ્રેરણા આપવા ઉપરાંત એમની 'આવતી કાલ' ઉજમાળી બની રહે તે દિશામાં તેમના વિચાર સતત અને એકધારા વહે છે. સાહિત્યકાર તરીકે તેઓ જે ગુજરાતી ભાષા શીખ્યા છે તેને ખપમાં લે છે, અને સીધી ઉપયોગી જીવનલક્ષીતા એનું ધ્યેય હોય છે. ફાધર વાલેસને આ નિમિત્તે આપણા સૌનાં અભિનંદન.

—મનહર મોદી



[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૯)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશ પ્રકટ કરીએ છીએ. —સં.]

૧૪૯. દિગીશ મહેતા
 ૧, રિડર્સ ક્વાર્ટર્સ
 ગુજરાત યુનિવરસીટી કેમ્પસ
 અમદાવાદ-૩૮૦૦૦૯

૧૫૦. ધનંજય ર. શાહ
 ૩૧, ડુંગરશી નગર
 સરખેજ રોડ
 અમદાવાદ-૩૮૦૦૦૭

૧૫૧. જોરાવરસિંહ જાદવ
 ૨, પ્રોફેસર કોલોની
 નવરંગપુરા
 અમદાવાદ-૩૮૦૦૦૯

૧૫૨. પ્રમોદકુમાર પટેલ
 સર્વોદયનગર, સરદાર બાગ
 બારડોલી-૨, (જિ, સુરત)

૧૫૩ ત્રિવેદી [illegible]
 'હાશ' ૧૧, સ્વસ્તિક સોસાયટી
 નવરંગપુરા
 અમદાવાદ-૩૮૦૦૦૯

## દિલીપ વ્યાસ

### એક વરસાદી ગઝલ

આંગળીએ ફૂલને અડકે ને ભડકો નીકળે,
શ્રાવણી વરસાદ વચ્ચે એમ તડકો નીકળે!
લાગણી લીલા લીલા કાગળ મહીં પલટાઇ ગૈ,
ઘાસ થૈ શબ્દોની કબરે કૈંક કલમો નીકળે!
ટેરવાંમાં ઝબ્બ દૈ કોળી ઊઠયા યક્ષો, અને
નામ અલકાનું સ્મરીને એક નકશો નીકળે.
વાદળોના કંઠથી છલકી છે વરસાદી ગઝલ!
દાદ દે છે વીજળી, મહેફિલમાં રંગો નીકળે!
દ્હૌકતું આકાશ પહેરી રંગ–પટના તેજમાં–
શબ્દ મારી શોધતાં અર્થોનાં દશ્યો નીકળે.



## જિતેન્દ્ર કા. વ્યાસ

### ગઝલ

હવે વળે શું કૂટ્ય ભોડું?
ઈંટ ચોંટી ને રખડ્યું રોડું!
કિયા જનમનાં પાપ ફળ્યાં? કે
મળ્યાં ઝાંઝવાં પણ માથોડું!
કસ્તૂરીમૃગ –નાભિ– ખૂંપ્યું
મ્હેક્યું ભીલફેંક્યું ભાલોડું!
ખીલ્યાં છે તારલિયા–ફૂલો:
હાથ ટૂંકા, શી રીતે તોડું?
લાલ હથેળીને સંભારે
લીંપણનું ઊખડેલું પોડું!

## પ્રફુલ્લ પંડ્યા

### મારો શબ્દ

વિચારોમાં દોડતા અશ્વો કપાઈ ગયા છે
એકી શ્વાસે ગગનમાં ઊડતી પાંખો
મીણ થઈ ઓગળી ગઈ છે
દરિયામાં તરતું વહાણ ભૂલું પડ્યું છે
સમુદ્રની દિશામાં વેગીલા વાયુઓએ પ્રયાણ
કર્યું છે
દીવાદાંડી લીલા રંગમાં ખુલ્લી પડી ગઈ છે
અને એક ઝૂંપડામાં એક દીવો સળગી રહ્યો છે
ત્યારે–
અશ્વોના હણહણાટ સાંભળતો,
પાંખોના ઓગળતા જતા મીણના
ટીપે ટીપે દાઝતો
ભૂલો પડી ગયો હોવાના ભયે થરથરતો,
સમુદ્રની દિશામાં વાયુની માફક ધસમસતો
અને ભયના રંગમાં ખુલ્લો પડી ગયેલો
મારો શબ્દ
કોના ટેકા વડે ઇચ્છાના દીવા સળગાવી
શકશે હવે?
અને—
સામેની પારના ટાપુ ઉપર ફરકતી
ધવલ ધ્વજાના આછેરા ફફડાટમાં ઓલવાઈ
જતા અવાજને
ઝીલી લેવા તત્પર એવી મારી આંખોમાં આ શું
તબકી રહ્યું છે કે જે
આવતી કાલે મારી કવિતામાં પ્રકાશ થઈ
પથરાવાનું છે?

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# કિંકાર

માર્ચ ૧૯૮૦ સંપાદક : મનહર મોદી વર્ષ : ૩ અંક : ૭



સહજાનંદ સ્વામી
'સંત સાહિત્ય' દ્વિશતાબ્દી મહોત્સવ

કંદોરા

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૩
૧૫ માર્ચ '૮૦ : અંક ૭
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૯૮૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

તા. ૨૩, ૨૪ ફેબ્રુ. ૧૯૮૦ના રોજ બોટાદ પાસે સારંગપુર મુકામે શ્રી અક્ષર પુરુષોત્તમ સ્વામિનારાયણ મંદિરમાં 'સંત સાહિત્ય' સંદર્ભે જ્ઞાનસત્ર યોજાઈ ગયું. સર્વશ્રી અનંતરાય રાવળ, યશવંત શુક્લ, ચંદ્રકાંત શેઠ, ઈશ્વર પેટલીકર, રઘુવીર ચૌધરી, હરીન્દ્ર દવે, ભોગીલાલ સાંડેસરા વગેરેએ ભાગ લઈ આ સંપ્રદાયે ગુજરાતના ધર્મ-સમાજ-સાહિત્ય-જીવનમાં આપેલા ફાળાની વીગતે નોંધ લીધી. આ સંપ્રદાયના અમૂલ્ય ગ્રંથ 'વચનામૃત' તથા 'શિક્ષાપત્રી'ની વિશેષતાઓ તારવી આપવા ઉપરાંત 'વચનામૃત'ના ગદ્યની લાક્ષણિકતાઓ ચીંધી બતાવી. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનાર સ્વામિનારાયણીય સંત કવિઓ બ્રહ્માનંદ, પ્રેમાનંદ, મુક્તાનંદ, નિષ્કુળાનંદ, દેવાનંદ વગેરેનો 'સાહિત્ય અભિગમ' પણ કેન્દ્રમાં રહ્યો.

પ્રથમ બેઠકના અંતે સમાપન કરતાં શ્રી યશવંત શુક્લે જણાવ્યું: "૨૦૦ વર્ષ પૂર્વે સમાજમાં દંડભયથી ન થયું તે સહજાનંદ સ્વામીએ પ્રેમશક્તિથી કર્યું. સંતોએ કવિકર્મ કરતાં ધર્મ પર ભાર મૂક્યો હતો. જ્યાં શ્રદ્ધાની વાત કરવાની હોય ત્યાં તુલના કરતાં શ્રદ્ધાની રજૂઆત કેવી થઈ તે વિચારવાનું રહે છે."

આ સમયે યોજાતાં આવાં જ્ઞાનસત્રો તત્કાલીન ધર્મસમાજના વ્યાપને જોવા-પામવાનો અદ્યતન સંદર્ભ પૂરો પાડી રહે તેમાં તેમની સાર્થકતા છે.

૮-૩-૧૯૮૦

મનહર મોદી

## ધીરુ મોદી

### ૧

### મૃત્યુ

આદિમ જલસ્રોતનું રુધિરપૂર હવે
મારી નાડીઓમાં ગંઠાતું ગંઠાતું ફરકે.
સૂર્યતેજમાં ઝળહળતા પાણીમાં ઊંડે
ભૂસકો માર્યો........
અને આંખોમાં અંજાઈ ગઈ ચળકતી
સફેદાઈની ઝાય.
રજતનો રૂપેરી પડદો ઝળકે!
ઓ મને
ક્રિયાત્મક જળ ઉછાળતાં
અશ્વો દેખાય—
—ખેંચાય મારી નાડીઓનાં જળમાં ડૂબેલાં વન.

### ૨

સ્વચ્છ ભૂરું આકાશ
સરોવરમાં પ્રકાશી રહેલા ભૂરા આકાશને
મલકાઈને પૂછે છે:
ભેખડ તૂટી હતી ત્યારે
કાદવથી ખરડાઈ ગયું હતું
તે કોણ હતું?

## ગાજરનો ગજ | ચન્દ્રકાન્ત ટોપીવાળા

ગાજરનો ગજ લઈને નીકળી પડેલા
હે ગર્દભો
ચાવતાં ચાવતાં તમે જે માપો છો
તે તમારી ભૂખનું માપ છે
તમે મૂળાની ભૂણથી અજાણ છો.
તમારાં લંબ કર્ણ ફક્ત અવાજની લંબાઈ જાણે છે
પહોળાઈની એમને ખબર નથી
એથી જ તમારું હોંચી એ હ્રેષા નથી.
ઉત્ક્રાંતિના ક્રમમાં તમારા પાછલા પગ જ ઉત્ક્રાંત
થયા છે.
તમે ક્યારે ય કોઈ તરફ ગતિ કરી છે,
સિવાય કે ડફણાં તરફ?
વૈશાખ આવે છે અને તમે ફૂલેકે ચઢો છો
સૂરજના સાતે સાત ઘોડા ઊકરડા પાડતા હોય
તમારી આસપાસ
ને તોય તમે તો ઊકરડા જોઈને જ ભૂંકો છો.
તમે ગંગામાં તો શું, આકાશગંગામાં નહાશો તોય
ગૌરી ગાયના વંશજ નહિ સાબિત થાઓ.
તમે શીંગડાં ઉગાડવાનું મોકૂફ રાખ્યું છે તોય
તમે ક્યાં ઓળખાઈ નથી જતાં?
તમે તમારાં પૂછડાં સાહ્યા છે તે સાહ્યાં છે
તમને ખબર નથી કે તમે વહ્યા કરો છો ચંદનનો ભાર
તમારો પણ હોઈ શકે કોઈ રૂપાન્તરકાર
તમે પણ કસ્તુરીમૃગ થઈ મહેકી શકો અંદરબહાર
રહો, રહો ગર્દભો, તમને પણ તાવ ચઢે એવી
વાત ક્યારે ય બનવાની નથી!
તમે મૂળાની ભૂખથી અજાણ છો.

## બાપદીકરો (યુલિસિસ)

**ચેઝારે પાવિસે**
અનુ. રાધેશ્યામ શર્મા

બુઝર્ગ આદમી વાજ આવી ગયો છે,
દીકરો ઘણો મોડો અવતર્યો'તો ને.
કેટલીક વાર એકબીજાના મોં સામું તાકી રહે છે
પણ ધોલ ઠોકી દેવા માટે એક વાર જોવું પૂરતું છે
(બુઝર્ગ આદમી બહાર નીકળે છે,
ચઢેલા મોંવાળા દીકરાને લઈ પાછો ફરે છે,
હવે આંખ ઊંચી નહિ કરે.)
રાત સુધી
હમણાંહમણાંનો વૃદ્ધ જીવ
મોટી બારી આગળ બેસી રહે છે
પણ કોઈ કહેતાં કોઈ આવતું નથી
અને શેરી નિર્જન બને છે.

એક સવારે છોકરો નાસી નીકળ્યો
ને રાત્રે પાછો આવી ગયો.
ડૂસકાં લેતો તે બેસે છે.
બપોરે ખાધું'તું કે નહિ
એની વાત કોઈને નહિ કરે.
હવે ભારે પોપચે મૂંગે મોઢે
સૂવા જશે. જોડા કાદવિયા છે એના.
મહિનાભરના વરસાદ બાદ
એ સવાર મજાની ઊગી'તી.

બારીના ટાઢાહિમ સળિયામાંથી
પાંદડાની કડવી વાસ આવે છે.
પણ બુઝર્ગ અંધારામાંથી નહિ હટે
આખી રાત ઊંઘ્યો નથી, અને જાણે
લાંબું ચાલીને પાછો આવ્યો હોય એમ
ઊંઘવા અને બધું ભૂલવા ચાહે છે.

પોતાને હૂંફમાં ઢબુરી રાખવા એ એક વાર
બરકી પડે છે ને બહાર ધસી જાય છે.

છોકરો તુરત પાછો આવી ગયો.
હવે બાપ મારતો નહોતો.
છોકરો જુવાનજોધ બની ગયો છે,
રોજરોજ નવુંનવું કશુંક શોધી આવે છે
અને કોઈ કહેતાં કોઈ સાથે બોલતો નથી.
બારી આગળ ઊભાંઊભાં શેરીમાં કશું જોઈ–
શોધી ના શકાય એવું નથી.
પણ છોકરો આખો દિ' શેરીમાં ફર્યા કરે છે.
બહાર તે ઝાઝું રમતો નથી ને
સ્ત્રીઓની પાછળ ફરતો હજુ થયો નથી.
અચૂક તે ઘરે આવે છે.
ઘરબહાર જવાનો છોકરાનો
પોતાનો તરીકો છે.
એટલે સ્પષ્ટ છે કે
હવે વિશેષ કરવા જેવું કાંઈ નથી.

અમદાવાદ–૨૨, ૨૪ જૂન '૭૯

**ચેઝારે પાવિસે**
ઈટાલીનો નવલકથાકાર અને કવિ.
જન્મ: ૧૯૦૮માં પાયદામોન્ત ખાતે.
વોલ્ટ વ્હિટમેન પર મહાનિબંધ લખ્યો.
શાળામાં શિક્ષક થવાનું પસંદ કર્યું,
જેમ્સ જોઇસ, ડિકન્સ, ફૉકનર આદિની કૃતિઓનાં ભાષાંતર.
ફાસિસ્ટવિરોધી પ્રવૃત્તિઓ માટે દરિયાકાંઠાના પ્રદેશમાં બંદી.
પરિણામે The Political Prisoner નવલકથા સાંપડી.
૧૯૫૦માં, સાહિત્યકારકિર્દીની ટોચે હતો ને આત્મહત્યા કરી. કવિના સ્વરૂપમાં કથાલેખનનો સબળ પ્રયોગકર્તા મનાય છે.




# નિર્ણય !

મુકુન્દ પરીખ

શૉપિંગ કરીને તેઓ ઘરે આવ્યાં. નીલા કપડાં બદલાવવા માટે બેડ-રૂમમાં ગઈ. તે સોફા ઉપર બેઠો. કોટના ગજવામાં અનાયાસે તેનો હાથ ગયો. હાથમાં ખરીદીનાં કૅશમેમો આવ્યાં તેણે એક કૅશમેમો ખોલ્યો.

"એકસઠ રૂપિયા પંચાણું પૈસા...નીલા માટે સેન્ડલ...!" તેણે કૅશમેમો વાંચીને ફાડી નાંખ્યો.

"એકતાલીસ રૂપિયા પચાસ પૈસા...બે ટેરીન બ્લાઉઝ-પીસીસ... !" તેણે બીજો કૅશમેમો ફાડી નાંખ્યો.

"એકસો એકાણું રૂપિયા નેવું પૈસા ..ટેરીન સાડી નંગ એક...! આ પણ નીલા માટે...!"

તેણે ત્રીજા કૅશમેમોની સમચોરસ ગડી વાળી. વધારાના ભાગને કાળજીપૂર્વક ફાડી નાંખ્યો. પછીથી તેણે સમચોરસ કૅશમેમોની હોડી બનાવી. હોડીને જમણા હાથની હથેલીમાં રાખીને તે જોવા લાગ્યો. જોતાં જોતાં એક પ્રશ્ન ઉદ્‌ભવ્યો. સાડી, સેન્ડલ અને બ્લાઉઝ-પીસીસ નીલા માટે...! આ કાગળની હોડી કોના માટે ..? ઉત્તર...ઉત્તર...ઉત્તર...! હૈયે છે પણ હોઠે આવતો નથી. તે નિરુત્તર રહ્યો. પ્રશ્નાર્થચિહ્ન ઉત્તરોત્તર વિકાસ પામતું ગયું. ઓરડામાં માય નહીં આંખમાં સમાય નહીં પ્રશ્નનું વિરાટ સ્વરૂપ જોઈને તેણે વામનતા અનુભવી. પ્રશ્નથી બચવા તેણે નજરને બાજુની દીવાલ પ્રતિ ફેરવી. દીવાલે લટકાવેલા શ્રીજીબાવાના ફોટા ઉપર તેની નજર સ્થિર થઈ.

"પ્રભુ...પ્રભુ...પ્રભુ...!"

અસંખ્ય ગુનાઓની માફી ચાહતો હોય તેમ તેણે શ્રીજીબાવાની છબિ સામે શિર નમાવ્યું. ચરણસ્પર્શની ઇચ્છા સળવળે એ પહેલાં હાથમાં પાયજામો લઈને નીલા પ્રવેશી. તે એકદમ સભાન થઈ ગયો.

"સુનિલ .., લે તારો પાયજામો. જા..., કપડાં બદલી લે."

"મૂક..., જાઉં છું". સુનિલે ધીમેથી કહ્યું.

"આ શું માંડયું છે ? આ કાગળની હોડી ! કાગળિયાંના કટકા...! નાના છોકરાની જેમ રમત કરે છે ! કોઈ જુવે તો કેવું લાગે ?" સુનિલના હાથમાં હોડી જોઈને નવાઈ પામતાં નીલા બોલી.

"કેમ, કેવું લાગે ?"

"સિટી એન્જિનિયર કાગળની હોડીઓ બનાવે તે કેવું લાગે ! તારી જાતને પૂછ ને...!"

"પૂછતો જ હતો ત્યાં તું આવી..."

"શું પૂછતો હતો ?"

"કાગળની હોડીથી દરિયો તરાય...?"

નીલા ખડખડાટ હસી પડી. તેણે હસતાં હસતાં સુનિલના હાથમાંથી હોડી આંચકી લીધી. ફર્શ ઉપર વેરાયેલાં કાગળિયાં એકઠાં કર્યાં. હોડી અને કાગળિયાંનો ડૂચો વાળીને બહાર નાંખી આવી બારણું બંધ કર્યું.

"ચા બનાવું ત્યાં સુધીમાં કપડા બદલાવી લે." રસોડામાં જતાં જતાં તે બોલી. જમણા હાથની ખાલી હથેલીને સુનિલ તાકી રહ્યો.

"ભાગ્યરેખા ..! કેવી સ્પષ્ટ અને સુરેખ ! મણિબંધથી ગુરુના [illegible] ધી. સમૃદ્ધિનું નિશાન. સમૃદ્ધ માણસનું [illegible] મોઢું હોય છે. મૂલ્ય... મૂલ્ય ..[illegible] મૂલ્ય...!

ચરિત્ર્ય મૂલ્ય...! કોણે બનાવ્યાં છે આ મૂલ્યો? માણસને કયા મૂલ્યથી મૂલવવો? માણસને કઈ ફૂટપટ્ટીથી માપવો?''

સુનિલની ખાલી હથેલીમાં સંઘર્ષ ઊભરાયો.

''મૂલ્ય માણસસાપેક્ષ છે? માણસ મૂલ્યસાપેક્ષ છે? બધુંય ધુંધળું છે. કશુંય સ્પષ્ટ અને સુરેખ નથી. અંધકાર...અંધકાર...અંધકાર ...! ચારે તરફ અંધકાર...!''

તેણે શ્વાસ લેવામાં તકલીફ અનુભવી. તે ઊભો થઈ ગયો. તેણે નેકટાઈ છોડી નાંખી. કોટ ઉતારીને બાજુએ મૂક્યો. હળવો થઈને પાછો સોફા ઉપર બેઠો.

"ખાલી ખાલી દુઃખી થવાની શી જરૂર? દુઃખના દિવસો ગયા. સુખ સામેથી આવતું હોય ત્યારે મોઢું ધોવા જવાની શી જરૂર? સુખ...... સુખ...સુખ...! સુખ સંપત્તિ આધારિત છે? ના...ના...! લોકો કહે છે કે પિતા એક સાદા સીધા શિક્ષક હતા. બિચારા..., નાની વયમાં ગુજરી ગયા. મા કેવી સ્વમાની! ઘર વેચ્યું, ઘરેણાં વેચ્યાં અને જાતમેહેનતના પરસેવાથી સુનિલને પાંચમાં પુછાય એવો માણસ બનાવ્યો. માના મુખ ઉપર અનહદ આનંદ. સ્વપ્નું સાકાર થયાનો આનંદ...! બીજમાંથી વૃક્ષ ઉછેર્યાનો આનંદ...! હજાર હજાર પ્રણામ. લાખ લાખ સલામ માના પરિશ્રમને. પણ મા..., સુનિલને હવે સડો લાગ્યો છે. એનાં મૂળ ખવાઈ ગયાં છે. પૈસા માટેની લડાઈમાં તારા સિપાઈએ શરણાગતિ સ્વીકારી છે. મા..., એમ નિરાશ ન થા. હવે હું અણહક્કનો પૈસો નહીં લઉં. હું વચન આપું છું. વિશ્વાસ રાખ. તારી શ્રદ્ધા એળે નહીં જાય. મા...મા..., હું તારો સુ..નિ..લ..!"

"સુનિલ...! સુ...નિ...લ ..!" નીલાએ રસોડામાંથી બૂમ પાડી.

"શું...છે...?" વિચારતંદ્રામાંથી જાગી જઈને સુનિલે કહ્યું.

''ચા થઈ ગઈ છે. ચાલ, પી લે.''

''નથી પીવી.''

"કેમ, શું થયું? કહેતો હોય તો ત્યાં લાવું."

''સારું, લાવ.''

નીલા ટ્રેમાં બે કપ ચા લઈને આવી. ટ્રે ટીપોય ઉપર મૂકી. તે સુનિલ સાથે સોફા ઉપર બેઠી.

''ક્યારનો બેઠો બેઠો શું કરે છે? હજી કપડાં પણ બદલાવ્યાં નથી!''

''હમણાં બદલીશ, શી ઉતાવળ છે?"

''અરે......, તમે કેવા ભૂલકણા માણસ છો! બિચારાં બકુલ અને કેતકી રાહ જોઈને થાકી ગયાં હશે? સ્કુલ ક્યારનીય છૂટી ગઈ હશે!!'' નીલાએ ઝડપથી સુનિલનું ડાબું કાંડું હાથમાં લીધું અને રિસ્ટવૉચમાં સમય જોવા લાગી.

''કેટલા વાગ્યા?''

''પાંચ ચાલીસ. ચા પીવામાં કમ્પની નહીં આપી શકાય. સૉરી......, તું બેસ. હું જ બાળકોને લઈ આવું છું. કારની ચાવી ક્યાં મૂકી છે?"

''કોટમાં.''

નીલાએ સુનિલના કપને રકાબીથી ઢાંક્યો. બીજો કપ હાથમાં લઈને તેણે ઝડપથી ચા પી લીધી. સુનિલના કોટના ગજવામાંથી કારની ચાવી કાઢી. ઊભી થઈને બારણા તરફ વળી.

''કપડાં બદલાવીને તું ચા પી લેજે. હું બાળકોને લઈને આવું છું. પાછા વળતાં 'એરકવાયર'માંથી તારો નવો સૂટ લેતી આવીશ. રાત્રે મિ. શ્રોફ આઈ મીન કેકીને ત્યાં ડિનરમાં જવાનું છે. યાદ છે ને......?"

''હા.''




# નિર્ણય !

મુકુન્દ પરીખ

શોપિંગ કરીને તેઓ ઘરે આવ્યાં. નીલા કપડાં બદલાવવા માટે બેડરૂમમાં ગઈ. તે સોફા ઉપર બેઠો. કોટના ગજવામાં અનાયાસે તેનો હાથ ગયો. હાથમાં ખરીદીનાં કૅશમેમો આવ્યાં. તેણે એક કૅશમેમો ખોલ્યો.

"એકસઠ રૂપિયા પંચાણું પૈસા...નીલા માટે સેન્ડલ...!" તેણે કૅશમેમો વાંચીને ફાડી નાંખ્યો.

"એકતાલીસ રૂપિયા પચાસ પૈસા...બે ટેરીન બ્લાઉઝ-પીસીસ... !" તેણે બીજો કૅશમેમો ફાડી નાંખ્યો.

"એકસો એકાણું રૂપિયા નેવું પૈસા ..ટેરીન સાડી નંગ એક...! આ પણ નીલા માટે...!"

તેણે ત્રીજા કૅશમેમોની સમચોરસ ગડી વાળી. વધારાના ભાગને કાળજીપૂર્વક ફાડી નાંખ્યો. પછીથી તેણે સમચોરસ કૅશમેમોની હોડી બનાવી. હોડીને જમણા હાથની હથેલીમાં રાખીને તે જોવા લાગ્યો. જોતાં જોતાં એક પ્રશ્ન ઉદ્ભવ્યો. સાડી, સેન્ડલ અને બ્લાઉઝ-પીસીસ નીલા માટે...! આ કાગળની હોડી કોના માટે...? ઉત્તર...ઉત્તર...ઉત્તર...! હૈયે છે પણ હોઠે આવતો નથી. તે નિરુત્તર રહ્યો. પ્રશ્નાર્થચિહ્ન ઉત્તરોત્તર વિકાસ પામતું ગયું. ઓરડામાં માય નહીં આંખમાં સમાય નહીં પ્રશ્નનું વિરાટ સ્વરૂપ જોઈને તેણે વામનતા અનુભવી. પ્રશ્નથી બચવા તેણે નજરને બાજુની દીવાલ પ્રતિ ફેરવી. દીવાલે લટકાવેલા શ્રીજીબાવાના ફોટા ઉપર તેની નજર સ્થિર થઈ.

"પ્રભુ...પ્રભુ...પ્રભુ...!"

અસંખ્ય ગુનાઓની માફી ચાહતો હોય તેમ તેણે શ્રીજીબાવાની છબિ સામે શિર નમાવ્યું. ચરણસ્પર્શની ઇચ્છા સળવળે એ પહેલાં હાથમાં પાયજામો લઈને નીલા પ્રવેશી. તે એકદમ સભાન થઈ ગયો.

"સુનિલ ..., લે તારો પાયજામો. જા..., કપડાં બદલી લે."

"મૂક..., જાઉં છું". સુનિલે ધીમેથી કહ્યું.

"આ શું માંડ્યું છે ? આ કાગળની હોડી ! કાગળિયાંના કટકા...! નાના છોકરાની જેમ રમત કરે છે ! કોઈ જુવે તો કેવું લાગે ?" સુનિલના હાથમાં હોડી જોઈને નવાઈ પામતાં નીલા બોલી.

"કેમ, કેવું લાગે ?"

"સિટી એન્જિનિયર કાગળની હોડીઓ બનાવે તે કેવું લાગે ! તારી જાતને પૂછ ને...!"

"પૂછતો જ હતો ત્યાં તું આવી..."

"શું પૂછતો હતો ?"

"કાગળની હોડીથી દરિયો તરાય...?"

નીલા ખડખડાટ હસી પડી. તેણે હસતાં હસતાં સુનિલના હાથમાંથી હોડી આંચકી લીધી. ફર્શ ઉપર વેરાયેલાં કાગળિયાં એકઠાં કર્યાં. હોડી અને કાગળિયાંનો ડૂચો વાળીને બહાર નાંખી આવી. બારણું બંધ કર્યું.

"ચા બનાવું ત્યાં સુધીમાં કપડાં બદલાવી લે." રસોડામાં જતાં જતાં તે બોલી. જમણા હાથની ખાલી હથેલીને સુનિલ તાકી રહ્યો

"ભાગ્યરેખા...! કેવી સ્પષ્ટ અને સુરેખ ! મણિબંધથી ગુરુના પહાડ સુધી .સમૃદ્ધિનું નિશાન. સમૃદ્ધ માણસનું મૂલ્ય સમાજમાં બહુ મોટું હોય છે. મૂલ્ય... મૂલ્ય ..મૂલ્ય...! આર્થિક મૂલ્ય...! નૈતિક મૂલ્ય...!

ચરિત્ર્ય મૂલ્ય...! કોણે બનાવ્યાં છે આ મૂલ્યો? માણસને કયા મૂલ્યથી મૂલવવો? માણસને કઈ ફૂટપટ્ટીથી માપવો?"

સુનિલની ખાલી હથેલીમાં સંઘર્ષ ઊભરાયો.

"મૂલ્ય માણસસાપેક્ષ છે? માણસ મૂલ્ય-સાપેક્ષ છે? બધુંય ધુંધળું છે. કશુંય સ્પષ્ટ અને સુરેખ નથી. અંધકાર...અંધકાર...અંધકાર ...! ચારે તરફ અંધકાર...!"

તેણે શ્વાસ લેવામાં તકલીફ અનુભવી. તે ઊભો થઈ ગયો. તેણે નેકટાઈ છોડી નાંખી. કોટ ઉતારીને બાજુએ મૂક્યો. હળવો થઈને પાછો સોફા ઉપર બેઠો.

"ખાલી ખાલી દુઃખી થવાની શી જરૂર? દુઃખના દિવસો ગયા. સુખ સામેથી આવતું હોય ત્યારે મોઢું ધોવા જવાની શી જરૂર? સુખ...... સુખ...સુખ...! સુખ સંપત્તિ આધારિત છે? ના...ના...! લોકો કહે છે કે પિતા એક સાદા સીધા શિક્ષક હતા. બિચારા..., નાની વયમાં ગુજરી ગયા. મા કેવી સ્વમાની! ઘર વેચ્યું, ઘરેણાં વેચ્યાં અને જાતમહેનતના પરસેવાથી સુનિલને પાંચમાં પુછાય એવો માણસ બનાવ્યો. માના મુખ ઉપર અનહદ આનંદ. સ્વપ્નું સાકાર થયાનો આનંદ...! બીજમાંથી વૃક્ષ ઉછેર્યાનો આનંદ...! હજાર હજાર પ્રણામ. લાખ લાખ સલામ માના પરિશ્રમને. પણ મા..., સુનિલને હવે સડો લાગ્યો છે. એનાં મૂળ ખવાઈ ગયાં છે. પૈસા માટેની લડાઈમાં તારા સિપાઈએ શરણાગતિ સ્વીકારી છે. મા..., એમ નિરાશ ન થા. હવે હું અણહક્કનો પૈસો નહીં લઉં. હું વચન આપું છું. વિશ્વાસ રાખ. તારી શ્રદ્ધા એળે નહીં જાય. મા...મા..., હું તારો સુ..નિ..લ..!"

"સુનિલ...! સુ...નિ...લ...!" નીલાએ રસોડામાંથી બૂમ પાડી.

"શું...છે...?" વિચારતંદ્રામાંથી જાગી જઈને સુનિલે કહ્યું.

"ચા થઈ ગઈ છે. ચાલ, પી લે."

"નથી પીવી."

"કેમ, શું થયું? કહેતો હોય તો ત્યાં લાવું."

"સારું, લાવ."

નીલા ટ્રેમાં બે કપ ચા લઈને આવી. ટ્રે ટીપોય ઉપર મૂકી. તે સુનિલ સાથે સોફા ઉપર બેઠી.

"ક્યારનો બેઠો બેઠો શું કરે છે? હજી કપડાં પણ બદલાવ્યાં નથી!"

"હમણાં બદલીશ, શી ઉતાવળ છે?"

"અરે......, તમે કેવા ભૂલકણા માણસ છો! બિચારાં બકુલ અને કેતકી રાહ જોઈને થાકી ગયાં હશે? સ્કુલ ક્યારનીય છૂટી ગઈ હશે!!" નીલાએ ઝડપથી સુનિલનું ડાબું કાંડું હાથમાં લીધું અને રિસ્ટવૉચમાં સમય જોવા લાગી.

"કેટલા વાગ્યા?"

"પાંચ ચાલીસ. ચા પીવામાં કમ્પની નહીં આપી શકાય. સૉરી......, તું બેસ. હું જ બાળકોને લઈ આવું છું. કારની ચાવી ક્યાં મૂકી છે?"

"કોટમાં."

નીલાએ સુનિલના કપને રકાબીથી ઢાંક્યો. બીજો કપ હાથમાં લઈને તેણે ઝડપથી ચા પી લીધી. સુનિલના કોટના ગજવામાંથી કારની ચાવી કાઢી. ઊભી થઈને બારણા તરફ વળી.

"કપડાં બદલાવીને તું ચા પી લેજે. હું બાળકોને લઈને આવું છું. પાછા વળતાં 'એસ્કવા-યર'માંથી તારો નવો સૂટ લેતી આવીશ. રાત્રે મિ. શ્રોફ આઈ મીન કેકીને ત્યાં ડિનરમાં જવાનું છે. યાદ છે ને......?"

"હા."

"ઓ કે ....., જાઉં છું" નીલા ત્વરાથી બારણું ખોલીને બહાર નીકળી. જતાં જતાં બારણું બંધ કરતી ગઈ.

એકલો સુનિલ ને એકલો ઓરડો. ઓરડે ઊભરાયું એકાંત. સુનિલે ઓરડાના એકાંતનો આકાર પામવા પ્રયત્ન કર્યો. એકાંત નિરાકાર હોવાની તેને પ્રતીતિ થઈ. તેણે નિષ્ફળ પ્રયત્નો કરવાનું માંડી વાળ્યું. તે રિલેક્સ થવા સોફા ઉપર આડો પડયો. એકાંતમાં એક પડછાયો ઊગ્યો. સુનિલને અચરજ થયું. તે સોફા ઉપર બેઠો થઈ ગયો.

"પ......ડ......છા......યો......! કોનો હશે આ પડછાયો...... ?"

સુનિલે ઓરડામાં ચારે તરફ નજર ફેરવી. ભયની કંપારી તેના શરીરમાથી પસાર થઈને એકાંતમાં ભળી ગઈ. તેણે હિંમત એકઠી કરીને પડછાયા સામે જોયું.

"અરે......,આ તો પેલો શ્રોફ......! જ્યાં જુવો ત્યાં શ્રોફ......! સ્કુલ, કૉલેજ ને સ્ટેટ્સમાં શ્રોફ . ...! સાલ્લો ઑબ્નિપ્રેઝન્ટ છે. હી ફૉલોઝ લાઈક એ શેડો. બૅસ્ટર્ડ......, લેટ મી લિવ અલોન......"

પડછાયો લંબાયો. પડછાયો હસતો હસતો સુનિલની સમીપે ગયો. સુનિલ ગભરાઈને સોફાના ખૂણામા ભરાયો. પડછાયો તેની સાથે સોફા ઉપર ગોઠવાયો.

" ...નિલ, બેટમજી યાદ કર. મારા બાવા ન હોય તો તને સ્ટેટ્સ જવાની પ્રેરણા કોણ આપત ? મારા બાવા ન હોત તો તને કૉર્પોરેશનનો સિટી એન્જિનિયર કોણ બનાવત ? અને હું ન હોત તો ......, તને લખપતિ કોણ બનાવત ? શરમાતો નથી મને ગાળ આપતાં .., સાલ્લા નિમકહરામ...?"

"સૉરી કેકી, મને માફ કર. આવેશમાં હું ભાન ભૂલી ગયો હતો. તું ખરેખર સાચો મિત્ર છે. તારી કમ્પની મને ખૂબ ગમે છે. પણ......"

પડછાયો સુનિલની સોડમાં ભરાયો. પડછાયાએ સુનિલ સાથે હસ્તધૂનન કર્યું, પડછાયાએ સુનિલની પીઠ ઉપર પ્રેમપૂર્વક હાથ પ્રસાર્યો.

"નિલ, તું પણ મને ખૂબ ગમે છે. પણ ઉપકારના બદલામાં તું ગાળ આપે છે એ અસહ્ય છે."

"શાના ઉપકાર......? ખોટો ખોટો દંભ કરવો છોડી દે. તારાં ટેન્ડરો મેં પાસ કર્યાં છે. કૉન્ટ્રેક્ટની એક પણ શરત તેં પાળી નથી. ડિઝાઈન પ્રમાણે એક પણ પ્રોજેક્ટ તે પૂરો કર્યો નથી. છતાં તારાં કરોડોનાં બિલ મેં મંજૂર કર્યાં છે. હું ન હોત તો તારી કંપની ક્યારનીય ફડચામાં ચાલી ગઈ હોત .....બોલ કેકી ....., ઉપકાર કોનો ..? તારો ..કે ..મારો.. ?"

"મારો...મારો...મારો...! મૂળ વગરનું વૃક્ષ છાંયડો કેવી રીતે આપી શકે ! માણસની કિંમત હું જાણું છું. તારી જગાએ બીજો કોઈપણ સિટી એન્જિનિયર હોત તો મારું કામ ખૂબ સસ્તામા પતી જાત પણ તું મિત્ર છે એટલે પૈસા સિવાય પણ બીજી અનેક રીતે મારે ઘસાવું પડે છે...,ખેર . !"

"બીજી કઈ રીતે ..?"

"સાંભળવું જ છે......" પડછાયો સોફામાં ટટ્ટાર થયો.

"હા."

"તું મિત્ર-પત્ની સાથે શરીરસંબંધ ઝંખે છે."

"...કેટી ભાભીની વાત કરે છે ! હલકટ ..!"

"આપણે જ આપણો ન્યાય કરવા ન બેસીએ તો સારું......"

"એટલે......, તું કહેવા શું માગે છે?"

"મને મૂરખ સમજે છે? આંખ આડા કાન કરું છું એનો અર્થ એ નથી કે હું બુદ્ધુ છું. તું કેટીના પ્રેમમાં ગળાબૂડ છે."

"સત્ય નહીં જાણનાર કેવળ આક્ષેપોમાં રાચે છે. હું નહીં પણ કેટી મને પ્રેમ કરે છે. કેમ ? ખબર છે તને ?"

"આનો પણ જવાબ જોઈએ છે ?"

"હા."

"તું માને છે કે એને બાળકો જોઈએ છે તે નિઃસંતાન છે !" પડછાયાએ ખડખડાટ હાસ્ય વેર્યું.

"ઇડિયટ..., હસે છે શું ? તું પૈસાને પરમેશ્વર માની બેઠો છે. પણ કેટી બાળકની અપેક્ષામાં અર્ધપાગલ બની પરપુરુષોની પૂંઠેપૂંઠે પતંગિયાની જેમ રખડે છે......!"

"ગમાર......, એ તો અમારી બિઝનેસ ટેક્ટિક્સ છે." પડછાએ મુક્ત હાસ્ય વેર્યું.

"હેં....!"

"ચાલ......, જવા દે. નકામી વાતો કરવાનો સમય નથી. ભૂતકાળ વાગોળવામાં મને રસ નથી. હું કામ પતાવવામાં માનું છું. બોલ, મારા પેલા પેન્ડિંગ બિલનું શું કરવું છે ?"

"કયું બિલ ?"

"એક કરોડ વીસ લાખનું. સાબરમતી ઓવર બ્રિજનું. શું ટર્મ્સ છે તારી ?"

"મારી ટર્મ્સ...! પહેલાં એ કહે કે તેં કોન્ટ્રેક્ટની એક પણ ટર્મ્સ આજદિન સુધી પાળી છે ?"

"લેટ યોર કોન્ટ્રેક્ટ ગો ટુ હેલ. મને પૈસા સિવાયની કોઈપણ ટર્મ્સ પાળવાનો સમય નથી."

"ઓવર બ્રિજનું બાંધકામ ખૂબ નબળું છે."

"એટલે..." પડછાયો આવેશમાં આવીને ધ્રૂજવા લાગ્યો.

"હું બિલ મંજૂર નહીં કરું. રૉ-મટિરિયલ્સ ખૂબ હલકો વાપર્યો છે. ડિઝાઈનનાં કોઈ ઠેકાણાં નથી. તારું કામ એકદમ સબ-સ્ટાન્ડર્ડ છે. જાહેર નાણાંનું દાન કરવાનો મને કોઈ અધિકાર નથી. હું સ્ટેંડિંગ કમિટીને રિપોર્ટ કરીશ પછી તું જાણે ને કમિટિ જાણે."

"સારું ., કમિટીમાં પણ માણસો હોય છે ભગવાન નહીં. દરેક માણસને એક બાજુ પેટ હોય છે મને માણસોનાં પેટ ભરતાં આવડે છે. જોઉં છું કે મારા બિલનું પેમેન્ટ કોણ રોકે છે ?"

ક્રોધાવેશમાં ધ્રૂજતો ધ્રૂજતો પડછાયો સાંજના ઝાંખા અંધારામાં અદૃશ્ય થઈ ગયો. સુનિલના શરીરે પરસેવો વળી ગયો. તેના પગે ખાલી ચઢી ગઈ. તેનુ મસ્તક ભમવા લાગ્યું. તોય મન મક્કમ કરીને તે ઊભો થયો હળવે હાથે સ્વીચ ઓન કરી. ઓરડામાં પ્રકાશ પથરાયો. ઊભા ઊભા તેણે ઓરડામાં ચારે તરફ નજર ફેરવી. દીવાલ પર લટકી રહેલી શ્રીજી-બાવાની છબિ તેની નજરે પડી. તેનામાં હિંમતનો સંચાર થયો. તેણે ભય દૂર કર્યો તે શાંત થયો સોફા ઉપર બેઠો. એટલામાં ડોર-બેલની ઘંટડી વાગી સુનિલે ઊભા થઈને બારણું ખોલ્યું. બકુલ, કેતકી અને નીલાએ પ્રવેશ કર્યો.

"સોરી.. , તમારો સૂટ તૈયાર નથી થયો. બે ત્રણ દિવસ લાગશે" નીલાએ કહ્યું

"સારું, શી ઉતાવળ છે ?"

"કંઈ નહીં..., 'સફારી' પહેરજો. કેકીને ત્યાં કેટલા વાગે જઈશું ? અમને તૈયાર થવાની સમજ પડે ને...!"

"પ...પ્પા... કેકી અંકલ બહુ સારા છે. મને કેટલી બધી સ્વીટ્સ આપે છે." કેતકીએ આનંદમાં આવીને કહ્યું.

"જા...જા... મને કેટી આન્ટી બહુ ગમે છે. મારા માટે કેટલાં બધાં ટોઈઝ લાવે છે." બકુલે ઉત્સાહમાં આવીને કહ્યું.

સુનિલ ક્ષણેક મૂંઝાયો નીલા, બકુલ...કેતકી ...લાગણીઓ...લાગણીઓ...વજ્રાઘાત ..ના...ના... નિર્ણય...અફર નિર્ણય ..માના ચહેરા ઉપર આનંદ ...શ્રીજી બાવાના મૂગા આશીર્વાદ ..નીલા...બકુલ... કેતકી...નિર્ણય...નિર્ણય .. નિર્ણય ..અનિર્ણયની સરહદે વરસોથી અટવાતા સૈનિકે નિર્ણયની સરહદમાં પ્રવેશ કર્યો. સુનિલના ચહેરા ઉપર વિજયસ્મિત રેલાયું.

"બકુ બેટા, કેતુ બેટા...આમ આવો." સુનિલે બાળકોને પાસે બોલાવ્યાં.

"શું છે પપ્પા ?"

"બેસો."

બકુલ અને કેતકી સુનિલ સાથે સોફા ઉપર બેઠાં. સુનિલે બેઉ બાળકોના માથે પ્રેમપૂર્વક હાથ ફેરવ્યો.

"કેમ..., કંઈ બહુ હેત ઊભરાયું છે ?" નીલાએ વ્યંગમાં કહ્યું.

"મારે એક અગત્યનો રિપોર્ટ તૈયાર કરવાનો છે. કાલે સવારે મેયરને આપી દેવાનો છે. મારાથી કેકીની ડિનર પાર્ટીમાં નહીં અવાય. હું ખૂબ જ દિલગીર છું." સુનિલે હસતાં હસતાં વાત કરી.

નીલા, બકુલ અને કેતકી એકબીજાના ચહેરા જોવા લાગ્યા. સુનિલ શાંતિથી ઊભો થયો. પળવાર તે શ્રીજી બાવાની છબિ સામે જોઈ રહ્યો. પછીથી પાયજામો લઈને કપડાં બદલવા માટે ઝડપથી બેડ-રૂમમાં ચાલ્યો ગયો.

•




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ —સં.]

૧૫૪. અબ્દુલકરીમ શેખ
'કાશાના' કાગદીવાડ
કોચરબ
અમદાવાદ-૩૮૦૦૦૭

૧૫૫. કુન્દનિકા કાપડીઆ
આનંદ કો. ઑપ. હા. સોસાયટી લિ.
સી/૨૨૨ - ૧૭ જુહુ લેન
અંધેરી (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૫૮

૧૫૬. દિનેશ કોઠારી
જે ૧૦, સાગર ફ્લેટ્સ
નારાયણનગર રોડ
અમદાવાદ-૩૮૦૦૦૭

૧૫૭ મૂળશંકર મો. ભટ્ટ
દીપક હાઉસિંગ સોસાયટી
પ્લોટ નં. ૧૫૫૮/૧
થીઓસોફિકલ લૉજ પાછળ
ભાવનગર-૩૬૪૦૦૨

૧૫૮. યશવંત દોશી
૫૩, શેલિંગ હિલ્સ સોસાયટી
A/6/13 જીવન વીમા નગર
બોરીવલી (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૯૨

# મુલાકાત

## મુલાકાત લેનાર : ધનરાજ માળવી

**∗ 'તમે ક્યારથી લખવાનું શરૂ કર્યું' ?'**

'૧૯૪૭ ની સાલથી. પહેલું પુસ્તક કચ્છુ–બચ્છુ એ પુસ્તક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે બહાર પાડયું હતું. ત્યારબાદ એ જ સંસ્થાએ મારા પ્રારંભ કાળમાં 'બુદ્ધિ કોના બાપની ?' તથા 'ટાઢનું ઝાડ' બહાર પાડેલા છે. મારા પહેલા પુસ્તકને સારી સફળતા મળી. આજે છ આવૃત્તિ બાદ તેની નવી આવૃત્તિઓ ચાલુ છે. કચ્છુ–બચ્છુ હિન્દી–મરાઠીમાં પણ પ્રગટ થયેલું છે !

**∗ 'લેખન સ્વયંપ્રેરિત હતું કે પરિશ્રમથી લેખક બની શકાયું ?'**

'અભ્યાસ એટલો ન જ કહી શકાય પણ જાતજાતની યુક્તિથી લખવાનો કીમિયો ખરો. શરૂઆત એવી રીતે વિચારેલી કે બે બાળ–પહેલવાન, બે લાંબાં, બે જાડિયાં, બે બટકાં એવાં પાત્રોની વાર્તા લખવી. એ બધી લખી પણ ખરી. પણ બે બાળ–પહેલવાન કચ્છુ–બચ્છુએ બીજાઓને મારી હઠાવ્યા. બે લાંબા માનવીઓ ઊથલો–પુથલોની પણ ત્યારે બે આવૃત્તિ થઈ હતી. લેખક થવા માટે સમય તથા સંજોગોનો લાભ મને મળેલો કહી શકાય. ત્યારે લેખકો ઓછા હતા, ઓછા થતા જતા હતા. જે કંઈ લખતો એ બધું છપાયે જતું એથી પ્રેરણા મળી.'

**∗ 'ત્યારે લેખકોની આવક કેવી ?'**

'મારે એ બાબતમાં ઊંધું થયું છે. હું તાર ઑફિસમાં કામ કરતો હતો. ૧૯૫૦થી ૧૯૬૦ દરમિયાન મારો તાર ઘરનો પગાર ૧૫૦ જેટલો માંડ હતો પણ દર મહિને હું લેખનમાંથી જ ૫૦૦ કમાઈ લેતો. કારણ કે જેઠાલાલ સોમૈયા જેવા પ્રકાશક મળ્યા હતા. તેઓ પ્રેમકથા, મનોરંજન છૂપી–પોલીસ, મોસમ અને બીજાં માસિકો–પાક્ષિક પ્રગટ કરતાં. પુસ્તકો ય ખરાં. ત્યારે મને લખવા પાનાનો રૂપિયો મળતો પણ તેમ છતાં ૫૦૦ પા હું સહેજે લખી નાખતો, જો કે એ આવક અ પ્રલોભનથી જ હું તારઘર છોડવા લલચાયો અ તારઘર છોડયા બાદ કલમજીવી જીવન જીવવા પરિશ્રમ પણ પડયો.'

**∗ 'તમને સહુથી વધારે રૉયલ્ટી ક પુસ્તકની મળી છે ? અને સહુથી ઓછી'**

'કચ્છુ–બચ્છુના ત્યારે ૨૫ રૂપિયા મળેલા ૮૦ પાનાંની ચોપડી. 'બુદ્ધિ કોના બાપની'ના ૧૦૦/ મળ્યા હતા. ટાઢનું ઝાડના ૧૫૦ મળેલા હજી ન આવૃત્તિ વખતે તેના અડધા મળે છે. એટલે કચ્છુ–બચ્છુના રૂ. ૧૨–૫૦, 'બુદ્ધિ'ના ૫૦ તથ 'ટાઢ'ના ૭૫. સહુથી વધુ રૉયલ્ટી હિન્દી લદ્દાખ–કે વીરની મળી છે, મળતી રહે છે. ચીનની લડા વખતનું એ પુસ્તક દરેક રીતે લોકપ્રિય થયું. ગુજરાત સરકારનું પહેલું ઇનામ મળ્યું. હિન્દીમાં તે કેન્ સરકારે બહાર પાડયું. મુંબઈથી વોરા બ્રધર્સે 'જિં કિં–વા મરૂ' એ નામે એનું મરાઠી રૂપ બહા પાડયું. ગુજરાતીમાં એ પુસ્તકના મને માત્ર ૧૫ મળ્યા હતા હિન્દીમાં ત્રણેક હજાર મળી ચૂક્યા છે હજી મળ્યે જાય છે. મરાઠીની એક જ આવૃત્તિ થઈ છે

**∗ 'તમે નવલકથાઓ વધુ લખી છે બાળસાહિત્ય ?'**

'બાળસાહિત્ય વધુ લખાયું. કેમ કે 'ઝગમગ' જેવા સાપ્તાહિકમાં કામ મળ્યું હતું, દર અંકે ત્રણે મેટર લખવાની રહેતી. દશેક વર્ષ નિયમિત રૂ

ખેડાણ થતા એ રાન વધુ જાતો જો કે સાથે જ તે જ વખતે 'લોક-સમાચાર' અને 'ચિત્રલોક'માં ય કામ કરતો હતો એટલે નવલકથા કંઈ ઓછી તો નથી જ લખી'

* 'પણ પછી તો બાળ-સાહિત્યનો સિક્કો જ તમારી પર વાગી ગયો ને?'

એ સિક્કો કોણે માર્યો તેની ખબર નથી બાકી ભગતભાઈએ લોકપ્રિય પ્રકાશન શરૂ કર્યું ત્યારે માછીના આંસુ ૧-૨, હૈયુ શોધે હૂફ, વીંધાયેલુ પંખી જેવી ત્રણ નવલ બહાર પાડી હતી જેમાં 'માછીના આંસુ એક હજાર પાના જેટલી હતી એ જ રખને એક હજાર પાનાની ચાર નવલની યોજના હતી 'માછીના આંસુ' બાદ મગરના આંસુ મોરના આંસુ, માનવીના આંસુ જેવા ચાર પ્લોટ તૈયાર હતા પણ કાગળો એટલા મોંઘા થઈ ગયા કે ભગતભાઈએ સૂચના આપી હતી 'હવે હજાર પાના નહિ હવે ૩૦૦-૬૦૦ પાનાં જેટલી જ કૃતિઓ તૈયાર કરજો નવલથાઓ તો છેલ્લા ત્રણેક મહિનામાં નવી બહાર પડી છે આદર્શ પુસ્તક ભંડાર દ્વારા બહાર પડેલી એ નવલકૃતિઓના નામ છે કારાગાર, લાગણીનું કોરું આકાશ, આકાશ-ચક્ષુ'

* 'બાળસાહિત્યની કઈ કૃતિઓ તમને વધુ ગમે છે?'

'બાળકો કરતાં જેને બાળ-કિશોર સાહિત્ય કહી શકાય એવુ મેં વધારે લખ્યુ છે જેમ કે હરક્યુલીસ ગ્રંથમાળા (૭ પુ), પરાક્રમ ગ્રંથમાળા (૭ પુ), વૈજ્ઞાનિક સાહસકથામાળા (૫ પુ) અણુરાક્ષસ ગ્રંથમાળા (૭ પુ), મેઘમનુષ્ય ગ્રંથમાળા (૭ પુ), સાહસિક હાસ્યકથામાળા (૬ પુ), અદ્ભુત કથામાળા (૬ પુ) આ તમામ પુસ્તકો પાકા હતા ૭થી ૧૦ ફોર્મ્સ ના હતા તે ઉપરાંત નવો મિરખન ગ્રંથમાળા (૧૦ પુ) મનોરંજન ગ્રંથમાળા (૧૦ પુ), અનાવલ ગ્રંથમાળા (૭ પુ), એમાં ખરા પણ એ ય બધા બાળક અને કિશોરની મધ્ય વયના બાળકો માટે જ મહીશ એમાંના તમામ સેટ્સ અપ્રાપ્ય છે એ પુસ્તકો ફરી છપાય તો એથી ગુજરાતી બાળ કિશોર સાહિત્ય જ સમૃદ્ધ થઈ શકે છે પણ પ્રકાશક તે છાપતા નથી અને મારે શોધવુ પડે છે'

* 'તમારો મુખ્ય રસ સાહસ-પરાક્રમનો જ રહ્યો છે, ખરું ને?'

'ખરુ, પણ સાહસ સાથે હાસ્ય અને મસ્તી મને ગમ્યા છે નારદજી નવી દુનિયામાં (૬ પુ) સેટ વાંચો તો તમે હસ્યા વગર ન રહી શકો હરક્યુલીસ અને યંત્રમાનવના પરાક્રમોમાં ય હાસ્ય ખરુ કોયડામલ જેવુ એક સાહસિક પાત્ર તો હસાવતુ હસાવતુ જ સાહસો પાર પાડે છે'

* 'મિયાં ફુસકી, બકોર પટેલ જેવા તમે કોઈ અમર પાત્રો આપ્યા છે કે કેમ?'

'પાત્રો આપ્યા છે અમર તો તે ફરી ફરી છપાયા કરે તો જ શક્ય બને બાકી હરક્યુલીસ, અણુરાક્ષસ, યંત્રમાનવ કોયડામલ નારદજી નવી દુનિયામાં અમે તો ભાઈ રમતા રામ રાજન સજીવ કચ્છુ-મચ્છુ જેવા પાત્રોની ઘણી કથાઓ છે, સેટ્સ છે નવો મિરખન તો નવા જમાનામાં આવ્યાને નવીજ ધૂમ મચાવે છે વનિતા વિશ્રામ અમદાવાદની બાળાઓની ખાસ ફરમાઈશથી ટારઝન-કિશોરી જેવું કિશોરી-ટારઝનનુ પાત્ર ઊભુ કરીને તેનીય કથાઓ લખી છે'

* 'પ્રકાશક તરીકેના તમારા અનુભવો કેવા છે?'

'ભારે મૂડી રોકાણનો ધંધો છે મે છૂટક છૂટક કરીને પચાસેક પુસ્તકો છાપ્યા છે વાર્તાઓ કહીને, પ્રદર્શન કરીને એ પુસ્તકો હુ વેચુ છુ

બીજા કોઈ કરતાં મારી પુસ્તકો વેચવાની શક્તિ વધારે છે. પણ પુસ્તક-પ્રકાશન માટે જુદું મૂડી-રોકાણ ન હોવાથી એ રકમ દૈનિક જીવનમાં ઉપયોગમાં આવી જાય છે. નવા પુસ્તક વખતે ફરીથી રકમ ઊભી કરવાનો પ્રશ્ન ઊભો થાય છે જ. પણ મેં પુસ્તકો લખી લખીને નહિ, વેચી વેચીને મારું ઘર બનાવ્યું છે એમ કહું તો ખોટું નહિ. મારા મકાન-ફોલી હાઉસને હું ઇંટનું નહિ પણ પુસ્તકોનું મકાન કહું છું. એટલે કે એટલાં પુસ્તકો વેચ્યાં છે કે મકાન ઊભું થઈ શકે...'

**※ 'મકાનનું નામ ફોલી હાઉસ કેમ રાખ્યું ?'**

'મારી ચાર દીકરીઓનાં નામ જોલી, ડોલી, ભોલી, ફોલી જેવાં છે. ફોલી એટલે મૂર્ખામી. આ જમાનામાં ચાર દીકરીઓ હોવી, લેખકનો ધંધો કરવો, મકાન બનાવવાની હિંમત કરવી... બધી મૂર્ખામી જ કહો ને ! પણ એ ફોલીને અમે કોન્ક્રીટ સ્વરૂપ આપ્યું. મકાન બનીને જ રહ્યું એટલે એનું નામ ફોલી હાઉસ પાડયું'.

**※ 'તમારી સાથે તમારી દીકરીઓ પણ વાર્તા કહે છે...'**

'હા. વાર્તાકથન મેં ૧૯૭૧થી શરૂ કર્યું. ગુજરાત-સામાચારમાંથી છૂટા પડયા બાદ લખીને જીવવું મુશ્કેલ હતું. આપણે લખીએ, તંત્રી-પ્રકાશક છાપે, છપાયા બાદ તેના પૈસા મળે એ તો બહુ જ લાંબો વિધિ હતો. એ રીતે જીવાય તેમ હતું જ નહિ એટલે પ્રત્યક્ષ શાળાઓ, મહાશાળાઓ, સંસ્થાઓમાં જઈને વાર્તાઓ કહેવા માંડી. વાર્તા-કથનના પૈસા તરત જ મળી જતા હોવાથી જીવન જીવવામાં એ વધુ સરળ લાગ્યું...'

**※ 'આવકની રીતે વાર્તા-કથન સારું કે વાર્તા-લેખન ?'**

'લેખનની આવકમાં પરાધિનતા રહે છે. વિલંબ પણ ખરો જ. વાર્તા-કથનને એટલે જ વધુ વેગ આપ્યો છે. તરત દાન ને મહા પુણ્ય. રોકડિયો ધંધો છે. શરૂઆતમાં એમાંય કંઈ મળતું ન હતું. ત્રણેક વર્ષ ઝઝૂમવું પડયું. લેખક વ્યવસાયી ધોરણે વાર્તા કહે એ વાત જ નવી હતી. ધીરે ધીરે હું ય ઘડાયો. વાર્તાકથનમાં અવનવા પ્રયોગો કર્યા. અસરકારકતા અને સચોટતા ઉમેરી. દીકરીઓનું આકર્ષણ ઊભું કર્યું. આખું કુટુંબ વાર્તા કહીને જીવે એ પ્રયોગ અને પ્રયાસ જ નવો હતો. એટલે ઝાલ્યું. પછી તો આ બાળ-વર્ષ આવ્યું. આ બાળવર્ષમાં હું પાંચ લાખ બાળકોને વાર્તા કહી રહ્યો છું. કદાચ એ આંકથી આગળ નીકળી જવાય. તેમાંય નવેમ્બર-ડિસેમ્બર નજીક આવી રહ્યા હોવાથી હવે તો સારો ધસારો રહે છે. રોજ ચારેક જેટલી સ્કૂલો કવર થાય છે જ. શનિ-રવિ લાયન્સ, રોટરી, જેસીસ જેવી કલબો હોય છે.'

**※ 'વાર્તાકથનના તમે કેટલા કાર્યક્રમો આપ્યા અને બીજા લેખકો માટે વાર્તાકથન માટેનો સ્કોપ કેવો છે ?'**

'મેં ૭ વર્ષમાં ૭૦૦ જેટલા કાર્યક્રમો પાર પાડયા છે. કચ્છથી કલકત્તા અને દિલ્હીથી પૂના સુધી મેં બેસુમાર વાર્તાકથન કર્યું છે. વાર્તાકથન વાર્તાલેખન કરતાં જુદી કળા છે. મારી જાતને જ એમાં ઘણી મઠારી છે. બાળકોને માત્ર વાર્તા કહેવાની હોતી નથી, એમની સમક્ષ વાર્તા જીવવાની હોય છે. આપણે એમનામાં ભળી જઈને ખોવાઈ જઈએ તો જ તેમને વાર્તાપ્રવાહમાં રસતરબોળ બનાવી શકીએ. બીજું, જે વાર્તાઓ લેખનમાં સફળ થયેલી હોય છે

એ વાર્તાઓ પણ કથનમાં ક્યારેક ઉપયોગી થઈ પડતી નથી. કથનમાં તો ગતિ જોઈએ. ટેમ્પો ફાસ્ટ વહેવો જોઈએ. વાર્તાકથન ભલે કલાકનું હોય પણ તે એવું પ્રભાવશાળી હોવું જોઈએ કે બાળક એ વાર્તા કદી ભૂલે નહિ, કદી નહિ મેં મારા બાળ-કિશોર કાળમાં ગિજુભાઈ અને ચંદ્રવદન મહેતાને સાંભળ્યા છે. પછી ઝવેરચંદ મેઘાણી, રમણલાલ દેસાઈ, ધૂમકેતુ, આચાર્યને સાંભળ્યા છે. ધૂમકેતુ-આચાર્ય સાથે રહેવાનો ને કામ કરવાનો મોકો પણ મળ્યો છે. એ બધા અનુભવો અત્યારે કામમાં આવી રહ્યા છે. જો કે મેં મારી જ શૈલી ઊભી કરી છે. જે રીતે કાર્યક્રમો મળે છે તે પરથી કહી શકું કે લોકોને ઘેલું પણ લાગ્યું છે. તમે બીજા લેખકોની વાત કરી તે વિશે એટલું કહી શકું કે કથનશૈલી જેની પાસે છે તે જરૂર આવીને બાળરંગ દીપાવી શકે છે. લેખન પર આજે તો જીવી શકાય છે ઘણા લેખકો જીવે છે. તેમ છતાં પૂરક આવક માટે આ વ્યવસાય ખોટો નથી જ. આપણા વાચકો આપણને પ્રત્યક્ષ મળે એથી અરસપરસ ઘણો વિનિમય ગોઠવાય છે.'

*** 'લેખનક્ષેત્રે અત્યારે શી પ્રવૃત્તિ છે?'**

'બાલ સંદેશ-આરામમાં લખવાનું રહે છે. રમકડું'માં લખવાનું ગમે છે. દર શુક્રવારે 'સંદેશ'માં 'મહેક મળી ગઈ' કૉલમ પુરુરવા પંડિતને નામે લખાતી રહે છે.'

***'એ કૉલમ તમે લખો છો?'**

'હા'

***'એ માટે તો તમને સંસ્કાર ઍવૉર્ડ પણ મળ્યો છે ને?'**

'હા પણ એ લખાતી કૉલમ માટેનો ઍવૉર્ડ હતો. પુસ્તક રૂપે છપાય તો મહેક એટલે કે સત્યકથાનાં પછી ૧૦ પુસ્તકો થઈ શકે તેમ છે.'

***'એ તમારી કૉલમ ખરેખર બહુ મઝાની છે. આશા રાખીએ કે કોઈક પ્રકાશકનું ધ્યાન એ તરફ ખેંચાય.'**

'પ્રકાશકનું ધ્યાન ખેંચાય એવું હું પણ ઇચ્છું છું કેમકે એ સત્યકથાઓ ભારે કરમકશભરેલી છે અને મેં ખૂબ ઝઝૂમીને તે તૈયાર કરી છે. જે લખાતી મહેક-માળાને ઍવૉર્ડ મળે અને તેને માટે પ્રકાશક ન મળે એવું કદાચ અહીં જ બનતું હશે'.

***'તમારા બાળસાહિત્યનું વિવેચન થયું છે કે નહિ?**

'આમ જોવા જઈએ તો આપણે ત્યાં બાળ સાહિત્યનું વિવેચન જ થતું નથી. કોઈને એની પરી નથી. અને જેને માથે પડે છે તે પોતાને સુલભ પ્રાપ્ય માહિતી પરથી એવો લેખ તૈયાર કરી નાખે છે. ગિજુભાઈ પોતાના જમાનામાં જે સર્જન કરી ગયા તે ખરું પણ ત્યારબાદ કંઈ થયું નથી એવું માન્યા કરવું યોગ્ય નથી. સંખ્યા વધુ થવાથી ગુણવત્તા ઘસાય છે એવું માનવાને ય કારણ નથી પણ વિવેચકોને લેખકની કૃતિઓની સંખ્યાની પણ ચોક્કસ ખબર નથી હોતી. ગયા અંકે 'ઉદ્‌ગાર'માં જ ડૉ. ચંદ્રકાંત મહેતાએ મારાં બાળપુસ્તકોની સંખ્યા ૯૦-૯૧ જેટલી ગણાવી છે. શ્રી ભગતભાઈ સાક્ષી છે કે એટલાં પુસ્તકો તો એકલા તેમણે જ બહાર પાડ્યાં છે. તે ઉપરાંત લક્ષ્મી, હરિહર, ઠક્કર, સુમન, રૂપાલી તથા મેં સ્વયં બહાર પાડેલાં પુસ્તકો જુદાં. એનો કોઈ અફસોસ નથી, ફરિયાદ પણ નથી હું તો કોઈપણ વિવેચકને પડકાર ફેંકું છું કે તેઓ મારા હરક્યુલીસ, અણુરાક્ષસ, મેઘધનુષ, નમનોદાર; પરાક્રમ, અદ્‌ભુત, અજાયબ, મધપૂડો, મનોરંજન, નવો સિરબલ, રંગીલા રાજા, વૈજ્ઞાનિક સાહસકથાઓ, સાહસિક હાસ્યકથાઓ, નારદજી નવી દુનિયામાં વગેરે તમામ સેટો વાંચે. મેં પ્રગટ કરેલાં ૬ લાઈનના જોડાક્ષર

વગેરનાં પુસ્તકો ઝાડનાં લાડ, સોટી વાગે ચમચમ, સોનેરી ચાની, ફૂલો પૂજે પથરાને વગેરે ઉપરાંત લડાખના લડવૈયા; જવાંમર્દ શાસ્ત્રી, હસતા જવાહર, હસતા ગાંધી...કેટલાં નામો ગણાવું? એ બધા વાંચે અને મૂલ્યાંકન કરે. હું મારી કૃતિઓને વફાદાર રહ્યો છું. યુદ્ધકથાઓ બાળસાહિત્યમાં એકલા મેં જ આપી છે એવો મારો દાવો છે. લડાખના લડવૈયા, જમ્મુ કાશ્મીરના જવાંમર્દ, સરહદના શૂરવીરો, યુદ્ધ એ જ કલ્યાણ વગેરે બનતા બનાવો સાથે પણ હું રહ્યો છું. અવકાશી ઉલ્કાપાત એનો નમૂનો છે રેલ વખતે રેલના રણબંકા જેવી રેલકથાઓ મેં જ આપી છે. શાસ્ત્રીજીના અવસાનના ત્રીજા દિવસે 'જવાંમર્દ શાસ્ત્રી' બહાર પડી હતી. પુસ્તક મેળવવા માટે લાઈન લાગે છે એ વાતની ખાતરી ફરનાન્ડીઝ પુલ પરના અશોક બુક ડીપો કરાવશે. 'જવાંમર્દ શાસ્ત્રી' ૧ની બીજી આવૃત્તિ માત્ર પાંચ દિવસમાં અને પંદર દિવસમાં જવાંમર્દ શાસ્ત્રી-૨ની બીજી આવૃત્તિ તથા આદર્શ નારી લલિતાદેવી વેચાઈ જાય, બધું મળીને પંદર હજાર નકલો, એની નોંધ પણ કોઈએ લેવી રહી. પુસ્તકો વેચાતાં નથી એવું જે પ્રકાશકો કે વિવેચકો કહેતા–માનતા હોય તેમને મારા વાર્તા–કાર્યક્રમોમાં અને ત્યાર બાદના પુસ્તક–પ્રદર્શનમાં હાજર રહેવાનું આમંત્રણ છે. પ્રત્યક્ષ તેઓ જોઈ શકશે કે બાળકમાં રસ જગાડ્યા પછી પુસ્તક કેટલા વેગથી વેચાય છે. ખરી વાત તો એ છે કે આપણે બાળકો માટે પુસ્તકો છાપતાં હોઈએ તો આપણે તેમની સમક્ષ જવું જોઈએ. તેમને અનુરૂપ, તેમને પોસાય તેવી કિંમતનાં પુસ્તકો તૈયાર કરવાં જોઈએ. બાળપુસ્તકો ન જાહેરાતથી વેચાય છે, ન પરિપત્રો મોકલવાથી. બાળપુસ્તકો મોંઘાં બનાવવાથી એ પુસ્તકો લાયબ્રેરીની શોભા વધારશે. બાકી બાળકો જ્યારે હોંશથી પોતાની ખિસ્સા–ખર્ચીમાંથી પુસ્તક ખરીદશે ત્યારે તે જરૂર વાંચશે જ, હોંશે હોંશે વાંચશે. વનરાજભાઈ! લેખક તરીકેની મારી ગુણવત્તા જ્યારે થશે ત્યારે ખરી પણ વાર્તાકથન તથા પુસ્તક વેચાણના ક્ષેત્રે મેં અપનાવેલી કારકિર્દીની નોંધ લેવાશે તો ઘણા લેખકોને પ્રેરણા મળશે એમ મારું માનવું છે. નાનાં પુસ્તકો છાપી તેને લોકપ્રિય બનાવવાની મને હોંશ રહી છે. મારા બાળમિત્રોએ મને એમાં સીધો સહકાર પણ આપ્યો છે. લેખકો મોટે ભાગે પ્રકાશકો વિષેની ફરિયાદો કરતા રહે છે પણ પ્રકાશકોના સાથ–સહકાર અને ઉપકાર વગર પણ લેખકીય જીવન જીવી શકાય છે એ મેં છેલ્લા ૭ વર્ષમાં અનુભવ્યું છે. અલબત્ત પ્રકાશકની મહેર ઊતરે તો તો ધન્ય બની જવાય. એમના જેટલો મૂડી જુસ્સો આપણી પાસે ક્યાંથી હોય? તેમ છતાં સ્વાશ્રયી સ્વમાની, વ્યક્તિગત જીવન જીવવાની હોંશ હોય તેને નિરાશ થવાની જરૂર નથી. શરૂઆતમાં શ્રમ પડશે દરેક કાર્ય જાતે કરવું પડશે પણ...એનાં આનંદ અને કીર્તિય અનેરાં છે...'

***'મને લાગે છે હરીશભાઈ, તમારી પાસેથી ઘણું જાણવા મળી શકે તેમ છે પણ હવે વધુ કદીક બીજી વાર...'**

'ત્રણ દાયકાની લેખન–કથા છે એટલે વિસ્તાર તો થવાનો જ પણ તમે કહો છો તેમ જરૂર ફરી બીજી બેઠક રાખીશું, તમારી ધીરજ હશે તો! અને એકલા વાર્તાકથનના પ્રયોગો અને અનુભવો ઉપર પણ એટલું બધું સાહિત્ય સર્જી શકાય કે...પણ... તમે કહો છો તેમ બીજી વાર...'

સંદર્ભ

# "સરસ્વતીચંદ્ર" સંદર્ભસૂચિ

સંપા. પ્રકાશ વેગડ

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીકૃત સરસ્વતીચંદ્ર વિષયક વિવેચન સાહિત્યની આ સંદર્ભસૂચિ નીચે પ્રમાણે બે વિભાગોમા વહેંચી છે :

ક વિવેચનગ્રંથો

ખ. વિવેચનલેખો.

**નોંધ :** ખ વિભાગના લેખને અંતે આપેલો ક્રમાંક ક વિભાગમા જે ગ્રંથ સાથે એનો સંબંધ છે એ ગ્રંથનો નિર્દેશ કરે છે

**ક. વિવેચનગ્રંથો :**

૧. કવિ, ન્હાનાલાલ દલપતરામ જગત્ કાદમ્બરીએ માં સરસ્વતીચંદ્રનું સ્થાન. ૧૯૩૩, પૃ ૬૦

૨ ગોવર્ધનરામ શતાબ્દી મહોત્સવ સમિતિ, નડિયાદ ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ. ૧૯૫૫

૩ જાની રમેશ. સરસ્વતીચંદ્ર એક અભ્યાસ ૧૯૫૩, પૃ. ૯૮.

૪. જોશી, રમણલાલ જેઠાલાલ ગોવર્ધનરામ એક અધ્યયન બીજી આવૃત્તિ મુંબઈ, એન. એમ. ત્રિપાઠી, ૧૯૭૮, પૃ. ૪૯૪. પ્ર. આ. ૧૯૬૩.

૫. ઝવેરી, મનસુખલાલ ગોવર્ધનરામ [૬ વિવેચન લેખો] ૧૯૦૭, પૃ. ૧૦૦.

૬. ઠાકોર, બળવંતરાય કલ્યાણરાય. સરસ્વતીચંદ્રમાં વસ્તુની ફૂલગૂંથણી અમદાવાદ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ૧૯૨૩, પૃ. ૪+૪૪

૭. ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ર ગોવર્ધનરામ : ચિન્તક ને સર્જક ૧૯૬૨, પૃ. ૧૭૪

૮. પરીખ, રસિકલાલ છો સરસ્વતીચંદ્રનો મહિમા —તેની પાત્રસૃષ્ટિમા અમદાવાદ, ગુજરાત વિદ્યાસભા, ૧૯૭૬, પૃ ૨૩+૩૦૦. યશવંત શુક્લ કૃત પુરોવચન 'સરસ્વતીચંદ્રનો મહિમા'નો મહિમા, પૃ ૭-૧૯.

૯. પંડયા, ઉપેન્દ્ર ૭ સંપા. ગોવર્ધન શતાબ્દી ગ્રંથ ૧૯૫૫, પૃ. ૬૦૨.

૧૦. પંડયા, રામચંદ્ર. ગોવર્ધનરામ અને સરસ્વતી ચંદ્ર. અમદાવાદ, ગુર્જર, ૧૯૬૯, પૃ ૩૮૬

૧૧. વૈદ્ય, વિશ્વનાથ પ્રભુરામ. સરસ્વતીચંદ્રનું અવલોકન. મુંબઈ, કે. એન. સેલર પ્રેસ, ૧૯૩૧, પૃ ૬૬.

૧૨. શતાબ્દી મહોત્સવ સમિતિ, નડિયાદ નડિયાદની સાક્ષર ત્રિપુટીની સ્મૃતિમાં (વ્યાખ્યાનો) ૧૯૬૭

**ખ. વિવેચનલેખો :**

અજ્ઞાત સ્ત્રીઓના હક વિશે 'ગુણસુંદરી'ના વિચારો બુદ્ધિપ્રકાશ, એપ્રિલ ૧૯૧૧, ૧૦૩-૧૦૪.

— સરસ્વતીચંદ્ર ભાગ ત્રીજાની નિવાપાંજલિ સમાલોચક, ૫-૧, જાન્યુ. ૧૯૦૦, ૩૯-૪૨.

—સરસ્વતીચંદ્રની આવૃત્તિઓ અને વેંચાણનો આંક. સંસ્કૃતિ, સપ્ટે. ૧૯૫૧, પૃ. ૩૫૮.

અધ્વર્યુ, વિનોદ. સરસ્વતીચંદ્રનું ફિલ્મીકરણ. વિશ્વમાનવ, જાન્યુ. ૧૯૬૯, ૩૮-૪૨.

ઉદેશી, ચાંપશી. દેવદાસ અને સરસ્વતીચંદ્ર. નવચેતન, ડિસે. ૧૯૬૮, ૨૪૫-૨૪૭.

'ઉશનસ્'. રાષ્ટ્રરોગચિકિત્સક રૂપક...પાંચાલી. રૂપ અને રસ (૧૯૬૫) ૪૩-૫૮. 'સરસ્વતીચંદ્ર' તથા 'રાઈનો પર્વત'માં રેનેસાં(નવજીવન)ની આબોહવા. બુદ્ધિપ્રકાશ, એપ્રિલ ૧૯૭૮, ૧૪૧-૧૪૬. પુનર્મુ. મૂલ્યાંકનો (૧૯૭૯) ૨૬૮-૨૭૯. સરસ્વતીચંદ્ર મહાકાવ્યનો રાત્રિ-સર્ગ. સંસ્કૃતિ, ઑગ. ૧૯૬૩, ૩૨૯-૩૩૩. પુનર્મુ. રૂપ અને રસ (૧૯૬૫) ૧૪૭-૧૫૬.

ઓઝા, ભક્ત. નવલકથાઓમાં નગાધિરાજ. ઉદ્‌ઘોષ (૧૯૭૭) ૧૨૬-૧૪૯. મલિનચિત્રો અને તેનું ઔચિત્ય. ઉન્નતભ્રૂ. (૧૯૭૫) ૧૦૮-૧૧૯

કવિ, ન્હાનાલાલ દલપતરામ. જગત્ કાદમ્બરીઓમાં સરસ્વતીચંદ્રનું સ્થાન. ક-૯, ૨૮૧-૨૯૭

કામદાર, કેશવલાલ હિંમતરામ સરસ્વતીચંદ્રનું રાજકારણ. કૌમુદી, ઈ. સ. ૧૯૩૩-૧૯૩૫ અને પ્રસ્થાન સંવત ૧૯૮૯-૧૯૯૦ દરમિયાન પ્રકાશિત. પુનર્મુ. સ્વાધ્યાય ખંડ-૧ (૧૯૩૯) ૧-૧૭. સરસ્વતીચંદ્ર : સર્જન અને શિક્ષા. ક-૨, ૧૫૦-૧૫૨.

કોઠારી, રમણ. સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગ. બુદ્ધિપ્રકાશ, ઑગ. ૧૯૫૮, ૨૫૧-૨૫૪. પુનર્મુ. અવલોકન (૧૯૬૧) ૧૩-૨૦.

ગાડીત, જયંત. સરસ્વતીચંદ્ર ચિમનલાલ ત્રિવેદી અને જયંત કોઠારી સંપા. સંદર્ભ (૧૯૭૫) ૨૬૪-૨૭૮.

ગાંધી, સી. એચ. અન્ય ભાષાની નવલકથાઓ અને સરસ્વતીચંદ્ર. ગુજરાતી નવલકથામાં રાષ્ટ્રીય અસ્મિતા (૧૯૭૩) ૧૪૧-૧૪૫. સરસ્વતીચંદ્રમાં રાજકીય દર્શન. એજન, ૧૧૨-૧૨૭ સરસ્વતીચંદ્રમાં રાષ્ટ્રીય અસ્મિતા-સમગ્ર વિવેચન. એજન, ૧૩૭-૧૪૧. સરસ્વતીચંદ્રમાં સંસ્કૃતિ-વિચાર, સમાજમીમાંસા-ધર્મચિંતન. એજન, ૧૨૭-૧૩૦.

ચોકસી, જીવણલાલ. સરસ્વતીચંદ્રનું ગૃહત્યાગ વખતનું માનસ. બુદ્ધિપ્રકાશ, એપ્રિલ-જૂન, ૧૯૪૫. ૫૭-૫૮.

ચૌધરી, રઘુવીર. માનચતુર, વિશ્વમાનવ, સપ્ટે. ૧૯૬૯, ૩૨-૩૫. સરસ્વતીચંદ્ર. સંસ્કૃતિ, ઑક્ટો. ૧૯૬૯, ૩૭૭-૩૮૮. સરસ્વતીચંદ્ર. ગુજરાતી નવલકથા (૧૯૭૨) ૭૦-૯૪. સરસ્વતીચંદ્ર. જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી-ગુજરાત દર્શન ૧, પૃ. ૭૯-૮૦.

જાની, ભાનુમતી. સરસ્વતીચંદ્ર ભાગ ૨-માં લેખકનું જીવનદર્શન. નવચેતન, માર્ચ ૧૯૬૪, ૬૮૧-૬૮૪.

જોશી, ઉમાશંકર. સરસ્વતીચંદ્ર. સંસ્કૃતિ, માર્ચ ૧૯૬૦. સરસ્વતીચંદ્રમાં ચિરંજીવશૃંગ ઉપરની પંચરાત્રિ. પરબ, સપ્ટે. ૧૯૬૦, ૭-૧૯. પુનર્મુ. કવિની સાધના (૧૯૬૧) ૨૪૩-૨૬૦. સરસ્વતીચંદ્ર મુજ સ્વામી સાચા. સંસ્કૃતિ, નવે. ૧૯૫૧, ૪૨૩-૪૨૭.

જોશી, ગૌરીશંકર ગોવરધનરામ. ગુજરાતી સાહિત્યનો ઉત્તમ ગ્રંથ કયો અને શા માટે ? સાહિત્ય, જાન્યુ. ૧૯૧૮, ૧૮-૩૧.

જોશી, રમણલાલ. ગુણસુંદરીની કુટુંબજાળ. બુદ્ધિપ્રકાશ, ડિસે. ૧૯૭૮, ૪૬૨-૪૬૫. ચંદ્રાવલી સ્ત્રીજીવન, ફેબ્રુ. ૧૯૭૩. પુનર્મુ. રામાન્ત

(૧૯૭૬) ૧૩૩-૧૪૦. સરસ્વતીચંદ્ર. ક-૪, ૧૮૦-૨૮૫

જોષી, જયંત શા. સરસ્વતીચંદ્રમાં વર્ણનો. ક-૨, ૧૫૭-૧૬૨.

જોષી, સુરેશ હ કુમુદ અને અના કેરેનિના: સાહિત્ય સૃષ્ટિનાં બે પાત્રો વચ્ચેનો એક કાલ્પનિક સંવાદ. વિશ્વમાનવ, ઑગ. ૧૯૫૯, ૩૮૨-૩૮૬. નવલકથા વિશે કથોપકથન (૧૯૬૯) ૩-૮૦.

ઝવેરી, કૃષ્ણલાલ મો. સરસ્વતીચંદ્ર. ગુજરાતી સાહિત્યનાં માર્ગસૂચક અને વધુ માર્ગસૂચક સ્તંભો (૧૯૪૮) ૨૭૪-૨૮૫.

ઝવેરી, મનસુખલાલ. ગોવર્ધનરામની પ્રીતિમીમાંસા, ક-૬, ૩૮૦ ૩૮૮. ગોવર્ધનરામની પત્નીમીમાંસા. એજન, ૩૮૯-૪૦૮. સુંદરગિરિના ચિરંજીવ શૃંગે સંસ્કૃતિ, એપ્રિલ ૧૯૪૯, ૧૩૦-૧૩૩. પુનર્મુ. પર્યેષણા (૧૯૫૩) ૮૫-૯૩.

ઝાલા, ગૌરીપ્રસાદ ચુ. ગુજરાતી સાહિત્યમાં બે અમર પાત્રો : સરસ્વતીચંદ્ર અને કુમુદ. રમણલાલ ચી. શાહ સંપા. અક્ષરા (૧૯૭૬) ૨૩-૨૯.

ઠાકર, ધીરુભાઈ. સરસ્વતીચંદ્ર. અર્વાચીન ગુજરાતી સાહિત્યની વિકાસરેખા (સાતમી આ. પુનર્મુ- જુલાઈ ૧૯૭૫) ૭૬-૮૧.

ઠાકર, શાંતિલાલ. સરસ્વતીચંદ્રની સ્નેહ-મીમાંસા. ક-૧૨, ૧૬૯-૧૮૦.

ઠાકોર, જયા. સરસ્વતીચંદ્રની કુમુદ. સ્ત્રીજીવન, માર્ચ '૬૩, ૪૧૫-૪૧૬ પુનર્મુ. કલ્પનામૂર્તિ (૧૯૬૯) ૪૨-૪૭. ગોવર્ધનરામને હાથે ઘડાયેલી હું...અલકકિશોરી. સ્ત્રીજીવન, નવે. '૬૪, ૧૪૫-૧૫૨. પુનર્મુ. એજન, ૪૮-૫૭.

ઠાકોર, બળવંતરાય કલ્યાણરાય. ગુણસુંદરીની કુટુંબ જાળનો રસપ્રવાહ. સમાલોચક, ઑક્ટો. ૧૯૨૫, ૬૮૧-૬૮૬. સુવર્ણમાલા, કાર્તિક સં. ૧૯૮૨, ૭૭-૮૨. બળવંતરાય ઠાકોરનો એક પત્ર, સંપા રમણલાલ જોશી. સંસ્કૃતિ, જુલાઈ ૧૯૬૧, ૨૭૭-૨૭૮. સરસ્વતીચંદ્રમાં રસપ્રવાહ. સમાલોચક, નવે. ૧૯૨૪, ૭૪૬-૭૫૮. પુનર્મુ. વિવિધ વ્યાખ્યાનો ગુચ્છ-૧ (૧૯૪૫) ૧૧૯-૧૪૧. સરસ્વતીચંદ્રમાં વસ્તુની ફૂલગૂંથણી, સાહિત્ય, ઑગ. સપ્ટે. ૧૯૨૩ પુનર્મુ. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ: વાર્ષિક વ્યાખ્યાનો (૧૯૨૧-૧૯૨૮) પ્ર. આ. ૧૯૪૮. પૃ. ૪૦-૮૪. પુનર્મુ., ક-૯, ૧૭૭-૨૨૧. પુનર્મુ. વિવિધ વ્યાખ્યાનો ગુચ્છ-૧ (૧૯૪૫) ૭૪-૧૧૮ સરસ્વતીચંદ્રમા સ્ત્રીરત્નો. એજન, ૧૪૨-૧૭૮.

ત્રિવેદી, ઉત્તમલાલ કેશવલાલ સરસ્વતીચંદ્ર અને આપણો ગૃહસંસાર. વસન્ત, સંવત ૧૯૫૮ અને ૧૯૬૨ના અનેક અંકોમાં પ્રકાશિત પુનર્મુ. ક-૯, ૯૮-૧૩૬ પુનર્મુ. રામપ્રસાદ બક્ષી સંપા. ઉત્તમલાલ ત્રિવેદીની ગદ્યરિદ્ધિ (૧૯૬૧) ૧૭-૭૩

ત્રિવેદી, નવલરામ જ. સરસ્વતીચંદ્ર. કેટલાંક વિવેચનો (૧૯૪૪) ૨૪-૩૬. સરસ્વતીચંદ્રનું પાત્રાલેખન. બુદ્ધિપ્રકાશ, જુલાઈ-સપ્ટે. ૧૯૩૭. પુનર્મુ. નવાં વિવેચનો (૧૯૪૧) ૭૯-૮૬.

ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ર. સરસ્વતીચંદ્ર ક-૭, ૭૮-૧૦૫. સરસ્વતીચંદ્ર. જીવનમાધુરી, જાન્યુ ૧૯૫૭ પુનર્મુ. સાહિત્યસંસ્પર્શ (૧૯૭૯) ૨૯૦-૨૯૩ સરસ્વતીચંદ્ર. ક-૧૨, ૧-૧૬. સરસ્વતીચંદ્ર : તેની સમાલોચનામાં એક પ્રકરણ. સાહિત્ય, ડિસે. ૧૯૨૪, ૯૭૬-૯૮૬ વિવેચના (૧૯૬૪) ૪૦-૫૬. સરસ્વતીચંદ્રનાં કેટલાંક પ્રભાવક તત્ત્વો. ચુનીલાલ ગાંધી વિદ્યાભવન વાર્ષિક, સુરત, ઑગ. ૧૯૫૭, પૃ ૧૦૦-૧૦૬. પુનર્મુ. ઉપાયન (૧૯૬૧) ૨૫૩-૨૫૮ પુનર્મુ.

સંક્ષેપમાં, બુદ્ધિપ્રકાશ, ડિસે. ૧૯૬૦, ૩૯૩–૩૯૫. સરસ્વતીચંદ્રની અડધી સદી. ઊર્મિ નવરચના, સપ્ટે. ૧૯૫૧, ૪૮–૪૯. સરસ્વતીચંદ્રનું રહસ્ય. શારદા, ઑગ. ૧૯૩૯, ૪૪૧–૪૪૫. પુનર્મુ. વિવેચના (૧૯૬૪) ૨૧૪–૨૨૦.

દલાલ, ભારતી. સરસ્વતીચંદ્ર : એનાં વિવેચનો. કથાસાહિત્યનું વિવેચન (૧૯૭૫) ૩૪–૧૪૨.

દવે, જિતેન્દ્ર અ. સરસ્વતીચંદ્રમાંનાં કુટુંબચિત્રો. સંદેશ, દીપો. અંક સંવત્ ૨૦૦૮, પૃ. ૧૪૩–૧૪૪. પુનર્મુ. ક–૨, ૧૬૬–૧૭૨. સરસ્વતીચંદ્રમાંનાં મલિનચિત્રો. સંદેશ, દીપો. અંક સંવત્ ૨૦૦૭, પૃ. ૨૯૩–૨૯૪. પુનર્મુ. આસ્વાદ (૧૯૫૭) ૫૪–૬૭.

દ્વિવેદી, મણિલાલ નભુભાઈ. સરસ્વતીચંદ્ર (ભા. ૧) અવલોકન. પ્રિયંવદા, ઑક્ટો. નવે. ૧૮૮૭. પુનર્મુ. ધીરુભાઈ ઠાકર સંપા. મણિલાલની વિચારધારા (૧૯૪૮) ૩૮૧–૩૮૯. સરસ્વતીચંદ્રનું અવલોકન. [પુસ્તિકા રૂપે] પ્ર. આ. ૧૮૯૯. ત્રીજી આ. ૧૯૨૩, પૃ. ૬૬.

ધ્રુવ, આનંદશંકર બાપુભાઈ. સરસ્વતીચંદ્ર. રામનારાયણ પાઠક અને ઉમાશંકર જોશી સંપા. દિગ્દર્શન (૧૯૪૨) પૃ. ૧૭૬. પુનર્મુ. ક–૯, ૧૭૦–૧૭૨. સરસ્વતીચંદ્ર : પુરાણ. વસંત, ચૈત્ર સંવત્ ૧૯૬૩. પુનર્મુ. રામનારાયણ પાઠક અને ઉમાશંકર જોશી સંપા. સાહિત્યવિચાર (૧૯૪૭) ૪૭૫–૪૮૭. પુનર્મુ. ક–૯, ૧૬૭–૧૭૦. સરસ્વતીચંદ્રનો ઉપસંહાર, વસંત, વર્ષ ૩૫, અંક ૭–૯. પુનર્મુ. રામનારાયણ પાઠક અને ઉમાશંકર જોશી સંપા. સાહિત્યવિચાર (૧૯૪૭) ૪૮૮–૪૯૧. પુનર્મુ. ક–૯, ૧૭૨–૧૭૬.

નાણાવટી, રાજેન્દ્ર. સરસ્વતીચંદ્રનો ઉપસંહાર. રશ્મિ (સેન્ટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઈની પત્રિકા) અંક ૧૮ વર્ષ ૧૯૬૧–૬૨, પૃ. ૧૫૩–૧૬૨.

નીલકંઠ, રમણભાઈ, સરસ્વતીચંદ્રનું અવલોકન. બુદ્ધિપ્રકાશ, ઑક્ટો. ૧૮૯૦થી જુલાઈ ૧૮૯ સુધી. પુનર્મુ. કવિતા અને સાહિત્ય ભા. (બીજી આ. ૧૯૨૭) ૨૯૮–૩૭૮. પુનર્મુ ક–૯, ૧૩૭–૧૫૪.

નીલકંઠ, વિનોદિની. જો હું સરસ્વતીચંદ્રને પ... તો : (સસલાનાં શીંગડાં). સંસ્કૃતિ, સપ્ટે. ૧૯૪૭, ૩૩૦–૩૩૨. પુનર્મુ. નિજાનંદ (૧૯૫૮) પૃ. ૧૨૫.

પટેલ, ચી. ના. અર્વાચીન ભારતીય દૃષ્ટિએ 'સરસ્વતીચંદ્ર'. ટ્રેજિડી : સાહિત્યમાં ને જીવનમ (૧૯૭૮) ૮૯–૧૩૭. 'સરસ્વતીચંદ્ર' અ 'માનવીની ભવાઈ' : ભારતીય સમાજપરિવર્તનનાં બે દર્શનો. સંસ્કૃતિ, ફેબ્રુ. ૧૯૭૪, ૫૦–૫૬. પુનર્મુ. અભિક્રમ (૧૯૭૫) ૨૪૬–૨૬૩ સરસ્વતીચંદ્રનો અંત. પરબ–૧૯૬૩ અંક ૩ ૧૩૦–૧૩૪. પુનર્મુ. અભિક્રમ(૧૯૭૫) ૪૧–૪૭

પટેલ, છોટાલાલ જીવાભાઈ. સરસ્વતીચંદ્ર ભા. ૩ માંની કેટલીક અસંગતતાઓ. સાબરમતી, ૩–૧ સંવત્ ૧૯૮૦, ૨૫–૨૭.

પરમાર, તખ્તસિંહ. સરસ્વતીચંદ્ર અને સંયુક્ત કુટુંબ નવચેતન, નવે. ૧૯૬૨, ૨૦૮–૨૧૬. પુનર્મુ ક–૧૨, ૧૮૧–૧૯૬.

પંચોળી, મનુભાઈ 'દર્શક'. સરસ્વતીચંદ્ર. વાગીશ્વરીનાં કર્ણફૂલો (૧૯૬૩) ૧૪૨–૧૫૪. સરસ્વતીચંદ્ર : સ્નેહયજ્ઞનો હોમ. ક–૧૨, ૧૦૯–૧૧૮.

પંડ્યા, ઉપેન્દ્ર જી. સરસ્વતીચંદ્રની પ્રભાવકતા. ગ્રંથ ડિસે. ૧૯૬૬, ૩૪–૩૭. પુનર્મુ. અવબોધ (૧૯૭૬) ૭૪–૮૩. સરસ્વતીચંદ્રનું નાટ્યકરણ. પ્રજાબંધુ–ગુજરાત સમાચાર દીપો. સંવત ૨૦૧૧, પૃ. ૧૦૯–૧૧૦. પુનર્મુ. ક–૨, ૧૨૨–

૧૯૬. સરસ્વતીચંદ્ર : પ્રશિષ્ટ કૃતિ તરીકે. સ્વાધ્યાય, ૯–૧, ઑક્ટો. ૧૯૭૧. પુનર્મુ. અવબોધ (૧૯૭૬) ૧૮–૫૦. સરસ્વતીચંદ્રમાં અવતરણો. નવચેતન, નવે. ૧૯૬૨, ૧૩૬–૧૫૨. પુનર્મુ. ક–૧૨, ૧૯૭-૨૩૦. સરસ્વતીચંદ્રમાં નાટ્યતત્ત્વ ને એનું નાટ્યકરણ ગુજરાતી નાટ્ય, ડિસે ૧૯૫૫, ૧૨–૨૪ અને ૨૯–૩૦. સરસ્વતીચંદ્રમાંની કેટલીક પ્રસંગઘટના. પ્રજાબંધુ-ગુજરાત સમાચાર દીપો. અંક સંવત્ ૨૦૦૯, પૃ. ૧૧૩–૧૧૪ પુનર્મુ. ક–૯, ૪૬૧–૪૭૨. સરસ્વતીચંદ્રમાં વ્યક્ત થતું ગોવર્ધનરામનું દર્શન. અવબોધ (૧૯૭૬) ૫૧–૭૩

પંડ્યા, ચંદ્રશંકર. કુમુદસુંદરીનો સરસ્વતીચંદ્ર પ્રતિ પત્ર : કાવ્યવિવેચન. સમાલોચક, ૧૩–૧, જાન્યુ. ૧૯૦૮. જગત્ કાદંબરીઓમાં સરસ્વતી ચંદ્રનું સ્થાન સન્મુખલાલ જ. પંડ્યા સંપા. ચંદ્રશંકરનાં ગદ્યરત્નો (૧૯૬૬) ૧૨૩–૧૩૬. સરસ્વતીચંદ્ર : ત્રિવેણીસંગમ-ત્રણ પ્રવાહો (૧) સંસાર (૨) રાજ્ય (૩) ધર્મ. એજન, ૫૬–૭૪ સરસ્વતીચંદ્રના બે ગિરિશૃંગો (૧) 'હું તમ્હારો ભાઈ થાઉં', હોં !' (૨) 'ઘેલી મ્હારી કુસુમ !' વસંત, વર્ષ ૩૫, અંક ૭ ૯, શ્રાવણ–આશ્વિન, સંવત્ ૧૯૯૨, ૧૪૫–૧૫૩. પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા સંપા. ચંદ્રશંકરના ગદ્યરત્નો (૧૯૬૬) ૭૫–૮૭. પુનર્મુ. ક–૯, ૧૫૫–૧૬૬

પંડ્યા, નવલરામ લક્ષ્મીરામ સરસ્વતીચંદ્ર નરહરિ દ્વા પરીખ સંપા. નવલ ગ્રંથાવલિ (પુનર્મુ. ૧૯૬૬) પૃ. ૨૩

પંડ્યા, લક્ષ્મીનારાયણ. સરસ્વતીચંદ્રના વેચાણની વિગતો. ગ્રંથ, ડિસે. ૧૯૬૬, ૩૭–૩૮

પાઠક, રામનારાયણ વિશ્વનાથ સરસ્વતીચંદ્રની આકૃતિ અને વક્તવ્ય. બુદ્ધિપ્રકાશ, જૂન ૧૯૪૯, ૧૭૮–૧૯૦. પુનર્મુ. સાહિત્યાલોક (૧૯૫૪) ૧૨૯–૧૫૪. પુનર્મુ. ક–૯, ૨૨૨–૨૪૮. પુનર્મુ. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. શતાબ્દી વ્યાખ્યાનમાળા (૧૯૪૯) ૯૯–૧૨૪. સરસ્વતીચંદ્રનું માનસ પ્રસ્થાન, વૈશાખ, ૧૯૮૨, ૭૩–૭૮.

પાઠક, હીરા રામનારાયણ સરસ્વતીચંદ્ર અને કુમુદ. [ધીરુભાઈ જોડે પ્રશ્નોત્તરી] ઊર્મિ નવરચના, નવે ૧૯૫૦, ૨૪–૨૭.

પાઠકજી, મંગેશરાય 'સરસ્વતીચંદ્ર' નાટકનાં સંસ્મરણો. ક–૨, ૧૭૩–૧૭૭.

પ્રાણલાલ દેવકરણ નાનજી. સરસ્વતીચંદ્રનો સંસાર (કટાક્ષ શૈલીમાં) ગુજરાતી નાટ્ય, જુલાઈ ૧૯૫૬, ૩–૪

ફડિયા, પદ્મા 'સરસ્વતીચંદ્ર' અને 'જયા-જયન્ત'. નવચેતન, જુલાઈ–૧૯૫૫, ૩૮૭–૩૯૬. સરસ્વતીચંદ્રની ગૃહભાવના. ક–૨, ૧૮૨–૧૮૭

બ્રહ્મભટ્ટ, અનિરુદ્ધ. બુદ્ધિધનનું વર્તન–'સંસ્કૃતિ'ના તંત્રીને પત્ર પૂર્વાપર (૧૯૭૬) ૧૩૪–૧૩૬. સરસ્વતીચંદ્રના વસ્તુગ્રથનમાં એક નબળી કડી–નીલકંઠ દેસાઈને પત્ર. પૂર્વાપર (૧૯૭૬) ૧૪૯–૧૫૨.

ભટ્ટ, ચન્દ્રશંકર 'ઈન્દ્રકુમાર' અને 'સરસ્વતીચંદ્ર'. સંસ્કૃતિ, જૂન ૧૯૫૯, ૨૨૮–૨૩૩. પુનર્મુ. સમભાવ (૧૯૭૮) ૬૬–૮૩. સરસ્વતીચંદ્રનો ઘા અને કુમુદનો પાટો. સંસ્કૃતિ, એપ્રિલ ૧૯૬૬, ૧૩૩–૧૩૬. પુનર્મુ. સમભાવ (૧૯૭૮) ૩૪–૪૨. સરસ્વતીચંદ્રમાં પ્રતીકસંયોજના એજન, ૪૩–૬૫.

ભટ્ટ, વિશ્વનાથ મ. પંડિતયુગનું મહાકાવ્ય: સરસ્વતીચંદ્ર બુદ્ધિપ્રકાશ, ઑક્ટો. ડિસે. ૧૯૪૧, ૨૭૦/૧, ૧–૪૪. પુનર્મુ. ક–૯, ૩૩૪–૩૭૯. પુનર્મુ. નિકષરેખા (૧૯૪૫) ૪૭–૧૧૮. પુનર્મુ. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ: વાર્ષિક વ્યાખ્યાનો–૩ (૧૯૪૦–૧૯૪૯) ૧૪–૮૫.

મજમુદાર, મંજુલાલ. સરસ્વતીચંદ્રમાંનાં કાવ્ય–અવતરણો. ક–૨, ૧૯૫–૨૦૧.

મણિભાઈ નારણજી. સરસ્વતીચંદ્ર. ગુજરાતી નવલકથાનું સાહિત્ય (૧૯૧૧) ૯૧–૧૨૧.

મહેતા, કુસુમકુમારી પો. સરસ્વતીચંદ્રનાં કેટલાંક પાત્રો : એક દૃષ્ટિ. ગુજરાતી સાહિત્ય પરિષદ–નવમી અને દસમી પરિષદનો અહેવાલ, પૃ. ૨૪૦–૨૪૮.

મહેતા, ચન્દ્રકાંત, સરસ્વતીચંદ્રનું રસદર્શન. કથાવિશેષ (૧૯૭૦) ૧૫–૨૧

મહેતા, ચન્દ્રવદન. સરસ્વતીચંદ્ર ઉપરથી કૉલેજ–કક્ષાએ ભજવવાલાયક નાટક માટેની રૂપરેખા. વિદ્યાપીઠ, જાન્યુ , ફેબ્રુ., ૧૯૭૪, ૧૪–૨૮.

મહેતા, જયંત. સરસ્વતીચંદ્રનું ફિલ્મીકરણ નવચેતન, નવે. ૧૯૬૧, ૨૮૧–૨૮૬.

મહેતા, વિનાયક નંદશંકર. સરસ્વતીચંદ્ર. 'નંદશંકર જીવનચરિત્ર'માં ગ્રંથસ્થ.

મહેતા, સિતાંશુ. સરસ્વતીચંદ્ર : મે રચેલી નવલકથા. સુરેશ દલાલ સંપા સમિધ–૧ (૧૯૬૫) ૨૦૧–૨૦૬.

માંકડ, ડોલરરાય. સરસ્વતીચંદ્ર-એક સકલકથા. સંસ્કૃતિ, જાન્યુ. ૧૯૫૬, ૧૭–૧૮, ૨૩ પુનર્મુ. નૈવેદ્ય (૧૯૬૨) ૮૩–૮૬ સરસ્વતીચંદ્ર: નવલ પુરુષાર્થની ભાવના. ગુજરાત યુનિવર્સિટી પ્રકાશિત સાહિત્ય વિષયક વ્યાખ્યાનો (૧૯૬૭–૬૯) ૧–૫.

યાજ્ઞિક, રમણલાલ. સરસ્વતીચંદ્રની કરુણતા. સમાલોચક, ફેબ્રુ. ૧૯૨૨, ૯૦–૯૭. પુનર્મુ. ક–૯, ૩૧૧–૩૨૨.

યાદવ, લક્ષ્મણસિંહ વરવાજી. કુમુદસુંદરીને ધન્યવાદ, આશ્વાસન કે ઠપકો ? સૃષ્ટિસૌન્દર્ય (૧૮૯૯) ૧–૬૧.

'રાજહંસ' સરસ્વતીચંદ્ર–એક ચિંતન. ક–૨, ૨૦૨–૨૦૭.

રાવળ, અનંતરાય. કારુણ્યમૂર્તિ કુમુદ. ગંધાક્ષત (૧૯૬૬)૯૨–૧૦૬. ગુણસુંદરીને. સાહિત્યવિહાર (૧૯૬૮) ૯૨–૧૦૬. સરસ્વતીચંદ્રને. એજન, ૮૩–૯૫. સરસ્વતીચંદ્રમાં પાત્રવિધાન. ગંધાક્ષત (૧૯૬૬) ૬૦–૯૧. પુનર્મુ. ક–૯, ૨૪૯–૨૮૦. પુનર્મુ. ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૯, પૃ. ૨૧૫–૨૪૨.

'લલિત' ઉપ. (જન્મશંકર મ. બુચ). અમારું અભિજ્ઞાન. વસંત, ૬–૩, ચૈત્ર સંવત ૧૯૬૩, પૃ. ૧૪૨.

વાળંદ, નરોત્તમ. સરસ્વતીચંદ્રની વસ્તુગૂંથણી. નવચેતન, ડિસે. ૧૯૫૫, ૩૯૩–૩૯૭. પુનર્મુ. સૌરભ (૧૯૭૯) ૬૩–૭૪.

વૈદ્ય, ચિત્રલેખા દુષ્યંતકુમાર. સરસ્વતીચંદ્રના વસ્તુસંકલનમાં અખબારોનો ઉપયોગ. રુચિ, ફેબ્રુ. ૧૯૬૫, ૨૨–૨૫.

વૈદ્ય, વિજયરાય ક. મહાકાયકૃતિનું મહિમન. માનસી, માર્ચ ૧૯૪૨, ૬૬–૭૦.

વૈદ્ય, વિશ્વનાથ પ્રભુરામ. સરસ્વતીચંદ્રનું અવલોકન. સમાલોચક, ઑક્ટો. ૧૯૨૪ [કુલ ૬૬ પૃષ્ઠોમાં]

વ્યાસ, કાન્તિલાલ બ. મનભર નવલકથા: સરસ્વતીચંદ્રની સમાલોચના. સંસ્કૃતિ, ફેબ્રુ. ૧૯૫૫, ૪૯–૬૦ પુનર્મુ. ક–૯, ૪૨૦–૪૩૯. પુનર્મુ. ક–૨, ૮૬–૯૭.

વ્યાસ, 'ચંપૂ' સરસ્વતીચંદ્રનો સર્જનવ્યાપાર નવચેતન, માર્ચ ૧૯૬૫, ૭૨૮-૭૩૩

વ્યાસ, જયંત સરસ્વતીચંદ્ર(વહાણમાં મુંબઈથી રત્નાગિરિ જતાં)ની ડાયરી રુચિ, નવે ૧૯૬૫, ૨૮-૩૪

શાહ, વૈકુંઠ સરસ્વતીચંદ્રની તુલના બુદ્ધિપ્રકાશ, ડિસે ૧૯૨૯, ૩૮૩-૩૮૬

'શિશુ' ઉપ નામ નવલકથાઓ સરસ્વતીચંદ્ર, ગુનાગ સિદ્ધ ગુજરાતનો નાથ વસંત, ૨૦-૩, ચૈત્ર સંવત, ૧૯૭૭, ૧૧૪-૧૨૪

શુક્લ, ધીરુભાઈ ગુજરાતી સાહિત્યની એક બેનમૂન પ્રશિષ્ટ નવલકથા નવચેતન, જૂન ૧૯૭૬, ૫૯-૬૧

શુક્લ, યશવંત સરસ્વતીચંદ્ર (અવ) રેખા, એપ્રિલ ૧૯૪૮, ૪૭-૫૦, જૂન ૧૯૪૮, ૬૦-૬૬ ગુજરાતી નવલકથા-સાહિત્યમાં સરસ્વતીચંદ્ર ૬-૯, ૪૦૯-૪૧૯ 'સરસ્વતીચંદ્રનો મહિમા'નો મહિમા (રસિકલાલ છો પરીખ કૃત 'સરસ્વતી

---

## 'ઉદ્ગાર' અંગેની માહિતી (ફોર્મ ૪ નિયમ ૮ પ્રમાણે)

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશન સ્થળ | આર આર શેઠની કંપની ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧ |
| ૨ | પ્રકાશન સમય | માસિક |
| ૩ | પ્રકાશક, તથા મુદ્રક | ભગતભાઈ ભુરાલાલ શેઠ |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | આર આર શેઠની કંપની ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧ |
| ૪ | મુદ્રણસ્થાન | યોગી પ્રિન્ટરી, દૂધેશ્વર અમદાવાદ-૩૮૦૦૦૧ |
| ૫ | માલિક | ભગતભાઈ ભુરાલાલ શેઠ, આર આર શેઠની કંપની, અમદાવાદ-૩૮૦૦૦૧ |

હું ભગતભાઈ ભુરાલાલ શેઠ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ મુજબ સાચી છે

અમદાવાદ, તા ૧૫-૩-૮૦ ભ. ભુ. શેઠ (પ્રકાશક)

# અમેરિકન કૌટુંબિક પ્રશ્નો

ઈશ્વર પેટલીકર*

અમેરિકન છાપાંમાં વિવિધ વિષયોનાં કૉલમ આવે છે, તેમાં શ્રીમતી એબીગાઈલવાન બુરેનનું સામાજિક કૉલમ વર્ષોથી ઘણું લોકપ્રિય થયેલું છે. સિન્ડીકેટ ફીચર તરીકે ઘણાં છાપાંમાં તે પ્રગટ થાય છે. વીનથ્રોપ હાર્બરમાં નિરાંતે રહેવાનું થયું, તે દિવસોમાં 'ન્યુઝ સન', 'શિકાગો ટ્રિબ્યુન', 'ઇવનિંગ હેરલ્ડ' વગેરે છાપાંમાં તે કૉલમ વાંચવાનો સમય મળ્યો હતો. એ કૉલમ લેખિકાના ટૂંકા નામે 'ડિયર એબી'ના મથાળા નીચે પ્રગટ થાય છે. વાચકો પોતાના પ્રશ્નો તેને એ નામે સંબોધીને લખે છે. એમાં વ્યક્તિગત ઘરગથ્થુ અતિસામાન્ય પ્રશ્નો પણ હોય છે. એક દિવસના તે કૉલમમાં નીચેના પ્રશ્નો હતા. કોઈ શું દરિયા મિત્રો વણનોતર્યા આવી ચડે તો તેમને રોકવા શી રીતે? વળી મજાક કરતા પ્રશ્નો પણ પુછાય છે. જેમ કે, છૂટાછેડા હાનિકારક હોય તો એની દવા ન શોધાવી જોઈએ? વળી બાલિશ સવાલ પણ પુછાતા હોય છે: આપણો કાંસકો બીજા વાપરવા માગે તો શું કરવું? ડાયેટિંગ કરીને વજન ઘટાડ્યું છે પણ પાર્ટીઓમાં યજમાન આગ્રહ કરે છે અને હું ના પાડી શકતી નથી, તો શું કરવું? એક સ્ત્રી એની બહેનપણી અંગે જણાવે છે કે અમે મારે ઘેર દર સપ્તાહે મળીએ છીએ, પણ તે કોઈ દિવસ એને ઘેર બોલાવતી નથી. કેવળ ઉપલક આમંત્રણ આપે છે કે ક્યારેક મારે ત્યાં આવો–પણ ચોક્કસ તારીખ જણાવતી નથી. એને માઠું ન લાગે તે રીતે મારે તેને એ ચોક્કસ તારીખનું આમંત્રણ આપે એવું શી રીતે જણાવવું? વળી એક ગંભીર અને રસ્તો શોધવાની ચિંતા સતાવે તેવો પણ એક પ્રશ્ન હતો: મારા દીકરાને નાહક ચોરી કરવાની કુટેવ પડી છે, એ શી રીતે ભુલાવવી?

'શિકાગો ટ્રિબ્યુન'ના તા. ૨૫મી સપ્ટેમ્બરના અંકમાં અંધશ્રદ્ધામૂલક પ્રશ્ન રજૂ થયો હતો. ન્યૂ જર્સીમાં રહેતી એક બહેને પોતાની માતાની હકીકત લખી હતી: અમે ત્રણ પરિણીત બહેનો છીએ અને અમારી માતા અંગે ઊંડી ચિંતા–મંઝવણમાં છીએ. થોડા મહિના અગાઉ તે તંદુરસ્ત–સમધારણ માતા અને દાદીમા હતી. તે ચમત્કારિક, અદ્ભુત ધર્મની માન્યતા અને વાતાવરણમાં ખેંચાઈને વેસ્ટ ઇન્ડીઝના જાદુ મંત્ર અને ચમત્કારોના વૂડૂ (Voodoo)ના સાધના પંથમાં ભળી છે. તેણે એમને પાંચ હજાર ડૉલર સાધ્વી બનવા આપ્યા છે.

એમણે તેને સાત દિવસ અને રાત એક ઘરમાં ગૉડ મધર સાથે એકાંતમાં પૂરી રાખી હતી. એ દિવસો દરમિયાન તેને માથેથી વાળ કાઢી નાખવામાં આવ્યા હતા અને મરઘાં–કબૂતરોનો ભોગ ધરાવવામાં આવ્યો હતો. તે લોહી તેના માથે રેડવામાં–ચઢાવવામાં આવ્યું હતું. એણે એક વર્ષ ગૉડ મધરે આપેલી પાઘડી પહેરવી પડશે. ગૉડ મધરની રજા મળતાં એ પોતે સાધ્વી તરીકે ગમે ત્યાં જઈ શકશે અને પોતાની શક્તિ અજમાવી શકશે તે માનતી થઈ છે કે, તેનામાં એવી અદ્ભુત શક્તિ પ્રવેશી છે કે, તે ઇચ્છે તેનો ઉદ્ધાર કરી શકે અગર શ્રાપ આપી શકે અગર મારી નાખી શકે.

માતાનું સુંદર ઘર ગંદું, અસ્તવ્યસ્ત અને મીણબત્તીઓ તેમ જ બીજા પ્રકારના પૂજાપાઠને લીધે ધોંધાટભર્યું બની ગયું છે અને અમે ફોન કરીએ છીએ અને આ અંગે વાત કરીએ છીએ ત્યારે તે સાંભળવાને બદલે ફોનને મૂકી દે છે. તે કહે છે કે મારા નવા ધર્મને તમે જો ન સ્વીકારો તો મારે

માટે તમે દીકરીઓ મરી ગયા સમાન છો.

પોલીસ આ પંથ અંગે બધું જાણે છે, પણ તે કહે છે કે તમારી માતાએ રાજીખુશીથી એ ધર્મ સ્વીકાર્યો છે એટલે અમે કાંઈ ન કરી શકીએ. તેના ડોકટર કહે છે કે તેને માનસિક સારવારની જરૂર છે; પણ જેને હવાલે અમે તેને કરી શકીએ તેવો મનોચિકિત્સક અમને મળતો નથી. અમારા વકીલ કહે છે કે મનોચિકિત્સકના પ્રમાણપત્ર એફિડેવિટ વિના હું નિરુપાય છું. મહેરબાની કરી અમને મદદ કરો

એબી એ અંગે સલાહ આપતાં લખે છે કે ભલે તમારાં માતા જણાવતાં હોય કે પોતાની રાજીખુશીથી એ 'ધર્મ'માં જોડાયાં છે; પરંતુ એ એક બીજા પ્રકારના હિપ્નોટીઝમ અથવા બ્રઈન વોશિંગનો ભોગ બન્યાં છે, તે નિઃશંક છે. તમારી માતાએ 'સાધ્વી' બનવા પાંચ હજાર ડૉલર આપ્યા છે અને હવે તે અદ્ભુત-શક્તિનો જે દાવો કરે છે તે ચોખ્ખું બતાવી આપે છે કે, બીમાર સ્ત્રી બની છે. તમારે મનોચિકિત્સક અને, વકીલ બને ભેગા થઈને કાર્ય કરે તેવા સંયોજનની જરૂર છે, જે તમારાં માતાને એમાંથી છોડાવી શકે. એ કાર્યને છોડી ન દેશો.

આપણે ત્યાં એવો ખ્યાલ છે કે પશ્ચિમના દેશોમાં નાની નાની કોઈ ચોરી કરતું નથી. જ્યારે તા. ૨૬ મીના 'શિકાગો ટ્રિબ્યુનલમાં' ડિયર એબીના કૉલમમાં એક હોટલમાં કામ કરનારનો પત્ર હતો. જેમાં એણે જણાવ્યું હતું કે પ્રામાણિકતા હવે ભૂતકાળની ભાવના થઈ છે. અમારી હોટલમાં સરેરાશ દર ઘરાકે બે ડૉલરની ચીજવસ્તુની ચોરી થતી હોય છે.

તા. ૨૭મીના 'ન્યૂઝ સન' એબીની કૉલમમાં એક પ્રશ્ન છે કે લગ્ન વિના બન્ને સાથે રહેતાં હોય તો કોણ કેટલું ખર્ચ ભોગવે? ડેટિંગમાં પહેલી મુલાકાતે કીસ હોય કે કેટલા વખત પછી હોય? એક વાચક એબીને પત્ર લખી જણાવે છે કે અજાણ્યાની

જો તે આવે તો તેના પિતા મરતાં પહેલાં પોતાનો દીકરો જે પ્રેમાળ છોકરીને પરણવાનો છે, તેને જુએ તો સુખી થાય. પ્રવાસખર્ચ આપવાની એની માતાએ ઓફર કરી છે. પરંતુ અમે માબાપ દીકરી પરધર્મીને પરણે તે માન્ય રાખતાં ન હોઈ તેને પોર્ટલેન્ડ જવા માટે અમારી અનિચ્છા જણાવી છે. આ અમે ખોટું કર્યું છે તેમ તમે માનો છો ?

બાસઠ વર્ષની ઉંમરની એક સ્ત્રી જણાવે છે કે ૪૪ વર્ષના અમારા લગ્નજીવન પછી મારા પતિ બીજે ચાલ્યા ગયા છે અને-ડાઈવોર્સથી છૂટા પડવા જણાવે છે; જેથી તે બીજી સ્ત્રી સાથે લગ્ન કરી શકે. ઉંમર ૬૭ વર્ષની છે. અમારો ડાઈવોર્સ થયો તે પછીના જ અઠવાડિયે તેમણે લગ્ન કરી લીધું. એ સ્ત્રી અમારી દીકરી કરતાં નાની ૪૦ વર્ષની છે.

મારો પ્રોબ્લેમ એ છે કે તે અમારી નજીક રહે છે અને તે અવરજવર રાખે છે. અગાઉ તે ઘરમાં જરૂર પડયે નાનું-મોટું કામ રીપેર કરતા તેમ મદદરૂપ થવાની તૈયારી બતાવે છે. તે કામ કરી શકે તેવા સશક્ત છે અને પ્લમ્બર કે ઇલેક્ટ્રીશીઅનનું કામ મારે તેમની પાસે કરાવવું ન હોય તો પૈસા ખર્ચીને બીજા પાસે કરાવવું પડે. જ્યારે એ આવી તૈયારી બતાવતા હોય ત્યારે સ્વાભાવિક રીતે એ આવ્યા હોય ત્યારે જમાડવાનું કે સ્વાગત કરવાની મારી ભૂતકાળની માફક તૈયારી હોય છે. જ્યારે મારી દીકરીનો વાંધો છે કે એવા બેવફા માણસ સાથે સંબંધ રાખવાની જરૂર નથી. જ્યારે ૩૮ વર્ષનો મારો દીકરો કહે છે કે જો તે સંબંધ રાખવા માગતા હોય તો મારે તેનો ઇન્કાર ન કરવો.

આનો જવાબ એબીએ શું આપ્યો છે તે જાણવાની ઉત્સુકતા હરકોઈને સહેજે રહે. એણે કહ્યું છે કે તમારાં દીકરા-દીકરી શું માને છે તેની ચિંતા છોડો. તમે પોતે કેવી લાગણી ધરાવો છો ? જો તમે સાચે જ ઇચ્છતાં હો કે તમારી સાથે હળવા-મળવાનો અને ઉપયોગી થવાનો સંબંધ રાખે તો તેમ વર્તવામાં હરકત નથી. પરંતુ અગાઉની માફક ભોજન વગેરે દ્વારા ઉમળકો બતાવવાનું જરૂરી નથી. જો તમે તેમને ફરી પાછા મેળવવા માગતા ન હો તો. કારણ કે એ રીતે વર્તવામાં ઊંડે ઊંડે એમના મનમાં ને વૃત્તિ રહી હોવાનો સંભવ છે.

બીજી વખત પરણેલા પુરુષની પ્રથમ વખત પરણેલી પત્નીએ પોતાને નંબર ૧ તરીકે જણાવીને નીચે પ્રમાણેનો પોતાનો પ્રશ્ન રજૂ કર્યો છે; હું મારા પતિ અંગે ફરિયાદ રૂપે આ લખતી નથી. એ માયાળુ અને ગણનાપાત્ર પુરુષ છે. મારી જરૂરિયાતો ઉદારતાપૂર્વક પૂરી પાડે છે. પરંતુ મારે માટે એમની પ્રથમ પત્ની પ્રોબ્લેમરૂપ છે. એની પાસે મારાં ૧૩ અને ૧૦ વર્ષની ઉંમરનાં બે બાળકો છે. એમના ભરણપોષણ માટે છૂટાછેડાના ચુકાદા વખતે માસિક ૬૦૦ ડૉલર ખોરાકી તરીકે આપવા ઠરાવેલું છે. તે હવે બીજા પુરુષ સાથે પરણી છે, જેની આવક ઘણી મર્યાદિત છે. છતાં તે જાણે અગાઉના પતિના જેવી આવક હોય એમ વર્તે છે. પરિણામે બે બાળકો માટેની રકમ પૂરતી હોવા છતાં તે મારા પતિ પાસેથી વધુ રકમ માગતી રહે છે. મારા પતિ એ માગણીને ક્યારેય નકારતા નથી. કારણ કે પોતાનાં બાળકોને કોઈ વાતે તંગી પડવી ન જોઈએ. મેં પ્રથમ કહ્યું તેમ મને કોઈ વાતની તંગી નથી, પણ એ બાઈ મારા પતિનો ગેરલાભ ઉઠાવે છે, તે મને ડંખે છે. એ મારી લાગણી મેં પતિ સમક્ષ વ્યક્ત કરી નથી. આ લખીને હું મારા મનનો ઊભરો ઠાલવું છું એટલું જ. સાથે એ પૂછી લઉં કે આ ઊભરો મારા પતિ સમક્ષ ઠાલવું ?

ના. જવાબમાં એબી જણાવે છે કે, જ્યાં સુધી તમારા પતિ એ કુટુંબનું પૂરું કરી શકે તેવી કમાણી

કરતા હોય ત્યાં સુધી તેમને કાંઈ કહેવું નહિ. તમારો પ્રશ્ન એ દરેક સ્ત્રી જે અગાઉના કુટુંબવાળા પુરુષને પરણે છે, તે સૌને સાલતો પ્રશ્ન છે. તમારે એ રીતે મનને ઉદાર બનાવવું જોઈએ કે તે એવા પુરુષને પરણી છે કે જે કાયદા કરતા વધુ ઉદાર પોતાનાં બાળકો માટે થવાની મનની વિશાળતા ધરાવે છે.

પિસ્તાલીસ વર્ષની ઉમરની એક બાઈ મેલ્સ વાઈફ તરીકે પોતાને પત્રમાં ઓળખાવી લખે છે: આ મારો તમને બીજો પત્ર છે. ૨૦ વર્ષ ઉપર મેં પ્રથમ પત્ર લખ્યો હતો અને તમારી સલાહ માગી હતી કે હું ૨૫ વર્ષની છું મેલ ૪૨ વર્ષના છે. મારાથી ૧૭ વર્ષ મોટા પુરુષને પરણવું કેટલું યોગ્ય છે? તે વખતે તમે મને લખ્યું હતું કે ઉમર અંગેનો કોઈ નિયમ નથી અમુક લોકો ૩૦ વર્ષે ઘરડાં હોય છે અને બીજા ૬૦ વર્ષે જુવાન હોય છે. એનો આધાર તેમના આરોગ્ય, વલણ અને વૃત્તિ ઉપર રહેલો છે. એ પ્રમાણે મેં જોયું તો ૪૨ વર્ષે મેલ જુવાન હતા અને હું તેમને પરણી. આવતે સપ્તાહે અમે અમારી વીસમી લગ્નતિથિ ઉજવવાનાં છીએ. અમારે એ મજાના ૧૮ અને ૧૬ વર્ષના પુત્રો છે જે બદલ અમે ગૌરવ લઈએ છીએ. મને થયું કે તમારી સલાહથી અમે કેટલા સુખી છીએ તે જાણી તમને ખુશી થશે આ પ્રસગે તમારો આભાર માનું છું મને ખાતરી છે કે તમે આ રીતે ઘણાંની ઉપયોગી સેવા બજાવી છે

પંદર વર્ષની એક છોકરી લખે છે કે, મારા માબાપે છૂટાછેડા લીધેલા છે અને બંનેએ ફરી લગ્ન કરેલાં છે. મારા પિતાએ બીજી વખત છૂટાછેડા લીધેલા છે અને હાલ એ ત્રીજા લગ્નનો સંબંધ બાંધવાની તૈયારીમાં છે. મને એનો કાંઈ વાંધો નથી એ તેમનો પ્રશ્ન છે અને તે સુખી થવા માટે યોગ્ય લાગે તે કરવા સ્વતંત્ર છે. પરંતુ એ ૫૩ વર્ષના છે અને તેમની સ્ત્રી-મિત્ર ૨૩ વર્ષની છે. તેથી તે મને ચિંતા ઉપજાવે છે. મેં તેમની સાથે એ અંગે વાત કરી પણ તેને એમણે ધ્યાનમાં લીધી નથી. એમણે કહ્યું કે તે પોતે એકલા રહેવા માગતા નથી. હું તે સમજું છું પણ મારી ઇચ્છા એવી છે કે તેમણે એમની ઉંમરની નજીકની સ્ત્રી સાથે લગ્ન કરવું જોઈએ. મારા વિશે કાંઈ ગેરસમજ ન કરશો. એમની સ્ત્રી-મિત્ર મને ગમે છે. તે મારી મોટી બહેન કરતાં ઉંમરમાં નાની છે. હું મારા પિતાને પણ ઘણી ચાહું છું. આ લાગણીને લીધે જ હું તેમના અંગે ચિંતા સેવું છું. હું આમાં શું કરી શકું?

એ છોકરીએ પોતાને પિતા અંગે ચિંતિત તરીકે ઓળખાવી છે, તેને જવાબ આપતાં એબીએ જણાવ્યું છે કે ચિંતા છોડી શાંત બનો. જો તમે સાચેસાચ પિતાને ચાહતાં હો અને તે સુખી થાય તેમ ઇચ્છતાં હો તો ઉત્તમ માર્ગ એ છે કે તમે એમની જુવાન વિવાહિતાને સ્વીકારી લો અને તેઓ સુખી થાય તેવી આશા રાખો.

એબીના કૉલમના એક ઉત્સુક વાચકે જણાવ્યું છે કે મેં ઘણા વિવિધ પ્રકારના પ્રશ્નો આપની કૉલમમાં જોયા છે. તેમાંનો એક મને કાયમ મૂંઝવતો રહ્યો છે અને તે અપરિણીત સ્ત્રી પરિણીત પુરુષના પ્રેમમાં પડે છે. તે એમ માનતી હોય છે કે એ પુરુષ તેની પત્નીથી છૂટાછેડા લેશે અને પોતે એની સાથે પરણીને નિરાતે સુખી જિંદગી ગાળશે આ મૂરખ સ્ત્રી કેમ નહિ સમજતી હોય કે જે પુરુષે તેની પત્નીને ત્યજી દીધી તેમ તે એને પણ નહિ રઝળાવે? એવા બિન-વફાદાર પુરુષનો શો ભરોસો કે, તે ત્રીજી કોઈ સ્ત્રી માટે એને પહેલા વખતની માફક ત્યજી નહિ દે? હું માનું છું કે જો આવી સ્ત્રીઓ બીજાના પતિને ઝૂંટવી લેવાની રમત પોતાના ઉપર જોખમ વહોરીને ખેલે છે તેમ સમજે તો તે બીજાના પતિનો સંગ કરવાથી

દૂર રહેશે અને અપરિણીત પુરુષને શોધશે. પરંતુ તેવું જોવા મળતું નથી. આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે ?

એબી તેને જવાબ આપે છે, 'પ્રેમ' એ માનસિક રોગ છે. તે કેવળ બુદ્ધિપૂર્વક અનુસરાતો નથી. જે સ્ત્રી આવા પુરુષના પ્રેમમાં હોય છે તે એવું માનીને ચાલતી હોય છે કે એની પહેલી પત્ની નિષ્ફળ ગઈ પણ પોતે સફળ થશે. સંજોગવશાત તે સાચી પુરવાર થાય છે.

એક માતા તેની દીકરીના પુરુષ મિત્ર અંગે લખે છે: દીકરી કૉલેજ ગ્રેજ્યુએટ છે, અને જે જુવાન પુરુષ મિત્ર સાથે તે હરેફરે છે, એ પણ ગ્રેજ્યુએટ છે, પરંતુ તે ખરેખર પ્રૉબ્લેમ છે. બન્ને જ્યારે ડેટ ઉપર જાય છે ત્યારે દીકરીની કાર વાપરે છે. અમે માનીએ છીએ કે તે ક્યારેય પોતાની કાર વાપરતો નથી એટલો તે કંજુસ છે. ક્રિસમસની ભેટમાં પણ તેણે હલકી અત્તરની બાટલી આપી હતી એના જન્મ દિવસે એણે કંઈ આપ્યું ન હતું. મફતનું ખાવાનું એ શોધતો ફરતો હોય છે. એ એની સિફતથી આમંત્રણ મેળવી લઈને તે વૃત્તિ પોષતો હોય છે કે તે ઉઘાડો પડી ન જાય. પરંતુ અમારી દીકરી તેના આ અવગુણો જોઈ શકતી નથી અને અમે એના કુટુંબીજનો ઘણું મોડું થઈ જાય તે પહેલાં તેની આંખ ઉઘાડવા માગીએ છીએ. અમે વિવેકપૂર્વક તેના ધ્યાન ઉપર આ હકીકત કેવી રીતે લાવીએ ? અમને બીક રહે છે કે અમે તેના દોષો બતાવીશું તો તે કદાચ એનાથી દૂર જવાને બદલે વધુ નજીક તો નહિ જાય ?

એબીએ જણાવ્યું છે કે, તમારું છેલ્લું વાક્ય ઘણું સાચું છે, કંઈ કહો નહિ. જે લોકો લાગણીવશ થઈને એકબીજા તરફ ખેંચાયા હોય છે, તેઓ કેવળ પોતે જેવું ઇચ્છે છે તેવું જ સામામાં જોતા હોય છે.

['જ્યાં જ્યાં વસે એક ગુજરાતી' તાજેતરમાં પ્રગટ થયેલ પુસ્તકમાંથી]



# અવલોકન

—મોહનભાઈ શં. પટેલ

## પ્રાચીન ભારતનું સજીવ વાતાવરણ

'જુઓ ને, આ કાળનું કેવું વિલસિત છે! એક રામ જાય છે ને બીજા રામ આવે છે'. અધિપુરુષના સર્જકે કાળના એ વિલસિતને શબ્દોમા નિબદ્ધ કર્યું છે. ભગવાન જામદગ્ન્યનું યુગકાર્ય પૂરું થાય છે ને ભગવાન રામચન્દ્રના યુગનો અરુણોદય થાય છે. એવા સંક્રાન્તિકાળની ચેતના 'અધિપુરુષ'માં વિલસી રહી છે. સામાન્યતઃ આવો કાળ ક્યારેક ઓચિંતા સક્ષોભનો કાળ હોય છે તો ક્યારેક ક્રમે ક્રમે સક્ષોભ રચાતો હોય છે. સંક્ષોભને સમતાપૂર્વક અવલોકવાનો પરિપ્રેક્ષ્ય દુર્લભ હોય છે. અવલોકીને તેને સુષમ ઘાટ આપવો એ વળી વધારે દુર્ઘટ હોય છે પ્રસ્તુત નવલકથાના લેખક શક્તિશાળી સર્જક છે. નવ નવલકથાઓ, બે વાર્તાસંગ્રહો અને એક લેખસંગ્રહના સર્જકને 'નવા' એવું વિશેષણ લગાડાય નહીં, ને છતાંય 'નવા' એ સ્ફૂર્તિનો વાચક શબ્દ હોય, નવી નવી ક્ષમતાઓના ઉઘાડની શક્યતાઓ દર્શાવતો હોય તો એમને 'નવા' કહેવાનું મન છે સમયે એમને જરઠ બનવા દીધા નથી.

(અધિપુરુષ : લે પિનાકિન દવે પ્રકાશક : આર. આર. શેઠની કંપની)

રામાયણ, મહાભારત, પુરાણ આદિ ખ્યાતનામ ગ્રંથોમાંથી કથાબીજ લઈને આજના સમય સંદર્ભનો પુટ આપીને આપણે ત્યા નવલકથાઓ લખાઈ છે એવા કથાકારોમાં શ્રી મુનશી મૂર્ધન્ય છે. પ્રભાવશાળી, તેજસ્વી પાત્રોનું સર્જન એ શ્રી મુનશીનો આગવો શક્તિ-વિશેષ છે. સાદ્યંત વાચકને પોતા તરફ આકર્ષી રાખે એવી પ્રસંગગૂંથણીવાળી નવલકથાઓ શ્રી મુનશીની પ્રતિભાનો પરિચય આપે છે. પ્રસ્તુત નવલકથાના સર્જક ડૉ. પિનાકિન્ દવે એમની આ કથામાં એવા આગવા વિશેષોની પ્રતીતિ આપે છે. આ વિશેષો વધારે સાચા અને તેથી અંતર્ગત સંયત શક્તિ વડે સુરેખ જણાય છે.

અને ક્ષત્રિયો વચ્ચેના સંઘર્ષને અહીં નવલકથાનું એઠું બનાવ્યો છે. બ્રાહ્મણોને ક્ષત્રિયો સામે ઝનૂનપૂર્વક ઝૂઝતા અહીં બતાવ્યા છે. પરશુરામ પૃથ્વીને નક્ષત્રી કરવાને સંકલ્પબદ્ધ થયા હતા એ તથ્યને વીસમી સદીમાં ચાલતા વર્ગવિગ્રહનું રૂપ અપાયું છે. સવર્ણો સામે હરિજનો, પુરવાસીઓ સામે આદિવાસીઓ, ક્ષત્રિયો સામે ખેડૂતો, ઉદ્યોગપતિઓ સામે મજૂરો ...એ જેમ આ યુગનો વિસ્ફોટ છે એમ જ બ્રાહ્મણોએ એ કાળે ક્ષત્રિયો સામે 'જેહાદ' જગાવી છે, એવું નિરૂપણ આ કથામાં થયું છે. સત્તાવીશમા પ્રકરણમાં યજ્ઞદત્ત અને શ્રવણ કોસલવાસીઓની સભાઓને સંબોધે છે ત્યારે તો જાણે ચાલુ વરસની કોઈ ચૂંટણી–સભામાં ભાષણબાજી ચાલતી હોય એવું લાગે છે. યજ્ઞદત્ત જેવા ઋષિ પણ દશરથના ચારિત્ર્યખંડન માટે પ્રગલ્ભ પ્રયત્ન કરતા બતાવાયા છે. યજ્ઞદત્ત ઋષિ રાજા દશરથ માટે કહે છે :

'...રાજા દશરથ હવે યુવાન સ્ત્રી સાથે વિષયભોગમાં વધારે સમય વિતાવે છે. એ શી રીતે રાજ્ય સંભાળે ? કૈકેયીએ એના પર કામણ કર્યું છે. રાજાએ આપણું રાજ્ય કૈકય દેશને વેચી દીધું છે... આ તો બ્રાહ્મણોની એકતા તોડવાં માટેનો ક્ષત્રિય સત્તાધીશોનો પ્રથમ પ્રયત્ન છે પણ તેમનું કાંઈ ચાલશે નહીં....' (પૃ. ૨૭૭)

જ્યાં ધર્મ છે ત્યાં જય છે, જ્યાં સત્ય છે ત્યાં ધર્મ છે એ વચનમાં તથ્ય છે એવી શ્રદ્ધા જો બ્રાહ્મણોને હોય તો આવો 'નાગો' પ્રચાર કેટલે અંશે નિર્વાહ્ય લેખાય ? રાજા દશરથે સ્ત્રીસંગ જ મહત્ત્વનો ગણ્યો હોય તોયે એ સમયના સૂર્યવંશી પ્રતાપી રાજાની સામે ઋષિઓ દ્વારા કીચડ ઉછાળવાનું કર્મ નિષિદ્ધ ન ગણાવું જોઈએ ? જો કે લેખકે તો દશરથને આ કથામાં વિષયાસક્ત જ ચીતર્યો છે. જુઓ :

'...કૈકેયીના હોઠ ખૂલ્યા–દશરથન લાગ્યું. સ્વર્ગનાં દ્વાર ખૂલતાં હોય !' (પૃ. ૨૮૩)

પ્રસ્તુત નવલકથામાં જે કૈકેયી છે તે કૈકેયી અનુશ્રુતિમાં નથી. અનુશ્રુતિની મંથરાની પણ લેખકે બાદબાકી કરી છે. રાજા દશરથ કૈકેયીને પરણી લાવે છે તે ઘટનાના નિરૂપણમાં લેખકની અનોખાઈ દેખાઈ આવે છે. રાજા દશરથ જેવા ક્ષત્રિયને છાજે એવું અને કૈકેયી જેવી સત્તાપ્રિય, વૈભવપ્રિય યુવાન રાજકન્યાને શોભે એવું એ ઘટનાનું નિરૂપણ લેખકે કર્યું છે. રાજકારણની આંટીઘૂંટી સમજે, ઉકેલે અને જરૂર જણાયે નવીન આંટીઘૂંટી સરજે પણ ખરી એવી ચતુર, ચકોર અને દુર્બોધ એવી પરાક્રમપ્રિય મહારાણીનું સજીવ પાત્ર લેખકે સરજ્યું છે. દશરથને, પ્રમાણમાં અનુ-દાર (henpecked) અને તેથી ક્યારેક મૂ[illegible] જણાય એવા પણ ચીતર્યા છે.

શ્રવણના અવસાનની જે અનુશ્રુતિ છે તેમાં દશરથ દોષિત જરૂર છે, પણ એ દોષ એનાથી અજાણ[illegible] થયો છે. અજાણ્યે થયેલા આ દોષનું લેખકે નવીકરણ કર્યું છે. કૈકેયીએ ચર દ્વારા સમાચાર મેળવ્યા [illegible] શ્રવણ જળ ભરવા નદીકિનારે જાય છે. પછી દશરથના હાથમાં એ ધનુષબાણ પકડાવી દે છે. અને અવાજની દિશામાં બાણ ચલાવવા કહે છે. દશરથને દહેશત તો થઈ કે 'કદાચ પ્રાણી ન હોય' (પૃ. ૨૮૯) છતાં કૈકેયીએ ધનુષ પર બાણ ચડાવી દશરથના હાથમાં આપ્યું અને કહ્યું, 'મહારાજ મને નિરાશ કરશો ?' દશરથે શબ્દનું નિશાન લીધું અને બાણ છોડયું. શ્રવણ હણાયો. અનુશ્રુતિમાંના દશરથના અજાણપણાને કંઈ[illegible] વાસ્તવિકતાનું રૂપ આપવાનો લેખકનો આ પ્રયત્ન હશે ? કૈકેયી દશરથ કરતાં વધારે ચાલાક નીકળી આ આખીયે ઘટનાની કારક એવી કૈકેયી જાણે [illegible]

ટનાના રહસ્યથી નિર્વ્યાજ અજ્ઞાત હતી એવો દેખાવ મે કરી શકી. એણે જે રીતે એ ઘટનાને મનમાં સેવી મને પછી પાર પાડી એમાં એની રાજકારણની કુનેહ ભલે એટલી મોટી હોય, પણ ઇક્ષ્વાકુ વંશની કીર્તિને ઝાંખપ લગાડે એવી હતી.

કથા જેને કેન્દ્રમાં રાખીને લખાઈ છે તે અધિપુરુષ, ઉત્તમ પુરુષ શ્રવણ પ્રોજ્જ્વલ યજ્ઞકુંડ જેવો પ્રભાવશાળી ચીતરાયો છે. ફુલ્લ કુસુમિત રાજવૃક્ષ જેવી પ્રભાવશાળી પૂર્વા અને અધિપુરુષ શ્રવણની પ્રણયકથા પ્રસ્તુત નવલકથાનો ઊજળો અંશ છે. દાંપત્ય પણ જીવનની ઉચ્ચોચ્ચ અધિત્યકા પર કેવું સુપ્રતિષ્ઠિત થઈ શકે છે એનું દીપ્ત દૃષ્ટાંત એ છે.

કાત્યાયન યજ્ઞદત્તના આશ્રમમાં આવે છે કાંઈક જુદા જ આશયથી, પણ ધર્મનું રહસ્ય પામીને એ નખશિખ બદલાઈ જાય છે. ઉદુમ્બર મુનિના મૃત્યુની ઘટના મૃત્યુના માંગલ્યને સાર્થ કરી આપે છે. રક્ત-પિત્તના અસહ્ય દર્દથી જેમનો દેહ પીડાતો હતો એમની શુશ્રૂષા જે ધીરજ અને પ્રેમથી શ્રવણ અને પૂર્વા કરે છે એનું મંગલ દર્શન કરીને કાત્યાયન ધન્યતા અનુભવે છે. મુનિની છેલ્લી પળો છે. શ્રવણને એ કહે છે :

'......મારી અંદર શાંતિ જ શાંતિ છે, કોઈ વ્યાધિથી તે દૂર ન થાય. મારો આત્મા ઋતના સ્વામી સાથે એકરૂપ બની જાય છે. મને દેહનું કોઈ દુઃખ નથી. મારા આત્માને કોઈ દુઃખ દઈ શકે એમ નથી.'

'આપને દર્શન થાય છે?' પૂર્વાએ પૂછ્યું.

'દર્શન તો અન્યનાં થાય વત્સે, એ હું જ છું.' (પૃ. ૬૮) આત્મવિદ્યાનો અહીં સરસ પરિચય છે. મુનિનું મુનિત્વ અહીં શોભી ઊઠ્યું છે.

શાંતા અને ઋષ્યશૃંગની કથામાં નર્યું કુતૂહલ છે. ઋષ્યશૃંગ પહેલી જ વાર સ્ત્રીને જુએ છે એ ઘટનાનું વર્ણન ગમી જાય એવું છે. દશરથનંદિની શાંતા એ તપસ્વીને પોતાના પ્રભાવમાં લાવે છે એ નિરૂપણ રમણીય બન્યું છે. 'ક્ષત્રિયોનો ઉત્કર્ષ થાય તે માટે જ મારે શાંતાનું કામ છે...શાંતા વધારે યશસ્વી બનશે...' એમ કહીને રાજા રોમપાદે દશરથ પાસેથી શાંતાને માંગી લીધી ત્યાંથી નવલકથાનો આરંભ થાય છે. પણ પછી ક્ષત્રિયોનો ઉત્કર્ષ કેવોક થયો, કેવી રીતે થયો એ કુતૂહલ શમતું નથી : હા, કદાચ મુનિ ઋષ્યશૃંગને પરણીને તેમના દ્વારા પુત્રેષ્ટિ યજ્ઞ કરાવાય ને *દશરથને ચેર દીકરા અવતરે, એ દીકરાઓ ક્ષત્રિયોનો* ઉત્કર્ષ કરે એવું કંઈક અભિપ્રેત હશે? પણ એ તો કોસલમાં રહીનેય શાંતા કરી શકી હોત, એને રોમપાદની પુત્રી થઈને અંગદેશમાં માત્ર એટલા ખાતર જ જવું પડ્યું? રોમપાદનું પાત્ર પણ તેજ વગરનું છે.

કુલપતિ યજ્ઞદત્ત અને તેમનાં પત્નીની આંખો ફોડી નાખી એ ઘટના રાજરમત કેટલી હદ સુધી હીન બની શકે છે તેની શાખ પૂરે છે. પોતાના માર્ગમાં જે કોઈ ને જે કંઈ બાધા કરતું હોય તેને સંકલ્પ-પૂર્વક કઠણ થઈને દૂર કરવું એ જ એનો સ્વભાવ છે.

કથયિતવ્યની ધારા અહીં અજસ્ર વહી જાય છે. પ્રાચીન ભારતનું વાતાવરણ અહીં સજીવ થઈ ઊઠ્યું છે ભાષા ઋજુ છતાં બળકર અને પ્રભાવક છે. પ્રસંગોની ગૂંથણી સારુ છે. પાત્રનિરૂપણ સજીવ, સુરેખ છે. જ્યાં જ્યાં અનુશ્રુતિથી લેખક નોખા પડ્યા છે ત્યાં ત્યાં અનુશ્રુતિને તેથી લાભ થાય છે કે નુકસાન એ વિવાદ અહીં અપ્રસ્તુત ગણ્યો છે.

સાદ્યંત આસ્વાદ્ય આ નવલકથા એના સર્જકને યશ અપાવે તેવી છે.

[ ગ્રંથ, નવેમ્બર ૧૯૭૯માંથી ટૂંકાવીને ]

## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | હૈયુ સળગે હેતની આગે | શ્રી રસિક મહેતા | નવલકથા | ૧૯-૦૦ |
| ૨ | સજન ઘર જાવા દે | ,, ,, | ,, | ૨૬-૦૦ |
| ૩ | દૂર મંઝિલ દૂર કિનારા | શ્રી પ્રિયકાંત પરીખ | ,, | ૧૬-૦૦ |
| ૪. | મધ્યાહ્નનો તાપ | શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | ૨૪-૦૦ |
| ૫ | કોઈ મને સિંદૂર ભરો | શ્રી કૈલાસ નાયક | ,, | ૧૪-૦૦ |
| ૬ | ભીનુ ભીનુ મન | શ્રી નટવર શાહ | ,, | ૩૨-૭૫ |
| ૭ | વિમુક્તા | શ્રી ગૌતમ શર્મા | , | ૩૫-૦૦ |
| ૮ | ગતસ્યગધા – | ,, ,, | ,, | ૨૭-૦૦ |
| ૯ | આંખ અને અંતર | શ્રી ધીરેન્દ્ર દોશી | ,, | ૧૩-૭૫ |
| ૧૦ | ચાસપની અને કર્ણ | શ્રી જયંત ગાડીત | ,, | ૧૨-૦૦ |
| ૧૧ | એકાન્ત મારા ભડકે બળે – | શ્રી નવીન કા મોદી | ,, | ૧૮-૦૦ |
| ૧૨ | ચંબલ તારા વહેતા પાણી | શ્રી વારેશ તીરકર | ,, | ૨૧-૦૦ |
| ૧૩ | કુમ કુમ પગલે | શ્રી નવનકિશોર વ્યાસ | નવલિકા | ૧૫-૦૦ |
| ૧૪ | મારી સારી વાર્તાઓ | શ્રી હીરાલાલ ફોફલીયા | ,, | ૧૫-૦૦ |
| ૧૫ | દૂર દેશની વાતો | શ્રી શિવમ સુંદરમ્ | ,, | ૧૮-૦૦ |
| ૧૬ | આઠમુ પાતાળ | શ્રી રમેશ ત્રિવેદી | લઘુકથાઓ | ૧૦-૦૦ |
| ૧૭ | ભીના અજવાળાં | શ્રી મનહર તળપદા | કાવ્ય | ૭ ૦૦ |
| ૧૮ | લીનતલ્લીન | શ્રી મુકુંદ જોશી | , | ૧૫-૦૦ |
| ૧૯ | ઉર નિર્ઝરી | શ્રી સુજન બરવાળિયા | ,, | ૫-૦૦ |
| ૨૦ | અવહેલના | શ્રી વજ્રમાતરી | ગઝલ | ૧૭-૦૦ |
| ૨૧. | મગના | શ્રી જેઠાલાલ ત્રિવેદી | વિવેચન | ૧૫-૦૦ |
| ૨૨ | જૈન તત્ત્વ પ્રકાશ | શ્રી અમોલખ ઋષીજી | ,, | ૭૦-૦૦ |
| ૨૩ | બોલ્યુ ચાલ્યુ માફ કરજો | ડૉ. અજય કોઠારી | નાટક | ૧૦-૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૪. | પિયારા લાડી | શ્રી મૂળરાજ અંજારિયા | જોક્સ | ૧૫–૦૦ |
| ૨૫. | સંતોની સુવાસ | શ્રી રતુભાઈ શેઠ | ચિંતનાત્મક | ૧૦–૦૦ |
| ૨૬. | અભય | શ્રી સુરેશ સોમપુરા | અનુભવકથા | ૧૩–૫૦ |
| ૨૭. | સ્મૃતિ કેમ કેળવાય | પ્રા. રજનીકાન્ત પટેલ | પ્રકીર્ણ | ૧૨–૦૦ |
| ૨૮. | આફ્રિકાખંડની લોકકથાઓ | શ્રી શિવમ્ સુંદરમ્ | લોકકથાઓ | ૧૮–૦૦ |
| ૨૯. | આદિવાસી લોકનૃત્યો | શ્રી શંકરભાઈ તડવી | લોકસાહિત્ય | ૧૮–૦૦ |
| ૩૦. | આદિવાસીનો કલાવારસો | ,, ,, | ,, | ૩૦–૦૦ |
| ૩૧. | સ્ત્રીપરિચય | કુ. રજની આશર | સમાજશાસ્ત્ર | ૩–૦૦ |
| ૩૨. | ગુજરાતી રંગભૂમિના અભિનયશિલ્પી બાપુલાલ નાયક | શ્રી સુરેશ સોમપુરા | નાટ્યસંસ્મરણો | ૧૫–૦૦ |
| ૩૩. | સિદ્ધ યોગીઓના સાનિધ્યમાં | ડૉ. ભગવતીપ્રસાદસિંહ | આધ્યાત્મિક | ૨૦–૦૦ |
| ૩૪. | વાજીકર વનસ્પતિઓ | વૈદ્ય દ્વારકાદાસ ત્રિવેદી | આયુર્વેદ | ૧૬–૭૫ |
| ૩૫. | અનુભવસિદ્ધ ઔષધિઓ યાને આયુર્વેદ યુનાની | શ્રી હકીમ સાહેબ ગરીબશા | ,, | ૧૬–૦૦ |
| ૩૬. | ગ્રંથાલય સૂચીકરણભાર | શ્રી રમેશ ગાંધી | ગ્રંથાલય | ૬–૭૫ |
| ૩૭. | એક કાન ઊંચો એક કાન નીચો | શ્રી હરીશ નાયક | બાલસાહિત્ય | ૧–૦૦ |
| ૩૮. | પરાક્રમી પંજો | ,, ,, | ,, | ૭–૦૦ |
| ૩૯. | દેવદૂતનો દોસ્ત | ,, ,, | ,, | ૧–૦૦ |
| ૪૦. | એક ઘોડો અને પાંચ અસવાર | ,, ,, | ,, | ૭–૦૦ |
| ૪૧. | વિશ્વાસનો વધ | ,, ,, | ,, | ૨–૦૦ |
| ૪૨. | પ્રેરક પ્રસંગકથાઓ પુ. ૪ | શ્રી યશવંત મહેતા | ,, | ૨૦–૦૦ |
| ૪૩. | હે તાલ્લી | શ્રી રમેશ પારેખ | ,, | ૨–૫૦ |
| ૪૪. | ગુલાબી આરસની લગ્ગી | શ્રી હરિકૃષ્ણ પાઠક | બાલકાવ્ય | ૭–૦૦ |
| ૪૫. | તોફાન | શ્રી જોસેફ મેકવાન | ,, | ૨–૦૦ |

**પ્રાપ્તિસ્થાન :** આર. આર. શેઠની કંપની, મુંબઈ–૪૦૦૦૦૨, અમદાવાદ–૩૮૦૦૦૧

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| उत्तरकथा–१ | नरेश मेहता | 50–00 |
| चार आँखों का खेल | विमल मित्र | 16–00 |
| साहिबे आलम | बलवन्त सिंह | 30–00 |
| प्रेम-कहानी | ममता कालिया | 12–00 |
| दलदल | रामकुमार भ्रमर | 15–00 |
| फूलमणि | हन्ना कैथरीन | 16–00 |
| सिरफिरा | विश्वेश्वर | 20–00 |
| सन्धिपत्र | प्रेमलाल भट्ट | 16–00 |
| हर्षवर्धन | चन्द्रकान्त भारद्वाज | 20–00 |
| अपराजेय | आदित्य दिवारत्नम | 35–00 |
| गंगोत्री से गंगासागर | प्रेमलाल भट्ट | 35–00 |

## कहानी

| | | |
|---|---|---|
| चकैया नीम | रवीन्द्र कालिया | 15–00 |
| लैम्प शेड | यशपाल | 9–00 |

## कविता

| | | |
|---|---|---|
| अपने सामने | कुंवर नारायण | 18–00 |
| धरती के स्वर | विमलचन्द्र 'विमलेश' | 15–00 |
| उमाल | प्रेमलाल भट्ट | 15–00 |
| कुहरे की प्रत्यंचा | देवेन्द्र शर्मा 'इन्द्र' | 25–00 |

## नाटक

| | | |
|---|---|---|
| दो व्यंग्य नाटक | शरद जोशी | 15–00 |

## आलोचना

| | | |
|---|---|---|
| कामायनी का अनुशीलन | कमला अवस्थी | 50–00 |
| प्रेमचन्द साहित्यिक विवेचन | नन्ददुलारे वाजपेयी | 40–00 |
| मानक हिन्दी | ब्रजमोहन | 35–00 |
| मीरा का काव्य | विश्वनाथ त्रिपाठी | 22–00 |

| | | |
|---|---|---|
| कमलेश्वर : कहानी का संदर्भ | पुष्पालसिंह | 27–00 |
| दिनकर का काव्य | द्वारकाप्रसाद सक्सेना | 22–50 |
| भक्तिकाव्य की सामाजिक सांस्कृतिक चेतना | प्रेमशंकर | 28–00 |
| कवि निराला | नन्ददुलारे वाजपेयी | 40–00 |
| स्वातंत्र्योत्तर हिंदी नाटक | डॉ. रीताकुमार | 80–00 |
| धर्मवीर भारती : साहित्य के विविध आयाम | हुकुमचन्द राजपाल | 60–00 |
| आधुनिक बोध और विद्रोह | डॉ. हरदयाल | 30–00 |
| कविता और संघर्षचेतना | डॉ. यशगुलाटी | 35–00 |
| रीतिकालीन भारतीय समाज | शशिप्रभा प्रसाद | 40–00 |
| सर्जन और भाषिक संरचना | रामस्वरूप चतुर्वेदी | 14–00 |
| बच्चन : निकष पर | सं. रमेश गुप्त | 60–00 |
| सहृदय परिकल्पना और आधुनिक हिन्दी साहित्य | सूर्यनारायण द्विवेदी | 90–00 |
| हिन्दी की राष्ट्रीय काव्य-धारा : एक समग्र अनुशीलन | डॉ. देवराज शर्मा 'पथिक' | 75–00 |
| साकेत : विचार और विश्लेषण | वचनदेव कुमार | 16–00 |

## विविध

| | | |
|---|---|---|
| चाकलेट | पाण्डेय बेचन शर्मा 'उग्र' | 12–00 |
| निबन्ध-ज्योत्सना | कल्पना शर्मा | 6–00 |
| इतिहास क्या है | ई. एच. कार | 15–00 |
| उत्तर मुगलकालीन भारत | सतीशचन्द्र | 46–00 |
| कामरेड मोनालिजा | रवीन्द्र कालिया | 12–50 |
| शौक-सुराही | अमृता प्रीतम | 18–00 |
| मदर टेरेसा | विजयदेव | 18–00 |
| डाक-टिकट संग्रह | ओमप्रकाश थानवी | 6–65 |
| चोलवंश | नीलकंठ शास्त्री | 110–00 |

## विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर. शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एवं प्रकाशकों की प्रमुख कृतियाँ; साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एवं महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एवं संदर्भग्रन्थ सदैव उपलब्ध हैं। यह संस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं—उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बालसाहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको संतोष प्रदान करने के प्रयास में कृतसंकल्प है।

७६७१२-३५ | ३-'८०

## 'લોકપ્રિય'ની નવલકથાઓનો આસ્વાદ એ છે સમયનો સાદ

| | | |
|---|---|---|
| વરાળ | રામચંદ્ર પટેલ | ૧૪–૫૦ |
| ભીનાં ચઢાણ | નાનાભાઈ જેબલિયા | ૧૯–૦૦ |
| આંખમાં ઊગ્યાં ફૂલ | પ્રીતમલાલ કવિ | ૨૦–૦૦ |
| ચિહ્ન | ધીરેન્દ્ર મહેતા | ૨૦–૦૦ |
| પલાશવન | વીનેશ અંતાણી | ૧૬–૦૦ |
| નગારે ઘા | મૂળરાજ રૂપારેલ | ૨૨–૭૫ |
| વેદનાની વાડી લીલીછમ | મૂળરાજ રૂપારેલ | ૨૪–૦૦ |
| વિપુલ ઝરણું | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૨૧–૭૫ |
| એક સોનેરી નદી | રામચંદ્ર પટેલ | ૧૪–૫૦ |
| અમે તરસ્યા પૂનમનાં | દિલીપ રાણપુરા | ૧૯–૫૦ |
| ગુંબજ | અશ્વિન દેસાઈ | ૧૨–૭૫ |
| વારસદાર | ઇલા આરબ મહેતા | ૧૦–૫૦ |
| પાંપણ પારનો પ્રદેશ | આબિદ સુરતી | ૧૩–૨૫ |
| ખાલીપો | આબિદ સુરતી | ૧૫–૦૦ |

કલમના કસબીઓની કમાલ રજૂ કરતી નવલકથાઓના સૂચિપત્ર માટે સંપર્ક સાધો.



લોકપ્રિય પ્રકાશન

૧૧૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૩ અંક : ૮



સ્વ. નવનીત સેવક

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# વિદ્યાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૩ અંક : ૮



સ્વ. નવનીત સેવક

ઉદ્ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૩
૧૫ એપ્રિલ '૮૦ : અંક ૮
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૧૦૦૦

આર. આર. શેઠની કંપનાવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત



તા. ૧૩ માર્ચ ૧૯૮૦ના રોજ શ્રી નવનીત સેવકનું સ્કૂટર એકસ્માતમાં અવસાન થયું. ગુજરાતી સાહિત્ય પરિષદ તથા ગુજરાતી સાહિત્ય પ્રકાશક વિક્રેતા મંડળના સંયુક્ત ઉપક્રમે સદ્‌ગતને અંજલિ આપવા એક શોક સભા શ્રી નિરુભાઈ દેસાઈના અધ્યક્ષપદે ભરાઈ હતી. એમને અંજલિ આપતો તેમના વિશેનો એક લેખ તથા કાવ્ય આ અંકમા અન્યત્ર પ્રગટ કરી એમના પ્રત્યેની લાગણી વ્યક્ત કરીએ છીએ.

તા. ૨૫ માર્ચનો દિવસ વિશ્વ નાટ્ય દિન રૂપે ઉજવાય છે. આ પ્રસંગે અમદાવાદની હઠીસિંગ વિઝયુઅલ આર્ટ સેન્ટર સંસ્થાના ઉપક્રમે 'દર્પણ' દ્વારા શ્રી ચિનુ મોદીનાં 'હુકમ, માલિક' તથા 'ફોટોગ્રાફર' એકાંકી ભજવાયાં. કોરસ સંસ્થાએ શ્રી નિમેષ દેસાઈ દિગ્દર્શિત. શ્રી નૌશીલ મહેતાનું 'ખાનગી ભાષા' રજૂ કર્યું. લખાયેલું નાટક કેવુંક ઊઘડે છે તેનો અનુભવ ભજવણી વખતે પ્રેક્ષક રૂપે હાજર રહી કરી શકાયો.

તા. ૨૯ માર્ચના રોજ શ્રી બચુભાઈ રાવતને ઇ. સ. ૧૯૭૯નો ગુજરાત રાજ્ય લલિતકલા અકાદમીનો કલા-પ્રચાર માટેનો એવોર્ડ ગુજરાતનાં રાજ્યપાલ શ્રીમતી શારદા મુખરજીના હસ્તે એનાયત થયો. 'કુમાર'નું 'કાવ્ય' અને 'કલા'નું પાનું આજે પણ, ભિન્ન રુચિ છતાં, રસિકજન જોવાનું ચુકશે નહિ એમાં જ શ્રી બચુભાઈની સંપાદક તરીકેની વિશિષ્ટ સૂઝનો પરિચય મળી રહે છે. અભિનંદન

**મનહર મોદી**

## આ અંકમાં

# ક્યાં છે 'સેવક'? રાધેશ્યામ શર્મા

ડાબો ખિસ્સામાં લગભગ ખૂટેલી શાહીવાળી પેન
અને બગલથેલામાં કાગળનો માલ વહી
વિચરતા આપણુ સૌએ આજે
અહીં ને અહીં નક્કી કરવું પડશે
કયા છાપાની કઈ કૉલમમાં જા×ખ છપાવીશું કે
સો ઉપરાંત નવલકથાઓ લખી નાખનારો
સાહિત્યનો અને ડાકોરના રણછોડરાયનો અદનો
સેવક
૧૨૫મી નવલકથાનો પ્લૉટ ગોઠવવા
સ્કૂટર પર ક્યાં ગૂમ થયો છે?!
બસ પ્લેન કે ટ્રેન કરતાંયે સ્કૂટર તેમને બહુ
વહાલું હતું.
મૃત્યુને સામે સ્કૂટરે બેસી ઉત્તપ્ત જીવનની
શિકાયતોનો પત્ર પહોંચાડવા આ
પત્રકાર ક્યાંક ફરાર થયો છે!
'કૃષ્ણાવતાર' જેવી કથાશ્રેણી આલેખનાર
મૂળે તો પ્ર-'પંચતંત્ર' કથાઓ રચવામાં
'કુમાર' કાળથી જ કુશળ હતો ને એમ હોવાથી
આપણે માની શકતા નથી કે
રણછોડરાયની કૃષ્ણઘન પ્રતિમાનો પૂજક
કૃષ્ણચરિત્ર અધૂરું છોડીને
કાયરની મિસાલ નાસી છૂટે!
સફેદ ગેબર્ડિનના પેન્ટ શર્ટના શોખીન
કિચેન અને લાઈટર બદલ બદલ કરતા સેવક!
રંગબેરંગી સેંકડો પ્રફુલ્લિત પેનોને
તમે ખરીદી વિધવા બનાવી છે એનું ભાન છે?
જે કાંઈ તમે લખતા એનો
તમને તીવ્ર અસંતોષ હતો
માટે તો પેનો બદલતા હતા
પેનો બદલી ખરીદતા હતા શું?
પેનો ખરીદી બદલતા હતા શું?
છાપાં તમને સસ્પેન્ડ કરતાં કે
તમે જ છાપાંને સસ્પેન્ડ કરતા હતા?
એક રીતે તમે લેખક નહિ
અરે! એવા લેખક જ નહોતા
કારણ કે કારમા જમાનામાં
ચાહે રશિયા હો કે ભારત-અમેરિકા
લેખકને મૂગોમંતર બનાવી દેવાનું કાવતરું
રંગેચંગે ઘણે ભાગે પાર પડતું રહે છે.
જાણે કે સાનમાં સમજીને તમે
ટેપરેકૉર્ડર ખરીદવા માંડ્યા
અને એક બોલતા લેખક બની ગયા.
હવે બોલતા ને બોલકા લેખકને
કોણ સહી લે? ચન્દ્ર, 'રજની', 'પ્રમોદ',
યા 'ચકોર' શા કળાકાર જ
તમારું વ્યંગચિત્ર આરેખી શકે:
તમારા આયુષ્ય શા કાચાનચ
સૂતરના તાંતણે તોળાયેલી તંત્રીઓની
તલવારની ધાર હેઠળ
મેજ પર પેનને પોઢાડી

જમણા હાથમાં અધબળી સિગારેટ સાથે
તમે ખુદ પોઢી ગયા છો
અને નહિ ઊઠો એવી નિદ્રામાં
તમે બબડી રહ્યા છો, પૂછી રહ્યા છો–
"મિત્રો, દેખાડો પેલો ભુલાવામાં ભંડારતો
રણછોડ ક્યાં છે?"
હું માનું છું
રાય રણછોડના હોમર–ઝોકામાં
તમારું મસ્તક ડૂલ થયું છે, સેવક!
નકર મોંમેળામાંથી છટકો એવા કાયર તમે નહોતા.
મેનેજિંગ તંત્રીના ખ્યાલ બહાર
અણઘડ લેબર મેનેજર સમાન
અસંસ્કારી મોતે તમને
એકાએક 'ડિસ્મિસ' કર્યા છે
એટલે અમે તમે જ્યાંના છો
ત્યાંના રણછોડજીને જ પૂછીશું
કે 'સેવક' ક્યાં છે?
પણ રણછોડજીયે બેચેન હશે
એથી આપણે 'હરિ'ને જ પૂછીએ
ક્યાં છે નવનીતભાઈ?
ખાખી પાટલૂન લઘરવઘર
દિદાર ને ચશ્મે મઢેલ દાઢીધારી હરિ
બહુમાળી મકાનના ચારચાર
દાદરા ચઢીઊતરી અર્ધોપોણો
ઈંચ લાંબો થઈ ગયેલો કર્મચારી હરિ....
આ હરિની વહારે સેવક ધાયેલા
હરિ અને હરિઓની સહાય માટે સદા તત્પર
નવનીત નિતનવીન અંચઈ
શોધી કાઢતા:
આપણે ઈચ્છીએ
ઈચ્છા ઠગારી છે છતાં–કે
વિચિત્ર ચિત્રગુપ્તને પણ
ગફલત થઈ હોય તો ગાફેલ રાખી
પાઠ ભણાવી તેઓ પાછા આવે
હરિ–કે હરની અરજીઓ અધૂરી પડી છે હજુ....
બીજી બારસો વસની પેઠ
તેરના આંકડાનો સેવકને
વહેમ હતો ને છતાં બીજાની
રેખાઓની ગતિ પકડી આપનારની
હસ્તરેખાની આવી ચીલઝડપ ગતિ કોઈએ
કેમ ભાળીને ના સંભાળી?!
આપણામાં સ્નેહ પૂરતો છે,
સમય નથી
સ્મશાનમાં હાજર તો
ઘરના બેસણે ગેરહાજર
શોકસભામાં ફરી હાજર
આપણામાં કદાચ ધૃતિભરી શ્રદ્ધા નથી....
શોકસભા બાદ ખુરશીઓ ખાલી
મરનારાં સૌને પોતાની જિંદગી વ્હાલી!
જીવન પર તો ઈતબાર છે જ
અને જો એ સોળ આના સાચું હોય તો
જે માઈલસ્ટોન જોડે પૈડું અથડાયું
એવા યાદગાર માઈલસ્ટોન સ્વરૂપે
'સેવક' આપણામાં અટળ છે,
નવનીત-છબી અચળ છે.

અમદાવાદ–૧૮–૩–૮૦.

# લોકપ્રિય લેખક સ્વ. નવનીત સેવક

**રમણલાલ જોશી**

લોકપ્રિય નવલકથાલેખક શ્રી નવનીત પી. સેવકનું સ્કૂટરઅકસ્માતમાં ૧૩મી માર્ચે અવસાન થતાં ગુજરાતે એક લોકપ્રિય લેખક ગુમાવ્યા છે. અવસાનસમયે એમની ઉમર ૫૧ વર્ષની હતી શાયર સૈફ પાલનપુરીના શબ્દોમાં કહીએ તો મૃત્યુનો પ્રાણીમાત્ર પર હક છે, મોતનો કર્જ ચુકવવાનો કોઈ ઈનકાર કરી શકતું નથી, પણ નવનીનભાઈનું દારૂણ મૃત્યુ જોતાં તો કહેવું પડે છે મૃત્યુને કે,

"કિંતુ ઉઘરાણીની તારી રીત આ સારી નથી,
દોસ્તો વચ્ચે તો સોદા થાય છે વિશ્વાસ પર"

એકવાર કુમકુમ પ્રકાશનમાંથી ઘેર જતા શ્રી બાબુભાઈ જોષીએ સૂચન કર્યું કે નવનીતભાઈ મને લિફ્ટ આપશે. તેમની સાથે નીકળ્યો રસ્તામા વાતો કરી: આટલું બધું ને ક્યારે લખી શકે છે? ઑફિસેથી આવ્યા બાદ તે બોલે એ ટેઈપ થતું જાય અને પછી બીજે દિવસે એમના પત્ની પ્રફુલ્લાબેન એ ઉતારી લે, એ રીતે હસ્તપ્રત તૈયાર થાય.. તેમની યુગાવતાર શ્રેણી ઘણી લોકપ્રિય થયેલી. છેલ્લા દશકામા આપણા ઘણા નવલકથા-લેખકોએ પુરાણોને નવલકથાના રૂપમાં ઢાળવાનો પ્રયત્ન કર્યો છે. પણ એમાં નવનીત સેવકની કૃતિઓ કદાચ વધુમાં વધુ લોકચાહના મેળવી ગઈ. મહાભારત શ્રેણીનો આરંભ "યોજનગંધા" થી થયો.

લખેલું કે,

"પુરાણો આપણો અમૂલ્ય વારસો છે નાનપણથી જ આપણાં બાળકો રામ, લક્ષ્મણ, હનુમાન, કૃષ્ણ, પાંડવો વગેરેની કહાણીઓ સાંભળતાં રહે છે અને આપણા સંસ્કારો જાળવવામાં હજારો વર્ષોથી પુરાણો જેટલો ફાળો આપતાં રહ્યાં છે, એટલો ફાળો કદાચ કોઈએ નથી આપ્યો." યુગાવતાર શ્રેણીમાં તેમણે ભાગવત પર આધારિત 'નંદઘેર આનંદ ભયો', 'કંસવિમોચન ભાગ ૧ અને ૨', 'જરાસંધ', પટરાણી', 'બલરામ', 'દર્પભંગ', 'અનિરુદ્ધ', 'કૃષ્ણસુદામા' અને 'દેહોત્સર્ગ' એ નવલકથાઓ આપી. એ પછી 'મહાભારત શ્રેણી"માં 'યોજનગંધા', 'ગુરુદક્ષિણા', 'સ્વયંવર' અને 'ખાંડવદહન' કૃતિઓ આપી, રામાવતારને અનુલક્ષી 'વનવાસ', 'સુવર્ણમૃગ' અને 'કિષ્કિંધા' આપી આ ઉપરાંત અનેક સામાજિક, ઐતિહાસિક નવલકથાઓ, સાગર અને ચંબલની કથાઓ, રહસ્યકથાઓ અને સાહસકથાઓ, બાળસાહિત્યનાં પુસ્તકો તેમણે લખ્યા છે. ભાગવત, રામાયણ અને મહાભારત પ્રત્યે આપણી નવી પેઢી ઉદાસીન છે. આ સાંસ્કૃતિક વારસા પ્રત્યે આ પેઢીને અભિમુખ કરવી જોઈએ, એવી ભાવનાથી અને એ "નવલકથાઓ સિવાય કોઈ સાહિત્યમાં ઝાઝી રુચિ રાખતી નથી" એવી

માન્યતાથી પ્રેરાઈને તેમણે એને નવલકથા આકારમાં છાપવાનો પ્રયત્ન કર્યો.

નવનીત સેવક પહેલાં 'કુમાર'માં લખતા. હાસ્યરસિક શૈલીમાં લખાયેલી તેમની પંચતંત્રની વાતોએ રંગત જમાવેલી. ૧૯૬૪થી સામાજિક નવલકથાઓ લખવી શરૂ કરી. ૧૯૫૨ સુધી તે મુંબઈ રહેલા. ફિલ્મી સામયિકોમાં નોકરી કરી. 'ચિત્રકથા'ના સહમંત્રીપદે રહેલા. મુંબઈનો એક પ્રસંગ તેમના મિત્ર શ્રી રસિક મહેતાએ કહ્યો છે: "એ જ દિવસોમાં ખ્યાતનામ ઉર્દૂ લેખક સઆદત હસન મન્ટોનું પાકિસ્તાનમાં અવસાન થયું. મુંબઈમાં ભરાયેલી એની શોકસભામાં ઉર્દૂ લેખકોને રડતા જોઈને સેવકે મારા કાનમાં કહ્યું: આ ઉર્દૂ લેખકોમાં બધી આત્મીયતા છે, રસિક! પાકિસ્તાનમાં બહિસ્તનશીન થયેલા પોતાના એક હમરાહીના મોત પર તેઓ બાળકોની જેમ ખુલ્લા દિલે રડી રહ્યા છે. ગુજરાતી લેખકોની જેમ ક્યાંય દંભ અને તેજોદ્વેષ દેખાતો નથી. આ મહોબ્બત એમના સાહિત્યના બાગને ફૂલોનો પમરાટ બક્ષી રહી છે." મુંબઈ હતા ત્યારે તે એકલતાપ્રિય હતા. પોતાની 'ચિત્રકથા'ની ઑફિસેથી ખાસ બહાર જતા નહીં. બીજા પત્રકારોને મળવા બીજાં છાપાંની ઑફિસે ન જતા. 'ચિત્રકથા' છોડી દીધું અને મુંબઈ છોડી જવાનો વિચાર કર્યો. મુંબઈ છોડી પોતે કંઈ જશે એમ શ્રી રસિક મહેતાએ પૂછ્યું તો કહે: "થોડા દિવસ ડાકોર જઈને શાંતિથી રહીશ. અમે વંશપરંપરા ભગવાન રણછોડરાયજીના પૂજારી છીએ એટલે ડાકોરમાં મારે કોઈ ચિંતા નથી. થોડો વખત ત્યાં શાંતિથી રહીને પછી અમદાવાદમાં સ્થિર થવાનો વિચાર છે." પછી અમદાવાદ આવ્યા. છાપામાં જોડાયા. અત્યંત સ્વમાની સ્વભાવને કારણે કોઈ એક જગ્યાએ સ્થિર ન થયા. પત્રકારત્વક્ષેત્રે તેમણે બે દાયકા કરતાં વધુ વખત કામ કર્યું.

તેમણે સો ઉપરાંત પુસ્તકો લખ્યાં છે. તેમની નવલકથાઓ પરથી ફિલ્મો ઊતરવી પણ શરૂ થઈ હતી. સેવક સ્વભાવે લાગણીશીલ અને મમતાળુ હતા. કિસમની સિગારેટના શોખીન હતા. સેવક માણસ-ભૂખ્યા માણસ હતા. મિત્રો માટે મરી ફીટતા. ટ્રેઈન કે બસમાં મુસાફરી કરવાને બદલે સ્કૂટર પર ફરવાનો તેમને શોખ હતો. સ્કૂટર-અકસ્માતમાં જ મૃત્યુ પામ્યા એ વિશે શ્રી રસિક મહેતા કહે છે:

"છેલ્લા એકાદ મહિનાથી તેમનું સ્કૂટર બગડી ગયું હતું, તે તેમણે રીપેર કરવા નાંખ્યું હતું. પણ સ્કૂટર વગર તેમને ચેન પડતું ન હતું. આખરે મિકેનીકને ત્યાં જાતે હાજર રહીને તેમણે ઝડપથી તે રીપેર કરાવ્યું અને પછી તરત જ મિકેનીકને સાથે લઈ ટ્રાયલ માટે વડોદરા તરફ ઊપડયા. ભંગાર જેવા ઉબડખાબડ રસ્તામાં તેમનું સ્કૂટર એ ગરનાળા સાથે અથડાયું. સેવક ઊથલીને રસ્તા પર પડયા. મિકેનીક બીજી બાજુ પડયો. જ્યાં સેવક પડયા કે તે જ ક્ષણે પાછળથી બેફામ દોડી આવતી રાક્ષસી ટ્રક તેમના મસ્તક પર ફરી ગઈ. પલકવારમાં તો સેવકની ખોપરી છુંદાઈને ભૂકો થઈ ગઈ. સેવકની વાર્તા પરથી ફિલ્મ ઊતરી રહી હતી. સંભવ છે કે કદાચ એ ફિલ્મનાં સપનાં દિમાગમાં લહેરાવતા તેઓ ફિલ્મ સ્ટુડિયોની મુલાકાતે વડોદરા જઈ રહ્યા હોય...!

આવા સજ્જન, સંવેદનશીલ અને સ્નેહાળ સાહિત્યરસિક જનતામાં પોતાની કૃતિઓ વડે રોપાયેલા લોકપ્રિય લેખક શ્રી નવનીત સેવકના આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પો!

['જનસત્તા'ના સાહિત્યવિભાગ 'અક્ષરની આબોહવા' માંથી સાભાર]

# પ્રવીણ—એક અભ્યાસ

ભરત દવે

પ્રવીણ જોશી જેવા કલાકારની કારકીર્દિને હું વર્ણવી શકું કે તેણે રંગભૂમિમાં આપેલ યોગદાનને મૂલવી શકું, અથવા તો તેનાં ધ્યેયો કે કાર્યપદ્ધતિની આલોચના કરી શકું એવો હજુ મારી પાસે રંગભૂમિનો બહોળો અનુભવ પણ નથી કે નથી ક્યારેય પ્રવીણ સાથે રહેવા મળ્યું.

પ્રવીણ સાથેનો મારો નાતો તમારા સૌના જેટલો અર્થાત્ પ્રેક્ષક તરીકેનો અને મને લાગે છે કે આ પ્રેક્ષક તરીકેનો નાતો પ્રવીણને સમજવા માટે, મૂલવવા માટે કે માણવા માટે પૂરતો છે.

હું તમારા સૌની માફક પ્રવીણને ઓળખું તેનાં નાટકોથી. તેના દરેક નાટકની શરૂઆત અને અંત, તેવી જ રીતે તેના દરેકે દરેક દૃશ્યની શરૂઆત અને અંતમાં ક્યાંક જબરદસ્ત ચમત્કૃતિ ન વરતાય ત્યાં સુધી એ પ્રવીણનું નાટક નહીં. કોણ જાણે કેમ પણ અવનવા ખેલ, અખતરાઓ અને તરકીબો ગોઠવવાની પ્રવીણની કોઈ જબરી આવડત હતી. તેની બહુ દૃઢ માન્યતા હતી કે શિષ્ટ, પ્રાયોગિક કે વિચારશીલ નાટકને જો તમારે સામાન્ય પ્રેક્ષક સુધી પહોંચાડવું હશે તો અત્યારની મોડર્ન ટેકનીકસનો ઉપયોગ પણ કરવો પડશે. ગુજરાતી રંગભૂમિ પર વધી રહેલા સેક્સ–સાઈટ્સ–મ્યુઝિકના બેફામ ખર્ચાઓ અને ઠઠરા સામેની ફરિયાદના જવાબમાં તેણે કહેલું કે જન્મનો પ્રસંગ કે મૃત્યુનો પ્રસંગ, લગ્નનો પ્રસંગ કે કોઈ ધાર્મિક પ્રસંગ કયો પ્રસંગ આપણા જીવનમાં એવો છે કે જ્યાં આપણે વધતો ઓછો ખર્ચ ને ઠઠારો નથી કરતા. જો ત્યાં બધેય ઠઠારો થઈ શકતો હોય તો નાટકમાં જ શા માટે નહિ ? સવાલ ઓછા કે વધારે ખર્ચનો નથી—સવાલ દૃષ્ટિ અને આવડતનો છે. માત્ર પૈસાથી ઠઠારો થઈ શકતો નથી અને જો થઈ શકે તો તે લાંબા સમય માટે લોકોને આકર્ષી શકતો નથી. આવડત અને દૃષ્ટિ તેના પાયામાં છે.

આમ વ્યક્તિગત રીતે તેમ જ નાટકની રજૂઆતની રીતે 'showmanship' પ્રવીણની રગેરગમાં હતી. તે કોઈ પણ નાટકમાં કોઈ પણ પાત્ર ભજવતો હોય—તેનું 'પ્રવીણપણું' ભાગ્યે જ છૂપું રહી શક્યું છે. તેનું જીવનથી છલોછલ એવું તોફાની–અલ્લડ અને બોલકું વ્યક્તિત્વ સ્ટેજ પરના પ્રવેશની સાથે જ ચોમેર છવાઈ જતું. ખરેખર, ભલભલાને ઈર્ષ્યા થાય એવું ચુંબકીય વ્યક્તિત્વ તે કલાકાર ધરાવતો હતો.

મંચ પર હોય કે મંચની બહાર હોય, જે માને છે તે બેધડક કહી દેવાની તેની નૈતિક હિંમતને દાદ દેવી ઘટે. શ્રી રઘુવીરભાઈએ તેને એક વખત પૂછેલું કે શા માટે તમે ગ્રામ્ય-પૃષ્ઠભૂમિ પરનાં નાટકો નથી કરતા ? ત્યારે તેણે બહુ નિખાલસતાથી સ્પષ્ટપણે સ્વીકારેલું કે તે પ્રકારનાં નાટકોને માટે જરૂરી અભ્યાસ, રુચિ કે પ્રભુત્વ તેનામાં નથી, કદાચ આટલાં વર્ષના અનુભવ પછી તે ધારે તો એ પ્રકારનું નાટક કરી શકે પણ તેમાં એ વાત તેના ખરા સ્વરૂપમાં પ્રગટ થઈ શકે નહિ.

ઘણાને મોઢે મેં આ સવાલ પુછાતો સાંભળ્યો છે કે રંગભૂમિ પર ઘણાં કામ કરતા હોવા છતાં તેમાંના કેટલાક તો ખરેખર ઘણું સારું કામ કરતા હોવા છતાં માત્ર પ્રવીણ અને પ્રવીણનું કામ લોકોના દિલોદિમાગ પર છવાઈ જવા પાછળનું રહસ્ય શું છે !

દર શિયાળે એકેક બબ્બે મહિના સુધી લગાતાર રીતે જયશંકર સુંદરી હોલને પ્રેક્ષકોથી ખીચોખીચ ભરાયેલો જોઈને મને દર વખતે પ્રશ્ન ઊઠતો કે ખરેખર શું અમદાવાદમાં આટલા બધા નાટક જોનારા માણસો

વસે છે ખરા ? અને જો વસે છે તો એ સિવાયના મહિનાઓમાં ક્યાં અદૃશ્ય થઈ જાય છે ?

નાટકો જોવાં મોંઘાં પડે છે, નાટક છૂટ્યા પછી રીક્ષા કે બસ નથી મળતી એવી ફરિયાદ કરનારાઓ એકી સાથે પાંચ પાંચ નાટકોની ટિકીટો બુક કરાવવા લાંબી કતારોમાં ઊભા રહે છે એ પાછળનું કારણ શું છે ?

હું કોઈની પણ એ વાત સાથે તો બિલકુલ સંમત નથી કે પ્રવીણે હલકી રીતે, ગંદી કે બેહૂદી રીતે લોકોની રુચિને પોષીને આવી જ્વલંત લોકપ્રિયતા હાંસલ કરેલી. અને મારા અંગત માનવા મુજબ આ વિવાદનો પ્રશ્ન જ ન બની શકે. પુરાવા ખાતર તમે તેના નાટકોનું લીસ્ટ જ જોઈ જાવ. ચંદરવો, *પ્રેમશાસ્ત્ર કે મૌસમ છલકે જેવાં તેનાં બે ચાર નાટકો* સામે કેટલાકે ઉહાપોહ મચાવેલો—પરંતુ તેમાં પણ ભાગ્યે જ કોઈ કહેશે કે પ્રવીણે ભદ્દી ને બેહૂદી રીતે, છીછરી કે ચીલાચાલુ રીતે લોકોને આકર્ષવાની મથામણ કરેલી.

કારણ કે મેં અગાઉ કહ્યું તેમ પોતાની માન્યતાઓ માટે પ્રવીણ અત્યંત પ્રમાણિક અને સાચુકલો હતો. તેણે ક્યારેય એવું કહ્યું નથી કે ઉત્પલ દત્ત કે બાદલ સરકાર પ્રકારની રંગભૂમિ તેને સર્જવી છે. તેણે ક્યારેય એવો દાવો પણ નથી કર્યો. બીજું એ કે તેની હયાતિમાં ગુજરાતી રંગભૂમિનું બીજાં રાજ્યોની વિકસિત રંગભૂમિની તુલનામાં જે પડતર ખેતર હતું તેમાં તે બંગાળી કે મરાઠી રીતથી નાટકની ખેતી કરી શકે તેમ નહોતો.

આપણી ભાષાના અને પર-ભાષાનાં શ્રેષ્ઠ નાટકો સામાન્ય પ્રેક્ષક પણ માણી શકે તે હદે તૈયાર કરવાં અને પોતાનાં આવાં નાટકોનો એક નિશ્ચિત પ્રેક્ષક વર્ગ ઊભો કરવો તે તેની નેમ હતી—જેમાં તે સફળ થયો—જો કે તેને એક વસવસો રહી ગયો કે મરાઠી પ્રેક્ષકોની જેમ તે ગુજરાતી પ્રેક્ષકોને શનિ-રવિ સિવાય આડા દિવસોમાં નાટક જોવા આકર્ષી શક્યો નહિ પણ એ સિવાય નાટકના રસિયાઓથી માંડીને નાટકનો 'ન' નહિ જાણનારા માણસોને પણ તેણે નાટક જોતા કરી દીધા. ભલે 'સ્ટેટસ'ના નામે તો 'સ્ટેટસ'ના નામે—પણ સજી ધજીને ચકચકતી મોટરમાં બેસીને થિયેટરમાં નાટક જોવા જવું તેને જો લોકો સ્ટેટસ સમજતા હોય તો પ્રવીણે થિયેટર વીઝીટને એટલું સ્ટેટસ તો અપાવ્યું !

પ્રવીણ ના તો પ્રેક્ષકની હલકી બજારુ વૃત્તિને શરણે ગયો કે ના તો પોતાની થિયેટર આર્ટ્સ કે એસ્થેટિક્સ પ્રેક્ષકો પર જબરદસ્તીથી થોપી. આજકાલના ઉત્સાહી યુવાન કલાકારની જેમ કામુ સાત્રે કે બેકેટથી પ્રભાવિત થયેલો પણ તે કહેતો કે પ્રેક્ષકને *તમારે સતત સાથે રાખવો જોઈશે.* તેણે વચ્ચેનો માર્ગ કાઢ્યો.

સારી-વૈચારિક-કલાત્મક વાત કહેવા માટે પણ સૌ પ્રથમ તો પ્રેક્ષકને Positive attitudeથી ઓડિટોરિયમમાં ખુરશી પર બેસાડી રાખવો જોઈશે એ તેણે સમજી લીધું. તેણે તેનાં નાટકોની એ રીતની માવજત કરી કે નાટકની ઊંડી જટિલતાઓ કે વિભિન્ન અર્થોનાં પરિમાણો કદાચ પ્રેક્ષક ન પકડી શકે પણ નાટકનાં પાત્રો સાથેનો—ઘટના સાથેનો અને સમગ્ર સન્નિવેશ સાથેનો તેનો નાતો અત્યંત અસરકારક રીતે બંધાઈ રહે—અને આમ કદાચ ક્રમશ: એ પ્રેક્ષક સામે વધુ જટિલ રજૂઆત ભવિષ્યમાં શક્ય બને અને આપણે સૌ જાણીએ છીએ કે દર બે નાટકે, ત્રણ નાટકે એક નવું, વિશિષ્ટ, પોતાની અંગત પસંદગીનું નાટક એ મૂકતો રહ્યો. તેની આર્થિક સફળતા કે નિષ્ફળતાને ગણકાર્યા વગર તેણે નિતનવા પ્રયોગોની હામ ભીડી.

પણ પ્રવીણની કારકીર્દિની વાત કરતી વખતે એ વાત બહુ સ્પષ્ટપણે સમજી લેવી જોઈએ કે પ્રવીણ ક્યારેય Reformer, Revolutionary

ક ઓ મૂવમેન્ટના માણસ ન્હોતો, તેણે ક્યારેય કોઈ નીતિમત્તાના–સુધારાવાદના કે પ્રયોગશીલતાના વાધા કે મ્હોરાં પહેરીને વાત નથી કરી He was a man of masses. હજાર હજાર પ્રેક્ષકોનાં હાસ્યો, હર્ષનાદો કે તાળીઓના ગડગડાટ વચ્ચે રંગમંચ પર જીવાતા જીવનમાં તેને સાચો નશો લાગતો હતો. તે રંગમંચને ચાહતો હતો—અર્થાત્ પ્રેક્ષકને ચાહતો હતો. પ્રેક્ષકો સાથેના વ્યવહારમાં તે અંગત રીતે કે નાટકોની માવજત દ્વારા અમુક હદથી વધારે કડક કે આગ્રહી બની શક્યો નથી. જો કે ક્યારેક ક્યારેક તેના નાટકો પ્રેક્ષકોએ નથી સ્વીકાર્યા ત્યારે અંદરથી સખત રીતે દુભાયો પણ છે પણ અંતે તો તેણે પૂરી શ્રદ્ધા સાથે એક જ વિધાન કર્યું છે કે–પ્રેક્ષકને વિશ્વાસમા લીધા પછી જ તમે કોઈ પ્રયોગ કે અખતરા કરી શકશો. અથવા તો રંગભૂમિનો ઉદ્ધાર કોઈ વ્યક્તિ–સંસ્થા–કે સરકાર કરશે તે બધાથી વિશેષ પ્રેક્ષક જ કરી શકશે. અને તેથી જ અનેક નાટ્ય તાલીમ શિબિરોમાં વિદ્યાર્થીઓને તેણે એક જ વાત કરી છે કે તમે સારા નટ બનો, દિગ્દર્શક બનો, કે ટેકનિશ્યન બનો તે કરતાં સૌ પ્રથમ સારા પ્રેક્ષક બનજો—સૌથી અઘરું તે જ છે.

પ્રવીણની વિદાય પછીના આઈ એન ટી ના અહીના પ્રથમ નાટ્યમહોત્સવમા પ્રેક્ષકોએ જે અગાઉ જેટલો જ રસ લીધો તે પરથી લાગ્યું કે પ્રવીણે સ્થૂળ નહિ બહુ મજબૂત ભૂમિકા બાંધી આપી છે. તેણે સંચારિત કરેલી આ શક્તિ અને દૃષ્ટિ આઈ. એન ટી. કલાવૃંદ અને આપણે પ્રેક્ષકો ઝીલી શકીશું તો જ એ અદના કલાકારને સાચી અંજલિ આપી ગણાશે.

[સદ્ગતની પ્રથમ મૃત્યુ તિથિએ તેમને અંજલિ આપવા જયશંકર સુંદરી હોલમા ભરાયેલી સભામા રચાયેલું.]




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા–વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમા નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશ: પ્રકટ કરીએ છીએ. —સં.]

૧૫૯. રતિલાલ સાં. નાયક<br>૨૩, રચના સોસાયટી<br>સુરેન્દ્ર મંગળદાસ માર્ગ<br>અમદાવાદ-૩૮૦૦૧૫

૧૬૦. ઉપેન્દ્ર પંડ્યા<br>'ગુરુકૃપા'<br>સરદારનગર વેસ્ટ<br>શેરી નં. ૫<br>રાજકોટ

૧૬૧. જયંત ગાડીત<br>ટી/૨૮, ટીચર્સ કોલોની<br>વલ્લભ વિદ્યાનગર<br>(જિ. ખેડા)

૧૬૨. વ્રજલાલ દવે<br>૩, સ્વાશ્રય સોસાયટી<br>નવા વાડજ<br>અમદાવાદ-૩૮૦૦૧૩

૧૬૩. કુમારપાળ દેસાઈ<br>૧૨ B, ચંદ્રનગર સોસાયટી<br>પાલડી<br>અમદાવાદ-૩૮૦૦૦૭

આસ્વાદ

# લીલામય લાભશંકરે

જયંતીલાલ મહેતા

બાઈબલનું કથન છે: In the beginning there was word. કોઈ કવિએ કહ્યું છે: સાહિત્યકાર **શબ્દ** શોધે છે. લાભશંકર ઠાકરને સાંભળ્યા પછી પૂછવાનું મન થાય છે કે આ શોધ ક્યારેય પૂરી થાય છે ખરી? 'શબ્દ' જડયા પછી પણ? કારણ, શબ્દમાંથી શબ્દ, શબ્દો, વાકયખંડો, ઉક્તિઓ, અર્થો, ગુઢાર્થો, સુચિતાર્થો, અનર્થો, ઉભડકપણે દેખાતા અનુ-અર્થોમાંથી અવનવા ગર્ભિતાર્થો અથવા અ (A)-ન (N)-અર્થો એલઝીબ્રાના Nth time જેટલા અગણિત અર્થો-જેની બાનીમાંથી સ્ફૂર્યા કરે તેવા કવિને હરૂભરૂ સાંભળ્યા પછી કવિને કદાચ **શબ્દ** જડી જતો હશે પણ ભાવક અર્થની શોધની ભવાટવીમાં ભ્રમણ કર્યા કરે અને તેમાં જ તેને મજા પડયા કરે તે કેવું? આ શબ્દને અનુભવવાની કળાનો અનુભવ શબ્દાવવો કેમ?

પરંતુ આ ભ્રમણયાત્રા આડેધડ, અડાબીડ નથી હોતી. તેની એક મંઝિલ હોય છે—કવિતાને પામવાની. અને છતાં આ મંઝિલે પહોંચવાની આસ્વાદયાત્રા રખડુ જેવી રમતિયાળ હોય છે અને ગોમતીદાદાનું ઘરઘર રમતાં રમતાં ગૌરીશંકર કાકાની ગૌરી જેવી અણખોટ મુગ્ધા કવિતાને બથ ભરી ચુંબન ચોડી દઈએ ત્યારે તરબતર થઈ જવાય છે. કંઠનો ડૂમો ઓગળી, આંખમાં ઝળઝળિયાં ઊભરાય છે. ધીરે ધીરે, ઘૂંટડે ઘૂંટડે ચૂસકી ભરતાં વ્હાઇટહોર્સ વ્હીસ્કીનો સુરૂર રગેરગ પ્રસરી જાય છે. બળબળતા વૈશાખની ભરબપ્પોરે ઉઘાડાભખ્ખ ખેતર વચ્ચે રૂખડાની શીળી છાંય હેઠળ બોળો ચાખતાં અંગેઅંગ ટાઢક વરતાય તેવા કોઠે દીવા થાય છે.

કવિ કહે છે મારા પ્રશ્નનો જવાબ નથી. અને ભાવકો કવિ પાસે જવાબ માગતા નથી હોતા. માગે છે કવિતા—જે આ રહી:

આદિ પર્વનું અજ્ઞાન અને નિર્વાણની નિરર્થકતા
પછડાય છે મુઠ્ઠી બની કોફીના ટેબલ પર
કર, કરણ, ક્રિયા, કાર્ય, કર્તવ્ય, કર્મ, કર્માધીન
કારક કર્તા
હર્તા મારી જિજ્ઞાસાના મૂળને
ખડખડાટ હાસ્યના કાચમાં—
આ સાદ્યંત પ્રત્યક્ષપણે
ધૂમાગ્નિના સંબંધ રૂપે
શબ્દ રૂપે
યુક્તિ રૂપે
ઉપમાન રૂપે—કહેવાયેલા સામમાં
તરડ પડે છે નિર્થક પ્રશ્નની
અને બધું તૂટે છે અનપેક્ષિત અવાજ સાથે
ફૂટી ગયેલા કાચના ભૂકા જેવું મન
સાંભળે છે: સાલ મુબારક
પણ સળવળતું નથી.
એના આમ ફૂટી જવામાં પણ

મારા પ્રશ્નનો જવાબ નથી.
અનુત્તર અટકીને ઊભી છે
આ કલમ—
અક્ષમ્

અને કાવ્યનું અહિં 'અક્ષમ્' થતું નથી. 'ઇતિ' થાય છે. કવિતાની સરકીટ કમ્પ્લીટ થઈ કાવ્યરસનો દીવો પ્રકટે છે. કાવ્યપુરુષની કલમ અનુત્તર રહેતી હશે, સ્થગિત થતી નથી. અને તેની અવિરત ગતિમાં જ કવિતાનો અનિર્વચનીય આનંદ ઊભરાય છે.

કવિની આંગળીઓના ટેરવે ખરજવા જેવું ચળવળું કાવ્યકંડું થયુ હોય તો ભલે! ભલે! કવિ ભલે કહે: "કાન્તદૃષ્ટિ કપાઈ ગઈ છે મારા કાવ્યપુરુષની." જેમ કવિને, તેમ ભાવકને કાવ્યખુજલીના વલૂરમાં કોઈ અનન્ય મીઠાશ આવે છે. શુધબુધ પણ વલુરાય છે કાવ્યઘેનમાં કવિના શબ્દેશબ્દ પર કાવ્યબ્રહ્મની આંગળીઓના વધેલા નખ એકધારા રમમાણ છે અને તેમાં જ અનુભવાય છે બ્રહ્માનંદ સહોદર કાવ્યાનંદ

કવિ 'ટોળાં, ઘોંઘાટ અને અવાજ'ની કવિતા કથે છે ત્યારે અવંજનું વિશ્વરૂપ દર્શન કરાવી કાવ્યાંતે ભાવકની ભાવદશા અર્જુન જેવી વિહ્વળ બનાવી દિયે છે.

ધરબી ધરબીને ભરાયા છે કીડિયારાની જેમ ઉભરાયા છે
બધે જ બધે
એક ક્ષણ પણ સરકી શકે ચસકી શકે નહીં એવા
ચપોચપ સતત અવિરત એકધારા વર્ધમાન
ટોળા અવાજ ઘોંઘાટ
રડતા રખડતા ભસતા ભીંસતા ઘૂમતા ચીખતા
ગાતા ગબડતા બોલતા બગડતા વાગતા વગાડતા
[illegible]
માતા માતીલા મદમસ્ત છકેલા છૂટી ગયેલા સખળડખળ
ખખડતા ધધરતા ઘોરતા ઘુરકિયા કરતા પટકાતા
પછડાતા અડવડતા અડિયલ અઘોરી અગડં બગડં
ચેંચૂડા ચોર ઘાતકી
બબડતા સાવ નિર્દોષ બાળક જેવા સ્વૈર
લબડતા ઝાડ પરથી લીબળી–પીંપળી જેવા
ભોળા—
તારા કાગળને કાંઠે, તારી આંખોના ઓવારે
તારા મનના મિનારે; ટોળા અવાજ ઘોંઘાટ
તારી જીભના ટેરવે : ટોળા અવાજ ઘોંઘાટ
તારી પાંપણના પલકારે : ટોળા અવાજ ઘોંઘાટ
તારી બહેરાશના કૂવામાં ઊંડે ઊંડે ઊછળતા
ટોળા અવાજ ઘોંઘાટ

શબ્દો, શબ્દો, શબ્દો !!! માત્ર શબ્દો ? શબ્દોની રમત ? પ્રાસોની હાથચાલાકી ? લયનું લપસીંદર ? નહિ. બેશક નહિ. એક પણ શબ્દ વધારાનો નહિ કે અસ્થાને નહિ. અને નહિ પ્રાસનો ત્રાસ પણ તડતડિયાની જેમ એકમાંથી બીજે, બીજામાંથી ત્રીજે સ્ફુલ્લિંગ થઈ પ્રગટતાં, પ્રાસના નાદમાંથી લયનો નિનાદ સરજતાં, અવનવા વિચારો અને ઊંડી ઊર્મિઓનાં તરફડાટ બોલાવતાં, ઉપરછલ્લી નજરે આડેધડ લાગતાં પણ *આંતરિક ઋતથી સુશ્લિષ્ટ, સઘન ભાત (પેટર્ન) રચતાં*, કવિતાની કાશ્મીરી શાલ રૂપે વણાઈને ભાવકને વીંટળાઈ વળે ત્યારે કાવ્યહૂંફથી મન ભર્યું ભાદર્યું થઈ જાય તેથી જ કદાચ શ્રોતાઓએ આ કૃતિનું ફરી પઠન કરવાની કવિને ફરમાયશ કરી ત્યારે કવિ–ભાવક વચ્ચેની આદાનપ્રદાન–પ્રક્રિયા વધુ સાર્થક બની.

હીસિંગ સેન્ટરવાળા સુભાષ શાહ પાસે આવા અર્થસભર આનંદદાયક કાર્યક્રમો યોજવાની સૂઝ અને નિષ્ઠા છે અને તેથી કહેવાતા 'અરસિક' અમદાવાદની સાહિત્યિક પ્રવૃત્તિઓમાં તેમનું વિશિષ્ઠ પ્રદાન પ્રવર્તે છે. લાભશંકરની કવિતાના બે દૌર વચ્ચેની પાંચ મિનિટમાં સુભાષભાઈએ પોતાની એક પરિચિત છતાં તાજગીભરી કવિતાનુ 'પઠન કર્યું' તેટલી 'તેમની કવિત' કલાની પણ ઝાંખી થઈ.

[પૂર્વ ભારતના ગુજરાતીઓના મુખપત્ર 'નવરોઝ'ના તા. ૮–૩–'૮૦ના અંકમાંથી]

વાર્તા

# પ્રેમીઓ

● ઉત્પલ ભાયાણી

બંને રાજુઓ પાસે માત્ર એટલું જ આશ્વાસન હતું કે સવિતા કયા રાજુને પ્રેમ કરે છે એની કોઈ પણ રાજુ પાસે માહિતી નહોતી. રખે એમ માનતા કે સવિતાને પણ પોતે કયા રાજુને પ્રેમ કરે છે કે કરશે એની જાણ હોય. ફક્ત અને ફક્ત કૌટુંબિક જવાબદારીઓ અથવા તો વ્યાવહારિક કારણોસર સમયના અભાવે સવિતા માટે બંને રાજુઓને સાથે પ્રેમ કરવાનું શક્ય નહોતું. આ સમગ્ર પરિસ્થિતિમાં આ એક જ નિશ્ચિતતા હતી અને કદાચ આ જ નિશ્ચિતતાને કારણે અનેક અનિશ્ચિતતાઓ પ્રવર્તતી હતી. જેટલી સરળતાથી બંને રાજુને સાથે પ્રેમ ન કરવાનું સવિતા નક્કી કરી શકી હતી તેટલી સરળતા કયા રાજુને પ્રેમ કરવો અથવા તો કયા જુદા જુદા સમયે કયા કયા રાજુને પ્રેમ કરવો એ નક્કી કરવામાં નહોતી. પહેલી બાબતના નિર્ણય માટે પ્રેમ અંગેની સ્પષ્ટ સમજની અને બીજી માટે પરિશિષ્ટ કે કોષ્ટકની રચના કરી શકે એવી બુદ્ધિની આવશ્યકતા હતી, જેનાથી સવિતા વંચિત હતી.

એકબીજાથી નોખા તરી આવવાની બંને રાજુઓ વચ્ચે સતત ચાલતી તીવ્ર સ્પર્ધાએ બંનેને એટલા સરખા બનાવી દીધા હતા કે માત્ર સવિતા માટે જ નહિ બંને રાજુઓના ખુશામતિયાઓને બાદ કરતાં દરેક લાગતાવળગતા માટે પણ કયો રાજુ સવિતાને યોગ્ય (અથવા સવિતા કયા રાજુને યોગ્ય) એ અંગે સર્વસંમત અભિપ્રાય ઉચ્ચારવો વધુ ને વધુ મુશ્કેલ બનતો જતો હતો. આ વિષયમાં માત્ર ગરમાગરમ ચર્ચાઓ જ થઈ શકે એમ હતી. અને એ ઉદારતાથી થતી હતી.

એક રાજુના ચાર બગડાવાળા સ્કૂટર કે બીજા રાજુની એક–બે–ત્રણ–ચાર નંબર ધરાવતી મોટર સાઇકલ–કોઈની પણ પાછળ બેસવામાં સવિતાને સરખી મઝા આવે એમ હતી. જો કે બંને રાજુઓએ લાંચ આપીને લીધેલા તરત યાદ રાખી શકાય એવા આ નંબરો માટે સવિતાને કોઈ પક્ષપાત નહોતો. બંને રાજુઓ જેટલું સવિતાને નંબરનું મહત્ત્વ કે આકર્ષણ નહોતાં. વળી રંગો અંગેની કોઈ સૂઝના અભાવે બંને રાજુઓનાં વિવિધ શર્ટો પણ સવિતા

પર ખાસ પ્રભાવ પાડી શક્યાં નહોતાં. તો એક રાજુના નાકમાંથી વિખરાતા ફોર સ્કવેરના ધુમાડા અને બીજા રાજુના મુખમાંથી પ્રસરતી કલકત્તી-૧૨૦ની સોડમ—બંનેને સવિતા સરખી લહેજતથી માણી શકતી હતી. અલબત્ત, અહીં એવું કોઈ અર્થઘટન કરવાની જરૂર નથી કે સવિતા પણ આમાંના કોઈ પદાર્થનું સેવન કરતી હશે. એમ તો સવિતા સંસ્કારી છોકરી હતી. જાગરણ, હોળી કે નવરાત્ર સિવાય રાત્રે દસ વાગ્યા પછી એકલી કે સખીઓ સાથે કે નાનાભાઈને સાથે લઈને કોઈ પણ બહાને સવિતા બહાર નીકળતી નહોતી. પોતાના અતિપ્રિય હિન્દી ફિલ્મોના હીરોના રંગીન ફોટામાં દેખાતા લાલ ચટ્ટક હોઠો પર તેણે જ્યારે જ્યારે ચુંબનો કર્યાં હતાં ત્યારે એકલા હોવાની તકેદારી હમેશાં તેણે રાખી હતી. ત્રણ ફિલ્મોમાં જ્યારે તદ્દન આકસ્મિક રીતે તેની અજાણ્યા યુવાનની બાજુમાં બેઠક આવેલી ત્યારે ક્યારેય પણ સવિતાએ બેઠકના યુવાન તરફના હાથા પર હાથ મૂકવાનો કોઈ પણ દરયમાં નાનો સરખોય પ્રયાસ કર્યો નહોતો એટલે સવિતાની સંસ્કારિતા પર શંકા લાવવી તદ્દન અનુચિત હતી. ક્યા રાજુને ક્યારે પ્રેમ કરવા અંગે સવિતા નિર્ણય ન કરી શકતી હોય કે કુદરતી રીતે જ બંને રાજુ તેને સરખી રીતે ગમતા હોય તો માત્ર આ જ કારણોસર સવિતાના ચારિત્ર્ય પર કલંકના છાંટા ઉડાડવા એ સવિતાને અન્યાય કરવા જેવું નથી?

બહુ સ્પષ્ટ છે કે આવા અસ્પષ્ટ સંજોગોમાં શેઠ અંબક કોલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ વર્ષાન્તે ક્ષ સ્થળે પર્યટને જવાનું નક્કી કરે અને સવિતા પણ તેમાં સામેલ થઈ છે તેની બંને રાજુઓએ પાકી ખાતરી કરી લીધી હોય ત્યારે સ્પર્ધા પહેલાંનો ઉશ્કેરાટ કોલેજના વાતાવરણમાં પ્રસરી જાય. ભલે કેટલાક ઉત્સાહી હિતશત્રુઓ કે હિતશત્રુઓએ બંને રાજુના સવિતા સાથેના કોઈક ભેદી સ્થળે અને ગેબી સમયે ગુપ્ત મિલનની અફવાઓ ફેલાવી હોય પણ બંને રાજુઓ જાણતા અને માનતા હતા કે કોઈ સવિતાને એકાન્તમાં મળ્યું નથી. પ્રેમપત્રોના વિનિમયની પણ આશંકા અસ્થાને હતી. ખરેખર તો બંને રાજુઓને પ્રેમપત્રો તો શું કંઈ પણ લખવાનું બહુ પસંદ નહોતું, જેનો પુરાવો કોલેજની પરીક્ષાઓમાં તેમની ઉત્તરવહીઓ જોનારા (તપાસવાનો તો પ્રશ્ન જ નહોતો) અધ્યાપકો આપી શકે એમ હતા. તો ક્ષ સ્થળે શેઠ અંબક કોલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓએ પર્યટન અર્થે પ્રયાણ કર્યું ત્યારે ભલે કોઈ અમલમાં મૂકી શકાય તેવી નિશ્ચિત યોજના કે અધ્યાપકની ઊંઘ હરામ થઈ જાય તેવું કાવતરું ન ઘડાયું હોય, પણ કંઈક કરવાનો શ્વાસોચ્છ્વાસ ત્રણે પ્રેમીઓ લેતાં હતાં.

કોઈ અણઘડ ચિત્રકારે રંગોનું કલાત્મક મિશ્રણ કરવાની હોંશમાં વિવિધ રંગોના લપેડા કરી નાખ્યા હોય એવો આકાશનો રંગ હતો. અને આકાશના એ રંગોના રેલાઓ જ વાતાવરણમાં ઊતર્યા હતા. ઘડિયાળને અવગણીએ તો સમય કળવો મુશ્કેલ હતો. સ્થળ પણ કેટલું અસામાન્ય હતું! ત્રણ ઘટાદાર વૃક્ષોથી ઘેરાયેલી એ જગ્યામાં તરતમાં જ ઊગી નીકળેલા જંગલી ઘાસ સિવાય કંઈ ઊગ્યું નહોતું. ત્યાં જવા કે આવવા માટે નાની અમથી કેડી પણ નહોતી. છતાં આસપાસમાં આ જ એવી જગ્યા હતી જે ખુલ્લી, ઝાડી ઝાંખરાં વિનાની હતી. ઘટાદાર વૃક્ષોની થોડીઘણી મહેરબાનીથી થોડુંઘણું આકાશ દેખાતું હતું અને જોઈ શકાય પણ કદાચ ઓળખી ન શકાય તેટલો થોડોઘણો પ્રકાશ પણ આવતો હતો

જેમ એ જગ્યાએ મહેકતી સુગંધ અજાણી હતી તેમ ત્યાંથી ફૂટતો કલરવ પણ અપરિચિત હતો

પરિચિત હતી ત્રણમાંના એક વૃક્ષ તળે માંડ માંડ દેખાતી સવિતા. નૈસર્ગિક કારણોસર ત્યાં આવેલી સવિતાએ એ વૃક્ષ નીચેથી જવા માટે પગ ઉપાડયો જ હોત પણ સહસા બંને કાને બે વિરુદ્ધ દિશાઓમાંથી આવેલા પગરવે તેને ચોંકાવી ત્યાં જ સ્થિર કરી દીધી. બાકીનાં બંને વૃક્ષો નીચે બંને રાજુઓ મોજૂદ હતા. સવિતા એ નક્કી નહોતી કરી શકતી કે એક જ ક્ષણે કયા રાજુને જોવો અને બંને રાજુઓ એ નક્કી નહોતા કરી શકતા કે બરાબર તે જ ક્ષણે સવિતા કે બીજા રાજુમાંથી કોના તરફ જોવું. ઉડાઉડ કરતાં પતંગિયાની જેમ અત્યંત ચંચળ ત્રણ દૃષ્ટિઓ ફરવા માંડી. સ્થિર થવું કોઈ દૃષ્ટિને મંજૂર નહોતું.

અંતે સવિતાની દૃષ્ટિ હાંફી ગઈ અને તે સવિતાના ઘાસ પર પડી આરામ પગ પાસેના કરવા લાગી.

બંને રાજુઓની દૃષ્ટિ પરસ્પર મંડાઈ. મુકાબલો અને ફેંસલો—એક જ માગણી ઘેરાઈ ગઈ હતી. એક બાજુથી તીણી પિચકારી છૂટી તો બીજી તરફથી છાતીના પોલાણને ગરમ કરી આવેલા ધૂમાડાની સેર. લગભગ એક સાથે જ બંને રાજુઓના કદમ ઊઠ્યા પણ તે ત્રાંસા પડયા જેથી તેમની સવિતા તરફની દિશા છે કે સામસામી એ કળવું મુશ્કેલ બન્યું. એ જ ત્રાંસી દિશામાં ચાર ચાર મજબૂત ડગલાં ભરાયાં હશે ત્યાં તો વાતાવરણમાં ગાબડું પડયું હોય એવો ગડગડાટ થયો બંને તરફ ભરાતા ડગ પર કોઈ અસર ન થઈ. વધુ ત્રણચાર ડગ, અને ટુકડાઓમાં દેખાતું આકાશ એકાએક પીગળવા ન માંડયું હોય એમ પાણીના રેલાઓ નીચે ઊતરવા માંડયા. બંને રાજુઓના પગોની ગતિ એકાએક વધી ગઈ અને પરિસ્થિતિથી સભાન થાય તે પહેલાં બંને રાજુઓ સવિતાની આજુબાજુ આવી ગયા. બંને રાજુઓ વચ્ચે નખશિખ સરેરાશ બે ફૂટનું અંતર હતું અને વચ્ચેના અવકાશમાં આખો સવિતા હતી. એક રાજુએ વૃક્ષના થડનો ટેકો લેવા સવિતા તરફનો હાથ ઉપર લઈ પંજો થડ સાથે ભીડયો ત્યારે એ હાથના નખોને અન્ય નખોનો સ્પર્શ થયો. બીજા રાજુનો પંજો પણ એમ જ પડેલો હતો. એ પંજાના નખ એકબીજા સાથે ટકરાતા હતા તેની લગભગ અઢી ઇંચ નીચે સવિતાના સરસ રીતે ઓળેલા સીધો વાળનો સેંથો પૂરો થતો હતો. સવિતાને બંને રાજુના શરીરોનો અને બંને રાજુઓને સવિતાના દેહનો ક્યાંક ક્યાંક સ્પર્શ થતો હતો, પરંતુ તેમનાં વસ્ત્રો તો એકબીજા સાથે ભળી ગયાં હતાં. ત્રણેના છ શ્વાસોચ્છ્વાસમાં એકબીજાના શ્વાસ કે ઉચ્છ્વાસ ભળી શકે એટલી નિકટતા ત્રણે અનુભવતા હતા. બંને રાજુઓને એ મૂઝવણ હતી કે પોતાને થતા સવિતાના સ્પર્શથી થતો આનંદ અને અન્ય રાજુને થતા સવિતાના સ્પર્શથી પોતાને થતાં દુઃખમાં શું વિશેષ અનુભવાય છે. સવિતા કેવળ સ્પર્શ જ અનુભવતી હતી, અનુભવતી રહી. તેના સંસ્કારે તેને આંખો બંધ કરવાની ફરજ પાડી હતી.

આકાશમાં તિરાડ પડી અને તડની વચ્ચેથી વિચિત્ર પ્રકાશ ધરતી પર રેલાયો. બંધ આંખોએ પણ સવિતાએ તેનું પ્રતિબિંબ ઝીલ્યું. એક ધ્રુજારી સવિતાની નસેનસમાં વ્યાપી ગઈ. તેને થતો સ્પર્શ વધુ ને વધુ ગાઢ થતો હોય, પોતાને કોઈ ઘેરી રહ્યું હોય એમ તેને લાગ્યું. હવે તો તે ભયથી પણ આંખો ખોલી શકે એમ નહોતી આકાશ તૂટવાની ભયંકર ત્રાડ પડી અને તેની સહાનુભૂતિમાં બધાં જ વૃક્ષો વધુ પડતાં ઝૂકી ગયાં. વાતાવરણમાં જવલ્લે જ સંભળાતા અવાજો ગાજ્યા. સઘળું પલક માત્રમાં જ બની ગયું—આકાશનું ચિરાવું, પ્રકાશનું રેલાવું, વૃક્ષોનું ઝૂકવું, અવાજોનું ગાજવું. અને આ દરમિયાન વરસાદ સતત અને સખ્ત રહ્યો.

પણ વીતી ગઈ.

માન્યામાં ન આવે એટલી ઝડપથી બધું રાખેલા મુજબનું થવા માંડયું હતું. સવિતા આંખો ખોલવાની હિંમત એકઠી કરે ત્યાં સુધીમાં તો કુદરતે પોતાની લીલા સંકેલી લીધી હતી.

સવિતાની પાંપણો ઊંચકાઈ—પૂરેપૂરી ઊંચકાતાં એ સ્તબ્ધ થઈ ગઈ. તેની બંને પાંપણો પર બીજી બે પાંપણો ઝૂકી હતી. બે આંખો તેની આંખો પર તોળાઈ રહી હતી. વધુ સભાન થતાં સવિતાને ખ્યાલ આવ્યો કે એક પુરુષના શરીર સાથે તેનો દેહ સજ્જડ ચોંટી ગયો છે. બે મજબૂત હાથે તેને અજગરની જેમ ભરડો લીધો છે. સંપૂર્ણ સભાન થતાં સવિતાનું મોઢું કંઈક કહેવા, કદાચ બૂમ મારવા ખૂલ્યું. પહોળા થયેલા હોઠમાંથી અવાજ બહાર નીકળ્યો પણ ખરો, પરંતુ એ જ ક્ષણે બે હોઠ સવિતાના હોઠ સાથે ભીડાઈ જતાં અવાજના તરંગો ઝૂકેલા હોઠમાં જતા રહ્યા. આખી પ્રક્રિયા એક દીર્ઘ ચુંબનમાં પરિણમી.

સંજોગોની વિચિત્રતાનો મુદ્દો બાદ કરતાં સવિતાએ તન–મનથી આ હુમલો માણ્યો. હોઠોની પકડ છૂટી પડતાં સવિતા હાંફ શમાવવા લાગી. અચાનક પેલી વીજળી ચમકેલી એવી જ વીજળી સવિતાના ચિત્તમાં ચમકી? આ બધું કોની સાથે...! સવિતાએ પોતાના પર ઝૂકેલા ચહેરાને ઓળખવાનો પ્રયત્ન કર્યો.

અલબત તે રાજુ હતો.

પણ કયો રાજુ?

સવિતાએ એક આંચકા સાથે બળપૂર્વક પોતાની જાતને અળગી કરી. નજર, દેખાય ત્યાં સુધી ઘૂમી વળી. ત્રીજું વૃક્ષ પડી નહોતું ગયું પણ બીજો રાજુ ગાયબ હતો.

પણ કયો રાજુ ગાયબ હતો અને કયો રાજુ સામે હતો?

નામ? બંનેનું રાજુ હતું.

શરીરનો બાંધો? બંનેનો જડ કહી શકાય તેવો મજબૂત હતો.

ઊંચાઈ? લગભગ સરખી.

રંગ? માત્રામાં થોડોક ફરક પડે બાકી કહેવાય તો બંને ઘઉંવર્ણા.

ચહેરો? બંનેનો પુરુષનો જ વળી. એ સિવાય! કંઈ નહિ.

આંખો? કંઈ ન કહી શકાય.

સ્વભાવ? બંનેનો માણસ જેવો જ.

અવાજ? બધાના જેવો.

વસ્ત્રો? રંગોની સમજ કોઈને નહોતી.

શોખ? હિન્દી ફિલ્મો તો ખરી જ. પણ એથી આગળ?

કલકત્તી ૧૨૦ અને ફોર સ્કેવર.

રાજુને ઓળખવા, જુદા પાડવા માટેની પહેલી નિશાની રાજુઓના વિશ્લેષણ પછી છેવટે સવિતાને હાથ લાગી.

સવિતાની દૃષ્ટિ સામેના હોઠ પર સ્થિર થઈ પરંતુ હોઠ સાધુ થઈ ગયા હતા. કોઈ ડાઘ તેમણે રહેવા દીધો નહોતો.

સ્કૂટર અને મોટર સાઇકલ...તેના નંબરો! સ્કૂટરનો કયો? મોટર સાઇકલનો કયો? આંકડાઓમાં સેળભેળ થઈ જતી હોવાથી જ સવિતાને નાનપણથી ગણિત છોડવું પડેલું. અને આમેય વાહનો અહીં ક્યાં મોજૂદ હતાં જેથી વાહનોને આધારે રાજુને ઓળખી શકાય?

આ ક્ષણે, જ્યારે સ્વયં રાજુ સિવાય રાજુનો પરિચય આપનારું કોઈ સાધન ઉપલબ્ધ નહોતું એ

ક્ષણે સવિતાને ખ્યાલ આવ્યો કે પોતાને કોઈ પણ રાજુનો માત્ર એ જ રાજુ તરીકે પરિચય નહોતો.

પરંતુ સૌરભ અને કલરવના આ અરણ્યના એકાન્તમાં સામે ઊભેલો રાજુ કોઈ પણ હોય એમાં શો ફરક પડે છે? એ રાજુ છે એટલું જ પૂરતું નથી?

"વ્હાલી હું તને ચાહું છું."

કેટલા ઘસાયેલા શબ્દોમાં રાજુએ પ્રેમનો એકરાર કર્યો છે તે વિચારવાનું સવિતાનું ગજું નહોતું.

સ્વર કાને પડતાં કયા રાજુનો અવાજ હતો તેની દ્વિધા સવિતાના ચહેરા પર પ્રસરી ગઈ પરંતુ અર્થ સમજાતાં તરત જ લજ્જાથી તેનો ચહેરો ઢળી ગયો.

કોઈ પણ રાજુ એકરાર આ રીતે જ કરે એવી સવિતાની સમજ હોવાને કારણે એ વિચાર સવિતાને ન આવ્યો કે બીજો રાજુ પોતાના પ્રેમનો એકરાર કેવી રીતે કરત.

ફિલ્મોના ગહન અભ્યાસે આવા એકાન્તમાં છોકરીના નમેલા ચહેરાનો અર્થ રાજુને સમજાઈ ગયો હતો.

આ વખતે સભાનતાથી રાજુએ સવિતાના બંને ગાલને પોતાના પંજાઓ વડે ઢાંકી દીધા. ક્ષણાર્ધ માટે આ સ્થિતિ સ્થગિત થઈ ગઈ આ દરમિયાન સવિતાને લાગ્યું કે પોતાની અને રાજુની વચ્ચેના અવકાશમાં બીજા રાજુના ન હોવાનો રંજ ઊભો રહી ગયો છે. એ રંજ સવિતાને કંઈ કરે તે પહેલાં તો આવેશમાં, આવેગપૂર્વક પંજાઓ પર જ બળ કરીને રાજુએ સવિતાને પોતાની સાથે જોડી દીધી. સવિતા રાજુના અંગોપાંગમાં વ્યાપેલા ઉશ્કેરાટના સ્પર્શની જ સાથોસાથ ગૂંગળાતા, કચડાતા, પીસાતા અને ક્રમશઃ નામશેષ થઈ જતા બીજા રાજુના ન હોવાના રંજનો ઓગળતો સ્પર્શ પણ માણી રહી.

# બાઉને અડકવાની ભૂલ

● રમેશ પારેખ

બે'ક વરસનો હું ને ફૂફૂ કરવાના 'બાઉ'ને
ડઅડ કરું છું.

સામે બેઠેલા દાદાજી બોખા મોંમાં બજર ઘસતાં
તાં 'મૂક...મૂક' એમ બોલી, આંખ કાઢી મારી
મે હાથ ઉગામે છે.

દાદાજીની ક્રોધભરી આંખો અને ચહેરો જોઈ
ડરી જાઉં છું. ચોખ્ખું આવી જાય છે હિબકું
ળામાં અટવાય છે. શરીર કંપી ઊઠે છે. હોઠ
મસ રડમસ બની જાય છે દાદાજી એકાએક હસી
છે. મને ખોળામાં ખેંચી લે છે. મને હસાવવા
રી બગલમાં ગલીપચી કરે છે. આમ અણધાર્યાં
ગલગલિયાં થવાથી હું ચમકી જાઉં છું. સમતોલ-
ગુમાવી બેસું છું. ઊથલી પડું છું. પરંતુ પડતાં
તાં દાદાજીની મૂછો હાથમાં આવી જાય છે.
ડતાંવેત દાદાજીની મૂછો સરરરરરરરરરર કરતી એક
જેવડી લાંબી થઈ જાય છે.

દાદાજી ઝાટકો ખાઈને અરે...અરે... બોલતાં
નતાં ઊભા થઈ જાય છે. અને હું તેમની મૂછે
કી રહું છું. દાદાજી ચીસ પાડે છે અને છોડ ..
છોડ, બચુ ..મૂછો છોડ, એમ કહી મને હડસેલો
છે. મૂછો છૂટતી નથી દાદાજીએ ધક્કો માર્યો
હું મૂછોસોતો વધુ બેત્રણ હાથ દૂર ધકેલાઈ
છું. અને મૂછો પણ બેચાર હાથ જેટલી લાંબી
જાય છે.

પગ તો જમીન પર અડકતા નથી દાદાજી.
બચુ મૂછો છોડ એવી જોરજોરથી બૂમો પાડે
મેં બીકમાં ને બીકમા દાદાજીની મૂછોને મજ્જડ
ગખી છે મૂછોને છોડી દેવા માટે હું તરફડિયાં
મારું છું. પરંતુ મૂછો તો રેલગાડીની માફક સડસડાટ
ચાલવા લાગી છે. ચાલતાં ચાલતાં મૂછો સરરરર દઈને
ઘરની બહાર નીકળી જાય છે ને સાથે સાથે મૂછોને
વળગેલો હું ય.

દાદાજી ઘરમાં ઊભા ઊભા બૂમો પાડે છે:
બચુડા, મૂછો છોડ ..' એ બૂમો હું સાંભળું છું
પરંતુ દાદાજી હવે દેખાતા નથી. હું રડી પડું છું.
મને નીચે પડી જવાની બીક લાગે છે. હું રડતો
રડતો મૂછોને વધુ જોરથી પકડી રાખું છું.

ફળિયામાં ભનિયો ને ચંદુ લખોટીએ રમે છે.
મને સાદ પાડી બોલાવે છે: 'એ ય, શું કામ રડે
છે તું ? ચાલ, અમારી સાથે લખોટીએ રમવું છે ?'
હું ઝટઝટ હા પાડું છું. મને લખોટીએ રમવું બહુ
ગમે છે. રડતાં રડતાં હું કહું છું: રમવું છે, ભનિયા
મને છોડાવ. મારા હાથ ચોંટી ગયા છે મૂછો સાથે...

ભનિયો ને ચંદુ એના ખમીસની ચાળ ધરે
છે કહે છે: મૂછોને મૂકી દે તું નીચે નહી પડે
તને નહીં વાગે. આવતો રે. અમે તને ઝીલી લેશું...

હું હરખાઈ જાઉં છું અને મૂછોને છોડી દેવા
જીવલેણ ડાફોળિયું મારું છું. ત્યાં તો મૂછો અને હું
ફળિયું પાર કરીને સડસડાટ શેરીની બહાર નીકળી
જઈએ છીએ. હવે દાદાજી દેખાતા નથી અને એમની
'છોડછોડ' એવી બૂમો ય સંભળાતી નથી.

શેરીના નાકે સાયકલ પર મારમાર આવતો
અતિન સામો મળે છે. અતિન મારી સાથે ૧૦ ગમા
ભણે છે. મને જોઈને અતિન ઊભો રહી જાય
છે. મને મૂછો પર લટકતો જોઈ ડરી જાય છે એ
ઉતાવળે બોલી ઊઠે છે: તું...તું આમ ક્યાં જાય છે ?

હું રડી પડું છું: ક્યાંય જતો નથી અતિવ. આ મૂછો મને ખેંચી જાય છે. મને છોડાવ; અતિવ, અતિવ તું મને છોડાવ...

અતિવ સડસડાટ લંબાયે જતી મૂછો સાથે દોડતો આવે છે. તે હાથ હલાવી હલાવી કહે છે: જો, પેલો બત્તીનો થાંભલો આવે છે તેને પકડી લેજે. ગભરાઈશ નહીં.

બત્તીનો થાંભલો નજીક આવે છે. તેના પર 'મુકદ્દર કા સિકંદર'ની ચોરસ જાહેરાત લટકે છે. મેં આ ફિલ્મ અતિવ સાથે બે વાર જોઈ છે. હું જાહેરાતના ચોકઠાને પકડવા હિલ્લોળો લઉં છું.

અતિવ ચીસો પાડે છે: શાબાશ, બત્તીના થાંભલાને પકડી લે. વળગી પડ એને. તે પછી નીચે ઊતરી પડ. પછી ઘેર ચાલ. તારી ઇંગ્લિશની નોટબૂક મારે જોઈએ છે. હું એ લેવા જ આવતો હતો અને...

પકડું પકડું ત્યાં બત્તીનો થાંભલો સડસડાટ પસાર થઈ જાય છે. મૂછો બે ફર્લાંગ જેટલી આગળ નીકળી જાય છે. અતિવની ચીસ પાણીમાં સાકરનો ગાંગડો ઓગળે તેમ ઓગળી જાય છે.

હું ચીસ પાડું છું. પગ તરફડાવું છું. હાથ છોડાવવા કોશિશ કરું છું. બાજુમાંથી પસાર થતી મકાનની બાલ્કની, ઝાડની ડાળી, કોઈક મકાનની બારી, કોઈક છાપરાની ટોચ પકડવા હવાતિયાં મારું છું. અને મૂછો સરરરર સરરરર મોટરની જેમ ધસમસતી ધસમસતી આગળ નીકળી જાય છે; સાથે સાથે હું યે.

અને દૂરથી મીરાંનું ઘર દેખાય છે. મીરાં અગાસીમાં ધોયેલાં કપડાં સૂકવે છે. હું પાસે આવી પહોચું છું. મીરાં મને અદ્ધર પદ્ધર લટકતો જોઈ અવાક્ બની જાય છે. કપડાં સુકવવા તેણે અદ્ધર કરેલા હાથ એમ ને એમ રહી જાય છે. એ હાંફળી ફાંફળી બની ઊઠે છે. દબાતા અવાજે માંડમાંડ બોલે છે: અરે, તું અહીં કેમ આવ્યો? પપ્પા તને અહીં જોઈ જશે તો બબાલ થઈ જશે. પપ્પા હજુ ઘેર જ; તું ઝટપટ ભાગ અહીંથી...અને હા, તારી ગુજરાતી નોટ્સ લેતો આવજે કોલેજમાં...અને મેં પરમ દિવ તને લખેલા લેટરનો જવાબ પણ...

કહું છું મીરાં છોડાવ મને...હું મૂછો મ ચોંટી ગયો છું–ફાટી ગયેલા અવાજે હું બોલી ઊ છું અને મીરાં સામે દયામણી મીટ માંડું છું.

હું શું કરું? મીરાં પૂછે છે: હું શું કરું મને સમજાતું નથી. મને બીક લાગે છે...એ મા હાથ સામે જુએ છે. સરરરર સરરરર લંબાયે જ મૂછોને જોઈ મીરાં હબકી જાય છે. એક ચીચ પાડ તે અગાસીની સીડી ઊતરી જાય છે.

હું તેને બોલાવતો રહું છું: મીરાં...મીરાં... મને છોડાવ, ગભરા નહીં. અહીં આવ. મને પકડ રાખ...આમ છોડીને ભાગ નહીં...

મીરાં છળી પડેલા હિબકતા અવાજે ચીસ નાખતી રહે છે. હું તેને સાદ પાડતો રહું છું ને મૂછો વિમાનની જેમ શહેરની બહાર નીકળી જાય છે.

અને ઝડપથી રાત પડી જાય છે. અને ઝડપથી સવાર અને ઝડપથી...

વચ્ચે એક ઊંચો ટાવર ઊભો છે. તેના રાક્ષસી કાંટા તરફ મૂછો ધસી પડતી લંબાયે જાય છે. હું પ્રાણપણે ઘડિયાળના કાંટાને વળગી પડવા જાઉં છું ને મૂછો ઝુમ્મ્મ્મ... કરતી બીજા શહેરની બહાર નીકળી જાય છે.

ત્યાંથી ત્રીજા...ચોથા...પાંચમા શહેરની વચ્ચો વચ્ચ સુધી ઝુમ્મ્મ...ઝુમ્મ્મ...સરરર...સરર... સરર...

મારી મૂઠીઓમાં ભયંકર કળતર થાય છે. હાથ લાકડા જેવા સખત બની ગયા છે. મને પણ મૂછો

ગી છે. તેના જટાજૂટ થોભિયા ગોઠણ સુધી ઝૂલી રહ્યા છે. તેમાં સફેદ વાળની સેરો ય છે. હું ફાટી ફાટી આંખે તેના સામે જોઉં છું.

કાનમાં મૂછોના સરસરાટ સિવાય બીજો કોઈ અવાજ આવતો નથી. દાદાજી ઘરમાં ઊભા ઊભા 'મારી મૂછોને છોડ...' એવી બૂમો પાડતા હશે પણ મને એ સંભળાતી નથી. ભનિયો ને ચંદુ હજુ ય એના પહેરણની ચાળ ધરીને મને ઝીલવા ઊભા હશે અને 'છોડી દે...અમે તને નીચે પડવા નહીં દઈએ; ઝીલી લેશું' એમ જોરજોરથી કહેતા હશે. મને એમની બૂમો સંભળાતી નથી. ધોરણ ૧૦ ની પાટલી પર બેઠોબેઠો અતિત મારી ઇંગ્લિશની નોટબુક માટે રાહ જોતો હશે. મીરાં કોલેજની લાયબ્રેરીમાં ગુજરાતીની આદ્રેસના બહાને તેના લેટરનો જવાબ લેવા આંટા મારતી હશે ને વારેવારે રિસ્ટવૉચમાં જોતી હશે.

અને મારા હાથ અહીં ચોંટી ગયા છે. નીચે જોઉં છું ને ચક્કર આવે છે. મારા શરીરમાં રચલીઓ પડી ગઈ છે. શરીર કૃશ થઈ ગયું છે. નસો તગતગી રહી છે. હાથ લોખંડના દસ્તા જેવા મક્કડ બની ગયા છે.

મૂછો અવિરત લંબાતી જાય છે. કાનમાં તેનો સરસરાટ ગોરંભે છે ને આંખોમાં લાલપીળાં ચકરડાં ફરે છે.

જંગલની સોસરવો નીકળું છું. હિંસક પશુઓ ત્રાડો પાડતાં અહીંતહીં ભમે છે. એ મને પકડે છે પંજો મારે છે. ચીરે છે. મૂછોનું સડસડાટ લંબાવું ના અટકતું નથી ને હું કાંટાઓમાં ભેરવાતો, ઉઝરડાતો, ચીરાતો જાઉં છું:

મૂઠીઓ ખૂલતી નથી. મૂઠીઓ મૂછોની સાથે જડબેસલાક ચોંટી ગઈ છે. આંગળીઓના મિજાગરા જામ થઈ ગયા છે. મૂછો અને મૂઠીઓ ઓતપ્રોત થઈ ગયાં છે. મારી મૂઠીઓ દાદાજીની મૂછોનો અવિભાજ્ય હિસ્સો બની ગઈ છે. ઠેકઠેકાણેથી ચિરાયેલા શરીરમાંથી કાળું વાસ મારતું લોહી ટપકે છે. ગીધ અને સમળીઓ મારી આસપાસ ચકરાવા મારે છે ને—માંસના નાના મોટા લટકા ખેંચી જાય છે.

આંતરડાં બહાર લટકે છે. તેના પર માખીઓ બણબણે છે. તેમાંથી ચીકણું પ્રવાહી ઢોળાય છે ને પાટોડું ભરાય છે.

આંખો જોવાનું કે ઊઘડવાનું કામ કરતી નથી કાન સાંભળવાનું કામ કરતા નથી. શરીર શરીર હોવાનું કામ કરતું નથી. મન અને જ્ઞાન મન અને જ્ઞાન હોવાનાં કામ કરતાં નથી.

હાથ તો મૂછોની સાથે રાસાયણિક પ્રક્રિયાથી ભળી ગયા છે. હું મૂછોને ઊગેલું એક અવયવ બની ગયો છું. હુ જ લબાતો જાઉં છું સડસડાટ શહેરથી શહેર ..મકાનથી મકાન...ઘરથી ઘર.. વગડા તરફ... રણ તરફ - સમયની સોસરો વીંઝેરતો વીંઝેરાતો...

હું અને હાથ મૂછોનું અવયવ બની ગયા છીએ. મારા પગમાં શહેર ઊગે છે. શહેરને મકાન ઊગે છે. મકાનને ઘર ઊગે છે. ઘરને દાદાજી ઊગે છે. દાદાજીને મૂછો ઊગે છે. દાદાજીની મૂછોને બાઉને અડઅડ કરતો બે'ક વરસનો છોકરો ઊગે છે. છોકરાને દાદાજીના હાથનુ ઉગામવું ઊગે છે. મૂછો ઊગે છે. મૂછોને મૂઠીઓમાં પકડી રાખતા હાથ ઊગે છે. હાથને મૂછોનો અવિભાજ્ય હિસ્સો બનવું ઊગે છે. બધ્ધું જ એકીસાથે સડસડાટ લબાયા કરે છે... લંબાયા કરે છે...લંબાયા કરે છે અને—

ક્યાંય કશું યે અટકતુ નથી. અટકી છે એક ઝાંખી, ફિક્કી, ચોકીપાડી વિરાટ ચીસ ગળામાં: દાદાજી...દાદાજી...ફરી કવાના બાઉને નહીં અડું... કદી નહીં અડું ..મને છોડાવો, દાદાજી, મને છોડાવો...

# એક ઝલક

## આબિદ સુરતી

બીજે દિવસે પાંચના ટકોરે હું રેલવે સ્ટેશને પહોંચી જાઉં છું. કુઝુકો હજી આવી નથી. મારી દૃષ્ટિ ઇન્ફોરમેશન કાઉન્ટર પાછળ બેઠેલી ચશમાંવાળી યુવતી સાથે અથડાઈ બીજી જ ક્ષણે ભિન્ન ભિન્ન દિશાઓમાં દોડી જાય છે. હું થોડોક બેચેન પણ થઉં જાઉં છું. જો કે મારી પાસે બેચેન થવાનું કોઈ કારણ નથી. કોઈ મારા વિષે ગમે તે વિચારે ! સો વ્હોટ ?

સ્ટેશનની ઘડિયારમાં સવાપાંચ થાય છે. પાંચ ને વીસ થાય છે. પચીસ થાય છે. હું થોડોક બેચેન થઈ ઊઠું છું. કોઈની પ્રતીક્ષા કરતાં બેચેન થઈ જવું એ મારી નબળાઈ છે.

'સુમી માસેન...' કોઈ કહી રહ્યું છે, 'વેરી સોરી.' અને મારી આંખો સાથે ચહેરો ઘૂમી જાય છે.

કુઝુકો મારી સામે ઊભી છે. સ્મિત ફરકાવી રહી છે. મારા ભાવહીન ચહેરામાં જોતાં તેનું સ્મિત ટુકડા ટુકડામાં વહેંચાઈ જાય છે. અંતે ટુકડા ટુકડા-થઈ ખરી પડે છે.

'રીઅલી-સોરી', તૂટેલી ભાષામાં તે ફરી કહે છે હજુ તેને ઘણું કહેવું છે, પરંતુ ભાષાની મર્યાદાને કારણે તે એક જ વાક્ય ઉચ્ચારી બાકીના શબ્દો આંખો દ્વારા સમજાવી દે છે.

અમે બને બહાર આવી ફૂટપાથ પર પગલાં ભરીએ છીએ. સુકુકો નોરિકો, અને કઝુકો. આ ત્રણેમાં કોઈ વધુ જીવંત તાજગીથી ભરેલું હોય તો એ આ કઝુકો જ છે. તેણે મિનિસ્કર્ટ અને ગુલાબી બ્લાઉઝ પહેર્યાં છે. જુલફાંમાં ફૂલો ગૂંથી લીધાં છે. દેખાવમાં અને સ્વભાવમાં તે તદ્દન સ્વચ્છ લાગે છે.

જાપાની યુવતીઓ જેટલો ખર્ચ પોતાના શરીરની સુંદરતા, સ્વચ્છતા પાછળ કરતી હોય છે તેટલો ભાગ્યે જ કોઈ બીજા શોખ પાછળ કરતી હશે ! તમે ધ્યાનથી જોશો તો તમને ખ્યાલ આવશે કે જાપાની છોકરીઓનાં ઉઘાડાં અંગો પર એકે રુંવાટી નજરે નહિ પડે ! તે સેન્ડપેપર અને વેક્સ સોલ્યુસન જેવી બીજી ફોર્મ્યુલાઓનો ઉપયોગ કરી ચહેરા તથા હાથપગની રુવાંટીઓ કાઢી નાખતી હોય છે. તદ્ઉપરાંત પગમાં સાથળ સુધી લાંબાં, ઊંચાં, ચામડીના રંગનાં મોજાં (સ્ટોકિંગ) પણ પહેરતી હોય છે. આ મોજાંની કિંમત ઓછામાં ઓછા બે રૂપિયા હોય છે. અને તે એકથી વધુ વાર વપરાશમાં નથી

આવતો. મહિને દિવસે સાઠ રૂપિયા તો પગનાં આ મોજાં પાછળ જ ખરચી નાખતી હોય છે. એ સિવાય બીજાં પ્રસાધનોનો ખરચ અલગ

કઝુકો દોડી જતી ટેક્સી રોકી મને તેમાં બેસવા માટે કહે છે. હું ટેક્સીમાં જગ્યા લઉં છું. કઝુકો પણ ભીતર પ્રવેશે છે અને ટેક્સીનો દરવાજો આપમેળે બંધ થઈ જાય છે. અહીંના ટેક્સીના દરવાજાઓ પણ ઑટોમેટિક છે. ચાંપ દાબો એટલે બંધ થઈ જાય. દરવાજાની ચાંપ ડ્રાઇવરના સ્ટિયરિંગ પાસે હોય છે.

'આબિદો,' ટેક્સી સ્ટાર્ટ થઈ દોડી જતાં કઝુકો પહેલો પ્રશ્ન કરે છે, 'નોરિકો-સાથે-મજા-આવી?'

હું 'હા' કહું છું.

'વાતો?'

'વાતો-શું?'

'શું-વાતો-થઈ?'

જ્યારે હું નોરિકોને મળ્યો હતો ત્યારે તેણે પણ આ જ પ્રશ્ન કર્યો હતો. 'સુકુકો સાથે શું વાતો થઈ?' આજે કઝુકોએ પૂછયું: 'નોરિકો સાથે શું વાતો થઈ?'

પ્રશ્નના પુનરાવર્તનથી મને લાગે છે આ ત્રણે યુવતીઓને એકમેક પર વિશ્વાસ ઓછો છે.

'શું-વાતો-થઈ?' કઝુકોએ ફરી એ જ પ્રશ્નને દોહરાવતાં હું સરળ શબ્દોમાં કહું છું. 'નથિંગ-ઇમ્પોરટન્ટ.'

'ઇમ્પોરટન્ટ? એક મિનિટ!' શબ્દકોશનાં પાનાં તે ઝડપથી ફેરવવા લાગે છે. આ શબ્દકોશ પણ ઐતિહાસિક છે. પહેલે દિવસે મને સુકુકોના હાથમાં નજરે પડયો હતો. બીજે દિવસે નોરિકો પાસે હતો અને આજે હું વંશપરંપરાગત ઊતરી આવેલા રે જેમ કઝુકો પાસે જોઉં છું.

'ધું-નફફટ!' શબ્દકોશ બંધ કરી દેતાં તે બોલી ઊઠે છે. હું સ્વાભાવિક રીતે જ ચોંકી જાઉં છું. 'ઇમ્પોરટન્ટ' શબ્દનો અર્થ તેના શબ્દકોશમાં શું હશે એ હું કલ્પી નથી શકતો.

હું તેના હાથમાંથી શબ્દકોશ લઈ પાનાં ફેરવું છું. એક પાનાની વચ્ચે આંગળી મૂકી તે મને 'ઇમ્પોરટન્ટ' શબ્દ દેખાડે છે મારાથી હસ્યા વિના નથી રહેવાતું. મને હસતો જોઈ તેના આશ્ચર્યને પાર નથી રહેતો. હું કઝુકોને તેની ભૂલ સમજાવું છું.

'ઇમ્પોરટન્ટ-શબ્દ-અહીં-છે.'

'આ-શબ્દ-કયો છે?'

'ઇમ્પોટન્ટ!' (નપુંસક)

બન્ને શબ્દો પાસે હોવાને કારણે તે થાપ ખાઈ ગઈ હતી. તરત જ તે "સૉરી' કહી દે છે.

ટેક્સી કાચી માટીના રસ્તાની એક બાજુએ પાર્ક થતાં હું મીટર ચૂકવી કઝુકો સાથે બહાર નીકળી જાઉં છું. મેન્દાઈ શહેરની સીમા બહાર, અહીં વસતી ઓછી અને વૃક્ષો વધુ છે. છૂટાંછવાયાં જાપાની ઢબનાં ચારપાંચ મકાનો માઈલોના વિસ્તારમાં પથરાયેલાં નજરે પડે છે. એકાદેક ફર્લાંગના અંતરે હું એક વર્ષોજૂની ઇમારત પણ જોઉં છું.

કઝુકો પથરાળા કાચા માર્ગ પર પગલાં ભરતી, પતંગિયાની જેમ ઊડતી આગળ વધે છે. અંધકાર પથરાવાની તૈયારીમાં છે. પ્રકાશનાં કિરણો પળે પળે ઝાંખાં થતાં જાય છે. વાતાવરણમાં જંગલી ફૂલપત્તાંઓની મહેક છે. માટીમાંથી પણ એક ખાસ પ્રકારની ખુશ્બુ ફેલાઈ રહી છે.

'આ–મંદિર–છે.' પ્રાચીન ઇમારતના ાઉન્ડમાં પ્રવેશતાં કઝુકોના હોઠ ખૂલી જાય છે.

'મંદિર ?' હું આશ્ચર્ય વ્યક્ત કરું છું.

અમે સુક્કાં, ખરી પડેલાં પાંદડાંઓ પરથી તતાં મંદિરના મુખ્ય ખંડ પાસે આવી પહોંચીએ એ.

કઝુકો બહારના ઓટલા પર બેસી જતાં હું ી સામે જગ્યા લઉં છું. મારી દૃષ્ટિ આ સૂના દેરની ભીતર પ્રવેશી પ્રવાસ કરવા લાગે છે. બૌદ્ધ ધુ જેવી એક વ્યક્તિ અંદર બેઠી છે. તેની પીઠ મારા તરફ છે અને માથે ઝૂલતા ફાનસના પ્રકાશમાં ઈ ગ્રંથ વાચી રહી છે.

'પેલું–શું–છે ?' ભીતર ગોઠવાયેલા એક ઊંચા ાકાર પ્રત્યે ઇશારો કરતાં હું પ્રશ્ન કરું છું. તે ચારમાં પડી જાય છે. પછી શબ્દકોશ ખોલી એક મ્દ ઉચ્ચારે છે :

'જન્મ.'

'જન્મ ?' હું તેની સામે જોઈ રહું છું.

મને બેવકૂફની જેમ આંખો ફાડી બેઠેલો જોઈ આંગળી ઊંચી કરે છે. સાથે તેનો હાથ પણ ચો થઈ જાય છે.

હું આંખો ઊંચી કરું છું. ઉપર તો કાળાશ રતું આકાશ છે !

તે મૂંઝાઈ જાય છે. ફરી શબ્દકોશ ખોલી એક ! શબ્દ ઉચ્ચારે છે : 'બર્થકંટ્રોલ !'

હેં ? બર્થકંટ્રોલ ? મંદિરને બર્થકંટ્રોલ સાથે , સંબંધ હશે ? કે પછી આ ફેમિલી પ્લાનિંગ ર છે ? ના ના, છે તો મંદિર જ.

મને સમજાવવાનો તે અંતિમ પ્રયાસ કરે છે. ા મારા ભેજામાં ઝબૂક ઝબૂક થતી ટ્યૂબ લાઇટ પૂર્ણ પ્રકાશ પાથરી દે છે. મારી આંખો સામે બધું સ્પષ્ટ થઈ જાય છે.

હિંદુ ધર્મમાં માનનારાઓ જેમ અગ્નિ, વાયુ, સૂર્ય જેવા દેવતાઓમાં શ્રદ્ધા રાખે છે. તેમ અહીંનો એક વર્ગ પણ એ દેવતાઓમાં માને છે. તદ્ઉપરાંત તેઓ પ્રજનન અંગોની પૂજા પણ કરે છે. મંદિરમાં મેં જે આકાર જોયો હતો તે એનું પ્રતીક હતું અને અહીં તે જન્મદેલતાને નામે ઓળખાય છે. જન્મદેવતાનું આ પુરાણું મંદિર છે, આમાંનું એક મુખ્ય મંદિર ટોકિયોથી ચારેક કલાકના અંતરે 'નગોયા'માં છે. દર વર્ષના માર્ચ મહિનાના પહેલા અઠવાડિયામાં ત્યાં ઉત્સવ મનાય છે. આસપાસનાં ગામોમાંથી સેંકડો લોકો જન્મદેવતાના સરઘસમાં ભાગ લેવા ઊમટી આવે છે. તેમાં બાળકો હોય છે, બુઢ્ઢાઓ પણ હોય છે.

'કઝુકો !' હું પ્રશ્ન કરું છું, તને–આમાં–શ્રદ્ધા–છે ?'

શ્રદ્ધા– શબ્દનો અર્થ શબ્દકોશમાંથી શોધી કાઢી તે કહે છે : વધુ–નથી–છે.

'તારો–ધરમ–કયો ?'

જાપાનમાં બહુ ઓછા ધર્મો છે અને નથી પણ. 'ધરમ' શબ્દનો અર્થ આપણે જે લઈએ છીએ તે અર્થમાં અહીં ધર્મ નથી. બીજા વિશ્વયુદ્ધ પહેલાં એમ કહેવાતું કે જાપાન દેશની રક્ષા ભગવાન સ્વયં કરે છે. અને જાપાનનો રાજા સૂર્યદેવતાનો વંશજ છે. હિરોશીમા અને નાગાસાકી પર અમેરિકનોએ કરેલા અટમબોંબના ક્રૂર અખતરાઓએ વાસ્તવિકતાને સામે લાવી ખડી કરી દીધી. દેશની રક્ષાની જવાબદારી દેશના દરેક પ્રજાજનની છે અને જાપાનનો રાજા ભલે સૂર્યદેવનો વંશજ હોય, તે પણ એક સામાન્ય માનવી જ છે. વર્તમાન જાપાનમાં

ત્રણ મુખ્ય ધર્મો છે : શિન્તો, બૌદ્ધ અને ખ્રિસ્તી. શિન્તો મૂળ જાપાનનો ધર્મ છે. જ્યારે બૌદ્ધ ધર્મની શરૂઆત ભારતમાંથી થઈ હતી અને એશિયામાંથી પ્રવાસ કરતો એ ધર્મ ચીન અને કોરિયા મારફત જાપાનમાં પ્રવેશી ગયો હતો. આજે જાપાનમાં કોઈ ધર્મ સૌથી વધુ ફેલાવો ધરાવતો હોય તો એ બૌદ્ધ ધર્મ જ છે.

કઝુકો ઉત્તર દે છે : 'હું–બુદ્ધિરત–છું–અને–નિચિરેન–દાઈશોનિનમાં–શ્રદ્ધા–રાખુ–છું.'

બૌદ્ધ ધર્મમાં શ્રદ્ધા રાખનારાઓમાંનો એક વિશાળ વર્ગ બૌદ્ધ ધર્મના સંસ્થાપક ગૌતમ બુદ્ધ કરતાં બૌદ્ધસાધુ નિચિરેન દાઈ શોનિન (ઈ. સ. ૧૨૨૨–૧૨૮૨) ને વધુ મહત્ત્વ આપે છે. તેઓ એમ પણ કહે છે કે બૌદ્ધ ધર્મના ખરા સંસ્થાપક નિચિરેન જ હતા, કારણ કે નિચિરેન જાપાની હતા, જ્યારે ગૌતમ બુદ્ધ ભારતીય.

નિચિરેનના ભક્તોએ 'સોકા ગાક્કાઈ' નામની એક પેટા સંસ્થા પણ સ્થાપી છે. દિવસે દિવસે આપણા દેશમાં ફેલાતા ખ્રિસ્તી ધર્મની ઝડપે આ સંસ્થાના સભ્યો વધતા જાય છે, અને તેનું મુખ્ય કારણ છે સેવાભાવના. તમારી પાસે નોકરી ન હોય તો તમને સારી નોકરી શોધી આપવામાં આ સંસ્થા મદદ કરે છે. જો તમે આ સંસ્થાના સભ્ય હો તો તમારા લગ્નની ચિંતા પણ આ સંસ્થા પોતાની જવાબદારી સમજે છે વિશેષમાં તમારે માટે પર્યટનો ગોઠવે છે, લાંબી રજાઓ દરમ્યાન તમને કોઈ હવાફેરના સ્થળે લઈ જાય છે. આ સંસ્થામાં એકલવાયા જીવનથી કંટાળેલા લોકો માટે ખાસ આકર્ષણ છે; કારણ કે આ સંસ્થા તમને મિત્રો પણ સપ્લાય કરે છે.

'સોકા ગાક્કાઈ' નામની આ ધાર્મિક 'કોમિઈતો' નામની એક પોલિટિકલ પાર્ટી સીધી સંકળાયેલી છે કોમિઈતો પાર્ટી કહે છે સત્ય અને શાંતિને વરેલી છે અને ચૂંટણી દરમ્યાન આ સત્રનો જોરદાર પ્રચાર કરે છે. ત્યારે પ્રશ્ન થાય છે કે અહીં એવી કઈ પોલિટિકલ પાર્ટી છે જે યુદ્ધ અને અશાંતિને વરેલી હોય?

કોમિઈતો અને બીજી રાજદારી પાર્ટીઓના કાર્યક્રમોમાં વધુ ફેર નજરે નથી પડતો. જો કંઈ ફેર હોય તો એ ફક્ત એટલો જ કે કોમિઈતો પાર્ટી 'સોકા ગાક્કાઈ'નું પોષણ કરે છે અને સોકા ગાક્કાઈ માનવીના રોજિંદા જીવનની સમસ્યાઓ હલ કરવામાં ગર્વ લે છે.

મંદિરનું ફાટક બંધ થઈ જતાં અમે વાડાની બહાર આવીએ છીએ. મારી નજર મંદિરની પાછળથી માથું ઊંચું કરતા પીળા ચંદ્રમા પર પડે છે. પૂર્ણિમાની રાત છે. જેમ જેમ ચાંદ ઊંચે ચડતો જાય છે, ચાંદની અજવાળી થતી જાય છે અને કાચી માટીના ખાબડખૂબડ માર્ગ પરથી પગ ભરતાં આગળ વધી રહ્યાં છીએ.

'કઝુકો!' હું શરૂઆત કરું છું, 'તારા શું–કરે–છે?'

'પછી ?'

'બાળકો.'

'પછી ?'

'સ્મશાન'

'જીવન–એટલું–ટૂંકું–નથી !'

'સૂનું–છે.'

મારી રુંવાટીઓ ઝણઝણી ઊઠે છે. જીવનમાં ડગલે અને પગલે અથડાતી એકલતા અત્યારે મારી સામે ઊભી છે. અમે બસસ્ટૉપ પર ઊભાં છીએ. આસપાસમાં એકે મકાન નથી. ચોમેર નિર્જનતા પથરાયેલી છે. દૂરનાં છૂટાંછવાયાં પથરાયેલાં મકાનોમાં સળગતા દીવાઓનો ઝાંખો પ્રકાશ હું જોઈ શકું છું.

'કઝુકો !'

'હાઈ !'

'કાલે–હું–ચાલ્યો–જઈશ !'

'દોકો દેસકા ?'

'શું ?'

'ક્યાં ?'

'કામાકુરા.'

'સેન્દાઈ–પાછો નહિ–આવે ?'

'કદાચ–નહિ.'

ખામોશીની લાંબી ક્ષણો અમારી વચ્ચે પથરાઈ જાય છે. એ ક્ષણોમાં બસનો ઘરઘરાટ ભળતાં હું ચહેરો ઘુમાવુ છુ. બે હેડલાઈટને દૂરથી અમારી દિશામાં આવતી જોઉં છું. બસ આવી અમારી સામે થોભી જાય છે.

'આજે–ડિનર–ક્યાં–લેશે ?' બસ સ્ટાર્ટ થતાં કઝુકો પ્રશ્ન કરે છે.

'એલિફન્ટા.'

'આજે–અમારી–સાથે–લે.'

'તમને–તકલીફ–થશે.'

'આજે–નોરિકો–સુકુકો આવવાના છે.'

'હંઅ.'

'આવે–છે ?'

હું 'હા' નથી કહેતો.

'આવશે ને !'

'મારાથી 'ના' પણ નથી કહેવાતું.

નવની આસપાસ અમે કઝુકોને ઘેર પહોંચી જઈએ છીએ. નોરિકો–સુકુકો મને સાશ્ચર્ય જોઈ રહે છે. કઝુકો એ બંનેને જાપાની ભાષામાં સમજાવે છે કે હું એકાદેક બે દિવસમાં સેન્દાઈ છોડી ચાલ્યો જવાનો છું.

કઝુકો મને દુકાનમાં લઈ જાય છે કઝુકોના પિતાની દુકાન ઘર જોડે જ સંકળાયેલી છે. બહારના ભાગમાં દુકાન છે. અંદરના ભાગમાં બેઠક ખંડ તથા કિચન. ઉપરના ભાગમાં બેડરૂમ છે.

કઝુકો મારો પરિચય તેના પિતા જોડે કરાવે છે. થોડીક ઝૂકાઝૂકી પછી હું દુકાનમાં ગોઠવાયેલા કૅમેરાઓ પર નજરને છૂટી મૂકી દઉં છું. કેનન, નિકોન, મિનોલ્ટા તથા યાશિકાઇલેક્ટ્રોનિકનાં છેલ્લી ઢબનાં મોડેલો મને અહીં જોવા મળે છે. આ જ કૅમેરાઓ ભારતમાં દાણચોરો લઈ આવતા હોય છે અને બમણી ત્રણગણી કિંમતે વેચતા હોય છે.

એક સમયે કમેરાઓની માર્કેટ અમેરિકા તથા જર્મનીના હાથમાં હતી. જાપાનીઓ તેની આબેહૂબ નકલ કરી માર્કેટમાં મૂકતા હતા, સસ્તા ભાવે વેચતા હતા અને નકલખોરના નામે પંકાતા હતા. પરંતુ હવે એ દિવસો રહ્યા નથી. ટેકનિકલ પ્રગતિને કારણે આજે જાપાને કૅમેરા, ટ્રાંઝિસ્ટર, ટેપરેકૉર્ડર જેવી અનેક માર્કેટો પોતાને હાથ કરી લીધી છે અને

ત્રણ મુખ્ય ધર્મો છે : શિન્તો, બૌદ્ધ અને ખ્રિસ્તી. શિન્તો મૂળ જાપાનનો ધર્મ છે. જ્યારે બૌદ્ધ ધર્મની શરૂઆત ભારતમાંથી થઈ હતી અને એશિયામાંથી પ્રવાસ કરતો એ ધર્મ ચીન અને કોરિયા મારફત જાપાનમાં પ્રવેશી ગયો હતો આજે જાપાનમાં કોઈ ધર્મ સૌથી વધુ ફેલાવો ધરાવતો હોય તો એ બૌદ્ધ, ધર્મ જ છે.

કઝુકો ઉત્તર દે છે : 'હું–બુદ્ધિસ્ત–છું–અને–નિચિરેન–દાઈશોનિનમાં–શ્રદ્ધા–રાખું–છું.'

બૌદ્ધ ધર્મમાં શ્રદ્ધા રાખનારાઓમાંનો એક વિશાળ વર્ગ બૌદ્ધ ધર્મના સંસ્થાપક ગૌતમ બુદ્ધ કરતાં બૌદ્ધસાધુ નિચિરેન દાઈ શોનિન (ઈ. સ. ૧૨૨૨–૧૨૮૨) ને વધુ મહત્ત્વ આપે છે. તેઓ એમ પણ કહે છે કે બૌદ્ધ ધર્મના ખરા સંસ્થાપક નિચિરેન જ હતા, કારણ કે નિચિરેન જાપાની હતા, જ્યારે ગૌતમ બુદ્ધ ભારતીય

નિચિરેનના ભક્તોએ 'સોકા ગાક્કાઈ' નામની એક પેટા સંસ્થા પણ સ્થાપી છે. દિવસે દિવસે આપણા દેશમાં ફેલાતા ખ્રિસ્તી ધર્મની ઝડપે આ સંસ્થાના સભ્યો વધતા જાય છે, અને તેનું મુખ્ય કારણ છે સેવાભાવના તમારી પાસે નોકરી ન હોય તો તમને સારી નોકરી શોધી આપવામાં આ સંસ્થા મદદ કરે છે. જો તમે આ સંસ્થાના સભ્ય હો તો તમારા લગ્નની ચિંતા પણ આ સંસ્થા પોતાની જવાબદારી સમજે છે વિશેષમાં તમારે માટે પર્યટનો ગોઠવે છે, લાંબી રજાઓ દરમ્યાન તમને કોઈ હવાફેરના સ્થળે લઈ જાય છે. આ સંસ્થામાં એકલવાયા જીવનથી કંટાળેલા લોકો માટે ખાસ આકર્ષણ છે; કારણ કે આ સંસ્થા તમને મિત્રો પણ સપ્લાય કરે છે.

'સોકા ગાક્કાઈ' નામની આ ધાર્મિક સંસ્થા નો' નામની એક પોલિટિકલ પાર્ટી સાથે

'પછી ?'

'બાળકો.'

'પછી ?'

'સ્મશાન.'

'જીવન–એટલું–ટૂંકું–નથી !'

'સૂનું–છે.'

મારી રુંવાટીઓ ઝણઝણી ઊઠે છે. જીવનમાં ડગલે અને પગલે અથડાતી એકલતા અત્યારે મારી સામે ઊભી છે. અમે બસસ્ટૉપ પર ઊભાં છીએ. આસપાસમાં એકે મકાન નથી. ચોમેર નિર્જનતા પથરાયેલી છે. દૂરનાં છૂટાંછવાયાં પથરાયેલાં મકાનોમાં સળગતા દીવાઓનો ઝાંખો પ્રકાશ હું જોઈ શકું છું.

'કઝુકો !'

'હાઈ !'

'કાલે–હું–ચાલ્યો–જઈશ !'

'દોકો દેસકા ?'

'શું ?'

'ક્યાં ?'

'કામાકુરા.'

'સેન્દાઈ–પાછો નહિ–આવે ?'

'કદાચ–નહિ.'

ખામોશીની લાંબી ક્ષણો અમારી વચ્ચે પથરાઈ જાય છે. એ ક્ષણોમાં બસનો ઘરઘરાટ ભળતાં હું ચહેરો ઘુમાવું છું. એ હેડલાઇટને દૂરથી અમારી દિશામાં આવતી જોઉં છું. બસ આવી અમારી સામે થોભી જાય છે.

'આજે–ડિનર–ક્યાં–લેશે ?' બસ સ્ટાર્ટ થતાં કઝુકો પ્રશ્ન કરે છે.

'એલિફન્ટા.'

'આજે–અમારી–સાથે–લે.'

'તમને–તકલીફ–થશે.'

'આજે–નોરિકો–સુકુકો આવવાના છે.'

'હંઅ.'

'આવે–છે ?'

હું 'હા' નથી કહેતો.

'આવશે ને !'

'મારાથી 'ના' પણ નથી કહેવાતું.

નવની આસપાસ અમે કઝુકોને ઘેર પહોંચી જઈએ છીએ. નોરિકો–સુકુકો મને સાશ્ચર્ય જોઈ રહે છે. કઝુકો એ બંનેને જાપાની ભાષામાં સમજાવે છે કે હું એકાદેક બે દિવસમાં સેન્દાઈ છોડી ચાલ્યો જવાનો છું.

કઝુકો મને દુકાનમાં લઈ જાય છે કઝુકોના પિતાની દુકાન ઘર જોડે જ સંકળાયેલી છે. બહારના ભાગમાં દુકાન છે. અંદરના ભાગમાં બેઠક ખંડ તથા કિચન. ઉપરના ભાગમાં બેડરૂમ છે.

કઝુકો મારો પરિચય તેના પિતા જોડે કરાવે છે. થોડીક ઝૂકાઝૂકી પછી હું દુકાનમાં ગોઠવાયેલા કૅમેરાઓ પર નજરને છૂટી મૂકી દઉં છું. કૅનન, નિકોન, મિનોલ્ટા તથા યાશિકાઇલેક્ટ્રૉનિકનાં છેલ્લી ઢબનાં મૉડેલો મને અહીં જોવા મળે છે. આ જ કૅમેરાઓ ભારતમાં દાણચોરો લઈ આવતા હોય છે અને બમણી ત્રણગણી કિંમતે વેચતા હોય છે.

એક સમયે કૅમેરાઓની માર્કેટ અમેરિકા તથા જર્મનીના હાથમાં હતી. જાપાનીઓ તેની આબેહૂબ નકલ કરી માર્કેટમાં મૂકતા હતા, સસ્તા ભાવે વેચતા હતા અને નકલખોરના નામે પંકાતા હતા. પરંતુ હવે એ દિવસો રહ્યા નથી. ટેકનિકલ પ્રગતિને કારણે આજે જાપાને કૅમેરા, ટ્રાંઝિસ્ટર, ટેપરેકૉર્ડર જેવી અનેક માર્કેટો પોતાને હાથ કરી લીધી છે અને

વિશ્વના ખૂણા ખૂણામાં તેઓનાં માલનો નિકાસ થાય છે.

બેઠા ઘાટના ડાઇનિંગ ટેબલની અતરાફમાં કઝુકોનો પરિવાર ગોઠવાઈ જતાં મારો પરિચય તેની મમ્મી, બહેન તથા નાના ભાઈ સાથે થાય છે. નોરિકો અને સુકુકો પણ અમારી સાથે જ બેઠી છે.

વાનગીઓની પ્લેટો ગોઠવાતાં તેઓ મારી સામે છરી કાંટો તથા ચમચા મૂકે છે. હું 'હાશી' માટે વિનંતી કરું છું. કઝુકોની મમ્મીને સૌથી વધુ આશ્ચર્ય થાય છે. કોઈ વિદેશી તેમની સાથે બેસી, તેમની ઢબે ભાણું લે એ તેમને માટે આશ્ચર્યની સાથ આનંદની, ગર્વની વાત પણ છે.

હું ગમ્મત ખાતર જાપાનીમાં કહું છું : 'હાશી–દે–ચાબે–માસ.'

'અરે!' કઝુકોના પિતા બોલી ઊઠે છે. 'આ તો જાપાનીમાં કહે છે કે હું હાશી વડે ખાઈ શકું છું!'

'આનાતાંગતાવા–નિપ્પોગોગા–હનાશિમારકા?' 'તમે–જાપાનીમા વાર્તાલાપ કરી શકો છો? હુ પ્રશ્ન કરું છુ અને બધાં હસી પડે છે.

આવાં થોડાંક વાકયો આપણે જાણતા હોઈએ તો એ આપણને પ્રવાસમા ઘણાં મદદરૂપ થઈ શકે છે. ખાસ કરીને મિત્રતા બાંધવા અને વિદેશીઓનાં મન જીતી લેવા માટે એ અજોડ હોય છે.

એ ઉપરાંત લાંબા કે ટૂંકા પ્રવાસમાં મારી સાથે થોડીક વીંટીઓ તથા કી–હોલ્ડરો પણ રાખું છું. આ ભેટસોગાદો લાખમાંથી બનેલી હોય છે અને વિદેશમા તે ખાસ આકર્ષણ રાખતી હોય છે. ગ્રામઉદ્યોગમાંથી થોડીક ઢીંગલીઓ કે બીજાં રમકડાં જેવા નાનકડા શો–પીસિઝ સાથે લીધા હોય તો એ પણ ઘણા ઉપયોગી સાબિત થાય છે. પરંતુ એક વાતનું ધ્યાન રહે! આ બધી વસ્તુઓ ભારતના પ્રતિબિંબ સમી હોવી જોઈએ. જેમ આપણને વિદેશી વસ્તુઓનો મોહ હોય છે તેમ તેઓને પણ આપણા દેશની વસ્તુઓ પ્રત્યે ખાસ આકર્ષણ છે.

ડિનર પૂર્ણ થતાં અમે ચા પી ઊભાં થઈએ છીએ. કઝુકોના પિતા કહે છે કે તેમની ઇચ્છા એક ગ્રુપ ફોટોગ્રાફ લેવાની છે. મહાપરિવારના સભ્યો જેમ અમે બધાં સ્ટુડિયોની લાઈટમાં ઊભા રહી જઈએ છીએ કઝુકોના પિતા એક પછી એક ત્રણ વાર કૅમેરાની ચાંપ દાબે છે. ચોથી વાર કૅમેરા 'ટાઈમ' પર મૂકી ઝડપથી દોડી આવી મારી પડખે ઊભા રહી જાય છે. થોડીક પળો પછી, કૅમેરામાંથી 'ખટ' અવાજ ઊઠે છે અને અમે ચીતરાઈ જઈએ છીએ.

જતાં પહેલાં ફરી એકવાર ઝૂકાઝૂકી શરૂ થાય છે. કઝુકોના સમસ્ત પરિવારનો આભાર માની હું ભેટો તેઓ સામે ધરું છું. કઝુકોની મમ્મીએ મારા માટે ભેટનું એક પેકેટ ફેન્સી કાગળમાં લપેટી તૈયાર જ રાખ્યું છે. હું સાભાર તે સ્વીકારી લઉં છું.

જાપાનની આ પ્રથા પણ જાણવા જેવી છે જાપાનીઓ ઘેર આવેલા મહેમાનને ખાલી હાથે પાછો જવા નથી દેતા. ખાસ કરીને જમવા આવેલા મહેમાનને માટે હમેશા તેઓ કોઈ સુંદર ભેટ ખરીદી લાવી તૈયાર રાખતા હોય છે.

હું બહાર નીકળી ફૂટપાથ પર ઊભો રહી જાઉં છું. કઝુકો મારી પાછળ દોડી આવી છે. એક ટેક્સીને રોકી તે પૂછી લે છે :

'જતાં–પહેલાં–ફોન–કરશો?'

'કરીશ.'

'નક્કી?'

'પ્રોમિસ.'

ટેક્સી ઝડપથી આગળ વધી જાય છે.

[ હાલ જ પ્રગટ થયેલ પ્રવાસવર્ણનના પુસ્તક 'એક ઝલક જાપાનની' નું એક પ્રકરણ ]

# પ્રવાસ અને પ્રદેશ-વર્ણન સાહિત્ય

સંપા. પ્રકાશ વેગડ

**લેખો :**

ઠાકર, ભરતકુમાર ધી. આપણું પ્રવાસ-સાહિત્ય. સાડત્રીશ સાહિત્યિક નિબંધો (પુનર્મુ-૧૯૭૧) ૩૩૩-૩૩૯.

ત્રિવેદી, ઈજ્જતકુમાર આપણું પ્રવાસ-સાહિત્ય. સ્ત્રીજીવન, જૂન ૧૯૭૬, ૫૪૧-૫૪૫.

ભટ્ટ, જયંતીલાલ નંદલાલ. એહમદઅલી બૂટવાળા (વાંકાનેરના વતની) નું પગપાળા પૃથ્વી પર્યટન. કુમાર, ભાદરવો ૧૯૮૭, ૩૫૪-૩૫૫.

શાહ, પ્રવીણ. આપણું પ્રવાસ સાહિત્ય. નવચેતન, જાન્યુ. ૧૯૬૭, ૫૪૧-૫૪૬.

શુકલ, રમેશ મ. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પ્રવાસવર્ણન. ચુનીલાલ ગાંધી વિદ્યાભવન વાર્ષિક અંક ૧૧ ઑગ. ૧૯૬૪, ૮૨-૮૯. પુનર્મું. અનુવાદ (૧૯૭૬) ૧૭૫-૧૮૭.

**ગ્રંથો :**

અડાલજા, તારાચંદ પોપટલાલ. પ્રવાસ દર્શન. વડોદરા, પૃ. ૧૯૫૧. ૨૧૮.

અચારજ, નાથાલાલ માણેકલાલ. મુંબઈના ભુલેશ્વર મહાદેવનું વર્ણન. મુંબઈ, ૧૮૯૧ (પદ્યમાં)

ઉત્તમરામ. અમદાવાદનું વર્ણન ૧૮૫૩ (પદ્યમાં)

'એક મુસાફર' ઉપ. વડોદરાનું વર્ણન. અમદાવાદ, ૧૮૯૨ (પદ્યમાં)

'એક મુહાજરીન' ઉપ. પેશાવરથી મોસ્કો. ૧૯૩૨.

એ. જી. શેઠ પ્રકા. હિંદની મુસાફરી, ભા. ૧. બીજી આ. અમદાવાદ, ૧૮૯૩. પ્ર. આ. ૧૮૯૧.

કરસનદાસ મૂળજી. ઇંગ્લેંડમાં પ્રવાસ. મુંબઈ, યુનિયન પ્રેસ, ૧૮૬૬. પૃ. ૨૪+૪૨૪+૪, ચિત્રો સાથે બીજી આ. ૧૮૬૭.

કરાકા, ડોસાભાઈ ફરામજી. ગરેટ બરીટન ખાતેની મુસાફરી. મુંબઈ, દફતર આશકારા છાપખાના, ૧૮૬૧. પૃ. ૨૦+૩૧૪, ચિત્રો સાથે.

'કલાપી' ઉપ. (સુરસિંહજી તખ્તસિંહ ગોહિલ). કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન. રૂપશંકર ઉદયશંકર ઓઝા સંપા. અમદાવાદ, સસ્તું સાહિત્ય, ૧૯૫૭. પૃ. ૯૨. પ્ર. આ. ૧૯૦૯

કવિ, ગિરધરલાલ હરકિશનદાસ. ભરતખંડનો પ્રવાસ. અમદાવાદ, ૧૮૯૭.

કવિ, શંકરલાલ મગનલાલ. મારી યાત્રા ૧૯૫૧.

કંથારિયા, બાલશંકર ઉ. માર્કોપોલોનો પ્રવાસ, ૧૮૯૮

કંથારિયા, મહાદેવપ્રસાદ ભોગીલાલ. અમેરિકાનો

પ્રવાસ, ૧૯૨૦

કાપડિયા, મોતીચંદ ગિરધરલાલ. યુરોપનાં સંસ્મરણો, ૧૯૨૭.

કામદાર, વ્રજલાલ ત્રિભોવનદાસ. કૈલાસ અને માનસરોવર, ૧૯૨૬

કારભારી, ભગુભાઈ ફતેહચંદ. તીર્થયાત્રા વર્ણન, ૧૯૧૧.

કાલેલકર, કાકા (બાલકૃષ્ણ દત્તાત્રેય કાલેલકર). ઊગમણો દેશ જાપાન. અમદાવાદ, નવજીવન, ૧૯૫૮. પૃ ૧૦+૨૪૬.

—પૂર્વ અફ્રીકામાં. અમદાવાદ, નવજીવન, પુનર્મુ. ૧૯૫૩, પૃ. ૧૦+૨૯૬. પ્ર. આ. ૧૯૫૧.

—બ્રહ્મદેશનો પ્રવાસ. ત્રીજી આ.નું. પુનર્મુ. ૧૯૫૧. પૃ. ૭૪. પ્ર. આ. ૧૯૩૧.

—ભારતદર્શન. અમદાવાદ, વોરા, ૧૯૬૮.

—રખડવાનો આનંદ. [પ્રવાસ વિષયક નિબંધો]. અમદાવાદ, નવજીવન, બીજી આ. ૧૯૬૧. પૃ. ૮+૩૨૮. પ્ર આ. ૧૯૫૩.

—હિમાલયનો પ્રવાસ. અમદાવાદ, નવજીવન. છઠી આ. ૧૯૪૯નું પુનર્મુ. ૧૯૭૧ પૃ. ૧૬+ ૨૩૭. પ્ર આ ૧૯૨૩

કાંટાવાળા હરગોવિંદ, દ્વારકાદાસ. મહિસુર [મૈસુર] ની મુસાફરી. ૧૮૯૦.

ક્રોઉઝે, શાર્લોટ (ઉર્ફે સુભદ્રાદેવી) ગુજરાત–કાઠિયાવાડની મારી મુસાફરી. ૧૯૨૯.

ખખ્ખર, મગનલાલ દલપતરામ. તીર્થયાત્રા વર્ણન. ૧૯૨૧.

ગાયકવાડ, સંપતરાવ. પ્રવાસ વિશે ભાષણ ૧૮૯૫.

ગાંધી, શાન્તિલાલ જીવનલાલ દક્ષિણ ભારતનાં તીર્થધામો. ૧૯૪૮.

ચોકસી, સારાભાઈ ભોગીલાલ. ભારતદર્શન. ૧૯૪૦.

— મહાબલેશ્વર–પંચગની. ૧૯૫૦.

જોષી, ભીખારામ શનજી કનૈયા. ભાવનગર શહેરની રચના (પદ્યમાં). અમદાવાદ, ૧૮૮૯.

જોષી, શિવકુમાર. જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા, ભા ૧, ૨. અમદાવાદ, વોરા, ૧૯૭૧. પૃ. ૩૬૬, ૩૩૨.

જોષી, હરિશંકર બાપુજી. રામેશ્વરાદિ દક્ષિણ યાત્રાવર્ણન. અમદાવાદ, ૧૮૮૬.

ઝવેરી, બિપિન. ધરતી ખૂંદી ભમી ભમી. રાજકોટ, કુંજ પ્રકાશન, ૧૯૭૨. પૃ. ૨૮૪.

ઝવેરી, રસિક. અલગારી રખડપટ્ટી. ભાવનગર, લોકમિલાપ, પુનર્મુ. ૧૯૭૫. પૃ. ૪+૯૫. પ્ર. આ. ૧૯૬૯.

— સફરનાં સંભારણાં. મુંબઈ, સુમન, ૧૯૭૦. પૃ. ૮૬.

ઠક્કર, વ્રજલાલ ત્રિભુવનદાસ. ભાવનગર શહેરનું વર્ણન. અમદાવાદ, ૧૮૮૯. (પદ્યમાં).

ત્રિવેદી, રતિલાલ મોહનલાલ. દાર્જીલિંગ ૧૯૩૨.

— પ્રવાસનાં સંસ્મરણો [ દાર્જીલિંગ, હિમાલયનો સરઃપ્રદેશ, શિલોંગ, કાશ્મીર] ૧૯૩૩. પૃ. ૧૦+૯૬.

દવે, જેઠાલાલ દેવશંકર. હિંદુસ્તાનની તીર્થયાત્રા. ૧૯૨૧.

દામોદર ઈશ્વરદાસ ચીનની મુસાફરી, મુંબઈ, ઇમ્પીરીયલ પ્રેસ, ૧૮૬૮. પૃ. ૧૨+૩૮૦, સચિત્ર.

દિવાનજી, શોકરરામ દલપતરામ. મુંબઈનો ભોમીયો. ૧૮૬૭

દૂરકાળ, જયેન્દ્ર ભ. સંપા. જસભાકૃત સિંહસ્થ યાત્રાવર્ણન. ૧૯૨૫. પૃ ૩૨ પદ્યમાં.

દેસાઈ, જિતેન્દ્ર વિદેશ વસવાટનાં સંભારણાં અમદાવાદ, નવજીવન, ૧૯૭૭. પૃ. ૨૬૩.

દેસાઈ, પદ્માવતી. હિમાલયનો પ્રવાસ. ૧૯૨૬.

દ્વિવેદી, ગિરજાશંકર કાશીરામ. ભારતવર્ષની યાત્રા. ૧૯૦૬.

દ્વિવેદી, ચંદનબેન. બલુચિસ્તાન પર્યટન. ૧૯૨૯.

દ્વિવેદી, મણિલાલ જગજીવન. નેપાળ અને આસામ ભ્રમણ. ૧૯૨૯.

— પૂર્વ આફ્રિકાનો પ્રવાસ. ૧૯૨૩.

— મારું કાશમીર પ્રયાણ. ૧૯૨૪.

— હિંદ પર્યટન. ૧૯૩૦.

ધામી, મોહનલાલ ચુ. કચ્છ ગિરનારની મહાયાત્રા. ૧૯૨૯.

ધીરજલાલ જગજીવનદાસ. દક્ષિણના કેટલાક ભાગમાં મુસાફરીનું વર્ણન. ૧૮૬૯.

'ધૂમકેતુ' ઉપ. (ગૌરીશંકર ગો. જોષી). પગદંડી, ભા. ૧, ૨. અમદાવાદ, ગૂર્જર, ૧૯૪૮. પૃ. આ. ૧૯૩૯.

નાનજીઆણી, કરમઅલી રહીમઅલી. હિંદુસ્તાનમાં પ્રવાસ, ભા. ૧. ૧૮૯૩. પૃ. ૫૬.

નીલકંઠ, મહીપતરામ રૂપરામ. ઇંગ્લેંડની મુસાફરીનું વર્ણન. ચોથું પુનર્મુ. ૧૯૦૫. પ્ર. આ. ૧૮૬૨.

— જગત પ્રવાસ. અમદાવાદ, ૧૮૯૨.

પટેલ, ભાઈલાલ દેસાઇભાઈ. દ્વારકાબેટ વર્ણન. ૧૯૧૦.

પટેલ, મગનલાલ નરોત્તમદાસ. મુંબઈ શહેરનું વર્ણન. અમદાવાદ, ૧૮૯૨.

પટેલ, વિઠ્ઠલદાસ ધરમશી. ચોરવાડથી જાપાન. ૧૯૨૫.

પરમાર, રતનસિંહ દીપસિંહ. અમેરિકાનો પ્રવાસ. ૧૯૧૭.

પરીખ, નગીનદાસ પૂંજાભાઈ. અમદાવાદનું વર્ણન. અમદાવાદ, ૧૮૮૮. (પદ્યમાં).

પંડ્યા, ચંદ્રકાન્ત. સુદામાએ દીઠી દ્વારામતી. અમદાવાદ, વોરા, ૧૯૭૬ પૃ. ૧૧૦. (લંડન અને અન્ય યુરોપીય દેશોનો પ્રવાસ.)

પંડ્યા, ધ્રુવકુમાર. ઝીલ્યો મેં પડકાર. અમદાવાદ, સસ્તું કિતાબઘર, ૧૯૬૦. પૃ. ૮૮. (નર્મદા નદીનો જળપ્રવાસ).

પંડ્યા, નર્મદાશંકર કેશવરામ. શૂરપાણ યાત્રાવર્ણન. અમદાવાદ, ૧૮૮૩.

પંડ્યા, લલ્લુભાઈ કાલીદાસ. તીર્થયાત્રા દિગ્દર્શન, ભા. ૧. ૧૯૩૩.

પાઠક, પુરુષોત્તમ ઝીણારામ. મ્હારું જૂનાગઢ. ૧૯૨૬.

પાઠક, બળદેવપ્રસાદ આર. યુરોપનો પ્રવાસ. ૧૯૦૭.

પારેખ, પરમાનંદ ભોળાભાઈ. રુદ્રમાળ વર્ણન. મુંબઈ, ૧૮૯૨. (પદ્યમાં).

પાવરી, ફરદુનજી માણેકજી. આગ્રા અને દિલ્હી. ૧૯૧૬.

પીટીટ, ફરામજી દીનશા. મુંબઈથી યુરોપ તરફના પ્રવાસની નોંધપત્રિકા. મુંબઈ, પુનર્મુ. ૧૮૮૪. પૃ. ૧૫+૩૫૨. પ્ર. આ. ૧૮૮૧. (રોજનીશી).

— યુરોપ, અમેરિકા, જાપાન અને ચીન. મુંબઈ, પુનર્મુ. ૧૮૯૧. પૃ. ૨૭+૬૨૩. પ્રા. આ. ૧૮૮૯.

— યુરોપની મુસાફરી. મુંબઈ, ૧૮૮૩.

પીરોજશાહ પેસ્તનજી મહેરહોમજી. અમેરિકાની મુસાફરી. ૧૮૬૨.

— હિંદુસ્તાનમાં મુસાફરીની કેટલીક નોંધો.

પુરાણી, અંબાલાલ બા. ઇંગ્લેંડની સંસ્કાર યાત્રા. ઉમરેઠ, પથિક પ્રકાશન, ૧૯૫૭. પૃ. ૩૨૮.

— પથિકની સંસ્કાર યાત્રાઓ. ઉમરેઠ, પથિક પ્રકાશન, ૧૯૫૯.

પુરોહિત, મણિલાલ માધવલાલ. બ્રહ્મદેશ વર્ણન. અમદાવાદ, સસ્તું સાહિત્ય, ૧૯૫૪. પૃ. ૧૨૦.

પેટીવાલા, આદરજી દાદાભાઈ. ઇંગ્લેંડ અને આફ્રિકાનો જળપ્રવાસ. ૧૮૯૯.

'પ્રણવતીર્થજી' ઉપ. (રમેશ રંગનાથ ગૌતમ). ઉત્તરાપથ. વડોદરા, મ. સ. યુનિ., ૧૯૫૮.

— કૈલાસ. વડોદરા, પ્રાચ્ય વિદ્યા મંદિર, મ. સ. યુનિ., ૧૯૬૨. પ્ર. ૨૨+૪૩૨.

— દક્ષિણ કૈલાસ દર્શન. વડોદરા, મ. સ. યુનિ., ૧૯૫૭. પૃ. ૮+૨૯૬.

બધેકા, ગિરજાશંકર ભગવાનદાસ. કૈલાસ માનસરોવર દર્શન. પુનર્મુ. ૧૯૨૩ પ્ર. આ. ૧૯૨૦.

બાલાજી પાંડુરાવ. પ્રસ્થાન ચંદ્રિકા. ૧૮૬૨.

બુલાખીરામ ચકુભાઈ. યુવરાજયાત્રા ૧૮૭૫. (પદ્યમાં)

ભટ્ટ, ભોગીન્દ્ર નાનાલાલ. પદ્યાત્મક દાહોદ દર્શન. ૧૯૩૫.

ભટ્ટ, મૂળશંકર મો. મહાન મુસાફરો, ભા. ૧, ૨. અમદાવાદ, ભા. સા. સધ, ૧૯૩૭.

ભટ્ટ, રામજી મોનજી. ચરોતર યાત્રાપ્રસંગ. ૧૯૨૩.

ભટ્ટ, સુમંત નાથજી મંગોપાર્કની મુસાફરીઓ. ૧૯૩૦

મજમુદાર, મંજુલાલ. રેવાને તીરે તીરે. વડોદરા, પ્રાચ્ય વિદ્યામંદિર, ૧૯૫૮. પૃ. ૨૬+૩૧૨.

મજુમદાર, દત્તાત્રેય ચિન્તામણિ યુરોપનો પ્રવાસ. વડોદરા, શ્રી રામવિજય છાપખાનું, ૧૯૧૬. પૃ. ૨૩+૨૦૧+૩૨.

મહેતા, દેવશંકર ના. તારંગાની ટેકરીએ. ૧૯૬૧.

મહેતા, નાનજી કાલિદાસ. યુરોપનો પ્રવાસ. ૧૯૩૩.

મહેતા, મંજુલા. યુરોપની યાત્રાનો આનંદ. મુંબઈ, ૧૯૭૩. પૃ. ૨૦૬.

મહેતા, સરોજિની નાનજીભાઈ શર્કરાદ્વીપ અને મોરેશિયસ અને બીજા ટાપુઓ. અમદાવાદ, નવજીવન, ૧૯૬૨.

— સંસારના રંગ, અમદાવાદ, સસ્તું સા. વર્ધક, ૧૯૫૨, પૃ. ૧૪૦.

મહેતા, હરિચંદ લક્ષ્મીચંદ. કાશ્મીરથી નેપાળ. ૧૯૨૯.

માસ્તર, લવજી ઝીણા. કાશીથી કરાચી, ૧૯૨૧.

મેઢ, વિનાયક અનંતરાય. તીર્થયાત્રા, અમદાવાદ, ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ, ૧૯૦૯. પૃ. ૧૮૧.

મોદી, જીવનજી જમશેદજી. મારી મુંબઈ બહારની સહેલ, ૧૯૧૬.

મોદી, હરગોવનદાસ બહેચરદાસ. ભરૂચ શહેરનું વર્ણન. ૧૯૧૭ પૃ. ૧૪૦+૧૯.

રણછોડલાલ ગિરધરલાલ. હિંદુસ્તાનના ચારે ધામની યાત્રા અમદાવાદ, ૧૮૮૮.

રાજાભાઈ અમૃતલાલ. જાત્રાવૃત્તાંત. અમદાવાદ, ૧૮૮૭.

રાવળ, રવિશંકર, કલાકારની સંસ્કારયાત્રા. અમદાવાદ, કુમાર કાર્યાલય, ૧૯૪૭. પૃ. ૧૨+૩૪૦. (જાપાન, ઉત્તર ભારત તથા કુલુનો પ્રવાસ).

— દીઠાં મેં નવાં માનવી. વડોદરા, ચેતન પ્રકાશન, ૧૯૫૬. પૃ. ૨૫૯. (વીયેના અને મોસ્કોનો પ્રવાસ).

— મારો ચીનનો પ્રવાસ. અમદાવાદ, બાલગોવિંદ પ્રકાશન, પુનર્મુ. ૧૯૫૬ પૃ. ૧૪+૧૩૬. પ્ર. આ. ૧૯૫૪.

લીના મંગળદાસ. સ્થળચિત્રો. અમદાવાદ, ૧૯૫૭. (પ્રવાસ સંસ્મરણો).

વકીલ, સાકરલાલ ડાહ્યાભાઈ. યુરોપ, અમેરિકાનો પ્રવાસ. ૧૯૨૨.

વિદ્યાર્થી, શામજી રતનશી. વડોદરા વર્ણન. ૧૮૭૬. (પદ્યમાં).

વૈદ્ય, વિજયરાય ક. ખુશ્કી અને તરી. ૧૯૩૩. પૃ. ૮+૧૫૨.

વ્યાસ, ઇચ્છાશંકર અમથારામ શેઠાણી હરકુંવરબાઈના સમેતશિખરની યાત્રાના સંઘનું વર્ણન. ૧૮૬૪. (પદ્યમાં).

શાહ, શંદુલાલ કેશવલાલ. તીર્થયાત્રાનો હેવાલ. ૧૯૨૨.

શાહ, છગનલાલ લલ્લુભાઈ. થોડોક પ્રવાસ. ૧૮૯૧.

શાહ, ધીરજલાલ ટોકરશી. અચલરાજ આબુ. ૧૯૩૨.

— ઇલુરાનાં ગુફા મંદિરો. ૧૯૩૧.

— પાવાગઢનો પ્રવાસ. ૧૯૩૨.

— સૌંદર્યધામ કાશ્મીર. ૧૯૪૫.

શાહ, રમણલાલ ચી. એવરેસ્ટનું આરોહણ. સુરત, કરસનદાસ નારણદાસ, ૧૯૫૫ પૃ. ૧૬૦.

શિવલાલ ધનેશ્વર. કચ્છ ભૂપતિ પ્રવાસવર્ણન [ઇંગ્લેંડનો પ્રવાસ]. મુંબઈ, ઓરિએન્ટલ પ્રેસ, બીજી આ. ૧૯૧૫. પૃ. ૧૨+૧૯૫. પ્ર. આ. ૧૮૮૬. (પદ્યમાં).

શેખ, યુસુફઅલી. ઇંગ્લેંડમાં પ્રવાસ. ૧૮૭૪.

શ્રોફ, શાવકશા દોરાબશા. બેલાર્ડપીઅરથી બ્રિટન. ૧૯૧૮.

સદાવતી, નરભેરામ માધવજી. કૈલાસદર્શન. ૧૯૬૪. પૃ. ૧૬+૨૦૧.

સાંગાણી, નારણજી પુરુષોત્તમ. માનસરોવરની યાત્રા. ૧૯૨૫.

— હિમાલયની યાત્રા. ૧૯૨૩.

— હિંદુ તીર્થયાત્રાવર્ણન. ૧૯૨૩

સાંડેસરા, ભોગીલાલ જ. પ્રદક્ષિણા. અમદાવાદ, ગૂર્જર, ૧૯૫૮. પૃ. ૮+૩૧૨. (યુરોપ, અમેરિકા, જાપાન અને અગ્નિ એશિયાના દેશોનો પ્રવાસ).

'સુંદરમ્'. દક્ષિણાયન. છેલ્લું પુનર્મુ. ૧૯૫૮. પૃ. ૧૬+૨૬૪. પ્ર. આ. ૧૯૪૧.

હાજી, સુલેમાન શાહમહમંદ. ઉત્તરધ્રુવથી ખાર્ટૂમ, ભા. ૧, ૨. ૧૯૨૯.

— પૃથ્વીની પ્રદક્ષિણા. મુંબઈ, પુનર્મુ. ૧૯૨૯. પ્ર. આ. ૧૮૯૫.

# સાહિત્ય-સંશોધન

સંપા. : પ્રકાશ વેગડ

ગુજરાત યુનિવર્સિટીના ૧૯૭૯-૮૦ ના પ્રથમ સત્ર દરમિયાન પી.એચ. ડી માટે નોંધાયેલા વિદ્યાર્થીઓ અને તેમના શોધ-વિષયની પ્રાપ્ત માહિતી આ અંકમાં રજૂ કરીએ છીએ આશા છે મુંબઈ, વડોદરા, સૌરાષ્ટ્ર અને અન્ય યુનિવર્સિટીઓ પણ તેમને ત્યાં નોંધાયેલા તમામ વિદ્યાર્થીઓની માહિતી પ્રકાશન માટે મોકલાવવાની સૌજન્યતા દાખવશે.

૧. બી. એન. ભટ્ટ. '૪૨ પછીની પ્રયોગલક્ષી ગુજરાતી ટૂંકી વાર્તા. માર્ગદર્શક શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ.

૨. જી. જે. ભટ્ટ. મુનશીની નવલકથાઓમાં નાટ્યતત્ત્વરૂપગત તુલનાની દૃષ્ટિએ. માર્ગદર્શક : શ્રી યશવંત શુક્લ.

૩. કે. એસ. શાહ. ગુજરાતીમાં સંદર્ભ સાહિત્ય-ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં એક અધ્યયન માર્ગદર્શક : શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ.

૪. (મિસ) એચ. બી. શાહ. લિયો ટોલ્સટોયની ગુજરાતી સાહિત્ય પર અસર. શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ.

૫. (શ્રીમતી) વસુધા મહેતા. છેલ્લાં પચ્ચીસ વર્ષની આધુનિક પ્રયોગાત્મક ગુજરાતી અને મરાઠી નવલકથાઓનું અધ્યયન. માર્ગદર્શક : ડૉ. રમણલાલ જોશી.

૬. જે. જી. પરેખ. ત્રિભુવનદાસ પી. લુહાર : સુંદરમ્-એક અધ્યયન માર્ગદર્શક : પી. એસ. દરજી.

૭. સી. આર. દવે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં કુંવરબાઈના મામેરા વિષયક રચનાઓ. માર્ગદર્શક : ડૉ. એમ એ. દવે

૮. સી. એન. શેલત. સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી નાટક-પરિબળો, વિષયવસ્તુ, તેની માવજત અને સ્વરૂપની દૃષ્ટિએ માર્ગદર્શક : શ્રી સી. પી. ભટ્ટ.

૯. એમ. વી. પરમાર. મધ્યકાલીન ગુજરાતી આખ્યાનોનાં મુખ્ય નારી પાત્રો. માર્ગદર્શક : ડૉ. એમ. એ. દવે.

૧૦. એમ. સી. પંડ્યા. મધ્યકાલીન ગુજરાતી સંવાદકાવ્યો. માર્ગદર્શક : ડૉ. આર. વી. દવે

૧૧. ડી. એસ. દવે. હિન્દી એવં ગુજરાતી કહાની (તુલનાત્મક અધ્યયન). માર્ગદર્શક : ડૉ એમ એ. જાની.

૧૨. (શ્રીમતી) પી. પી. પાડે. પંત ઔર સુંદરમ્ કે કાવ્ય પર અરવિન્દ દર્શન કે પ્રભાવ કા તુલનાત્મક અધ્યયન. માર્ગદર્શક : શ્રી બી. એમ. અગ્રવાલ.

૧૩ (શ્રીમતી) જયમંગલા આર. શર્મા મધ્યકાલીન એવં ગુજરાતી કાવ્યોમેં રાધા કે સ્વરૂપ વિકાસ કા તુલનાત્મક અધ્યયન. માર્ગદર્શક : ડા એ. એસ. નાગર.

૧૪. (કુમારી) શકુન્તલા એસ મહેતા સાગરાઈચ્ય કહા કા સાંસ્કૃતિક અધ્યયન [પ્રાકૃત] માર્ગદર્શક : આર. કે. ચંદ્રા

**નોંધ : આ સંશોધકોને વિનંતી છે કે પોતાનું પૂરું નામ અમને મોકલે, જેથી સૂચિકરણની શાસ્ત્રીય પદ્ધતિ મુજબ તેમનું નામ મહાનિબંધોની સૂચિમાં ઉમેરી શકાય.**

**ઈ. સ. ૧૯૭૯ના વર્ષ દરમિયાન સ્વીકૃત મહાનિબંધો—**

ગુજરાતી ભાષા–સાહિત્યના ક્ષેત્રે ૧૯૭૯ વર્ષ દરમિયાન સ્વીકૃત પીએચ. ડી. મહાનિબંધો અને એમા સંશોધકોની એક યાદી 'ઉદ્ગાર'ના જાન્યુ. ૧૯૮૦ના અંકમાં પ્રગટ થઈ હતી. એ યાદીમાં રહી ગયેલા મહાનિબંધોની માહિતી અમારા ગુણગ્રાહી વાચકો પાસેથી અમને મળી છે, જે આભાર સાથે અહીં પ્રગટ કરીએ છીએ. આ માહિતી ભવિષ્યમાં 'મહાનિબંધ વર્ગીકૃત સૂચિ'ની બીજી આવૃત્તિમાં ઉમેરાશે. માટે સંશોધન માર્ગદર્શકો અને સંશોધકોને આ કાર્યમાં સહકાર આપવા વિનંતી છે.

૧૦. ડૉ. મણિલાલ હ. પટેલ. અર્વાચીન ગુજરાતી કવિતામાં પ્રણયનિરુપણ. ગુજ. યુનિ. અમદાવાદ.

૧૧. ડૉ. દિનકર ભોજક. પ્રભુલાલ દ્વિવેદીનું સમકાલીન ગુજરાતી રંગભૂમિને વિશિષ્ટ પ્રદાન. ગુજ. યુનિ. અમદાવાદ.

૧૨. ડૉ. સોમાભાઈ સી. પટેલ. મધ્યકાલીન ગુજરાતી કવિતામાં પ્રેમલક્ષણા ભક્તિ. ગુજ. યુનિ. અમદાવાર.

૧૩. ડૉ. હેમંતકુમાર ગુલાબભાઈ દેસાઈ. અર્વાચીન ગુજરાતી કવિતામાં પ્રણયનિરૂપણ. ગુજ. યુનિ. અમદાવાદ.

૧૪ ડૉ. અબ્દુલરસીદ અબ્દુલગફાર શેખ. 'હિન્દી-ગુજરાતી એકાંકીકા વિકાસાત્મક અધ્યયન. ગુજ. યુનિ. અમદાવાદ.

# इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

## उपन्यास

| | | |
|---|---|---|
| नन्हीं सी लौ | उपेन्द्रनाथ अश्क | 15-00 |
| डेरे वाले | शैलेश मटियानी | 15-00 |
| पंखहीन तितली | हंसराज रहबर | 14-00 |
| झुनिया | मिथिलेश्वर | 16-00 |
| राधा | शशि धवन | 15-00 |
| प्रतिशोध | योगेशचन्द्र भार्गव | 12-00 |
| ज्वाला | ,, | 12-00 |

## कहानी

| | | |
|---|---|---|
| काली रोशनी | सुरेन्द्र अरोड़ा | 16-00 |
| इस शहर में | आशीष सिन्हा | 16-00 |

## कविता

| | | |
|---|---|---|
| कविता दोस्तों में | प्रमोद वर्मा | 15-00 |
| इस नवान्न में | सं. ज्ञानरंजन | 30-00 |

## नाटक

| | | |
|---|---|---|
| कुत्ते | सुरेशचन्द्र शुक्ल 'चन्द्र' | 10-00 |

## व्यंग्य

| | | |
|---|---|---|
| गणतंत्र की देन | रामेश्वर शुक्ल 'अंचल' | 25-00 |

## आलोचना

| | | |
|---|---|---|
| रचना के साथ | प्रभातकुमार त्रिपाठी | 30-00 |
| गिरती दीवारें : दृष्टि-प्रतिदृष्टि | उपेन्द्रनाथ अश्क | 25-00 |
| हिन्दी नवस्वच्छन्दतावाद | डा. नरेन्द्रदेव वर्मा | 45-00 |
| स्वातंत्र्योत्तर हिन्दी साहित्य | डा. बेचन | 35-00 |
| नाटककार लक्ष्मीनारायण मिश्र | नरनारायण राय | 30-00 |
| श्रीमद् भागवत का सूरदास पर प्रभाव | डा. वेदप्रकाश शास्त्री | 35-00 |
| छत्तीसगढी भाषा का उद्‌विकास | डा. नरेन्द्रदेव वर्मा | 50-00 |
| कुंजविहारी चौबे : व्यक्तित्व एवं कृतित्व | विजयकुमार अग्रवाल | 20-00 |

આવરણ • હેમાન્તી પ્રિન્ટર્સ, અમદાવાદ ૩૮૦૦૦૧ ફોન : C/o. ૩૮૮૨૧૬

# વિદ્યાપીઠ

જૂન ૧૯૮૦

સંપાદક : મનહર મોદી



સ્વ. ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૩
૧૫ જૂન '૮૦ : અંક ૯
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ–૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦–૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧–૦૦
નકલ : ૬૯૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ–૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ–૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

૧૪ એપ્રિલ, ૧૯૮૦ના રોજ ફ્રેન્ચ ફિલસૂફ, નવલકથાકાર, નાટ્યકાર, નિબંધકાર અને વ્યક્તિની સ્વતંત્રના સંદર્ભે મૌલિક વિચારક ઝ્યાં પૉલ સાર્ત્રનું ૭૫ વર્ષની વયે અવસાન થતાં આપણા આ જગતમાંથી જાણે કે એક મહાન આંદોલન વિલીન થયું.

૧૭ એપ્રિલ, ૧૯૮૦ના રોજ શ્રી રઘુવીર ચૌધરી લિખિત 'દર્શકના દેશમાં' ગ્રંથનો ઉદ્‌ઘાટનવિધિ શ્રી ઉમાશંકર જોશીના અધ્યક્ષપદે સાણોસરા મુકામે થયો. જાણીતા સાહિત્યકારો તથા શિક્ષણકારોએ આ પ્રસંગે ઉપસ્થિત રહી પ્રસંગોચિત વક્તવ્ય રજૂ કર્યાં.

૭ મે, ૧૯૮૦ના રોજ ગુજરાતના જાણીતા ગઝલકાર શ્રી સૈફ પાલનપુરીનું હૃદયરોગના હુમલાથી અવસાન થયું. ગઝલ અને મુશાયરાને જોડતી એમની સંકલના મુલાયમ અને માર્મિક હતી.

૨૩ મે, ૧૯૮૦ના રોજ શ્રી ગોપાળરાવ વિદ્વાંસનું અવસાન થયું. અનેક જાણીતાં પુસ્તકોના અનુવાદક તરીકે ગુજરાત તેમને લાંબા સમયથી ઓળખે છે. આ અંકમાં એમની યાદી આપીએ છીએ.

આ, તાજા અંક વિશે આપનો અભિપ્રાય જરૂરથી જણાવશો.

મનહર મોદી

## આ અંકમાં

# સ્વ. ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ

## મૂળશંકર મો. ભટ્ટ

ગોપાળભાઈ વિદ્વાંસ લગભગ ૮૪ વરસની જઈફ ઉમ્મરે અવસાન પામ્યા, તે સંસારમા બનતા સામાન્ય જન્મ-મૃત્યુના ચક્રનો જ એક ફેરો છે, એમ કહેવામા હરકત નથી. વધુમા તેમના છેલ્લા વરસો જે શારીરિક યાતનામાં ગયા, તે જોતાં તો ઈશ્વરને એમ જ પ્રાર્થના કરવાનુ મન થતુ હતુ કે હવે તું આ જીવને આ યાતનામાંથી છોડાવ ગોપાળ ભાઈની પણ એ જ પ્રાર્થના હોય, એ કલ્પી શકાય છે પણ તેમની વાણી છેલ્લાં કેટલાય વખતથી બધ થઈ ગઈ હતી એટલે એ જાણવાનુ કોઈ સાધન નહોતું

ગોપાળભાઈ–કુટુંબમા તેમને ભાઉના વ્હાલ સોયા નામે સૌ બોલાવતાં હતા – ના જીવનમાં કોઈ અસાધારણ સનસનાટી કે ચમત્કારિક કહી શકાય એવું જોવા નહિ મળે પણ તેમને નજીકથી જોનાર ને તેમનો પ્રેમ માણનાર કોઈપણ વ્યક્તિના હૃદયમાં તેઓ પોતાનુ સ્થાન જમાવી દેતા હતા

અહી તે વિશે વિસ્તારથી લખવાનો આ પ્રસંગ નથી પણ ગુજરાતના સાહિત્યપ્રેમી સહૃદય વાચકોને તેમણે જે કઈ આપ્યુ છે, તેનો જોટો મુશ્કેલ છે એમ કહેતા સકોચ થતો નથી.

તેઓ કોકણના એક ગામડાના બ્રાહ્મણ કુટુબમા ઊછરેલા તેમના પિતા ગજાનનદાદા સૌરાષ્ટ્રના એક નાના રજવાડામાં – વળામાં – મોજણીદાર હતા ગામડાના ખેડૂતો અને વળા ઠાકોર એ બન્નેના તે સરખા જ પ્રીતિપાત્ર હતા. પ્રામાણિકતા કંચન જેવી શુદ્ધ તે વિશે કોઈને તલભાર પણ શકા નહિ તેમની મોજણી એટલે છેવટનો શબ્દ તેમનાં પત્ની સુમતિ બાઈ પણ ભગવતી હતા બન્નેની બોલચાલમાં પૂરા કાઠિયાવાડી ઉચ્ચારોનો પણ રણકાર સંભળાય અને છતાં મરાઠી ભાષા પરની ભક્તિ પણ એવી જ. ઘરમા પરસ્પર આ ભાષાનો ઉપયોગ ચાલુ હોય અને પડોશના લોકો સાથે એટલી જ સહજ રીતે શુદ્ધ કાઠિયાવાડી રણકાવાળી બોલીનો વ્યવહાર ગજાનન

દાદાના કંઠે કાઠિયાવાડી ભજનિકોનાં ભજનો સાંભળવાં એ પણ એક લહાવો હતો.

ગોપાળભાઈ—સ્વ. નાનાભાઈએ ૧૯૧૦માં સ્થાપેલ દક્ષિણામૂર્તિભવનનો પહેલો પહેલો ફાલ. નાનાભાઈને કૂવા પર પાણી સીંચીને નવરાવવા, તેમનાં કપડાં ધોવાં, વગેરે સેવા તેમનો નિત્યક્રમ. તેઓ ફર્ગ્યુસન કોલેજમાંથી ગણિત વિષય લઈને સ્નાતક થયા ને દક્ષિણામૂર્તિમાં સેવક તરીકે જોડાયા ગણિતના શિક્ષક તરીકે તેમની 'કારકિર્દી' બહુ થોડો વખત રહી. દક્ષિણામૂર્તિએ પોતાની શૈક્ષણિક પ્રવૃત્તિઓનો વિસ્તાર કરવા માંડયો ને તેમાં પુસ્તક પ્રકાશનની યોજનાની જવાબદારી ગોપાળભાઈને સોંપાઈ. આ કામનો તેમને બિલકુલ અનુભવ નહિ, પણ સોંપ્યું કામ કરવું, તેવી વડીલો પ્રત્યેની આદરવૃત્તિથી પ્રેરાઈને તેમણે એ કામ સ્વીકાર્યું ને જોતજોતામાં દક્ષિણામૂર્તિનો પ્રકાશન વિભાગ પ્રકાશમાં આવ્યો એટલું જ નહિ પણ તેનો પ્રકાશ જોતજોતામાં ચોમેર ફેલાયો. સ્વ. ગિજુભાઈના ધોધમાર બાલસાહિત્યને આકાર, ગતિ, વિસ્તાર ને સાદું સૌંદર્ય મળ્યાં તે ગોપાળભાઈની આગવી સૂઝ, ધગશ, તન્મયતાને આભારી છે. મારા જેવા સાવ અણઘડ લેખકનાં ઘાટઘૂટ વગરનાં લખાણોને મઠારીને તે એવી રીતે તૈયાર કરતા કે આ લખાણ ગોપાળભાઈનું જ છે, એમ કહેવાનું મન થઈ જાય. હું એમનો આભાર માનું તો તેઓ એ વાતને અરધેથી જ કાપી નાખે. નમ્રતા તો પાર વગરની.

આ પછી તો દક્ષિણામૂર્તિના અંતિમ દિવસો આવ્યા. બધું વીંખાયું. પ્રકાશન મંદિરનો વૈભવ ઝંખવાયો. તે પછી ગોપાળભાઈના દિવસો લગભગ વનવાસ અવસ્થા જેવા ગયા, જાણે કે તેમનાં સજ્જ હથિયારો વાપરવાની તકને અભાવે કાટ ખાઈ જશે કે શું એમ લાગવા માંડયું.

આર. આર શેઠ-વાળા સ્વ. ભુરાભાઈ શેઠે એક કુનેહબાજ પ્રકાશકની દૃષ્ટિથી ગોપાળભાઈને પોતાની પાસે લીધા. તેમને તેમની કંપનીના નોકર ગણવાનો વિચાર પણ તેમને ન આવે તેવી તેમની સજ્જનતા ને ગોપાળભાઈનું સ્વાભિમાન. મેળ સારો જામ્યો. સોનગઢમાં સ્વ. ભુરાભાઈને સ્વ. રમણલાલ દેસાઈની કલ્પનાનું ગામડું 'ગ્રામલક્ષ્મી' ઊભું કરવાનું ઘેલું લાગ્યું. જમીન લીધી, મકાન કર્યાં, બગીચો કર્યો ને છાપખાનું કર્યું. પોતે ત્યાં રહેવા લાગ્યા. ગોપાળભાઈએ અહીં આ પ્રકાશનની જવાબદારી સંભાળી ને ત્યાં તેમની કે બીજા કોઈની કલ્પનાની બહાર એક નવી જ સરવાણી ફૂટી. મરાઠી નવલકથાઓનો અનુવાદ કરવાનો તેમને કોઈ અગમ્ય ધક્કો મળ્યો. ભુરાભાઈ તો માનતા કે અત્યારે સાહિત્યના બજારમાં રમણલાલ દેસાઈની નવલકથાના ભાવ તેજ છે, આ મરાઠીમાં પડીને નવું નિહાળવું નથી. મરાઠી તે કોણ વાંચે ! હજી બંગાળી હોય તો કાંઈકેય ઠીક. પણ કોઈ સારે ચોઘડિયે ભુરાભાઈએ ગોપાળભાઈએ ખાંડેકરના 'ક્રૌંચવધ'નો કરેલો અનુવાદ છાપવાનું માથે લીધું ને ખોટ ખાવાની તૈયાર બતાવી. બસ ! આ શુભ ઘડી ને શુભ વાર ! આ પછી ગોપાળભાઈની કલમમાંથી ખાંડેકરની નવલકથાના અનુવાદનો ધોધ શરૂ થયો. તે લગભગ તેમનાં જિન્દગીનાં છેલ્લા વરસો સુધી ચાલ્યો.

અનુવાદો તો ઘણા થયા છે. મરાઠીમાંથી પણ ઘણા થયા છે પણ ગોપાળરાવ વિદ્વાંસના અનુવાદની એક આગવી પ્રભા છે. તેમણે મરાઠી ભાષા તથા ગુજરાતી ભાષાની બહુજન સુલભ એવી બોલચાલની ભાષાના સૌંદર્યનું, લાક્ષણિકતાનું હાર્દ પકડી લીધું છે. તેમનાં માતપિતાના સંસ્કારો તો ખરા જ. પણ મને એમ લાગે છે કે તેમના સોનગઢના વસવાટ દરમિયાન ત્યાંના 'કોટિયા વરણ'ની ભાષાસમૃદ્ધિને

તેમણે આત્મસાત કરી. ત્યા ગરાશિયા, કોળી, રબારી, કણબી આ બધા લોકોની સાથે તેમને માયાભર્યો સબંધ બંધાયો, તેમની ચણીબોર જેવી ખટમધુરી ને ક્યારેક કાંટાળી બોલી તેમણે ભરપટ્ટે માણી હશે મરાઠી ભાષામાં પણ ખાડેકર જેવાની કલમમાંથી ત્યાંની કઢંગી પથરાળ ભૂમિમાં વપરાતી લોકબોલીને–કુટુંબમાં સ્ત્રીઓમા વપરાતી અનુનાસિક ઉચ્ચારથી ભરપૂર બોલીને પણ એવી જ રીતે માણી હોય જ. આ બન્ને વચ્ચે રહેલ મસીઆઈ સગપણ તેમણે પકડયું ને એનો લાભ આ અનુવાદોને મળ્યો. આથી તેમના અનુવાદોમાં ક્યાય મરાઠી ભાષાની કણી ન આવે, પણ મહારાષ્ટ્રના જીવનનું વાતાવરણ પૂરેપૂરું આવે, એવી લાક્ષણિકતા પ્રગટ થઈ.

ખાડેકર સિવાયના પણ કેટલાયેક મરાઠી લેખકોના અનુવાદો તેમણે કર્યા છે. જ્યાં સુધી મારી જાણ છે, ત્યાં સુધી એમ કહી શકાય કે ગોપાળ રાવનો અનુવાદ પ્રાપ્ત થવો, તેને મરાઠી લેખકો પણ પોતાનું ગૌરવ સમજતા. ખાંડેકર તો તેમને પોતાના ભાઈ સમા ગણતા ને તેમના પુસ્તકોનાં 'કૉપી રાઈટ'ના તેમને ભાગીદાર બનાવ્યા હતા.

આમ છતાં ગોપાળભાઈએ કદી સાહિત્યની દુનિયામાં કે મચ પર ક્યાંય પણ ગર્જના કરી હોય એવો દાખલો નથી કે કદી તેમણે પોતાના આ ફાળાને સભાનતાપૂર્વક પ્રગટ કર્યો હોય. ભગવાને આપેલ જે કંઈ આવડત, શક્તિ છે, તે લોકપ્રીત્યાર્થે ને પ્રભુપ્રીત્યાર્થે વાપરવી, એવી સાધકવૃત્તિ તેમનામાં હતી. કમાવા ખાતર તેમણે કદી લેખનપ્રવૃત્તિને ઝાંખી કે સસ્તી થવા દીધી નથી

આવી વ્યક્તિનું સ્મરણ પણ પ્રેરણાદાયી નીવડે. આ શ્રદ્ધાંજલિ એ જ હેતુથી આપું છું.

તા. ૨૭–૫–૧૯૮૦

---

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનુ અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્દગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ —સં.]

૧૯૪. યોસેફ મેકવાન
સી–૪ સનશાઈન એપાર્ટમેન્ટ્સ
એલ ડી. એન્જિનિયરિંગ કૉલેજ
હોસ્ટેલ પાછળ, અમદાવાદ ૩૮૦૦૧૫

૧૯૫ વિષ્ણુ પંડ્યા
C/o સાધના સાપ્તાહિક
રિલીફ સિનેમા સામે
રેડક્રોસ રોડ, અમદાવાદ ૩૮૦૦૦૧

૧૯૬ વસુબહેન ભટ્ટ
સ્ટેશન ડિરેક્ટર
આકાશવાણી, રાજકોટ

૧૯૭. રતિલાલ બોરીસાગર
૫–બી, હરિહર સોસાયટી
ગુજરાત વિદ્યાપીઠ સામે
આશ્રમરોડ, અમદાવાદ ૩૮૦૦૧૪

૧૯૮. પ્રવીણ ગોહિલ
૧૦૮૩, સાક્ષરભૂમિ
મ્યુનિ. ડેરી પાછળ
કૃષ્ણનગર, ભાવનગર

# શ્રી ગોપાળરાવ ગજાનન વિદ્વાંસે ગુજરાતી ભાષામાં કરેલ અનુવાદોની યાદી

| ક્રમ | પુસ્તક | વર્ષ | લેખક |
|---|---|---|---|
| ૧. | પશ્ચિમના દેશોની કેળવણી ખંડ ૧-૨ | ૧૯૩૮ | ગ. શ્રી. ખૈર |
| ૨. | ક્રૌંચવધ | ૧૯૪૪ | શ્રી વિ. સ. ખાંડેકર |
| ૩. | ઉલ્કા | ૧૯૪૬ | ,, ,, |
| ૪. | દાઝેલાં હૈયાં | ૧૯૪૭ | ,, ,, |
| ૫. | સુલભા | ૧૯૪૭ | ,, ,, |
| ૬. | ભારતીય સ્વાતંત્ર્ય ખંડ ૧-૨ સંગ્રામ ૧૮૫૭ | ૧૯૪૯ | વીર સાવરકર |
| ૭. | સૂનાં મંદિર | ૧૯૪૭ | શ્રી. વિ. સ. ખાંડેકર |
| ૮. | છાયા-પ્રકાશ | ૧૯૫૦ | ,, ,, |
| ૯. | નૂતન પ્રભાત | ૧૯૪૯ | ,, ,, |
| ૧૦. | સંધ્યાદીપ | ૧૯૫૦ | ,, ,, |
| ૧૧. | આશામિનારા | ૧૯૫૦ | ,, ,, |
| ૧૨. | પહેલી પ્રીત | ૧૯૫૦ | ,, ,, |
| ૧૩. | સ્વપ્નસૃષ્ટિ | ૧૯૫૧ | ,, ,, |
| ૧૪. | વડી ધારાસભામાં ૭ વર્ષ | ૧૯૫૧ | ન.વિ. તથા કાકાસાહેબ ગાડગીલ |
| ૧૫. | પલટાતાં ગૃહજીવન | ૧૯૫૨ | શ્રી ગ. ત્ર્યં. માડખોલકર |
| ૧૬. | ભગ્ન મંદિર | ૧૯૫૨ | ,, ,, ,, |
| ૧૭. | મધરાત | ૧૯૫૨ | શ્રી વિ. સ. ખાંડેકર |
| ૧૮. | સોનેરી છાયા | ૧૯૫૩ | ,, ,, |
| ૧૯. | ચંદનવાડી | ૧૯૫૩ | શ્રી ગ. ત્ર્યં. માડખોલકર |
| ૨૦. | સુવર્ણરેણુ | ૧૯૫૩ | શ્રી વિ. સ. ખાંડેકર |
| ૨૧. | બલિદાન | ૧૯૫૪ | વિભાવરી શિરુરકર |
| ૨૨. | ભાવીણ | ૧૯૫૪ | શ્રી બા. ભ. બોરકર |
| ૨૩. | ચકલીનો માળો | ૧૯૫૪ | શ્રી વિ. સ. ખાંડેકર |
| ૨૪. | અશ્રુ | ૧૯૫૪ | ,, ,, |
| ૨૫. | ગારંબીનો બાપુ | ૧૯૫૫ | શ્રી ના. પેંડસે |
| ૨૬. | જાનકી | ૧૯૫૫ | શ્રી વિ. સ. ખાંડેકર |
| ૨૭. | શિતુ | ૧૯૫૫ | શ્રી ગો. ની. દાંડેકર |
| ૨૮. | હરિયાળી | ૧૯૫૫ | શ્રી વિ. સ. ખાંડેકર |
| ૨૯. | કાન્તા | ૧૯૫૬ | શ્રી ગ. ત્ર્યં. માડખોલકર |
| ૩૦. | દોન ધ્રુવ | ૧૯૫૬ | શ્રી વિ. સ. ખાંડેકર |
| ૩૧. | હૃદયમંથન | ૧૯૫૭ | શ્રી વિભાવરી શિરુરકર |
| ૩૨. | વહી જતો વારસો | ૧૯૫૭ | શ્રી ગો. ની. દાંડેકર |
| ૩૩. | મુક્તાત્મા | ૧૯૫૭ | શ્રી ગ. ત્ર્ય. માડખોલકર |
| ૩૪. | આધાર | ૧૯૫૮ | ડૉ. કુ. સુમતિ ક્ષેત્રમાડે |

| | | | |
|---|---|---|---|
| ૩૫ | હૃદયાર | ૧૯૫૮ | શ્રી ના પેડસે |
| ૩૬ | જીવતા ખડેર | ૧૯૫૮ | શ્રી ગો ની. દાંડેકર |
| ૩૭ | પ્રમદ્વરા | ૧૯૫૮ | શ્રી ગ ત્ર્ય માડખોલકર |
| ૩૮. | વૃન્દા | ૧૯૫૯ | ડૉ કુ સુમતિ ક્ષેત્રમાડે |
| ૩૯ | અનાથ | ૧૯૫૯ | શ્રી વસત કાનેટકર |
| ૪૦ | ટીનડી | ૧૯૫૯ | શ્રી વિ સ ખાંડેકર |
| ૪૧ | બાનવાડી કેમ ચલાવશો | ૧૯૫૯ | અનુતાઈ વાઘ |
| ૪૨ | રૂંધાતા જીવન | ૧૯૬૦ | શ્રી ના. પેડસે |
| ૪૩ | ભ્રમણગાથા | ૧૯૬૦ | શ્રી ગો ની દાંડેકર |
| ૪૪ | આભના | ૧૯૬૦ | શ્રી અરવિંદ ગોખલે |
| ૪૫ | સ્મૃતિ ચિત્રો | ૧૯૬૨ | લક્ષ્મીબાઈ ટિળક |
| ૪૬ | પારિજાતક | ૧૯૬૨ | શ્રી વિ સ ખાંડેકર |
| ૪૭ | મહાશ્વેતા | ૧૯૬૩ | ડૉ કુ સુમતિ ક્ષેત્રમાડે |
| ૪૮ | યયાતિ | ૧૯૬૩ | શ્રી વિ સ. ખાંડેકર |
| ૪૯ | અણુખડ મોતી | ૧૯૬૩ | શ્રી ન રિ તથા કાકાસાહેબ ગાડગીલ |
| ૫૦ | નિષ્ઠા | ૧૯૬૪ | શ્રી અરવિંદ ગોખલે |
| ૫૧ | મારી કરમ કથની | ૧૯૭૫ | શ્રી હ ના આપ્ટે |
| ૫૨. | સ્વપ્નાંતરિતા | ૧૯૬૪ | શ્રી ગ ત્ર્ય માડખોલકર |
| ૫૩ | શબરી | ૧૯૬૫ | વિભાવરી શિરુરકર |
| ૫૪ | સખ્યાનોશુક | ૧૯૬૫ | શ્રી રણજીત દેસાઈ |
| ૫૫ | વાલચંદ હીરાચંદ જીવનચરિત્ર | ૧૯૬૬ | શ્રી ગ હે ખાનોલકર |
| ૫૬ | વમળ | ૧૯૬૭ | શ્રી વિ સ ખાંડેકર |
| ૫૭ | અંતરની ઓળખ | ૧૯૬૮ | ,, ,, |
| ૫૮ | પ્રેમતૃષ્ણા | ૧૯૬૮ | ,, ,, |
| ૫૯ | વીર સેનાપતિ તાત્યાટોપે | ૧૯૬૯ | શ્રી વસત વરખેડકર |
| ૬૦ | તેજશલાકા | ૧૯૬૯ | શ્રી વિ સં ખાંડેકર |
| ૬૧ | સુકાયેલા ફૂલોની સુગંધ | ૧૯૬૯ | ,, ,, |
| ૬૨ | રથચક્ર | ૧૯૭૦ | શ્રી ના પેડસે |
| ૬૩ | જીઝરા જળ ઊંડા વહેણ | ૧૯૭૧ | શ્રી ના પેડસે |
| ૬૪ | વરસ્યો મેઘમલ્હાર | ૧૯૭૨ | ડૉ કુ સુમતિ ક્ષેત્રમાડે |
| ૬૫ | પ્રતિબિંબ | ૧૯૭૩ | શ્રી વસત વરખેડકર |
| ૬૬ | બનગરવાડી | ૧૯૭૪ | શ્રી વ્યંકટેશ માડગૂલકર |
| ૬૭ | સંસ્કૃતિસંગમ | ૧૯૭૫ | શ્રી દ કે કેનકર |
| ૬૮ | વારાફેરા | ૧૯૭૫ | શ્રી વિ સ ખાંડેકર |

# બે કવિતા / જ્યોતિષ જાની

૧

મને પાકો વહેમ છે
કોઈને વલૂરવાની ચળમાંથી
સત્યો નિપજતાં હોવાં જોઈએ.

મૂળે છું તો રસાયણવિજ્ઞાની
અને સારું છે કે
સત્યો તારવવા માટે હજી સુધી
કોઈ રસાયણો શોધાયાં નથી.

પડોશીને ખંજવાળ આવે ત્યારે
એમનાં મુગ્ધ ટેરવાં
મને વલૂરવામાં મગ્ન હોય
એ દૃશ્યને—

હવે તાટસ્થ્યપૂર્ણ બની
માણી લઉં છું !

ટેરવામાં સમુદ્રો ગર્જતા હોય છે
જેનાં જળ ખારાંખારાં—
મારા સમગ્ર અસ્તિત્વને
કેવું ઓળઘોળ કરી દે છે !

આ ખારાં જળની ખારેક બનાવી
હું ય પછી ચૂપચાપ
મારા અન્ય પડોશીને
વલૂરવાનો આરંભ કરું છું—

શી ટેરવાંની ત્વરા, તથા ને કથા !

અન્ય પડોશી એના પડોશીને
એનો પડોશી વળી અન્યને—

પડોશીપડોશીએ આમ સંક્રાંત થતી
આ ખંજવાળ
ધીરે ધીરે એક મહા વલૂર–યુગમાં પલટાશે
ત્યારે સર્જાશે
ધન્ય દૃશ્યો !

ત્રિકમજીનાં ટેરવાં ખાખા ખીખી
કરતાં
વામજીની ત્વચાને ખાખા વીખી
કરતાં હશે અને
ખાટસવાદુ સવાઈલાલ ખારુંવડુના મુહૂર્તે
ટેરવાંની ત્રિરાશી
કુંવરજીને સમજાવતા હશે !

સત્યનો અંચળો ઓઢીને
મારામાં ઢબૂરાયેલો વૈદ્યરાજ હવે હાથ જોડીને
કહે છે :
'દુનિયાનો વિલય થવાનો હશે તો
હિમયુગથી નહિ થાય—
થશે ખચિત્
ખાઈખપૂસીને બેઠેલા આ વલૂર–યુગથી !

ઠેસ વાગે તો ઠાવકશા ને
વેશ ધરીએ તો વણઝારા !
'કેશ નહિ'નો મુંડન જેવો દેશ અમારો !
પ્રાસના દરિયે વ્હેંત ઊંચેરો
વીત્યો અમારો જન્મારો !
જન્મારો તો કીડિયારું
આગળપાછળ ઓશિંગણનું
જે દેખાયું, એ જ અમારું બારું !
'બારુ' કૈએ તોય વણસતો કેવો
ઝટપટ આ વટનો વહેવાર !
વારતહેવારે જીભે મૂકીએ તોય રે ભૂંડા !
મરજાદીના મનમાં લાગે ખારું ખારું
ઠેસ વાગે તો ઠાવકશા ને
વેશ ધરીએ તો વણઝારા !

## શાંતિદૂત—

ઘાસનાં બીજ ચણતું કબૂતરનું ટોળું
ભ ર્ ર્ ર્ કરતું ઊડે છે.
ત્યારે બધું જીવતું જીવતું લાગે છે.
અંધારાની વેલને
જાણે કે પ્રકાશનાં ફૂલો ફૂટયાં હોય !
પરંતુ
ઘાસનું મેદાન તો ડોકું ધૂણાવીને કંઈક જુદું
જ કહે છે :
"એ તો પેસીફિકની લહરીઓનું અશાંત નૂર
અમારા કાનમાં દરિયાઈ સંદેશ આપીને
હમણાં જ ઊડી ગયું..........."

ધીરુ મોદી

## ખારવાઈના માયાં

● ઇન્દુ ગોસ્વામી

પારાવારના પેટાળમાં
દીવો થાય કે ન થાય :
મરી મરીને
જીવી જીવીને
મન હવે મરજીવે ગયું છે
શ્વાસની આ સાતથરી સપાટી
મગરની પૂંછડી થઈ માથે પડી છે
આંકડાનું દૂધમલ ફૂલ
આકાશમાં ઊગશે એવું
અનાવિલ સપનું તો
પડ પાસા પોબારને આવે
અહીં તો
પરપોટે પગ મૂકયા નથી કે
પાતાળિયો પંજો બહાર આવ્યો નથી
પછી
આંધળી આંખે કોડીએ રમવા સિવાય
કયાંનો આરો ને
કયાંનો ઓવારો
જરા
ચોરાસી બંદરના વાવટાને -
પૂછી તો જોઉં કે
વા ફરે
વાદળ ફરે
એવા વહાણ પર કોના હુકમ ચાલે છે.

ચાલે છે કેવળ કોઠે પડેલો કાળ :
ટલ્લે ચડેલો અમથેઅમથો ઢાળ
તે
ખારવાઈના માર્યા
ગુલાંટ ખાઈને પણ
બૂડતી દ્વારકાનો પડછાયો પકડવાનો
બાકી
આપે ઊગતા
અચ્છોદ સરોવરના આયના પર
કંઈ રાણી રૂપમતીનો ઇજારો નથી
રહી રહીને ક્યાંકથી
કાળી કાંકરી ખરે છે ને
પેટનું પાણી
કાબરચીતરું બોલવા માંડે છે :
  ના, હું માંડવગઢનો મોરધજ નથી કે
  નથી કાશીનો કોટવાળ
  કરવત દેખે એવું દેખું છું
  ધડ–માથા વગરનું
  લોહીઝાણ લેખાય એવું લેખું છું
પંડ સામે
પલાંઠી વાળતા પહેલાં
મેં તાકી તાકીને પંચાસરના પાધર ભણી
તાક્યું છે
પણ ઘૂઘવતા ઘમસાણ વચ્ચેથી
નર્યો
દરિયાઈ ટાપુ જ ડોકાયો છે
મારી આ ડોકાબારી
મને ક્યાં લગી કોતકમાં રાખશે ?



સ્વાગતમ્ હવે અમે આપની સમક્ષ રજૂ કરીએ છીએ : 'આપણે ભૂખ તો ભૂલ્યા નથી.' અમારી વર્કશોપમાં તૈયાર થયેલ આ નાટકનો પ્રથમ પ્રયોગ અમે આપની સમક્ષ રજૂ કરતા હર્ષની લાગણી અનુભવીએ છીએ. આ એક નવું જ, પ્રતીકાત્મક નાટક છે ભાગ લઈ રહ્યા છે શ્રી દીપાગ દીક્ષિત અને કુ પ્રણોતિ પુણેકર .. તો રજૂ કરીએ છીએ: 'આપણે ભૂખ તો ભૂલ્યા નથી'...

(હોલમાં હવે અંધારું. પડદો ખૂલે. પુરુષ એક બાજુથી, સ્ત્રી બીજી બાજુથી પ્રવેશે. સ્ટેજ પર પ્રકાશ માત્ર બે ખૂણા ઉપર)

**પુરુષ :** મને કેમ કશું સૂઝતું નથી ? હુ કોણ છું ?

**સ્ત્રી :** મને કોણે એકલી પાડી દીધી છે ? જેમ જેમ દિવસો જાય છે તેમ તેમ હું મરતી જતી હોઉં એમ કેમ લાગે છે ?

**પુરુષ :** હું અહીં શા માટે આવ્યો ?

**સ્ત્રી :** હું કેમ આવી હોઈશ અહીંઆ ?

**પુરુષ :** હુ ... શા માટે...આવ્યો...અહીં ?

**સ્ત્રી :** હું.. અહીંયા...હોઈશ . આવી ..શા માટે ?

(આમ ને આમ, ક્વચિત્ જુદા સ્વરભારે પ્રેક્ષકો કંટાળે એ હદ સુધી આ સંવાદ ચલાવવો)

**પુરુષ :** હું અહીં શા માટે આવ્યો ? શા માટે આવ્યો ? શા માટે આવ્યો ?

**પ્રેક્ષક ૧ :** ઝખ મારવા

**સ્ત્રી :** હુ કેમ આવી અહીંઆ ?

**પ્રેક્ષક ૨ :** એ તારી મા પરણાવવા.

(પ્રેક્ષકગૃહમા ખડખડાટ હાસ્ય)

**સુ. મ. :** જુઓ. હું આ સમારંભના મુખ્ય મહેમાન તરીકે નહીં પણ આપના વડીલ તરીકે કહું છું. મને સાંભળો.

**પ્રેક્ષક ૧ :** નાટકમાં કોઈ વડીલ નથી.

**પ્રેક્ષક ૨ :** નાટકમાં કોઈ મુખ્ય મહેમાન હોય જ નહીં.

**પ્રેક્ષક ૧ :** અમે તો નાટક જોઈએ છીએ. ભાષણ સાંભળતા નથી.

**સુ. મ. :** પણ તમે શાંતિ ન રાખો તો તમને સંભળાશે કયાંથી ?

**પ્રેક્ષક ૨ :** તમે તમારો અવાજ બંધ કરો ને એટલે શાંત જ છે !

('બેસી જાઓ ! બેસી જાઓ !'ના પ્રેક્ષક ગૃહભર અવાજો. મુખ્ય મહેમાન બહાર જતા રહે. પાછળ 'હેય હેય' અને વ્હીસલો).

**પ્રેક્ષક ૧ :** ગયો સાલો ! પાજી ! (પાત્રોને) એ ય, તમે તમારે ચલાવો નાટક ! (બેસે.)

**પ્રેક્ષક ૨ :** (થોડીવાર પછી) સાલાં ભૂલી ગયાં લાગે છે ! ઊભાં રહો. હું મદદમાં આવું. (સ્ટેજ પર જાય. સ્ત્રીને) હાય, હાઉ આર યુ !
(સ્ત્રી વીંગમાં જવા જાય) પ્લીઝ વેઈટ ! લેટ અસ હેવ એ ડાન્સ !.

**સ્ત્રી :** યુ ઈડિયટ !

**પ્રેક્ષક ૧ :** હાં, હાં, ગુસ્સે ન થશો. તમે નહીં તો બીજી. તુ નહીં ઔર સહીં. (પ્રેક્ષકગૃહમાંની એક યુવતીને) હાય સ્વીટી ! કમ અપ હીઅર. આપણે ડાન્સ કરીશું (સ્ત્રીને) સી બેબી.
(એક યુવતી ઉપર આવી ને નૃત્ય)
વન ટુ ચા ચા ચા
વન ટુ ચા ચા-ચા

**યુવતી :** વન ટુ ચુ ચુ ચુ

**પ્રેક્ષક ૧ :** ચા ચા ચા

**યુવતી :** ચુ ચુ ચુ

**પ્રેક્ષક ૧ :** ચા ચા ચા

**યુવતી :** ચુ ચુ ચુ

**પ્રેક્ષક ૨ :** એ ઉંદરડાંઓ બંધ કરો આ તમારું ચુંચું ચેંચેં

**પ્રેક્ષક ૩ :** અલ્યો લૈ તયેં થોડા દૂહા છંદ લલકારોને ! નકર્ય થાવા દયો રામ દે પીરનો હેલો

**પ્રેક્ષક ૧ :** હવે બેસ બેસ હેલાવાળી ! હેલો સાંભળવે હોય તો 'બાબા રામદેવ પીર'ની ફિલ્મમાં જા અહીં તો ચાલશે આ અમારું વન ટુ ચા ચા ચા

**યુવતી :** વન ટુ ચુ ચુ ચુ.

**પ્રેક્ષક ૧ :** સ્ટોપ ! સ્ટોપ ઇટ ઈમીજિયેટલી ! નહીંતર હમણાં ખાશો એકાદ.
('વન ટુ ચા ચા ચા...ચુ ચુ ચુ' ચાલુ જ.)

**પ્રેક્ષક ૨ :** (સ્ટેજ પર ચઢી જોરદાર અવાજે ગીત ગાય)

**પ્રેક્ષક ૩ :** (સ્ટેજ પર ચઢી બુલંદ અવાજે) :
'હે...હે...એ એ એ એ હે...
હેલો હાંભળો રણુંઝાંના રા
હુકયોમ કરો તો પીર ઝાનરાયું ઝાય
મ્હારો હેલો હાંભળો હો ઓ ઓ હો..."
(પ્રેક્ષક ગૃહમાં અવાજો તાળીઓ, વ્હીસલો ઉપરાંત જે કંઈ થઈ શકે, ન થઈ શકે એવી ક્રિયાઓ-પ્રતિક્રિયાઓ દર્શાવાય એવામાં હાથમાં માઈક પકડી નાટકના દિગ્દર્શકનો પ્રવેશ)

**દિગ્દર્શક :** ભાઈઓ ! શાંતિ રાખો !
(ડાન્સ કરતા યુગલને) પ્લીઝ ! જરા સાંભળો. (ગીત ગાતા પ્રેક્ષકને) તમે જરા હમણાં ગીત બંધ રાખો. (હેલાવાળા ભાઈને) ને તમે પણ જરા ખમૈયાં કરો. સાંભળો. શાંતિ. પ્લીઝ ! (પ્રેક્ષકગૃહમાં શાંતિ) આ અમારો તદ્દન નવો

જ પ્રયોગ છે જેના વિશે અમે બહુ આશાવાદી છીએ આ નાટક અમારી વર્કશોપમાં કસાઈને આવેલું છે નાટકમાં તદ્દન આધુનિકમાં આધુનિક ટેકનિકના પ્રયોગો છે પણ તમે જરા... હા જરાક જ ધીરજથી તમારી જગ્યાએ બેસી નાટક થોડું જોશો તો તમને એ માણવાની મઝા પડશે

પ્રેક્ષક ૧ : પણ કંઈ જામ્યું તો નહી. આમ એકનાં એક વાકયો પાત્રો બોલ્યા કરે ને કંઈ સનસનાટી ન આવે તો કેમ ચાલે ?

દિગ્દર્શક : આવશે! એ પણ આવશે, પણ નવી રીતે.

પ્રેક્ષક ૩ : ઈ વળી ચઈ?

દિગ્દર્શક : તમે જોજો ને પણ .

પ્રેક્ષક ૩ : પણ એકાદુ ભજાનિયું જોહે!

દિગ્દર્શક : ભજન તો નથી, પણ નાટક સુંદર છે ! (બીજા બે અને ગૃહના પ્રેક્ષકોને) લાઈટ એન્ડ શેઈડનો નવો જ પ્રયોગ આમાં છે. વળી સ્ટીરીઓ સિરિટમનો પણ અમે ઉપયોગ કર્યો છે.

પ્રેક્ષક ૨ : એ બધું તો જાહેરખબરમાં લખવા પુરતું જ હશે.

દિગ્દર્શક : નહીં ભાઈ, આ નાટકમા બધું જ છે. અભિનેતાઓએ નાટય શિબિરમા ખાસ તાલીમ લીધી છે. એના લેખકને નાટયલેખનનો રાજ્યનો પુરસ્કાર મળ્યો છે તમે જો જો તો ખરા. પછી છેવટે તમારો અભિપ્રાય આપજો.

પ્રેક્ષક ૨ : પણ તમારી હીરોઇનના ચોકાનુ તો ઠેકાણું નથી.

પ્રેક્ષક ૧ : ગ્લેમર પણ નથી જરા યે.

યુવતી : ને હીરો પણ સાવ રફ દેખાય છે.

દિગ્દર્શક : હવે નાટકોમાં એકટિંગનું મહત્ત્વ છે, દેખાવનું નહી. તમે જોશો પછી જ એ સમજાશે. પ્લીઝ, તમે જરા તમારા સ્થાન ઉપર બેસી જાઓ. પ્લીઝ ! પછી ન ગમે તો જે કરવું હોય તે કરજો પણ હમણાં તો શાંતિથી ત્યાં બેસો. અમે તમારો સહકાર માગીએ છીએ. પ્લીઝ

(ચારે ય નીચે જાય)

દિગ્દર્શક : યસ મિસ પુણેકર! ચાલો નાટક શરૂ કરો. (સ્ત્રી પુરુષ આગળ. દિગ્દર્શક જાય.)

પુરુષ : હું અહીં શા માટે આવ્યો ? કેમ કોઈ ઉત્તર આપતું નથી ? (પાછળથી ટેઈપ દ્વારા મ્યુઝિક)

સ્ત્રી : આ ઘેરી ઉદાસી છાઈ વળી છે મને ! અરે *આ કોણ? કોઈ પુરુષ છે? હાશ. ચાલ* જીવને કેટલી નિરાત વળી ! આટલે વર્ષે કોઈ માનવ તો જોયું ને એ યે વળી પુરુષ ! (એની પાસે જાય લાલ શેઇડ) એઈ ! તમે કોણ છો ?

પુરુષ : તું કોણ છે ?

સ્ત્રી : હું !...આ તો બહુ ગહન પ્રશ્ન છે. (પ્રેક્ષકગૃહમાંથી બગાસાનો મોટો અવાજ. હાસ્યનું મોજું)

પુરુષ : શું તમે એકલાં જ છો ?

પ્રેક્ષક ૨ : ના અમે યે છીએ.

સ્ત્રી : હા, ને તમે ?

પુરુષ : હું યે.

પ્રેક્ષક ૨ : અમે યે.

પુરુષ : તમે એકલાં
અમે એકલાં
એકલતાનો રંગમહલ
એક લતાનો રંગ સંગ હું દંગ
સમાધિભંગ

પ્રેક્ષક ૨ : જરા લયમાં ગા ફાડયા !

સ્ત્રી : લે, તમને ક્યાંથી ખબર પડી કે મારું નામ લતા છે?

પુરુષ : ખરે જ! તમારું નામ લતા છે? સુંદર... અતિ સુંદર...

પ્રેક્ષક ૧ : હવે કંઈ આગળ કર ને છછુંદર!

પ્રેક્ષક ૨ : સાલા સાવ બોર કરે છે!

પ્રેક્ષક ૩ : મારું હાળું આ તે ચંઇ નાટચોક સે કે ભવઈ? (સીટીઓ, બેરો, ફળોનાં છોતરાં ને ધમાલ)

પ્રેક્ષક ૧ : (સ્ટેજ પર જઈ) ક્યાં ગયા પેલા દિગ્દર્શક! આ તે કંઈ નાટક છે? રોમાન્સ તો છે જ નહીં બિલકુલ!

પ્રેક્ષક ૨ : (સ્ટેજ પર જઈ) એકાદ ગીત તો જોઈએ કે નહીં? ગીત વગરની સ્ટોરીઓ સિસ્ટિમને સાંભળીને અમારે શું કરવું છે? ભાડમાં જાય આ નાટક.

પ્રેક્ષક ૩ : (સ્ટેજ પર જઈ) એ ભાઈ, લાય મારા પૈસા પાસા! હું તો ન્યાં! 'બાબા રામદેવપીર' ઝોવા જ્યો'તો. લૅનમાં ઊભો રયો કલાક તો યે ટિકચોટ નો મળી તે આયો આંયાં કણે નાટચોક ઝોવા. મુને ઈમ કે વળી નાટચોકમાં ઝરા ભઝન-બઝન આવશિ. હવે તો ન્યાં સિનિમામાં બીઝો સો ચાલુ થાહે તયેં ટિકચોટ મળી જાહે. મારે નૈં ઝોવું આવું તારું નાટચોક! સૂલામાં ઝાય નૈં! લાય પૈસા પાસા!

પ્રેક્ષક ૧ : હા, લાવો અમારા પૈસા પાછા!

પ્રેક્ષક ૨ : યસ યસ! લાવો..પૈસા લાવો સાલી રવિવારની રજા બગાડી.

(પ્રેક્ષકગૃહમાં શોરબકોર વ્હીસલિંગ).

દિગ્દર્શક : (આવીને) જુઓ, નાટકમાં પૈસા પાછા આપવાનો રિવાજ નથી. અમે પહેલેથી જ પૈસાનું રોકાણ કરી દીધું છે ને ટિકિટ પર તો લખ્યું જ છે કે ગમે તે સંજોગોમાં પૈસા પાછા મળશે જ નહીં.

(પ્રેક્ષક ૧ ટિકિટ કાઢી જુએ. બીજાનું પણ એમ જ. બન્ને થોડા હતાશ.)

પ્રેક્ષક ૩ : હવે રેવા દિયે ને લખાણવાળી. પૈસા દેવા હોય તો દઈ દિયે નકર્ય હમણાં એક અડબોથ ભેળો ઓકવા માંડીશ મારા હાળા વાંઝણીના! (મારવા જાય. દિગ્દર્શક ખિસ્સામાંથી સીટી કાઢીને વગાડે. બાજુમાંથી મોટો ભડાકો. બધા જ ચંકાચૌંધ. ચાર-પાંચ દાદાઓ હાથમાં જુદાં જુદાં હથિયારો સાથે બહાર આવે. બે દાદાઓ પ્રેક્ષક ૩ને પકડીને જતા રહે. બીજા પ્રેક્ષકો કૂદીને નીચે. પ્રેક્ષાગૃહનાં બારણાંઓ ઉપર દાદાઓ ગોઠવાઈ જાય!

દિગ્દર્શક : જુઓ, જરાયે ગરબડ કરી તો હાડકાં ખોખરાં થઈ જશે. અમે તમને પરેશાન કરવા નથી માગતા પણ તમે સીધી રીતે નહીં વર્તો તો અમને આ પણ આવડે છે. પ્રયોગલક્ષી નાટક કરીએ ત્યારે આ સામગ્રી યે અમે સાથે રાખીએ છીએ.

(થોડા પ્રેક્ષકો ઊઠીને બહાર જવા જાય. એક દાદો અટકાવે. પાછા.)

દિગ્દર્શક : કોઈ જ બહાર જઈ નહીં શકે. તમારે બધાએ ગંભીરતાથી, શિસ્તબદ્ધતાથી આ નાટક જોવું પડશે. અમે પ્રતિબદ્ધ છીએ આ નાટક ભજવવા. અમે એને જયાં રજૂ કરીએ ત્યાં અમારે છેવટે આ રીતે યે ભજવી બતાવવું પડશે. આ પણ અમારા નાટકનો જ એક ભાગ છે.

તો હવે રજૂ થાય છે અમારું નાટક.

[સમ્મતિ મેળવવાનું સ્થળ : મોઢવાડા, ધંધૂકા]

# કૅન્ટ, ભર્તૃહરિ અને જગન્નાથનો પરિસંવાદ

હરિવલ્લભ ભાયાણી

પ્રસ્તુત શોધનિબંધમાં તુલનાત્મક સૌંદર્ય-મીમાંસાના વિષયમાં થોડાક પાયાના વિભાવોને લગતી સૂક્ષ્મ, મૌલિક વિચારણા કરવામાં આવી છે. અનુભૂત વાસ્તવ એક પક્ષે રૂપ ('ફૉર્મ') તરીકે તો બીજે પક્ષે પ્રવાહ ('ફ્લો') તરીકે પ્રતીત થાય છે. આમ તો બંનેય પરસ્પર પૂરક છે, પરંતુ કોઈ એક ઉપર વધુ પડતો ભાર મુકાતાં વાસ્તવનો અનુભવ વિકૃત બનતો હોય છે, સંમૂઢતા જન્મતી હોય છે. કવિ એક તરફ 'રૂપ'ના દેવતા એપોલો સામે, તો બીજી તરફ 'પ્રવાહ'ના દેવતા ડાયોનિસસ સામે સતત વિદ્રોહમાં રત રહે છે, કારણ કે "એની પાસે આ ધ્રુવ-દ્વયીથી જુદી જ વ્યવસ્થા સ્થાપી શકતું તત્ત્વ"–શબ્દ છે. કવિનો શબ્દ રમણીયતા સિદ્ધ કરે છે, જે "ફૉર્મ અને ફ્લોના દ્વૈતને જ નહીં, એમની ધ્રુવદ્વયીની વ્યવસ્થાને જ" ઓળંગી જાય છે. આ છે સિતાંશુની મુખ્ય સ્થાપના.

આ સ્થાપનાની આધારશિલા તરીકે સિતાંશુએ એક તરફ પાશ્ચાત્ય સૌંદર્યમીમાંસાના 'આકાર'ના વિભાવને અને ભારતીય કાવ્યમીમાંસાના 'સમાધિ'ના વિભાવને, તો બીજી તરફ કાવ્યાનુભવ સાથે ભારતીય સાહિત્યમીમાંસકોએ સાંકળેલા 'ક્રીડા' અને 'રમણીયતા'ના વિભાવને ઝીણવટથી તપાસ્યા છે.

તેમની આ તપાસ તાત્ત્વિક સ્તરે, જ્ઞાનમીમાંસા અને સત્તામીમાંસાના સ્તરે ચાલે છે. આ સંદર્ભમાં તેમણે કૅન્ટના 'સ્વયંસિદ્ધ' આકારનો અને કલા-આકારની સૌંદર્યમીમાંસાનો, ભર્તૃહરિના 'વાક્યપદીય'માં પ્રસ્તુત શબ્દના ઉપનિબંધનકાર્યનો અને સ્ફોટનો, ભરતનાટ્યશાસ્ત્રમાં સૂચિત સંમૂઢતા અને ક્રીડનીયતાના ખ્યાલનો, બૌદ્ધ દર્શનના 'વિકલ્પ'ના વિભાવનો, આલંકારિકોના 'સમાધિ'ગુણનો, અભિનવગુપ્તના કાવ્યવિચારમાંની 'વિશ્રાન્તિ'નો, શોપનહાઉરના 'કન્ટેમ્પ્લેશન'નો, મધ્યકાલીન ઈટલીની રાજદરબારી સૌંદર્ય-મીમાંસાના ક્ષુલ્લક રમતિયાળપણાનો, જગન્નાથની 'રમણીયતા'નો—એમ અનેકવિધ વિચારધારાના કેટલાક પાયાના વિચારોનો ઊહાપોહ કર્યો છે. ઊહાપોહ અત્યંત વ્યવસ્થિત, તર્કબદ્ધ અને ક્રમબદ્ધ છે અને આ ઊહાપોહમાં અત્યંત નોંધપાત્ર છે સિતાંશુની વિશ્લેષણમૂલક વિશિષ્ટ તપાસપદ્ધતિ. આ વિશ્લેષણ તર્કબદ્ધ અને ચોક્કસ હોવા છતાં શુષ્ક વૈજ્ઞાનિકતાથી, ટીપો બનાવતા જડ પાંડિત્યથી, દોહનશીલ પરોપજીવિતાથી કે ફાલતુ ચર્ચાપ્રસ્તારથી દૂષિત નથી. સિતાંશુનો એક આગવો અભિગમ છે. તેઓ પોતાની સૂઝથી ચાલે છે. અનેક અમૂર્ત વિભાવો અને તારણોના મૂળમાં તેઓ પરિભાષાનું આવરણ ભેદીને પેસે છે અને તેમનું તાત્પર્ય વગર આયાસે પ્રસ્તુત કરે છે. પરિભાષાની સપાટી પર જ આંટા મારવાની વ્યાપક કુટેવના સંદર્ભમાં આ કેટલું તાજગીભર્યું લાગે છે! તેઓ માહિતી કે સામગ્રી પૂરતો બીજાનો આધાર લે છે ખરા, પણ મૂતોનું દોહન કરી બેસી રહેવાને બદલે તેમનું અર્થ-

ઘટન કરે છે, અને આ અર્થઘટન પણ તેમનું જ, મૌલિક હોય છે.

અનેક બાબતમાં, અનેક સ્થળે સિતાંશુની અત્યંત ભિન્ન લાગતા વિભાવો વચ્ચે સંબંધ જોવાની એક પ્રકારની વિરલ સમન્વયસાધકતા જોવા મળે છે. તેમની સંવાદસાધક, વિધાયક કલ્પના મેળ વગરનાં લાગતાં દ્રવ્યોમાંથી એક સુબદ્ધ ઇમારતનું નિર્માણ કરે છે. સહેજે જણાશે કે તેમનાં અર્થઘટનોમાં અસંમત થવાય તેવું, વિવાદાસ્પદ ઓછું નથી. 'આકાર' અને 'સમાધિ' વચ્ચેનો સંબંધ અને તેમનો 'ક્રીડનીયતા' અને 'રમણીયતા' સાથે વિરોધ, એ બંને પ્રકારનાં તત્ત્વોની વળી 'ફૉર્મ' અને 'ફ્લો' સાથે સંબંધસ્થાપના, વ્યવહારની વાણી સાથે સંકળાયેલા ઉપનિબંધનના ખ્યાલનો સૌંદર્યમીમાંસામાં અધિક્ષેપ, વગેરેનો આ દૃષ્ટિએ ઉલ્લેખ કરી શકાય; પણ વિવિધ તત્ત્વવિચારણાના મહત્ત્વના વિભાવોની સાથે જે સજ્જતાથી સિતાંશુએ કામ પાડ્યું છે, તુલના અને વિશ્લેષણની જે વિશિષ્ટ પદ્ધતિનો સૂઝ અને લાઘવપૂર્વક વિનિયોગ કર્યો છે, અને સમગ્ર પ્રયાસની પાછળ જે મૌલિક દૃષ્ટિનું વૈચારિક આયોજન પ્રતીત થાય છે, તે આપણે ત્યાં વિરલ છે. એટલું જ નહીં, સૌંદર્યવિચારના વિષયમાં તો એકાદ 'આનંદમીમાંસા'ને બાદ કરતાં અનન્ય કહી શકાય તેવું છે.

આ પ્રકારના મૌલિક અભિગમથી થયેલા કાર્યના વિચારો અને નિષ્કર્ષોની ઘટતી ચર્ચા અને મૂલ્યાંકન થશે તો જ સાહિત્ય અંગેની આપણી તાત્ત્વિક-વિચારણા કાંઈક સચેતન હોવાનો પુરાવો મળશે.

[ તાજેતરમાં પ્રગટ થયેલ શ્રી સિતાંશુ યશશ્ચંદ્રના શોધ-નિબંધ '**રમણીયતાનો વાગ્ વિકલ્પ**'નો આમુખ ]

# ઉદ્ભવકથા

દિલીપ રાણપુરા

૧૯૬૨ના મે મહિનામાં સવિતાએ કહ્યું : 'આ વેકેશનમાં આપણે ચોટીલા જઈએ.'

'અત્યારે ત્યાં ખૂબ ગરમી પડતી હશે...'

'ભલે પડતી હોય, પણ મારી ઇચ્છા છે, તમે બહુ વાતો કરો છો તો એ પ્રદેશ એક વખત જોઈ લેવો છે...'

અમે નીકળ્યાં ચોટીલાથી સણોસરા જવા બસમાં બેઠાં. બસ પસાર થતી હતી ને હું સવિતાને એ પ્રદેશ, ગામ, માણસો, રસ્તાઓ વિષે વાતો કરી રહ્યો હતો. અચાનક સવિતાએ મને ધીમેથી કહ્યું : 'સામે બેઠેલો પેલો માણસ તમારી સામે ટીકી ટીકીને જોઈ રહ્યો છે.'

'ભલે જોતો ' મે ઉપેક્ષા બતાવતાં કહ્યુ

'પણ એ તમને શા માટે જોઈ રહ્યો હશે ? '

'આપણે એને મન નવતર લાગતાં હોઈશું '

સવિતાએ આખી બસમાં નજર ફેરવી. તેને મારી વાત સાચી લાગી. બધા જ ગ્રામિણો હતા કે આ પ્રદેશના જ હોય એવું લાગતું હતું. મેં પણ નજર ફેરવી.-કોઈ પરિચિત ચહેરો જોવા મળે એ અપેક્ષાએ ને પેલા માણસની નજર સાથે મારી નજર અથડાઈ ગઈ. એ માણસના પાતળા હોઠ સહેજ મરકયા ને મેં નજર ફેરવી લીધી.

'એ માણસ તમને ઓળખતો લાગે છે.' સવિતાએ કહ્યું, 'તમારી સામે જોઈને હસ્યો હતો '

'પણ હું એને ઓળખતો નથી, ' કહી મેં વાત ચાલુ રાખી.

પિયાવા બસ ઊભી રહી ને મેં સવિતાને કહ્યું : 'અહીં હું ઘણી વખત આવતો...સામે દેખાય તે ભીમોરાનો ગઢ. અત્યારે તો સાવ ખંડેર છે હું હતો ત્યારે સોળ માણસની વસ્તી હતી.'

'એટલા જ માણસો ?' સવિતાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. 'અત્યારે કદાચ વધ્યા હશે.'

'કદાચ ઘટયા પણ હોય, ને કદાચ એક પણ માણસ ન હોય એવું પણ બને.'

'આપણે જોવા જશું ?'

'હા.'

લામણકા આવ્યું. બસમાંથી થોડા માણસો ઊતર્યા. પેલો માણસ હજુ મારી,- હવે તો સવિતા સામે પણ જોઈ રહ્યો હતો. હું પણ એને ધારી ધારીને જોઈ લેતો હતો, પણ પરિચિતતાનો અણસાર સુધ્ધાં આવતો નહોતો.

'હવે સણોસરા આવશે.' મેં સવિતાને કહ્યું.

અને થોડી જ વારમાં સણોસરા આવ્યું. બસ ઊભી રહી. બસમાંથી ઊતરતાં ઊતરતાં મેં કહ્યું : 'આ સામે દેખાય તે ખેરાણાનો મારગ...'

'પણ પેલો માણસ અહીં ઊતરી રહ્યો છે.' સવિતા પેલા માણસને બારણા તરફ આવતાં જોઈ બોલી ઊઠી.

અમે ઊતર્યાં. સદરૂ સામે આવતો હતો. એક કોળીના છોકરાએ બેગ ઉપાડી લીધી.

મેં ગામમાં જતાં પહેલાં પાછળ જોયું. પેલો માણસ ઉતાવળો ઉતાવળો નજીક આવી ગયો ને બોલ્યો : 'ઊભા રે'જો તો...'

હું ઊભો રહી ગયો.

'ઓળખાણ પડે છે ?' પાતળા હોઠની સાથે આંખો પણ હસતી હતી.

'ના.'

'બસ ભૂલી જ્યા ને !'

'અણસાર નથી આવતો.'

'સોમલાભાઈને ઓળખો ખરા ?'

'અરે આપા સોમલા તમે !' મેં ઉમળકાથી કહ્યું. 'પણ મેં તો તમને દાઢી-મૂછવાળા કરડા લાગતા ચહેરા સાથે જ જોયા છે...'

'દાઢી કઢાવી નાખી.' અને પછી હાથ પકડતાં બોલ્યા : 'લો, હાલો ખેરાણા...'

'ના...ફરી કોઈ વાર વાત...'

'ફરી તો આવો સા'બ...આટણ વરહે મેળા થયા તો ય ફરી આવવાનું કો'છો તો ફરી મેળા થયા વગર શાના આવો ?'

'આવીશ... એક વખત...અધુરપ મૂકીને જઈશ તો ફરી આવવું પડશે.'

'કો' તો ગાડું મોકલું...મારાં બો'ન ક્યાંથી ?'

આપા સોમલાને મેં માંડ માંડ સમજાવ્યા. ને ખેરાણાનાં ઘણાં માણસોનાં નામ બોલી બોલીને યાદ કરી લીધાં. ને સૌને રામરામ કહેવરાવ્યા.

સવિતા અમારી વાતો સાંભળી રહી હતી. અમે છૂટા પડયા ત્યારે સવિતાએ કહ્યું : 'બહુ લાગણીવાળા માણસો લાગે છે !'

'હા...'

બીજે દિવસે ભીમોરાનો ગઢ જોઈ આવ્યાં. ભેંકાર લાગતું હતું બધું. ને સવિતાએ મને સવાલ પૂછી લીધો : 'તમે આવી ભેંકાર જગ્યાએ વારંવાર કેમ આવતા હતા ?'

'ખબર નહિ, પણ અહીં આવવું ગમતું હતું... આજે ય ગમે છે...થાય છે, એક દિવસ અહીં ગાળું... આખો દિવસ આપણે અહીં બેસીએ, હું ફરી ફરીને એ બધી વાતો કરું, તું સાંભળ...આ મુલકની વાતો, આ મુલકમાં બેઠાં બેઠાં સાંભળવામાં જે તાદાત્મ્ય અનુભવાશે તે ઘરમાં તને સંભળાવેલી વાત કરતાં જુદા પ્રકારનું હશે...'

સવિતા કશું ન બોલી. જાણે આ વિસ્તારની ભેંકારતાને આત્મસાત કરી એમાંથી સૌંદર્ય પામવા મથતી હોય.

અમે ફરતાં ફરતાં નીચે આવ્યાં. વડલાની છાંયમાં એક પથ્થર પર બેઠાં.

'અહીં કેટલી શાન્તિ લાગે છે ?' સવિતાએ કહ્યું'

'આ શાન્તિ બેંકાર નથી લાગતી?' મેં પૂછ્યું.

'ના...હવે મને સમજાય છે. તમે અહીં વારંવાર કેમ આવતા હશો...'

'શું સમજાય છે?'

'એકલતા ભૂલવા...મનની શાન્તિ મેળવવા...'

ને એ વખતે જ મને થયું, શું હું ખરેખર એકલતા ભૂલવા કે શાંતિ પામવા અહીં આવતો હોઈશ? એ વખતે જવાબ નહોતો મળ્યો. પણ સવિતાના સાથમાં એ નિર્જન સ્થળ વસતીથી ભરાતું, સૌન્દર્યથી છલકાતું લાગ્યું હતું અને ઊભાં થતાં થતાં મેં સવિતાનો હાથ પકડી લીધો ત્યારે સવિતાએ મારી સામે મુગ્ધ નજરે જોઈને સ્મિત કરેલું. ને ત્યારે થયું હતું: 'આવા વિસ્તારમાં કામ કરતાં શિક્ષકની હામ ટકી રહે, એની એકલતા દૂર થાય, બેંકાર લાગતા પ્રદેશમાં સૌન્દર્યનો સ્પર્શ પામી શકે એની કદર કરતી કોઈ મુગ્ધ નજર એને ઋજુતાથી પંપાળતી રહે તો એ કેટલી હૂંફ પામે! ને સંઘર્ષ માટે ખર્ચાતી શક્તિનો કેટલો સંચય થયા કરે...!

અમે સણોસરા આવી ગયાં ને એ જ સાંજે આણંદપુર જવા બસમાં નીકળ્યાં.

અગાઉથી સમાચાર મોકલ્યા હતા એટલે બસ-સ્ટેન્ડે લેવા માટે આણંદપુરના શિક્ષક શ્રી નટુભાઈ ધકાણ આવ્યા હતા.

રાત્રે સૂતી વખતે ધકાણ જૂનાં સ્મરણો તાજાં કરતા હતા. વાતમાંથી વાત નીકળતાં નટુભાઈને કહ્યું: 'તાજપરના શિક્ષકની વાત તમે જાણી હશે!'

'આ વિસ્તારના સમાચાર મને કોણ પહોંચાડે? વાત શી છે?'

'એક જુવાન શિક્ષક આવેલા...'

'આ વિસ્તારમાં બધા જુવાન શિક્ષકો જ છે.'

'આ તો સ્કોલર હતો. ટ્રેઇન્ડ થઈને આવતો હતો. પ્રથમ નિમણૂક તાજપર થઈ...દૂબળો, પાતળો ગોરો વાન, રૂપે માખણ જેવો લાગે...માંડ ઓગણીસ વર્ષ હશે. ધગશવાળો જણ...શરૂઆતમાં બે દિવસ ન ગમ્યું, પણ પછી ફાવી ગયું...'

'પેટ ફવરાવી દે નટુભાઈ...' મેં વચ્ચે કહ્યું.

છ-આઠ મહિનામાં તો એની સુવાસ ચોમેર ફેલાઈ ગઈ. એક વખત મેં એને કહ્યું: 'હવે ગામ સાથે આટલો મેળ છે, તમારું માન છે તો કુટુંબને બોલાવી લો...'

'કુટુંબમાં માબાપ છે, બહેન છે, ભાઈ છે. એ બધાં અહીં આવીને શું કરે?'

'તો લગન નથી કર્યાં?'

'ના...વાત હાલે છે.'

'તો કરી નાખો ને!'

'પણ છોકરીવાળા કે' છે કે શહેરમાં બદલી થાય પછી વાત... એટલે બધે દૂર ગામડામાં કાયમ રહેવાનું હોય તો અમારી છોકરીને ન ફાવે...'

'એ તો બદલી થઈ જશે...' મેં કહ્યું.

'પછી?'

'પણ જુવાની...રબારીની છોકરી સાથે પ્રેમમાં પડી ગયો ને...ને ફજેતો થયો...રાતોરાત ગામ છોડવું પડ્યું, અધિકારીઓ સારા કે તરત બદલી કરી દીધી...'

'સારું કર્યું...પણ શિક્ષકે પોતાની પ્રતિષ્ઠાનો ખ્યાલ રાખવો જોઈએ.' મેં કહ્યું.

'પણ જુવાનીમાં ભૂલ થઈ જ જાય. ને અહીંની નવરાશના સમયમાં બીજું મનોરંજન પણ શું મળે?'

હું મૌન રહ્યો, પણ મને હસુ યાદ આવી ગયો હતો. નવરાશ અને એકલતાનો સદુપયોગ કરવો હોય તો પુસ્તકો વાંચવાં જોઈએ.. હું પણ એમ જ કરતો હતો...પણ મેં નટુભાઈને આ વાત ન કહી.

બીજે દિવસ ગામમાં અને વગડામાં ફરવામાં મચ્છુનું મૂળ ઉમરાળી જોવામાં ગાળ્યો. ને બીજી સવારે અમે વીંછિયા જવા માટે બસમાં બેઠાં ત્યારે

એક દંપતી તેનાં ત્રણ-ચાર સંતાનો સાથે, પોતાના ઘરનો અસબાબ ઉપાડીને બસ તરફ આવી રહ્યાં હતાં. મને એક વર્ષ પહેલાં વીંછિયા જતાં ટ્રેઈનમાં મળેલું કુટુંબ યાદ આવી ગયું. મેં એકાએક પૂછ્યું : 'આ બધાં ક્યાંથી આવે છે ? :'

'ખબર નહિ.'

'પૂછી તો જુઓ.'

'શું કામ છે ?'

'ઘરવખરીના સામાન સાથે આવી રહ્યાં છે એટલે જિજ્ઞાસા થઈ આવી.' મેં મનની વાત દબાવતાં કહ્યું.

બસ પાસે સામાન મૂક્યો એટલે નટુભાઈએ પૂછ્યું : 'ક્યાં જવું છે ?'

'વીંછિયે.' પુરુષે જવાબ દીધો.

'ક્યાંથી આવ્યા ?'

'ધારઈથી.'

'તો તો રાતોરાત હાલ્યા હશો. એકો કરવો હતો ને !'

'એકો કરવા રોકાવાય એમ નહોતું...'

'કેમ ?'

'તમારે બધી શી પડચ છે !' બાઈ ચીડમાં બોલી.

પુરુષે સામાન બસના છાપરા પર ચડાવ્યો. કેટલોક અંદર મૂક્યો. અમે અંદર ગોઠવાઈ ગયાં હતાં. બસ ઊપડવાને વાર હતી. બાઈ અને છોકરાઓ અંદર આવી ગયાં હતાં. પુરુષ બહાર ઊભો હતો. નટુભાઈ એની સાથે વાત કરી રહ્યા હતા. હું પાછો બહાર નીકળ્યો. એમની પાસે જઈને ઊભો રહ્યો. વાત ઘણી આગળ નીકળી ગઈ હતી, એટલે પૂરી નહિ તો થોડી પકડી શક્યો હતો. પુરુષ ભૂંગળી ઠાલવીને બસમાં ચડ્યો. મેં નટુભાઈને પૂછ્યુ : 'શું કહેતો હતો એ ?'

'એક આપાએ બાઈની છેડતી કરી...'

'ક્યાં ?'

'સીમમાં...'

'તે એમાં ગામ છોડાતું હશે ?'

'તો શું કરે ?'

'સામનો કરે, પોલીસમાં ફરિયાદ કરે... ગામવાળાને વચ્ચે નાખે...'

'નબળાં માણસનું કોઈ ધણી ન થાય...'

'જમીન હશે ને...'

'ઉભડિયા છે...'

'એટલે જ આમ રાતોરાત ઉચાળા ભર્યા હશે ?'

'જે આપાએ છેડતી કરી હતી તે માથાભારે છે...ગામમાં એના નામની ફેં ફાટે છે...'

'તમે ઓળખો છો ?'

'હા...એણે નામ કહ્યું એટલે તરત ઓળખી ગયો...ચોરી-ચપાટી, લબાડી એનો ધંધો છે. ધોળા દિ'એ નીકળે તો મારગમાં આંતરે...ધણીની નજર સામે આબરૂ લૂંટે...'

વાત સાંભળતાં હું કમકમી ગયો. બસ ઊપડવાની ઘંટડી વાગી. હું બસમાં બેસી ગયો.

બસ ઊપડી નટુભાઈની વાત મનમાં ચકરાતી હતી. આવા ગામમાં કોઈ નોકરિયાત કુટુંબ સાથે કેમ રહી શકે ! તાજપરનો માસ્તર કુટુંબ સાથે ન રહી શક્યો, હોત તો એની વાસના સંયમમાં રહેત ...પણ એની બહેન ઉપર આવા જ કોઈ હવસખોરની નજર મંડાત તો...ગામેગામ ભગત હોય છે એમ આવા માણસો પણ હોય છે...મને ખેરાણા યાદ આવી ગયું...આવો જ એક માણસ નજર સામે તરી ગયો...

'કેમ કાંઈ બોલતા નથી ?' સવિતાએ પૂછ્યું.

'વિચારમાં હતો.'

'શાના ?'

'એક વાર્તા લખવાના.'

'કઈ વાર્તા ?'

'આ મુલકની.'

'નિરાંતે લખશો તો સારી લખાશે...' અને પછી સ્મિત કરતાં કહ્યું : 'આકળા થઈને ન લખશો. બધું ઠરે પછી લખજો.'

મારી નજર પેલા દંપતી પર પડી. બાઈ પર ફરી વળી. મેલાં કપડાં, ધૂળથી રજોટાયેલો દેહ, ઝીંથરકા જેવા વાળ...મને એકાએક ટ્રેઈનમાં મળેલી બાઈ યાદ આવી ગઈ. એ આના કરતાં કંઈક નમણી હતી. કંઈક રૂપાળી હતી. પણ એને ખેડ હશે ? એ પણ કોઈ ઉભડિયાની પત્ની હશે ? એ પણ સીમમાં મજૂરીએ જતી હશે કે કોઈનું કામ કરતી હશે ? એના ઉપર કોઈની બદનજર મંડાતી હશે ને ત્યારે એ સામનો કરતી હશે કે સમસમીને બેસી રહેતી હશે કે વશ થઈ જતી હશે ?

બસ વીંછિયા પહોંચી પણ પેલી બાઈ મારા મન પરથી ઊતરી નહિ...અમે ગામમાં ગયાં. શાન્તિલાલને ત્યાં જમ્યા. બપોરે બોટાદ જતી બસમાં બેઠાં. મનમાં થયું : ક્યાંય પેલી બાઈ દેખાય તો એને કદાચ હિંમત કરીને એટલું તો પૂછી લઈશ, તમારે જમીન છે ?

પણ એમ એ બાઈ ક્યાં મળે એમ હતી ? પણ એ બાઈ અને તાજપરનો શિક્ષક, બેરાણાની માત્ર એકલતા અને ભીમારાની બેંકાર શાન્તિનો સવિતાના સાન્નિધ્યમાં બદલાયેલો સંદર્ભ મારા ચિત્તના ગર્ભમાં કોઈક ઓધાનનું રોપણ કરી રહ્યો હોય એવું લાગતું હતું.

[પ્રગટ થનાર નવલકથા 'સૂકી ધરતી, સૂકાં હોઠ'ના બયાનનો એક અંશ]

# દર્શકના દેશમાં

ભાઈ રઘુવીરે 'દર્શકના દેશમાં' લખવાનું વિચાર્યું એમાં એક ઔચિત્ય છે. પોતાની અગાઉના સમકાલીન કલાકાર વિશે લખવાના ઉપક્રમો આવકારપાત્ર છે. પોતે એવા પુરોગામીનો કોઈક પ્રભાવ પણ અનુભવ્યો જ હોય અને એનાથી પોતાની શૈલી, પોતાની આખી કલા-ઇમારત જુદાં જ હોય. અને છતાં પુરોગામીની કલાને અન્યાય ન થાય એ રીતે એની રજૂઆત કરવી એ એક કરવા જેવું વિવેચન-કાર્ય છે. શ્રી રઘુવીર ચૌધરીએ 'દર્શક'નો સતત સથવારો કર્યો છે. પહેલાં એમની નવલકથાઓનો સંક્ષેપ કર્યો, એ નવલકથાઓના મૂલ્યાંકનનો પ્રયાસ કર્યો, હવે આખા દર્શકલોકમાં વાચકને એ ફેરવે છે. અને આની પછી પણ કશુંક નહીં આવે એમ કેમ કહેવાય ? જીવતા સર્જકોમાં આવો રસ લેવો એ સાહિત્યપ્રવૃત્તિની સજીવતાની નિશાની છે. એવો રસ લઈ શકાય એવા સર્જકોની કદી કમી ન હશો.

૪-૪-૧૯૮૦ ઉમાશંકર જોશી

[તાજેતરમાં પ્રગટ થયેલા 'દર્શક'ના જીવન અને કાર્ય વિશેના સ્વાધ્યાય ગ્રંથના અગ્રલેખ "ભાઈ દર્શક"માંથી]

દર્શકના દેશમાં-રઘુવીર ચૌધરી

પ્રકાશક : આર. આર. શેઠની કંપની,

મુંબઈ ● અમદાવાદ

ડિમાઈ કદના ૩૪૮ પૃષ્ઠ મૂલ્ય રૂ. ૪૦-૦૦

ગુજરાત સરકારના ભાષા નિયામકશ્રીની કચેરી તરફથી સિંધી-ઉર્દૂ-મરાઠી-બંગાળી અને અન્ય અર્વાચીન ભારતીય ભાષાઓના વિકાસની યોજના હેઠળ ગ્રંથાલયોને પુસ્તકો ખરીદવા આર્થિક સહાય મળે છે. આ વર્ષે પણ આ યોજના અમલમાં છે. ગુજરાતમાં આવેલ હાઈ-સ્કૂલો, લાઇબ્રેરીઓ, કૉલેજો, યુનિવર્સિટીઓ, અધ્યાપન મંદિરો વગેરે આ યોજનાનો લાભ લેવા ઇચ્છતી હોય તેમણે તા. ૩૧-૭-૮૦ પહેલાં ભાષા નિયામકશ્રી, ગુજરાત રાજ્ય, બ્લૉક નં. ૧૦, સચિવાલય, ગાંધીનગર-૩૮૨૦૧૦-એ સરનામે પત્ર લખી ફૉર્મ મંગાવી અરજી કરવાની રહેશે. આ અરજીમાં સંસ્થા જે પુસ્તકો ખરીદવા ઇચ્છતી હોય તેની યાદી સામેલ કરવાની હોય છે. ભારતની ભગિની ભાષાઓનાં ઉત્તમ પુસ્તકોના ગુજરાતી અનુવાદોની એક વિસ્તૃત યાદી અત્રે સાદર કરીએ છીએ, જે ગુજરાતની વિધવિધ શૈક્ષણિક સંસ્થાઓને ઉપયોગી નીવડશે. આ યાદીનાં પુસ્તકો મેળવવા આર. આર. શેઠની કું. ગાંધી રોડ, કુવારા સામે, અમદાવાદ-૧ ની મુલાકાત લેવા અપીલ કરીએ છીએ.

—આર. આર. શેઠની કું.

## અનુવાદોની યાદી

## મરાઠી

| અ. નં. | પુસ્તકનું નામ | લેખકનું નામ | પ્રકાર | કિંમત |
|---|---|---|---|---|
| ૧. | અંતરની ઓળખ | શ્રી વિ. સ. ખાંડેકર | નવલકથા | ૧૯-૦૦ |
| ૨. | ક્રૌંચવધ | ,, | ,, | ૨૫-૦૦ |
| ૩. | ઉલ્કા | ,, | ,, | ૧૪-૭૫ |
| ૪. | સુલભા | ,, | ,, | ૧૭-૨૫ |
| ૫. | દાઝેલાં હૈયાં | ,, | ,, | ૧૨-૭૫ |
| ૬. | પહેલી પ્રીત | ,, | ,, | ૧૦-૫૦ |
| ૭. | આશા-મિનારા | ,, | ,, | ૨૨-૫૦ |
| ૮. | છાયા પ્રકાશ | ,, | ,, | ૧૦-૫૦ |
| ૯. | અશ્રુ | ,, | ,, | ૧૯-૭૫ |
| ૧૦. | દોન ધ્રુવ | ,, | ,, | ૧૭-૦૦ |
| ૧૧. | યયાતિ | ,, | ,, | ૪૦-૦૦ |
| ૧૨. | પ્રેમતૃષ્ણા | ,, | ,, | ૧૩-૫૦ |
| ૧૩. | સ્વપ્નાં તરિતા | શ્રી ગ. ત્ર્યં. માડખોલકર | ,, | ૧૦-૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪. | નિષ્ઠા | શ્રી અરવિંદ ગોખલે | નવલકથા | ૧૯–૫૦ |
| ૧૫. | પ્રતિબિંબ | શ્રી વસંત વરખેડકર | ,, | ૧૫–૦૦ |
| ૧૬. | રથચક્ર | શ્રી ના. પેંડસે | ,, | ૧૧–૦૦ |
| ૧૭ | છીછરાં જળ ઊંડાં વહેણ | ,, | ,, | ૧૫–૦૦ |
| ૧૮. | મારી કરમકથની | શ્રી હરિનારાયણ આપટે | ,, | ૩૦–૦૦ |
| ૧૯. | બ્રાહ્મણ કન્યા | શ્રીધર વ્યંકટેશ કેતકર | ,, | ૬–૦૦ |
| ૨૦. | બનગરવાડી | શ્રી વ્યંકટેશ માડગૂળકર | ,, | ૪–૫૦ |
| ૨૧. | હું | શ્રી હરિનારાયણ આપટે | ,, | ૧૨–૫૦ |
| ૨૨. | દાન અને ગ્રહણ | શ્રી વિ. દ. સાળગાંવકર | ,, | ૭–૦૦ |
| ૨૩. | મગલા | શ્રી અનંત ગોપાલ શેવડે | ,, | ૫–૭૫ |
| ૨૪. | અધુરું સમણું | ,, | ,, | ૪–૨૫ |
| ૨૫. | ઇન્દ્રધનુષ્યના અનોખા રંગ | શ્રી ના. સી. ફડકે | ,, | ૬–૫૦ |
| ૨૬. | પ્રતિ શોધ | ,, | ,, | ૮–૦૦ |
| ૨૭. | અચ્છા તો હમ ચલતે હૈ | ,, | ,, | ૭–૭૫ |
| ૨૮. | જ્યાં ચીની સૈન્ય ત્રાટક્યાં હતાં | શ્રી કુસુમ નારગોલકર | ,, | ૪–૦૦ |
| ૨૯. | મનનું કારણ | શ્રી જયવંત દળવી | ,, | ૬–૦૦ |
| ૩૦. | દુનિયા બહારનાં માણસ | ,, | ,, | ૯–૫૦ |
| ૩૧. | પ્યાદાં | ,, | ,, | ૭–૫૦ |
| ૩૨. | દેવદાસી | ,, | ,, | ૫–૫૦ |
| ૩૩. | દુનિયા બહારની દુનિયા | ,, | ,, | ૯–૫૦ |
| ૩૪. | ઘાયલકી ગત ઘાયલ જાને | ,, | ,, | ૯–૫૦ |
| ૩૫ | દુનિયા - ચોર બજાર | ,, | ,, | ૫–૫૦ |
| ૩૬ | દુનિયા : ઊંધાં ચશમા | ,, | ,, | ૮–૫૦ |
| ૩૭. | ફજેત ફાળકો | ,, | ,, | ૮–૫૦ |
| ૩૮. | દુનિયા અંતર ભીતર | ,, | ,, | ૮–૫૦ |
| ૩૯ | કાળજા - કાચના અને પથ્થરના | ,, | ,, | ૬–૫૦ |
| ૪૦. | દુનિયા પરણેલાની | શ્રી જયવંત દળવી | નવલિકા | ૬–૦૦ |
| ૪૧. | ,, રંગબેરંગી | ,, | ,, | ૮–૦૦ |
| ૪૨. | ,, અણપરણ્યાની | ,, | ,, | ૫–૦૦ |
| ૪૩. | વરસ્યો મેઘમલ્હાર | સુમતિ ક્ષેત્રમાડે | નવલકથા | ૧૨–૦૦ |
| ૪૪. | શ્યામલની મા | શ્રી સાને ગુરુજી | ,, | ૧૫–૨૫ |
| ૪૫. | માનવ જાગે છે જ્યારે | ગોદાવરી પરુળેકર | ,, | ૧૭–૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૬. | વારાફેરા | શ્રી વિ. સ. ખાંડેકર | નવલિકા | ૯–૫૦ |
| ૪૭. | ટીલડી | ,, | ,, | ૧૮–૦૦ |
| ૪૮. | વમળ | ,, | ,, | ૧૬–૦૦ |
| ૪૯. | મા મને સાંભરે રે | શ્યામલા શિરોળકર | ,, | ૩૨–૦૦ |
| ૫૦. | વેળા ગઈ છે વીતી | શ્રી ના. સી. ફડકે | ,, | ૩–૦૦ |
| ૫૧. | ભગવાન બુદ્ધ | શ્રી ધર્માનંદ કૌસંબી | જીવનચરિત્ર | ૨૦–૦૦ |
| ૫૨. | આપવીતી | ,, | ,, | ૧–૫૦ |
| ૫૩. | સાવરકર ચરિત્ર | શ્રી શિ. લ. કલંદીકર | ,, | ૧૫–૦૦ |
| ૫૪. | લોકનાયક જયપ્રકાશ નારાયણ | શ્રી વસંત નારગોલકર | ,, | ૧૫–૦૦ |
| ૫૫. | સંસ્કૃતિસંગમ | શ્રી દત્તાત્રેય કેશવ કેલકર | ,, | ૧૨–૫૦ |
| ૫૬. | કરુણાદેવી | શ્રી સાને ગુરુજી | ,, | ૨–૭૫ |
| ૫૭. | ભારતેન્દુ હરિશ્ચંદ્ર | શ્રી મદન ગોપાળ | ,, | ૨–૫૦ |
| ૫૮. | કેશવસુત | શ્રી પ્રભાકર માચવે | ,, | ૨–૫૦ |
| ૫૯. | સ્મૃતિ ચિત્રો | લક્ષ્મીબાઈ ટિળક | ,, | ૭–૫૦ |
| ૬૦. | મરાઠી કાવ્યસપ્તક | સાત મરાઠી કવિઓ | કાવ્ય | ૩૫–૦૦ |
| ૬૧. | પ્રાચીન કાવ્યશાસ્ત્ર | શ્રી ર. પ. કંગલે | વિવેચન | ૧૦–૦૦ |
| ૬૨. | વ્યાસપર્વ | દુર્ગા ભાગવત | ,, | ૧૦–૦૦ |
| ૬૩. | ભારતીય સાહિત્યશાસ્ત્ર | શ્રી ગણેશ દેશપાંડે | ,, | ૨૫–૦૦ |
| ૬૪. | એક નશો હજાર મુશીબત | વીરાજ | નિબંધ | ૭–૫૦ |
| ૬૫. | વડી ધારાસભામાં ૭ વર્ષ | શ્રી ગાડગીલ | ,, | ૮–૦૦ |
| ૬૬. | પ્રમદ્વરા | શ્રી ગ. ત્ર્યં. માડખોલકર | ,, | ૨–૫૦ |
| ૬૭. | અભિધર્મ | શ્રી ધર્માનંદ કોસંબી | ,, | ૨–૦૦ |
| ૬૮. | ગીતા હૃદય | શ્રી સાને ગુરુજી | ,, | ૪–૦૦ |
| ૬૯. | મનની અગાધ શકિત | શ્રી અ. લ. ભાગવત | ચિંતન | ૧૨–૦૦ |
| ૭૦. | અનંત તરફ દોટ | ,, | ,, | ૨૧–૦૦ |
| ૭૧. | શાબરી મંત્રોનો પ્રભાવ | ,, | ,, | ૨–૦૦ |
| ૭૨. | સંસારીઓએ સમાજમાં કેવી રીતે વર્તવું | ,, | ,, | ૧૨–૦૦ |
| ૭૩. | અનુભવ ઔષધીનો સંગ્રહ | ,, | ,, | ૫–૦૦ |
| ૭૪. | પિશાચ વિદ્યા | ,, | ,, | ૯–૦૦ |
| ૭૫. | સચિત્ર યોગાસનો | ,, | ,, | ૯–૦૦ |
| ૭૬. | કલ્પવૃક્ષની છાયામાં | ,, | ,, | ૧૫–૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૭. | સંકલ્પસિદ્ધિ | શ્રી અ. લ. ભાગવત | ચિંતન | ૬–૦૦ |
| ૭૮. | પરમ સુખનું રહસ્ય | ,, | ,, | ૬–૦૦ |
| ૭૯. | નારીયોગ અને આરોગ્ય | ,, | ,, | ૬–૦૦ |
| ૮૦. | પ્રશ્નજ્યોતિષ | ,, | ,, | ૧૨–૦૦ |
| ૮૧. | કામણગારી | શૈલજા રાયે | નવલકથા | ૧૬–૦૦ |
| ૮૨. | ઋતુસંહાર | શ્રી ના. સી. ફડકે | ,, | ૧૦–૭૫ |

# બંગાળી

| | | | | |
|---|---|---|---|---|
| ૮૩ | સ્વામી | શ્રી શરદબાબુ | ,, | ૫–૦૦ |
| ૮૪. | ચાંદમુખ | ,, | ,, | ૬–૦૦ |
| ૮૫. | અમરનાથ | ,, | ,, | ૫–૨૫ |
| ૮૬. | છોટી મા | ,, | ,, | ૨–૭૫ |
| ૮૭. | નાની વહુ | ,, | ,, | ૩–૦૦ |
| ૮૮. | શરદ વાણી | ,, | ,, | ૪–૫૦ |
| ૮૯. | શેષ પ્રશ્ન | ,, | ,, | ૭–૦૦ |
| ૯૦. | શરદ ગ્રંથાવલી પુ ૪ | ,, | ,, | ૬૦–૦૦ |
| ૯૧. | શ્રીકાન્ત ભા. ૧ ૨ | ,, | ,, | ૧૩–૨૫ |
| ૯૨ | ,, ભા. ૩ | ,, | ,, | ૭– ૦ |
| ૯૩. | ,, ભા. ૪ | ,, | ,, | ૯–૦૦ |
| ૯૪. | ચરિત્રહીન | ,, | ,, | ૯–૦૦ |
| ૯૫. | અલકા | ,, | ,, | ૧૨–૫૦ |
| ૯૬. | વિપ્રદાસ | ,, | ,, | ૧૬–૦૦ |
| ૯૭. | શેષ પરિચય | ,, | ,, | ૧૫–૨૫ |
| ૯૮. | પથેર દાબી ભા. ૧–૨ | ,, | ,, | ૧૬–૭૫ |
| ૯૯. | દત્તા | ,, | ,, | ૮–૦૦ |
| ૧૦૦. | શુભદા | ,, | ,, | ૭–૨૫ |
| ૧૦૧. | પલ્લીસમાજ | ,, | ,, | ૫–૫૦ |
| ૧૦૨. | વિરાજવહુ | ,, | ,, | ૫–૦૦ |
| ૧૦૩. | દેવદાસ | ,, | ,, | ૫–૦૦ |
| ૧૦૪. | બામણની દીકરી | ,, | ,, | ૪–૭૫ |
| ૧૦૫ | વૃંદાવન | ,, | ,, | ૪–૫૦ |
| ૧૦૬. | ચંદ્રનાથ | ,, | ,, | ૫–૦૦ |
| ૧૦૭ | વૈકુંઠનું વીલ | ,, | ,, | ૩–૨૫ |
| ૧૦૮. | ગૃહદાહ | ,, | ,, | ૧૪–૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૯. | જ્ઞાનદા | શ્રી શરદબાબુ | નવલકથા | ૩–૫૦ |
| ૧૧૦. | સાવકી માં | ,, | ,, | ૩–૭૫ |
| ૧૧૧. | પરિણિતા | ,, | ,, | ૩–૦૦ |
| ૧૧૨. | કાશીનાથ | ,, | ,, | ૫–૫૦ |
| ૧૧૩. | છબી | ,, | ,, | ૪–૫૦ |
| ૧૧૪. | બડી દીદી | ,, | ,, | ૫–૫૦ |
| ૧૧૫. | અનુરાધા | ,, | ,, | ૫–૦૦ |
| ૧૧૬. | જયશ્રી | ,, | ,, | ૮–૦૦ |
| ૧૧૭. | અલકા | ,, | ,, | ૫–૦૦ |
| ૧૧૮. | કોરેલ | ,, | ,, | ૧૦–૦૦ |
| ૧૧૯. | શરદસંપુટ | ,, | ,, | ૨૦–૦૦ |
| ૧૨૦. | શરદસુધા | ,, | ,, | ૨૦–૦૦ |
| ૧૨૧. | લેણદેણ | ,, | ,, | ૮–૦૦ |
| ૧૨૨. | પંડિતજી | ,, | ,, | ૬–૦૦ |
| ૧૨૩. | બીંદુનો કીકો | ,, | ,, | ૬–૦૦ |
| ૧૨૪. | દેહાતી સમાજ | ,, | ,, | ૬–૦૦ |
| ૧૨૫. | શરદબાબુની સંક્ષીપ્ત કથાઓ (પુ. ૬) | ,, | ,, | ૪૦–૦૦ |
| ૧૨૬. | સિદ્ધેશ્વરી | ,, | ,, | ૪–૦૦ |
| ૧૨૭. | શરદબાબુની કથાઓ | અનુ. મહાદેવભાઈ દેસાઈ | નવલિકા | ૬–૦૦ |
| ૧૨૮. | ચાર અધ્યાય અને માલંચ | શ્રી રવીન્દ્રનાથ ટાગોર | નવલકથા | ૩–૫૦ |
| ૧૨૯. | જોગાજોગ | ,, | ,, | ૧૦–૦૦ |
| ૧૩૦. | નૌકા ડૂબી | ,, | ,, | ૧૫–૦૦ |
| ૧૩૧. | અતિથી અને બે બહેનો | ,, | ,, | ૬–૫૦ |
| ૧૩૨. | શુભા | ,, | ,, | ૭–૫૦ |
| ૧૩૩. | ચોખેરવાલી | ,, | ,, | ૨૧–૦૦ |
| ૧૩૪. | ગોરા ભા. ૧–૨ | ,, | ,, | ૩૦–૦૦ |
| ૧૩૫. | ગોરા (સંક્ષીપ્ત) | ,, | ,, | ૪–૫૦ |
| ૧૩૬. | ચોખેરવાલી | ,, | ,, | ૪–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ભાઈબહેન | શ્રી રવીન્દ્રનાથ ટાગોર | નવલકથા | ૩-૭૫ |
| ઘરે બાહિરે | ” | ” | ૨૦-૦૦ |
| કાબુલીવાલા | ” | નવલિકા | ૧૦-૦૦ |
| સતીલક્ષ્મી | ” | ” | ૪-૭૫ |
| પ્રેમ કુસુમ | ” | ” | ૫-૫૦ |
| માધવી | ” | ” | ૮-૦૦ |
| મહાત્મા ગાંધી | ” | જીવનચરિત્ર | ૧-૨૫ |
| ગીત પંચશતી | ” | કાવ્ય | ૩૦-૦૦ |
| એકોત્તરશતી | ” | ” | ૧૨-૦૦ |
| શીશુ | ” | ” | ૩૦-૦૦ |
| વિશ્વાંજલી | ” | ” | ૨-૨૫ |
| રવીન્દ્ર નિબંધમાલા ભા. ૨ | ” | નિબંધ | ૨૦-૦૦ |
| હાસ્યકૌતુક | ” | હાસ્યલેખો | ૬-૭૫ |
| રવીન્દ્ર જીવનમાનસ | ” | ચિંતન | ૩-૦૦ |
| ” જીવનસૌરભ | ” | ” | ૩-૦૦ |
| જીવનસ્મૃતિ | ” | ” | ૩-૦૦ |
| નદીની પૂજા | ” | નાટક | ૨-૫૦ |
| બાલસાહિત્ય | ” | બાલસાહિત્ય | ૧૦-૦૦ |
| ટાગોરની દૃષ્ટાંતકથાઓ | ” | દૃષ્ટાંતો | ૩-૦૦ |
| ગોરા (સંક્ષિપ્ત) | ” | નવલકથા | ૪-૦૦ |
| કંઠમાં હળાહળ | શ્રી બુદ્ધદેવ બસુ | નવલકથા | ૫-૭૫ |
| નિશિકુટુંબ ભા ૧-૨ | શ્રી મનોજ બસુ | ” | ૨૮ ૭૫ |
| સ્નેહબંધન | પ્રભાવતીદેવી સરસ્વતિ | ” | ૧૦-૦૦ |
| પ્રેમ દેવતા | ” | ” | ૫-૫૦ |
| કપાલ કુંડલા | શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય | ” | ૨-૫૦ |
| વિષવૃક્ષ | ” | ” | ૩-૨૫ |
| રજની | ” | ” | ૩-૦૦ |
| મૃણાલિની | ” | ” | ૨-૭૫ |
| ચંદ્રશેખર | ” | ” | ૨-૫૦ |
| નરેન્દ્રયશ | શ્રી રાહુલ સાંકૃત્યાયન | ” | ૧૭-૫૦ |
| પ્રભાત કિરણો | શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ” | ૧૧-૨૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬૮. | પ્રણયમાધુરી | શ્રી ઉપેન્દ્રનાથ ગંગોપાધ્યાય | નવલકથા | ૭–૭૫ |
| ૧૬૯. | શશીનાથ | ,, | ,, | ૧૦–૦૦ |
| ૧૭૦. | શાશ્વતી | અનુરુપાદેવી | ,, | ૧૨–૫૦ |
| ૧૭૧. | નીલધારા | ,, | ,, | ૮–૦૦ |
| ૧૭૨. | મન્વંતર | શ્રી તારાશંકર બંદ્યોપાધ્યાય | ,, | ૧૨–૨૫ |
| ૧૭૩. | કાલિન્દી ભા. ૧–૨ | ,, | ,, | ૧૪–૫૦ |
| ૧૭૪. | શ્યામલી | નિરૂપમાદેવી | ,, | ૯–૦૦ |
| ૧૭૫. | મધુર મિલન | શ્રી નારાયણ ગંગોપાધ્યાય | ,, | ૫–૨૫ |
| ૧૭૬. | અમરપંથનો યાત્રિક | શ્રી પ્રબોધકુમાર સન્યાલ | ,, | ૧૩–૦૦ |
| ૧૭૭. | તરૂણી સંઘ | ,, | ,, | ૩–૦૦ |
| ૧૭૮. | ગુરુદેવ અમારા આંગણે | મૈત્રેયીદેવી | ,, | ૧૪–૦૦ |
| ૧૭૯. | આશ્રય | શ્રી જરાસંધ | ,, | ૧૧–૦૦ |
| ૧૮૦. | *દ્વિપાન્તર | ,, | ,, | ૫–૫૦ |
| ૧૮૧. | ધરતીના તારા | શ્રી સુબોધકુમાર ચક્રવર્તી | ,, | ૧૨–૦૦ |
| ૧૮૨. | માનસ સરોવર | શ્રી બિમલકર | ,, | ૩–૦૦ |
| ૧૮૩. | ગોદ | શ્રી શિયારામશરણ | ,, | ૩–૦૦ |
| ૧૮૪. | મૌસમી | શ્રી પ્રેમેન્દ્ર મિત્ર | ,, | ૪–૨૫ |
| ૧૮૫. | આદર્શ હિન્દુ હોટલ | શ્રી વિભૂતિભૂષણ બંદોપાધ્યાય | ,, | ૧૨–૫૦ |
| ૧૮૬. | કિતુ ગોવાળની ગલી | શ્રી સંતોષકુમાર ઘોષ | ,, | ૬–૦૦ |
| ૧૮૭. | ઉધઈ | શ્રી શિવેન્દુ મુખોપાધ્યાય | ,, | ૫–૫૦ |
| ૧૮૮. | કવિ | શ્રી તારાશંકર બંદોપાધ્યાય | ,, | ૬–૫૦ |
| ૧૮૯. | સ્વર્ગ નીચે મનુષ્ય | શ્રી સુનીલ ગંગોપાધ્યાય | ,, | ૭–૫૦ |
| ૧૯૦. | આરણ્યક | શ્રી વિભૂતિભૂષણ બંદોપાધ્યાય | ,, | ૫–૦૦ |
| ૧૯૧. | આરોગ્ય નિકેતન | શ્રી તારાશંકર બંદોપાધ્યાય | ,, | ૮–૦૦ |
| ૧૯૨. | ઉજળા પડછાયા કાળી ભોંય ભા. ૨ | શ્રી જરાસંધ | ,, | ૫–૫૦ |
| ૧૯૩. | ન હન્યતે | મૈત્રેયી દેવી | ,, | ૨૫–૦૦ |
| ૧૯૪. | શુભા | શ્રી નરેશચંદ્ર સેનગુપ્ત | ,, | ૫–૦૦ |
| ૧૯૫. | નારી તું નારાયણી | ,, | ,, | ૫–૦૦ |
| ૧૯૬. | શ્રીકાન્ત શેષપર્વ | શ્રી યશધરદત્ત | ,, | ૬–૫૦ |
| ૧૯૭. | હેમંતી | શ્રી રવીન્દ્રનાથ ટાગોર | ,, | ૬–૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૮. | મહામાયા | શ્રી રવીન્દ્રનાથ ટાગોર | નવલકથા | ૫ |
| ૧૯૯. | આશી | " | " | ૬-૨૫ |
| ૨૦૦. | ચારૂલતા | " | " | ૩-૭૫ |
| ૨૦૧. | વિભાવરી | " | " | ૬-૭૫ |
| ૨૦૨. | નગરલક્ષ્મી | " | " | ૬-૭૫ |
| ૨૦૩. | આનંદી | " | " | ૭-૫૦ |
| ૨૦૪. | ફિલસૂફની પત્ની | શ્રી ફાલ્ગુની મુખોપાધ્યાય | " | ૪-૭૫ |
| ૨૦૫. | શુભદૃષ્ટિ | " | " | ૬-૫૦ |
| ૨૦૬. | વિજિતા | શ્રીમતી પ્રભાવતીદેવી | " | ૧૧-૭૫ |
| ૨૦૭. | મનચલી | " | " | ૬-૭૫ |
| ૨૦૮. | નારીનો નેહ | " | " | ૫-૦૦ |
| ૨૦૯. | અપરિચિતા | " | " | ૫-૫૦ |
| ૨૧૦. | સ્નેહ અને સમર્પણ | " | " | ૮-૭૫ |
| ૨૧૧. | સોહાગ કુમકુમ | " | " | ૪-૨૫ |
| ૨૧૨. | પ્રેમપટોળું | શ્રી ફાલ્ગુની મુખોપાધ્યાય | " | ૬-૨૫ |
| ૨૧૩. | સંસાર નૌકા | " | " | ૫-૦૦ |
| ૨૧૪. | શેષશય્યા | શ્રી નરેશચંદ્ર સેનગુપ્ત | " | ૫-૦૦ |
| ૨૧૫. | ગુરુદાસ | " | " | ૫-૫૦ |
| ૨૧૬. | રમણી મોહન | " | " | ૫-૫૦ |
| ૨૧૭. | રક્તરાગ | શ્રી દેવેશદાસ | " | ૧૦-૦૦ |
| ૨૧૮. | અંનપૂર્ણાનું મંદિર | નિરૂપમા દેવી | " | ૫-૦૦ |
| ૨૧૯. | કુલનારી | " | " | ૪-૦૦ |
| ૨૨૦. | મોક્ષદા | " | " | ૮-૦૦ |
| ૨૨૧. | સમાધિ ભા. ૧-૨ | " | " | ૧૩-૨૫ |
| ૨૨૨. | પારૂ | શ્રી નારાયણ ભટ્ટાચાર્ય | " | ૫-૭૫ |
| ૨૨૩. | અભિમાન | " | " | ૬-૭૫ |
| ૨૨૪. | સુનયના | શ્રી અનિલ ચટ્ટોપાધ્યાય | " | ૪-૨૫ |
| ૨૨૫. | લાડલી | આશાલતા સિંહા | " | ૬-૨૫ |
| ૨૨૬. | પ્રેમલક્ષ્મી | ડૉ. નરેન્દ્રચંદ્ર | " | ૮-૦૦ |
| ૨૨૭. | દિલીપની મા | " | " | ૭-૭૫ |
| ૨૨૮. | ઘર જમાઈ | ચારુબંદોપાધ્યાય | " | ૯-૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨૯. | મલીના | ચારૂચંદ્રોપાધ્યાય | નવલકથા | ૩–૦૦ |
| ૨૩૦. | વિવાહીતા | શ્રી જતીન્દ્રમોહન બાગચી | ,, | ૮–૨૫ |
| ૨૩૧. | નણંદ ભોજાઈ | શ્રી મામા વરેરકર | ,, | ૧૦–૨૫ |
| ૨૩૨. | અભયા | ,, | ,, | ૫–૦૦ |
| ૨૩૩. | પતિ સાથે પુનર્લગ્ન | ,, | ,, | ૫–૦૦ |
| ૨૩૪. | સિદ્ધાંગના | ,, | ,, | ૫–૦૦ |
| ૨૩૫. | સર્વમંગલા | ,, | ,, | ૫–૦૦ |
| ૨૩૬. | બંગાળી સાહિત્યની શ્રેષ્ઠ વાર્તા | અનુ. રજનીકાંત રાવળ | નવલિકા | ૧૦–૫૦ |
| ૨૩૭. | તીર્થસલીલ | શ્રી દિલીપકુમાર રોય | ચિંતન | ૧૬–૦૦ |
| ૨૩૮. | યોગમાર્ગના પ્રવાસી | ,, | ,, | ૧૮–૦૦ |
| ૨૩૯. | અનંતના યાત્રીઓ | ,, | ,, | ૨૦–૦૦ |
| ૨૪૦. | ચમત્કારો આજે પણ બને છે | ,, | ,, | ૨૧–૦૦ |
| ૨૪૧. | રવીન્દ્રચિંતન | અનુ. ભોગીલાલ ગાંધી | ,, | ૪–૫૦ |
| ૨૪૨. | શાહજહાં | દ્વિજેન્દ્રલાલ રોય | નાટક | ૫–૦૦ |
| ૨૪૩. | ઉપેન્દ્રની આત્મકથા | અનુ. નગીનદાસ પારેખ | જીવનચરિત્ર | ૧–૨૫ |
| ૨૪૪. | જયદેવ | શ્રી સુનીતિકુમાર ચેટરજી | ,, | ૨–૫૦ |
| ૨૪૫. | કાવ્યવિચાર | શ્રી સુરેન્દ્રનાથ દાસગુપ્તા | વિવેચન | ૮–૦૦ |
| ૨૪૬. | મધ્યયુગની સાધનાધારા | શ્રી ક્ષિતિજમોહન સેન | ,, | ૨–૦૦ |
| ૨૪૭ | રવીન્દ્રનાથ અને વિશ્વમાનવવાદ | શ્રી સૌમ્યેન્દ્રનાથ ઠાકુર | ,, | ૨–૦૦ |
| ૨૪૮. | અભિશાપ | શ્રી શૈલજાનંદ મુખોપાધ્યાય | નવલિકા | ૫–૦૦ |
| ૨૪૯. | અળતાની શીશી | ,, | ,, | ૫–૦૦ |
| ૨૫૦. | વૈજયન્તી | ,, | ,, | ૫–૦૦ |
| ૨૫૧. | સંગમ | શ્રી ચારૂચન્દ્ર વંદ્યોપાધ્યાય | નવલકથા | ૫–૦૦ |

## તામિળ

| | | | | |
|---|---|---|---|---|
| ૨૫૨. | મન ખોયાં મૃગજળમાં | તી. જાનકીરામન | નવલકથા | ૧૩–૦૦ |
| ૨૫૩. | રવિચંદ્રિકા | મી. પ. સોમસુંદરમ | ,, | ૨૦–૦૦ |
| ૨૫૪. | સ્નેહસ્મિત અને સપનાં | ના. પાર્થસારથી | ,, | ૧૩–૦૦ |
| ૨૫૫. | આંસુ ભીતર છલકાય | મુ. વરદરાજન | ,, | ૧૧–૦૦ |
| ૨૫૬. | નયન ભીનાં હૃદય પ્યાસાં | ઉમાચંદ્રન | ,, | ૧૧–૨૫ |
| ૨૫૭. | આ પણ એક દુનિયા છે | અકિલન | ,, | ૧૦–૦૦ |
| ૨૫૮. | પાર્થિવનું સ્વપ્ન | શ્રી કૃષ્ણમૂર્તિ 'કલ્કી' | નવલકથા | ૧૦–૦૦ |
| ૨૫૯. | લહેરોનો નાદ | ,, ,, | ,, | ૭–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૬૦. | આભના ગોરંભગાજે | શ્રી સાંડિલ્યન | ,, |
| ૨૬૧. | લીલાવન સુકા ટહુકા | ,, ,, | ,, |
| ૨૬૨. | આંસુભીનાં શમણાં | શ્રી કૃષ્ણમૂર્તિ (કલ્કી) | ,, |
| ૨૬૩. | તામિલ સાહિત્યની પ્રાચીન કથાઓ | શ્રી ડૉ. પી. જયરામન | નવલિકા |
| ૨૬૪. | કથાભારતી તામિલ વાર્તાઓ | શ્રી પી. સોમસુન્દરમ | ,, |
| ૨૬૫. | સુબ્રહ્મણ્યમ ભારતીના કાવ્યો | શ્રી તિ કૃ જયરામન | કાવ્યો |

## તેલુગુ

| | | | |
|---|---|---|---|
| ૨૬૬. | પ્રલય વરસ્યા મેહ | અનુ. નવનીત મદ્રાસી | નવલકથા |
| ૨૬૭. | પત્તાનો મહેલ | શ્રી મુપ્પાળ રંગનાયકમ્મા | ,, |
| ૨૬૮. | સહસ્રફેણ | શ્રી વિશ્વનાથ સત્યનારાયણ | ,, |
| ૨૬૯. | તેલુગુ વાર્તાઓ | પુરાણમ સુબ્રહ્મણ્યમ શર્મા | નવલિકા |
| ૨૭૦. | દક્ષિણ ભારતની શ્રેષ્ઠ વાર્તાઓ | — | ,, |

## કન્નડ

| | | | |
|---|---|---|---|
| ૨૭૧. | રત્નાકર | શ્રી જી. બ્રહ્મપ્પા | નવલકથા |
| ૨૭૨. | એળે જશે આ બલીદાન | શ્રી. અ. ન. કૃષ્ણરાવ | ,, |
| ૨૭૩. | કટોરા ઝેર અમૃતના | ,, ,, | ,, |
| ૨૭૪. | ચિક્કવીર રાજેન્દ્ર | વેંકટસ્વામી આયંગાર | ,, |
| ૨૭૫. | મૃત્યુ પછી | શ્રી શિવરામ કારંથ | ,, |
| ૨૭૬. | શ્રેષ્ઠ કન્નડ વાર્તાઓ | અનુ. નવનીત મદ્રાસી | નવલિકા |
| ૨૭૭. | કન્નડ સાહિત્યના ઇતિહાસની રૂપરેખા | શ્રી આર. એસ. મુગળિ | ઇતિહાસ |

## સિંધી

| | | | |
|---|---|---|---|
| ૨૭૮. | સિંધી સાહિત્યનો ઇતિહાસ | શ્રી એલ. એચ. અજવાણી | ઇતિહાસ |

## મલયાલમ

| | | | |
|---|---|---|---|
| ૨૭૯. | ઇન્દુલેખા | શ્રી ઓ ચંતુમેનોન | નવલકથા |
| ૨૮૦. | અરીસો | શ્રી પી. કેશવદેવ | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮૧. | આભ ધરાને અડતું લાગે | શ્રી પી. કેશવદેવ | નવલકથા | ૧૨–૭૦ |
| ૨૮૨. | કલ્યાણમલ | શ્રી કે. એમ. પણિક્કર | ,, | ૭–૦૦ |
| ૨૮૩. | નાલુકેટ્ટ | શ્રી એમ. ટી. વાસુદેવન | ,, | ૬–૫૦ |
| ૨૮૪. | પાતુમ્માની બકરી | શ્રી વૈયમ મુહમ્મદ બસીર | ,, | ૬–૦૦ |
| ૨૮૫. | બશેર ડાંગર | શ્રી તકસી શિવશંકર પિલ્લૈ | ,, | ૧૨–૦૦ |
| ૨૮૬. | મલયાલમ વાર્તાઓ | શ્રી ઓમચેરી એન એમપિલ્લો | નવલિકા | ૪–૫૦ |
| ૨૮૭. | શ્રેષ્ઠ મલયાલમ વાર્તાઓ | અનુ. નવનીત મદ્રાસી | ,, | ૧૫–૨૦ |
| ૨૮૮. | મલયાલમ સાહિત્યના ઇતિહાસની રૂપરેખા | શ્રી પી. કે. પરમેશ્વરન | ઇતિહાસ | ૩૫–૦૦ |

## પંજાબી

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮૯. | મને અંધારાં બોલાવે | શ્રી હરનામદાસ સહરાઈ | નવલકથા | ૮–૫૦ |
| ૨૯૦. | કાગળની લંકા | ,, ,, | ,, | ૨૪–૦૦ |
| ૨૯૧. | એક મ્યાન બે તલવાર | શ્રી નાનકસિંહ | ,, | ૯–૦૦ |
| ૨૯૨. | સફેદ લોહી | ,, | ,, | ૯–૦૦ |
| ૨૯૩. | શ્રેષ્ઠ પંજાબી વાર્તાઓ | અનુ. દિનેશ પટેલ | નવલિકા | ૧૨–૦૦ |
| ૨૯૪. | કથાપંજાબ | શ્રી હરભજનસિંગ | ,, | ૫–૨૦ |
| ૨૯૫. | પંજાબની લોકકથાઓ | ,, | ,, | ૭–૦૦ |
| ૨૯૬. | પંજાબી એકાંકીઓ | — | એકાંકી | ૬–૦૦ |
| ૨૯૭. | ગુરુ નાનકવાણી | ભાઈ જોધસિંહ | ચિંતન | ૧૨–૨૦ |

## ઉર્દૂ

| | | | | |
|---|---|---|---|---|
| ૨૯૮. | આગનો દરિયો | શ્રી કુરઅતુલઐન હૈદર | નવલકથા | ૮–૭૦ |
| ૨૯૯. | વિક્ષુબ્ધ પાકિસ્તાન | શ્રી કલ્હન | ,, | ૧૮–૭૦ |
| ૩૦૦. | પૂર્ણકુંભ | રાણીચંદ | ,, | ૧૪–૦૦ |
| ૩૦૧. | તત્કાલિન લખનૌ | શ્રી અબ્દુલ હલીમ | ,, | ૭–૫૦ |
| ૩૦૨. | ઉમરાવજાન અદા | રૂસ્વા | ,, | ૧૫–૦૦ |
| ૩૦૩. | કથાભારતી ઉર્દૂ વાર્તાઓ | શ્રી કૃષ્ણચંદર | નવલિકા | ૮–૦૦ |
| ૩૦૪. | પ્રેમ અને પરિમલ | શ્રી ખલીલ જીબ્રાન | ચિંતન | ૯–૫૦ |
| ૩૦૫. | પાન્થજનના સખા | શ્રી સઈદ ઐયુબ | ,, | ૨૦–૦૦ |
| ૩૦૬. | ગંગાચીલની પાંખ | શ્રી લક્ષ્મીનંદન બોરા | નવલકથા | ૯–૦૦ |
| ૩૦૭. | નીલશૈલ | શ્રી સુરેન્દ્ર મહાન્તિ | ,, | ૧૫–૫૦ |
| ૩૦૮. | કથાભારતી ઊડિયા વાર્તાઓ | શ્રી પઠાણિ પટ્ટનાયક | નવલિકા | ૧૪–૦૦ |
| | | | | ૩૦૧૯–૧૫ |

# ઉત્તમ પુસ્તકોની નવી આવૃત્તિઓ હવે વસાવી લેશો

**શિવકુમાર જોષી**

| | |
|---|---|
| મરિચિકા | ૨૩–૦૦ |
| અયનાંશુ | ૨૬–૨૫ |
| ઘન મધરાતે ૧–૨ | ૪૫–૦૦ |
| નથી હું નારાયણી | ૧૭–૦૦ |

**ઈશ્વર પેટલીકર**

| | |
|---|---|
| લોહીની સગાઈ | ૧૭–૫૦ |
| લાક્ષાગૃહ | ૨૮–૫૦ |
| શકુંતલા | ૧૯–૨૫ |
| મારી હૈયાસગડી | ૨૪–૦૦ |
| કળિયુગ | ૨૬–૦૦ |
| સેતુબંધ | ૨૦–૦૦ |

**રઘુવીર ચૌધરી**

| | |
|---|---|
| લાગણી | ૧૩–૦૦ |
| અશોકવન | ૭–૫૦ |
| ઝૂલતા મિનારા | ૬–૫૦ |

**વિ. સ. ખાંડેકર**

| | |
|---|---|
| ક્રૌંચવધ | ૨૫–૦૦ |
| અંતરની ઓળખ | ૧૯–૦૦ |
| આશામિનારા | ૧૯–૫૦ |
| વમળ | ૧૬–૦૦ |
| પહેલી પ્રીત | ૧૦–૫૦ |
| ટિલડી | ૧૮–૦૦ |
| સુલભા | ૧૭–૨૫ |
| પ્રેમતૃષ્ણા | ૧૩–૫૦ |
| ઉલ્કા | ૧૪–૭૫ |

**સારંગ બારોટ**

| | |
|---|---|
| ઘટા ઘનઘોર | ૨૯–૭૫ |
| નગરી બોલે છે | ૨૬–૦૦ |

**ર. વ. દેસાઈ**

| | |
|---|---|
| કોકિલા | ૨૩–૦૦ |
| ભારેલો અગ્નિ | ૨૮–૦૦ |

**વિઠ્ઠલ પંડ્યા**

| | |
|---|---|
| લીલાં સૂકાં સપનાં | ૧૯–૭૫ |
| ભીંતો વિનાનું ઘર | ૧૯–૫૦ |
| ચિરપરિચિત | ૨૮–૫૦ |
| હારજીત | ૧૮–૫૦ |

**ગુણવંતરાય આચાર્ય**

| | |
|---|---|
| નગરી શોભાવતી | ૧૮–૫૦ |
| વિશળદેવ | ૧૧–૭૫ |
| સેનાપતિ | ૧૬–૫૦ |
| જામ તમાચી ૧–૨ | ૨૮–૫૦ |
| મુસાફર | ૧૦–૦૦ |
| જોરતલબી | ૧૨–૭૫ |
| સરમુખત્યાર | ૧૦–૨૫ |
| અંધેર | ૧૦–૭૫ |
| દરિયાલાલ | ૧૭–૭૫ |

**ઉષા શેઠ**

| | |
|---|---|
| મૃત્યુ મરી ગયું | ૧૫–૦૦ |



આવરણ : હેમાન્તી પ્રિન્ટર્સ, અમદાવાદ ૩૮૦૦૦૧ ફોન : C/o. ૩૮૮૨૩૯

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી          વર્ષ : ૩  અંક : ૧૦



સ્વ. ભૃગુરાય અંજારિયા

# થોડાં વિશિષ્ટ પ્રકાશનો

ગુજરાતી નવલકથાના લોકપ્રિય લેખક શ્રી વિઠ્ઠલ પંડયાની નવી કૃતિ

## લાંબી સફર, ટૂંકી જિંદગી

એક પગલુ ઉંબર બહાર અને જિંદગી શાપરૂપ બની જાય છે!
સપ્તપદીના વચનોની ત્યારે કશી કિંમત રહેતી નથી!
એક અભાગી યુવતીની દર્દભરી દાસ્તાન લોકપ્રિય કલમે 23-00

---

મરાઠી સાહિત્યની પ્રભાવશાળી અને અપૂર્વ કલાકૃતિ

અનિલ બર્વે **થેંક યુ મિસ્ટર ગ્લાડ** ૧૦-૫૦

ફાંસીની સજા પામેલા ગુનેગાર પ્રત્યે જેલરની અત્યત ક્રૂર અને અમાનવીય વર્તણૂક વાચકોનાં રૂવાડાં ઊભાં કરે છે પરતુ એક ક્ષણ એવી આવે છે કે જ્યારે જેલર મિ. ગ્લાડ ગુનેગાર વીરભૂષણને વીર યોદ્ધાનું મૃત્યુ અર્પે છે. શેતાનની માનવમાં થતી પરિવર્તનની પ્રક્રિયા એટલી ભાવવાહી ઘટનાઓથી પ્રસ્તુત પુસ્તકમાં આલેખાઈ છે કે જેને કારણે મરાઠી વાચકો તથા વિવેચકોએ તેનું અભૂતપૂર્વ સ્વાગત કર્યું

ભારતની અનેક ભાષામાં સફળ નાટક તરીકે રજૂઆત પામીને આ કથા હવે રૂપેરી પડદે આવી રહી છે સફળ નવલકથાનો ગુજરાતી અનુવાદ અહીં વસુધા મહેશ ઇનામદાર દ્વારા સુલભ છે

---

સારંગ બારોટ **એક ડાળના પંખી** ૮-૭૫

આ એક સંયુક્ત કુટુંબની કથા છે ઘર માત્ર દીવાલો કે રાચરચીલાથી નથી બનતું ઘરનાં સભ્યોના સંસ્કાર-કુસંસ્કાર અને અંતરની સાચી-ખોટી ભાવનાઓ વડે એનો આકાર બંધાય છે આપણામાં સાથે રહીને જીવવાની જે કળા છે તે આપણી આગવી અસલિયત છે દુનિયાની કોઈ પ્રજામાં આપણા જેવી વિશાળ કુટુંબભાવના ભાગ્યે જ જોવા મળશે આમ છતાં સાથે રહીને સહિયારો પરિશ્રમ વડે એક ઘર ઊભુ કરવાની વાત આજે ઘણાને ગોઠતી નથી જ્યારે ઘણાં એવા પણ છે જે આ ખાતર બધું જ કરી છૂટવા તૈયાર હોય છે

સંયુક્ત કુટુંબની વિશાળ ભાવના ધીમે ધીમે લોપાતી જાય છે એ એક હકીકત છે જમાના પાસે એમ કરવાના કારણોય હશે કદાચ, પણ પેઢીઓથી સચવાઈ રહેલું સમૂળું તોડીફોડીને ફેંકી દેતા પહેલા એનું અસલી રૂપ ઓળખવાની માણસે થોડીક તો દરકાર કરવી જોઈએ

આવી સભાનતા સાથે કુટુંબજીવનની અસલિયતના તૂટી રહેલા આકારની એક તસ્વીર અહીં રજૂ કરીએ છીએ. તખ્તા ઉપર સફળ રજૂઆત પામેલું નાટક

---

## વિશિષ્ટ રજૂઆત આપના માટે

ઉદ્‌ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૩
૧૫ જુલાઈ '૮૦ : અંક ૧૦
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૯૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

ગુજરાતી સાહિત્યક્ષેત્રે પોતપોતાની રીતે નોંધપાત્ર ફાળો આપનાર ત્રણ વ્યક્તિઓ આ ગાળા દરમિયાન વિદાય પામી.

હૃદયરોગના આછા હુમલાએ ઊંડા અભ્યાસી શ્રી ભૃગુરાય અંજારિયાની આંખો કાયમ માટે મિચાવી દીધી.

સતત કાર્યરત અને હજુ તો હમણાં જ 'ઉદ્‌ગાર'માં જેમની કવિતા-કળા-પત્રકારત્વ પરત્વેની ઊંડી નિષ્ઠાની ખાસ નોંધ લીધી હતી તે બચુભાઈ રાવત પણ તેમના માનસસંતાન 'કુમાર'ને છોડીને એ જ માર્ગે સિધાવ્યા.

આટલા અક્ષર પાડીએ ત્યાં જ છાપામાં સમાચાર વાંચીએ છીએ.

બાળકોની દુનિયામાં 'બકોર પટેલ'નું બેનમૂન પાત્ર અંકિત કરી જનાર બાલસાહિત્યકાર શ્રી હરિપ્રસાદ વ્યાસનું અમેરિકામાં અવસાન.

આ સૌની કાર્યનિષ્ઠા અને કલમ-કસબથી ગુજરાત પરિચિત છે. ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ એમને અંજલિ આપતા કાર્યક્રમનું આયોજન કરે એમાં હાજર રહી જે તે વ્યક્તિના 'વિશેષ'ને વધારે નજીકથી જાણી-પામી શકાશે.

નર્મદ સાહિત્ય સભા(સૂરત)એ ૧૯૭૨થી ૧૯૭૬ દરમિયાન પ્રગટ થયેલ ગુજરાતી નાટકોમાંથી શ્રી મધુરાય-લિખિત 'કુમારની અગાશી'ને પસંદ કરી 'નર્મદ સુવર્ણચંદ્રક' આપવાનું જાહેર કર્યું છે.

મનહર મોદી

## આ અંકમાં

# ભૃગુરાય – વિરલ વ્યક્તિત્વ, વિરલ પ્રતિભા

જયંત કોઠારી ·

"(મને આગળપાછળ કઈ ન લખો – આમ જ) –ભૃગુરાય"

મે એમને લખેલા પત્રમા એ જે હતા તે – 'મુરબ્બી', 'આદરણીય' અને 'ભૃગુરાયભાઈ' એવુ એવુ કઈક લખ્યુ હશે ઉત્તર રૂપે આવેલા પત્રમાં એમણે અ તભાગમા પોતાના નામની બાજુમાં કૌસમા ઉપર મુજબ નોધ મૂકી મે આજ્ઞા અમુક રીતે સ્વીકારી લીધી અને 'પ્રિય ભૃગુરાય' એમ સબોધન કરવાનુ રાખ્યુ વળતા પત્રમા એમણે લખ્યુ "તમારુ સબોધન બરાબર છે વચ્ચેનો પડદો હટી ગયો"

આજે ભૃગુરાયના જીવનનો વિચાર કરતાં 'આગળપાછળ કઈ નહી' એ શબ્દો અમુક અર્થમાં એને લાગુ પડી જતા લાગે છે અને એક વિષાદનો ભાવ મનમા જન્મે છે કેટલાક લોકોમા એકલા પડી જવાની અદ્ભુત શક્તિ હોય છે એમના ખ્યાલો – આગ્રહોની દુનિયા એવી હોય છે કે એમા સાથી થવુ કોઈને માટે પણ અત્યત મુશ્કેલ હોય છે વિશાળ સબધો છતા અ દરથી ભૃગુરાય મને આવા એકલા માણસ લાગ્યા છે અત્યત આદરપાત્ર બનેલા છતાં એકલા મુબઈના યુવાન અધ્યાપકમિત્રોને પણ કોઈ એક વ્યક્તિ માટે નિર્મળ આદર અને વિશ્વાસ વ્યક્ત કરતા મે જોયા હોય તો ભૃગુરાય માટે પણ આથી ભૃગુરાયની એકલતા કઈ ન ફરી ભૃગુરાય જેવી વ્યક્તિને યોગ્ય રીતે ગોઠવી આપવાની આપણા સમાજની શક્તિ પણ નહી, એટલે એ તેજસ્વી પુરુષની જિંદગી શાળા શિક્ષણ, ટ્યૂશનો કોલેજમા પ્રથમ વર્ષની કક્ષાએ અગ્રેજી વ્યાકરણ શિક્ષણ વગેરેમા જ વ્યતીત થઈ થોડો સમય એ ફાર્બસ ગુજરાતી સભાના મત્રી અને ફાર્બસ ગૈમાસિકના તત્રી હતા એ માફ

ભૃગુરાયને કોઈ પણ કામમા ફસાવવા અત્યત મુશ્કેલ એમના આગ્રહો અને એમની કામ કરવાની રીત એમા જવાબદાર ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી થતા ગુજરાતી સાહિત્યના ઇતિહાસ માટે કાન્ત વિશે લખવા માટે એ જ એક ઉત્તમ અધિકારી પણ કહે, નરસિંહરાવ વિશે કોણ લખે છે, શુ લખે છે એ મારે પહેલા જાણવુ જોઈએ, સાહિત્ય ઇતિહાસમા સળગસત્રતા માટે એ અનિવાર્ય છે આ રીતે સાહિત્યનો ઇતિહાસ ન લખાય ભૃગુરાય

# ભૃગુરાય દુર્લભરામ અંજારિયા

**જીવન :** જ. ૧૯૧૩, રાજકોટ. પિતા જામનગરમાં શિક્ષક તેથી બાળપણ જામનગરમાં. માતા-પિતાના અવસાન પછી રાજકોટમાં ઉછેર અને માધ્યમિક તથા હાઇસ્કૂલ-શિક્ષણ રાજકોટમાં. મેટ્રિક રાજકોટમાંથી. બી. એ. અંગ્રેજી મુખ્ય અને ગુજરાતી ગૌણ સાથે ભાવનગરમાંથી. એમ. એ. પણ એ વિષયો સાથે મુંબઈમાંથી. 'કાન્ત' પર પીએચ. ડી.નો અભ્યાસ અધૂરો રહ્યો.

કેટલોક સમય સ્કૂલટ્યુશનો, કેટલોક સમય મુંબઈની ચિલ્ડ્રન્સ એકેડેમી અને પોદાર હાઇસ્કૂલમાં શિક્ષણ, ૪૮મા વરસથી કૉલેજમાં અંગ્રેજી વિષયનું અધ્યાપન. છેલ્લે મીઠીબાઈ કૉલેજમાંથી ૧૯૭૭માં નિવૃત્ત. વચ્ચે કેટલોક સમય ફાર્બસ ગુજરાતી સભાના મંત્રી અને ફાર્બસ સભાના ત્રૈમાસિકના તંત્રી.

અવસાન, મુંબઈ મુકામે ૧૯૮૦, ૭મી જુલાઈ સોમવારે ૬૭ વર્ષની ઉંમરે.

પત્ની સુધાબહેન, પુત્રીઓ શિવાની અને ક્ષિતિ.

**સાહિત્ય :** પોતાનું સ્વતંત્ર ગ્રંથપ્રકાશન એકે નહીં. પણ 'ઉપહાર' (સં. સુરેશ દલાલ) અને 'મણિશંકર રત્નજી ભટ્ટ–કાન્ત'(સં. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ)માં એમનો સુદીર્ઘ અભ્યાસલેખ 'પૂર્વાલાપ : છંદની દૃષ્ટિએ' સંઘરાયો છે. બીજો એક એવો લેખ – 'ક્લાન્ત કવિ'ના ઉમાશંકરના સંપાદન વિશેનો – 'પરબ'માં જ રહ્યો છે. કાન્ત વિશેના કેટલાક લેખો, 'પ્રાચીના' વિશેનો લેખ, કેટલીક શબ્દચર્ચાઓ, જોડણીકોશ વિશેના લેખો, અન્ય ચર્ચાલેખો 'ફાર્બસ ત્રૈમાસિક' 'પરિષદપત્રિકા' 'ગ્રંથ' 'સ્વાધ્યાય' 'સમર્પણ' સંસ્કૃતિ' વગેરેમાં છપાયા છે. મનસુખલાલ ઝવેરીના કાવ્યસંગ્રહ 'આરાધના'નાં ટિપ્પણોનું લેખન અને પ્રહ્લાદ પારેખના 'બારી બહાર', નરસિંહરાવના 'કવિતાવિચાર' તથા 'શ્રીધરાણી અને પ્રહ્લાદનાં કાવ્યો'નું સંપાદન. ધોરણ ૮, ૯, ૧૦ના ગુજરાતી વ્યાકરણમાં સહલેખક.

વાત સાવ સાચી. પણ આ સાવ સાચી વાતો ઝીલવાની આપણી શક્તિ સાવ ઓછી. એટલે આપણે એમને છોડવા જ પડે.

ભૃગુરાય એક અભ્યાસી તરીકે ભારે સંપૂર્ણતાવાદી. નાનામાં નાની વિગત તપાસ્યા અને ચકાસ્યા વગર એ આગળ ન વધે. એટલે કોઈ કામ જલદી નીકળે જ નહીં અને આપણી ધીરજ ખૂટી જાય. કાન્ત વિશેનો એમનો અભ્યાસ જબરો. કાન્તનું અને કાન્ત વિશેનું સઘળું એ વાંચી ચૂકેલા. 'ખૂણેખાંચરે પડેલા કાન્ત વિશેના ઉલ્લેખો એમની નજર બહાર ન હોય. કાન્ત નિમિત્તે આખા પંડિતયુગના સાહિત્યકારો વિશે પણ અસાધારણ જાણકારી કેળવાયેલી. પણ કાન્ત વિશેનો મહાનિબંધ પૂરો ન કર્યો તે ન જ કર્યો. થોડા પણ અતીવ સુંદર લેખો કાન્ત વિશે એમણે લખ્યા છે પણ એનેયે ગ્રંથસ્થ કરવાની ના. વારંવાર જીવ ખાધો ત્યારે કહે કે એ લેખોને આ સ્વરૂપે ગ્રંથસ્થ ન કરાય. એ જ ભૃગુરાય પાછા મારે કાન્ત વિશે લખવાનું હતું એટલે મને એમના જૂના લેખોની જાતે નકલો કરીકરીને મોકલે! એક વખતે તો મુ. ભાયાણીસાહેબની સાથે એવો તોફાની વિચાર આવેલો કે ભૃગુરાયની મંજૂરી વિના જ આપણે એમના લેખો ગ્રંથ રૂપે છાપી નાખવા;

જોઈએ એ શું કરે છે. આ વિચારને હવે એમના ગયા પછી જ અમલમાં મૂકવાનો રહ્યો !

ભૃગુરાયની શક્તિ ઘણી અને એ ઘણા ભરેલા માણસ. મુંબઈમાં મારી એમની સાથેની બેઠક બે-ત્રણ કલાકથી ઓછી ન થાય. પણ ત્રણ કલાકમાં પોણા ત્રણ કલાક એ જ બોલે. સાહિત્યકારોની અને સાહિત્યની અનેક નાનીમોટી વાતો ઉખેળાય. સ્મરણ-શક્તિ સતેજ તેમ એમણે ઉતારા, નોંધ, ટીકાટિપ્પણ રૂપે પણ ઘણું સંઘરેલું છે એવો મારો ખ્યાલ છે. પણ એમને નામે કામ ઘણું ઓછું ચડયું છે. સામાન્ય રીતે બે વસ્તુઓ માણસને કામ કરવા પ્રેરતી હોય છે–ધનની સ્પૃહા અને કીર્તિની સ્પૃહા એમાં ધનની સ્પૃહા છોડવી સહેલ છે, પણ કીર્તિની સ્પૃહા છોડવી અત્યંત દુષ્કર છે. આપણે ત્યાં સાહિત્યના ક્ષેત્રે ધનની સ્પૃહાને તો અવકાશ જ ઓછો છે, પણ કીર્તિની સ્પૃહામાં અનેક નાનામોટા માણસોને આપણે અંટવાતા જોઈએ છીએ. ભૃગુરાયને કીર્તિની સ્પૃહાએ પણ લલચાવ્યા નથી. એક વેળાત શ્રી મુકુન્દભાઈ પારાશર્યે ભૃગુરાય વિશે મને લખેલું : "થોડીક મહત્ત્વાકાંક્ષા ને નામધનનો લોભ હોત તો એ ઘણું આપી શક્યા હોત પણ એ ખરા બ્રાહ્મણ છે."

પણ આનો અર્થ એવો નથી કે ભૃગુરાય આત્મ-સભાન નહોતા. પોતે શું કર્યું છે અને શું કરવાની શક્તિ ધરાવે છે એ એ બરાબર જાણતા હતા. એની અવ-ગણના થઈ હોય તો એની નોંધ એમનું મન લે જ, ક્યારેક સહેજ તપે પણ ખરું. ઘણુંઘણું કરવાનું એમના મનમાં પડેલું પણ હતુ. સમય મળે ત્યારે આ કરવુ છે, તે કરવુ છે એમ કહ્યા કરે. એક વાર લખ્યું હતું : "જીવીશ તો 'ચક્રવાકમિથુન' અને 'સર-સ્વતીચંદ્ર' વિશે લંબાણથી લખીશ." પણ આવું ઘણું એ કરી શક્યા નહીં.

ભૃગુરાયે લખ્યું છે એના કરતાં ઘણુંબધું લખ્યું, એટલે કે એમના મનમાં ભર્યું હતું, [illegible] સમજતા હતી, એ લખી શક્યા હોત તે ઘણુંબધું લખાયા વિનાનું રહ્યું છે. એ નથી લખી શક્યા તેનું કારણ તેમના આગ્રહો, ખ્યાલો, કામ કરવાની પદ્ધતિ ઉપરાંત અનિવાર્ય જીવનસંઘર્ષની વચ્ચે એ જીવ્યા અને જન્મથી મળેલી કેટલીક નિર્બળતાઓને લીધે શરીરે એમને જોઈતો સાથ ન આપ્યો એ પણ ખરું વળી, કેટલાક બીજાનાં કામોમાં પણ એમણે ઘણો સમય આપ્યો. નરસિંહરાવના 'કવિતાવિચાર'ના શુદ્ધ પાઠ તૈયાર કરવામાં એમણે કેટલી જહેમત ઉઠાવી! આ તો બધું ધૂળધોયાનું કામ, જે બહાર બહુ દેખાય પણ નહીં. મિત્રો-મુરબ્બીઓનાં કેટલાં પુસ્તકોનાં પ્રૂફ એમણે જોયાં હશે ! કામ ભૃગુરાયનું એવું હીરા જેવું ચોખ્ખું કે સૌને એમની આ શક્તિનો લાભ લેવાનું મન થાય. અને ભૃગુરાય આવું પ્રેમથી–કામની ચોખ્ખાઈના આગ્રહથી સ્વીકારી પણ લે પણ આમાં જે ભૃગુરાય જ કરી શકે તેમ હતા તે ઘણું રહી ગયું. આપણે સારા પ્રુફરીડરો ઊભા કરી શક્યા નથી, સારા સંશોધકસહાયકો ઊભા કરી શક્યા નથી, આપણે બીજી હરોળ ઊભી કરી શક્યા નથી, એને કારણે આપણા તેજસ્વી વિદ્વાનોનો કેટલો સમય આવાં કામોમાં જતો હશે એનો હિસાબ માંડવા જેવો છે!

પણ ભૃગુરાયે જે કંઈ લખ્યું છે તે અત્યંત નક્કર છે, અત્યંત દ્યોતક છે. ૩૦–૩૨ વર્ષે ટ્યુશનો કરતાં કે શાળામાં ભણાવતાં એમણે 'કાન્ત'માં જોયું તે એમણે જ પહેલી વાર જોયેલું હતું. કાન્તની નાનીનાની ગઝલોના છંદની વિશિષ્ટતા એમની જ નજરે ચડેલી અને કાન્તનાં ખંડકાવ્યોનાં જ્યોતિર્ની આકૃતિ છે તે તેમણે જ પહેલી વાર પારખેલી. છંદ, શબ્દાર્થ, પાઠચર્ચા–આ બધા ભૃગુરાયના ઉત્કટ રસના અને ઊંડી જાણકારીના વિષયો હતા અને એ વિષ

એમાં એમણે છૂટુંછવાયું કેટલુંક ઝીણું કામ કર્યું છે. પહેલી વાર ભૃગુરાયની એક શુષ્ક સંશોધક તરીકેની છાપ પણ પડે. પણ ભૃગુરાયમાં ઘણી સતેજ સૌંદર્યદૃષ્ટિ – સાહિત્યદૃષ્ટિ હતી. કાન્તનાં ખંડકાવ્યોના છંદોની આકૃતિની શોધ એ કોઈ પિંગળશાસ્ત્રીનું અર્પણ નથી, પણ એક સૌંદર્યદર્શી વિવેચકનું અર્પણ છે. ભૃગુરાયને હાથે વધારે કામ થયું હોત તો એમણે ઉત્તમ સંશોધક તરીકે જ નહીં, ઉત્તમ વિવેચક તરીકે પણ નામના કાઢી હોત.

વિવેચક એટલે ઉત્તમ ભાવક. ભૃગુરાયનું ભાવકત્વ એમના ગદ્યમાં પણ પ્રતિબિંબિત થાય છે. સહજ અલંકરણ, અમુક રીતની અભિવ્યક્તિછટા, થોડો ભાવાવેશ પણ ભૃગુરાયનાં લખાણોમાં દેખાશે. ભૃગુરાય સાવ કોરું ગદ્ય લખનાર નહોતા, સહેજ રંગ એમને ગમતો. એક સરસ ગદ્યકાર એ હતા. એમની વાતો પણ એ જ રીતે અમુક રીતના ભાવાવેશવાળી અને અસરકારક. ઠંડી નિર્લેપતાથી એ બોલી ન શકે. આ કારણે જ એમના ગદ્યમાં અને એમના વાણીપ્રવાહમાં આપણે ખેંચાઈ જઈએ.

બોલે ત્યારે એક વાતમાંથી અનેક વાતોમાં સરી પડે પણ મૂળ વાતનો દોર પાછો, ચૂક્યા વિના, પકડી લે. વિહારશોખીન, ઉભરાતું મન પણ પેલી ચોકસાઈ ખરી ને! ભૃગુરાયની વાતો ભાતીગળ પણ ખરી. જેવા શ્રોતા એવી વાતો કરવાની અદ્ભુત આવડત. મારાં પત્નીને લઈને એક વખત એમની પાસે ગયેલો, થોડી દહેશત સાથે, ત્યારે એમણે પૂછપરછ માંડી. પિયર ક્યાંનું? મૂળ વતન કયું? કોટડા, તો કયું કોટડા? કોટડાના દરબારની વાતો જાણો છો? ભૃગુરાયે આજુબાજુનું સઘળું જગત ધ્યાનથી ઝીલ્યું છે એમ બેશક લાગે. પત્રમાં રાજકોટની બાળપણની સ્મૃતિઓ વાગોળે, એનાં ઝાડપાનને પણ યાદ કરે અને મુંબઈની લોકલ ટ્રેનમાં મુસાફરી કરતાં ત્યાં સાંભળવામાં આવતી ગુજરાતની બોલીઓનું સર્વેક્ષણ મનોમન ચલાવે.

પાંચેક વરસના ભૃગુરાયના પાંત્રીસેક પત્રો તરફ નજર નાખું છું ત્યારે દેખાય છે કે એક પણ પત્રને નકામો ગણી શકાય તેમ નથી. નાના પોસ્ટકાર્ડમાં પણ કોઈક માહિતી, કોઈક મુદ્દો, કોઈક અગત્યની પૂછપરછ, કોઈક નોંધપાત્ર નિરીક્ષણ, ટીકાટિપ્પણ હોય જ. સામે પાંચ પાનાના નિબંધ જેવો પત્ર પણ હોય. ભૃગુરાયના અધિકારક્ષેત્રમાં એમને ઉશ્કેરે એવું કંઈક કરો તો સિલસિલાબંધ આધારપૂર્વકનો એક લેખ જ તમને લખી મોકલે.

હા, ભૃગુરાયનું સર્વ કંઈ અત્યંત આધારભૂત. એટલે જ એ સમીક્ષા કરે ત્યારે જવાબ આપવો, બચાવ કરવો અત્યંત મુશ્કેલ પડે. 'ક્લાન્ત કવિ'ના સંપાદનની એમની સમીક્ષા આનો એક ઉત્તમ નમૂનો છે. પણ ભૃગુરાયનો દોષ તમે પકડો તો એ કાન પકડે ખરા. એ વાત મચડી ગોળગોળ બચાવ ન કરે.

જે પોતાની જાતના જ કડક પરીક્ષક હતા તે બીજાના તો હોય જ ને! પાછા ભારે સ્પષ્ટવક્તા. કોઈની શેહશરમ નહીં. કહેવું તે અસરકારક રીતે કહેવું એવી પણ રીત. એટલે કોઈ વાર એમના અભિપ્રાયો વાગે પણ ખરા. પણ એમાં કશો દ્વેષ, ડંખ ન હોય. જેમની ટીકા કરી હોય એમનું સારું પાસું જોઈ શકે અને માર્મિક રીતે બતાવી શકે. એમનું કામ પણ પ્રેમથી કરી આપે.

ભૃગુરાય એક વિરલ વ્યક્તિત્વ અને એક વિરલ પ્રતિભા હતા. એમની પ્રતિભાને વધારે સારી રીતે ઓળખી શકીશું જ્યારે એમનાં લખાણો ગ્રંથસ્થ થશે, એમની અનેક નોંધો બહાર આવશે, અને એનુ યોગ્ય મૂલ્યાંકન થશે. વ્યક્તિ તો ગઈ, હવે આપણે એની કૃતિને પામવાની રાહ જોવાની રહી.

૧૭ જુલાઈ, ૧૯૮૦

●

## રમેશ પારેખ

### ભાષાની ધા

(ઉર્ફે શબ્દોના કિસ્મતની કહાની)

મારા ભેગા શબ્દોને મેં કર્યું મેશનું ટીલું રે
છતાં ય એ નજરાઈ ગયા કે એવું સૂકું લીલું રે

દાદા ઉમાશંકર દોડો, હણહણતાં જળ લાવો રે
શબ્દોનાં ફાટેલાં સૂકાં સૂકાં મ્હોં ભિંજાવો રે

કહો, નિરંજનકાકા, આ તે કપટ થયા છે કેવાં રે
તરફડતા શબ્દોને વળતા અરથોના પરસેવા રે

રઘુવીર, તમ જેવા મૂછડ ભાઈ થતાં આ થાતું રે
શબ્દો સાથે છનકછિનાળાં કરે સકળ ભાયાતું રે

સુરેશ નામે જોષી, જુઓ જોષ કુંડલી દોરી રે
શા માટે આ શબ્દોમાંથી વાસ આવતી ખોરી રે

કરો વૈદ્યશ્રી ઉર્ફે લાભશંકર ઠાકર ચિકિત્સા રે
શબ્દોને શા વ્યાધિ છે કે થાતા ચપટાલિસ્સા રે

મણિ´ .લ પ્રિયકાંત રાવજી જગદીશે જે માંજ્યા રે
છતાં ..બ્દના કાળાંભઠ્ઠ પોલાણ હજી ના ભાંજ્યાં રે

રસ્તો ક્યાં હે મનહર, ચીનુ, સરૂપ, કિસન સોસા રે
શબ્દો મારા ટ્રાફિકમાં અટવાઈ ગયેલા ડોસા–રે

રમેશ જેવો રાબડબૂસો કરતો કૈં કૈં ખેલો રે
અને/એટલે/અથવા મારો પાલવ થાતો મેલો રે

નયન,નિરંકુશ, પ્રફુલ્લ, પન્ના, વિપિન,શેખડીવાળા રે
શબ્દોના અંધારગર્ભમાં કરશો ને અજવાળાં રે?

●

## આલા ખાચર

### બાપુ અને કૂતરું

બાપુ કહે : બ્હારવટે ચડું હું
તો ભલભલાને વસમો પડું હું
કે સોથ વાળું સહુ ગામનો હું
ડંકો વગાડી દઉં નામનો હું

બેઠેલ જે બાપુ નજીક સાવ
એ કૂતરાએ સરજ્યો બનાવ
બાપુ કરે આંખ જરાક ચૂંચી :
'લે, કૂતરાએ કરી ટાંગ ઊંચી....
ત્યાં ગોદડાં બાપુ સહિત ભીનાં
બાપુ ધખ્યા : 'ઊતર, ગોલકીના...'

લોહી બન્યાં મારકણાં સટાક
બાપુ કૂધા પાડી કરાળ હાક
હલ્લો કર્યો ને નળિયું ઉપાડ્યું
ધા એક ઝીંકી કૂતરું ભગાડ્યું

●

નોંધ :

આલા ખાચરના નામને કોઈ જીવંત કે સદ્ગત વ્યકિતના નામ સાથે કોઈ સંબંધ કે નિસ્બત નથી. કંઈ મળતાપણું હોય તો તે માત્ર અકસ્માત છે. આલા ખાચર અનાથ બાળક છે કવિતાના અનાથાશ્રમમાં ઊછરી રહ્યુ છે. એટલે મીઠી નજર રાખજો.

રમેશ પારેખ

# ખુલ્લાં બારણાં

**–ચિનુ મોદી**

પર્દો ખૂલે છે ત્યારે આછું આછું 'હેપી બર્થડે ટુ યુ'નું માત્ર સંગીત વાગ્યા કરતું હોય છે. પ્રકાશ આખા રંગમંચ પર પથરાવાને બદલે એક ફોટોફ્રેમ પર કેન્દ્રિત થાય છે. ત્યાં મેઘલનો એઝ યુઝવલ ફોટામાં દેખાતું હોય છે એવા સ્મિત સાથેનો ચહેરો છે. પહેલા એકદમ ફ્રીજ છે—પણ, ક્ષણાર્ધ પછી એ એક–બે વાર આંખો પટપટાવે છે અને બોલે છે :

**મેઘલ :** આ એમ્બિસિયસ એપાર્ટમેન્ટમાં ત્રીજા માળે આવેલો એપાર્ટમેન્ટ નંબર બાવીસનો ડ્રોઈંગરૂમ છે. હું આ એપાર્ટમેન્ટમાં રહું છું. મારું નામ મેઘલ છે—મેઘલ બોઝ, ના, હું બંગાળી નથી. હું સુભાષચંદ્ર બોઝની આઝાદ ફોજમાં હતો અને બધા મને બોઝવાળા કહેતા. એમાંથી 'વાળા' લટકણિયું ચાલ્યું ગયું અને મારી અટક બોઝ થઈ ગઈ.

આજે અમે પાર્ટી ગોઠવી છે—પાર્ટી ગોઠવવા અમારે કોઈપણ બહાનું ચાલતું હોય છે—અમારો ટોમી—અલબત્ત, આલશેસિયન ડોગ, માંદો પડેલો, એ સાજો થયો ત્યારે પણ મારાં મિસિસે પાર્ટી ગોઠવેલી. પણ, આજ તો ખરેખર એ રીતે જોઈએ તો બહુ મોટો ઓકેઝન છે—શોભાની—આઈ મીન—મારાં મિસિસની બર્થ ડેઈટ છે. એટલે, જરા ભવ્ય પાર્ટી છે—

સોરી, હું બોર યુ. બટ કમ એલોન્ગ એન્ડ જોઈન ઇન ધીસ પાર્ટી—નો, નો, અગેઈન સોરી. આજની પાર્ટી શોભાના માનમાં છે. એ ઇચ્છે એટલા જ જણ એના જન્મ દિવસની પાર્ટીમાં આવવા જોઈએ—એટલે—પણ, હવે આ લાંબો સમય પાર્ટી નહિ ચાલે—જો કે કાંઈ કહેવાય નહીં. હા, આ પાર્ટીમાં સૌથી વધુ સ્માર્ટ લાગે એ શોભા છે, હાં. જો કે એ એક જ સ્ત્રી આ પાર્ટીમાં છે એટલે શોભાને ઓળખવામાં આઈ ડોન્ટ થીંક, તમને તકલીફ પડે—પાર્ટીમાં જોઈન ન થાવ, પણ જુઓ તો ખરા—

(મેઘલ ચૂપ થઈ જાય છે. ફરી પાછો ફોટામાં હોય એવો હસતો ચહેરો કરી સ્થગિત થાય છે. થોડીવારમાં સ્ટેજના બીજા ભાગમાં પ્રકાશ થાય છે :)

**૧ :** આઇસક્રીમ ફક્કડ છે—ક્યાંથી લાવ્યા ?

**શોભા :** (હસીને) ગૃહઉદ્યોગ.

**૧ :** એટલે ?

**શોભા :** ઘરે બનાવ્યો છે. સંચો ચલાવી ચલાવીને મારા હાથમાં ફોલ્લા પડી ગયા.

**૧ :** રિયલી ? ફેન્ટેસ્ટિક—

**શોભા :** શું આ ફોલ્લા—

(બેય જણ હસે છે. અંધકાર. બીજા ખૂણામાં પ્રકાશ.)

**૨ :** આદાબ અર્ઝ હૈ, શોભાદેવી. સાલગિરહ મુબારક.

**શોભા :** આપ બહોત દેર સે તશરીફ લે આયે, વારિસસા'બ—

**૨ :** મુઆફ કરના દેરી હો ગઈ—

શોભા : ચલો દેર, આયે, દુરસ્ત આયે...આપ તશરીફ લે આયે ઈતના હી કાફી હૈ—
ર : ક્યા બાત કરતી હો શોભાદેવી ! આપ બુલાયે ઔર હમ ના આયે ? હમ તો આપ કે પાંવ કી ધુરૈલ હૈ...
શોભા : આઈસક્રીમ લિજિયે—
ર : બુઢા આદમી હૂં—આઈસક્રીમ ખાઉંગા તો કુલ્ફી હો જાઉંગા... મૈં ચલું ?
શોભા : અભી આયે, અભી બૈઠે, અભી દામન પસારા હય
તુમ્હારી જાઉં જાઉં ને હમારા...
ર : આપકા નહીં શોભાદેવી, હમારા દમ નિકાલા હૈ—
ખુદાહાફીઝ—
શોભા : થેંક યુ એન્ડ ગુડનાઈટ—
ર : ગુડનાઈટ—
(અંધકાર. પહેલા ખૂણા પર ફરી પ્રકાશ)
૩ : મિસિસ બોઝ, આટલી સરસ બર્થ ડે પાર્ટી તમે દર વરસે આપતાં રહો એ માટે પણ હું જીવું ત્યાં સુધી તો તમારે જીવવું જ પડશે—પ્રોમીસ ?
શોભા : પ્રોમીસ...ગુડનાઈટ—
(બેઉ હસે છે. અંધકાર. ક્રમશઃ ગુડનાઈટ, આવજો ના અવાજો લુપ્ત થાય છે સ્ટેજ પર પૂરો પ્રકાશ પથરાય છે. શોભા ફોટા પાસે જઈને)
શોભા : ડાર્લિંગ, બહાર આવ ને—
મેઘલ : બધા ગયા ?
શોભા : હં—
મેઘલ : હવે કોઈ જ નથી ?
શોભા : હું છું—
મેઘલ : એનો વાંધો નથી.
(ફ્રેમ પાછળથી બહાર આવે છે.)
શોભા : આજે મારી બર્થ ડે છે, ડાર્લિંગ. તેં મને 'વિશ' પણ નથી કરી—જા, હું તારી સાથે—
(મોં ફેરવી લે છે)
મેઘલ : અરે મારાં શોભારાણી, આજે રિસાવ એ તો કેમ ચાલે ? (કોટના ગજવામાંથી એક નાનું અમથું બોક્ષ કાઢતાં) આ જો તો ખરી હું તારા માટે શું ગિફ્ટ લાવ્યો છું—(બોક્ષમાંથી વીંટી બહાર કાઢે છે.)
શોભા : ના, મારે નથી જોવી—
મેઘલ : (શોભાની આંખો સામે આવે એ રીતે વીંટી ધરતાં) સારું. લઈશ નહીં. જો તો ખરી. પ્લેટિનમની છે—
શોભા : હેં ? (એકદમ વીંટી લઈને) અરે, હા, આ તો બહુ કોસ્ટલી લાગે છે—
મેઘલ : નહીં—મારાં શોભારાણીથી વધુ કોસ્ટલી આ જગત પર—
શોભા : એક ઉંમરે આવું તારા મોંમાં શોભતું હતું—આજે—
મેઘલ : હું શોભાનો પતિ છું, સમજી ? મને કશું જ અશોભતું હોઈ શકે નહીં—
શોભા : (પોતાની આંગળીઓ પર પહેરવા પ્રયત્ન કરે છે.) આ અંગૂઠે પણ આવતી નથી—
મેઘલ : હું ખાસ કાળજી રાખીને જ મોટા માપની લાવ્યો છું, ડાર્લિંગ—
શોભા : (એકદમ વળગી પડતાં) હાઉ સ્વીટ યુ આર—
મેઘલ : માય હની...
(થોડો વખત અંધકાર. ડોરબેલ રણકે છે. એક ખૂણામાં પ્રકાશ થાય છે, જ્યાં દરવાજો છે. નાની વયનો નિલય બારણું ઉઘાડી આવે છે)
નિલય : આઈ એમ સોરી, શોભા—

**શોભા :** તું ફરી મોડો પડ્યો, નિલય.

**નિલય :** હું બધે જ મોડો પડું એવું કાવતરું કરવામાં આવેલું છે—વરસોથી.

**શોભા :** આ તારી થિસિસ પર તને કોઈ પીએચ. ડી. નથી આપવાનું—

**નિલય :** બોઝ યુનિવર્સિટી પણ નહીં ?

**શોભા :** હું તારા માટે શોભા છું, નિલય—

**નિલય :** મને ક્યાં જાણ નથી ? પણ, આ વીંટી —આ વીંટી અંકલે ભેટ આપી— ?

**શોભા :** ઓફ કોર્સ, તારા બોઝ અંકલે ભેટ આપી.

(શોભા અને નિલયના ખૂણા પર ફરી લાઈટ થાય છે.)

**નિલય :** જોઉં ? આ તો બહુ કોસ્ટલી લાગે છે.

**શોભા :** નેચરલી. માય હસબંડ ઇઝ ડ્રોઇંગ હેન્ડસમ સેલરી—

(મેધલ પર લાઈટ. એ આંખો પટપટાવે છે. લાઇટ ઑફ. શોભા નિલય પર લાઈટ)

**નિલય :** (આંગળીએ પહેરી જોવાનો પ્રયત્ન કરતાં) પણ, આ તો મને પણ મોટી પડે એમ છે— ગયા વરસની વીંટી મને બરાબર આવી રહી હતી—અને આ—(એકદમ ઉશ્કેરાટમાં) આજે કોણ કોણ આવ્યું હતું પાર્ટીમાં ?

**શોભા :** એ જ બધા– એ જ– એના એ જ–

**નિલય :** કોઈ નવી એન્ટ્રી નહોતી ?

**શોભા :** ના. પણ, તું શું લઈશ ?

**નિલય :** કોઈ નવી એન્ટ્રી નહોતી ?

**શોભા :** ના.

**નિલય :** ચોક્કસ ?

**શોભા :** સમોસા ખાઈશ ?

**નિલય :** નહીં—

**શોભા :** ગળું ખરાબ છે ?

**નિલય :** હા, અને મારે કોઈ સિરપ નથી જોઈતું–

**શોભા :** તો, કોઈ સોફ્ટ ડ્રિંક્સ લાવી આપું—

(જવા માંડે છે)

**નિલય :** ના, પહેલાં અહીં આવ.

**શોભા :** નિલય, હું તારાથી ઉંમરમાં મોટી છું. હુકમ કરવાનો અધિકાર મને છે—

**નિલય :** ઉંમરના ભેદને તેં જ ઓગાળ્યો છે— બાકી, હું તો તને શોભા આન્ટી કહેતો હતો—

**શોભા :** સ્ટોપ ઈટ, એટલી મોટી હું લાગું છું ?

**નિલય :** જવા દે— સોફ્ટ ડ્રિંક્સની વ્યવસ્થા કર.

**શોભા :** જવા શું કામ દઉં ? નિલય, તેં જ અને કહ્યું હતું કે એકવીસ વરસની શ્વેતા પણ તને હું કરું છું એટલો એક્સાઈટ કરી શકતી નથી—

**નિલય :** સ્ટોપ ઇટ એન્ડ ગો—

**શોભા :** તું જ કહેતો હતો નિલય, તું જ કહેતો હતો કે શોભા, આ ઉંમરે તારું આટલું બધું આકર્ષણ થાય છે, તું ખરેખર જુવાન હોઈશ ત્યારે તેં—અને મેં તને કહ્યું હતું—

**નિલય :** શું કહ્યું હતું ?

**શોભા :** કે તારી એન્ટ્રી ઘણી મોડી થઈ છે મારા જગતમાં—

**નિલય :** ના, આજે મને એમ લાગે છે કે તારા જગતમાં મારી એન્ટ્રી લેઈટ નહોતી, બોઝ અંકલની જેમ જ હું પણ વહેલો જ તારી લાઈફમાં એન્ટર થયો છું.

**શોભા :** એટલે ?

**નિલય :** એટલે કાંઈ નહીં. સોફ્ટ ડ્રિંક—

શોભા : તું મારી વરસગાંઠના દિવસ આમ વર્તે છે નિલય? શું હું એક વર્ષમાં ઘરડી થઈ ગઈ?

નિલય : ના, હું બોઝ અંકલની જેમ ઘરડો થઈ ગયો છું. નાઉ ગો એન્ડ હેવ સોફ્ટ ડ્રિંક ફોર મી—

(શોભા જાય છે એટલે પૂરો પ્રકાશ થાય છે. નિલય મેઘલ તરફ ફર્યા વગર)

નિલય : કેમ છો, અંકલ?

મેઘલ : મઝામાં– શું કરે છે તારા પપ્પા? પેઢી પર આવે છે કે?

નિલય : ભાગ્યે જ. હવે ધંધામાં એમનું મન નથી રહેતુ. હવે એ—

મેઘલ : ભગવાનના લફરામાં ફસાયા નથી ને?

નિલય : પાસટાઈમ કરવા બ્રીજ રમે છે—

મેઘલ : એ...મ. તો તો આઈ ક્યૂ વધશે...

(બન્ને હસે છે)

મેઘલ : કેમ પાર્ટીમાં મોડો પડયો?

નિલય : હું કારણો ગણાવવા બેસીશ તો તમે બોર થશો.

મેઘલ : ગયા વરસે શોભાની બર્થ ડે પાર્ટીમાં તું મોડો પડયો ત્યારે શોભાએ બધાને ઉપર તળે કરી મૂકેલા...

નિલય : અને આ વખતે?

મેઘલ : (જવાબ આપવાનું ટાળીને) લે, તારા આન્ટી આવ્યા—

(મેઘલ ફ્રીજ થઈ જાય છે. શોભા કોઈ પણ સોફ્ટ ડ્રિંકનો પ્યાલો ટ્રેમાં લઈને આવે છે.)

નિલય : હું તને એમ પૂછું છું કે શોભા—

......: આજ શું છે? ... નક્કી કરીને આવ્યો છે?

નિલય : શોભા, આજે તે ઈનવાઈટ કરેલા બધા જ આવ્યા કે કોઈ—

શોભા : તું જ્યૂસ પી—(પ્યાલો આપે છે.)

નિલય : (તરત એક ઘૂંટ ભરી) પીધો હવે જવાબ આપ.

શોભા : આજે મારી વર્ષગાંઠ છે, નિલય મારી વર્ષગાંઠ છે. હું ૪૪ વર્ષની થઈ હું હવે ઝડપથી જીવી લેવા માગું છું—ખૂબ જ ઝડપથી જેટલું જોવાય, જેટલું લેવાય, જેટલું જીતાય એ જોઈ લેવા, જીતી લેવા માગું છું.

નિલય . (એક ઘૂંટડે ગ્લાસ ખાલી કરીને) હું તને પૂછું છું એનો જવાબ આપ. આજની પાર્ટીમાં તેં ઈન્વાઈટ કરેલા બધા જ શખ્સ આવ્યા હતા કે—

શોભા : તને ખબર છે, નિલય, પાણી જવાનો સમય થાય ત્યારે નળમાંથી એક પ્રકારનો ટિપિકલ અવાજ આવે છે— એવો અવાજ મારા કાનના પર્દાને ચીરી નાંખે છે—

નિલય : (ગ્લાસ બાજુ પર મૂકી, શોભાને બેય ખભેથી પકડી એને હચમચાવી નાંખતાં) શોભા, આજે તે ઇન્વાઈટ કરેલા બધા જ જણ આવ્યા હતા કે કોઈ હજી આવવાનું બાકી છે?

શોભા : બાકી છે—

નિલય : એ કોણ છે?

શોભા : (બેદરકારીથી) છે એક શખ્સ—

નિલય : આ વીંટી એની આંગળીએ આવી રહે એમ છે?

શોભા : (ઉશ્કેરાઈને) હા, હા, આવાં રહું એમ છે. પણ, એથી તારે શું છે? તું આ બધું પૂછનાર મને કોણ છે? કોણ છે તું? મેઘલ પણ મને નથી પૂછતો—

નિલય : એટલે? એટલે મારે નહીં પૂછવાનું?

શોભા : મારી ઝડપી જીવી જવાની દોડમાં એક વરસમાં તું પણ હાંફી ગયો છે.

નિલય : એટલે?

શોભા : (ખૂબ ઠંડી ક્રુરતાથી) હવે મારે મન તું અને મેઘલ સરખા છો. એક જ સરખા— હાંફતા ટટ્ટુઓ—

નિલય : (બૂમ પાડતો) શો...ભા...

શોભા : ઘાંટાઘાંટ ના કર. તારે માટે હવે બે રસ્તા છે—

નિલય : કયા?

શોભા : એક કે તું જા—

નિલય : અને બીજો?

શોભા : વેઈટ એ મિનિટ—

(શોભા અંદર જાય છે એટલે નિલય સ્હેજ બેબાકળો થઈ એની પાછળ જવા પ્રયત્ન કરે છે એટલે શોભા એની પાસે આવી, એને મૂળ સ્થાને ચૂપચાપ ઊભો કરી, પાછી અંદર જાય છે. થોડીવાર બાદ.)

નિલય : અંકલ—

મેઘલ : બોલ.

નિલય : આ બધું તમે જુઓ છો? આ બધું તમે સાંભળો છો?

મેઘલ : ઓફ કોર્સ.

નિલય : અને તમે આ બધું સાંખી લો છો?

મેઘલ : શું?

નિલય : શોભાનું—આઈ મીન શોભા આન્ટીનું—

મેઘલ : નાઉ કમ ઓન, નિલય તું શોભાને શોભા જ કહે. મને બધી જ ખબર છે.

નિલય : અને છતાં—આ સ્ત્રી સાથે તમે રહી કેમ શકો છો?

મેઘલ : પેલી ખુરશીને તું કેમ પૂછતો નથી કે એ કેમ કરીને આવી સ્ત્રીના ઘરમાં રહે છે—

નિલય : એટલે?

મેઘલ : હું જાણી જોઈને અહીં એક ફરનિચરમાં ફેરવાઈ ગયો છું—

નિલય : પણ શું કામ?

મેઘલ : એ ખબર નથી.

નિલય : ટેવને કારણે?

મેઘલ : એમ પણ હોય—

નિલય : પણ આ બધું—

મેઘલ : તારી ઈમ્મેચ્યોરિટીને કારણે તું રિએક્ટ થાય છે—આઈ એમ કવાએટ એ ગ્રોન અપ મેન—આઈ કાંટ એફોર્ડ ઈમ્મેચ્યોરિટી.

નિલય : એટલે કે તમે જ શોભાને આવી દુઃખદ સ્થિતિમાં મૂકવા માટે જવાબદાર છો. એ બિચ્ચારી...

મેઘલ : સાંભળ, નિલય. ન એ બિચ્ચારી છે, ન હું બિચ્ચારો છું. બે ઓપોઝિટ સેક્સનાં શરીર લાંબો સમય સુધી એક મેક માટે ઉશ્કેરાટ અનુભવી શકતાં નથી.

નિલય : તમારી થિસિસ ભયાનક છે. તો તો—

મેઘલ : દોડી ન શકો તો દોડના પ્રેક્ષક થાવ—

નિલય : આ એક પ્રકારની એડજેસ્ટમેન્ટ છે—તમે કાયર છો—

મેઘલ : અથવા મેચ્યોર છું—

નિલય : ના, તમે કાયર છો, અંકલ.

મેઘલ : ઑલ રાઇટ. ઑલ રાઇટ. હું કાયર છું— દરેક પુરુષની જેમ હું પણ

નિલય : પુરુષ હોય એ કાયર ન હોય.

મેઘલ : હિયર હિયર.

નિલય : તમે મજાકમાં ન ઉડાવો, અંકલ.

મેઘલ : હું નાનો હતો ને નિલય, ત્યારે અમારે એક કવિતા ગોખવી પડતી ખરતાં પાંદડાંને જોઈને હસતી કૂંપળને, પડતું પાંદડું કહે છે: મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં.

નિયલ : ના, હું તમારી જેમ કાયર નથી—

(શોભા હાથમાં ફોટોફ્રેમ સાથે આવે છે એટલે મેઘલ ફરી ફ્રીજ થઈ જાય છે.)

શોભા : આ સરસ મઝાની ફ્રેમ છે, નહીં નિલય?

નિલય : આ ખાલી ફ્રેમ માટે મારો ફોટો આપું - કે અંકલની જેમ હું પણ—

શોભા : (ફ્રેમ બાજુ પર મૂકી) નિલય, તું નિર્દય છે. મને કેમ સમજતો નથી?

નિલય : તું આધી ખસ—મારાથી—(હડસેલે છે. શોભા દૂર ગઈ.)

શોભા : તને પહેલવારકો જોયો ને નિલય, ત્યારે તું ખૂબ જ નાનો હતો—અત્યારે છે એના કરતાં પણ વધારે જાડો—તારાં મમ્મીએ મને કહ્યું: આ અમારો નિલય. મેં કહ્યું: કેટલો સ્વીટ છે (પાછી ફરીને નિલય તરફ પગલું ભરતાં) અને એ સાથે જ છે ને નિલય (પાસે આવી જઈને) મેં તારા રાતા રાતા નાના નાના ભરેલા ભરેલા ગાલ પર (ગાલ પર ચૂંબન કરવા શોભા જાય છે એટલે)

નિલય : હટ્ સાલ્લી રંડી. મને એમ કે તું ચાહે છે, હૃદયના ભાવથી...પણ, તું તો

શોભા : (ખડખડાટ હસતાં) વાહ, મને તારા જેવા જ ભડ પુરુષની જરૂર હતી. મેઘલે એકવાર એક જ વાર મને તારી જેમ ગાળ દીધી હોત, મારા પતન પછી તારી જેમ જ રોષે ભરાઈ ધુત્કારી હોત, મારા પર ફિટકાર વરસાવ્યો હોત (રડવાનું શરૂ કરતાં) તો...તો... એક વાર, એક જ વાર...

નિલય : તું રડ નહીં, શોભા આઈ એમ સૉ...

શોભા : (એનું મોંઢું દાબીને શબ્દ અટકાવ્યા બાદ) તું મને આટલું બધું ચાહે છે, નિલય! હેં મારા નિલય? ખરેખર? તને સહેજ શંકા જાય કે હું કોઈ બીજાની થઈશ તો આટલો બધો ઉશ્કેરાય? હેં?

નિલય : તો નહીં? તું મારી છે—માત્ર મારી— બીજા કોઈની નહીં—

શોભા : મારા બાળારાજા, મારી ઉંમર જો, તારી ઉંમર જો—એક બે વરસમાં તો હું ઘરડી...

નિલય : (શોભાનું મોંઢું દાબતાં) તું ઘરડી ન થઈ શકે—સ્ત્રી ઘરડી થાય, એમાં પુરુષનો જ વાંક હોય છે.

શોભા : (દાબેલા હાથને ચુંબનોથી ભીંજવી દેતાં) ઓહ, નિલય, નિલય, તું આટલો બધો મને પ્રેમ કરતો હોઈશ એની મને ખબર જ નહીં —રિયલી, આઈ એમ પ્રાઉડ ઑફ યુ—આઈ લવ યુ—નિલય—આઈ—.

નિલય : લાઈટ તો ઑફ કર, શોભા...

શોભા : ના, ભલે જુએ આ વીજળી ગોળો,

ભલે જુએ મેઘલનો ડોળો,

ભલે જુએ સૂરજનો ગોળો.
- હું તારી સાથે ખુલ્લેઆમ સંબંધ રાખવા તૈયાર નહીં, આતુર છું (વાળમાં હાથ ફેરવતાં) તું—

**નિલય** : હું (અચાનક લાઈટ ઑફ કરી) હું તારો છું, શોભા—તારામાં ખોવાઈ જવા માંગું છું—શોભા, તારામાં જ—હું તને

(અંધકારમાં શોભાનો ખડખડાટ હસવાનો અવાજ આવે છે—આ દરમ્યાન મેઘલ પર લાઈટ પડે છે. એ આછું હસે છે—આંખ પટપટાવીને અને પછી : )

**મેઘલ** : આ એમ્બિસિયસ એપાર્ટમેન્ટના ત્રીજા મજલે આવેલા, બાવીસ નંબરના એપાર્ટમેન્ટમાં શોભાને એકાંતમાં મળનાર કોઈ પુરુષ, પુરુષ રહેતો નથી. આ બેર ફેક્ટ છે—પણ, એથી રખે તમે શોભાને માટે આમતેમ વિચારતા. બહુ જવલ્લે જ મોટી ઉંમર સુધી પુરુષને આકર્ષવાની શક્તિ ધરાવતી તમને સ્ત્રી મળે. અને આવી જવલ્લે જડતી સ્ત્રીમાં શોભા એક છે—કદાચ હું ખોટો પણ હોઉં—એમ પણ હોય કે કોઈપણ સ્ત્રીમાં, એની સાથે સંબંધિત પુરુષને આકર્ષવાનુ બળ હોય છે. કેટલીક સ્ત્રીઓ જ આ બળનો ઉપયોગ કરતી હોય છે અને ત્યારે... (એકદમ એ બોલતો ચૂપ થાય છે. પ્રકાશ આખા ઓરડામાં થાય છે ત્યારે બીજી ફોટાફ્રેમમાં મેઘલની બાજુમાં નિલય છે. શોભા નથી. ડોરબેલ વાગે છે )

**નિલય** : અંકલ—

**મેઘલ** : શું છે, નિલય ?

**નિલય** : કોણ આવ્યું હશે આટલી મોડી રાતે ?

**મેઘલ** : પુરુષ—

**નિલય** : એ તો મને પણ ખબર છે—પણ, કયો પુરુષ ?

**મેઘલ** : સ્ત્રીને મન પુરુષનાં નામ નથી હોતાં, નિલય—

**નિલય** : એટલે ?

**મેઘલ** : આજે કયો વાર છે? રવિવાર છે ?

**નિલય** : ના.

**મેઘલ** : અને આજ શનિવાર પણ નથી. પછી તું શું કામ—

**નિલય** : એટલે ?

**મેઘલ** : આજે શોભાના બેડનો અધિકાર ન મને છે, ન તને— પછી શું છે ?

**નિલય** : નવું નવું છે ને—

**મેઘલ** : એ તો રફતે રફતે બધું જ કોઠે પડી જશે—

(ડોરબેલ ફરી વાગે છે.)

**નિલય** : પણ શોભા બારણું કેમ ઉઘાડતી નથી ?

**મેઘલ** : બારણુ બંધ જ નથી, નિલય—

(શોભાનો અંદરથી અવાજ આવે છે)

પ્લીઝ કમ ઈન.

થોડીવારે બારણું ઊઘડે છે. સ્ટેજ પર અંધકાર ફેલાય છે.)

**મેઘલ** : (ખૂબ નાની વયનો) હલ્લો મિસ શોભા—

**શોભા** : આઈ એમ સોરી, મેં તમને ઓળખ્યા નહીં—

**મેઘલ** : નહીં ? ગોવાનો બીચ, બિયરના દોર પર દોર—

બીચ પરની એક હટમાં મોડી રાત—

**શોભા** : ઓહ, યુ સન ઑફ બીચ—માય મેઘલ

**મેઘલ** : મેઘલ બોઝ—

**શોભા** : આ સરનામું કેમ કરીને મેળવ્યું ?

મેઘલ : આવડા ખાબોચિયા જેવડા આ શહેરની શોભા ઢાંકી ઢંકાય ખરી ? પણ, આપણે આમ ઊભા ઊભા જ વાત કરશું કે—

શોભા : કમ ઈન, કમ ઈન. મેઘલ, યુ નો હાઉ એક્સાઈટિંગ ઈઝ યોર સરપ્રાઈઝ વિઝિટ—

મેઘલ : નાઉ કમ ઓન બેબી—

(બેઉ જણના હસવાનો અવાજ—લાઈટ ઑફ-ફરી લાઇટ થાય એ પહેલાં ડોરબેલ રણકે છે.)

શોભા : કોણ ? બારણાં ખુલ્લા જ છે—(બારણું ખૂલવાનો અવાજ) અરે કોણ નિલય ? આટલી મોડી રાતે ?

નિલય : આન્ટી, મને ઊંઘ આવતી નહોતી. તમારે ત્યા લાઈટસ જોઈ એટલે થયું કે તમે જાગો છો તો—

શોભા : બેસ, બેસ, (નિલય બેસે છે) ત્યાં નહી, અહીં બેસ, મોડી રાતના મોટેથી વાત કરી લોકોને આપણે ડિસ્ટર્બ કરીએ—ખરું ને ?

નિલય : (પાસે બેસતાં) હાસ્તો. એ તો હું ભૂલી જ ગયો હતો—

શોભા : શું ભૂલી ગયો હતો ? કે આ રાત છે—

નિલય : ના, ના આ મોટેથી-(શોભા હસે છે એટલે) તમે હજી સુધી ઊંઘ્યાં નથી—

શોભા : તારા અંકલ પથારીમાં પડે એટલે પાણીમાં ભારે પથ્થર પડયો એમ જ સમજ ને—આમે ગોળમટોળ તો છે જ—પડે એવા ઘરડ ઘરડ અને મારે...

નિલય : પાસાં ઘસવા પડે, કેમ !

શોભા : હાસ્તો, શું થાય !

નિલય : આજ તો અંકલ ક્યાંક બહારગામ ગયા છે, નહીં ?

શોભા : ઓ હો, તને તો બધી ખબર છે ને—

નિલય : ના, ના, એવું નહીં—આ તો એમ જ

શોભા : બોલ, શું લઈશ—ચા—કૉફી

નિલય : (ઊભો થવા જતાં) કાંઈ નહીં—પછી મને ઊંઘ નહીં આવે.

શોભા : (માદક રીતે હસીને એનો હાથ ઝાલીને) એટલે તારો ઊંઘવાનો પણ પ્લાન છે ? ક્યાં અહીં ?

નિલય : (એકદમ શરમાઈ જઈ હાથ છોડાવી દેતા) તમેય શું, આન્ટી—

શોભા : (ઊભી થઈ એને ગાલે ચીમટો ભરતા) ઓહો મારા લાજુ લાડી, તમે તો સાવ છોકરી નીકળ્યા—

નિલય : કોણ હું ? જાવ, જાવ, હવે—

શોભા : આ હમણાં શરમાયો નહીં ?

નિલય : તે હું કંઈ છોકરી નથી, હો—

શોભા . ઓહો, તુ તો મોટો ભાયડો હોય એમ વાત કરે છે—

નિલય : મને આ ઓગષ્ટમાં પૂરાં વીસ વરસ થયા.

શોભા : તને ? (હસતાં હસતાં) આ ઓગષ્ટમાં ? (વધુ હસીને) વીસ વરસ ? હજી તો દૂધિયા દાંત છે—

નિલય : જાવ, જાવ, હવે—

શોભા : ચાલ, મરદ હોય તો આવ પંજા લડાવીએ

નિલય : ઓહ સ્યોર—

(બેઉ જણ પંજા લડાવવા હાથ સામસામા ધરે છે)

શોભા : એઈ નિલય, તારો હાથ આટલો ધ્રુજે છે કેમ ?

નિલય : ક્યાં ધ્રુજે છે વળી ?

શોભા : તો આ શું થાય છે ? ચાલ, બરાબર પકડ

મારો હાથ–આંગળામાં બરોબર આંગળા પરોવ.

(નિલય એ પ્રમાણે કરે છે એટલે)

**શોભા** : (હાથ છોડાવીને) વોય મા—

**નિલય** : શું થયું ?

**શોભા** : તારો હાથ તો ગરમ ગરમ છે તને—

**નિલય** : (જરા ખુમારીથી) પુરુષનો હાથ ગરમ જ હોય છે, શોભાદેવી

**શોભા** : કે તને તાવ આવ્યો છે, હેં ? હું તને પિલ્સ આપું (જવા માંડે છે એટલે)

**નિલય** : હવે તમને ખાતરી થઈ ગઈ છે કે તમે હારી જશો એટલે બહાનાં કાઢો છો—પણ, આજ હું તમને હરાવ્યા વગર છોડવાનો નથી. લાવો, લાવો, તમારો હાથ—

**શોભા** : (દૂર જતાં) જવા દે તને તાવ છે—

**નિલય** : મને તાવ નથી (પાસે જાય છે)

**શોભા** : (વધુ દૂર જતાં) તું માંદો છે.

**નિલય** : (પાસે જતાં) હવે બહાનાં બતાવ્યા વગર પંજો મેળવો ને—

**શોભા** : ના, હોં—તું તાવવાળા માંદલા શરીર સાથે હારી જાય તો મને ના ગમે—

**નિલય** : જુઓ ખોટાં બહાનાં નહીં કાઢવાનાં હોં—લાવો ને—

**શોભા** : ના, હોં.

**નિલય** : શોભાદેવી, આ ન ચાલે—

(શોભા પોતાના બેય હાથ વક્ષઃસ્થળ પર મૂકી દે છે અને ઊંધી ફરી જાય છે)

**શોભા** : તું સાજો થઈને આવજે—આમેય તું બાળક છે—

**નિલય** : કોણ હું ? જોવું છે ?

(શોભા ઉપર ધસી જાય છે—'એ ઈ નિલય, શું કરે છે' એવા શોભાના હાસ્ય સાથેના ઉદ્‌ગાર સાથે અંધકાર—અંધકારમાં થોડુંક હાંફવાનો, હસવાનો માદક અવાજ—શાંતિ—થોડીવારે ડોરબેલ રણકે છે. પ્રકાશ નિલય–મેઘલ પર છે)

**નિલય** : (ફોટોફ્રેમમાંથી) પણ, શોભા બારણું કેમ ખોલતી નથી ?

**મેઘલ** : બારણું ખુલ્લું જ છે, નિલય.

**નિલય** : તો કોઈ કેમ આવતું નથી ?

**મેઘલ** : અરે, આ આટઆટલા બધા આવેજાય છે ને—તને કોઈ દેખાતું નથી ?

**નિલય** : ના.

(શાંતિ. થોડીવાર બાદ)

**મેઘલ** : કડક તંબાકુની સુવાસ આવે છે—?

**નિલય** : (સૂંઘીને) હા, આવે છે ને—

**મેઘલ** : મને આ સુવાસ ખૂબ ગમે છે—

**નિલય** : હં—

**મેઘલ** : એ મિસ્ટર મજમુદારની પાઈપમાં ભરાતી કડક તંબાકુ છે—

**નિલય** : ઓહ—

(શાંતિ. થોડીવાર બાદ)

**નિલય** : ડ્રોઇંગરૂમમાં આ ચિત્ર નવું જોયું ?

**મેઘલ** : મિસ્ટર મહેતાને ચિત્રનો અપાર રસ. એમની પાસે કલેકશન પણ મોટું છે—

**નિલય** : આ ચિત્ર મહેતાએ ભેટ આપ્યું છે ?

**મેઘલ** : બહુ દિલાવર માણસ છે—નહીં નહીં તોય આ ચિત્ર—

**નિલય** : (ઉશ્કેરાઈને) અં...ક...લ.

મેઘલ : શું છે, નિલય ? મિસ્ટર મહેતાને કારણે શોભાની આર્ટમાં રુચિ ઘણી વધી છે—

નિલય : (નિશ્વાસ નાંખીને) હં—

(આખા રૂમમાં થોડીવારે પ્રકાશ થાય છે. શોભા ખૂબ થાકેલી અંદરથી બહાર આવે છે)

શોભા : આજે કયો વાર થયો, મેઘલ ?

મેઘલ : આજે શનિવાર છે.

શોભા ; હું ખૂબ થાકી ગઈ છું, મેઘલ.

મેઘલ : ભલે, તું એકલી સૂઈ જા.

શોભા : સોરી ડિયર, અઠવાડિયામાં એકવાર તો આપણે મળતાં હોઈએ છીએ, પણ આજે...

મેઘલ : શોભા, જા અને આરામ કર.

શોભા : થેંક યુ, મેઘલ—થેંક યુ વેરી મચ.

( શોભા જવા માંડે છે એટલે )

નિલય : સ્લિપિંગ પિલ્સ લાવી આપું બજારમાંથી ?

શોભા : ના, નિલય, ના, આઈ થેંક યુ.. હું ખૂબ થાકી ગઈ છું.

મેઘલ ; ના, તું હારી ગઈ છું, શોભા.

શોભા : શરૂઆતમાં હું જ જીતું છું, પણ મારી જીતથી હું જ થોડીવારમાં ઓચાઈ જાઉં છું. અને જાણી કરીને હારી જાઉં છું.

મેઘલ : તારી ઉંમર થઈ, શોભા

શોભા : (મેઘલના ફોટા પાસે ઢગલો થઈ પડે છે અને )

હે, નાથ—

( અને પર્દો પડે છે )

## વિક્રાન્ત શાહ

# Quadruped

પીક-અપ અવર્સ. લોકો દોડે છે, ટોળાં દોડે છે. શ્વાસભેર, રઘવાટથી ટોળાં દોડે છે. પગપાળા, BEST ની બસમાં હેન્ગર પર લટકાવી, ટેક્સીમાં, ટ્રેનના ફુટબોર્ડ પર ઝૂલતાં ટોળાં દોડે છે.

ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, નૈઋર્ત્ય, વાયવ્ય, અગ્નિ, બધી દિશાઓ દોડે છે. સડક દોડે છે. ઊંચાં ઊંચાં તોતીંગ મકાનો દોડે છે. ગોરા, કાળા, પીળા, તામ્રવર્ણા, ચહેરા દોડે છે. હુલ્લડ થયું હોય તેમ; દુશ્મન વિમાને બોમ્બાર્ડિંગ કર્યું હોય તેમ લોકો દોડે છે. ટોળાં દોડે છે. ચ પણ દોડે છે. ક ખ ગ બધા જ સ્વર અને વ્યંજન દોડે છે. હાશહૂશ ખાઈ, પત્ની અને બાળકને ટાટા કર્યું ન કર્યું ને લોકો દોડે છે.

આ અવાજોની નગરી છે. ટેક્સીઓના મ્યુઝિકલ હોર્નના, ટ્રેનના, એનાઉન્સર્સના અવાજોથી આકાશ ભરાઈ જાય છે. એ અવાજોમાં દિશાઓ ઓગળે છે. તોતીંગ મકાનો ઓગળે છે. ચારે તરફ નદીનાં પૂર ઊમટે છે. ટોળાં દોડે છે.

'ચ'ને એક ઓફિસ છે. અહીં બધાને એક ઓફિસ છે. બધા ઓફિસ તરફ દોડે છે. દરેક ઓફિસમાં એક ઘડિયાળ છે. ઘડિયાળના ડાયલ પર બેઠેલું લક્કડખોદ સતત સમયને કાતરી રહ્યું છે. લક્કડખોદ બધાની બોચી પર એના પંજા ફેલાવી બેઠું છે. એના પંજાના લાંબા લાંબા અણીદાર સોયાની આર બધાની પીઠ પર ઘેંચાય છે. એના ડરથી લોકો દોડે છે. ઘેટાં, ગાય, બળદ દૂમ દબાવી ભાગી રહ્યાં છે ઓફિસ નામના વાડા તરફ, પોતાની જાતને એ વાડામાં પૂરી દેવા, ખુરશી નામના ખીલે બંધાઈ જવા લોકો દોડી રહ્યા છે.

ચ પણ દોડી રહ્યો છે. ચએ વહેલી સવારે ઝટપટ શેવ કરી હશે! તે ઝટપટ નાહ્યો હશે! તેણે હાશહૂશ ખાધું હશે! અને....તેણે ટીનાના માથા પર હાથ મૂક્યો હશે! ટીનાના શરીર પર સહરાનાં રણ ધીખતાં હશે. ટીનીને સ્વપ્નો આવતાં હશે! રાજકુમારનાં; રાક્ષસનાં, પરીઓનાં. ટીની કહેતી હશે; 'પપ્પા, મને પાંખાળો ઘોડો લાવી આપો ને! મારે

આકાશગંગાની પેલે પાર મારા રાજકુમારને મળવા જવું છે.' અને ચએ ટીનીને માટે જે તે કદીયે લાવી શકવાનો નથી તે પાંખાળો ઘોડો લાવી આપવાનું આશ્વાસન આપ્યું હશે ! ચની પત્નીએ ચને આજે વહેલા આવવા કહ્યું હશે ! ચએ હંમેશની જેમ તેને વહેલા આવવાની ધરપત આપી હશે ! ચની પત્નીએ તેને શહેરમાંથી લાવવાની ચીજવસ્તુઓની યાદી આપી હશે ! ચને એ યાદી બારોટના વહીવંચાની જેમ ભારેખમ લાગી હશે ! મથુરાના પંડાના ચોપડાની જેમ વજનદાર લાગી હશે ! ચએ એ યાદીને ખિસ્સામાં મૂકી હશે ! ચએ ટીનાના માથા પર હાથ મૂક્યો હશે ! તેને હસાવવા પ્રયત્ન કર્યો હશે ! ટા . ટા કર્યું હશે ! અને ચ દોડ્યો હશે !

ચને ૧૦-૩૫ની લોકલ પકડવાની છે. ચ દોડે છે. ભાગે છે. દીવાલો, તોતીંગ મકાનો, અંત વગરના રેલવેના પાટાઓને ઓળંગતો ચ દોડે છે. ગાડી આવે છે. ટોળા દોડે છે. ઘોઘાટના પૂલ પરથી ટોળાં દોડે છે. ગાડીની બૅરેકસમાં ટોળાં ઠલવાય છે. ગાડી દોડે છે. ટોળાં દોડે છે. દિશાઓ દોડે છે. ઇમારતો દોડે છે. આકાશ દોડે છે. આ પીકઅપ અવર્સ છે સમયના રથમાં બેસી લક્કડખોદ ટોળાંને ડચકારે છે ટોળાં દોડે છે ટ્રેન દોડે છે.

ચનો શ્વાસ ભરાઈ જાય છે. ચ એક હાથે સળિયો પકડી છાતીને મસળે છે. પછી તે ગીર્દી નામના દરમાં ઘૂસે છે. ઘોંઘાટમાં તરતો આગળ વધે છે. ચને થાય છે, એક મહાકાય પ્રાણીની પીઠ પર ગણ્યા ન ગણાય એટલા દાગીના ખડકી દીધા છે. રોબોટને ખડકી દીધાં છે. ચ પણ રોબોટ છે. મહાકાય પ્રાણી દોડી રહ્યું છે. લાલ દદડાવતું સિસકારા મારતું. કોઈ કેટલાય કાળ સુધી તે આમ દોડતું રહેશે. ચ, ચનાં છોકરાં, એનાં છોકરાં, છોકરાંનાં છોકરાં બધાં જ આમ આ મહાકાય પ્રાણીની પીઠ પર બેસી દોડતા રહેશે ! અનંત કાળ સુધી દોડતાં રહેશે !

ચ કવિ નથી. કવિતા કરતો નથી. પણ તેને વિચારો આવે છે. રોબોટના, લક્કડખોદના, તીણા નહોરના, ઑફિસના, વાડાના, તિલસ્મી દુનિયાના, ખુરશીના, ખીલાનો, ઘરના, પત્નીના, તાવમાં તરફડતી ટીનાના, પેસેન્જરના, સામે બેઠેલા રૂપાળા યુગલના. સામે બેઠેલા રૂપાળા યુગલને જોઈ તેને શાંતિ થાય છે. તેનો શ્વાસ હેઠો બેસે છે, પતિ-પત્ની હસી હસી વાતો કરે છે. પુરુષ પત્નીની પીઠ પર હાથ મૂકી ઝૂકી કાંઈક કહે છે. બન્ને ફિકર વગરનું હસે છે ચને સારું લાગે છે. ચ આમ જ આ તિલસ્મી નગરીના આકર્ષણથી ખેંચાઈ અહીં આવ્યો હતો. તેની આંખોમાં સ્વપ્નાં હતા. સ્વપ્નાં, રંગબેરંગી અને સમૃદ્ધ સ્વપ્નાં. તે આ નગરીમાં ફિકર વગરનું ભટક્યો હતો. ફિકર વગરનું હસ્યો હતો. ફિકર વગરનો પ્રેમ કર્યો હતો. ચ એની પત્ની પર ફિકર વગરનું ઝૂક્યો હતો પત્નીના ગરમ ગરમ શ્વાસ, ચના ગરમ ગરમ શ્વાસ, બધું એકબીજામાં સેળભેળ થઈ ઓગળી રહ્યું હતું. અને એમાંથી એક ઘનાકાર માંસલ, કોમલ હાડકાવાળું, પોચું પોચું, હાથપગ હલાવતું, રડતું... ચને ટીની યાદ આવે છે. ચએ Happy Homeની કલ્પના કરી હતી. ટીની સહરાના રણમાં ભૂલી પડી હતી. એ તાવમાં તરફડી રહી હતી. ચ સેન્ટિમેન્ટલ થઈ જાય છે. તેને ઘર તરફ દોડી જવાની ઇચ્છા થઈ આવે છે. ત્યાં એને કાંઈક સ્પર્શે છે. લક્કડખોદ તેની પીઠ પર એના પંજાના તીણા સોયા ભોંકી રહ્યું છે. ચથી એક ચીખ પડાઈ જાય છે. અને... ચ દોડે છે. દોડે છે. દોડતો જ રહે છે.

ઑફિસના ઘડિયાળમાં લક્કડખોદ ૧૧-૦૦ના ડંકા વગાડે છે. ચને હાશ થાય છે. ક ખ ઘ આવે

છે. તેમની આંખોમાં સમયસર પહોંચ્યાનું સુખ છે. ચ કખઘ બધા જ મ્યુઝિકલ ચેરની રમતની જેમ ખુરશી પર ગોઠવાય છે.

ચ ખિસ્સામાંથી રૂમાલ કાઢે છે. ચશ્મા લૂછે છે. પરસેવો લૂછે છે. પછી એ જ રૂમાલથી ટેબલ સાફ કરે છે. ફાઈલ્સ અને લેજર્સને વ્યવસ્થિત ગોઠવે છે. અને સુથાર રંધો ફેરવ્યા પછી વસ્તુની સપાટી પર હાથ ફેરવે તેમ તે લેજર્સની થપ્પી પર ઊભો હાથ ફેરવે છે. ચ મીસ સુજાતા સામે જુએ છે. તેને સારું લાગે છે. મિસ સુજાતા ટાઈપરાઈટરની ચાવીઓ પર પિયાનાની જેમ આંગળીઓ ફેરવે છે. ટાઈપ-રાઈટર એના અક્ષરોના દાંત કટકટાવી રહ્યું છે. એના અવાજ, મરામતના અભાવે ઘર્રર્ ખટ્ ઘર્રર્ ખટ્ ટેબલ પરના કાચમાં ફરતા પંખાનો અવાજ, ચપ-રાશીની ચહલપહલનો અવાજ, ચપરાશીથી ટેબલ પર પછડાતા લેજર્સના અવાજ, ચીપીચીપીને વાતો કરતી મીસ સુજાતાના અવાજ, ફાઈલ્સ અને કાગ-ળના ફરફરતા અવાજ, બહારથી ગળાઈ ગળાઈને આવતા ટેક્ષીઓના હોર્નના અવાજ, BESTની ખખડધજ બસમાંના બોખા દાંતે હસતા ભૂતના અવાજ. આગંતૂકો સાથે લમણાઝીક કરતા કલીગ્સના અવાજ, વારંવાર ઝઘડતા મિશ્રા અને પાઠકના અવાજ, ઘડિયાળના ડાયલમાં બેસી સતત સમયને કાતરી રહેલા લક્કડખોદના અવાજ. અવાજની તેને આદત છે. તેને મિયાભાઈની વાત યાદ આવે છે. બોજસે ઠીક ચલા જાતા હૈ. તેને અવાજના બોજથી ઠીક લાગે છે. પંદર પંદર વર્ષથી એને આ અવાજ સાથે સંબંધ છે. અવાજ સાથેનાં એનાં પોતાનાં સંસ્મરણો છે. કદાચ તે આ અવાજો વગર જીવી શકશે? ખુરશીના ખીલા સાથે વળગેલી તેની જિજિવિષા વગર... અને તે એકાએક હસી પડે છે. ખડખડાટ હસી પડે છે. સામેવાળો મિશ્રા આશ્ચર્યથી જોઈ રહે છે. મિસ સુજાતા–શબ્દોને ચીપીચીપીને બોલતી મિ' સુજાતા પૂછે છે : 'What's happened Mr Bhatt Bhatt!'

મિસ સુજાતા આર્ટસની પોસ્ટ ગ્રેજ્યુએટ છે તે સજેશન્સ ભણી છે. ગાઈડ્સ ગોખી છે. એમાં છપાતા શાહ શાહ મહેતા મહેતા ભટ્ટભટ્ટના શબ્દે એને લિરિકલ લાગે છે. એટલે તે ચને ભટ્ટ ભટ્ટ કહે છે. ચ કહે, મિસ સુજાતા, મિશ્રા, તમે કદાચ એને ન ઓળખો. એને પાઠક ઓળખે. અમારા કલાસમાં એ ભણતો. જાડેજા નામ. જીભેથી સહેજ તોતડાતો. એક વખત કલાસમાં અમે એક One Word શીખ્યા Quadruped. અને જાડેજા એની તોત-ડાતી જબાનમાં કહે : કોડ્રુપેદ એટલે ચાર પગ વાળું ગધેડું. ત્યારથી અમે એને કોડ્રુપેડ કહેતા. આજે એ સારી સારી કંપનીઓનો ડિરેક્ટર છે અને આપણે સૌ Quadruped.'

ચને થાય છે, એના શરીરે વાળ ઊગ્યા છે. મિશ્રા, પાઠક બધાના શરીરે વાળ ઊગ્યા છે. મિસ સુજાતાના શરીર પર વાળ ઊગ્યા છે. અને મિસ સુજાતા સરકસમાં ખુરશી પર બેઠેલા રીંછની જેમ ઊભડક બેસી ટાઈપ કરી રહી છે. આમ રોજ રોબોટની જેમ અગિયારથી છ તે કામ કરશે, ક્યારેક તે ડાયલમાં બેઠેલ લક્કડખોદને તીરછી આંખે જોઈ લેશે. અને લક્કડખોદ, ડાયલમાં બેઠેલ લક્કડ-ખોદ છના ટકોરા વગાડશે. ચકખઘ બધા જ મુક્તિનો આનંદ માનતા ગાડરની જેમ ઘર તરફ દોડશે.

ઘર. ચનું ઘર. આઠ બાય બારની ઓરડી. ચની પત્ની રાતના ઉજાગરાને લઈ ઝોકાતાં ટીનાના માથા પર કોલન વોટરનાં પોતાં મૂકતી હશે! ટીની સહરાના રણમાં ભૂલી પડી છે. સહરાના રણે ટીનીની

ખાને ચૂસી લીધી છે. ચની પત્ની ટીનીને સમજાવતી હશે! પટાવતી હશે! મોસંબીનો રસ, ગ્લુકોઝ કે વા પીવડાવતી હશે! સાત પાંખાળા રાક્ષસની કે રમેઈડની વાતો કહેતી હશે! ચની પત્ની ટીનીને કંઈ હસવા જેવી વાત કહેતી હશે! ટીની ફિક્કુ હસી હશે! અને ચની પત્નીએ પણ મોનાલિસા જેવું હસી લીધું હશે! ચને ઘર યાદ આવે છે, પત્ની યાદ આવે છે. સહરાના રણમાં શેકાતી રીબાતી ટીની યાદ આવે છે. અને તે આજે વહેલા ઘેર જવાનો નિશ્ચય કરે છે.

મિસ સુજાતા ટાઈપ કરેલા કાગળ લઈ આવે છે. ટેબલના ગ્લાસ પર પેનથી ટીક ટીક કરે છે. અને કહે છે, 'સ્વપ્નાં જુઓ છો મિ. ભટ્ટ ભટ્ટ! મનેય સ્વપ્નાં આવે છે. કુંવારાં સ્વપ્નાં.'

સ્વપ્ન તો મનેય આવે છે. અને તે હસે છે મિસ સુજાતા પણ કારણ વગરનું હસે છે. ચને સારું લાગે છે. ચપરાસી બે એક લેજર્સ ટેબલ પર મૂકી જાય છે. ચને વિચાર આવે છે લેજર્સના, ફાઈલ્સના. ધીમે ધીમે ટેબલ પરના આ લેજર્સ, ફાઈલ્સ વધતાં જશે! ઓફિસની છત સુધી વધતાં જશે! અને ચ એની દીવાલોના કિલ્લામાં પુરાઈ જશે. તેણે લડત આપવાની છે. યુદ્ધ જીતવાનું છે. અને તે ટીપુ સુલતાનની જેમ પેનવાળો હાથ ખભાની પાછળ લઈ જઈ રાજ્યપાટમાં ખુરશી પર અઢેલીને બેસે છે. તેના Egoને સારુ લાગે છે. તેણે પેલા કિલ્લાઓને સર કરવાના છે. કાયમ અધૂરાં લેજર્સ આપી ચને હેરાન કરતા પારેક અને મિશ્રા સાથે લડવાનું છે. પગારવધારા માટે, મોંઘવારીભથ્થા માટે, ઓવર-ટાઇમ માટે, સવલતો માટે, હક્કો માટે તેણે લડત આપવાની છે. ચને પ્રમોશન માટે લડવાનું છે. તેણે કેશિયર, હેડ કેશિયર, આસિસ્ટન્ટના કિલ્લા પર વિજય-ધ્વજ રોપવાનો છે. અને...તેણે મેનેજરના એર-કન્ડિશન્ડ કિલ્લાને સર કરી વિશ્વવિજેતા બનવાનું છે. એના Egoને સારું લાગે છે: તે દેડકાની જેમ છાતીને ફુલાવે છે.

ચપરાસી સાહેબનો કૉલ લાવે છે, ચને એ ઠીક નથી લાગતું. તોયે તે સાહેબને મળવા જાય છે. ચને આજે વહેલા ઘેર જવાનું યાદ આવે છે. ચ સાહેબની કેબીનમાં ઘૂસી જાય છે. ચ બહાર આવે છે ત્યારે પરાજિત યોદ્ધા જેવો લાગે છે. તેના હાથમાં કાગળ છે. કદાચ એ કાગળ ચને તૈયાર કરવાનો હશે! પછી મીસ સુજાતાને ટાઈપ માટે આપવાનો હશે! પછી તેને ચેક કરી ડીસ્પેચમાં મોકલવાનો હશે! અને પછી તેનું વહેલા ઘેર જવાનું કદાચ ભૂલાઈ જશે! ચને ગુસ્સો આવે છે. ટીની એના પાંખાળા ઘોડા પર આકાશગંગાની પેલે પાર આવેલ—રાજકુમારને મળવા જઈ રહી છે. ચને શ્રમ થાય છે, ચને આશંકા થાય છે. ચની આંખો ભીની થાય છે. તેની છાતીમાં મુંગળાપણું થાય છે. ચને ગુસ્સો આવે છે— ઓફિસ પર, બોસ પર, દાંત કટકટાવતા ટાઈપરાઈટર પર ખુરશીના ખીલા પર, ડોળા કાઢતા લક્કડખોદ પર. ચને લક્કડખોદની ડોક મરડી નાખવાની ઇચ્છા થઈ આવે છે. ચ કાચનું પેપર-વેઈટ લઈ લક્કડખોદ તરફ ધસે છે. પણ, ચનો હાથ પાછો પડે છે તે ખુરશી પર ધબ્બ કરતો પછડાય છે. પેપરવેઈટ એના હાથમાંથી સરી ટેબલના કાચ પર પછડાય છે. અને એ કાચની તિરાડમાંથી એક બોદો અવાજ ઓફિસની દીવાલોમાં પડઘાય છે. ઘડિયાળમાંના ડાયલમાંનું લક્કડખોદ એના બિભત્સ દાંત કટકટાવતુ હસી રહ્યુ છે ચના પગ ખુરશીના ખીલે બંધાયેલા છે.



# ભોળાભાઈ પટેલ

## ચિલિકા

'કવિતામહીં પ્રત્યક્ષ પ્રીછ્યા' પછી અને 'કલ્પનામાં હૂબહૂ દીઠા' પછી જ્યારે કોઈ કવિપ્રવાસી તાજમહાલને ખરેખર સાક્ષાત્ કરે ત્યારે સહજ ઉદ્‌ગાર નીકળી જાય છે.

—'મેં તાજ જોયો !' જે કોઈ કવિતાનો કે અન્ય કલાનો વિષય બન્યું હોય અને તેથી આપણી કલ્પનાનો વિષય બને છે, તે જ્યારે ચાક્ષુષ વિષય બને છે ત્યારે પ્રથમની સૌંદર્યાનુભૂતિથી કંઈક જુદા પ્રકારની સૌંદર્યાનુભૂતિ થાય છે, પ્રથમમાં કદાચ કલાગત આસ્વાદ છે. એ કલાગત આસ્વાદની પૃષ્ઠભૂમિ સાથે પ્રત્યક્ષદર્શનથી પમાતો આહ્‌લાદ પ્રથમ દર્શનના વિશુદ્ધ આનંદથી સમન્વિત ભલે ન હોય, પણ ભાવના-સમન્વિત હોવાથી અનેરો બની રહે છે.

ઓડિશાના અતિ મનોહર સુષમામંડિત સરોવર ચિલિકાનાં પ્રથમ દર્શન તો થયાં હતાં ઓડિયા કવિ રાધાનાથ રાયની 'ચિલિકા' કવિતાની પંક્તિઓમાંથી પસાર થતાં ત્યારે બાણના 'નિબિડ તરુખંડની મધ્યમાં ત્રૈલોક્યલક્ષ્મીના મણિ-દર્પણ સમા, પંચેન્દ્રિયોનું આહ્‌લાદન કરવામાં સમર્થ'—એવા અચ્છોદ સરોવરની યાદ આવી ગઈ હતી. કવિતાનો પહેલો શ્લોક હજીય યાદ છે :

> ઉત્કળ–કમળા–વિળાસ દીર્ઘિકા
> મરાળ-માળિની નીળાંબુ ચિલિકા
> ઉત્કર તુઁહિ ચારુ અળંકાર
> ઉત્કળભુવને શોભાર ભંડાર.

—હે મરાલમાલિની નીલજલા ચિલિકા, તું ઉત્કલ-લક્ષ્મીની વિલાસદીર્ઘિકા છે. ઉત્કલનું તું રમણીય આભૂષણ છે અને ઉત્કલ સમગ્રમાં શોભાનો ભંડાર છે.

સતત સાહચર્યથી આ ચિલિકા જાણે કવિ સખી છે. તેની સાથેના સંભાષણના માધ્ય કવિતા રચાતી ગઈ છે. એક ગાઢ રાગાનુભૂતિ સંસ્પર્શ સમગ્ર કવિતામાંથી અનુભવાય છે. ભાર વર્ષનાં અન્ય ભવ્ય સ્મરણીય સ્થળો કવિએ જોયાં પણ ચિલિકા તે ચિલિકા. જેમ જેમ કાવ્ય વાંચ જઈએ છીએ તેમ સૌંદર્યનું એક શતદલ જા ખૂલતું–ખીલતું જાય છે.

આ હતું ચિલિકાનું પ્રથમ દર્શન. ઊંચાનીચ પહાડો, વચ્ચે સરોવર, સરોવરમાં દ્વીપ, સૈકતપુલિ તાલનારિકેલનાં ઊંચાં વૃક્ષ, હંસવિહંગોથી સેવ્યમાં પ્રભાતે અને સંધ્યાએ ખીલી ઊઠતા રંગવૈભવ દર્શનીય.

૦ ૦ ૦

પછી એક દિવસ બુદ્ધદેવ બસુનું કાવ્ય નજ પડ્યું—'ચિલ્કાય સકાલ' (ચિલિકા પર પ્રભાત તેની પહેલી પંક્તિ એક અપૂર્વ આશ્ચર્યાનુભૂતિ સહજ ઉદ્‌ગાર છે :

> કી ભાલો આમાર લાગલો આજ એઈ સકાલ બેલ
> કેમન ક'રે બલિ.

—આજે આ સવાર વેળાએ કેવું તો સારું લાગ્ કેવી રીતે કહું ? પછી એ આનંદ–ઉદ્‌ગાર લં છે–કેવું નિર્મળ નીલ, અસહ્ય સુંદર આ આક છે, જાણે કે દિગન્તથી દિગન્ત સુધી વ્યાપ્ત ઉસ્તાદની અબાધ ઉન્મુક્ત તાન. ઉપર વિસ્તી નીલ આકાશ છે, ચારે બાજુએ વાંકાચૂંકા વિસ્તર ધુમ્મસમાં ડૂબેલા હરિયાળા પહાડ છે અને વ ચિલિકા ઝગમગી રહ્યું છે !

અને આ ક્ષણે કવિનો અનુભવ નિર્ભેળ પ્રાકૃતિક સુષમાનો નથી, કવિ પોતાની સખીને કહે છે :

તું પાસે આવી, જરાક બેઠી,
ત્યાર પછી ગઈ તે બાજુ
સ્ટેશને ગાડી આવીને ઊભી છે,
તે જોવા
ગાડી ઊપડી ગઈ—
તને કેટલી બધી તો ચાહું છું
કેવી રીતે કહું ?

—કેવી સહસ્થિતિ–સૌન્દર્યલોકની અને વાસ્તવની—ચિલિકાની અને રેલગાડીની. પણ આ ક્ષણે બધું જ રમણીયતાથી રસાઈ ગયું છે. કશીક અનિર્વચનીયતા ગદ્યોપમ વચનો માટે વિવશ કરે છે કવિ કહી ઊઠે છે સાદી ભાષામાં જ – તને કેટલી બધી ચાહું છું - કેવી રીતે કહું ?

એ જ સખી, આજે આ સૌન્દર્યલોકના સાન્નિધ્યમાં કેવો ઉમળકો જન્માવે છે ! 'તને કેટલી બધી ચાહું છું'—કોઈ પણ પ્રણયીની કેટલામીય વારની આ ચાટૂક્તિ હોઈ શકે, પણ અહીં ? ના, અહીં ચિલિકાના આ મનોહર સાન્નિધ્યમાં કશુંય આડંબરી ન ટકી શકે. ભાષા પણ નહિ. પ્રભાતે ચિલિકાને તટે પ્રાકૃતિક સુષમાથી અભિભૂત કવિ પ્રેમની ઉપલબ્ધિની નવી ક્ષણો પામે છે—(કે પછી મારા મિત્ર શ્રી દિગીશ મહેતા કહે છે તેમ તેથી ઊલટું, એટલે કે પ્રેમની ઉપલબ્ધિ પછી આ પ્રાકૃતિક સુષમા આજે અપૂર્વ મનોહર બની આવી છે. અનુરાગના ભાવમાં કવિ સૌન્દર્યની ઉપલબ્ધિની ક્ષણો પામે છે.)

કવિ કહે છે—આકાશમાં સૂર્યનું પૂર આવ્યું, આંખ માંડી શકાતી નથી. એક ચિત્તે ગાય ચરે ...રૂપેરી જળ સૂતાં સૂતાં સ્વપ્ન જુએ છે, સમસ્ત આકાશ નીલ સ્રોતે ઝરી પડે છે તેની છાતી પર સૂર્યના ચુંબનથી. કાવ્ય યુગપત્ સૌન્દર્યાનુભૂતિનું અને પ્રણયાભૂતિનું બની રહે છે.

ચિલિકાના આ બન્ને અનુભવો–દર્શનો કાવ્યાનુભવો છે. આ કાવ્યાનુભૂતિએ ચિલિકાનાં દર્શનની ઉત્કટતા પણ જગાવી હતી. કવિતા વિશ્વને વધારે સુંદર બનાવે છે, વધારે ચાહવાયોગ્ય બનાવે છે, કવિતાની કવિતા તરીકેની અનુભૂતિ ઉપરાંત. કવિ રાધાનાથની આંગળી પકડીને તો ચિલિકાને કાંઠે કાંઠે, ચિલિકાના અતીતમાં પણ પરિભ્રમણ કર્યું હતું. તેમાં જન્મભૂમિના અનુરાગનો ગાઢ રંગ ભળેલો હતો. બુદ્ધદેવે ચિલિકાની જે એક મોહક ઝલક આપી, તેમાં કદાચ પ્રેમનો જ ગાઢ રંગ ભળેલો છે. એકમાં *સતત સાન્નિધ્યથી જન્મેલો ભક્તિભાવ છે, બીજામાં* અ–પૂર્વ દર્શનથી જન્મેલો વિસ્મયનો ભાવ છે.

ચિલિકાને આમ કવિતાના અને પછી મનોમન કલ્પનાના રંગે રંગીને જોયા કર્યું હતું—અને ચિલિકાની એક માનસછવિ અંકાઈ હતી, કદાચ એક નહિ બે.

આ બે ચિલિકા પર એક નવો પુટ ચઢ્યો – **ત્રીજા ચિલિકાનો** – ચિલિકાના સાક્ષાત્ દર્શનનો. પણ તે પહેલાં એક મધુર ઘટના બની.

o o o

ભુવનેશ્વરમાં યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશન, સેન્ટ્રલ ઇન્સ્ટિટ્યુટ ઓફ ઇન્ડિયન લેન્ગ્વેજિઝ અને ઉત્કલ યુનિવર્સિટીના સંયુક્ત ઉપક્રમે આયોજિત ભાષા વિજ્ઞાનના સમર ઇન્સ્ટિટ્યુટમાં ભારતની જુદી જુદી યુનિવર્સિટીઓમાંથી ચાલીસ અધ્યાપકો હતા. પશ્ચિમ ભારતમાંથી એક હું હતો. વધારે સંખ્યામાં દક્ષિણ અને પૂર્વ ભારતના હતા. મારા બંને રૂમપાર્ટનર્સ બંગાળીઓ હતા.

રોજ સાંજે અનૌપચારિક મિલનોમાં પોતપોતાના ભાષાસાહિત્યની વાત થાય. કોઈ દિવસ તમિલની, કોઈ દિવસ કન્નડાની, પણ વિશેષે તો ઓડિઆ–બંગાળીની થાય. ત્યાંના મિત્રો વધારે હતા. ક્યારેક ભાષાઓના સામ્યવૈષમ્યની ચર્ચા થાય–તેમાં 'ળ'ની વાત નીકળી. ઓછામાં પૂરું ભાષાવિજ્ઞાનની ઇન્સ્ટિટ્યુટ - એટલે ઉચ્ચારશાસ્ત્રની રીતે વાત નીકળી. એક ઓડિશી મિત્રે કહ્યું, હિંદી ભાષીઓ, બંગાળીઓ અને અસમિયાઓને 'ળ' બોલવો મુશ્કેલ છે – તમે ગુજરાતીઓ 'ળ' ઉચ્ચારી શકો ? મેં તરત જ કવિ રાધાનાથ રાયની મને યાદ પેલી 'ચિલિકા' વિષેની પંક્તિઓ બોલી સંભળાવી—'ળ' પર ભાર મૂકીને :

ઉત્કળ કમળા વિળાસ દીર્ઘિકા
મરાળ માળિની નીળાંબુ ચિળિકા...

બધાંને સાનંદાશ્ચર્ય થયું. પણ 'ળ'ના સ્પષ્ટ ઉચ્ચારને લીધે એટલું નહિ જેટલું ભારતને છેક પશ્ચિમ છેડેથી ગયેલા મારે મોંએ તેમના પ્રિય કવિની પ્રસિદ્ધ કવિતાની ઓડિઆ પંક્તિઓ સાંભળી થયું.

પણ તેથીય વિશેષ આશ્ચર્યનો અનુભવ પાછો તરત જ તેમને થયો 'ચિલિકા'ની વાત નીકળતાં મારા સાથી બંગાળી મિત્રે કહ્યું—'અમારા એક કવિએ પણ "ચિલિકા" વિષે એક સરસ કાવ્ય બંગાળીમાં લખ્યું છે...બુદ્ધદેવ બસુએ – જે હમણાં જ દિવંગત થયા...અને તે પંક્તિઓ યાદ કરવા મથ્યા - અને હું બોલ્યો–તમે આ કવિતાની જ વાત કરો છો ને ?—

કી ભાલો આમાર લાગલો આજ એઈ સકાલ બેલાય
કેમન કરે બલિ.
કી નિર્મલ નીલ એઈ આકાશ, કી અસહ્ય સુંદર,
ચેન ગુણીર કણ્ઠેર અબાધ ઉન્મુક્ત તાન
દિગન્ત થેકે દિગન્તે...

હજુ તો હું કંઈ આગળ પંક્તિઓ બોલું ત્યાં પેલો મિત્ર ઊભો થઈ મને બાઝી જ પડ્યો ! અન્ય ભાષાભાષી મિત્રો પણ પ્રસન્ન પ્રસન્ન. પછી બધાને વિચાર આવ્યો, આપણે ચિલિકા જવું જોઈએ. સામે રવિવાર આવતો જ હતો. મારું મન તો 'ચિલિકા ચિલિકા' ઝંખી રહ્યું હતું. અને જવાની વેળા આવી ત્યારે જનાર એક હું જ હતો...

o o o

ભુવનેશ્વરથી ચિલિકા જતી મારી બસ કલકત્તા-મદ્રાસના ઐતિહાસિક હાઈવે પર દોડે છે. ભુવનેશ્વરનો પાદરમાં જ દેખાય છે એક ગીચ વનરાજીથી છવાયેલી પહાડી. પ્રસિદ્ધ ઉદયગિરિ-ખંડગિરિ. હજી પહાડી પરથી નજર હટે ન હટે ત્યાં આવે છે એક રસ્તાની ધારે એક ઓડિશી ગામ. વાંસના ઝુરમુટમાં જ વૃક્ષોના ઓછાયામાં નાનાં માટીનાં ઘર. એક ઘર અને એક વૃક્ષ તો એવાં અભિન્ન લાગ્યાં કે જાણે વૃક્ષની સાથે જ ઘર ઊગી આવ્યું છે. ગામની બહાર આંબાવાડિયું, દેવદેવીનાં થાનક, તળાવ અને તળાવને કિનારે વડ.

ઓડિશામાં વડનું સામ્રાજ્ય લાગે. હવે આપણી બાજુ નવા વડ બહુ ઊગતા જોવા મળતા નથી, એટલે જ્યારે બાલવડ જોઈએ ત્યારે હાથીના મદનિયાને જોયાનો આનંદ થાય. વડનાં લીલાં પાંદડાં વચ્ચે લાલ ટેટાનો વિરોધલય આંખમાં વસી જાય, અને સૌથી વિશેષ તો સ્પર્શી જાય એની પથરાયેલી છાયા. માર્ગ કિનારાની હરિયાળી આંખને ઠારે, પૂર્વઘાટની શિખરાવલિ નજરમાં ચઢે-ઊતરે.

બાલુગાં આવતાં પહેલાં એક વાર ચિલિકાનાં વારિ ઝબકી ગયાં, પણ પછી અદૃશ્ય. બાલુગાં ઊતરી

અને આ ક્ષણે કવિનો અનુભવ નિર્ભેળ પ્રાકૃતિક સુષમાનો નથી, કવિ પોતાની સખીને કહે છે :

તું પાસે આવી, જરાક બેઠી,
ત્યાર પછી ગઈ તે બાજુ
સ્ટેશને ગાડી આવીને ઊભી છે,
તે જોવા
ગાડી ઊપડી ગઈ—
તને કેટલી બધી તો ચાહું છું
કેવી રીતે કહું ?

-કેવી સહસ્થિતિ—સૌન્દર્યલોકની અને વાસ્તવની—ચિલિકાની અને રેલગાડીની. પણ આ ક્ષણે બધું જ રમણીયતાથી રસાઈ ગયું છે. કશીક અનિર્વચનીયતા ગદ્યોપમ વચનો માટે વિવશ કરે છે કવિ કહી ઊઠે કે સાદી ભાષામાં જ – તને કેટલી બધી ચાહું છું - કેવી રીતે કહું ?

એ જ સખી, આજે આ સૌન્દર્યલોકના સાન્નિધ્યમાં કેવો ઉમળકો જન્માવે છે ! 'તને કેટલી બધી ચાહુ છું'—કોઈ પણ પ્રણયીની કેટલામીય વારની આ ચાટૂક્તિ હોઈ શકે, પણ અહીં ? ના, અહીં ચિલિકાના આ મનોહર સાન્નિધ્યમા કશુંય પાડંબરી ન ટકી શકે. ભાષા પણ નહિ. પ્રભાતે ચિલિકાને તટે પ્રાકૃતિક સુષમાથી અભિભૂત કવિ પ્રેમની ઉપલબ્ધિની નવી ક્ષણો પામે છે—(કે પછી મારા મિત્ર શ્રી દિગીશ ગહેતા કહે છે તેમ તેથી ઊલટું, એટલે કે પ્રેમની ઉપલબ્ધિ પછી આ પ્રાકૃતિક સુષમા આજે અપૂર્વ મનોહર બની આવી છે. અનુરાગના ભાવમાં કવિ સૌન્દર્યની ઉપલબ્ધિની ક્ષણો પામે છે.)

કવિ કહે છે—આકાશમાં સૂર્યનું પૂર આવ્યું , આંખ માંડી શકાતી નથી એક ચિત્તે ગાય ચરે ...રૂપેરી જળ સૂતાં સૂતા સ્વપ્ન જુએ છે, સમસ્ત આકાશ નીલ સ્રોતે ઝરી પડે છે તેની છાતી પર સૂર્યના ચુંબનથી. કાવ્ય યુગપત્ સૌન્દર્યાનુભૂતિનું અને પ્રણયાભૂતિનું બની રહે છે.

ચિલિકાના આ બન્ને અનુભવો-દર્શનો કાવ્યાનુભવો છે. આ કાવ્યાનુભૂતિએ ચિલિકાનાં દર્શનની ઉત્કટતા પણ જગાવી હતી. કવિતા વિશ્વને વધારે સુંદર બનાવે છે, વધારે ચાહવાયોગ્ય બનાવે છે, કવિતાની કવિતા તરીકેની અનુભૂતિ ઉપરાંત. કવિ રાધાનાથની આંગળી પકડીને તો ચિલિકાને કાંઠે કાંઠે, ચિલિકાના અતીતમાં પણ પરિભ્રમણ કર્યું હતું. તેમાં જન્મભૂમિના અનુરાગનો ગાઢ રંગ ભળેલો હતો. બુદ્ધદેવે ચિલિકાની જે એક મોહક ઝલક આપી, તેમાં કદાચ પ્રેમનો જ ગાઢ રંગ ભળેલો છે. એકમાં *સતત સાન્નિધ્યથી જન્મેલો ભક્તિભાવ છે, બીજામાં* અ-પૂર્વ દર્શનથી જન્મેલો વિસ્મયનો ભાવ છે.

ચિલિકાને આમ કવિતાના અને પછી મનોમન કલ્પનાના રંગે રંગીને જોયા કર્યું હતું—અને ચિલિકાની એક માનસછવિ અંકાઈ હતી, કદાચ એક નહિ બે.

આ બે ચિલિકા પર એક નવો પુટ ચઢ્યો – **ત્રીજા ચિલિકાનો** – ચિલિકાના સાક્ષાત્ દર્શનનો. પણ તે પહેલાં એક મધુર ઘટના બની.

° ° °

ભુવનેશ્વરમાં યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશન, સેન્ટ્રલ ઇન્સ્ટિટ્યુટ ઑફ ઇન્ડિયન લેન્ગ્વેજિઝ અને ઉત્કલ યુનિવર્સિટીના સંયુક્ત ઉપક્રમે આયોજિત ભાષા વિજ્ઞાનના સમર ઇન્સ્ટિટ્યુટમા ભારતની જુદી જુદી *યુનિવર્સિટીઓમાંથી ચાલીસ અધ્યાપકો હતા.* પશ્ચિમ ભારતમાથી એક હું હતો. વધારે સંખ્યામાં દક્ષિણ અને પૂર્વ ભારતના હતા. મારા બંને રૂમપાર્ટનર્સ બંગાળીઓ હતા.

રોજ સાંજે અનૌપચારિક મિલનોમાં પોતપોતાના ભાષાસાહિત્યની વાત થાય. કોઈ દિવસ તમિલની, કોઈ દિવસ કન્નડાની, પણ વિશેષે તો ઓ'ડિઆ-બંગાળીની થાય. ત્યાંના મિત્રો વધારે હતા. ક્યારેક ભાષાઓના સામ્યવૈષમ્યની ચર્ચા થાય-તેમાં 'ળ'ની વાત નીકળી. ઓછામાં પૂરું ભાષાવિજ્ઞાનની ઇન્સ્ટિટ્યુટ-એટલે ઉચ્ચારશાસ્ત્રની રીતે વાત નીકળી. એક ઓડિશી મિત્રે કહ્યું, હિંદી ભાષીઓ, બંગાળીઓ અને અસમિયાઓને 'ળ' બોલવો મુશ્કેલ છે-તમે ગુજરાતીઓ 'ળ' ઉચ્ચારી શકો ? મેં તરત જ કવિ રાધાનાથ રાયની મને યાદ પેલી 'ચિલિકા' વિષેની પંક્તિઓ બોલી સંભળાવી—'ળ' પર ભાર મૂકીને :

ઉત્કળ કમળા વિળાસ દીર્ઘિકા
મરાળ માળિની નીળાંબુ ચિળિકા...

બધાંને સાનંદાશ્ચર્ય થયું. પણ 'ળ'ના સ્પષ્ટ ઉચ્ચારને લીધે એટલું નહિ જેટલું ભારતને છેક પશ્ચિમ છેડેથી ગયેલા મારે મોંએ તેમના પ્રિય કવિની પ્રસિદ્ધ કવિતાની ઓડિઆ પંક્તિઓ સાંભળી થયું.

પણ તેથીય વિશેષ આશ્ચર્યનો અનુભવ પાછો તરત જ તેમને થયો 'ચિલિકા'ની વાત નીકળતાં મારા સાથી બંગાળી મિત્રે કહ્યું—'અમારા એક કવિએ પણ "ચિલિકા" વિષે એક સરસ કાવ્ય બંગાળીમાં લખ્યું છે...બુદ્ધદેવ બસુએ – જે હમણાં જ દિવંગત થયા...અને તે પંક્તિઓ યાદ કરવા મથ્યા - અને હું બોલ્યો-તમે આ કવિતાની જ વાત કરો છો ને ?—

કી ભાલો આમાર લાગલો આજ એઈ સકાલ બેલાય
કેમન કરે બલિ.
કી નિર્મલ નીલ એઈ આકાશ, કી અસહ્ય સુંદર,
યેન ગુણીર કણ્ઠેર અબાધ ઉન્મુક્ત તાન
દિગન્ત થેકે દિગન્તે...

હજુ તો હું કંઈ આગળ પંક્તિઓ બોલું ત્યાં પેલો મિત્ર ઊભો થઈ મને બાઝી જ પડ્યો ! અન્ય ભાષાભાષી મિત્રો પણ પ્રસન્ન પ્રસન્ન. પછી બધાને વિચાર આવ્યો, આપણે ચિલિકા જવું જોઈએ. સામે રવિવાર આવતો જ હતો. મારું મન તો 'ચિલિકા ચિલિકા' ઝંખી રહ્યું હતું. અને જવાની વેળા આવી ત્યારે જનાર એક હું જ હતો...

° ° °

ભુવનેશ્વરથી ચિલિકા જતી મારી બસ કલકત્તા-મદ્રાસના ઐતિહાસિક હાઇવે પર દોડે છે. ભુવનેશ્વરનાં પાદરમાં જ દેખાય છે એક ગીચ વનરાજીથી છવાયેલી પહાડી. પ્રસિદ્ધ ઉદયગિરિ-ખંડગિરિ. હજી પહાડી પરથી નજર હટે ન હટે ત્યાં આવે છે એક રસ્તાની ધારે એક ઓડિશી ગામ. વાંસના ઝુરમુટમાં જ. વૃક્ષોના ઓછાયામાં નાનાં માટીનાં ઘર. એક ઘર અને એક વૃક્ષ તો એવાં અભિન્ન લાગ્યાં કે જાણે વૃક્ષની સાથે જ ઘર ઊગી આવ્યું છે. ગામની બહાર આંબાવાડિયું, દેવદેવીનાં થાનક, તળાવ અને તળાવને કિનારે વડ.

ઓડિશામાં વડનું સામ્રાજ્ય લાગે. હવે આપણી બાજુ નવા વડ બહુ ઊગતા જોવા મળતા નથી, એટલે જ્યારે બાલવડ જોઈએ ત્યારે હાથીના મદનિયાને જોયાનો આનંદ થાય. વડનાં લીલાં પાંદડાં વચ્ચે લાલ ટેટાનો વિરોધલય આંખમાં વસી જાય, અને સૌથી વિશેષ તો સ્પર્શી જાય એની પથરાયેલી છાયા. માર્ગ કિનારાની હરિયાળી આંખને ઠારે, પૂર્વ-ઘાટની શિખરાવલિ નજરમાં ચઢે-ઊતરે.

બાલુગાં આવતાં પહેલાં એક વાર ચિલિકાનાં વારિ ઝમકી ગયાં, પણ પછી અદૃશ્ય. બા[illegible]રી

ગયો. આ બાજુનું જરા મોટું ગામ અહીં સરકારી નૌકાવિહારની વ્યવસ્થા છે. પ્રવાસીઓ અહીં ઊતરે છે. ગામને અડીને જ સરોવર પસાર થાય છે—દૂર-સુદૂર

પણ ચિલિકાનાં રમ્ય દર્શન માટે તો બાકરોલ જવું જોઈએ. પાચ કિલોમીટર દૂર. ચાલી નાખવાનો વિચાર કર્યો અને ખભે થેલો ભરાવી નીકળી પડ્યો. રસ્તાની બન્ને બાજુએ વડરાજી.—અને પંખીઓનો સતત કલરવ, ચાલવામા આનદ આનંદ થાય, ગામ આવ્યું. વૃક્ષોની છાયામા છાપરાવાળી હૉટલ, પણ ડાકબંગલો દૂર છે તે માટે રેલવેની ધારે ધારે ચાલવું પડે છે—હું ગાડી પસાર થતી જોઉં છું, પહાડની પૃષ્ઠભૂમિમાં રેલવે પણ સમગ્ર દૃશ્યને આવરી લેતી ફ્રેમમાં જડાયેલી ક્ષણેક તો લાગી. આ ડાકબંગલાનો માર્ગ ખાસ્સો એક કિલોમીટર. બન્ને બાજુએ સૈકા જૂનાં વૃક્ષોની હારની વચ્ચે નવાં વૃક્ષોના નાના રોપની કૂંપળો તડકામાં ચકચકે. એક પીંપળાનું લાલ લાલ પલ્લવ જોઈને 'આહ' ઉદ્ગાર નીકળી ગયો. તોડી લેવાની ઇચ્છા થઈ, હાથ અડકાડી પાછો લઈ લીધો આ ડાકબંગલો—વસતીથી દૂર બન્ને બાજુના બારણાંની આરપાર ચિલિકાનાં વારિ લહેરાતાં નજરે પડ્યાં—કિ ભાલો લાગલો આમાર! થાક બધો ઊતરી ગયો, પ્રસન્નતા પથરાઈ ગઈ સમગ્ર અસ્તિત્વમાં.

o o o

ચિલિકા સરોવર રમણીય ઉત્કળ ભૂમિમાંય રમણીય. ચારેપાસ સૌન્દર્ય વિખરાયેલું છે એની પશ્ચિમે છે જંગલોથી આચ્છાદિત પૂર્વઘાટની શ્રેણી અને વચ્ચે છે નાનામોટા દ્વીપ. પારીકુડ તેમાં સૌથી મોટો છે ત્યાં રાજવીનો મહેલ પણ છે વચ્ચે એક સફેદ દ્વીપ દેખાય છે—તે છે 'ચઢાઈ હગા.' પંખીઓની નિવાસ-ભૂમિ કોઈએ મને કહ્યુ કે પંખીઓની હગારથી જ સફેદ થઈ ગયો છે! દૂરથી બન્ને દ્વીપ નીલપટ પર ટપકા જેવાં લાગે છે. સરોવર ૪૫ માઈલ જેટલું લાંબું છે અને એની સરેરાશ પહોળાઈ ૧૦ માઈલ છે. બંગાળના અખાતથી એક પાતળો ભૂમિપટ્ટાથી તે અલગ પડી ગયું છે—છીછરું છે. બારકુલમાં અહીં સુંદર ડાકબંગલો છે. બરાબર સરોવરને કિનારે ત્યાં આવી ખભેથી થેલો ઉતારું છું. આ સામે સરોવર ઝલમલે છે. હું એકલો જ હતો તે સારું હતું? કે આ આનંદની વેળાએ કોઈ સાથી સંગી હોય તે સારું? ભલે એકલો હતો, પણ રમ્યાણિ વાક્ય વાળી જ વાત—'આવે હતા તે ઉરમાં રમી રહ્યાં!'

o o o

બપોર એક વાગવા આવ્યો છે. સ્તબ્ધતામાં પંખીઓના અવાજ અથડાય છે. ચિલિકાને કિનારે એક આંબાની છાયા નીચે ચોતરા પર બેઠો છું. લગભગ બે કલાકથી અહીં છું, બસ જોયા જ કરું છું—ઉપર ઘન નીલ આકાશ અને નીચે ચિલિકાનાં વારિ, કયાંક આછા નીલ, કયાક ઘેરાં નીલ. બધે તડકો વેરાયેલો છે. આ બાજુ પહાડ છે, પેલી બાજુ પહાડ છે, પાણી વચ્ચેન પહાડનુ એક ઝૂમખુ છે.

બે હોડીઓ માછલા પકડતી ને દૂર સરકતી જણાય છે. વિશાળ વારિરાશિમા આ બે હોડીઓ નજરનુ એક કેન્દ્ર રચતી હતી, હવે એ કેન્દ્ર ખસતું જાય છે, ઝાખુ થતુ થતું અદૃશ્ય બને છે—હવે જાણે ચિલિકાની એક ખાલી પશ્ચાત્ ભૂ-વાળી પહાડ સીમાંકિત ફ્રેમ...

પણ ના, કયાંક અપટીક્ષે ત્યાં આ બે માછીમારો આવી પહોચ્યા છે, જાળ ફેંકી રહ્યા છે

હા, બપોરની નિર્જન સ્તબ્ધતા, આ વૃક્ષની છાયા, વકતીતીનો વારે વારે અવાજ પંખીઓના વિભિન્ન અવાજને ચીરીને આવતો કાગડાનો ચાઉચિત અવાજ. પવનની લહેરીઓ સાથે વૃક્ષોનાં પાંદડાંની સરસર, મરમર...સાથે પાણીની ભેજવાળી વાસ રંગ, રવ અને ગંધની એકાકાર સંસ્થિતિ

પાછળ જોઉં છું – એક ઊંચો પર્વત...કદાચ ભાલેરી છે. નજર ભરી દે છે – છે તો જરા દૂર. એકદમ લીલોછમ, અહીં જાણે એ રંગની વિભિન્ન છટાઓ છે – નીલા રંગની, લીલા રંગની. રંગપારખી નજર તો રંગોનાં આ વલયોમાં ખોવાઈ જાય...

હમણાં આકાશમાં શ્વેત વાદળના ટુકડા વેરાયા છે, પૂર્વમાં પાણીની સપાટી ઉપરથી જરા ઊંચે ચઢી આવ્યા લાગે છે. હવે તડકાછાંયડાની રમતમાં પાણીની રંગલીલાનાં વલયો બદલાય છે, પેલા પહાડ પર પણ તડકો તગતગે છે, છાયા રેલાય છે...

આ ડાકબંગલો કોઈની કવિકલ્પનાનું પરિણામ છે. વર્ષો જૂનો છે, હમણાં નવીનીકરણ થયું છે, પણ આસપાસનાં વૃક્ષો એની પુરાતનતા પ્રગટાવે છે. એકાંતપ્રિય વ્યક્તિને ગમી જાય તેવું સ્થળ છે – ડાકબંગલો બિલકુલ પાણીને અડીને છે. વચ્ચે સરહદરૂપ લાકડાની વાડ છે – આ લાકડાની વાડ પણ એક અનુભવ છે. સફેદ રંગે રંગેલી છે અને એની ચિલિકાનાં પાણી સુધી લઈ જતી ઝાંપલી લીલા રંગની છે. વાડની અંદરના ભાગનાં ફૂલોની નાગરિકતાને આ વાડ તોડે છે.

ચિલિકાનાં સ્થિર પણ ચંચલ જળ – નજર ક્યાંય વિરામ લઈ શકતી નથી – હા, વળી પાછી દૂર એક બીજી હોડીમાં પાણીમાં સરકતી એક છેડેથી પ્રવેશી રહી છે.

થોડા દિવસ પર ઇંદિરા ગાંધી અહીં આવી ગયાં છે. અહીંથી થોડે દૂર માછીમારોની એક વસ્તી પાસે 'નેવલ બોયઝ ટ્રેઇનિંગ સ્કૂલ'નો પાયો નાખી ગયાં છે. આવતી આઠમીએ થનારી પેટા ચૂંટણીનો જ એ ભાગ છે. પ્રતિષ્ઠાની બેઠક છે અને થાય તેટલું કરશે. શ્રી બીજુ પટનાયકના એક મંત્રી પ્રગતિ પક્ષના કાર્યકર એક શ્રી પાણિગ્રાહી આ બધું મને કહે છે, પટનાયક આજે અહીં આવવાના છે...હમણાં આખું ટોળું મોટરોના કાફલા અને કૂટનીતિ મન સાથે આવી પહોંચશે – ધર્મારણ્યમાં મદોન્મત્ત રાજહસ્તી – સાવધાન !

અરે પેલી હોડી તો દૂર દૂર ચાલી ગઈને શું ? દુરથી દૂર...પણ બીજી ત્રણેક હોડીઓની રૂપરેખા દેખાય છે; એકદમ ચિત્રાત્મક દૃશ્ય, કોઈ ચિત્રકારને ચીતરવાને દૃશ્ય. સરોવર વચ્ચેના પેલા પહાડ પાસે વળી પાણીનો રંગ લીલો થતો જાય છે, બરાબર વચ્ચેથી એક પહોળો પટ્ટો ઘનનીલ, આ બાજુના પહાડ સુધી પહોંચે છે. ત્યાં વચ્ચે શ્વેત ટપકા જેવો ટાપુ છે, કદાચ 'ચઢાઈ હગા' જ હોય !

ગાડીની વ્હીસલ સંભળાય છે, પહાડની તળેટીમાંથી ગાડી જઈ રહી છે, એનો અવાજ સંભળાય છે. ચિલિકા એક નાનું રેલવેસ્ટેશન પણ છે ઉપર જોઉં છું. મધ્યઆકાશ અક્ષિતિજ નીલ છે. તડકો, તડકો...તગતગતો.

વૃક્ષની છાયામાં આડે પડખે થાઉં છું – એકદમ સરોવર નજર સામેથી હટી જાય છે. અરે, કાલે તો કૉલેજો ઊઘડશે અને ભારતવર્ષના આ એક છેડે આ સરોવરને કિનારે હું જાણે નિશ્ચિંત થઈ સૌન્દર્યની મોજ માણું છું એકાકી. જવા દો.

જોઉં છું સામે. ચિલિકા ઉપરના અવકાશી વિસ્તારમાં માત્ર એક સમડી ઊડે છે – ઊડે છે અને ઊડતી ઊડતી એ પણ નજર બહાર સરકી જાય છે. આકાશમાં પાંખની ગતિનું આંદોલન કોઈ છાપ મૂકતું જતું નથી – ખાલી અવકાશ.

આ ફરી ગાડીની લાંબી વ્હીસલ...ગમે છે. પણ જાણે વ્હીસલે ઊપડવાની યાદ આપી હવે જવું પડશે. બેઠો થઈ સામે નજર કરું છું. 'દિગન્તથી દિગન્ત સુધી' વ્યાપ્ત છે ચિલિકા – ત્યાં દૂર આકાશ અને ચિલિકા એક થઈ જાય છે. પવનની દિશા બદલાઈ છે, પાણીનાં મોજાં સામે આવવાને બદલે

બાજુની દિશામાં વળે છે. વાદળ છવાય છે, વાતા-વરણ બદલાય છે.

પાણી પર એક હોડી દેખાવા માંડી છે. આંખના પંખીને વિરામ નીકળવું છે, નીકળાતું નથી. એક ઘેન ચડતું જાય છે. છતાં જવા કરું છું. એક તરુણ કેમેરા સાથે આવ્યો છે. કવિ છે. ચિલિકાની બહુ વાત કરે છે. પણ હું નીકળું છું.

નીકળ્યો. આવ્યો હતો તે જ માર્ગે – બન્ને બાજુ ઊંચાં વૃક્ષોની વીથિકા ..પાછળથી કોણ સાદ પાડે છે? ફરીને જોઉં છું ડાકબંગલાનાં બારણાંઓની આરપાર અને હવે આસપાસ દેખાતું ચિલિકા – જરા થંભી ગયો અને ચાલ્યો પણ અરે કોણ ફરી—

આમાર જાબાર બેલાય પિછુ ડાકે?

ચાલું છું. પીપળાનું પેલું લાલ પલ્લવ વળી પાછું લોભાવી રહ્યું અને પાસે જઈ હળવેથી તોડી એને સંગે લઈ લીધું.

સાંજ વેળાએ સભરચિત્ત વળી પેલા માર્ગ પર ચાલતો નીકળું છું. અરે, હું તો ચિલિકાને લગભગ કિનારે કિનારે ચાલુ છું. જતાં તડકો હતો, માથે કપડું ઓઢેલું હતું અને રસ્તાની બાજુનાં વૃક્ષોની છાયાને જ માણતો જતો હતો, આવતાં તો જોયું રસ્તાથી ચિલિકા દૂર નથી, ક્યાંક કોઈ માછીમારોની ઝૂંપડીઓની કે વૃક્ષોની ઓટ થઈ જાય છે, એટલું જ.

બાલુગાં આવે છે, ચિલિકાને તટે જાઉં છું. અહીં ચિલિકાનું જુદું દર્શન, અહીંથી હજીય દેખાય છે, પેલા ડાકબંગલાની વનરાજી.

સાંજ છે. મારી નાવ ચિલિકામાં ધીરે ધીરે વહે છે. આ બાજુ સૂરજ વાદળમાં છે, આકાશમાં નિષ્પ્રભ એકાદશીનો ચંદ્ર છે – આકાશ હવે નીલ નથી. ચિલિકાનાં વારિ પણ હવે નીલ નથી.

આ સામે પહાડ છે અને પશ્ચિમે મેઘના પહાડ ઊપસી આવ્યા છે. નાવમાં એક માત્ર નાવિક અને હું અને જ છીએ. ત્યાં દૂર જતી માછલા પકડવા જતા માછીમારોની ગતિશીલ નાવ આ સાંજે છાયાચિત્ર જેવી લાગે છે.

સરોવર વચ્ચે આવતાં ચિલિકાનાં દિગન્તપ્રસારી વારિનો ખરો અનુભવ થાય છે હવે કિનારા જુદા જણાય છે. પૂર્વ દિશામાં દૂર નારિયેળીઓની આછી આછી રેખાઓ આમંત્રણ આપતી હતી – ત્યાં જમીન હતી, માછીમારોની વસ્તી હતી તે પછી હતો દરિયો. નીચે શાંત સ્તબ્ધ ચિલિકા અને ઉપરનું આકાશ બંને મળીને કોઈ છીપના ઉપરનીચેના ભાગ છે, કેમ કે દૂર આકાશ વારિને અડી જતુ લાગે છે. હા, પણ આ પશ્ચિમ દિશા ખુલ્લી છે!

પાણીમાં ગમે તેટલા દૂર જઈને તટે આવવું પડે છે – સાંજ પડી ગઈ છે. અંધારું ઊતરવા લાગ્યું છે – અજાણ્યા ગામની સડક પર ચાલત આવી સાંજે મનમાં ઊભરાય છે માણસોની ભીડ શરૂ થાય છે – ભીડમાં ભળી જાઉં છુ – પણ ચિલિકાનાં દર્શનથી હું મત્ત છું તે કોને કહુ – કેવી રીતે કહુ? કેમન કરે બલિ!

° ° °

## અને વળી

એક દિવસ એક પત્ર આવ્યો – ચિલિકાથી :

ચિલિકા (ચોથું અને પાંચમું)
૨–૧–૧૯૭૫

પ્રિય ભોળાભાઈ,

ચિલિકા (ચોથું મારુ અને પાંચમું સ્વાતિનુ) —તેને તટેથી અમારાં ૧૯૭૫નાં તમને – ઘરનાં, ભવનનાં, નગીનભાઈને સૌની મંડળીનાં, એ્ય કેના – સૌને હૃદયપૂર્વકનાં અભિનંદન! તમે જે ઓટલા પર વિશ્રામ કરેલો તેની મુલાકાત લેતાં આનંદ થયો. જય તૃતીય ચિલિકા!

કાલે કોણાર્ક–પુરી, ૪થી અને ૫મીએ કલકત્તા

૭માએ ૧૯૭૭, ૧૦ થી ૧૬ નાગપુર, ૧૫મા એ ઘેર.

બધાં કુશળ હશો.

ચિલિકા ઉપરની પંક્તિઓ રૂબરૂ બતાવીશ.

ઉમાશંકર જોશીનાં
સપ્રેમ વં. મા.

આહ, કિ ભાલો લાગલો આમાર! આ પત્ર હતો કે છેક ચિલિકાથી આવેલી પ્રાણમનને ભીંજવી જતી સ્નેહછોળ! એકાએક હું ચિલિકા તટના આંબા નીચેના એ ઓટલા–ચોતરા પર જઈ બેઠો. કવિની કવિતાની પંક્તિઓ ઊતરી રહી છે. સ્વાતિબહેન બાજુમાં જ છે. ચિલિકાનાં વારિ લહેરાઈ રહ્યાં છે... પાછી ફેન્ટસી લોપાઈ ગઈ. ચિલિકા પરની એ પંક્તિઓ વાંચવા સમુત્સુક બની રહ્યો.

કવિના અવાજમાં, પછી, એ પંક્તિઓ સાંભળવા પણ મળી :

> કિરણોને એક પછી એક મોજાં પર ધકેલતી
> વાયુલહર જળપટ પર ચમક્યાં કરે.
> ધુમ્મસમાં ખોવાયેલી જળ-નભને પાછી
> આવી મળેલી ક્ષિતિજ,
> ઊડતી ટિટોડીના સ્વરની હવામાં લકીર.
> દૂર સરતી હોડી;...
> તટ પર હળુ હળુ અથડાતાં જળ સાથે
> અજંપો શમવા કરે...

કવિતાની પંક્તિઓનો લય ચિલિકાની લહરીઓના લય સાથે જાણે તાલ મિલાવે છે. ચિલિકાની સુંદરતાની સાથે કવિની નજર આ પણ જુએ છે :

> કિનારાની જળશાળામાં માછી શિશુઓ
> માની સાડી ઝબકોળી માછલાં હિંચોળી
> ભૂખનો જવાબ ગોખે.
> ડુંગરમાં
> દેવતાને પ્રસાદ-ધરેલા, છોડી દીધેલા,
> જીવતા અજબલિના
> દિનરાત આર્ત બેંબેકારને
> તટતરુની પર્ણ મર્મર ડુબાડી શકશે કે?

કવિ ઉમાશંકરે કરેલું ચિલિકાનું દર્શન તેમની સમગ્ર કવિચેતનાના સ્વાભાવિક સ્પંદ રૂપે જ લાગે છે. માછી શિશુની ભૂખ અને અજબલિનો આર્ત બેંબેકાર આ સૌંદર્યમંડિત પરિવેશમાં પણ તેમની કરુણા ઝીલે છે. સરોવરને કાંઠે માછલાં પકડવાની 'રમત' રમતા એ શિશુઓ કોઈ ચિત્રકારના ચિત્રનો વિષય બની શકે. કોઈ કવિના કાવ્યમાં એ પ્રાકૃતિક પંક્તિનો વિષય બની શકે. કવિ ઉમાશંકરના કાવ્યમાં કરુણા-શબલિત સંવેદન રૂપે ઝીલાય છે. 'જળશાળા' અને 'ભૂખનો જવાબ' એ બે શાળાકીય શબ્દો કેવી વેધક વક્રોક્તિ બની રહે છે!

અને અજબલિના આર્ત બેંબેકાર? કવિએ એ પણ સાંભળ્યા? ચિલિકાનાં વારિ વચ્ચે માથું ઊંચકતા અનેક ડુંગરા છે. તેમાં એક છે કાલીજાઈ. એકેય વનસ્પતિ તેના પર નથી. ચારે બાજુ છે ખારાં પાણી. એ ડુંગર પર દેવતાને માનતા રૂપે માનેલા બકરાને વધેરવાને બદલે ત્યાં છુટ્ટા મૂકી દેવાય છે. એ જીવતા બલિ છે. અહીં ના કંઈ ખાવા મળે, ના કંઈ પીવા મળે. સરોવરનાં લહેરાતાં પાણી તો ખારાં છે. એ ખારાં જળે વીંટેલા આ ડુંગરા પર ભોગ ધરાયેલાં અનેક બકરાં ભૂખેતરસે બેંબેકાર કર્યા કરતાં હોય છે. ચિલિકાના તટ પરનાં તરુઓની પર્ણ-મર્મર વચ્ચે કવિએ એ આર્તરવ પણ સાંભળ્યા.

એટલે કવિએ ચિલિકામાં આવીને સૌંદર્યનો અનુભવ કર્યો. શાંતિનો અનુભવ કર્યો, પણ તેમાં એક 'શમવા' કરતો અજંપો છે, એક ઉદ્વેગ છે :

ચળક ચળક સળગ્યાં કરે,
ચિત્તમાં શાંતિની રગ વેગથી ધબક્યાં કરે.

આ ચોથું ચિલિકા. પાંચમું સ્વાતિબહેનનું. પણ એ વિષે એ કહે ત્યારે ને!

• • •

પરંતુ સંસ્કૃતિમાં શ્રી ઉમાશંકરનું 'ચિલિકા' છપાયા પછી બીજે ત્રીજે દિવસે કવિ પ્રિયકાંત મણિયાર બપોરની વેળાએ ઈન્દુભાઈ સાથે સ્કૂટર પર આવી પહોંચ્યા, ભાષાભવન પર. અમારે ત્યારે કોઈ પરિસંવાદ ચાલતો હતો. પ્રિયકાન્ત 'લેખ' લઈને આવ્યા હતા કવિતા લઈને તો આવે, પણ આજે 'લેખ' હતો—શ્રી ઉમાશંકર રચિત 'ચિલિકા' કવિતાના આસ્વાદનો. 'ચિલિકા'એ કવિ પ્રિયકાંતને પ્રસન્ન પ્રસન્ન કર્યા હતા અને એ પ્રસન્નતાની લહેરો આ લેખના પ્રત્યેક શબ્દને ભીંજવી ગઈ હતી. અને છતાં સમગ્ર લેખમાં માત્ર સંસ્કારગ્રાહી પ્રતિક્રિયા નહોતી, કવિતાનું સૌંદર્ય વિશ્લેષિત કરતો બુદ્ધિપૂત અભિગમ -હતો-પ્રિયકાન્તને વિરલ એવો. પ્રિયકાન્તે કરેલું 'ચિલિકા'નું તેમાં દર્શન હતું. આહ, કિ ભાવો આભાર લાગલો!

લેખક સંભળાવી તરત પ્રિયકાન્ત સ્કૂટર પર ચાલ્યા ગયા. એમનો આનંદ મને સ્પર્શી ગયો હતો. અનેક ચિલિકા મારી આગળ પ્રકટી રહ્યાં.

પણ પછી એ લેખનું શું થયું—તે ખબર ન પડી અને કવિ પ્રિયકાન્ત તો...

કવિ પ્રિયકાન્તે જેનું 'દર્શન' કર્યું તે 'ચિલિકા' કેટલાસું ?
—કેમન ક'રે બલિ ?
[પ્રગટ થનાર નિબંધસંગ્રહ 'વિદિશા'માંથી]

●

* 'ચિલિકા' વિષેનો આ નિબંધ 'સંસ્કૃતિ' નવેમ્બર ૧૯૭૪ના અંકમા 'ત્રીજું ચિલિકા' નામથી પ્રકટ થયો હતો.

# શુકદેવતા–સરિતા–સરગવો

વિષ્ણુ પંડ્યા

જિદ્દ તો સાવ સાચી છે તેની. બારણે ટકોરા પણ એટલે જ માર્યા હશે આ સરવર શ્રાવણનાં અજવાળાં વેરવા મથતી અષ્ટમીએ. નિમિત્તિ તો તેની પાસે ય છે; પણ કહેવું નથી. વિશ્રમ્ભકથાથી જ તે ખીલશે. અત્યારે તો તેને ક્ષણોનું સાન્નિધ્ય માણવું છે – બચપણની થનગનતી, અધખૂલી ક્ષણોનું.

...પણ શું કહું તેને? ક્ષણોનાં તે સરવાળા હોતા હશે? બારણે ટકોરા માર્યા વિના, પદચાપના જરીકે અણસાર વિના જન્મતિથિની ક્ષણિકા આવીને ગળે વળગી પડશે ત્યારેય, વીજઝબકારના એ અજ-વાળે ક્ષણોની માળા ગૂંથી શકાઈ હશે?

કોણ જાણે! અત્યારે તો સન્નિકટ છે મહા-નગરીની ભીડ. આકર્ષક રોશનીનાં આભરણો સાથે તેણે બધી સુગંધી વહેતી કરી છે: નગરજનો તેમાં હોશ ગુમાવીને દોડે છે. વાહનોનો કોલાહલ પણ નગરીનાં નિશાવરણ રૂપ માટે જ હોય, જાણે! ઇમારતો, સિનેમાઘરો, મિલોની ચીમનીઓ, એરકન્ડીશન્ડ ઑફિસો, રસ્તાઓ, વાહનો: બધાંની નજર નગરીના સ્વરૂપ તરફ છે. આ તીખાં રૂપને શબ્દનો વિદૂષક અભિવ્યક્ત કરતો રહે છે. દિવસે મેં તેને જ જોયો હતો બીજા પરિધાનમાં – પરિસંવાદો, ચર્ચાઓ, સમારંભો અને અખબારોનાં પાનાંઓ પર. પણ અત્યારે તેને તેવું ધીરસ્થિરગંભીર બનવું નથી. પથ્થરોનાં પૂત-ળાંઓ વચ્ચે ખેલ ભજવવો હોય એટલી લાપરવાહીથી તે ભજવે છે.

...ત્યાં કોની પાસે મારો પ્રશ્નાર્થ પહોંચી શકે? ભીડમાં તે ખોવાઈ જાય તે પહેલાં થાકીને અટપટા, અધૂરા અને ઉબડખાબડ માર્ગ તરફ આંગળી ચીંધું છું; કદાચ, ત્યાં બચપણના કોઈક દરવાજે અભિસારિકા બેઠી હોય. લોકવાર્તામાં આવે છે તેમ એકેક સમસ્યા પુછાતી જાય, પ્રત્યુત્તર મળતો જાય અને રંગાન દ્વાર ખૂલતાં જાય...

એટલું આસાન નથી, એમ ક્ષણોના ચહેરા પર ઝળુંબવા પહોંચી જવું. વચ્ચે પેલો, સમય પુરુષ તેની બધી શક્તિ સાથે, કોઈ શુષ્ક શિક્ષક પટપટ પાઠ શિખવતો જાય તેમ, જિંદગીની પાછળ રહી ગયેલી રેખાઓનો છેદ ઉડાડતો જાય છે. તેની આંખોમાં એક જ સ્થિર જવાબ છે: જુઓ, તમારે તો બસ, એક પછી એક પગથિયાં ચડીને આગળ જ વધવાનું છે. આગળ ને આગળ... બહુ ચાલાકીથી, સહાનુભૂતિકારની જેમ તે દીવાલો પણ ચણતો જાય છે: દિવસરાતોની, મહત્ત્વાકાંક્ષાઓની, પ્રવૃત્તિઓની. અરે, અહમહમિકાની યે.

જો એવું ન હોત તો કેફનો તાંતણો ક્યાં ખોવાઈ ગયો છે આજ? યાદ છે ને, ભાંગતી રાતે સરળ સહજ એકતારાની સાખે અભણ ફિલસૂફીની આરાધનાનો સ્વર ઘૂંટાયા કરતો. ગંગાસતી નામની કોઈ, મધ્યકાળની ભૂલી પડેલી સંન્યાસિનીએ રચેલાં શુદ્ધ દ્વૈતને અભિવ્યક્ત કરતાં, ને છતાં જિવાતા જીવતરથી જરાકે ય અલગ નહીં પડેલાં ભજનો ભરવાડોની મંડળીમાં વહેતાં રહેતાં. મધરાતનું વજ્જર જેવું આકાશી હૈયું તેને ઝીલવા ઝળુંબતું...ભોળું બચપણ અર્ધનિંદ્રિત આંખે, દૂરના સ્વરમાં ડૂબતું. આંખમાં નીંદર ઘેરાતી અને મીઠી ધૂળના સથવારે કુમળું શરીર સ્વપ્નિલ શ્વાસ લેતું...આકાશના શ્વેત ચંદનમહેલ લગી પહોંચવા ઘેઘૂર લીમડાની લીલી ડાળ હાથ લંબાવતી...

સવારના સૂરજનાં કિરણો રાતામાતા ગાલ પર પડતાં હશે ને, પેલો શુકદેવતા પીંજરની પીડા

ભૂલીને ય જગાડવા મથતો. પહેલાં ક્યાં હતો એ તેને જ યાદ હશે. વિભાજન અને દેશપલટાના ઝંઝાવાતી દિવસોમાં આવેલી ઈન્ફન્ટ્રીના એક સિપાહી સરદારજીએ યાદગીરીની મહેક રૂપે આપેલું આ શુકસંતાન હવે ઘરનું 'રાજવી' હતું. સવારમાં નામોચ્ચાર પોકારતો અને લીલું મરચું માંગતો. તરુણ મન આંખો ખોલતું તો એ કિલકિલાટ કરી ઊઠતો. આમ તો ગૃહપ્રિય હતો તે. પીંજરાનું બારણું ખુલ્લું રાખવા છતાં, થોડી વાર બહાર જઈ પાછો આવી જતો. એક સવારે તે સરગવાની ડાળે બેઠો સામે કિલકિલ કરતી આખી ટોળી આવી ચડી શુકસાથીઓની. પહેલી વાર સાવ નવી હવાનો અણસાર આવ્યો હશે; તે થોડી વાર ડાળીએ બેઠો, ને ટોળીની સંગાથે ઊડી ગયો. પાછો ક્યારેય ના'વ્યો પીંજર કેવળ 'પીંજર' રહ્યું, ગૃહ ન રહ્યું; એનો ગૃહદેવતા કોઈ નવી શોધયાત્રાએ ઊપડી ગયો હતો!

શુક તો ગયો, પણ શોધસુગન્ધ રહી ગઈ: ધડકતાં હૃદયે ઘણાં અલિખિત ગીતોની પગલીઓનો અનુભવ કર્યે રાખ્યો હશે: મોસમી સરગવાનો રંગ ઋતુએ ઋતુએ નવો શૃંગાર ધારણ કરતો ઉનાળુ તાપમાં તેની પીડાને પીળચટાં પાંદડાં વ્યક્ત કરતાં, કૂંડીના પાણીમાં પાંખ ઝબોળી ડાળી પર બેસતી ચકલીઓ આ વૃક્ષને જ અભિષેક કરવા મથતી હોય એવું લાગતુ. ને એમ જ આવી ચડતો વર્ષા પૂર્વેનો પવન. સુક્કી ડાળીઓ રોમાંચ અનુભવતી, હમણાં નેવે પાણી ટપકશે. શેરીની માટી પર બાળકોનાં થનગનતાં પગલાંઓ દોડશે. આકાશ છલકાશે અને ઓસરીનો હિંડોળાખાટનો કિચૂડ કિચૂડ અવાજ તેમાં ભળી જશે.

કોઈ રાતનો એકાદ અંશ અનાયાસ ઢંઢોળે છે, સુદૂરની તરજ પેલી પારથી વહેતી વહેતી નજદીક ડગલાં ભરતી આવે છે વિપાશાની પેલી પારના એ ત્રુટક સ્વરોમાં હવે ક્યાંય વિસંવાદિતા રહી નથી: કેવળ, અખંડ સ્નિગ્ધસ્મૃતિ તેના બધા આકારો ઉપર મેઘધનુષ્ય બની જાય છે, વાતાવરણમાં કંઈક ઝિલમિલ ઉમેરો કરી દે છે; ફરી તે સંસારમાં પહોંચી જવાય છે: નાનકડું ગામ. ધૂળભરી શેરી. દરવાજાની અંદર એક અસ્તવ્યસ્ત આંગણું. આંગણે સરગવો. થોડાંક વર્ષની વય ધરાવતી, મુગ્ધ કિશોરી જેવી બદામડી. કરેણનાં લાલ અને સફેદ ફૂલ. એરંડાનાં છવાયલાં પાન. તુલસીક્યારો. બંધ ઓશરી. વરસાદી વાછટ ઝીલતો બાજુનો ખુલ્લો ભાગ, અને ત્યાંથી સૂર્યસ્નાન કરાવતી નાનકડી જગ્યા. આકાશેથી શ્રાવણ વરસતો ત્યારે ભીની ખુશબુ વચ્ચે કાંઈક અભિવ્યક્ત કરવાનું મુગ્ધ વયને મન થતું: કશાક અધૂરા હસ્તાક્ષરો આકાર પામતા, પણ કાન બહારના સ્વરો ઝીલતા. પછી પગલાં બહાર વળતાં, ગામને પાદરની એકવડી અભિશાપિત નદી ત્યારે તો ઘૂઘવતી. તેનો યૌવનમત્ત ઘૂઘવાટ પૂલ પરથી કે કાંઠા પરથી જોયા જ કરીએ. મન એ તરંગો જ્યાં દોડતા-કૂદતા જતા હશે તેની સાથે વહેતું. દરેક નદીને પોતાની દંતકથા હોય છે; અને પ્રિયપરિચિત પાત્રો. ચારણ કન્યાની ડૂબેલી ભેંશ. અભિશાપ. ક્યાંક કાંઠે ઊભેલું શિવમંદિર. ઉપાસના કરતો, ઘોડા પર પથકમાં ફરવા નીકળતો બાવો ભભૂતગર. રાફડાઓ. ગોધુલિએ પાછાં વળતાં ગૌધણ. ઉનાળે એ જ સરિતા દૂબળીપાતળી છોકરી બની જતી. અને ઘણા દિવસો સુધી અલોપ રહેતી તેની સુક્કી રેતી પર પગ માંડતાં ખુલ્લાં ખેતરો સુધી પહોંચાતું. હોસ્પિટલના ખૂણે ઊભેલા ગુલમહોરની લચી પડેલી ડાળીઓ મીઠું સ્મિત કરતી, ગામ બહારના માર્ગ પરનું આંબલીનું ઠીંગણું વૃક્ષ ગોઠડી કરતું. એક વાર ત્યાં સર્પદમ્પતિને રમત કરતાં જોયાં હતાં. ખેતરો તરફ દોરાતી ધૂળભરેલી પગદંડી પર દોડતાં પગલાંઓની ગણતરી, ઢળતા સૂરજનો હાથ પકડીને આવતી રાતીમાતી સંધ્યા કરતી.

સાંજના અંધારામાં પાછા વળતાં, સરિતજથનું અધૂરું ગીત સમાપ્ત થઈ જતું. ધીમે ધીમે રાતનો નિબીડ અંધકાર તેને વીંટળાઈ વળશે. નદીનું આખું સ્વરૂપ બદલાઈ જશે, એનું નામ પરિવર્તિત થઈ જશે. તે નદી નહિ રહે: રહેશે થીજેલા માડેલી પીડા.

હરેક નદીની આવી નિયતિ હોતી હશે. કદાચ, તેથી જ ગંગા કાંઠાના મલ્લાહો એક લોકગીતની તરજ વહેતી મૂકે છે: ગંગા બહે ના રાત...રાતે ગંગા વહેતી નથી; વ્યથાનો પ્રવાહ જ ચાલ્યો રહે છે. સાવિત્રી બનીને તે યુગોથી પ્રશ્નાર્થ રચે છે: ક્યાં છે મારો સત્યવાન ?...લોકગીતને કલ્પના સાથે પહિયરપણાં હોય છે એટલે તે સાવિત્રી સુધી પહોંચી શકે. પણ મેં ઘણી વાર અનુભવ્યું છે વેદનાનું રૂપ. નદી, ઝરણું, સમુદ્ર અને ક્વચિત મનુષ્યની આંખોમાં. બચપણમાં, પડોશમાં ખેડૂતકુટુંબમાં આવેલી નવીસવી વહુ ક્યારેક કામ સોંપતી–બધાંથી છૂપાંછૂપાં. પાંચ પૈસા કોમળ હથેળીમાં છુપાવીને તમાકુ લાવી આપવા સમજાવતી. કોમળ અને કામગરી. તેના ઘરમાં એકવાર કલહ થયો પાછલી શેરીમાંથી તેને જતી જોઈ હતી. ક્યારેય તે પાછી ન ફરી. ગામ બહાર, પોતાના જ ખેતરનો કૂવો પૂર્યો. વર્ષો પછી એ માર્ગ જોયો ત્યારેય ગૌરવરણો ચહેરો અને હાથ પરનાં છૂંદણાં નજર સમક્ષ આવી ગયાં. પીડાની એક નદી ખળભળતો સમુદ્ર બનવા દોડતી હશે ત્યારે એવું જ સ્વરૂપ ધારણ કરતી હશે. રૂપ પણ વેદનાસિક્ત.

સમયઝંઝા ઘણુંબધું વેરવિખેર કરી નાંખતો હશે. સર્વનાશી સ્વભાવ જ છે તેનો. સ્મરણપાત્રોને ય તે અખંડ રહેવા નહીં દેતો હોય. જીવનની ભીડમાં બધું ખોવાઈ જવાને માટે જ સર્જાયેલું હોય છે, વ્યતીત થઈ ચૂકેલું ફરી હાથ આવતું નથી. ન માળા, ન ફૂલ, ન સમયસૂર્યનો ન મથતો તાપ તમામને નષ્ટ કરી નાખે છે.

વીતેલી ક્ષણોએ તેથી જ તો અહર્નિશ મથામણ કરવી પડે છે: કોઈક ગાઢ તમિસ્રમાં છુપાયલા સંકેતની. એ જ તેનો હાથ ઝાલશે! અને, નદી–શુક–સરગવો...બધું જ એકાકાર થઈને વૃક્ષ બનશે તો તેની છાંયડીએ ક્ષણિકા અને સંકેતનું સહગીત વહ્યા કરશે...

પ્રગટ થનાર નિબંધસંગ્રહ 'શાહમૃગ અને દેવહુમા' માંથી]

---

સરનામાં

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ. –સં.]

૧૬૯. રવીન્દ્ર મોરપરિયા
૭૭/૭૯ કાવેલક્રોસ લેન નં. ૨
રૂમ નં. ૧૮, બીજે માળે મુંબઈ–૪૦૦૦૦૨

૧૭૦. રમણલાલ ચી. શાહ
૨૧ 'દેવપ્રકાશ' ચોથે માળે
૩૫, ચોપાટી સી ફેઈસ મુંબઈ–૪૦૦૦૦૭

૧૭૧. ચી. ના. પટેલ
૪, નીલકંઠ પાર્ક
નવરંગપુરા અમદાવાદ–૩૮૦૦૦૯

૧૭૨. યશવંત મહેતા
૪૭/૮એ, નારાયણનગર,
સરખેજરોડ, અમદાવાદ–૩૮૦૦૦૭

૧૭૩. ઉત્પલ ભાયાણી
C/o સુરેન્દ્ર કે. શાહ
સી/૫ આનંદભવન ૪૫, બજાજ રોડ,
વિલેપાર્લા (વેસ્ટ) મુંબઈ–૪૦૦૦૫૬

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| પુસ્તકનું નામ | લેખકનું નામ | પ્રકાર | કિંમત |
|---|---|---|---|
| ૧. રજકણ સૂરજ થવાને શમણે | શ્રી ગુણવંત બી. શાહ | નવલકથા | ૨૪-૦૦ |
| ૨. પરિચયના દીવા સાવ ઝાંખા | શ્રી અશ્વિન દેસાઈ | ,, | ૧૮-૦૦ |
| ૩. લાગણી | શ્રી રઘુવીર ચૌધરી | ,, | ૧૩-૦૦ |
| ૪. ઘટા ઘનઘોર | શ્રી સારંગ બારોટ | ,, | ૨૯-૭૫ |
| ૫ સાગર શોધે સંગમ | શ્રી ભૂપત વડોદરિયા | ,, | ૨૨-૫૦ |
| ૬. ચેમ્પીન | શ્રી તકષી શિવશંકર પિલ્પા | ,, | ૨૦-૦૦ |
| ૭ ચર્ચબેલ | શ્રી અનુ. જયા મહેતા | ,, | ૧૪-૦૦ |
| ૮. બરખા | શ્રી શૈલજારાજે અનુ. સ્મિતાબેન ભાગવત | ,, | ૧૮-૦૦ |
| ૯. વત્તાઓછા | શ્રી નામદેવ | લઘુનવલ | ૨-૧૦ |
| ૧૦. ઘડી અષાઢ ને ઘડી ફાગણ | શ્રી વસુબેન | નવલિકા | ૧૭-૫ |
| ૧૧. વાર્તાવિશ્વ | સં. સુરેશ દલાલ, જયા મહેતા | ,, | ૨૫-૦ |
| ૧૨. એક વહેલી સવારનું સપનું | શ્રી દિનકર જોષી | ,, | ૧૫-૦૦ |
| ૧૩. સ્કાઈ સ્ક્રેપર | શ્રી સુરેશ દલાલ | કાવ્ય | ૪૫-૦૦ |
| ૧૪. મોનો-ઈમેજ-૭૯ | સંપા. મધુ કોઠારી | ,, | ૬-૦૦ |
| ૧૫. વસંત અને પાનખર | શ્રી જયેન્દ્ર મહેતા | ગઝલ | ૧૨-૦૦ |
| ૧૬. સૂરજમણિ | કવિ ચિત્રકાર શ્રી. ફૂલચંદભાઈ | નાટક | ૨૦-૦૦ |
| ૧૭. અનુસર્ગ | શ્રી રમેશ. મ શુક્લ | વિવેચન | ૨૧-૦૦ |
| ૧૮ પ્રતિબોધ | શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યા | ,, | ૧૬-૦૦ |
| ૧૯. પ્રરિક્રમણ | શ્રી લાલભાઈ બી. પટેલ | ,, | ૧૨-૦૦ |
| ૨૦. ચાંદનીએ ચીતર્યા સમીર | શ્રી ચંદ્રશંકર ભટ્ટ | ,, | ૧૧-૨૫ |
| ૨૧. નળદમયંતીની કથાનો વિકાસ | ડૉ. રમણલાલ ચી. શાહ | ,, | ૪૦-૦૦ |
| ૨૨. ભરતનું નાટ્યશાસ્ત્ર અધ્યાય-૬ | ડૉ. તપસ્વી નાન્દી | ,, | ૧૬-૦૦ |
| ૨૩. કલાપી એક અધ્યયન | ડૉ. ઈન્દ્રવદન. કા. દવે | ,, | ૨૪-૦૦ |
| ૨૪. ઓગણીસમી સદીના આદર્શવાદી ચિંતકો | શ્રી સિદ્ધાર્થ ન. ભટ્ટ | ,, | ૮-૨૦ |
| ૨૫ વિયેટનામ | શ્રી ચંદ્રકાન્ત પટેલ | ,, | ૪-૫૦ |
| ૨૬. ત્યારે જીવવું શી રીતે | શ્રી જે. કૃષ્ણમૂર્તિ | ચિંતન | ૧૨-૦૦ |
| ૨૭. વિદ્યાપતિ | શ્રી રમાનાથ | જીવનચરિત્ર | ૨-૫૦ |
| ૨૮ વિરેશ લિંગમ | શ્રી વી. આર. નારલા | ,, | ૨-૫૦ |
| ૨૯. પ્રેમચંદ | શ્રી પ્રકાશચંદ્ર ગુપ્ત | ,, | ૨-૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૦. વિદિશા | શ્રી ભોળાભાઈ પટેલ | નિબંધો | ૧૮–૫૦ |
| ૩૧. શિયાળાની સવારનો તડકો | શ્રી વાડીલાલ ડગલી | ,, | ૨૦–૦૦ |
| ૩૨. માનવ થાઉં તો ઘણું | શ્રી બહાદુરશાહ પંડિત | ,, | ૧૧–૦૦ |
| ૩૩. આલેખનની ઓળખ | શ્રી મુકુન્દરાય વિ. પારાશર્ય | ,, | ૧૬–૦૦ |
| ૩૪. સિંધુ રાગ સોહામણા | શ્રી જોરાવરસિંહ જાદવ | લોકકથા | ૨૪–૦૦ |
| ૩૫. અધ્યાત્મને પંથે | ડૉ. મુકુન્દ સોનેજી | આધ્યાત્મિક | ૭–૦૦ |
| ૩૬. અમેરિકાની શિક્ષણવ્યવસ્થા | ડૉ. હરિભાઈ દેસાઈ | શિક્ષણ | ૬–૦૦ |
| ૩૭. પરમાણુ વિજ્ઞાન | ડૉ. યશવંતરાય નાયક | વિજ્ઞાન | ૯–૦૦ |
| ૩૮. જીવનનું ભવિષ્ય દર્શન | પંડિત બિહારીલાલભાઈ | જ્યોતિષ | ૩૭–૫૦ |
| ૩૯. ઈશુનું બલિદાન | શ્રી સ્વામી આનંદ | લેખો | ૫–૦૦ |
| ૪૦. સંધ્યા છાયા | શ્રી કાકા કાલેલકર | ,, | ૨૫–૦૦ |
| ૪૧. મહાગુજરાતના શિલ્પ અને સ્થાપત્ય | ડૉ. હરિલાલ ગૌદાની | પ્રકીર્ણ | ૩૦–૦૦ |
| ૪૨. પદ્ધતિસર પાકુંનામું | શ્રી રામજી શીવજી સેજપાલ | ,, | ૧૨–૦૦ |
| ૪૩. લોકરામાયણ | શ્રી ધૂમકેતુ | બાલસાહિત્ય | ૨૫–૦૦ |
| ૪૪. ચટપટ | શ્રી મૂળદેવ પંડયા | બાલકાવ્યો | ૩–૫૦ |
| ૪૫. સરવરિયાં | શ્રી અમૃતલાલ છ. પારેખ | ,, | ૨–૦૦ |
| ૪૬. વાહ ભૈ વાહ | સંપા. રમેશ આચાર્ય | ,, | ૬–૦૦ |

**પ્રાપ્તિસ્થાન**

**આર. આર. શેઠની કંપની મુંબઈ–૪૦૦૦૦૨, અમદાવાદ–૩૮૦૦૦૧**

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| स्नेहवर्षा | सुनील गंगोपाध्याय | 20-00 |
| तीन दिन | आशापूर्णा देवी | 24-00 |
| मरियम | चितरंजन माइती | 12-50 |
| लज्जा | रमापद चौधरी | 15 00 |

### नाटक

| | | |
|---|---|---|
| खोए हुए आदमी की खोज | विपिनकुमार अग्रवाल | 14-00 |

### समीक्षा

| | | |
|---|---|---|
| क्रान्तिकारी यशपाल एक समर्पित व्यक्तित्व | —स मधुरेश | 40-00 |
| प्रेमचन्द परिचर्चा | —स कल्याणमल लोढा | 22-50 |

### विविध

| | | |
|---|---|---|
| फुटबाल कैसे खेलें | यू. एन. सिन्हा | 14 00 |

### बाल-साहित्य

| | | |
|---|---|---|
| बाल रामायण | किशोर काबरा | 7-00 |
| बाल कृष्णायन | ,, | 2-00 |

### विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर. शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एव प्रकाशकों की प्रमुख कृतियाँ, साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एव महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एव सदर्भग्रन्थ सदैव उपलब्ध हैं। यह सस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं—उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बालसाहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको सतोष प्रदान करने के प्रयास में कृतसकल्प हैं।

इन दिनों आपके विद्यालयों एव महाविद्यालयों में नियमित शिक्षा शुरू हो रही है। उनके लिए आवश्यक सभी पाठ्य पुस्तकें एव सदर्भ-ग्रन्थ हमारे पास निरन्तर उपलब्ध है। आदेश प्राप्त होने पर पुस्तकें तुरन्त सप्लाय की जायेगी। त्वरित सेवा ही हमारी विशेषता है। कृपया अपना बहुमूल्य आदेश भेजकर अनुगृहीत करें।

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉહાપોહ

વર્ષ : ૪ સંપાદક : મનહર મોદી અંક : ૧



ભોળાભાઈ પટેલ

# ઉદ્ગાર

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૪
૧૫ ઑગસ્ટ '૮૦ : અંક ૧
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૫૦૦

આર. આર. શેઠની કંપની વતી ભગતભાઈ સુરાલાલ શેઠ યોગી પ્રિન્ટરી, ૧૬, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર, અમદાવાદ-૨માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


ગઈ તા. ૨૧-૭-'૮૦ના રોજ લોકમિલાપ ટ્રસ્ટના શ્રી મહેન્દ્ર મેઘાણીએ ગુજરાતી સાહિત્યજગતના ચરણે ગમતાંનો ગુલાલ' ધર્યો. આ ગુલાલ એટલે છઠ્ઠા દાયકાના દસ કવિઓ-પ્રિયકાંત મણિયાર, મકરંદ દવે, ઉશનસ્, બાલમુકુંદ દવે, હરીન્દ્ર દવે, પ્રજારામ રાવળ, હસમુખ પાઠક, વેણીભાઈ પુરોહિત, જયંત પાઠક તથા સુરેશ દલાલનાં કાવ્યોના કવિશ્રી નિરંજન-ભગત સંપાદિત સંચયો-'કાવ્ય-કોડિયાં.' જે તે કવિના 'વિશેષ' પર પ્રકાશ પાથરતાં આ 'કોડિયાં'નો કાવ્યરસિકો જરૂરથી આસ્વાદ લે જ.

આ અંકથી 'ઉદ્ગાર' ચોથા વર્ષમાં પ્રવેશે છે. આ નિમિત્તે ફરીથી અમે વાચકો તથા ગ્રાહકોનાં નમ્ર મંતવ્યો જાણવા આતુર છીએ.

આભાર,
મનહર મોદી



મુખપૃષ્ઠ ફોટા :
શ્રી શરદ વ્યાસના
સૌજન્યથી

પ્રફુલ્લ પંડ્યા

બે રચના

# અવરજવર

અવરજવર છે અજબગજબની મારી અંદર બ્હાર છતાં હું નથી બારણું બારી...
પુષ્પક માફક કોઈ વાદળું અહીં ઊતરી આવે તો જત આરંભાય સવારી....
આંખો વચ્ચે આછું આછું કૈંક લટકતું દેખી ઇચ્છા અજવાળાને થાય કે વચ્ચે કયાંક જઈ ને અટકું!
કૈંક ઊજળી પળવિપળમાં દેહનગરના છેડે નાની ઉથલપાથલ થાય એટલે ત્યજી શ્વાસને છટકું...
થાય અમારી વચ્ચે વચ્ચે અવરજવર ને અવર-જવર પણ ખરેખરી અલગારી!
અવરજવર છે અજબગજબની મારી અંદર બ્હાર છતાં હું નથી બારણું બારી...
અજવાળાનો એક ઉંબરો અંધકારના ખંડ નીકળ્યો ઓળંગીને આગળ
કયાંક મ્હેંકને આછા રવમાં શ્વાસટેકરી વચ્ચે મુજને મળી આવતું વાદળ!
વાદળ જેવું વલણ લઈને મારી અંદર બ્હાર આવે ને જાય શ્વાસસોપારી....
અવરજવર છે અજબગજબની મારી અંદર બ્હાર છતાં હું નથી બારણું બારી....

●

# મૂંગા માણસનું ગીત

કુદરત લઈને માણસ ફરતો દરિયાથીયે દૂર બધા તડકાનું તપ ફળવામાં...
કુદરત વચ્ચે એનામાં ખખડે છે તેજનુપૂર બધા ફડકા રવમાં ભળવામાં...
પ્રભુ કરાવે પાર પળોમાં દિવસોની દોરી કૂદતો એ વરત કૂદી ગ્યો પણનું....
ભેદભરમની બ્રામક ભીંતે લાલ કોલસે લખતાં એને ફળ્યું ફૂલ સમજણનું.
સમજણ લઈને માણસ ફરતો કુદરતથી યે દૂર કેવું મન સ્થિર એનું છળવામાં....
પ્રવાહ ઝાંખો પડી ગયો છે નદી ઘણી ઉદાસ નદીની વચ્ચે સૂરજ સોનું!
એક આયના વચ્ચે રાતી એક ઈંટનું ઘર બાંધીને ધરતીકંપ કરવામાં કારણ દેવું કોનું કોનું?
કારણ લઈને માણસ ફરતો કારણથીયે દૂર એનું ગુંથાતું પોત ઝળવામાં....
કુદરત લઈને માણસ ફરતો કુદરતથીયે દૂર કેવું મેરુનું મંન ચળવામાં....

●

# નિબંધની નવી દિશા

## રઘુવીર ચૌધરી

છેલ્લાં ત્રણ વર્ષમાં શ્રી ભોળાભાઈ પટેલે નિબંધો લખ્યા અને 'સાહિત્ય ત્રૈમાસિક'માં શ્રી નિરંજન ભગતે સાદ્યંત છાપ્યા એ ઘટનાનો હું મહિમા કરું છું. સાહિત્ય બંધ થયું અને 'વિદિશા'નું પ્રકાશન થયું. એ નામનો નિબંધ પહેલા અંકમાં પ્રગટ થયેલો અને સાહિત્યરસિકોને સ્મૃતિમાં છવાઈ ગયેલો. પણ ભોળાભાઈ જાણીતા થયા 'ખજુરાહો' લખ્યા પછી. નિબંધ વાંચવાયોગ્ય છે, પણ શ્રી ચીમનલાલ ચકુભાઈએ એ વાંચ્યો ન હોત તો વિવાદને કારણે વધેલા યશથી ભોળાભાઈ વંચિત રહી ગયા હોત. શ્રી ચી. ચ.એ તો એ નિબંધ વાંચીને રજનીશજીને પણ રાજી થવા જણાવ્યું, ભોળાભાઈ એ ડી. એચ. લૉરેન્સને યાદ કરેલા એ શૈલીમાં.

ખજુરાહો વિશે લખતાં ભોળાભાઈએ એક અભ્યાસી પ્રવાસીની હેસિયતથી સુલભ થઈ એ બધી વિગતો આપી છે. ત્યાંનાં વિવિધ મંદિરોનાં શિલ્પોનો પરિચય આપ્યો છે. જે મુદ્રાઓ શિલ્પ, સાહિત્ય અને નૃત્યમાં પણ જાણીતી છે, એમનાં ટૂંકાં સુંદર શબ્દ ચિત્રો આપ્યાં છે. ખજુરાહોની શિલ્પસમૃદ્ધિ વિશે સચિત્ર પુસ્તકો સુલભ છે. ભોળાભાઈનો નિબંધ વાંચનારને આ શબ્દછવિ સૌમ્ય લાગવાની. માધ્યમ બદલાતાં ઘણો ફેર પડે છે. તેમ છતાં કહેવું જોઈએ કે આ નિબંધમાં લેખકે પોતાના સૌન્દર્યાનુભવની વાત કરવાને બદલે નિરીક્ષણની વિગતો વધુ આપી છે. એટલું જ નહિ, કલાકૃતિના મૂળ આધારોની વાત ભારપૂર્વક કરી છે. દાખલા તરીકે વાત્સ્યાયનના કામસૂત્ર સાથે અહીંનાં શિલ્પોનો સંબંધ સ્થાપિત કરવામાં ભોળાભાઈનો સૌન્દર્યાનુભવ પીછેહઠ કરતો લાગે છે. ભાવમાંથી વિગત ભણી જવું અહીં ઇષ્ટ લાગવું જોઈતું ન હતું. પણ ભણ્યો ભૂલે એ કહેવતનો લેખક દાખલો બની ગયા છે. ચીમનલાલ ચકુભાઈ જુનવાણી હશે એ ખરું પણ ભોળાભાઈનું ધ્યાન માત્ર સૌન્દર્ય-

## સંદર્ભ

### પત્રકારત્વ : લેખસૂચિ

સંપા. નવલસિંહ વાઘેલા

સંપા. : પ્રકાશ વેગડ

[છેલ્લા કેટલાક દાયકાઓમાં પત્રકારત્વના ક્ષેત્રે ઘણું જ ખેડાણ થયેલું છે. ગુજરાતી ભાષાનાં 'પત્રકારત્વ' સંબંધી લખાયેલા સામયિક-લેખોનો આ સૂચિમાં સમાવેશ કર્યો છે. આ કાર્ય માટે ગુજરાતી સાહિત્યનાં 'અખંડઆનંદ', 'ઊર્મિનવરચના', 'કુમાર', 'ગ્રંથ', 'નવચેતન', 'નિરીક્ષક', 'પરબ', ફાર્બસ ગુજરાતી સભા–ત્રૈમાસિક', 'બુદ્ધિપ્રકાશ', 'મિલાપ', 'વિદ્યાપીઠ', 'વિશ્વમાનવ' અને 'સંસ્કૃતિ' એમ કુલ ૧૩ સામયિકોમાં જૂન ૧૯૮૦ સુધી પ્રગટ થયેલા લેખોનો તેમજ ગુજરાતી સાહિત્યના વિવેચનગ્રંથોમાં ગ્રંથસ્થ થયેલાં 'પત્રકારત્વ' સંબંધી લેખોનો અહીં સમાવેશ કર્યો છે. આ ઉપરાંત છેલ્લે ગુજરાતી સાહિત્ય પરિષદના સંમેલનોના અહેવાલોમાં પ્રગટ થયેલા 'પત્રકારત્વ' વિષય પરના લેખોની અલગ સૂચિ આપી છે

આ લેખોને પત્રકારત્વ, પત્રકારો, વર્તમાનપત્ર, વર્તમાનપત્ર-તંત્રી એમ મુખ્ય ચાર વિભાગોમાં વિભક્ત કરી લેખકની અટકના અકારાદિ ક્રમમાં મૂક્યા છે; જેમાં લેખનું નામ, સામયિકનું નામ, ગ્રંથ (અંક) માસ વર્ષ અને પૃષ્ઠનિર્દેશની વિગતો આપેલી છે.]

આશા છે કે આ સૂચિ પત્રકારત્વ વિષયમાં રસ ધરાવતા જિજ્ઞાસુઓને ઉપયોગી બની રહેશે.

**પત્રકારત્વ**

અક્કડ, વલ્લભદાસ

પત્રકારત્વનો કીર્તિ-ધ્વજ. **મિલાપ** અંક ૧૧૭, સપ્ટે. ૧૯૫૯. પૃ. ૨૦–૨૨.

ઉદ્દેશી, ચાંપશીભાઈ વિ.

આપણું સિને- પત્રકારત્વ. **નવચેતન** ૩૩,૫) ઓગસ્ટ ૧૯૫૪. પૃ. ૪૬૩–૪૬૬.

—**નવચેતન** ૪૬ (૪) જુલાઈ ૧૯૬૭. પૃ. ૪૦૫–૪૦૮.

પત્રકારત્વ વિશે પ્રશ્નોત્તરી. **નવચેતન** ૪૭ (૫) ઓગસ્ટ ૧૯૬૮ પૃ. ૪૧૫–૪૧૬.

પત્રકારત્વ : મેવા કે ધંધો. **નવચેતન** ૩૬ (૬) સપ્ટે ૧૯૫૭. પૃ. ૫૮૦–૫૮૨.

એલેક્ઝાંડર, હોરેસ

ચોંકાવનારું પત્રકારિત્વ. **મિલાપ** અંક ૭૩, જાન્યુ. ૧૯૫૬. પૃ ૪૭–૪૯.

કાલેલકર, કાકાસાહેબ

પત્રકારોને દિશાસૂચનો. **બુદ્ધિપ્રકાશ** ૯૫(૨) એપ્રિલ-જૂન ૧૯૪૮. પૃ. ૧૩૭–૧૪૧.

ક્રેબાઈટીસ, પીએરી

ઈજીપ્તનું પત્રકારિત્વ; પીયુષ કૃત અનુ. **નવચેતન** ૧૩. (૪–૫) જુલાઈ-ઓગસ્ટ ૧૯૨૮ પૃ. ૩૫૨–૩૬૧.

ખુશવંતસિંઘ

પત્રકારત્વ : ગઈ કાલનું અને આવતી કાલનું; સુરેશ સામાણી કૃત અનુ. **નિરીક્ષક** ૧૩ (૨૨) જાન્યુ. ૧૯૮૦. પૃ. ૫–૮.

ગુજરાતી પત્રકાર પરિષદ. **બુદ્ધિપ્રકાશ** ૭૧(૧૧) નવે. ૧૯૨૪. પૃ. ૩૪૬–૩૪૮.

ચૌધરી, રઘુવીર

ફલશ્રુતિ. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૪૪૫–૪૫૦.

ડગલી, વાડીલાલ

સાહિત્ય અને પત્રકારત્વ. **નિરીક્ષક** ૧૩ (૩૭) મે ૧૯૮૦. પૃ. ૧૩–૧૪.

—**નિરીક્ષક** ૧૩ (૩૮) મે ૧૯૮૦.

—**પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૩૦૫-૩૧૧.

દલાલ, યાસીન

સ્વાતંત્ર્યોતર ગુજરાતી પત્રકારત્વ. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૩૨૯–૩૩૬.

દેસાઈ, કુમારપાળ

સાહિત્ય અને પત્રકારત્વનો સંબંધ. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૪૦૧–૪૧૦.

દેસાઈ, જિતેન્દ્ર ઠા.

ગુજરાતી પત્રકારત્વ. **વિદ્યાપીઠ** ૧ (૧) જાન્યુ.–ફેબ્રુ ૧૯૬૩. પૃ. ૩૪–૩૭.

દેસાઈ, નીરૂ

નિષ્ઠા અને ખુમારીનો રણકાર. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૪૩૭–૪૩૮.

દેસાઈ, પ્રાણલાલ કીરપારામ

પત્રકારોનાં કર્તવ્યો અને જવાબદારીઓ. **બુદ્ધિપ્રકાશ** ૭૧ (૧૧) નવે. ૧૯૨૪. પૃ. ૩૨૨–૩૨૮.

દેસાઈ, હરિભાઈ

તંગીને મોકલો એ પહેલાં. **નવચેતન** ૪૬ (૬) માર્ચ ૧૯૬૭. પૃ ૬૪૯–૬૫૧.

નહેરુ, જવાહરલાલ

કોઈક છાને ખૂણેય. **મિલાપ** અંક ૩૪, ઓકટો. ૧૯૫૨. પૂંઠા નં. ૨ અને પૃ ૪૧–૪૨.

નાણાવટી, શશિકાન્ત

વ્યવસાયી પત્રકારોની સમસ્યા. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૪૩૨–૪૩૬.

પટેલ, ચીમનભાઈ

પત્રકાર : એક વિધાયક પરિબળ. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૩૭૬–૩૮૪.

પટેલ, જયવદન

ગુજરાતી પત્રકારત્વ અને વૃત્તાંતનિવેદન. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૩૩૭–૩૪૧.

પટેલ, રણજિત

પત્રકારત્વ. **અર્વાચીન ગુજરાતી સાહિત્યસ્વરૂપોનો વિકાસ** પૃ. ૨૧૨–૨૧૫.

પત્રકાર જગતનું સ્વાતંત્ર્ય. **નિરીક્ષક** ૧ (૧૯) ડિસે. ૧૯૬૮. પૃ. ૨૧.

પત્રકારનું જાહેરનામું. **મિલાપ** અંક ૫૬, ઓગસ્ટ ૧૯૫૪. પૃ. ૫૨.

પત્રકારિત્વ. **સંસ્કૃતિ** ૩ (૭) જુલાઈ ૧૯૪૯. પૃ. ૨૪૫.

પત્રકારિત્વની ચાલણગાડી. **મિલાપ** અંક ૧૫૧, જુલાઈ ૧૯૬૨. પૃ. ૧૬.

પંચોલી, ઈશ્વર જે.

પ્રબળ શક્તિની રચનાત્મકતા. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૩૮૫–૩૮૯.

પંડ્યા, રંજિતલાલ હરિલાલ

ગુજરાતના પત્રકારોની સભા. **બુદ્ધિપ્રકાશ** ૬૫ (૧૦) ઓકટો. ૧૯૧૮. પૃ. ૨૯૧–૨૯૬.

પંડ્યા, વિષ્ણુ

પત્રકારત્વના પ્રવાહો. **નવચેતન** ૫૩ (૧૨) માર્ચ ૧૯૭૫. પૃ. ૭૦.

સદ્‌ગત ચાંપશીભાઈ ઉદ્દેશી. **સંસ્કૃતિ** ૨૮ (૪) એપ્રિલ ૧૯૭૪. પૃ. ૧૦૮

જોશી, કનૈયાલાલ

સ્મૃતિના ઝંકાર. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પ. ૮૯–૯૦.

જોશી, દક્ષિણકુમાર

અચલ શ્રદ્ધાનો માનવદીપ મુ. ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૬૫–૬૭.

ત્રણ સમવયસ્ક મિત્રો : રવિભાઈ, ધૂમકેતુ અને ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧૨) માર્ચ ૧૯૭૮. પૃ. ૧૪–૧૭.

જોશી, શિવકુમાર

પુણ્યાત્મા મુ. ચાંપશીભાઈ **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ ૪૯.

તંત્રી, 'કુમાર'

(સ્વ.) ચાંપશીભાઈ ઉદ્દેશી **કુમાર** ૫૧ (૩) માર્ચ ૧૯૭૪. પૃ. ૮૬–૮૭.

તંત્રી, 'નવચેતન'

અમદાવાદના 'લોકસમાચાર' દૈનિકે આ પત્રના તંત્રીની લીધેલી મુલાકાત વેળાની પ્રશ્નોત્તરી **નવચેતન** ૪૬ (૪) જુલાઈ ૧૯૬૭. પૃ ૪૮૩–૪૮૪

અમદાવાદ 'પ્રભાત' દૈનિકે આ પત્રના તંત્રીની લીધેલી મુલાકાત વેળાની પ્રશ્નોત્તરી **નવચેતન** ૪૬ (૪) જુલાઈ ૧૯૬૭ પૃ ૪૮૫-૪૮૭.

આકાશવાણી અમદાવાદે આ પત્રના તંત્રીની લીધેલી મુલાકાત વેળાની પ્રશ્નોત્તરી **નવચેતન** ૪૬ (૪) જુલાઈ ૧૯૬૭. પૃ ૪૮૧–૪૮૨

આ પત્રના તંત્રીનું કલકત્તામાં થયેલું બહુમાન. **નવચેતન** ૪૬ (૫) ફેબ્રુ ૧૯૬૭ પૃ ૫૭૯–૫૮૫, ૫૮૯.

આ પત્રના તંત્રીનો સન્માન સમારંભ. **નવચેતન** ૪૧ ( ) જૂન ૧૯૬૨. પૃ ૩૨૫–૩૩૦.

—**નવચેતન** ૪૬ (૩) જૂન ૧૯૬૭ પૃ ૩૬૧–૩૬૭.

દલાલ, રમણીકલાલ જ.

ચાંપશીભાઈ એટલે 'નવચેતન'. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ-મે ૧૯૭૪ પૃ ૬૧–૬૩.

દેસાઈ, કુમારપાળ

વાત્સલ્યમૂર્તિ ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૬૧–૭૨.

'નવચેતન'કારને અમદાવાદ અભિનંદે છે **નવચેતન** ૬૧ (૨) મે ૧૯૫૨. પૃ ૯૩–૯૬.

'નવચેતન' કારને એમની જ્ઞાતિ બિરદાવે છે **નવચેતન** ૫૦ (૬) માર્ચ ૧૯૭૨ પૃ. ૮૪૧–૮૪૩, ૮૪૯.

નાયક, પ્રાણસુખ

નિષ્ઠાવાન વાત્સલ્યમૂર્તિ શ્રી ચાંપશીભાઈ **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪ પૃ ૭૭ ૭૮.

નારાયણનગર સન્માને છે 'નવચેતન'કારને **નવચેતન** ૫૧ (૨) મે ૧૯૭૨ પૃ ૨૩૬–૨૩૮.

પટેલ, લાલભાઈ બી

સાહિત્યઋષિ ચાંપશીકાકા. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪ પૃ. ૮૬.

પરમાર, જયન્ત

ચાંપશીભાઈ ગયા! મન માનતુ નથી **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪ પૃ ૮૩ ૮૫

પરમાર, તખ્તસિંહ

ચાંપશીભાઈ: ચિંતક અને સર્જક. **નવચેતન** ૪૬ (૨) નવે. ૧૯૬૭. પૃ ૧૭૧–૧૮૦

—**નવચેતન** ૪૬ (૩) ડિસે. ૧૯૬૭ પૃ ૩૬૩–૩૬૮, ૩૯૨.

—**નવચેતન** ૪૬ (૪) જાન્યુ ૧૯૬૮ પૃ ૪૩૩–૪૩૯.

—**નવચેતન** ૪૬ (૫) ફેબ્રુ. ૧૯૬૮. પૃ ૫૩૭–૫૪૨.

પંડ્યા, અમિયત

સન્નિષ્ઠ સંપાદક મુ. શ્રી ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે. ૧૯૭૪. પૃ. ૬૯–૭૦.

પંડ્યા, નવીનચંદ્ર

વાત્સલ્યનો ઝરો ચાંપશીભાઈ **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪ પૃ. ૫૯–૬૦.

પ્રેમાનંદ સાહિત્યસભા 'નવચેતન'કારને સન્માને છે. **નવચેતન** ૫૦ (૬) માર્ચ ૧૯૭૨. પૃ. ૮૩૭–૮૪૦.

બોકર, ગુલાબદાસ

ચાંપશીભાઈ **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ-મે ૧૯૭૪. પૃ. ૨૫.

ભટ્ટ, વિનોદ

(સ્વ.) ચાંપશીભાઈ ઉદ્દેશી. **કુમાર** ૫૪ (૩) માર્ચ ૧૯૭૭. પૃ. ૮૬–૮૮.

મજમુદાર, ચંદ્રકાન્ત જ.

'નવચેતન'કાર શ્રી ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૯૩–૯૪.

મહેતા, ચંપકલાલ

(સ્વ.) ચાંપશીભાઈના જીવન ઘડવૈયાઓ. **નવચેતન** ૫૩ (૧૨) માર્ચ ૧૯૭૫. પૃ. ૧૧.

સામયિક સંચાલનના સફળ સાધક શ્રી ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૮૭.

મહેતા, જશવંત

એક મુરબ્બી, જેમને મેં હજી તો ઓળખવાની શરૂઆત કરી હતી. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪ પૃ. ૫૩–૫૪.

મહેતા, વાસુદેવ

ચાંપશીભાઈ કેમ અમર રહેશે? **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૩૩–૩૪.

માસ્તર, ધર્મેન્દ્ર 'મધુરમ્'

(સ્વ) ચાંપશીભાઈના જીવનની વાતો. **નવચેતન** ૫૩ (૧૨) માર્ચ ૧૯૭૫. પૃ. ૧૯.

સૌજન્યમૂર્તિ ચાંપશીભાઈનું સાહિત્ય તપ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૮૨

મૌર્ય, વિજયગુપ્ત

મને યાદ આવે છે એ પહેલો મેળાપ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૫૧.

યાજ્ઞિક, ચંદ્રકાન્ત

નિષ્ઠાવાન તંત્રી શ્રી ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪ પૃ. ૯૧.

રાવત, બચુભાઈ

'નવચેતન'કાર ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૨૬.

રાવળ, અનંતરાય

અસામાન્ય સામાન્યતા. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૨૫, ૩૧.

રાવળ, રવિશંકર

ચાંપશીભાઈ સપ્તતિ; રવિશંકર રાવળ અને બચુભાઈ રાવત કૃત. **કુમાર** ૩૯ (૩) માર્ચ ૧૯૬૨. પૃ. ૧૦૦.

સહધર્મી સદ્‌ગત સુહૃદ શ્રી ચાંપશીભાઈ. **નવચેતન** ૫૬ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૩-૧૫.

વાળંદ, નરોત્તમ

સૌજન્યમૂર્તિ ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૭૩–૭૪.

શર્મા, ભગવતીકુમાર

લીલી સાહી, લીલુડો સંબંધ, લીલોછમ માનવી. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૫૭–૫૮, ૬૦.

શાહ, જયંતીલાલ

મૂર્તિમંત કર્તવ્ય. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૧૦૫–૧૦૬.

શાહ, પ્રકાશ ન.

સદ્ગત ચાંપશીકાકા. **વિશ્વમાનવ** અંક ૧૫૮, ફેબ્રુ ૧૯૭૪. પૃ. ૧.

શાહ, મુકુન્દ પી.

મારા 'સાહિત્યપિતા' **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ મે ૧૯૭૪. પૃ ૩૫–૩૮.

શાહ, મૂળજીભાઈ પી.

તપસ્વી પત્રકાર ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪ પૃ ૪૩–૪૫.

'નવચેતન'ની અને 'નવચેતન'કારની ઘડતરકથા. **નવચેતન** ૫૧ (૩) જૂન ૧૯૭૨. પૃ. ૨૫૬–૨૬૩.

'શિવમ્ સુંદરમ્' ઉપ.

અનોખા ફકીર. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ-મે ૧૯૭૪. પૃ ૮૧.

શુક્લ, બંસીધર

પ્રેરણામૂર્તિ ચાપશીકાકા **નવચેતન** ૫૩(૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૭૯–૮૦.

શુક્લ, યજ્ઞેશ હ

વત્સલ વડીલ ચાંપશીભાઈ. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ મે ૧૯૭૪. પૃ. ૧૭–૨૪.

સાંડેસરા, ભોગીલાલ જ.

ચાપશીભાઈનાં કેટલાંક સ્મરણો. **નવચેતન** ૫૩ (૧–૨) એપ્રિલ–મે ૧૯૭૪. પૃ. ૪૧–૪૨.

**ચિપલૂણકર અને બીજા**

વિદ્યાલંકાર, શંકરદેવ.

મરાઠી પત્ર-સૃષ્ટિના સપ્તર્ષિ. **કુમાર** ૪૨ (૫) મે ૧૯૬૫. પૃ. ૧૭૫–૧૭૬.

**ચીમનલાલ ચકુભાઈ શાહ**

શાહ, રમણલાલ સી

ચીમનલાલ ચકુભાઈ શાહ **કુમાર** ૫૬ (૧) જાન્યુ. ૧૯૭૯, પૃ. ૬–૧૦.

**ચુનીલાલ વ. શાહ**

તંત્રી, 'કુમાર'

(સ્વ) ચુનીલાલ વર્ધમાન શાહ. **કુમાર** ૪૩ (૫) મે ૧૯૬૬. પૃ. ૧૫૭.

પારેખ, મધુસૂદન.

પીઢ નવલકથાકાર અને પત્રકાર ચુનીલાલ વ. શાહનો દેહવિલય. **બુદ્ધિપ્રકાશ** ૧૧૩ (૫) મે ૧૯૬૬. પૃ ૧૩૧

પેટલીકર, ઈશ્વર

ચુનીલાલ વ. શાહની ષષ્ઠિપૂર્તિ **ઊર્મિનવરચના** ૧૭ (૮) નવે ૧૯૪૭ પૃ. ૭૧-૭૩.

**ચેરાવૂરી યજ્ઞેશ્વર ચિંતામણિરાવ**

તંત્રી, 'કુમાર'

સી. વાઈ. ચિંતામણિ (ચેરાવૂરી યજ્ઞેશ્વર ચિંતામણિરાવ) **કુમાર** ૨૪ (૭) જુલાઈ ૧૯૪૭. પૃ. ૧૮૮, ૧૯૪–૧૯૭.

**ચ્યવનરાય શુક્લ**

તંત્રી, 'નિરીક્ષક'

એક પત્રકારની જિંદગી. **નિરીક્ષક** ૧ (૩૦) માર્ચ ૧૯૬૯ પૃ ૨૩–૨૪.

**છબીલદાસ અંકલેશ્વરિયા**

શુક્લ, યજ્ઞેશ હ.

(સ્વ) છબીલદાસ અંકલેશ્વરિયા **નવચેતન** ૩૭ (૨) નવે ૧૯૫૮. પૃ ૨૭૩–૨૮૦.

**જવાહરલાલ નહેરુ**

રાવ, ચલપતિ

પત્રકાર નહેરુ **નિરીક્ષક** ૫ (૪૩) જૂન ૧૯૭૩. પૃ ૯–૧૦.

**જાદવજી દાહ્યાજી ચૌધરી**

વિદ્યાલંકાર, શંકરદેવ

જાદવજી દાહ્યાજી ચૌધરી. **કુમાર** ૪૮ (૭) જુલાઈ ૧૯૭૧. પૃ. ૨૩૯–૨૪૨

**ઝવેરચંદ મેઘાણી**

પરમાર, જયમલ્લ

પત્રકાર મેઘાણીભાઈનાં સંભારણાં. **ઊર્મિ-નવરચના** ૪૩ (૧) એપ્રિલ ૧૯૭૨. પૃ. ૬૫–૭૦.

મઢિયા, ચુનીલાલ

સહૃદય દાર્શનિક સમા પત્રકાર. **ઊર્મિ-નવરચના** ૧૭ (૧) એપ્રિલ ૧૯૪૭. પૃ. ૭૦–૭૪. –**ઊર્મિનવરચના** ૪૩ (૫) ઑગસ્ટ ૧૯૭૨. પૃ. ૩૫૩–૩૫૬.

સતીકુમાર, મગનલાલ

પત્રકારત્વનું શિયળ સાચવનાર. **ઊર્મિનવ-રચના** ૧૭ (૧) એપ્રિલ ૧૯૪૭. પૃ. ૬૯, ૬૭

**તિલક, લોકમાન્ય**

જમીનદાર, રમેશ

તિલકઃ લોકશાહી સ્વરાજના ઉદ્‌ગાતા. **વિદ્યા-પીઠ** ૧૧ (૨) માર્ચ–એપ્રિલ ૧૯૭૩. પૃ. ૭૪–૭૮.

નીડર પત્રકાર તિલક. **વિદ્યાપીઠ** ૮ (૪) જુલાઈ–ઑગસ્ટ ૧૯૭૦. પૃ. ૨૧૪–૨૧૭.

**ધનશંકર ત્રિપાઠી**

તંત્રી, 'નવચેતન'

વયોવૃદ્ધ સાહિત્યકાર શ્રીયુત ધનશંકર ત્રિપાઠીનું બહુમાન. **નવચેતન** ૩૪ (૩) જૂન ૧૯૫૫. પૃ. ૩૪૦–૩૪૧.

શાહ, પી. કે.

પંડિત યુગના સર્જક અને પત્રકાર શ્રીયુત ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. **નવચેતન** ૩૪ (૨) મે ૧૯૫૫. પૃ. ૨૧૫–૨૧૯.

**નવનીત સેવક**

શાહ, મુકુન્દ

લોકપ્રિય લેખક અને પત્રકાર શ્રી નવનીત સેવકનું દુઃખદ અવસાન. **નવચેતન** ૫૯ (૧) એપ્રિલ ૧૯૮૦. પૃ. ૬૫.

**નાનાસાહેબ પસળેકર**

તંત્રી, 'કુમાર'

નાનાસાહેબ પસળેકર. **કુમાર** ૩૪ (૩) માર્ચ ૧૯૫૭. પૃ. ૮૮–૮૯, ૯૯.

વિદ્યાલંકાર, શંકરદેવ

એક વિરલ અને સંનિષ્ઠ મહારાષ્ટ્રિયન પત્રકાર નાનાસાહેબ પસળેકર. **નવચેતન** ૫૨ (૫) સપ્ટે. ૧૯૭૩. પૃ. ૪૯૮–૫૦૨.

**નોર્થક્લીફ, લોર્ડ**

વસાણી, વ્રજલાલ

લોર્ડ નોર્થક્લીફ. **નવચેતન** ૩૯ (૫) ફેબ્રુ. ૧૯૬૧. પૃ. ૫૯૪–૫૯૬.

વિભાકર, નૃસિંહદાસ

લોર્ડ નોર્થક્લીફ યાને પત્રકારોનો નેપોલિયન **નવચેતન** ૨ (૧–૨) ઑક્ટો.–નવે. ૧૯૨૨. પૃ. ૬–૮.

**પરમાનંદભાઈ કાપડિયા**

ગાંધી, ભોગીલાલ

પરમાનંદભાઈ : ઓલિયા આદમી; ભોગીલાલ ગાંધી અને સુભદ્રા ગાંધી કૃત. **વિશ્વમાનવ** અંક ૧૨૫, મે ૧૯૭૧. પૃ. ૨૬૦–૨૬૨.

જોશી, ઉમાશંકર

સદ્‌ગત પરમાનંદભાઈ **નિરીક્ષક** ૩ (૩૩) એપ્રિલ ૧૯૭૧. પૃ. ૮.

—**સંસ્કૃતિ** ૨૫ (૫) મે ૧૯૭૧. પૃ ૧૬૬–૧૬૭.

પરમાર, જયમલ્લ

પ્રબુદ્ધ. પરમાનંદભાઈ કાપડિયા. **ઊર્મિ-નવરચના** ૪૨ (૨) મે ૧૯૭૧. પૃ. ૮૭.

પરીખ, ધીરુભાઈ

પ્રબુદ્ધ પુરુષ પરમાનંદભાઈ **કુમાર** ૪૮ (૯) સપ્ટે. ૧૯૭૧ પૃ. ૩૩૫–૩૩૮.

રાવળ, રવિશંકર મ.

સદ્‌ગત શ્રી પરમાનંદ કાપડિયા. કુમાર ૪૮ (૫) મે ૧૯૭૧. પૃ. ૧૬૭-૧૬૮.

**પાલનજી માદાન**

શુક્લ, યજ્ઞેશ

એ મહાન પત્રકારો. કુમાર ૪૮ (૧૨) ડિસે. ૧૯૭૧. પૃ ૫૧૯-૫૨૦.

**પીટર ઝેંગર**

પરીખ, ધીરુભાઈ

પીટર ઝેગર. કુમાર ૫૦ (૧) જાન્યુ. ૧૯૭૩. પૃ. ૪-૬.

**પીતાંબર પટેલ**

જોશી, ઉમાશંકર

સદ્‌ગત પીતાંબર પટેલ સંસ્કૃતિ ૩૧ (૫) મે ૧૯૭૭. પૃ. ૨૪૪.

**બકુલેશ**

ગાંધી, ભોગીલાલ

(સ્વ.) બકુલેશ : કરમાઈ ગયેલી પ્રતિભાની યાદમાં. વિશ્વમાનવ અંક ૧ જાન્યુ ૧૯૫૮ પૃ ૩૭-૩૮.

**બટુકભાઈ દીક્ષિત**

શર્મા, ભગવતીકુમાર

(સ્વ ) બટુકભાઈ દીક્ષિત કુમાર ૫૭ (૨) ફેબ્રુ ૧૯૮૦ પૃ ૪૫-૪૮, ૫૦.

**બાદરાયણ**

શુક્લ, યજ્ઞેશ હ.

બાદરાયણ : પત્રકારનો જીવ ફાર્બસ ગુજરાતી સભા-ત્રૈમાસિક ૪૨ (૩) જુલાઈ સપ્ટે ૧૯૭૭. પૃ. ૧૬૨-૧૬૭

**મણિલાલ ઇચ્છારામ દેસાઈ**

'પીયુષ' ઉપ.

પત્રકારજીવનની અર્ધશતાબ્દીના થોડાક સ્મરણીય અસંગો. **નવચેતન** ૫૬ (૮-૯) નવે.-ડિસે ૧૯૭૭. પૃ. ૪૯-૫૨.

—**નવચેતન** ૫૬ (૧૦) જાન્યુ. ૧૯૭૮. પૃ. ૪૯–૫૨

પાંચ દાયકા ઉપરના પત્રકાર જીવનની લીલીસૂકી. **નવચેતન** ૫૮ (૭–૮) ઓકટો.-નવે. ૧૯૭૯. પૃ. ૩૩–૩૮.

—**નવચેતન** ૫૮ (૯) ડિસે. ૧૯૭૯ પૃ. ૩૩–૩૮

—**નવચેતન** ૫૮ (૧૦) જાન્યુ ૧૯૮૦. પૃ. ૩૩–૩૭.

યાતનાના ચૌદ માસ. **નવચેતન** ૪૪ (૨) નવે. ૧૯૬૫. પૃ. ૨૬૯–૨૭૬.

**નવચેતન** ૪૪ (૩) ડિસે. ૧૯૬૫. પૃ. ૩૭૧–૩૭૬.

'વંદેમાતરમ્'માં પત્રકાર તરીકે મારું ઘડતર. **નવચેતન** ૪૦ (૨) નવે. ૧૯૬૧. પૃ. ૨૩૩–૨૪૨.

**રમણભાઈ નીલકંઠ**

ઝવેરી, બિપિન

પત્રકાર રમણભાઈ. **બુદ્ધિપ્રકાશ** ૧૧૫ (૭) જુલાઈ ૧૯૬૮. પૃ. ૨૪૫ ૨૪૯.

**રવિશંકર મહેતા**

અક્કડ, વલ્લભદાસ

રવિશંકર મહેતા. **કુમાર** ૩૬ (૧૧) નવે. ૧૯૫૯. પૃ. ૪૫૩–૪૫૪.

**રામનાથ ગોએન્કા**

તંત્રી, 'વિશ્વમાનવ'

અટંકી ટેક. **વિશ્વમાનવ** અંક ૨૦૦. ઓગસ્ટ ૧૯૭૭. પૃ. ૪૦૫–૪૦૮.

**રામાનંદ ચટ્ટોપાધ્યાય**

ઉદેશી, ચાંપશીભાઈ વિઠ્ઠલદાસ

રામાનંદ ચેટરજી. **નવચેતન** ૧૦ (૧) ઓકટો. ૧૯૨૬ પૃ. ૩૯–૪૪.

વિરલ ભારતીય પત્રકાર સ્વ રામાનંદ ચેટરજી. **નવચેતન** ૪૪ (૫) ઓગસ્ટ ૧૯૬૫, પૃ. ૪૬૪–૪૬૫.

કાપડીઆ, રંગીલદાસ

(સ્વ.) રામાનંદ ચેટરજી : એક તેજસ્વી પત્રકાર. **નવેતન** ૨૨ (૨) નવે. ૧૯૪૩. પૃ. ૧૦૦–૧૦૫.

ચતુર્વેદી, બનારસીદાસ

આદર્શ પત્રકાર સ્વ રામાનંદ ચટ્ટોપાધ્યા[illegible] મુકુન્દ પી. શાહ કૃત અનુ **નવચેતન** ૩૨ (૧ ઓગસ્ટ ૧૯૫૩. પૃ. ૪૬૧–૪૬૫.

તંત્રી, 'કુમાર'

રામાનંદ ચટ્ટોપાધ્યાય **કુમાર** ૮ (૭) અષાઢ સં. ૧૯૮૭. પૃ. ૨૪૯–૨૫૩.

તંત્રી, 'ઊર્મિનવરચના'

(સ્વ) રામાનંદ બાબુ. **ઊર્મિનવરચના** ૧ (૭) ઓકટો. ૧૯૪૩. પૃ. ૧૬૬–૧૬૭.

તંત્રી, 'કુમાર'

રામાનંદ ચટ્ટોપાધ્યાય. **કુમાર** ૮ (૭) અષ[illegible] સં. ૧૯૮૭. પૃ. ૨૪૯–૨૫૩

ધનભૂરા, ફરામરોજ

રામાનંદ ચેટરજી મુંબઈની મુલાકાતે. **નવચેત[illegible]** ૧૧ (૫) ઓગસ્ટ ૧૯૩૨ પૃ. ૩૭૮–૩૮૦.

મેઘાણી, રમણીક

નીડર પત્રકાર. **ઊર્મિનવરચના** ૧૩ (૯ ડિસે. ૧૯૪૩. પૃ. ૨૪૩–૨૪૭.

**રોય હર્બર્ટ ટોમસન, લોર્ડ**

હર્ષ, અશોક

લોર્ડ રોય હર્બર્ટ ટોમસન. **કુમાર** ૫૪ (૧ જાન્યુ. ૧૯૭૭. પૃ. ૩–૬, ૨૭.

—કુમાર ૫૪ (૨) ફેબ્રુ ૧૯૭૭. પૃ ૩૯–૪૨.

.રગીઝ

ાહ, ચીમનલાલ ચકુભાઈ

વરગીઝ કેસનો ચુકાદો. વિશ્વમાનવ અંક ૭૯, નવે. ૧૯૭૫. પૃ. ૪૬૧–૪૬૪.

ાડીલાલ મોતીલાલ શાહ

વિ, દયાશંકર ભ.

વાડીલાલ મોતીલાલ શાહ. નવચેતન ૧૦ (૫) ુ ૧૯૩૨. પૃ ૩૮૧–૩૮૭.

ાણીભાઈ પુરોહિત

મલિલાષકુમાર

કવિ શ્રી વેણીભાઇ પુરોહિતની મુલાકાત. વચેતન ૪૮ (૪) જાન્યુ. ૧૯૭૦. પૃ. ૩૧૭–૩૨૦.

ટ્ટ, વિનોદ

વેણીભાઈ પુરોહિત. કુમાર ૫૪ (૬) જૂન ૯૭૭ પૃ. ૧૮૫–૧૮૭.

ંકરરાવ કિર્લોસ્કર

ાળે, વા.

એક મરાઠી તંત્રીના અનુભવો, શશિન ઓઝા ત અનુ નવચેતન ૩૯ (૬) માર્ચ ૧૯૬૧. ૭૦૩–૭૦૪.

ાાન્તિલાલ શાહ

ટ્ટ, વિનોદ

શાન્તિલાલ શાહ. કુમાર ૫૪ (૪) એપ્રિલ ૯૭૭ પૃ. ૧૧૯–૧૨૧.

સચીન ચૌધરી

ાાસ્ત્રી, રમાનાથ

પત્રકાર સચીન ચૌધરીનો દેહવિલય બુદ્ધિપ્રકાશ ૧૪ (૧) જાન્યુ ૧૯૬૭ પૃ. ૩.

ામળદાસ ગાંધી

ુકલ, યજ્ઞેશ હ

સામળદાસ ગાંધીના સાન્નિધ્યમાં ઓગણીસ વર્ષ. વચેતન ૩૨ (૨) નવે ૧૯૫૩ પૃ ૧૨૩–૧૩૫.

સીતારામ શર્મા

તંત્રી, 'કુમાર'

પ્રગતિશીલ પત્રકાર સ્વ. સીતારામ શર્મા. કુમાર ૪૩ (૩) માર્ચ ૧૯૬૬ પૃ ૯૫.

સી. પી. સ્કોટ

ચતુર્વેદી, બનારસીદાસ

જગતનો આદર્શ પત્રકાર સી. પી. સ્કોટ નવચેતન ૧૪ (૬) સપ્ટે. ૧૯૩૫. પૃ. ૪૪૧–૪૪૭

સોમાલાલ શાહ

શાહ, ચિમનલાલ મંગળદાસ

પરિશ્રમશીલ અને પ્રયોગશીલ પત્રકાર. નવચેતન ૨૭ (૪) જાન્યુ ૧૯૪૯. પૃ. ૩૧૩–૩૧૬.

સોરાબજી પાલનજી કાપડિયા

શુક્લ, યજ્ઞેશ હ.

સોરાબજી પાલનજી કાપડિયા. કુમાર ૪૯ (૨) ફેબ્રુ. ૧૯૭૨ પૃ. ૬૧–૬૩

—નવચેતન ૩૫ (૨) નવે. ૧૯૫૬. પૃ. ૧૩૭–૧૪૭.

—નવચેતન ૪૦ (૪) જુલાઈ, ૧૯૬૧. પૃ ૩૯૩–૩૯૮.

સ્વામી આનંદ

કાલેલકર, કાકાસાહેબ

સ્વામી આનંદ મિલાપ અંક ૩૧૭, મે ૧૯૭૬. પૃ ૨૧–૨૪.

ડગલી, વાડીલાલ

સ્વામી આનંદ. બાપે ચડાવેલી ચેતના. ગ્રંથ ૧૩ (૨) ફેબ્રુ. ૧૯૭૬ પૃ ૩–૭.

દેસાઈ, નારાયણ

સ્વામી આનંદ, નારાયણ દેસાઈ, વાડીલાલ ડગલી અને નવનીત નાયક કૃત મિલાપ અંક ૩૧૫, માર્ચ, ૧૯૭૬ પૃ ૧૩–૧૬.

પારેખ, મધુસૂદન

સ્વામી આનંદ **બુદ્ધિપ્રકાશ** ૧૨૩ (૨) ફેબ્રુ. ૧૯૭૬. પૃ. ૪૨-૪૩.

મોદી, મનહર

સદ્ગત સ્વામી આનંદ. **નિરીક્ષક** ૮ (૭) ફેબ્રુ. ૧૯૭૬. પૃ. ૬.

રાવળ, રવિશંકર

સ્વામી આનંદ; રવિશંકર રાવળ, જુગતરામ દવે અને કાકાસાહેબ કાલેલકર કૃત **કુમાર** ૫૩ (૨) ફેબ્રુ. ૧૯૭૬. પૃ. ૩૯-૪૫.

વ્હોરા, હિમાંશુ

સ્વામી આનંદના જીવનચરિત્ર અને નિબંધ: એક અભ્યાસ. **ફાર્બસ ગુજરાતી સભા-ત્રૈમાસિક** ૩૯ (૪) ઓકટો.-ડિસે. ૧૯૭૪. પૃ. ૧૪૨-૧૪૮.

**હરિન મહેતા**

રાવલ, રમેશ ડી.

હરિન મહેતા. **નવચેતન** ૫૭ (૩) જુલાઈ ૧૯૭૮. પૃ. ૭૧-૭૨.

**હરિરાય ભ. બૂચ**

બૂચ, હસિત હ.

પત્રકાર પિતાનાં સંભારણાં. **નવચેતન** ૪૧ (૩) ડિસે. ૧૯૬૨. પૃ. ૩૩૭-૩૪૦, ૩૪૯.

**હાજી મહમ્મદ અલારખિયા**

ઉદ્દેશી, ચાંપશીભાઈ વિ.

(સ્વ) હાજી મહમ્મદ અલારખિયા. **નવચેતન** ૨૨ (૫) ફેબ્રુ. ૧૯૪૪. પૃ ૩૦૬-૩૦૯.

**વર્તમાનપત્ર**

અખબારી આલમમાં ટ્રસ્ટીશિપ. **નિરીક્ષક** ૧ (૫) ડિસે. ૧૯૬૮. પૃ.૫.

કામદાર, છોટાલાલ માનસિંગ

ભારતીય વર્તમાનપત્રોનો ઇતિહાસ. **નવચેતન** ૩૮ (૪) જાન્યુ. ૧૯૬૦. પૃ. ૪૫૮-૪૬૪.

—**નવચેતન** ૩૮ (૫) ફેબ્રુ. ૧૯૬૦ પૃ. ૫૬૫-૫૭૨.

ગાંધી. ભોગીલાલ

વર્તમાનપત્રોની ગુજરાતી સાહિત્ય પર અસર. **વિશ્વમાનવ** અંક ૭૧, સપ્ટે-ઓકટો. ૧૯૬૬ પૃ. ૩૮-૪૦.

ગાંધી, હિંમતલાલ ગરબડદાસ.

વર્તમાનપત્રો અને જાહેરખબર. **બુદ્ધિપ્રકાશ** ૭૨ (૭) જુલાઈ ૧૯૨૫. પૃ. ૨૧૧-૨૧૪.

ચેમ્બર લેન, વીલીયમ હેનરી

સોવિયેટ વર્તમાનપત્રો, ચાંપશી વિ ઉદ્દેશી કૃત અનુ. **નવચેતન** ૧૨ (૧) ઓકટો. ૧૯૨૭. પૃ. ૪૪-૪૭.

જેહાદ : વિદેશી અખબારોમાં. **વિશ્વમાનવ** અંક ૨૦૦, ઓગસ્ટ ૧૯૭૭. પૃ. ૫૨૬-૫૩૨.

ડગલી, વાડીલાલ

વર્તમાનપત્રનું જિલ્લાલક્ષી વિકેન્દ્રીકરણ. **નિરીક્ષક** ૭ (૩૧) માર્ચ ૧૯૭૫. પૃ. ૧૭-૧૮.

—**સંસ્કૃતિ** ૨૯ (૩) માર્ચ ૧૯૭૫. પૃ. ૯૨-૯૪

ત્રિવેદી, નરેન્દ્ર

સાહિત્ય સામયિકો : જૂનાં અને નવાં. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૩૯૦-૩૯૪.

દવે, નાથાલાલ

ગુજરાતી અખબારોમાં કટાક્ષ-કવિતા. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૩૪૨-૩૪૪.

દેસાઈ, કેશવપ્રસાદ

કોમી પત્રો. **બુદ્ધિપ્રકાશ** ૭૧ (૧૨) ડિસે. ૧૯૨૪. પૃ. ૩૫૪-૩૫૮.

ધૂમકેતુ ઉપ.

લોકતંત્ર : વર્તમાનપત્ર અને સાહિત્ય. **ઊર્મિ નવરચના** ૧૦ (૧૧) ફેબ્રુ. ૧૯૪૧. પૃ. ૭૧૭-૭૧૮.

નાણાવટી, શંકરપ્રસાદ સમર્થપ્રસાદ

આધુનિક સમયમાં જાહેરપત્રોનું સ્થાન. બુદ્ધિપ્રકાશ ૭૧ (૧૨) ડિસે ૧૯૨૪. પૃ. ૩૬૧-૩૬૪.

પટેલ. ચીમનભાઈ

– આજનો યક્ષપ્રશ્ન : અખબારી સ્વાતંત્ર્ય. પરબ ૨૧ (૬) જૂન ૧૯૮૦ પૃ. ૩૧૫-૩૨૦

પટેલ, જયંત

ભારતનું પહેલવહેલું અખબાર. નવચેતન ૩૭ (૪) જુલાઈ ૧૯૫૮ પૃ. ૩૮૭-૩૮૮.

પટેલ, ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ

સાપ્તાહિક પત્રો. બુદ્ધિપ્રકાશ ૭૧ (૧૨) ડિસે. ૧૯૨૪. પૃ. ૩૮૦-૩૮૩.

પટેલ, મણિલાલ એમ.

ગુજરાતી દૈનિકોમાં ચર્ચાપત્રો : એક સંશોધન. નિરીક્ષક ૧૩ (૧૮) મે ૧૯૮૦. પૃ. ૧૧-૧૩.

પરીખ, નિરંજન

સાહિત્યેતર વિષયો. પરબ ૨૧ (૬) જૂન ૧૯૮૦ પૃ ૪૧૧-૪૧૫.

પરીખ, મણિલાલ કેશવલાલ

અમેરિકાનાં વર્તમાનપત્રો બુદ્ધિપ્રકાશ ૭૨ (૮) ઓગસ્ટ ૧૯૨૫ પૃ ૨૩૯-૨૪૧.

જાપાનનાં વર્તમાનપત્રો બુદ્ધિપ્રકાશ ૭૨ (૧૦) ઓક્ટો ૧૯૨૫. પૃ ૨૯૭-૩૦૧.

પંડ્યા, વિષ્ણુ

નાનાં અખબારો : મર્યાદાઓ અને અપેક્ષાઓ. નિરીક્ષક ૨ (૨) ઓગસ્ટ ૧૯૬૯. પૃ. ૧૬-૧૭.

પંડિત ચંદ્રમણિશંકર જેઠાલાલ

યુરોપના ગ્રંથકારો ને વર્તમાનપત્રો, નવચેતન ૧૫ (૩) જૂન ૧૯૩૬. પૃ ૨૫૪-૨૫૫.

પાઠક, દેવવ્રત

અખબારી સ્વાતંત્ર્ય. બુદ્ધિપ્રકાશ ૧૦૯ (૩) માર્ચ ૧૯૬૨. પૃ. ૫૦

પારેખ, હીરાલાલ ત્રીભોવનદાસ

ગુજરાતી માસિકો બુદ્ધિપ્રકાશ ૭૧ (૧૧) નવે ૧૯૨૪. પૃ. ૩૨૮-૩૩૮.

'પિનાકિન્' ઉપ.

ટેલીપ્રિન્ટર: નવચેતન ૩૬ (૩) ડિસે. ૧૯૫૭ પૃ. ૩૩૯-૩૪૦

'પીયૂષ' ઉપ.

વિદેશમાં દૈનિકપત્રો કેમ તૈયાર થાય છે? નવચેતન ૧૧ (૨) નવે ૧૯૩૨ પૃ. ૨૦૫-૨૧૫.

પેટલીકર, ઈશ્વર

આજનાં છાપાંથી તો, ભગવાન તોબા! મિલાપ અંક ૧૧૦ ફેબ્રુ, ૧૯૫૯. પૃ. ૪૨-૪૪.

*તોફાનોમાં છાપાંએ લૂંટ કરી છે!* નિરીક્ષક ૨ (૧૩) નવે. ૧૯૬૯. પૃ. ૧૬-૧૮.

બ્લીસીપત્ર,' ઉપ.

બ્રિટનનાં વર્તમાનપત્રો. નવચેતન ૨૦ (૨) નવે ૧૯૪૧. પૃ ૧૬૨-૧૬૫.

ભટ્ટ, ચુનીલાલ બેચરલાલ

બોલતું ચાલતું વર્તમાનપત્ર. નવચેતન ૧૦ (૩) જૂન ૧૯૩૧. પૃ ૨૩૬-૨૩૯.

ભટ્ટાચાર્ય, અજિત

અખબારો પર અંકુશ. વિશ્વમાનવ અંક ૧૮૦. ડિસે. ૧૯૭૫. પૃ ૪૯૬-૪૯૮.

મહેતા, મોહનલાલ 'સોપાન'

અમેરિકાનાં અખબારો. કુમાર ૩૭ (૪) એપ્રિલ ૧૯૬૦. પૃ ૧૬૪.

માસ્તર, ધર્મેન્દ્ર

અખબારી જાહેરાતો નવચેતન ૪૩ (૨) નવે. ૧૯૬૪. પૃ. ૩૪૬-૩૪૮.

અખબારી મથાળાં. નવચેતન ૪૦ (૨) નવે. ૧૯૬૧. પૃ. ૩૫૧-૩૫૨.

આપણાં વર્તમાનપત્રો અને ભાષાશુદ્ધિ. **નવચેતન** ૪૪ (૨) નવે ૧૯૬૫. પૃ. ૩૧૫-૩૧૮.

છાપાના છમકલા **નવચેતન** ૩૮ (૬) માર્ચ ૧૯૬૦. પૃ. ૬૬૭-૬૬૮.

તંત્રી લેખો અને જાહેરાતો. **નવચેતન** ૪૭ (૧-૨) ઓક્ટો નવે. ૧૯૬૮. પૃ. ૨૩૧-૨૩૨.

વર્તમાનપત્રો. **નવચેતન** ૪૫ (૨) નવે. ૧૯૬૬. પૃ. ૩૬૨-૩૬૪.

માંકેકર, ડી. આર.

વર્તમાનપત્રો પર અંકુશ રહેવો જોઈએ! **અખંડઆનંદ** ૨૩ (૧૧) સપ્ટે. ૧૯૭૦. પૃ. ૮૮-૮૯.

મેરિલ, જ્હોન સી.

અગ્રગણ્ય અખબારો. **કુમાર** ૪૬ (૩) માર્ચ ૧૯૬૯. પૃ ૧૦૫.

રાજુ, એસ. કે.

છાપાંનો પક્ષપાત. **મિલાપ** અંક ૯૦, જૂન ૧૯૫૭. પૃ. ૪૧-૪૨.

રાવલ, અભય

સ્થાનિક અખબારોના તંત્રીલેખો. **નિરીક્ષક** ૧૩ (૪૨) જૂન ૧૯૮૦. પૃ. ૮-૯.

વડોદરિયા, ભૂપત

દૈનિકોની વ્યાવસાયિક સફળતાનું રહસ્ય **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ. ૪૨૩-૪૨૭.

વર્તમાનપત્ર પહેલું ક્યારે નીકળ્યું. **કુમાર** ૧૩ (૫) વૈશાખ સં. ૧૯૯૩ પૃ. ૨૭૬.

વર્તમાનપત્રોની તથા પુસ્તકોની ભાષા વિશે. **બુદ્ધિપ્રકાશ** ૨૪ (૬) જૂન ૧૮૭૭, પૃ ૧૪૦-૧૪૧

વર્તમાનપત્રો વાંચવાની ભલામણ **બુદ્ધિપ્રકાશ** ૬ (૮) ઓગસ્ટ ૧૮૫૯ પૃ. ૧૩૩-૧૩૪.

શાહ, ચીમનલાલ ચકુભાઈ

વર્તમાનપત્રો ઉપર અંકુશો. **વિશ્વમાનવ** અંક ૧૮૦ ડિસે. ૧૯૭૫ પૃ ૪૯૫-૪૯૬

શાહ, પ્રતાપ

દૈનિકપત્રોનું આર્થિક આયોજન. **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦. પૃ ૪૧૬-૪૨૨.

શાહ, મુકુન્દ

'અખબારી લેખન': પત્રકારત્વ પરનું એક મહત્ત્વનું પુસ્તક. **નવચેતન** ૫૮ (૧૦) જાન્યુ. ૧૯૮૦. પૃ. ૬૭.

શાહ, રમેશ બી.

લોકસભાની ચૂંટણી અને ગુજરાતનાં અખબારો. **નિરીક્ષક** ૧૩ (૩૭) મે ૧૯૮૦. પૃ. ૭-૮. —**નિરીક્ષક** ૧૩ (૩૮) મે ૧૯૮૦

શાહ, વાડીલાલ મો.

પેપરો માટે. જનતા કે જનતા માટે પેપરો ત્રિભુવન વી. હેમાણી કૃત સંપા. **નવચેતન** ૩ (૪) જાન્યુ. ૧૯૫૮ પૃ. ૪૨૩-૪૩૧.

શુકલ, યજ્ઞેશ હ.

અખબારનું તંત્રીમંડળ. **નવચેતન** ૪૮ (૨-૩) નવે. ડિસે. ૧૯૬૯ પૃ. ૨૩૩-૨૩૬.

અખબારનું સંપાદન. **નવચેતન** ૪૬ (૨) નવે. ૧૯૬૭. પૃ. ૨૧૭-૨૨૨.

અખબારનો તંત્રી. **નવચેતન** ૪૭ (૧-૨) ઓક્ટો. નવે. ૧૯૬૮ પૃ. ૧૪૭-૧૫૦.

તંત્રીલેખો, **પરબ** ૨૧ (૬) જૂન ૧૯૮૦ પૃ. ૩૪૫-૩૫૫.

શેઠ, કેશવ હ

કોમી પત્રો. **બુદ્ધિપ્રકાશ** ૭૧ (૧૨) ડિસે. ૧૯૨૪. પૃ. ૩૬૪-૩૬૮.

સાહિત્યના પ્રચારમાં માસિકોનું સ્થાન. **બુદ્ધિપ્રકાશ** ૬૭ (૫) મે ૧૯૨૦ પૃ. ૧૫૦-૧૫૮.

'અમૃતબજાર પત્રિકા'નો જન્મ. કુમાર ૨૧ (૨-૩) ફેબ્રુ-માર્ચ ૧૯૪૪. પૃ ૧૨-૧૩.

શાહ ગુણવંત છો

અમૃતબજાર પત્રિકા કુમાર ૪૫ (૨) ફેબ્રુ ૧૯૬૮. પૃ. ૫૩-૫૪.

—કુમાર ૪૫ (૩) માર્ચ ૧૯૬૮ પૃ ૯૮-૧૦૦

હેમાણી, ત્રિભુવન વી.

'અમૃતબજાર પત્રિકા' ગુજરાતીમાં. કુમાર ૪૪ (૩) માર્ચ ૧૯૬૭. પૃ. ૧૨૪.

—આનંદબજાર પત્રિકા

ચતુર્વેદી, બનારસીદાસ

આનંદબજાર પત્રિકા. નવચેતન ૧૫ (૬) સપ્ટે ૧૯૩૬ પૃ ૫૩૯-૫૪૬

—ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર

'તંત્રી,' કુમાર

એક અખબારની અર્ધશતાબ્દી. કુમાર ૩૫ (૧૦) ઓકટો. ૧૯૫૮. પૃ ૪૧૩ ૪૧૪

—ગુજરાતી

શુક્લ, યજ્ઞેશ હ

ગુજરાતી: ગુજગતનું પહેલું પ્રાણવાન સાપ્તાહિક. કુમાર ૪૨ (૮) ઓગસ્ટ ૧૯૬૫ પૃ ૪૨૪-૪૩૦

—જામે જમશેદ

શુકલ, યજ્ઞેશ હ.

જામે જમશેદ. નવચેતન ૩૬ (૨) મે ૧૯૫૭ પૃ. ૧૮૯-૧૯૮

—ટાઇમ્સ ઓફ ઇન્ડિયા

તંત્રી, 'સંસ્કૃતિ'

'ટાઇમ્સ'ને જાહેરખબરો ન આપવાનો મુંબઇ સરકારનો નિર્ણય સંસ્કૃતિ ૭ (૪) એપ્રિલ ૧૯૫૩ પૃ ૧૨૫

**નૂતન ગુજરાત**

ગાધી, ભોગીભાઈ

'નૂતન ગુજરાત' : આવકાર અને અપેક્ષા. **વિશ્વ-માનવ** અંક ૨૦૬, ફેબ્રુ. ૧૯૭૮. પૃ. ૯૯.

**ન્યૂયોર્ક ટાઇમ્સ**

કૂક, એલિસ્ટેર

આનું નામ તે છાપું. **મિલાપ** અંક ૭૩, જાન્યુ ૧૯૫૬. પૃ ૪૯.

વાઘરિયા, ઇબ્રાહીમ

ન્યૂયોર્ક ટામઇમ્સ. **નવચેતન** ૩૯ (૬) સપ્ટે ૧૯૬૦. પૃ. ૬૫૭.

શાહ, ગુણવંત છો.

ન્યુયોર્ક ટાઈમ્સ **કુમાર** ૪૩ (૧૨) ડિસે. ૧૯૬૬. પૃ. ૪૫૪–૪૫૭.

**—ભૂમિપુત્ર**

તંત્રી, 'મિલાપ'

'ભૂમિપુત્ર'ના કેસનો ચૂકાદો. **મિલાપ** અંક ૩૧૬, એપ્રિલ ૧૯૭૬. પૃ. ૯–૧૧.

**—મુંબઈ સમાચાર**

શુકલ, યજ્ઞેશ હ.

મુંબઈ સમાચાર. **કુમાર** ૪૮ (૧૦) ઓક્ટો. ૧૯૭૧. પૃ. ૩૮૩–૩૮૬.

મુંબઈ સમાચારના આજના વહીવટકર્તાઓ. **કુમાર** ૪૯ (૩) માર્ચ ૧૯૭૨. પૃ. ૯૩–૯૪, ૧૦૬.

મુંબઈ સમાચારની વિકાસકથા. **કુમાર** ૪૮ (૧૧) નવે. ૧૯૭૧. પૃ. ૪૩૮–૪૪૦.

**—લા પ્રેનૂસા**

'પારસ' ઉપ.

લા. પ્રેનૂસા : એક અજોડ વર્તમાનપત્ર. **નવચેતન** ૩૫ (૪) જાન્યુ. ૧૯૫૭. પૃ ૪૭૯–૪૮૦.

**—વંદેમાતરમ્**

શુકલ, યજ્ઞેશ હ.

'વંદેમાતરમ્'નું સમર્પણ. **નવચેતન** ૪૩ (૨) નવે, ૧૯૬૪. પૃ. ૨૪૧-૨૪૮.

માથું ઊંચુ. રાખનારાઓ. **વિશ્વમાનવ** અંક ૨૦૦, ઑગસ્ટ ૧૯૭૭ પૃ. ૪૦૨-૪૦૩.

'યુગઆલ' ઉપ.

એક તંત્રીનો અનુભવ **નવચેતન** ૪૩ (૫) ઑગસ્ટ ૧૯૬૪ પૃ. ૪૮૫-૪૮૭

વાળંદ, નરોત્તમ

ગુજરાતના પહેલાં મહિલા-તંત્રી. **મિલાપ** અંક ૧૪૪, ડિસે. ૧૯૬૧ પૃ ૪૭-૪૯.

શુક્લ, યજ્ઞેશ હ.

સમાચાર-તંત્રી. **નવચેતન** ૪૯ (૨) નવે. ૧૯૭૦ પૃ. ૨૬૫-૨૬૮.

હેમાણી, ત્રિભુવન વીરજીભાઈ

લેખક વિરુદ્ધ તંત્રી: એક કોયડો. **નવચેતન** ૩૫ (૪) જુલાઈ ૧૯૫૬ પૃ. ૪૦૩-૪૦૪.

લેખક વિરુદ્ધ તંત્રી. નવી નજરે. **નવચેતન** ૪૨ (૪) જાન્યુ. ૧૯૬૪. પૃ. ૪૭૯-૪૮૬.

## ગુજરાતી સાહિત્ય પરિષદ-સંમેલનો

અક્કડ, વલ્લભદાસ

અખબારી પરિભાષા. ૨૨મું સંમેલન, વિલેપારલે (મુંબઈ). ૧૯૬૩. પૃ. ૫૬૯-૫૮૯.

ગાંધી, સામળદાસ લક્ષ્મીદાસ (પ્રમુખ)

ગાંધીયુગની ગુર્જરગિરાનું પાગરતું પત્રકારિત્વ. ૧૩ મું સંમેલન, કરાંચી. ૧૯૩૭-૩૮. પૃ. ૨૭૩-૩૦૪.

ત્રિવેદી, નલિનકાન્ત અ.

આંગ્લ પત્રકારિત્વ. ૧૮ મું સંમેલન, નવસારી. ૧૯૫૨. પૃ ૧૦૪-૧૦૫.

દેસાઈ, મગનભાઈ પ્રભુદાસ (પ્રમુખ)

લોકશિક્ષણ, સાહિત્ય અને પત્રકારી. ૧૯ મું સંમેલન, નડિયાદ. ૧૯૫૫. પૃ. ૧૬૭-૧૭૬.

દેસાઈ, મહાદેવ હરિભાઈ (પ્રમુખ)

વૃત્તવિવેચન અને વૃત્તવિવેચકો. ૧૨ મુ સંમેલન, અમદાવાદ. ૧૯૩૬. પૃ. ૧-૨૭.

દેસાઈ, વામનરાવ કૃષ્ણલાલ

ગ્રંથ સ્વામિત્વનો કાયદો. ૧૨ મું સંમેલન. અમદાવાદ. ૧૯૩૬. પૃ. ૧૪૩-૧૬૦.

પટેલ, ધીરજલાલ પુ.

ગુજરાતી પત્રકારત્વના કાર્યક્ષેત્રની આછી રૂપરેખા ૧૮ મું સંમેલન, નવસારી. ૧૯૫૨. પૃ. ૧૧૨-૧૧૬.

પંડ્યા, ગજેન્દ્ર ન.

પત્રકારિત્વ: તેના આદર્શો અને કર્તવ્યો ૧૮ મું સંમેલન, નવસારી. ૧૯૫૨. પૃ ૧૦૬-૧૧૧.

મહેતા, કપિલરાય મ.

અખબારીસ્વાતંત્ર્ય. ૨૦ મું સંમેલન, અમદાવાદ. ૧૯૫૯. પૃ. ૩૨૮-૩૩૯.

મહેતા, મોહનલાલ 'સોપાન' (પ્રમુખ)

પત્રકારત્વ. ૨૨ મું સંમેલન, વિલેપારલે (મુંબઈ) ૧૯૬૩ પૃ. ૨૫૮-૨૭૮

મહેતા, રવિશંકર (પ્રમુખ)

સર્વોદય યુગનું પત્રકારત્વ. ૨૦ મું સંમેલન, અમદાવાદ. ૧૯૫૯. પૃ. ૧૨૬-૧૪૧

માસ્તર, ધર્મેન્દ્ર 'મધુરમ્'

આપણાં વર્તમાનપત્રો અને ભાષાશુદ્ધિ. ૨૨મું સંમેલન વિલેપારલે (મુંબઈ), ૧૯૬૩ પૃ. ૫૯૦-૫૯૫.

આપણું પત્રકારિત્વ-કંઈક વિચાર. ૧૮ મું સંમેલન, નવસારી ૧૯૫૨ પૃ. ૧.

ગાંધીજી. પત્રકાર તરીકે. ૨૫મું સંમેલન, જૂનાગઢ. ૧૯૬૯. પૃ. ૨૭૩-૨૮૧.

તંત્રી-લેખો અને જાહેરાતો. ૨૪મું અધિવેશન, દિલ્હી, ૧૯૬૭. પૃ. ૨૭૨-૨૭૪.

રાવત, બચુભાઈ (પ્રમુખ)

પત્રકારત્વ. ૨૩મું સંમેલન, સૂરત. ૧૯૬૫. પૃ. ૮૫–૧૦૨.

પત્રકારત્વ વિભાગની કાર્યવહી. ૨૩મું સંમેલન, સૂરત. ૧૯૬૫ પૃ. ૨૦૭–૨૧૦.

શાસ્ત્રી, કેશવરામ કાશીરામ

ગુજરાતી અક્ષરોનાં બીબાં. ૧૨મું સંમેલન, અમદાવાદ. ૧૯૩૬. પૃ ૧૬૧–૧૬૮.

શાહ, ચુનીલાલ વર્ધમાન

ગ્રંથસ્વામિત્વનો કાયદો. ૧૨મું સંમેલન, અમદાવાદ. ૧૯૩૬. પૃ. ૧૩૫–૧૪૨.

પત્રકારત્વ: એક પવિત્ર વ્યવસાય. ૧૪મું સંમેલન, અંધેરી (મુંબઈ), ૧૯૪૧. પૃ. ૧૬૧–૧૭૭.

(સંમેલન–પ્રમુખપદેથી)

વર્તમાનપત્રો અને ઉદ્યોગદષ્ટિ. ૨૦ મું સંમેલન, અમદાવાદ ૧૯૫૯. પૃ. ૩૨૨–૩૨૭.

શુકલ, યશવંત (પ્રમુખ)

પત્રકારત્વ. ૨૪ મું સંમેલન, દિલ્હી. ૧૯૬૭. પૃ. ૮૫–૧૦૪.

શેલત, કાલિદાસ કૃપાશંકર (પ્રમુખ)

પત્રકારત્વ. ૧૮મું સંમેલન, નવસારી. ૧૯૫૨. પૃ. ૧–૧૬.

સાંડેસરા, ભોગીલાલ જ.

ગુજરાતી વૃત્તપત્રોના અગ્રલેખો. ૨૪મું સંમેલન, દિલ્હી. ૧૯૬૭. પૃ. ૨૬૭–૨૭૦.

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ. —સં]

૧૭૪. પ્રકાશ વેગડ
૩૪/૨૭૭, વિદ્યાનગર ફ્લેટ્સ
આઝાદ સોસાયટી પાસે
અમદાવાદ–૩૮૦૦૧૫

૧૭૫. વિનોદ અધ્વર્યુ
'આચાર્ય નિવાસ'
આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજ
મુ. બાલાસિનોર

૧૭૬. પ્રવીણ દરજી
ફુવારા પાસે, રાજમહેલ રોડ
મુ. લુણાવાડા
(જિ. પંચમહાલ)

૧૭૭. અનિલ જોશી
૮/૧૧, પાટણવાલા મહાલ
ઈ. એસ. પાટણવાલા રોડ
વિક્ટોરિયા ગાર્ડન પાસે, ભાયખલા
મુંબઈ–૪૦૦૦૨૭

૧૭૮. પ્રો. રમણલાલ પાઠક
ગીતા ભવન, મુ. ચિખલી
જિ. વલસાડ–૩૯૬૫૨૧

# ગ્રાન્ડ-રિહર્સલ

અશ્વિન દેસાઈ

ગ્રાન્ડ રિહર્સલના દિવસે આખો દિવસ કૉલેજમાં છુટ્ટી હતી. પણ સુધા લાઇબ્રેરીમાં બેઠી બેઠી કંઈક વાંચી રહી હતી. થોડીવારે તુષાર એને શોધતો શોધતો ત્યાં આવી પહોંચ્યો.

'અરે સુધા! તું અહીં બેઠી છે? અમે તને ક્યારના શોધીએ છીએ!' તુષારે આશ્ચર્યથી કહ્યું.

'શું વાત છે? મને શોધવી પડી!' સુધા કટાક્ષમાં બોલી.

'લે! કર વાત! તારો રોલ આવે ત્યારે તો તારી જરૂર પડે કે નહિ?' તુષાર વધારે આશ્ચર્યથી બોલ્યો.

'હા! એ વાત ખરી! મારો રોલ આવે ત્યારે જ મારી જરૂર પડે!' સુધા નીચું જોઈને બોલી.

'કેમ આજે આમ આડું આડું બોલે છે?' તુષારે કહ્યું.

'હું ક્યાં કશુંય મારું પોતાનું બોલી છું? હું તો તારાં જ વાક્યો દોહરાવું છું!' સુધાએ આશ્ચર્યથી કહ્યું.

'તોય, બરાબર મૂડમાં નથી લાગતી!'

'મારો મૂડ જોવાનો સમય મળ્યો ખરો, તને!'

'કેમ એવું બોલે છે!'

'કારણ કે આજ-કાલ તારું ધ્યાન કોઈક બીજાના મૂડ ઉપર વધુ છે!'

'તું કામિનીની વાત કરવા માગે છે?' તુષારે સહેજ ભારેખમ અવાજમાં કહ્યું.

'હું કોઈનું નામ પાડવા નથી માગતી!' સુધાએ કહ્યું.

'તમારા લોકોની આ જ મુસીબત છે ને! જરાજરા વાતમાં ઈર્ષ્યા કરવા બેસી જાઓ! વી આર ફ્રેન્ડઝ!' તુષારે નાટકીય અદાથી હાથ પહોળા કર્યા

'પરંતુ આપણે બન્ને એ મિત્રતાની પાળથી થોડા વધુ આગળ નહોતાં ગયાં?' સુધાએ ગંભીરતાથી પૂછ્યું.

'તું એમ માને છે કે હું કામિનીના પ્રેમમાં છું?' તુષારે સામો પ્રશ્ન કર્યો.

'એ મારા પ્રશ્નનો જવાબ નથી!' સુધા ઠાવકાઈથી બોલી.

'તો મારે ખરેખર ખુલાસો કરી દેવો જોઈએ કે હું કોઈના જ પ્રેમમાં નથી!' તુષાર નાટકનો સંવાદ બોલતો હોય એ રીતે બોલ્યો.

'તું કોઈના પ્રેમમા પડી શકે એમ પણ નથી!' સુધાએ કહ્યું.

'હવે આ ચર્ચા અત્યારે ન કરીએ તો? રિહર્સલનું મોડું થાય છે!' તુષાર થોડો શાંત પડ્યો.

'મને કશો જ વાંધો નથી!' સુધા ઊભી થઈ અને હૉલ તરફ ચાલવા લાગી. તુષાર પણ પાછળ પાછળ ચાલવા લાગ્યો.

'આજે એકાએક તારા મનમાં આડું ભૂસું ક્યાંથી ભરાઈ ગયું?' તુષારે સહેજ હળવાશથી સુધાને મનાવી લેવા પ્રયત્ન કર્યો.

'તારી ભૂસાની વ્યાખ્યા શી છે?' સુધાએ સીધો પ્રશ્ન કર્યો.

'જે કોઈના મગજને ખોટું હચમચાવી મૂકે તે ભૂસું!'

'અને જે કોઈના દિલ ઉપર પ્રહાર કરે તે?'

'તું કહે તેના સોગંદ! હું કામિનીના પ્રેમમાં નથી!' તુષારનો અવાજ બદલાયો.

'પ્રેમની કબૂલાત કંઈ મોઢેથી કરવાની હોતી નથી!' સુધા સહેજ હસી અને ઉમેર્યું; 'અને હું ય ક્યાં કહું છું કે તું કામિનીના પ્રેમમાં છે?'

'તને એવો શક લાગે છે!' તુષારે ગળગળા થઈ કહ્યું.

'મને એવો શક શું કામ હોય? કારણ કે મને તો ખાતરી થઈ ગઈ છે, કે તું કોઈના પ્રેમમાં પડી શકે એમ જ નથી!' સુધા સહેજ હસી.

'તારાય નહિ?' તુષારે થાકીને પૂછ્યું.

'મને જો કે એવો ભ્રમ હતો ખરો! પણ ખૂબ જલદી ભાંગી ગયો!' સુધાએ કહ્યું.

'કેમ? કોઈ બીજી છોકરી સાથે મેં હસીને વાત કરી એટલે? તુષાર સહેજ હળવાશથી બોલ્યો.

'માણસનું વલણ માત્ર વાત કરવાથી નથી પરખાતું!'

'તો શાનાથી પરખાય છે?'

'એ મારે તને સમજાવવું પડે એવી મને જરૂર જણાતી નથી!' સુધાએ કહ્યું અને બન્ને હોલમાં દાખલ થયાં એટલે વાતચીત બંધ થઈ ગઈ.

બધાં રાહ જોતાં જ બેઠાં હતાં કામિનીએ બેઠાં બેઠાં જ મજાકના અવાજમાં કહ્યું:

'ચાલો ને, ભાઈ! હિરોઈનને સમજાવતાં આટલી બધી વાર?' તુષાર કંઈ ન બોલ્યો. સુધા સહેજ હસી.

'કઈ હિરોઈન?'

'જે રિસાઈ જાય તે હિરોઈન!' કામિનીએ કહ્યું.

'જે લૂંટાઈ જાય તે?' સુધાએ પૂછ્યું.

'તે વિલન.' કામિનીએ હસીને જવાબ આપ્યો.

'પણ આજ-કાલની ફિલ્મોમાં તો ઊલટું બને છે!' સુધાએ કહ્યું અને તુષારે વાત કાપી કાઢી;

'ચાલો, હવે રિહર્સલ શરૂ કરીએ!'

અને બધાં રિહર્સલમાં ગૂંથાઈ ગયાં. બીજે દિવસે પ્રોગ્રામ હતો. કૉલેજમાં રજા હતી એટલે ખાસ્સું મોડે સુધી રિહર્સલ ચાલ્યું. વચમાં એકાદ વખત ઑફિસમાં જઈને કામિની મયંકને ફોન કરી આવી. સાંજે મોડા છૂટયાં ત્યારે મયંક ગાડી લઈને લેવા આવી ગયો હતો.

'કાલે તો તું જવાની, કેમ સુધા?' કામિનીએ ગાડીમાં બેસતાં બેસતાં કહ્યું. અવાજમાં થોડો અફસોસ હતો.

'મન તો નથી થતું, પણ શું થાય?' સુધા સહેજ હસી.

'તો પછી રહી પડ ને!' મયંક ગાડી ચલાવતાં ચલાવતાં બોલી પડયો.

'તું જશે પછી અમને જરાય ગમવાનું નથી!' કામિનીએ પણ કહ્યું.

'તમારે શહેરમાં કંપનીની શી ખોટ? હું જઈશ કે બીજી કોઈ કંપની મળી જશે!' સુધા હસી.

'પણ તારા જેવી કંપની ન મળે ને!' મયંકે કહ્યું.

'ખરી વાત છે, સુધા! બધાંનો સ્વભાવ તારા જેવો સરળ નથી હોતો!' કામિનીએ કહ્યું.

'કોને ખબર, મારો સ્વભાવ કેવો છે તે!' સુધા બોલી.

'તને ખબર નથી એ જ એની વિશેષ મઝા છે!' મયંકે કહ્યું.

વાતોમાં ને વાતોમાં બંગલો આવી પણ ગયો. મયંકે ગાડી કંપાઉન્ડના દરવાજા પાસે ઊભી રાખી એટલે કામિનીએ કહ્યું:

'મયંક! હું ગાડી લઈ જાઉં છું! સુધા કાલે જવાની જ છે, તો આજે ક્યાંક ફરી આવીએ!'

'હવે આટલું ફર્યાં તે ઓછું છે?' સુધાએ વિવેક કર્યો.

'કેટલું ફર્યાં? કંઈ જ ફર્યાં નથી! એક દિવસ ગયા એમાં શી ધાડ મારી?' કામિનીએ કહ્યું અને મયંક ઊતરી પડયો.

'સાચવીને ચલાવજે! નહિ તો પપ્પા...'

'હા, હા, મને ખબર છે!' કામિનીએ છણકો કર્યો અને ગાડી મારી મૂકી.

સુધા ચૂપચાપ બેઠી રહી. કામિની પણ ચૂપચાપ ગાડી ચલાવતી રહી. શું વાત કરવી તે સમજાતું નહોતું. થોડંવારે કામિનીએ જ ધીમે ધીમે બોલવાનું શરૂ કર્યું.

'સુધા! અમારે ઘરે તને કંઈ અગવડ તો નથી પડી ને?'

'ના રે! તમારા રાજમહેલમાં શાની અગવડ હોય?' સુધાએ હસીને કહ્યું. કામિની થોડી ક્ષણો તો કંઈ ન બોલી, પછી કહ્યું :

'મયંકે એક બે વખત નાદાનિયત કરી છે, તેને માટે બને તો અમને માફ કરજે!'

'ઓહ! એમાં શું?' સુધાએ હળવાશથી કહ્યું; 'છોકરીની જિંદગીમાં તો એવા પ્રસંગો આવ્યા જ કરે!'

'તો ય, મારા ઘરમાં-મારા જ ભાઈ દ્વારા તને થોડી ઘણી હેરાનગતિ થઈ હોય, તેને માટે જવાબદાર કોણ?' કામિનીએ વધારે પડતી ગંભીરતાથી કહ્યું.

'ઠીક છે, મને કંઈ માઠું લાગ્યું નથી. આવું બધું હું ભૂલી જતા શીખી છું.' સુધાએ કહ્યું.

કામિની કાર ચલાવતી જ રહી. થોડી વારે ફરીથી કામિની જ બોલી :

'તુષાર બાબતમાં પણ તને કંઈક ગેરસમજ થઈ લાગે છે!'

'શું?' સુધાએ આશ્ચર્યથી પૂછ્યું.

'તુષાર સાથે મારા સંબંધો...'

'કોઈની પણ સાથે કોઈને સંબંધો હોય તેમાં હું શું કરી શકું?'

'ના, તને એમ લાગે છે કે, મેં તુષારને મારી તરફ વાળી લીધો છે!' કામિનીએ ત્રુટક શબ્દોમાં કહ્યું.

'તુષાર ગમે ત્યા વળો જ જવાનો હોત, તો તું હોય કે બીજું કોઈ, તેથી મને ઝાઝો ફરક પડતો નથી!' સુધાએ પૂર્ણ જ સ્વસ્થતાથી કહ્યું.

'મને ખબર જ નહોતી કે તુષાર તારા પ્રેમમાં હતો!' કામિનીએ નાટકીય રીતે કહ્યું.

'બની શકે! મને પણ ક્યાંય સુધી ખબર નહોતી કે તુષાર મારા પ્રેમમાં છે!' સુધા હસી.

'તારા મનમાં તો એમ જ રહી જશે ને, કે મેં તુષારને તારી પાસેથી છીનવી લીધો!' કામિનીએ સહેજ માંદલું હસીને કહ્યું.

*ના, તું જો સાચું માનતી હોય તો,* મને તારે માટે જરાય કડવાશ નથી. હા, તુષારની કસોટી થઈ ગઈ! અને એ જલદી થઈ ગઈ એ સારું જ થયું.'

કામિનીએ રાંદેરના પુલ આગળ ગાડી થોભાવી, અને એક ખૂણામાં પાર્ક કરી.

'તારું એમ કહેવું છે કે તુષાર વિશ્વાસુ નથી?' કામિનીએ સહેજ હસીને પૂછ્યું, અને ગાડીના કાચ ચઢાવવા લાગી.

'ના, હું એટલું જ કહી શકું કે મારા તરફથી એનું વલણ બદલાઈ ગયું! શા કારણે તેની મને ખબર નથી!'

બંને ગાડીમાંથી નીચે ઊતર્યાં અને ચોપાટીના બાંકડાઓ તરફ ચાલવા લાગ્યાં. દીવાબત્તી થઈ ચૂક્યાં હતા. થોડા-ઘણા માણસો ફરી રહ્યા હતા. કામિની અને સુધા એક એકાંત બાંકડા ઉપર બેઠાં

'મારા નસીબ સિવાય હું કોઈનો દોષ કાઢતી નથી.' સુધાએ ધીમેથી કહ્યું

કામિની કંઈ જ ન બોલી. થોડી વારે ધીમેથી એણે વાત મૂકી:

'સુધા! મારાં બા–બાપુજીની નજર તો તારા ઉપર જ સ્થિર થઈ ગઈ છે અને મારી ઇચ્છા પણ એવી ખરી કે...'

'હમણાં મારી માનસિક હાલત સારી નથી એ તો તું જાણે છે!' સુધાએ તરત જ કહ્યું.

'મને ખબર છે, એટલે જ હું વાતને વળાંક આપવા માગું છું.'

'પણ આ વિષયાંતરથી કદાચ મને રાહત થાય એવું નથી.' સુધાએ સ્પષ્ટપણે કહી દીધું.

'તને મયંક પસંદ નથી?' કામિનીએ પણ સીધો પ્રશ્ન કર્યો.

'હું લગ્ન બાબત કશું વિચારતી જ નથી.'

'છતાં પણ, મારી બાએ મને ખાસ કહી નાખ્યું છે કે તારા વિચારો આ બાબતમાં જાણી લેવા.'

સુધા કંઈ ન બોલી.

થોડી વાર આડીઅવળી વાતો કરીને બંને ઊઠયાં અને ગાડીમાં બેસીને ઘર તરફ વળ્યાં.

બીજે દિવસે સવારે પ્રોગ્રામ હતો એટલે બંનેને કૉલેજ મૂકવા માટે મયંક જ આવ્યો. રસ્તામાં કામિનીને કોઈનું ઘર યાદ આવ્યું એટલે એણે કાર ઊભી રખાવી.

'સુધા! એક મિનિટ બેસજે, હં! હું જરા સંદેશો આપી આવું.' કહીને એ ઊતરી પડી.

મયંકે ગાડી બાજુમાં પાર્ક કરી અને પાછળ બેઠેલી સુધા તરફ જોયું.

'કેમ, આજે પ્રોગ્રામ છે તોય મૂડમાં નથી દેખાતી?' મયંકે હસીને પૂછ્યું.

'પહેલી જ વાર નાટક કરું છું ને, એટલે ડર લાગે છે!' સુધાએ હસીને કહ્યું.

'એમાં શું ડરવાનું?' મયંકે થોડા ગંભીર બનવાનો પ્રયત્ન કર્યો; 'આખરે તો જે જીવીએ છીએ તે પણ નાટક જ છે ને?'

'મને તો બને નાટકમાં ડર લાગે છે!'

'ત્યારે તો તું ડરપોક કહેવાય! હું તો તને......' મયંક પૂરું ન કરી શક્યો.

'એ જ મારી ખામી છે ને!' સુધા માંદલું હસી; 'કોઈ મને ખરેખર સમજી શકતું નથી!'

'એ વાત ખોટી છે.' મયંક ઉત્સાહથી બોલ્યો: 'તને સમજવાનો પ્રયત્ન કરનાર પણ કોઈક છે!' અને મયંકે સૂચક દૃષ્ટિથી સુધા તરફ જોયું.

'તમારી લાગણી માટે આભાર!' સુધાએ કામિનીની રાહ જોતાં જોતાં કહ્યું.

'બસ, માત્ર આભાર જ માનવો છે!' મયંક હસ્યો.

'એથી વિશેષ શબ્દો મારી પાસે નથી,' સુધાએ ઠંડો જવાબ આપ્યો.

'શબ્દો નથી પણ દિલ તો છે ને!' મયંકે નફટાઈથી કહ્યું. સુધા સહેજ હસી અને પછી બોલી:

'કોને ખબર, મારામાં કશું દિલ જેવું છે કે નહિ!'

'મને તો ચોક્કસ ખાતરી છે!'

'એ માટે પણ તમારો આભાર!'

'આ જ તારી ખામી છે ને?' આભારથી આગળ વધતી જ નથી!' મયંક હસ્યો.

દરમિયાનમાં કામિની આવી ગઈ. મયંકે ગાડી સ્ટાર્ટ કરી.

કૉલેજના દરવાજા આગળ જ તુષાર ઊભો હતો. બંને ગાડીમાંથી નીચે ઊતર્યાં તેવો સામે આવ્યો.

'સમયસર આવી ગયાં ખરાં, એમ ને?' તુષારે બંને તરફ જોયું.

'છૂટકો છે?' સુધાએ કહ્યું.

'દિગ્દર્શક સાહેબનો હુકમ તો અમારે માથે ચઢાવવો જ રહ્યો!' કામિનીએ નાટકીય સલામ કરી. ત્રણે સ્ટેજ તરફ આગળ વધ્યાં.

થોડી વારે પ્રોગ્રામ શરૂ થયો. શરૂઆતની ત્રણ-ચાર આઇટેમોમાં ખાસ કામ ન હોવાથી સુધા અને બીજી છોકરીઓ નેપથ્યમાં બેઠાં હતાં. એકાએક કલ્પના નજીક આવી અને કાનમાં ખૂબ ધીમેથી કહ્યું:

'મારી સાથે ચાલ! કંઈક બતાવું!'

સુધા કુતૂહલવશ કલ્પનાની પાછળ પાછળ ગઈ, કલ્પના બંધ ઓરડા આગળ અટકી ગઈ અને બારણાંઓ વચ્ચેની તિરાડમાંથી અંદર જોવા લાગી! તરત જ એણે સુધાને કહ્યું:

'સુધા! જો! ખરો નાટક તો અંદર ચાલે છે!'

'શું છે? કોણ છે?' સુધાએ ખૂબ આશ્ચર્યથી પૂછ્યું.

'કામિની અને તુષાર! ક્યારનાં અંદર ભરાયાં છે!' કહેતાં કહેતાં કલ્પનાની આંખો પહોળી થઈ ગઈ!

'ઓ હો! એમાં તેં શી નવી વાત કરી?' સુધા હસી.

'પણ વાત આટલે સુધી આગળ વધી ગઈ હશે એની મને ખબર નહોતી!' કલ્પનાએ ખૂબ આશ્ચર્યથી કહ્યું.

'વાતને આગળ વધતાં કંઈ વાર લાગતી હોય છે?' સુધા ફરીથી હસી. કલ્પના સુધાને જોઈ જ રહી, અને સુધા બારણાંઓની તિરાડ તરફ જોયા વિના જ પાછી ફરી. કલ્પના ફરીથી તિરાડમાંથી અંદર જોવા લાગી! સુધા પોતાની જગ્યાએ જઈને પાછી બેસી ગઈ.

નાટક દરમિયાન પણ સુધાએ જોયું, કે કામિની અને તુષાર એકબીજાંની ઘણાં નજીક આવી ગયાં હતાં. કામિની સાથેના સંવાદો બોલવામાં પણ તુષારને ખૂબ મઝા આવતી હોય એવું જણાતું હતું! નાટક પૂરો થયા પછી સુધા બાથરૂમમાં મેકપ ધોઈ રહી હતી ત્યાં અચાનક તુષાર આવી ચઢ્યો:

'ઓ હો, સુધા! મેકપ ધોઈ પણ કાઢ્યો?' તુષારે હસીને પૂછવા ખાતર પૂછ્યું.

'હા! કેટલો વખત રાખવો?' સુધા મોંહ્યું હસી. તુષાર પણ મોઢું ધોવા લાગ્યો અને કંઈક વાતચીત કરવી જોઈએ એમ લાગવાથી બોલ્યો:

'મઝા આવી નહિ નાટકમાં?'

'ખૂબ જ! એક નવો અનુભવ મળ્યો!' સુધાએ કહ્યું.

'રિહર્સલ્સના દિવસો તો ખાસ યાદ રહેશે!'

'હવે શું પ્રોગ્રામ છે?' તુષારે પૂછ્યું.

'હવે શો પ્રોગ્રામ હોય? બસ! સાંજે ગામ ભેગા!' સુધાએ હસીને કહ્યું

'રોકાઈ શકતી હોય તો, સાંજે ફરવા જઈશું!' તુષારે કહ્યું.

'કેમ? કામિની નથી?' સુધાએ જ સીધું પૂછી પાડ્યું.

તુષાર એકદમ આવા પ્રશ્ન માટે તૈયાર નહોતો એટલે સહેજ અસ્વસ્થ થઈ ગયો! પછી ધીમેથી કહ્યું:

'ના રે! આ તો આપણા આખા યુનિટની વાત છે!'

'ઓ હો! મને એમ કે...' કહેતાં કહેતાં સુધા અટકી ગઈ. તુષાર એના ચહેરા સામે જોઈ જ રહ્યો.

[તાજેતરમાં જ પ્રગટ થયેલ નવલકથા 'પરિચયના દીવા સાવ ઝાંખા'નું એક પ્રકરણ]

## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| પુસ્તકનું નામ | લેખકનું નામ | પ્રકાર | કિંમત |
|---|---|---|---|
| ૧. લાંબી સફર ટૂંકી જિંદગી | વિઠ્ઠલ પંડ્યા | નવલકથા | ૨૩–૦૦ |
| ૨. સ્નેહનો આસવ | હસમુખ શેઠ | ,, | ૨૦–૭૫ |
| ૩. સુખનો સૂરજ દુઃખની સાંજ | ગુણવંત ભટ્ટ | ,, | ૧૩–૫૦ |
| ૪. વંકી ધરા વંકાં વહેણ | નાનાભાઈ જેબલિયા | ,, | ૧૪–૦૦ |
| ૫. લાક્ષાગૃહ | ઈશ્વર પેટલીકર | ,, | ૨૮–૫૦ |
| ૬. મારે પણ એક ઘર હોય | વર્ષા અડાલજા | ,, | |
| ૭. અંતરની ઓળખ | વિ. સ. ખાંડેકર | ,, | ૧૯–૦૦ |
| ૮. વમળ | ધીરુબેન પટેલ | ,, | ૨૦–૦૦ |
| ૯. દુઃખી મન મેરે | કોલક | ,, | ૨૨–૦૦ |
| ૧૦. વૈશાખે વરસ્યાં વાદળ | ભૂપત વડોદરિયા | ,, | ૧૭–૦૦ |
| ૧૧. રાત માળવાની | હરનામદાસ સહરાઈ | ,, | ૧૯–૦૦ |
| ૧૨. ધૂમ્રવલય | જિતેન્દ્ર તલાવિયા | ,, | ૮–૦૦ |
| ૧૩. ક્ષણોના આકાશમાં | સંપા. જયંતી મકવાણા | લઘુકથા | ૨૦–૦૦ |
| ૧૪. આઠમું પાતાળ | રમેશ ત્રિવેદી | ,, | ૧૦–૫૦ |
| ૧૫. લોહીની સગાઈ | ઈશ્વર પેટલીકર | નવલિકા | ૧૯–૦૦ |
| ૧૬. વિસ્મયનું પરોઢ | ગુણવંત શાહ | કાવ્ય | ૧૦–૦૦ |
| ૧૭. અમલપિયાલી | સંપા. સુરેશ દલાલ | ,, | ૧૫–૦૦ |
| ૧૮. મારી આંખોમાં ઊંઘ નથી | જનક નાયક | ,, | ૮–૦૦ |
| ૧૯. બાગમાં | મંગળ રાઠોડ | ,, | ૧૦–૦૦ |
| ૨૦. નક્ષત્ર | જિતેન્દ્ર તલાવિયા | ,, | ૯–૦૦ |
| ૨૧. મનોરમા | નટવરલાલ શં. જોષી | ,, | ૧૦–૦૦ |
| ૨૨. થાવચ્ચાસુતરિષિ ચોપાઈ | સંપા. અગરચંદ નાહટા | રાસ | ૧૨–૦૦ |
| ૨૩. સીતાનું મહાભારત | હનૂમત દેસાઈ | નાટક | ૫–૦૦ |
| ૨૪. માટીની પછીત | પરમસુખ પંડ્યા | ,, | ૧૦–૦૦ |
| ૨૫. કથાબોધ | ચી. ના. પટેલ | વિવેચન | ૧૨–૦૦ |
| ૨૬. પરિબોધના | હીરાબેન પાઠક | ,, | ૨૦–૦૦ |
| ૨૭. ઓખામંડળ ઐતિહાસિક અને સાંસ્કૃતિક | સુરેશભાઈ કનૈયાલાલ દવે | ,, | ૪–૦૦ |
| ૨૮. અસમિયા સાહિત્યના ઇતિહાસની રૂપરેખા | બિરિંચીકુમાર બરુઆ | ,, | ૧૮–૦૦ |
| ૨૯. એકાંકી અને ગુજરાતી એકાંકી | જયંત કોઠારી | ,, | ૨૦–૦૦ |

'છૂટકો છે?' સુધાએ કહ્યું.

'દિગ્દર્શક સાહેબનો હુકમ તો અમારે માથે ચઢાવવો જ રહ્યો!' કામિનીએ નાટકીય સલામ કરી. ત્રણે સ્ટેજ તરફ આગળ વધ્યાં.

થોડી વારે પ્રોગ્રામ શરૂ થયો. શરૂઆતની ત્રણ-ચાર આઇટેમોમાં ખાસ કામ ન હોવાથી સુધા અને બીજી છોકરીઓ નેપથ્યમાં બેઠાં હતાં. એકાએક કલ્પના નજીક આવી અને કાનમાં ખૂબ ધીમેથી કહ્યું:

'મારી સાથે ચાલ! કંઈક બતાવું!'

સુધા કુતૂહલવશ કલ્પનાની પાછળ પાછળ ગઈ. કલ્પના બંધ ઓરડા આગળ અટકી ગઈ અને બારણાંઓ વચ્ચેની તિરાડમાંથી અંદર જોવા લાગી! તરત જ એણે સુધાને કહ્યું:

'સુધા! જો! ખરો નાટક તો અંદર ચાલે છે!'

'શું છે? કોણ છે?' સુધાએ ખૂબ આશ્ચર્યથી પૂછ્યું.

'કામિની અને તુષાર! ક્યારનાં અંદર ભરાયાં છે!' કહેતાં કહેતાં કલ્પનાની આંખો પહોળી થઈ ગઈ!

'ઓ હો! એમાં તેં શી નવી વાત કરી?' સુધા હસી.

'પણ વાત આટલે સુધી આગળ વધી ગઈ હશે એની મને ખબર નહોતી!' કલ્પનાએ ખૂબ આશ્ચર્યથી કહ્યું.

'વાતને આગળ વધતાં કંઈ વાર લાગતી હોય છે?' સુધા ફરીથી હસી. કલ્પના સુધાને જોઈ જ રહી, અને સુધા બારણાંઓની તિરાડ તરફ જોયા વિના જ પાછી ફરી. કલ્પના ફરીથી તિરાડમાંથી અંદર જોવા લાગી! સુધા પોતાની જગાએ જઈને પાછી બેસી ગઈ.

નાટક દરમિયાન પણ સુધાએ જોયું, કે કામિની અને તુષાર એકબીજાની ઘણા નજીક આવી ગયાં હતાં. કામિની સાથેના સંવાદો બોલવામાં પણ તુષારને ખૂબ મઝા આવતી હોય એવું જણાતું હતુ! નાટક પૂરો થયા પછી સુધા બાથરૂમમાં મેકપ ધોઈ રહી હતી ત્યાં અચાનક તુષાર આવી ચઢ્યો:

'ઓ હો, સુધા! મેકપ ધોઈ પણ કાઢ્યો?' તુષારે હસીને પૂછવા ખાતર પૂછ્યું.

'હા! કેટલો વખત રાખવો?' સુધા માંડ્યું હસી. તુષાર પણ મોઢું ધોવા લાગ્યો અને કંઈક વાતચીત કરવી જોઈએ એમ લાગવાથી બોલ્યો:

'મઝા આવી નહિ નાટકમાં?'

'ખૂબ જ! એક નવો અનુભવ મળ્યો!' સુધાએ કહ્યું.

'રિહર્સલ્સના દિવસો તો ખાસ યાદ રહેશે!'

'હવે શું પ્રોગ્રામ છે?' તુષારે પૂછ્યું.

'હવે શો પ્રોગ્રામ હોય? બસ! સાંજે ગામ ભેગા!' સુધાએ હસીને કહ્યું

'રોકાઈ શકતી હોય તો, સાંજે ફરવા જઈશું!' તુષારે કહ્યું.

'કેમ? કામિની નથી?' સુધાએ જ સીધું પૂછી પાડ્યું.

તુષાર એકદમ આવા પ્રશ્ન માટે તૈયાર નહોતો એટલે સહેજ અસ્વસ્થ થઈ ગયો! પછી ધીમેથી કહ્યુ:

'ના રે! આ તો આપણા આખા યુનિટની વાત છે!'

'ઓ હો! મને એમ કે...' કહેતાં કહેતાં સુધા અટકી ગઈ. તુષાર એના ચહેરા સામે જોઈ જ રહ્યો.

[તાજેતરમાં જ પ્રગટ થયેલ નવલકથા 'પરિચયના દીવા સાવ ઝાંખા'નું એક પ્રકરણ]

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| પુસ્તકનું નામ | લેખકનું નામ | પ્રકાર | કિંમત |
|---|---|---|---|
| ૧. લાંબી સફર ટૂંકી જિંદગી | વિઠ્ઠલ પંડ્યા | નવલકથા | ૨૩–૦૦ |
| ૨. સ્નેહનો આસવ | હસમુખ શેઠ | ,, | ૨૦–૭૫ |
| ૩. સુખનો સૂરજ દુઃખની સાંજ | ગુણવંત ભટ્ટ | ,, | ૧૩–૫૦ |
| ૪. વંકી ધરા વંકાં વહેણ | નાનાભાઈ જેબલિયા | ,, | ૧૪–૦૦ |
| ૫. લાક્ષાગૃહ | ઈશ્વર પેટલીકર | ,, | ૨૮–૫૦ |
| ૬. મારે પણ એક ઘર હોય | વર્ષા અડાલજા | ,, | |
| ૭. અંતરની ઓળખ | વિ. સ. ખાંડેકર | ,, | ૧૯–૦૦ |
| ૮. વમળ | ધીરુબેન પટેલ | ,, | ૨૦–૦૦ |
| ૯. દુઃખી મન મેરે | કોલક | ,, | ૨૨–૦૦ |
| ૧૦. વૈશાખે વરસ્યાં વાદળ | ભૂપત વડોદરિયા | ,, | ૧૭–૦૦ |
| ૧૧. રાત માળવાની | હરનામદાસ સહરાઈ | ,, | ૧૯–૦૦ |
| ૧૨. ધૂમ્રવલય | જિતેન્દ્ર તલાવિયા | ,, | ૮–૦૦ |
| ૧૩. ક્ષણોના આકાશમાં | સંપા. જયંતી મકવાણા | લઘુકથા | ૨૦–૦૦ |
| ૧૪. આઠમું પાતાળ | રમેશ ત્રિવેદી | ,, | ૧૦–૫૦ |
| ૧૫. લોહીની સગાઈ | ઈશ્વર પેટલીકર | નવલિકા | ૧૯–૦૦ |
| ૧૬. વિસ્મયનું પરોઢ | ગુણવંત શાહ | કાવ્ય | ૧૦–૦૦ |
| ૧૭. અમલપિયાલી | સંપા. સુરેશ દલાલ | ,, | ૧૫–૦૦ |
| ૧૮. મારી આંખોમાં ઊંઘ નથી | જનક નાયક | ,, | ૮–૦૦ |
| ૧૯. બાગમાં | મંગળ રાઠોડ | ,, | ૧૦–૦૦ |
| ૨૦. નક્ષત્ર | જિતેન્દ્ર તલાવિયા | ,, | ૯–૦૦ |
| ૨૧. મનોરમા | નટવરલાલ શં. જોષી | ,, | ૧૦–૦૦ |
| ૨૨. થાવચ્ચાસુતરિષિ ચોપાઈ | સંપા. અગરચંદ નાહટા | રાસ | ૧૨–૦૦ |
| ૨૩. સીતાનું મહાભારત | હકૂમત દેસાઈ | નાટક | ૫–૦૦ |
| ૨૪. માટીની પછીત | પરમસુખ પંડયા | ,, | ૧૦–૦૦ |
| ૨૫. કથાબોધ | ચી. ના. પટેલ | વિવેચન | ૧૨–૦૦ |
| ૨૬. પરિબોધના | હીરાબેન પાઠક | ,, | ૨૦–૦૦ |
| ૨૭. ઓખામંડળ ઐતિહાસિક અને સાંસ્કૃતિક | સુરેશભાઈ કનૈયાલાલ દવે | ,, | ૪–૦૦ |
| ૨૮. અસમિયા સાહિત્યના ઇતિહાસની રૂપરેખા | બિરિંચીકુમાર બરુઆ | ,, | ૧૮–૦૦ |
| ૨૯. એકાંકી અને ગુજરાતી એકાંકી | જયંત કોઠારી | ,, | ૨૦–૦૦ |

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| आत्महत्या | शिव के. कुमार | 18-00 |
| समुद्र में खोया हुआ आदमी | कमलेश्वर | 12-00 |
| हवेलियों वाले | द्रोणवीर कोहली | 15-00 |
| ये अनजाने | शंकर | 25-00 |
| अवस्था | यू. आर. अनन्तमूर्ति | 22-00 |
| अछूत | दया पवार | 25-00 |

### कविता

| | | |
|---|---|---|
| तुमने कहा था | नागार्जुन | 18-00 |
| कुछ और नज़्में | गुलज़ार | 35-00 |
| मेघदूत | रूपा. नागार्जुन | 35-00 |
| गीत-गोविन्द | ,, | 25 00 |
| विद्यापति के गीत | ,, | 35-00 |

### आलोचना

| | | |
|---|---|---|
| नयी कविता की पहचान | डा. राजेन्द्र मिश्र | 20-050 |

### जीवनी

| | | |
|---|---|---|
| माँ टेरेसा | सुदेव रायचौधरी | 22-00 |

### बाल-साहित्य

| | | |
|---|---|---|
| वर्मा की लोककथाएं | योगराज थानी | 5-00 |
| बंदर बाँट | बच्चन | 5-00 |

### विशेष सूचना

इन पुस्तकों के अतिरिक्त भी आर. आर. शेठ एण्ड कम्पनी में हिन्दी के सभी प्रमुख लेखकों एवं प्रकाशकों की प्रमुख कृतियाँ; साथ ही उच्चतर माध्यमिक विद्यालयों एवं महाविद्यालयों के लिए आवश्यक सभी पाठ्यपुस्तक एवं संदर्भग्रन्थ सदैव उपलब्ध हैं। यह संस्था हिन्दी साहित्य की सभी प्रमुख विधाओं—उपन्यास, कहानी, कविता, नाटक, एकांकी, समीक्षा, जीवनचरित्र, आत्मकथा, रेखाचित्र, बालसाहित्य—के एक विशाल भण्डार को आपकी सेवा में प्रस्तुत कर आपको संतोष प्रदान करने के प्रयास में कृतसंकल्प हैं।

इन दिनों आपके विद्यालयों एवं महाविद्यालयों में नियमित शिक्षा शुरू हो रही है। उनके लिए आवश्यक सभी पाठ्य पुस्तकें एवं संदर्भ-ग्रन्थ हमारे पास निरन्तर उपलब्ध हैं। आदेश प्राप्त होने पर पुस्तकें तुरन्त सप्लाय की जायेंगी। त्वरित सेवा ही हमारी विशेषता हैं। कृपया अपना बहुमूल्य आदेश भेजकर अनुग्रहीत करें।

વિવેચનના પાયાની પુનર્વિચારણા, બદલાતાં સાહિત્ય, સંસ્કૃતિ અને વૈચારિક પરિવેશ અનુસાર સતત થતી રહેવી જોઈએ વિવેચનની અર્થવત્તા, પ્રતીતિકરતા અને દ્યોતકતા માટેની એ અનિવાર્ય શરત છે.

પ્રસ્તુત સંગ્રહના સૈદ્ધાંતિક લેખો, વિવરણો અને આસ્વાદો આ ઉહાપોહની થોડીક ઝાંખી કરાવવા સાથે, પ્રાચીન અને અર્વાચીન સાહિત્યવિચારને સાંકળવાની કેટલીક કેડીઓ પણ ચીંધી બતાવે છે.

## રચના અને સંરચના

ડૉ. હરિવલ્લભ ભાયાણી

રૂ. ૧૫=૦૦

કવિ એક તરફ 'રૂપ'ના દેવતા એપોલો સામે, તો બીજી તરફ 'પ્રવાહ'ના દેવતા ડાયોનિસસ સામે સતત વિદ્રોહમાં રત રહે છે, કારણ કે "એની પાસે આ ધ્રુવ-દ્વયીથી જુદી જ વ્યવસ્થા સ્થાપી શકતું તત્ત્વ"-શબ્દ છે. કવિનો શબ્દ રમણીયતા સિદ્ધ કરે છે, જે "ફૉર્મ અને ફ્લોના દ્વૈતને જ નહીં, એમની ધ્રુવદ્વયીની વ્યવસ્થાને જ" ઓળંગી જાય છે.

આ છે સિતાંશુની મુખ્ય સ્થાપના.

-હરિવલ્લભ ભાયાણી

ગુજરાતી ભાષાનો ઉત્તમ મહાનિબંધ

## રમણીયતાનો વાગ્વિકલ્પ

સિતાંશુ યશશ્ચંદ્ર

રૂા. ૧૫=૦૦

આર. આર. શેઠની કાં. મુંબઈ-૪૦૦ ૦૦૨ અમદાવાદ-૩૮૦ ૦૦૧

# લલિત ગદ્યની મબલખ ફસલ

અંગત નિબંધ, લલિત નિબંધ, લઘુ નિબંધ
રેખાચિત્ર, કલાપ્રવાસ
સાહિત્યનો ભાવોદ્રેક અને
વિચારવૈભવ એકસાથે માણવો હોય તો
આટલા સંચયો વાંચી જાઓ
ને પછી બીજા કોઈક સહૃદયને સૂચવો.

| | | |
|---|---|---|
| વિદિશા | ભોળાભાઈ પટેલ | ૧૮-૫૦ |
| નંદ સામવેદી | ચંદ્રકાન્ત શેઠ | ૧૫-૦૦ |
| સહરાની ભવ્યતા | રઘુવીર ચૌધરી | ૧૭-૫૦ |
| શબ્દાતીત | ભગવતીકુમાર શર્મા | ૧૪-૦૦ |
| કેન્દ્ર અને પરિઘ | યશવંત શુક્લ | .... |
| ઝાકળભીનાં પારિજાત | ગુણવંત શાહ | .... |
| શબ્દના લૅન્ડસ્કેપ | જ્યોતિષ જાની | ... |
| શાહમૃગ અને દેવહુમા | વિષ્ણુ પંડ્યા | ૧૫-૦૦ |
| નામરૂપ | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | .... |
| નીરવ સંવાદ | હરીન્દ્ર દવે | ... |

**ગુજરાતી ગદ્ય એક ડગલું આગળ.....**

આર. આર. શેઠ દ્વારા પ્રકાશિત

આવરણ : હેમાન્તી પ્રિન્ટર્સ, અમદાવાદ ૩૮૦૦૦૧ * ફોન : C/o. ૩૮૮૨૬૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્ગાર

વર્ષ : ૪ સંપાદક : મનહર મોદી અંક : ૨



સ્વ. જ્યોતીન્દ્ર દવે

ઉદ્દગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪
૧૫ સપ્ટેમ્બર '૮૦ : અંક ૨
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૯૦૦

આર. આર. શેઠની કંપનીવતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

### હાસ્યેન્દ્ર એવા જ્યોતીન્દ્ર

આપણી વાત લખવા કરું છું ત્યાં જ સમાચાર મળે છે : જાણીતા સાહિત્યકાર શ્રી જ્યોતીન્દ્ર હ. દવેનું ૭૯ વર્ષની વયે દુઃખદ અવસાન.

સમગ્ર ગુજરાતને દાયકાઓ સુધી હસતું રાખી, હસતા રહેનાર જ્યોતીન્દ્ર વિરલ વ્યક્તિ હતા.

ગત સપ્તાહમાં અકસ્માતે પડી જતાં તેમને મુંબઈની હૉસ્પિટલમાં દાખલ કરાયા હતા. તા. ૧૧-૯-૮૦ના રોજ તેમનું અવસાન થયું.

હાસ્યસર્જક તરીકે વિરલ એવા જ્યોતીન્દ્ર, કવિશ્રી ખબરદારની પંક્તિમાં, 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી' વાળા પર્યાયને આગવી રીતે, જીવી ગયા. જન્મે જ ગુજરાતી નહિ, ગુજરાતી ભાષા જાણનાર દેશી-વિદેશી સૌ કોઈના હૃદયમાં એમનું સ્થાન હતું, અને કાયમ માટે રહેશે. [પાછળ]

## આ અંકમાં

'રંગતરંગ'ના ૭ ભાગ, 'આલ્પાત્માનું આત્મ-પુરાણ,' 'રેતીની રોટલી,' 'રોગ, યોગ, ભોગ' વગેરે નોંધપાત્ર પુસ્તકો ઉપરાંત ૧૯૭૬માં પોતાનાં હાસ્ય-વિષયક લખાણોમાંથી પોતે જ તૈયાર કરેલો સંચય 'જ્યોતીન્દ્ર તરંગ' જ્યોતીન્દ્રના 'વિશેષ'ને પ્રગટ કરી રહે છે.

શ્રી જ્યોતીન્દ્ર વિવેચક અને વિદ્વાન તરીકે પણ સુપ્રતિષ્ઠિત છે જ. ધનસુખલાલ મહેતાના સહયોગમાં એમણે લખેલ હાસ્યપ્રધાન નવલકથા 'અમે બધાં' તથા મોલિયરના નાટક 'માઇઝર' પરથી તેમણે તૈયાર કરેલ 'વડ અને ટેટા' અને એમાંથી ટુંકાવીને તૈયાર કરેલ 'કોના બાપની દીવાળી' એમનો બહુમુખી સાહિત્યરસ પ્રગટ કરે છે.

ગુજરાત યુનિવર્સિટી તથા મુંબઈ યુનિવર્સિટીમાં એમણે આપેલ 'રસ' વિષયક વ્યાખ્યાનો એમનામાંના 'રસિક' પંડિતને પ્રગટ કરે છે.

જ્યોતીન્દ્રના સમાનધર્મા–હાસ્યકાર ગગનવિહારી મહેતાએ એમના વિશે લખ્યું છે: "જ્યોતીન્દ્ર દવે ઉચ્ચ કોટિના હાસ્યકાર છે, કારણ કે એ વિવેચક છે, ફિલસુફીના અભ્યાસી છે. એ જિંદગીનો કીમિયો શોધવા ઘૂમતા નથી. જીવનનો કોયડો ઉકેલવા મથતા નથી. એમનો કીમિયો એ જ છે કે જિંદગીને કીમિયો જ નથી, એનું રહસ્ય કોઈ ઉકેલી શકતું નથી... જીવનમાં નાનાં મોટાં સંકટો છતાં, કલેશ, કષ્ટ, વિરોધો છતાં અને અંતની કરુણતા છતાં પણ આપણે થોડી ક્ષણો હસીએ છીએ, હસાવી શકીએ છીએ, હાસ્યમાંથી આનંદ પ્રાપ્ત કરી શકીએ છીએ એ મનુષ્યનું સદ્ભાગ્ય છે અને જ્યોતીન્દ્ર દવે જેવા હાસ્યકારને લીધે એ શક્ય બને છે... જ્યોતીન્દ્રનાં વાગ્બાણો ઇન્દ્રના વજ્ર જેવાં કઠોર નહિ, પણ સૂર્યનાં જ્યોતિકિરણ જેવાં ઋજુ છે..."

દસકા પૂર્વે કવિમિત્ર મણિલાલ દેસાઈના બી.એ.ના 'ગુરુ' તરીકે એમને રૂબરૂ મળવાનું બન્યું હતું ત્યારે અમારા 'તોફાન'થી તથા આઈ. એન. ટી.'એ અમને 'રે મઠ'ના કવિઓને મુશાયરામાં બોલાવવાનું સાહસ કર્યું હતું ત્યારે અમારો 'સાધુઓ' તરીકે પરિચય આપી અમારા 'તેજ'ને હાસ્યરસિક શૈલીમાં બિરદાવ્યું હતું તેનું આ ક્ષણે મધુર સ્મરણ કરીએ છીએ.

જાણીતા વિવેચક ડૉ. રમણલાલ જોશીએ એમને અંજલિ આપતાં લખ્યું છે:

"શ્રી જ્યોતીન્દ્ર પછીની પેઢીએ હાસ્યરસિક નિબંધો આપ્યા છે, અત્યારે પણ આપે છે, પણ 'જ્યોતીન્દ્રનું સ્થાન લઈ શકે એવો હાસ્યકાર કોણ?' એવા પ્રશ્નનો ઉત્તર તરત હાથવગો બનતો નથી. જ્યોતીન્દ્ર એક અને અદ્વિતીય રહ્યા છે."

આપણા વિશિષ્ટ અને મોટા ગજાના કવિ શ્રી લાભશંકર ઠાકરે એમના વિશે લખ્યું છે:

"લલિત નિબંધ(પર્સનલ એસે)નું ખેડાણ આપણે ત્યાં અલ્પ. એમાંય બિનંગત શુદ્ધ હાસ્યના નિબંધો લખનારા આંગળીના વેઢે ગણાય એટલા માંડ. આમાં જ્યોતીન્દ્ર દવે શિરમોર હતા. ગુણવત્તા (ક્વૉલિટી) અને ઇયત્તા(ક્વૉન્ટિટી)ની દૃષ્ટિએ આટલું હાસ્યરસના નિબંધોનું ખેડાણ કરનાર જ્યોતીન્દ્ર ગુજરાતી વાઙ્મયના હાસ્યેન્દ્ર હતા... આજ કાલ આવું નિબંધસાહિત્ય સ્થૂળ અને છાપાળવું બની ગયું છે એ સંદર્ભમાં પણ જ્યોતીન્દ્રની કલમ વિરલ હતી. એમની ખોટ પૂરે એવું કોઈ ક્ષિતિજમાં દેખાતું નથી."

હાસ્યેન્દ્ર એવા જ્યોતીન્દ્રને સલામ.

મનહર મોદી

મહેશ શાહ

# ત્રણ વિષાદ

૧

સમુદ્રને હું સમુદ્ર જ કહું છું.
ત્યારે તમને થતું હશે
કે હું કાંઈ જ કહેતો નથી.
અથવા તો હું કાંઈ કહી શકતો નથી.
ખરેખર તો હું કાંઈ જ કહેવા માગતો નથી
એ એક સ્વતંત્ર વાત છે.
પણ હા,
કાળાં શિયાળવાંઓને મેં જોયાં છે
અંધારી રાતોમાં કૂતરાં બની જતાં,
સફેદ કાગડાઓ જોયા છે વિષ્ટા ફંફોસતા
અને એમાં જ સબડતા,
ડરપોક ઠીંગુજીઓને જોયા છે મેં
વિરાટ પ્રતિભાઓ વચ્ચે માથું હલાવી
હાજી–હા કરતા....
એમ જો હું કહેવા બેસું તો એનો અંત નથી.
એટલે જ કહું છું
કે મારા વિષાદને હું વિષાદ જ ન કહું
તો બીજું શું કહું ?
સમુદ્રને તો હું સમુદ્ર જ કહીશ,
તમારે બનવું હોય તો બની શકો છો
સફેદ કાગડાઓ....

૨

કેટલી પાણીની લાલચ કેટલા એંઠા અમે
કેટલું દોડી લીધું ને કેટલા બેઠા અમે
હાથ બીજાના લઈને કેવા ખરડાવી દીધા
ને ખરા હાથેથી તાળી પાડતા બેઠા અમે
લાગણીવશ પથ્થરોને પણ થવા દીધા નહીં
શબ્દની શું વાત એને ચાવતા બેઠા અમે
એક પળમાં આંચકી લીધો અમે દરિયો પછી
લંગરો છોડી હલેસાં મારતા બેઠા અમે
લો, તણખલાનું અમારું તંત્ર તકલાદી હતું
જે તરફ વાતો પવન એ બાજુએ જોતા અમે
છે બિચારો એમ સમજીને ગઝલ વિષે પછી
સૂચનાઓ સાંત્વનાઓ આપતા બેઠા અમે.

૩

ભીંત ભેગી થાય એમાં ઈંટનું શું કામ છે ?
આપણે રહીએ ને તોયે આપણું શું કામ છે ?
એક પાગલ પાણીનો માલિક બની એંઠો થયો
આવડે ને તો જ આ ભીના થવાનું કામ છે !
ભેદ પાણીના સમજવા ઈંટ બનવાનું હશે
રંગમાં રાચે છે એને ભેદનું શું કામ છે ?
એક દંભી દોસ્ત છે ને એક ભેદી છે મળ્યા
જાણતા હોવા છતાં પૂછી શકે શું કામ છે ?

# ગઝલ

૧

ઉઘાડી આંખથી સીંચેલાં સ્વપ્નાં પાંચ દશ મળશે;
અનિદ્રાવાન ઓશિકાઓને પણ થોડો જશ મળશે.
ભલે સૂરજ તને દરરોજ સાયંકાળવશ મળશે;
નગરમાં સ્વસ્થ મળશે પણ નદીકાંઠે વિવશ મળશે.
મળે એને સમીસાંજે તમારું ઘર અને તમને;
મરેલી હાથણીની સૂંઢમાં ખાલી કળશ મળશે.
હવે તારી કદીનહીંતાને જો મારી હજુપણુતા
ભૂલેચૂકે મળે તો કેટલી આભારવશ મળશે!

૨

છાતીના કલબલાટ વિષે શું કહું બીજું?
પીંજરના એક ભાગનું પક્ષીકરણ થયું.
તારી નિરાંતમયતા મને "કેમ છો"–પૂછે,
ટોળાત્મકાયેલો હું - હસી લઉં ઘણું ખરું.
ઘડિયાળ અથવા ઘાસ બન્યો હોઉં એ રીતે,
મારે લણાતા અથવા ક્ષણાતા જવું પડ્યું.
સ્વપ્નાપ્રચૂર ઊંઘનું ખાલી હતું નગર?
–કે પારદર્શિકાઓ વડે એ ભર્યું હતું!
ભીંતેશ્વરાય નમઃ કહી હાથ જોડ્યા બાદ;
સાષ્ટાંગવત્ દશામાં પલંગસ્થ થઈ જવું.

૩

માણવા ને રૂણવા માટે હજુ પણ છે ઘણું;
ક્યાંક પેસેફિકપણું ને ક્યાંક કાંકરિયાપણું.
હે અનાગત નામના માથા વગરનાં બાળકો;
છું અખંડ દુર્ભાગ્યવંતી પળ, કહો તમને જણું?
મારી વાદળતર ક્ષણોમાં તારી વાદળમય ક્ષણો;
લઉં ઉમેરી ને પછી એને હું વાદળતમ ગણું.
તે ક્ષણે મૃત હોય છે વક્ષત્વ સાવ જ આપણું;
જે ક્ષણે કકળે છે ઇચ્છાઓનું બાળક ધાવણું.

ઉદ્ગાર–૬ | ૯–'૮૦

# યશવંત શુક્લ

## રઘુવીર ચૌધરી

યશવંતભાઈને ક્યારે કહીએ કે તમારે માત્ર બોલવાને બદલે લખવું જોઈએ, એમાંથી પુસ્તક થાય, તો એ તુરત જવાબ આપે :

જેમણે લખ્યું છે એમનુંય ઝાઝું ટકવાનું નથી, તો બોલ્યા એ પૂરતું છે.

યશવંતભાઈને અમરતાનો ભ્રમ નથી એ સારું છે. એ સાથે સૌંદર્યની પ્રભાવકતામાં શ્રદ્ધા છે. આમ તો સાહિત્યના સમાજ-સંદર્ભ વિશે એમણે વારંવાર વાત કરી છે પણ કોઈક લેખકના આવેશ માત્રથી માણસ બદલાઈ જશે એવી અંધશ્રદ્ધા દાખવી નથી. આપણે જેને અંધશ્રદ્ધા કહીએ છીએ તેને એ વિચાર-વિવેકહીન શ્રદ્ધાનો જ પ્રકાર કહે છે. એમની દૃષ્ટિએ ખંડદર્શન પણ અંધશ્રદ્ધા જ ઠરે. સર્જકો ને મનીષીઓમાં એમને શ્રદ્ધા છે એનું એક કારણ એ છે કે બીજા લોકોને ખંડદર્શન થતું હોય ત્યાં એ વસ્તુનું અખંડ દર્શન કરવા મથે છે. યશવંતભાઈ કહે છે : 'હાર્યા વિના સત્ય અને સ્વાતંત્ર્યનાં મૂલ્યો માટે મથી રહેવું, છિન્નતાની વચ્ચે પણ જીવનનો જયધ્વજ રોપવો એ કવિકર્મ વિશેની મારી અપેક્ષા છે.' દૃષ્ટાંતો જૂનાં પડે એની બીક રાખ્યા વિના એ ગોવર્ધનરામ અને રવીન્દ્રનાથને યાદ કરીને કહે છે કે છિન્ન અને હતાશ થવાય એવી પરિસ્થિતિમાં એમણે કવિધર્મ ચરિતાર્થ કર્યો હતો.

માત્ર લખવું એ પૂરતું નથી, અવગમન થવું જોઈએ. કૃતિ સમજાય કે પમાય નહિ તોપણ કલા હોઈ શકે એ મતના એ સમર્થક નથી. 'જે કવિતા કવિથી છૂટીને બીજા ભાવકો સુધી પહોંચી શકતી નથી તે કવિતા છે કે નહીં તે ચોક્કસપણે કહેવાનું આપણે પાસે કોઈ સાધન નથી.' એમ કહેવામાં એમનો અભિપ્રાય આવી જાય છે. કેટલુંક દાયકાઓ

ને સૈકાઓ પછી ભાવકો સુધી પહોંચ્યાના દાખલા એમને યાદ હશે જ પણ એમનું ચાલે તો એ વર્તમાનનો આગ્રહ રાખે. પોતે બોલે છે એ વાણી શ્રોતાઓ સુધી પહોંચે છે એવી ખાતરીથી એમણે ભાષાનું લેખિત સ્વરૂપ ખેડવાને અગ્રતા આપી નથી. કેટલાક લેખકો ક્યારે ક્યાં છે એ જાણી શકાતુ નથી. યશવંતભાઈ સાંપ્રતમાં જ વસે છે, સ્થળ ભલે બદલાય.

ટૂંકમાં એ વર્તમાનના માણસ છે. બધી સમકાલીન સમસ્યાઓ હુમલો કરી શકે એટલા એ અરક્ષિત – 'વલ્નરેબલ' છે. હોટલ-સભ્યતાના વધતા આક્રમણ વિષે કે ચૂંટણીમાં થતી ભાંગફોડ વિશે સહી કરવાથી માંડીને મુસદ્દો ઘડવા જેટલો સમય સતત એમની મિલકમાં હોવાનો. સારું થાય એનું સ્વાગત કરવા કે નાશ પામે એનો શોક કરવા એ જાહેરમાં આવશે સમિતિમાં જવાનું હોય તો એ વ્યક્તિગત કામ છોડશે ને સભામાં જવાનું હશે તો સમિતિમાંથી વહેલા ઊઠી જશે. કેમ કે એમની અભિવ્યક્તિનું માધ્યમ વાણી છે. વક્તાએ સ્થળકાળનાં બંધન પાળવાં પડે. માત્ર લખવાનું હોય તો પછી પણ લખી શકાય. અનિશ્ચિત ભાવિમાં થોડો સમય અનામત રાખી શકાય. યશવંતભાઈ સમય સાચવી લેશે એસ. આર. ભટ્ટની જેમ એ મોડા પણ નહીં પડે. બે દાયકા પૂર્વેની એ સાંજ આજે પણ સ્મરણમાં તાજી છે, લગભગ ચિત્રરૂપે અંકિત છે. એ બે વિદ્વાનો સ્ટાઈનબેક વિશે જે બોલ્યા હતા! વાહ! એ પછી મને બહારનાને અમદાવાદમાં ફાવવા લાગેલું

બોલતાં બોલતાં કોઈ પણ વિષયને સ્પર્શી શકાય. લખનારે કાન ન પકડાય એની કાળજી લેવી સુગમ પડે. જાણવા મળ્યું કે યશવંતભાઈ 'એબ્સર્ડ' નાટકો વિશે બોલ્યા ત્યારે આશ્ચર્ય થયેલું. ખાતરી કરવા જતાં સમજદાર શ્રોતાઓએ પણ કહેલું કે સારું બોલેલા. એ પણ વિષ્ણુભાઈની જેમ હતાશા ને છિન્નતાના સમર્થક નથી પણ યુદ્ધોત્તર પરિસ્થિતિના અભ્યાસી છે. 'એબ્સર્ડ'ને તમામ સંદર્ભો સાથે મૂકી આપવા માટેની વૈચારિક મૂડી ધરાવે છે. એ લખતા હોત તો સભામાં ગેરહાજર સહૃદયો સુધી એમનું વક્તવ્ય પહોંચત. પ્રાચીન કાળમાં વ્યાસ બોલતા અને ગણપતિ લખતા. યશવંતભાઈ બહારથી ગણપતિ છે પણ અંદરથી 'વ્યાસ' છે. એ શબ્દના બધા અર્થો એ ધરાવે છે તેથી 'કેન્દ્ર અને 'પરિધ' બેઉ વિશે એક સાથે વિચારે છે વિચાર્યા પછી બોલે છે. વિચારતાં વિચારતાં પણ બોલે છે. બોલ્યા પછી વિચારવું પડે એવું ભાગ્યે જ કરે છે.

આમ જેમણે પોતાને લેખક બનતાં અટકાવ્યા છે એ યશવંતભાઈ પત્ર-વ્યવહારમાં બહુ ચોક્કસ છે. શક્ય છે વિષ્ણુભાઈનો વારસો હોય. વાતચીતનો ગુણ રા. વિ. પાઠકને આભારી હોઈ શકે. પાઠકસાહેબનાં બધા જ પુસ્તકો એમણે વાંચ્યાં છે, લેખક સાથે ચર્ચ્યાં છે. પાઠકસાહેબ આપણા પ્રથમ કૃતિનિષ્ઠ વિવેચક છે યશવંતભાઈની પ્રશિષ્ટ છતાં વિશદ ગદ્યશૈલી વિષ્ણુભાઈ અને રા. વિ. પાઠકના દ્વિવિધ સંદર્ભે ઘડાઈ હશે. કેટલાક શબ્દપ્રયોગો ધ્યાન ખેંચવાના. ક્યારેક પૂર્વપરિચિત વિચાર બોલીના શબ્દમાં ઝિલાઈને તાજો લાગે તો ક્યારેક નવો વિચાર જૂના સમાસમાં અવતરીને સાર્થક પદ બને, તેથી પદાર્થની જેમ પમાય. વ્યાખ્યાન દરમિયાન એ એકબે અવનવા સમાસો રચે; નિર્ગમે છે, અંગીકારે છે જેવાં ક્રિયાપદો યોજે. અરૂઢ નામધાતુઓ પણ પોતાનું ઘનત્વ છોડી એમની પ્રવાહી વાણીમાં લય ધારણ કરે. એ કદાપિ કોઈ વાક્ય અધૂરું મૂકી નહીં દે. શિયાળાની સાંજે બંધ ગળાનો કોટ પહેરીને એ બોલતા હોય ને સભા વિશાળ હોય તો એ નેપોલિયનની જેમ શોભ્યાના પ્રસંગો બન્યા છે. અભ્યાસીઓ જાણે છે કે નેપોલિયન સેનાપતિ હતો, સરમુખ્યાર નહીં. એ મોડે સુધી લોકશાહીમાં માનતો હતો, તેથી અહીં ઉપમા-દોષ થતો નથી. આપણા જાહેર જીવનમાં

પડેલા જે મુરબ્બીઓ લોકશાહીમાં દૃઢપણે માને છે એ વહેલામોડા, વધતેઓછે અંશે અમલ પણ કરે છે એવો મારો અનુભવ છે. યશવંતભાઈ સાથે ઉગ્ર મતભેદ પાડી શકાય છે અથવા એમની સામેની સામાન્ય વાતને ઉગ્ર વિરોધથી કહી શકાય છે. એ સહી લે છે. પોતાનું વલણ લોકશાહી પદ્ધતિએ સહુ અધ્યાપકોને ગળે ઉતારવા એ આચાર્ય તરીકે પ્રયત્ન કરતા. સહુનાં સૂચનો આવકારતા અને એમાં પોતાના મૂળ વિચાર એટલે કે નિર્ણયને રમતો મૂકતા ને તરતો જોઈને સંતોષ પામતા. અધ્યાપકોમાંથી મોટા ભાગના એમના વિદ્યાર્થીઓ હોઈ અદબ જાળવતા. હું એચ. કે.માં ગયો ને મર્યાદાઓ તૂટતી જોઈ કેટલાક અધ્યાપકોને ચિંતા પણ થઈ. દેખીતી જગા ન હોવા છતાં યશવંતભાઈએ મને લીધેલો. તેથી સરેરાશ અડધું કામ કરતા અધ્યાપકો કરતાં હું લગભગ દોઢું કામ કરતો, પણ ક્યારેક ન કહેવાનું કહીને એમને ગંભીર કરી મૂકતો. પછી ઈશ્વરભાઈ પેટલીકરે મને કહેલું કે પીતામ્બર પટેલની સ્પષ્ટ ના હોવા છતાં મને એમણે કૉલેજમાં લીધેલો. શક્ય છે રસિકભાઈના અભિપ્રાયને લીધે એમણે જોખમ ખેડ્યું હોય. નહીં તો ૧૯૭૦ થી હું ગામમાં રહેવા ધારતો હતો. અવગુણ જાણવા છતાં મદદ કરનારાઓમાં યશવંતભાઈને આગળ મૂકી શકાય. હવે એ અને એસ. આર. ભટ્ટ આચાર્ય નથી ત્યારે સહુને થાય છે કે એ હતા તે સારું હતું. એમણે ફરી આચાર્ય તરીકે અવતરવું જોઈએ. ભલે શિક્ષણ ન સુધરે. આપવા જેવા દાખલા તો જડે.

યશવંતભાઈ પોતે બહુ દાખલા આપીને બોલતા નથી. એમની સ્મૃતિ બહુ સારી નથી એવો અભિપ્રાય મારો એકલાનો તો છે જ. તેથી 'જૂગજૂતુ' વિશેષણ એમને કેમ આટલું બધું પ્રિય છે એની નવાઈ લાગે છે. એ વર્તમાનવાદી હોવા છતાં ઇતિહાસનો એમને વિરોધ નથી. એ 'ક્રાંતિની પ્રક્રિયાઓ' સમજે છે, સમજાવે છે છતાં કિશોરલાલની સમૂળી ક્રાંતિથી બહુ પ્રભાવિત લાગતા નથી. 'ઇતિહાસ એ ખાદ્ય નથી, ખાતર છે' એ વાક્યને એ કાકાસાહેબ કરતાં પણ વધુ આસાનીથી સમજાવી શકે છે: 'ભૂતકાળ માટે જેમ ઇતિહાસ શબ્દ પ્રયોજાય છે તેમ ભૂતકાળના જ્ઞાનને માટે પણ ઇતિહાસ શબ્દ પ્રયોજાતો આવ્યો છે.' બે ભિન્ન અર્થોની ભેળસેળ ન થઈ જાય એ માટે જરૂરી ચોખવટ કરીને એમાંથી મુદ્દો કરે છે કે સ્થળ અને કાળના સંદર્ભ બદલાતાં અનુભવનું સ્વરૂપ પણ બદલાય છે અને અનુભવ અને વિચારના આઘાત-પ્રત્યાઘાતને લીધે કાર્યનું સ્વરૂપ અને જીવનનું સ્વરૂપ બદલાય છે. ભૂતકાળનું કયું રૂપ વર્તમાનને પૂરેપૂરું મળતું આવે ?

યશવંતભાઈ બદલાતા વિચારોને પોતાની ન બદલાતી ભાષામાં વ્યક્ત કરી શકે છે. વક્તાની ભાષા ઝડપથી ન બદલાય તો જ શૈલી બની શકે. યશવંતભાઈ એ નિયમને સાચો પાડતા હોય તેમ લોકસમિતિના ઉપક્રમે ગામડા ગામમાં વ્યાખ્યાન કરતી વખતે પોતાની પ્રશિષ્ટ વાણીમાં પ્રાપ્ત ધર્મનું સોત્સાહ સમર્થન કરતાં થાકશે નહીં.

હા, એ થાકતા નથી. ન થાકનારા લેખકો તો ઘણા છે પણ પ્રવાસથી ન થાકનારાઓમાં યશવંતભાઈ પ્રથમ છે. બેઉ આંખે મોતિયો આવ્યો હોય ને દિલ્લીના અંધારામાં કોઈક વાહનની ગતિ નડતાં એ રીતસર પડી ગયા હોય તોપણ એકવાર ઊભા થઈ ગયા કે રાજા ! પછીની ક્ષણે એ પૂર્વવત્ ઉત્સાહથી આગળનો પ્રવાસ ખેડવાના. વાતાવરણમાં તંગદિલી હોય કે યુદ્ધની પરિસ્થિતિ હોય ત્યારે આચાર્ય તરીકે યશવંતભાઈ વધુ પડતી કાળજી લેતા. તેથી એ ડરે છે એમ માનીને હું ગમ્મત કરતો. પાકિસ્તાનવાળા નેહરુપુલ તોડવા બૉંબમારો કરવાના જ અને નિશાન તાકવામાં એ કાચા હોવાથી બૉંબ એચ. કે. પર પડવાનો- આવું સાંભળીને તુરત તો એમને ચિંતા થશે જ એવી શ્રદ્ધાથી બોલવાનો ઉત્સાહ મેં વારંવાર અનુ-

ભગ્યો છે. પરંતુ એ પ્રવાસથી ડરે છે એમ તો એમનો કટ્ટરમાં કટ્ટર ટીકાકાર પણ કહી નહીં શકે. બલ્કે પ્રવાસે જવા તો એ પાકિસ્તાન પણ પસંદ કરશે. ચીન, અમેરિકા દુશ્મન હતાં ત્યારે એ ત્યાં ફરી આવ્યા છે, બંનેના મિત્ર તરીકે પાછા આવ્યા છે. પ્રવાસમાં એમની તબિયત બગડતી નથી. વિવિધ વાહનોમાં શરીરને મળતી હલનચલનને કારણે એમના બેઠાડુ જીવનને જરૂરી કસરત મળી રહે છે ને તેથી સ્વાસ્થ્ય એકધારું સચવાય છે. એમની કાર્યશક્તિ જોઈને એમના નજીકના મિત્રોને પણ આશ્ચર્ય થાય છે. આ અંગે યશવંતભાઈનો ખુલાસો એટલો જ છે કે પ્રવાસમાં આરામ મળે છે તેથી કાર્યશક્તિ ટકી રહે છે. આ દલીલ સાથે ભોગાભાઈ સંમત છે. ખરેખર તો યશવંતભાઈ પ્રવાસમાં હોય ત્યારે લીલાબહેનને આરામ મળતો હશે. કેટલાક મહેમાનો યશવંતભાઈને તો અવનવા શ્રોતા મળી રહે પણ લીલાબહેને સહુનું આતિથ્ય કરવાનું. ગુજરાતમાં બીજી કોઈ ગૃહિણીએ આટલી વેઠ કરી નહીં હોય અને કરી હશે તો આટલી પ્રસન્નતાથી તો નહીં જ. લીલાબહેન મળ્યાં ન હોત તો યશવંતભાઈ ગુજરાત વ્યાપી સૌહાર્દ કેળવી શક્યા ન હોત. બેઉ અર્થમાં એમને વિશાળ કુટુંબ પ્રાપ્ત થયું. આઠમાંના દરેક સંતાન માટે નર્યો પ્રેમ. પૌત્રપૌત્રીઓ માટે એથીય વધુ. સાથે રમે. એ જ બચત ને એ જ મૂડી. કહે છે કે એકેય બાળકને ગુસ્સે થઈને કદી ટપલી પણ મારી નથી. કેટલાક ગાંધીવાદી મિત્રથી એ આ બાબતે જુદા પડે છે.

યશવંતભાઈને ગાંધીજીની આત્મકથા વિશે ઉમળકાથી બોલતા સાંભળ્યા છે પણ કોઈએ એમને ગાંધીવાદી કહી વખાણ્યા કે ઉતારી પાડ્યા નથી એનું કારણ એ હશે કે માર્ક્સનો વ્યવસ્થિત અભ્યાસ કરનારાઓમાં એ થોડાક વહેલા જાણીતા થયેલા. હું તો એમ પણ માનું કે માર્ક્સવાદી થવાને એમને કારણ હતું. યુવાવસ્થામાં સમાજવાદી વિચારો સાથે કામ પાડવાનો એમણે પ્રયત્ન કરેલો. એમના નાના ભાઈ વિનોદભાઈ તો માર્ક્સવાદી વિચારસરણીના પ્રખર પુરસ્કર્તા રહેલા છે.

કિશોરાવસ્થામાં જ યશવંતભાઈને માથે ઘરની જવાબદારી આવી પડી. એમણે વિચાર્યું ન હોત તો જવાબદારી હળવી બની ગઈ હોત. બ્રાહ્મણના દીકરાને એ જમાનામાં કથા-પૂજા કરાવીને આવક કરીને જીવવામાં નાનમ ન હતી, બલ્કે હક હતો. પણ યશવંતભાઈએ સંકલ્પ કર્યો કે યાચક વૃત્તિથી જીવવું નથી. ઠરાવ્યું કે દિવાસળીનાં ખોખાં બનાવીને એની મજૂરીમાંથી સહુ ભાંડુઓએ મળીને નિભાવી લેવું. માએ ઉઠાવેલાં દુઃખોની વાત કરતાં એ તન્મય થઈ જાય છે. એકવાર કૉલેજના સહકાર્યકરોથી છૂટા પડતાં પણ એમની આંખો ભીની થઈ ગયેલી. લાગણી પણ યશવંતભાઈના વ્યક્તિત્વનો ભાગ છે એ એમના જાહેર વ્યક્તિત્વથી પરિચિત વ્યક્તિઓને તુરત ગળે નહીં ઊતરે. પણ આ વિગત ન નોંધીએ તો ખંડ-દર્શન થાય. એમ તો એમણે થોડીક વાર્તાઓ પણ લખેલી. પ્રવાસમાં ક્યારેક પ્રકૃતિનું સૌન્દર્ય એવું માણ્યું છે કે એની વાત કર્યા વિના રહ્યા નથી; છતાં એમને ભાવોદ્રેકના માણસ કહેતાં મને ગેરસમજ થવાની બીક રહે છે.

પ્રક્રિયામાંથી પસાર થઈ નિષ્કર્ષ સુધી પહોંચે. યશવંતભાઈ વિચારક હોવા ઉપરાંત વક્તા પણ છે, જેમની માગ યુવાનોની દરેક પેઢીમાં રહી હોય તેવા વક્તા. ત્યાં એ પ્રસંગ સાચવી લે છે શ્રોતાઓની લાગણીને માન આપીને સવાઈ સત્યનો આશ્રય લે છે, પરંતુ એ જ મુદ્દા વિશે પછી લખે છે ત્યારે વિચારક તરીકેના પોતાના મૂળ સત્ત્વની લક્ષ્મણરેખા પાળે છે. ત્યારે એમના કથ્યના મર્મને એમની તર્કશક્તિ કાચબાની પીઠનું રક્ષણ પૂરું પાડે છે. તેથી તો અનેક પ્રહારો સહીને પણ એ મંદ છતાં મક્કમ ગતિએ, ચરાચર જગતમાં આગળ વધતા રહે છે. યુગચેતનાના સંદર્ભમાં શબ્દરૂપે સ્વરૂપને વાચા આપતા રહે છે. એમનાં અનેક વક્તવ્યોને નિબંધનું સ્વરૂપ સાંપડે છે કેમ કે એ પોતાના કથ્યને અગાઉથી જાણે છે અને સમયની શિસ્ત પાળે છે. હવે ગ્રંથસ્થ થનાર એમના નિબંધો એમની આ વિચાર-ગતિનું નિદર્શન બની રહેશે યશવંતભાઈ જરૂર ઊભી થતાં સહેજે ક્ષોભ વિના અંગ્રેજીમાં અવિરત બોલી શકે છે અને ગુજરાતી ભાષાના એ સમર્થ વક્તા છે એ લગભગ સર્વસ્વીકૃત હકીકત છે. પણ એ કૃષ્ણમૂર્તિની દૃષ્ટાંત કે વાગ્મિતા વિનાની સૂત્રાત્મક કે રજનીશજીની દૃષ્ટાંત-પ્રધાન શૈલીથી જુદી કથનરીતિ ઉપજાવી શક્યા છે. એનાં મૂળ મણિલાલ નભુભાઈ કે આનંદશંકર ધ્રુવનાં લખાણોમાં શોધતા જતાં શક્ય છે કે માત્ર શબ્દ-પ્રયોગોનું સામ્ય જડે. પરંપરાગત સૌન્દર્યદૃષ્ટિ એમને આ કુળના ગદ્યકારોમાંથી મળી હશે સમકાલીનોમાંથી ઉમાશંકર અને જયંતિ દલાલ કરતાં એ ઘણા જુદા પડે. બોલવા કરતાં લખવાનું વધુ પસંદ કરતા અને દરેક હારને હરાવીને કલમના ટેકે આગળ વધતા શ્રી ભોગીલાલ ગાંધી મોટા અભ્યાસી. આધારો સાથે જ વાત કરે. લોકશાહી માટેની એમની જેહાદને શબ્દાન્તરે શહાદત પણ કહી શકાય. એમની જેમ યશવંતભાઈ પણ માર્ક્સમાંથી શીખવાજેવું શીખ્યા છે. પણ સામ્યવાદના વિરોધમાં એ એટલા તીખા બનતા નથી. કારણમાં તટસ્થતા છતાં એથી એક ગેરલાભ થયો છે. ૧૯૫૬ના અરસામાં ને તે પછી પણ મગનભાઈ દેસાઈ આદિ ગાંધી વિચારના ખમતીધર ઇજારદારોએ યશવંતભાઈને સામ્યવાદી કહીને અનેકવાર ઉતારી પાડવા પ્રયત્ન કરેલો. પરંતુ યશવંતભાઈ પોતાનાં લખાણોમાં સમાનતા અને સ્વતંત્રતા પર સતત ભાર મૂકતા આવ્યા છે બર્નાડ શોની જેમ એ લોકશાહી અને સમાજવાદને પરસ્પરવિરોધી વસ્તુ માનતા નથી. પાશ્ચાત્ય વિચારકોમાંથી રસેલ એમને વધુ અધિકૃત લાગ્યા છે. રસેલ પાસેથી એમને ઘણું મળ્યું છે. કદાચ સઘન અને ઓજસ્વી ગદ્ય પણ. એ સામ્યવાદી થયા હોત તો આપણા શિક્ષણ અને સમાજજીવનને લાભ થયો હોત કે નુકસાન એ તો માત્ર ધારણાનો વિષય રહી ગયો. પણ વિચારના ભોગે ભૌતિક સુખનું સમર્થન કરવા કોઈ બુદ્ધિજીવી પ્રેરાય એવી પરિસ્થિતિ છેલ્લી અડધી સદીના ગુજરાતે ઊભી કરી નથી. અલબત્ત, એમને ખાતરી છે કે રાજ્યસંસ્થાની પવિત્રતાનો ભાવ ઓસરતો જવાનો છે અને લોકો સમાનતા સ્થાપીને જ જંપવાના છે. છતાં 'સત્તા'ની પ્રસ્તાવનામાં એમણે લખ્યું છે :

'ક્રાન્તિ સમયે હથેળીમાં ચાંદ બતાવવામાં આવ્યો હોય તે શાન્તિ સમયે પોતાનો શીળો પ્રકાશ પાથરશે એવી ભોળી શ્રદ્ધા રસેલમાં નથી. માર્ક્સની આ પ્રકારની ગણતરીઓ ખોટી પડી છે તેનું કારણ રસેલને મતે એ છે કે મનુષ્યવ્યક્તિઓની સ્વાતંત્ર્યની અભીપ્સાઓ અને સત્તાજૂથોનાં પ્રવર્તનોની માનસશાસ્ત્રીય ભૂમિકાઓ માર્ક્સની નજર બહાર રહી

ગઈ હતી.'

એમણે ઇબ્સન, મેકિયાવેલી અને રસેલના અનુવાદો કર્યા છે એ ઘટનાઓનું અહીં સ્મરણ થાય છે. શ્રી રસિકલાલ પરીખને પડખે રહીને એમણે ઇતિહાસ, સંસ્કૃતિ, રાજનીતિ, નાટ્યશાસ્ત્ર, પત્રકારત્વ જેવા વિષયો ગુજરાતીમાં ખેડાય એ માટે રસ લીધો. પહેલ કરી, પીછેહઠ પણ સ્વીકારી. ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા સાહિત્યને લોકો સુધી પહોંચાડવા સંમેલનો અને જ્ઞાનસત્રો દ્વારા પ્રયત્ન કર્યો એ માટે સાહિત્યની વ્યાખ્યા હળવી કરી ધોરણોમાં બાંધછોડ કર્યા વિના. પરંતુ બધા જ સર્જકો પરિષદના સભ્ય બને એ માટે એમણે સભાનતાથી નમ્ર પ્રયાસ કર્યો હોત તો લોકશાહી પદ્ધતિએ મુનશીનો ચઢિયાતો વિકલ્પ એ પુરવાર થઈ શક્યા હોત. પરિષદના વહીવટ પાછળ એમણે જે સમય આપ્યો, ઘસારો વેઠયો એની યોગ્ય કદર કરવા ઘણા પ્રેરાયા હોત. જોકે મોટા ભાગના સર્જકો સંસ્થાઓ પ્રત્યે સૂગ ધરાવતા હોય છે, આત્મનિષ્ઠ હોય છે. તેથી કોઈકના સેવાભાવને ઇજારાનો પ્રપંચ કહી સંતોષ માનતા હોય છે.

હું ગીતાના કર્મયોગી અર્થઘટનમા માનું છું. પરંતુ લેખક માટે જેટલું પ્રવૃત્તિમાર્ગનું તેટલું જ નિવૃત્તિમાર્ગનું મહત્ત્વ સ્વીકારું છું. તેથી અહીં કહેવા પ્રેરાઉં છું કે યશવંતભાઈના ગજાના એકેય ગદ્યકારે આવડી મોટી જંજાળ પાળીપોષી નથી. નિવૃત્ત થયા પછી એમણે વિદ્યાસભાની વધુ મોટી જવાબદારીઓ ઉપાડી. એમણે નિરાંતે લખવું જોઈતું હતું ત્યારેય એમણે સહીઓ કરવાનું ચાલુ રાખ્યું. મને ઘણીવાર લાગ્યું છે કે યશવંતભાઈ પોતાની શક્તિઓનો અનાદર કરી, લેખક તરીકેની જવાબદારી પૂરેપૂરી અદા ન કરીને, સૂક્ષ્મ રીતે લોકશાહી સમાજવાદની ભાવનાનો ભંગ કરે છે.

પોતાના શ્રોતાનું – વાચકનું માનસ એ જાણે છે પણ એને શું કહેવું એ પોતે નક્કી કરે છે, એ એક સારી વાત છે. હા, એ બેપાંચ વાતો વાગોળ્યા કરતા હોય તો એનો મહિમા કરવાને કારણ ન હતું. 'જીવતર મહીં થોડું જીવી ઘણું ન બગાડવું" એ કાવ્યપંક્તિને પુરસ્કારતા એમણે કહેલું છે કે થોડાક સૂત્રોને આધારે જીવન તરી જઈ શકાતું નથી કેમ? તો કહે છે :

'જીવન પોતે એવું સંકુલ છે અને વ્યક્તિત્વના અકલ અંશો એવા દુર્દમ્ય અને નિર્ણાયક હોય છે કે ભોજરાજાને સવા લાખ સોનામહોર આપી દેવી ગમે એવી કવિતા-પંક્તિઓમાં પુરાયેલાં બોધવચનો સુદ્ધાં જીવનને નિયમી શકતા નથી.'

સદાસર્વદા વ્યસ્ત લાગતા યશવંતભાઈમાં સંકુલતાની આ સમજ ક્યાંથી આવી? ભારતીય સમાજના એ અભ્યાસી છે અને સમાજ સંસ્કૃતિને ધારણ કરી રહી શકે એ માટે ક્યા ચૈતસિક સંચલનો જરૂરી છે એ સમજે છે. અહીંની વર્ણવ્યવસ્થામાં માત્ર પ્રકારભેદ હોત. મહત્ત્વભેદ ન હોત તો એમને વાંધો ન હતો. આપણા બદલાતા સમાજમા બ્રાહ્મણ હોવાના લાભ તો ઘણા લેખકોએ જતા કર્યા છે પણ યશવંતભાઈએ તો કેટલાક ગૃહિતોમાથી પણ મુક્તિ મેળવી છે જે સુખદુ:ખાત્મક જગત ઈશ્વરદત્ત મનાતું આવ્યું એને સમાજની રચના દ્વાર, વ્યક્તિ સમષ્ટિના પુરુષાર્થ દ્વારા શક્ય બનાવવા એમણે વિચાર્યું એ એમની પહેલ લેખાશે. વ્યાપક જીવનસાધનને સાહસ સાથે જોતાં એ લખે છે :

સંસ્કૃતિ વિકસાવી છે તેની પાછળ અપરિચિત વિશેની જિજ્ઞાસાથી પ્રેરાઈને તેણે કરેલી અનેકાનેક સાહસયાત્રાઓ પડેલી છે. આ સાહસવીરોએ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં અકુતોભયસંચાર કરીને ઓછા સાહસિકોને અપરિચિતનો આનંદ લણવા ઇશારતો કરેલી છે. કોઈએ ધર્મનાં, કોઈએ જ્ઞાનવિજ્ઞાનનાં, કોઈએ અધ્યાત્મનાં, કોઈએ ભૂગોળ અને ખગોળનાં તો કોઈએ વિવિધ માનવવ્યવહારોનાં ક્ષેત્રોમાં ઘા ખમવાની શરતે માર્ગો ફંટાવ્યા છે.'

અહીં 'અકુતોભય-સંચાર' જેવા સમાસો સાથે 'આનંદ લણવા ઇશારતો કરેલી છે.' જેવો બોલચાલની ભાષામાંથી સર્જાયેલો લાક્ષણિક વાક્યખંડ ધ્યાન ખેંચે છે.

'આત્મૌપમ્યની તાલીમ' નામના જીવદયા વિશેના વ્યાખ્યાનમાં યુદ્ધવિરોધના પરિચિત ખ્યાલને એમણે પોતાની ગદ્યશક્તિથી કેવી પ્રભાવક તાજગી બક્ષી છે :

'બે વિશ્વયુદ્ધો પછી પણ માનવજગત વશેકવશે ત્રીજા વિશ્વયુદ્ધ તરફ ગતિ કરી રહ્યું છે. કોઈને એ ખપતું નથી અને છતાં એની પ્રક્રિયાને કોઈ રોકી શકતું નથી. ક્યારેક કોરિયામાં, ક્યારેક ક્યૂબામાં, ક્યારેક વિયેતનામમાં એમ જગતના કોઈ ને કોઈ ખૂણામાં એની રિયાઝ ચાલુ જ રહી છે. ઝગડાળુ તત્ત્વો એનો વેગ વધારવાની મોકળાશ શોધે છે. અને પોતે સલામત રહીને સામાનો સંહાર કેવી રીતે કરવો તેનો વેત ઉતારવા મથે છે.. ઝગડતાં પરિબળો કતરાતી આંખે એકબીજાની વ્યૂહરચનાનો તાગ લે છે અને પોતાનો પેંતરો વિકસાવે છે. સર્વનાશનો ભય છે એ જ એક માત્ર બ્રેક છે. લાખ્ખો વર્ષો દરમ્યાન થઈ જાય એ શક્યતાએ મનુષ્યને વિચારતો કરી મૂક્યો છે પણ હજુ એમાંથી વ્યાપક કરુણા અને વ્યાપક મૈત્રી પ્રગટી નથી. માનવ પ્રશ્નોને ભયની પ્રયોગશાળામાં ઉકેલવાની મથામણ ચાલી રહી છે.'

એક બાજુ 'પ્રક્રિયાઓ', 'વ્યૂહરચનાઓ,' 'સર્વનાશ,' 'માનવ-સંસ્કૃતિ', 'કરુણા અને વ્યાપક મૈત્રી', 'ભયની પ્રયોગશાળા' જેવી સંસ્કૃત પદાવલી અને બીજી બાજુ 'વશેકવશે' 'રિયાઝ', 'મોકળાશ', 'સલામત', 'પેંતરો'. 'બ્રેક', 'જતન', જેવા વિવિધ કુળના છતાં બોલચાલમાં વપરાતા શબ્દોનો સહજ સંકર રચીને એ પોતાની ભાષામાં ક્યાંક ત્રીજી શક્તિ પ્રગટાવે છે. યશવંતભાઈ પોતાની આ ક્ષમતાનો તાગ કાઢવા બેસે તો ગુજરાતી ગદ્યનું ગૌરવ વધે જ વધે. એ વિના એમની મુક્તિ નથી. રોલાં વિશે એમણે કહ્યું છે કે હોવામાંથી થવું, નિત્ય વિકસવું, એ જ એમનો મોક્ષ હતો. યશવંતભાઈને હું ઓળખતો હોઉં તો કહું કે એ સંપ્રદાયમુક્ત, પ્રવૃત્તિમાર્ગી આસ્તિક છે. કારકિર્દીનાં પાછલાં વરસે માં એમણે કોલેજમાં પ્રાર્થના શરૂ કરાવેલી. એ શબ્દ ભલે માગવાનો અર્થ સૂચવતો હોય પણ એમને મન તો પ્રાર્થના કરવી એટલે વૈયક્તિક અસ્તિત્વનું વિશ્વના અસ્તિત્વ સાથે અનુસંધાન શોધવા શાંત થવું. આ ક્રિયામાં એમને શબ્દદેવતા વધુ ને વધુ સહાયક થાઓ, એવી પ્રાર્થના !
૩૦-૫-૧૯૮૦.

[ તાજા જ પ્રગટ થયેલ રેખાચિત્ર સંગ્રહ '**સહરાની ભવ્યતા**'માંથી ]

# વાર્તા

## ઓળખવું ઓળખવું'ને હાથ

—રમેશ પારેખ

ડી. જી. બાથરૂમનું ડોર ખોલી અંદર પ્રવેશ્યો.

શુ. અત્રૅ નહાતી હતી ડી. જી. સ્તબ્ધ બની એને જોઈ રહ્યો.

શુ.ની આંખો બંધ હતી. મોં પર ફીણ હતાં. શાંવરની ઠંડી ઝીણી સેરોને ઝીલતી તે ઉઈ ઉઈ એવી બારીક બારીક આનંદભરી ચીસો પાડતી ને હસતી હતી. પાણીની સેર તેના ખુલ્લા અને ફેલા-યેલા વાળમાં થઈ શરીર પર કોતરી જતી હતી.

શુ.ને અણસારો આવ્યો હશે. એ 'કોણ' કહેતી ઊભી થઈ ગઈ. ગભરાઈ ગઈ. થંભી ગઈ હાથના ક્રોસથી તેની ભરાવદાર, ઉત્તુંગ, ધવલ છાતીને તે ઢાંકવા મથી.

અરીસાઓમાંથી તરાશેલી હોય તેવી સ્તબ્ધ, ચમકદાર, ભીની અને મસૃણ શુ.ની કાયા પર પોતાનું સ્વચ્છ પ્રતિબિંબ ડી જી.એ જોયું. શુ.ના રુંવાડાં ઊભાં થઈ ગયાં હતાં. તેથી ડી. જી.નું પ્રતિબિંબ દાણાદાર અને ખરબચડું લાગતું હતું.

ડી.જી કંઈ બોલ્યો નહીં. તેણે શુ.ની મોહિની-મુદ્રાઓને પીધા કરી, ક્યાંય સુધી; શરમભરી શુ., સુખભરી શુ., ભીંજતી શુ., ભીંજવતી, ધડકતી, સ્તબ્ધ શુ., રોમાંચિત શુ. .

'મારા આ વૈભવને, મારા સર્વસ્વના આ અર્કને, આ શુ.ને હું ક્યાં છુપાવું ?' ડી જી ના શ્વાસ ઉપરતળે થતા રહ્યા.

એકાએક તેનો જમણો હાથ સાંપની જેમ ઊછળીને ખિસ્સામાં ગયો. એક લોડેડ રિવૉલ્વર બહાર આવી ગઈ. ડી જી.એ શાંતિપૂર્વક છયે છ બુલેટ શુ.ની છાતીમાં ઉતારી દીધી.

●

ડી જી એ રિસ્ટવૉચમાં જોયું. બંધ પડી ગઈ હતી. ડી.જી. ઊભો રહ્યો. ઘડિયાળમાં ૨૭ તારીખનો આંકડો હતો તે બદલ્યો ૨૮ કર્યો. ચાવી દીધી. કાન માંડ્યો. અને હાથ ઝટકી ચાલવા લાગ્યો.

શુ. ચાલતાં ચાલતાં આગળ નીકળી ગઈ હતી. પહાડી સૌંદર્યમાં તે બિલકુલ ખોવાઈ ગઈ હતી. ડી જી. પાછળ રહી ગયો તેનો શુ.ને ખયાલ નહોતો.

ડી જી. શુ.ને જોઈ રહ્યો, મુગ્ધ બની ગયો: આ શુ મારી જ, મારી એકલાની......'

સૂર્ય વાદળોમાંથી નીકળી આવ્યો હતો. વર-સાદનું ઝાપટું આવી ગયેલું તેથી હવામાં પીળાં જેવી સળવળી કુમાશ અને તરવરાટ હતાં. વનસ્પતિ અને પહાડો ચુંબકચુંબક બની ગયાં હતાં. રસ્તામાં પાણીના ઝીણાં ઝીણાં ખાબોચિયાંમાં અચાનક પગ પડી જતાં શુ. ઉઈ ઉઈ એવું તીણું ધીમું ચીસીને પછી ખિલખિલ હસી પડતી. પહાડો તાબડતોબ શુ.ના મંજુલ અવાજનો ફોટો પાડી ઉઈઉઈની નાનીમોટી પ્રિન્ટો કાઢી આપતા

શુ.એ ડોક ફેરવી પાછળ જોયું. તેના ગાલ રતાશથી તમતમી ઊઠયા હતા ભીની પહાડી હવાનાં તેજ અને તાજગી શુ.ના ચહેરા પર ઝબકારા મારી રહ્યાં હતાં. શુ. નવી નવી, અજાણી અજાણી લાગી રહી હતી.

ચાલતાં ચાલતાં રસ્તાની કિનાર પર શુ. ઊભી રહીને નીચે ખીણ પર ઝૂકતી ને હોહોહો એમ બોલતી ત્યારે ખીણમાંથી શુ.ના અવાજનો રવરવતો ફુવારો ઊડતો ઊડતો ઉપર આવતો ને હવામાં અસંખ્ય ઘંટડીઓ પથરાઈ જતી. ને શુ ઉઈ ઉઈ, બોલતી, ઊછળતી સસલાની જેમ આગળ દોડી જતી.

ડી.જી. અપલક નેત્રે તેને જોઈ રહ્યો: 'કાલે તો પાછા ફરવાનું છે, શહેરમાં' તેને વિચાર આવ્યો: 'વળી કેદમાં પૂરાઈ જવાનું. પેરોલની મુદ્દત પૂરી થઈ ગઈ... ..'

કેવી મુક્ત અને નિર્ભ્રાંત લાગતી હતી શુ. પહાડી હવાના સ્પર્શે તે અંદર–બહારથી દલેદલ ઊઘડી પડી હતી. કાલે બિડાઈ જવાની, મૂરઝાઈ જવાની...

ડી.જી. પાછળ પાછળ ચાલતો રહ્યો. અચાનક તેણે વિચારોને થંભાવી દઈ પાછળ જોયું. બસ્તી ઠીક ઠીક પાછળ રહી ગઈ હતી આગળ હવે ડેડ એન્ડ આવતો હતો.

શુ. ખીણ પાસે ઝૂકીને હોહોહો બોલતી હતી. ડી.જી. ઝડપથી તેની લગોલગ પહોંચી ગયો અને તમામ તાકાતથી તેણે શુ.ને ધક્કો માર્યો, બસોએક ફૂટ ઊંડી ખીણમાં.

શુ.એ ચીસ પાડી પહાડી માહોલ લલની સપાટીની જેમ સ્હેજ ચિરાયું. પછી તરત સમથળ બની ગયું.

●

પોતાનો બત્રીસમો બર્થ–ડે ડી.જી.એ સવારથી સાંજ સુધી પલંગમાં સૂતાં સૂતાં ઊજવ્યો.

બપોરે ચારેક વાગે બારી પર ટાંગેલા સળી-સળીવાળા પરદામાંથી ગળાઈને તડકાની ચીપો ખંડમાં પ્રવેશી હતી, ચૂપચાપ. અને પછી થોડી વારે અંધારું ઊતરી આવ્યું હતું.

રાત્રે બારેક વાગ્યે ડોરબેલ વાગી. ડી.જી. ત્યારે સૂઈ ગયો હતો. ઊઠ્યો. ડોર ખોલ્યું. શુ. ગાભરી ગાભરી બહાર ઊભી હતી. તે ડી.જી.ને વળગી પડી. ડી.જી રૂક્ષ અવાજે બોલ્યો: 'કેમ, અત્યારે, એકાએક?'

'હેપી બર્થ ડે ટુ યૂ, માય સ્વીટ હાર્ટ...' શુ. ડી.જી.ના કાન પાસે ધીમેકથી બોલી ને આછી કીસ કરી: 'નારાજ ન થતો. જો, મોડી મોડી પણ આવી તો છું જ...'

ડી.જી. છૂટો પડીને પલંગમાં બેઠો કહ્યું: 'કોનો બર્થ–ડે? મારો તેંત્રીસમો બર્થ–ડે અગિયાર મહિના પછી આવશે. કદાચ તું બહુ વહેલી આવી છે....'

'જાણતી હતી કે તું નારાજ થવાનો–થવાનો. શું કરું હું? મારા પગ પકડી રાખ્યા હતા મારી પરિસ્થિતિએ. વાત એમ હતી કે...'

'જાણું છું' ડી.જી. બોલ્યો: 'તારું મને મળવું એ તારા કે મારા હાથની વાત નથી, શુ. આ ઘટમાળ જ કંઈ એવી છે, ખતરનાક. ક્યાં હોઈએ ને ક્યાંથી ક્યાં ડલવાઈ જઈએ.'

ડી.જી.એ ફ્રિઝમાંથી બે ગ્લાસ કાઢ્યા. તેમાં આછું બદામી સરબત હતું: 'લે, પી. ખબર હતી કે તું આવીશ જરૂર.'

શુ.એ સમજદારીભર્યું સ્મિત કર્યું. ભોળી ભોળી આંખો ચમકાવી તે બોલી: 'ચિયર્સ...' અને સરબત પી ગઈ. પછી ઉતાવળે બોલી: 'ડિયર, એવું બની ગયું એકાએક કે...'

'નહીં' ડી.છ.એ શુ ના હોઠ પર આંગળી મૂકી. 'આજ હવે કશુંય બોલવું નથી, સાંભળવું નથી.' તે શુનો હાથ પકડી પલંગ સુધી લઈ ગયો. તેને સુવાડી દીધી: 'આરામથી લંબાવ.'

પોતાનો ગ્લાસ ટિપોય પર મૂકી દઈ ડી.છ.એ શુ ને કહ્યું: 'તારે સૂઈ જવું જોઈએ તારા સરબતમાં સાઈનાઈડ હતુ, ડાર્લિંગ...'



તા. ૯ જુલાઈ ૧૯૭૮ના રાત્રિના ૧૧ વાગે ડી.છ.એ રોજનીશીમા લખ્યું:

'આજે શુ બસસ્ટોપ પર વહેલી આવી હતી. ખાસ્સી ક્યૂ હતી. હું છેલ્લે હતો ને શુ. છેક આગળ સફેદ કુર્તાસલવારમાં તે મોહક લાગતી હતી. તેના છૂટા કોરા વાળ વારેવારે તેના મોં પર ઊડતા હતા. એ પરેશાન થઈ જતી હતી મને તે જોવાની મજા પડી શુ. તાજી અને ખીલેલા પુષ્પ જેવી સ્વચ્છ લાગતી હતી

મને વિચાર આવ્યો શુ બાથરૂમમાં નિર્વસ્ત્ર નહાતી હશે ત્યારે તેનું અનાવૃત્ત શરીર કેવું દેખાતું હશે. શાવરની ઠંડી, ઝીણી ફુવારી ઝીલતી ઝીલતી તે કેવી ચંચળ થઈ જતી હશે.

એકાએક શુ ની બસ આવી ને શુ.નુ અપહરણ કરી ગઈ. મારે પાછળ દોડી જવું હતું પણ મારા પગ આસ્ફાલ્ટમા ચોંટી ગયા હતા

ઓફિસે જઈ શુ ને ફોન કર્યો શુ આની પૂછ્યું: 'કોણ, તમે?' કેવો મંજુલ અવાજ હતો તેનો.

'મેં કહ્યું: ડી.છ સ્પીકિંગ...'

'ડી.છ.?' તેના સ્વરમાં આશ્ચર્ય લહેરાયું: 'કોણ ડી છ? શું કામ છે, આપને? મારું કામ છે?'

'હા–હા, નહીં તો બીજા કોનું?' હું હાસ્ય મિશ્રિત અવાજે બોલ્યો: 'હું તમને ઓળખતી નથી, સાહેબ... અને હવે ફરીથી ફોન કરશો નહીં' અને ફોન કપાઈ ગયો.

આજકાલ મને રિવોલ્વર ખરીદવાના વિચાર આવ્યા કરે છે...



તા ૨૭ જાન્યુઆરી, ૧૯૭૮:

'આજે સવારથી હું ખુશ હતો.

નવો સૂટ પહેરી વહેલોવહેલો બસસ્ટોપ પર પહોંચ્યો. શુ. દેખાઈ નહીં. ચાર બસ ચાલી ગઈ તેના જવાનો સમય ક્યારનો વીતી ગયેલો ચિંતા થઈ. બિમાર હશે? બહારગામ ગઈ હશે? ઘેર મહેમાન આવ્યા હશે? એના ઘરમાં બીજું કોણ કોણ હશે?

આફિસે જઈ ફોન જોડ્યો. રિમા સિન્હાસન નામની ટેલિફોન ઓપરેટર બોલી: 'યસ, કોનું કામ છે, આપને?'

'પ્લીઝ, શુ.ને બોલાવશો? મેં કહ્યું

'શુ? કોણ શુ.?' રિમાએ ગૂંચવાતાં પૂછ્યું

'હું એને શુ. કહું છું.' મેં કહ્યું: 'તમારી ઓફિસમાં છે તે. ખાસ કરીને તે કુર્તાસલવાર પહેરે છે, સફેદ...'

'આ ઓફિસમાં બીજી કોઈ છોકરી કામ કરતી નથી' રિમા બોલી : 'તમારી કંઈક ભૂલ થાય છે. આઈ એમ સોરી, આઈ કાન્ટ હેલ્પ યૂ...'–અને ફોન કપાઈ ગયો.

મારો ખુશમિજાજ મરી ગયો. આવતી કાલે માથેરાન જઈ રહ્યો છું, ઓફિસના કામે. સાથે શુ. આવે તો... તો... એવો વિચાર આવ્યો ને ફોન કર્યો હતો.

એક પછી એક મેડિકલ સ્ટોર્સમાં ફર્યો, સાઈનાઈડ માટે, મળ્યું નહીં. ક્યાં મળતું હશે?

'છેક ઓફિસે જવા નીકળ્યો ત્યારે ખબર પડી, આજ મારો બર્થ–ડે છે...' ૧૨ જુલાઈ–૧૯૭૮ ની રોજનીશી ડી. જી. એ લખીને પછી વાંચી : 'એકત્રીસ વર્ષ પૂરાં કર્યાં મેં...'

માર ગોળી ઓફિસને. નથી જવું. ફોન કરી દીધો મિ. દલાલને, રજા પૂરવાનો.

રૂમ પર પાછો ફર્યો. અરીસામાં પ્રતિબિંબ જોયું. તેને કહ્યું : 'હેપી બર્થ ડે ટુ યૂ, ડી. જી. ડાર્લિંગ...'

પલંગમાં સૂતાં સૂતાં સાંજ પડી ગઈ. સવારથી સાંજ સુધી છાપું વાંચ્યા કર્યું. સિગારેટો પીધા કરી, ડોર તરફ તાકયા કર્યું, પગરવ સાંભળવા કાન માંડ્યા કર્યા, હમણાં જ ડોરબેલ રણકી ઊઠશે એવી આશામાં ને આશામાં, કોઈ આવશે તેની રાહમાં ને રાહમાં.

કશું જ બન્યું નહીં. કોઈ આવ્યું નહીં.

હતું કે શુ. ધસમસતી દોડી આવશે વીશ કરવા, અભિનંદન આપવા. અને પછી આજનો દિવસ ભરપૂર સેલિબ્રેટ કરશું- પિકચર, હોટેલ, લંચ, ડિનર, ફ્લોરડાન્સ, ચિયર્સ, ચિયર્સ, જોક્સ, હોહોહો હોહોહો બોટિંગ, સ્વીમિંગ એન્ડ વ્હોટ નોટ?

રૂમની ભેજદાર છત તાકતાં તાકતાં સવાર પડી ગઈ. સવારે દૂધવાળાનો સાદ સંભળાયો. ડોર ખોલ્યું નહીં.

હું આખી રાત રડ્યો હતો.'

રોજનીશી : તા. ૧૫, ઓગસ્ટ, ૧૯૭૮.

'કેવી સજ્જડ અને ઈસ્ત્રીબંધ વ્યવસ્થા છે અહીં ચારે તરફ... આ નિંભર અને કરપીણ વ્યવસ્થા એક ન્યુક્લિયસ બોમ્બ છે. રસ્તાઓ, આવાસો, દરિયો, રેતી, માણસો, સંબંધો અને તોતિંગ છતાં સેકંડ સેકંડના એકમમાં વિભાજિત થયેલો સમય, એક ચોક્કસ પરિસ્થિતિમાં એકઠાં કરવામાં આવ્યાં છે, આ સૌને. આ ફોર્મ્યુલા છે, આ બોમ્બની. બધું જ અને બધ્ધાંને – મને અને શુ. સુધ્ધાંને – આ બોમ્બમાં કાચી સામગ્રી રૂપે ઠાંસી દેવામાં આવ્યાં છે, સજ્જડ, ચપોચપ.

જન્મ્યો ત્યારથી આ બોમ્બને ફોડી નાખવા મથું છું. એની સરકીટને, એના તંત્રને, એના પુરવઠાને ખોરવી નાખવા પેંતરા ગોઠવતો રહ્યો છું. અને નાસીપાસ થયો છું. રાક્ષસનું મૃત્યુ કયા પોપટના પેટમાં સુરક્ષિત છે તે ભરમની તપાસમાં ભટકતો રહ્યો છું.

દરેકનું સ્થાન મુકર્રર છે. દરેકનું કર્તવ્ય પૂર્વનિર્ધારિત છે. કોઈને કોઈ ઓળખે નહીં, ઓળખી શકે નહીં; કોઈને કોઈ મળે નહીં, મળી શકે નહીં તેવી સફાઈદાર વ્યવસ્થા. નિર્દોષ પણ ધીમા ઝેર જેવી વ્યવસ્થા.

મારે છિન્નભિન્ન કરી નાખવી છે એને. આ પસોચસ ચોસલાંઓની વચ્ચે એકાદ તિરાડ પડવાની રાહ જોઉં છું. બસ. પછી તો એમાંથી છટકી જઈશ, દૂરદૂર ચાલ્યો જઈશ, શુ.ને લઈ ને, બોમ્બને જીવતો કરીને......'

●

રોજનીશી. તા. ૧૫, ઓગસ્ટ, ૧૯...

'અહીં પ્રવેશ કરતી વેળાએ એક શરત પરિપૂર્ણ કરવાની હોય છે, બન્ને હાથ અહીંની સત્તાને સોંપી દેવા પડે છે, અને જમા કરાવવા પડે છે એના ગોદામમાં...

તમામ નાગરિકની જેમ મેં પણ અહીં આ પ્રવેશ કર્યો હતો મારા હાથ કોણી સુધી કપાવીને, એના ગોદામમા કપાયેલા હાથ જમા કરાવીને......'

●

રોજનીશી: તા --?

"જ્યારે સાંભળ્યું કે અહીંથી બહાર નીકળી જવા માગતા હોય તેને તેના હાથ પાછા આપી દેવામાં આવે છે...

હું એ સાંભળીને નાચી ઊઠયો..."

હું તો ગયો, તત્ક્ષણ કહ્યું: 'હું હમણાં ને હમણાં બહાર બહાર નીકળી જવા માગું છું '

ફરજ પરનો અધિકારી સ્મિત કરતાં બોલ્યો: 'બેસો, સાહેબ ..' અને મારી સામે એક કાગળિયો ધર્યો: 'થોડો ઔપચારિક વિધિ કરવો પડશે આ ફોર્મ ભરો ઉપર તામરું નામ લખો અને આ ક્રોસની નિશાની કરી છે તે જગાએ તમારી સહી, જેવી તમે હાથ સોંપતી વખતે કરેલી, આઈ મીન સ્પેસિમેન સિગ્નેચર પ્રમાણેની સહી કરો. બસ. એટલું પૂરતું છે...'

'સહી ?' મેં ચિંતાતુર બની પૂછ્યું: 'સાહેબ, હાથ વિના તો હું મારી સહી કેવી રીતે કરી શકીશ ?'

'સોરી...' અફસરે કહ્યું: 'એ સિવાય તમારા હાથ ગોદામમાંથી કાઢી નહીં શકાય સહી વિના તો તમારી બીજી ઓળખ પણ શી છે અમારી પાસે, ખાતરી માટે ?'

'અરે, હું ડી. જી. છું. હું જ ડી. જી. છું, સાહેબ...' મેં ઉતાવળે કહ્યું. અફસરને ઉતાવળ નહોતી. એ ધીરેથી બોલ્યો: 'આપ જઈ શકો છો, સાહેબ...'

અને હું પાછો ચાલ્યો આવ્યો, મારા હાથ લીધા વિના જ, ખાલી હાથે.

●

આજકાલ આંખો વડે સહી કરવાની પ્રેકટીસ કરું છું. પણ મુશ્કેલી છે. મેં કઈ સહી કરેલી તે યાદ નથી. ડી. જી. એટલું લખેલું કે આખ્ખું નામ ? એ પણ યાદ નથી કે મારું આખ્ખું નામ શું હતું ? હું માત્ર મને ડી. જી. તરીકે જ ઓળખું છું. ડી. જી એટલે...ડી. જી એટલે.. ? ડી ફોર વ્હોટ ? જી. ફોર વ્હોટ !

હવે સમજાય છે આ કાવતરું...સ્મૃતિ જ ભૂંસી નાખવામાં આવી છે મારી એટલે નહીં મળે નામ નહી કરી શકું સહી. નહી મેળવી શકુ મારા હાથ પાછા.

હાથમાં છે ભાગ્યરેખા એમાં છે શુ.ને મળવાનો યોગ, એમાં છે અહીંથી ભાગી નીકળવાનો યોગ, એમાં છે બોમ્બને જીવતો કરી શકવાનો યોગ એમાં છે... એમાં છે . મને મારુ સર્વસ્વ મળવાનો યોગ

●

૩૦-૧૧-'૭૮/ગુરુ

# લઘુકથા

પથારીમાં પુસ્તકો ફેલાવીને વાંચતી પડી હતી એ.

વાંચતી જતી હતી તેમ તેમ અજાણ્યા રંગોથી આંખો અંજાતી જતી હતી.

પીંછાં પર બાના અનુભવી હાથે લીધેલા ટાંકા તૂટતા જતા હતા.

કંઠમાં થીજી ગયેલા ટહુકાઓ પીગળતા જતા હતા.

'બેટા,'

બા પાંજરું ખોલીને ક્યારે અંદર આવ્યાં એની યે ખબર ન રહી. ચોંકી ઊઠી.

'ઉજાગરા કરીને પાછી તબિયત બગાડીશ.' બોલતાં બોલતાં બા પથારીમાં બેઠાં.

પુસ્તક લઈને પાનાં ફેરવવા માંડયાં.

'શું વાંચે છે આટલી મોડી રાત લગી?'

એણે આડું જોયું. બા કદાચ એની આંખોમાંનો પેલો રંગ ઓળખી જાય તો...

'ભણાવવા માટે વાંચવું તો પડે ને, બા!'

કહીને એણે બાના હાથમાંથી પુસ્તક સેરવી લીધું.

'ઠીક, પણ હવે સૂઈ જા બેટા. સવારે પાછું–' બાએ ઊભાં થઈ લાઈટની સાથે વાત પણ બુઝાવી દીધી. પાંજરું અડકાવી ચાલ્યાં ગયાં.

અંધકારમાં સળિયા ઓગળી ગયા અને એની ખુલ્લી રહી ગયેલી આંખોમાં મેઘધનુષ રેલાઈ રહ્યાં.



'ઊઠો બેટા, પરવારી લો. નીકર પાછું—'

બાએ પાંજરું ખોલ્યું.

## આકાશ

● પુરુરાજ જોષી

એ જાગતી જ પડી હતી. વાંચેલું વાગોળતી હતી.

ન્હાઈધોઈને એણે ઈસ્તરી કરેલાં પીંછાં પહેરી લીધાં.

બાએ દૂધ–ખાખરા ધર્યાં પણ ત્યાંય સરખું બોલ્યા વિના એ બેચાર પુસ્તકો લઈને ચાલી નીકળી.

'સાચવી સંભાળીને જઈએ આવીએ બેટા. સરત રાખીને ચાલીએ. છૂટીને સીધાં ઘેર આવીએ. ચિંત્યા ના...'

શેરીના વળાંક લગી બાનો અવાજ એના પગોમાં અટવાયા કર્યો.



'તો આજે હું તમને આકાશની વાત કરીશ.'

ખીચોખીચ ભરેલા વર્ગમાં એણે વ્યાખ્યાન શરૂ કર્યું.

મંત્રમુગ્ધ પતંગિયાંઓની આંખોમાં નીલિમા વિસ્તરતી ગઈ. વિસ્મયના સૂરજો ઝળહળી ઊઠ્યા..

ત્યાં એક પાટલી પરથી સનન્ કરતો પ્રશ્ન છૂટ્યો.

'મીસ, આપે ક્યારેય આકાશનો અનુભવ કરેલો કે?'

અને મહામહેનતે ઊભું કરેલું આકાશ પ્રચંડ ધબાકા સાથે તૂટી પડયું એના પર. એની આંખો, છાતી, સાથળ, હથેળીઓ આકાશની કરચોથી લોહીલુહાણ થઈ ગઈ

મારે છિન્નભિન્ન કરી નાખવી છે એને. આ પસોચસ ચોસલાંઓની વચ્ચે એકાદ તિરાડ પડવાની રાહ જોઉં છું. બસ. પછી તો એમાંથી છટકી જઈશ, દૂરદૂર ચાલ્યો જઈશ, શુ.ને લઈ ને, બોમ્બને જીવતો કરીને......'

●

રોજનીશી. તા ૧૫, ઓગસ્ટ, ૧૯...

'અહીં પ્રવેશ કરતી વેળાએ એક શરત પરિપૂર્ણ કરવાની હોય છે, બન્ને હાથ અહીની સત્તાને સોંપી દેવા પડે છે, અને જમા કરાવવા પડે છે એના ગોદામમાં...

તમામ નાગરિકની જેમ મેં પણ અહીં આ પ્રવેશ કર્યો હતો મારા હાથ કોણી સુધી કપાવીને, એના ગોદામમાં કપાયેલા હાથ જમા કરાવીને......'

●

રોજનીશી: તા – – ?

"જ્યારે સાંભળ્યું કે અહીંથી બહાર નીકળી જવા માગતા હોય તેને તેના હાથ પાછા આપી દેવામાં આવે છે...

હું એ સાંભળીને નાચી ઊઠયો..."

હું તો ગયો, તત્ક્ષણ કહ્યું: 'હું હમણાં ને હમણાં બહાર બહાર નીકળી જવા માગું છું'

ફરજ પરનો અધિકારી સ્મિત કરતાં બોલ્યો: 'બેસો, સાહેબ ..' અને મારી સામે એક કાગળિયો ધર્યો: 'થોડો ઔપચારિક વિધિ કરવો પડશે આ ફોર્મ ભરો ઉપર તમારું નામ લખો અને આ ક્રોસની નિશાની કરી છે તે જગાએ તમારી સહી, જેવી તમે હાથ સોંપતી વખતે કરેલી, આઈ મીન સ્પેસિમેન સિગ્નેચર પ્રમાણેની સહી કરો. બસ. એટલું પૂરતું છે...'

'સહી ?' મેં ચિંતાતુર બની પૂછ્યું: 'સાહેબ, હાથ વિના તો હું મારી સહી કેવી રીતે કરી શકીશ ?'

'સોરી...' અફસરે કહ્યું: 'એ સિવાય તમારા હાથ ગોદામમાંથી કાઢી નહીં શકાય સહી વિના તો તમારી બીજી ઓળખ પણ શી છે અમારી પાસે, ખાતરી માટે ?'

'અરે, હું ડી. જી. છું. હું જ ડી. જી. છું, સાહેબ...' મેં ઉતાવળે કહ્યું. અફસરને ઉતાવળ નહોતી. એ ધીરેથી બોલ્યો: 'આપ જઈ શકો છો, સાહેબ...'

અને હું પાછો ચાલ્યો આવ્યો, મારા હાથ લીધા વિના જ, ખાલી હાથે.

●

આજકાલ આંખો વડે સહી કરવાની પ્રેકટીસ કરું છું. પણ મુશ્કેલી છે. મેં કઈ સહી કરેલી તે યાદ નથી. ડી. જી. એટલું લખેલું કે આખ્ખું નામ ? એ પણ યાદ નથી કે મારું આખ્ખું નામ શું હતું ? હું માત્ર મને ડી. જી. તરીકે જ ઓળખું છું ડી. જી એટલે...ડી. જી. એટલે.. ? ડી ફોર વ્હોટ ? જી. ફોર વ્હોટ ?

હવે સમજાય છે આ કાવતરું...સ્મૃતિ જ ભૂંસી નાખવામાં આવી છે મારી એટલે નહીં મળે નામ નહી કરી શકું સહી. નહી મેળવી શકું મારા હાથ પાછા.

હાથમાં છે ભાગ્યરેખા એમાં છે શુ.ને મળવાનો યોગ, એમાં છે અહીંથી ભાગી નીકળવાનો યોગ, એમાં છે બોમ્બને જીવતો કરી શકવાનો યોગ એમાં છે... એમાં છે . મને મારું સર્વસ્વ મળવાનો યોગ

●

૩૦-૧૧-'૭૮/ગુરુ

# લઘુકથા

પથારીમાં પુસ્તકો ફેલાવીને વાંચતી પડી હતી એ.
વાંચતી જતી હતી તેમ તેમ અજાણ્યા રંગોથી આંખો અંજાતી જતી હતી.
પીંછાં પર બાના અનુભવી હાથે લીધેલા ટાંકા તૂટતા જતા હતા.
કંઠમાં થીજી ગયેલા ટહુકાઓ પીગળતા જતા હતા.
'બેટા,'
બા પાંજરું ખોલીને ક્યારે અંદર આવ્યાં એની યે ખબર ન રહી. ચોંકી ઊઠી.
'ઉજાગરા કરીને પાછી તબિયત બગાડીશ.' બોલતાં બોલતાં બા પથારીમાં બેઠાં.
પુસ્તક લઈને પાનાં ફેરવવા માંડયાં.
'શું વાંચે છે આટલી મોડી રાત લગી?'
એણે આડું જોયું. બા કદાચ એની આંખોમાંનો પેલો રંગ ઓળખી જાય તો...
'ભણાવવા માટે વાંચવું તો પડે ને, બા!'
કહીને એણે બાના હાથમાંથી પુસ્તક સેરવી લીધું.
'ઠીક, પણ હવે સૂઈ જા બેટા. સવારે પાછું–' બાએ ઊભાં થઈ લાઈટની સાથે વાત પણ બુઝાવી દીધી. પાંજરું અડકાવી ચાલ્યાં ગયાં.
અંધકારમાં સળિયા ઓગળી ગયા અને એની ખુલ્લી રહી ગયેલી આંખોમાં મેઘધનુષ રેલાઈ રહ્યાં



'ઊઠો બેટા, પરવારી લો. નીકર પાછું—'
બાએ પાંજરું ખોલ્યું.

## આકાશ

● પુરુરાજ જો[illegible]

એ જાગતી જ પડી હતી. વાંચેલું વાગોળ[illegible] હતી.
ન્હાઈધોઈને એણે ઈસ્તરી કરેલાં પીંછાં પહે[illegible] લીધાં.
બાએ દૂધ–ખાખરા ધર્યાં પણ ચાંચ સર[illegible] બોળ્યા વિના એ બેચાર પુસ્તકો લઈને ચાલી નીકળ[illegible]
'સાચવી સંભાળીને જઈએ આવીએ બેટા સરત રાખીને ચાલીએ. છૂટીને સીધાં ઘેર આવીએ.. ચિંત્યા ના...'
શેરીના વળાંક લગી બાનો અવાજ એ[illegible] પગોમાં અટવાયા કર્યો.



'તો આજે હું તમને આકાશની વાત કરીશ[illegible]
ખીચોખીચ ભરેલા વર્ગમાં એણે વ્યાખ્યા[illegible] શરૂ કર્યું.
મંત્રમુગ્ધ પતંગિયાંઓની આંખોમાં નીલિમ[illegible] વિસ્તરતી ગઈ. વિસ્મયના સૂરજો ઝળહળી ઊઠ્યા..
ત્યાં એક પાટલી પરથી સનન્ કરતો પ્રશ્ન છૂટ્યો
'મીસ, આપે ક્યારેય આકાશનો અનુભ[illegible] કરેલો કે?'
અને મહામહેનતે ઊભું કરેલું આકાશ પ્રચં[illegible] ધબાકા સાથે તૂટી પડ્યું એના પર. એની આંખ[illegible] છાતી, સાથળ, હથેળીઓ આકાશની કરચોથી લો[illegible] લુહાણ થઈ ગઈ.

'મે ? મારે ? આકાશનો ? હાઉ યૂ ડેર ટુ આસ્ક મી સચ એ ફુલીશ ક્વેશ્ચન ?' દાંત-દાદ તણે ક્યાંઈ છૂટાઈને શબ્દો છૂટયા

યૂ સ્ટેન્ડ અપ એન્ડ ગેટાઉટ '



'આવી ગઈ બેટા ?' બા હમેશની જેમ ઓટલે ઊભા રાહ જોતા હતા

થાળી પીરસાઈ

'થાકી ગઈ છુ બેટા ? કેમ કઈ બોલતી નથી ? તબિયત—'

'સારી છે' કહેતાના એસીડીટીના ઉબકાથી એનુ મો ભરાઈ ગયુ હાથ ધોઈને એ ઊઠી ગઈ

આમ તો વિચારવાયુ થઈ જાય બેટા ! જરા હસીએ-બોલીએ કિલ્લોલ કરીએ કઈ નહી તો છેવટે વિષ્ણુસહસ્ત્ર નામાવલિનો પાઠ કરીએ ' કહેતા કહેતા બાએ પાજરુ ખોલી આપ્યુ 'પડીક સઈ જા હમણા મૂઆ દુશનિયા આવી ધાકશે '

એણે લબાવ્યુ આખો માચી ગાદીના પોપચા પર કોઈના ઉચ્છ્વાસનો અનુભવ થતા સફાળી બેઠી થઈ ગઈ સામે તો બાએ માજીમાજીને ચકચકિત કરેના સળિયા હતા પાછળની બાજુએ ભીત હતી અને ભીતમા એક નાનકડુ જાળિયુ હતુ જાળિનાપાથી એક આખ એને તાકી રહી હતી એ આખ સાથે આખ મળતા જ એના પીંછાના રેસેરેસામા મધુર વેદનાનો સણકો ઊઠયો

'ઊઘ નથી આવતી બેન ? રહે જાળિયુ બધ કરી આપુ '

અને તાના ઊચકાયેલા હાથ પર નિશ્વાસ નાખીને આકાશ ઊડી ગયુ



[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારો પ્રત્યક્ષ જોવાનુ તથા તેમને મળવા મળવાનુ અપાર કુતૂહલ હોય છે, તો નગી શિક્ષણ સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમા નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવુ અનિવાર્ય બને છે આ હેતુને લક્ષમા રાખી 'ઉદ્ગાર'નો પ્રથમ અંક (ઓગસ્ટ '૭૭)થી સાહિત્યકારોના સરનામા ક્રમશ પ્રકટ કરીએ છીએ —સ ]


૧૭૯ અમૃત ઘાયલ
'દેવઅમી', ૧૬, ભક્તિનગર સોસાયટી
રાજકોટ-૨

૧૮૦ ગીતા પરીખ
એ/૨, મનાલી એપાર્ટમેન્ટસ
મેનેજમેન્ટ ઇન્સ્ટિટ્યૂટની સામે
આમાવાડી, અમદાવાદ-૧૫

૧૮૧ પ્રબોધ જોશી
૨૪, શ્રીનિકેતન, વાપાગી બસસ્ટેન
મુબઈ ૬

૧૮૨ કૃષ્ણવીર દીક્ષિત
શિવકર રાઇન, પમે માળ
ફ્લેટ ન ૩, બીજે હસનાબાદ લેન
સાન્તાક્રુઝ પશ્ચિમ, મુબઈ-૫૪

૧૮૩ યશોધર મહેતા
શિવસદન શાહીબાગ
અમદાવાદ ૪

# ખીંટીઓ

**–ભગવતીકુમાર શર્મા**





અનાદિ કાળથી માણસને તેનાં દુઃખોને ટાંગવા માટે કોઈક ને કોઈક ખીંટીની આવશ્યકતા રહેતી આવી છે. વસ્તુતઃ આખો માણસ પોતે જ કશીક અદૃષ્ટ ખીંટી પર ટિંગાયેલો છે. એ ખીંટી ક્યારેક ક્રૉસનો ખીલો પણ બની જાય છે. સંપૂર્ણપણે નિરાલંબ, સ્વાયત્ત માણસ મળવો મુશ્કેલ. કદીક તે પોતાના અહમ્‌ની તો કદીક આદર્શાભાસની ખીંટી પર ટિંગાયેલો હોય છે. આત્મરતિની ખીંટીએ ટિંગાયેલા માણસો તો ઘણા મળી આવે. આવો પરાવલંબી માણસ પાછો પોતાનાં દુઃખો, સમસ્યાઓ, દ્વિધાઓ, સંદેહોને ટાંગવા માટે કશીક ખીંટીની શોધમાં રહે છે.

સતત કશીક ખીંટી શોધતો મનુષ્ય પોતે જ એક ખીંટીરૂપ બની ગયો છે, જેના પર આપણે કંઈક ને કંઈક ટાંગતા હોઈએ છીએ. માણસ નામની આ ખીંટી પર આપણે સ્વપ્નાંઓ, નિષ્ફળતાઓ, શ્રદ્ધાઓ, ભાવિની આશાઓ, દુનિયાના સંભવિત સર્વનાશનાં કારણો, અનેકાનેક અપરાધો વગેરે ટાંગી દઈએ છીએ. ખીંટી પર કપડાં, થેલી, ટોપી વગેરે એટલા બધા પ્રમાણમાં ટાંગી દેવાય કે ખીંટી તો દેખાય જ નહિ. તેવું જ માણસનું બન્યું છે તેને ખીંટી માનીને અનેક સંદર્ભોને તેના પર ટાંગી દેવામાં આવ્યા હોવાથી માણસ તેની પાછળ ઢંકાઈ ગયો છે.

ખીંટી, વળગણી, કપડાં સુકવવાની દોરી, હૂક, એ બધાં આપણા ગૃહજીવનનાં નગણ્ય છતાં અનિવાર્ય અંગો છે. નવી શૈલીનાં મકાનોમાં જો કે દીવાલો પર ખીલા–ખીલી–ખીંટીને ખાસ સ્થાન રહ્યું નથી. કબાટ, વૉર્ડરોબ, હેંગર વગેરેની સગવડોને કારણે દીવાલો નાગી બની ગઈ છે. બાકી થોડાંક વર્ષ પૂર્વેનાં ઘરોની સ્થિતિ એવી હતી કે દીવાલો જોવા જ ન મળતી. ખીલા, ખીલી, ખીંટી, વળગણી, કપડાં સુકવવાની દોરી, છાજલી વગેરે પર થેલી, કપડાં, લાકડી, ટોપી, મોટી ઝોળીઓ, માળા વગેરેનો એવો ભરાવો થતો કે ખીંટી તો શું, ખુદ દીવાલ પણ તેની પાછળ ઢંકાઈ જતી. ખીંટી એક હોય પણ એના પર લૉંગ કોટ, પાટલીબંધ ધોતિયું, ખેસ, લાકડી, ઝોળી, ઝોળીમાંથી દર્ભની સળીઓ ડોકિયાં કરતી હોય, પાઘડી, ટોપી, આમ અનેક ચીજોનું તે આશ્રયસ્થાન બનતી. દીવાનખંડમાં દાદાજીથી માંડીને દેવ-દેવીઓની છબીઓ તો એટલી બધી ટાંગી હોય કે કોઈ ચિત્રકક્ષ! દીવાલ તો તેની પાછળ પણ અદૃશ્ય થઈ જાય! છાજલીઓ પર જૂનાં છાપાં, નાના-મોટા ગોખલાઓમાંથી ટીપણાં દર્પની જેમ લંબાતાં હોય; બધાં ઉપર ધૂળના થર તો બાઝેલા હોય જ. આજે તો ડ્રોઇંગરૂમમાં એક-બે મૉડર્ન પેઇન્ટિંગ સિવાય દીવાલો પર ભાગ્યે જ કશું જોવા મળે છે. તેથી ક્યારેક અહીં માણસો વસે છે કે નહિ તેવો યે વહેમ જાય છે.

માણસ અને ખીંટી, માણસ અને દીવાલ, માણસ અને ખીલા વચ્ચે કશીક શાશ્વત હોડ ચાલી રહી હોય એમ લાગે છે—એકબીજાને ટાંકવાની,

એકબીજાનો બોજ વધારવાની, એકબીજાને ઝુકાવવાની. દીવાલ બાંધ્યા પછી તેના પર ખીલી ઠોકયા વિના કોણ જાણે કેમ પણ મનુષ્યથી રહેવાતું જ નથી—પછી ભલે તે ત્યાં માત્ર જૂનું કેલેન્ડર લટકાવે.

મારા મકાનના પાછલા ઓરડામાં હું જાઉં છું ત્યારે વળગણીઓના પ્રદેશમાં જઈ પહોંચ્યો હોઉં એવું મને લાગે છે બે આખા ઓરડા તો કપડા સૂકવવા માટેની દોરીઓથી ભરાયેલા છે એના પર અઠવાડિયાંઓથી સુકઈ ચૂકેલા કપડાં પણ લટકયા જ કરે છે–સ્થિતિપ્રસ્થિતિમા–અથવા અહલ્યાની જેમ કોઈકના સ્પર્શની પ્રતીક્ષા કરતાં. વળગણી પર લટકતાં (ઊંધે માથે) વસ્ત્રોની યે એક લગભગ દીવાલ રચાઈ ગઈ હોય છે. એમાંથી ધારેલું કપડું શોધવુ એ શબ્દકોશમાંથી જોડણીની ભૂલ શોધવા જેવું કપરું કામ છે એટલે એ સાહસ તો હું આદરતો જ નથી, પણ વસ્ત્રોની એ ઊંચી વાડને વળોટીને સામી દીવાલ સુધી જવામાં યે ઠીક ઠીક પુરુષાર્થ કરવો પડે છે–ત્યાં સુધીમા મારા શરીર પરનાં વસ્ત્રો ચોળાઈ જાય છે અને માથા પરના રહ્યાસહ્યા વાળ અસ્તવ્યસ્ત !

ખીંટી, વળગણી, વસ્ત્રો સૂકવવાની દોરી વગેરેની શોધ ન થઈ હોત તો ઘરોમાં માણસ માટે રહેવાની જગ્યા પ્રાપ્ત થવી મુશ્કેલ —લગભગ અશક્ય બની હોત. દીવાલો આમ માત્ર આપણું રક્ષણ નથી કરતી; આપણને ગડીબંધ રહેવામાં મદદ પણ કરે છે.

* * *

ઈશ્વર અથવા કહો કે ધર્મે ઘણા સમય સુધી માણસ માટે ખીંટીની ભૂમિકા નિભાવી છે. ઈશ્વર અને ધર્મને આપણે એકબીજાના પર્યાય ગણીએ છીએ, પણ એ આપણી સુવિધા-પ્રીતિનું લક્ષણ છે. 'જેવી ભગવાનની મરજી !'—'ઈશ્વરેચ્છા બલીયસી' જેવી ઉક્તિઓ સૈકાઓ સુધી માણસ માટે મો આશ્વાસન સમાન બની રહી 'ઈશ્વર જે કરે તે સારા માટે' એવા ઉદ્ગારોમાં જગતના ચાલક-પાલક–નિયંત્રક–સંહારક બળમાં શ્રદ્ધા રાખવાની માણસની નિર્વિકલ્પ લાચારીનો નિ:શ્વાસ પણ સંભળાય છે

ઈશ્વર તો હજી યે કદાચ તેને ફાળે આવેલી ખીંટીની આ ભૂમિકા નિભાવવા માટે તૈયાર હશે–આપણે એને બીજી કોઈ વધુ અગત્યની ભૂમિકા આપી જ કયા છે !–પણ કોઈક કોઈક માથાફરેલ માણસો જમાને જમાને ઈશ્વરને આવા સાઈડ રોલ માટે ય અપાત્ર જાહેર કરતા રહ્યા છે, એટલે હવે તો સ્વયં ઈશ્વરનો યે મનુષ્ય સિવાય કોઈ આશરો રહ્યો નથી, ભવિષ્યે કોઈક ઈશ્વરને 'જેવી માણસની મરજી–મનુષ્યેચ્છા બલીયસી !' એવું બોલવાનો વારો આવે તો તે આશ્ચર્યજનક નહિ હોય

આમે ય ઈશ્વર અને હિંદી ફિલ્મોમાંના ગેસ્ટ–આર્ટિસ્ટ કે 'સ્પેશ્યલ એપિયરન્સ' કરનાર જેવો લાગ્યો છે ! છેલ્લાં થોડાક દશ્યોમાં ઝબકી જાય અથવા કોર્ટમા નિર્દોષ આરોપી જ્યારે માર્યો જવાની અણીએ હોય ત્યારે 'નામદાર ! મુઝે કુછ કહેના હૈ' કહી દોડ્યા આવતા કોઈક અજાણ્યા સાક્ષીની જેમ આવી પરિસ્થિતિને ઉગારી લઈ તાળીઓ પડાવી જાય !

* * *

શ્રદ્ધા અને અંધશ્રદ્ધા એક જ સિક્કાની બે બાજુઓ અથવા એક જ પંખીની બે પાંખો છે. એને માણસની બે આંખો સાથે પણ સરખાવી શકાય. ત્રીજું લોચન અંધશ્રદ્ધાનું. શ્રદ્ધાની માત્રા સહેજ વધે ત્યાં અંધશ્રદ્ધા ઉઘડવાનો ભય. વસ્તુત: આ ત્રિપરિમાણી પદાર્થ છે. ત્રીજું પરિમાણ તે અશ્રદ્ધા. આપણા જેવા નૈરાશ માણસો તો અનુકૂળતા અને આવશ્યકતા અનુસાર વારંવાર આ ત્રણેય પરિમાણોમા લટાર

મારી આવતા હોય છે. સ્વપ્નું તો એ આંખોવાળા, એક આંખવાળા કે અંધ મનુષ્યો પણ જોઈ શકતા હોય છે. શંકરને તો થ્રી ડાઇમેન્શન સ્વપ્નાં દેખાતાં હશે! નાસ્તિકતાનાં, અંધશ્રદ્ધાનાં સૂત્રો પોકાર્યા પછી વ્યક્તિગત સંકટ આવતાં જ મંત્રજાપ કે પીંછી-ધૂપને શરણે જવાનું વલણ આપણામાંના ઘણાનું હોય છે. તે સ્વભાવિક પણ છે, કેમ કે આપણે લોહીમાંસના બનેલા માણસ છીએ. (જો કે 'આપણે તો માટીનાં માનવી છીએ' એમ કહી આપણી બધી મર્યાદાઓ – નિર્બળતાઓને માસણ નામની ખીંટી પર ટાંગી દઈ છૂટી જવાનું આપણું વલણ સુદ્ધાં માનવસહજ છે!)

શ્રદ્ધા, અશ્રદ્ધા અને અંધશ્રદ્ધાની વિભાજનરેખા બહુ પાતળી છે. કેટલીક વાર તો એ ત્રણેય પરસ્પરમાં ભળી–ઓગળી જતાં હોય એમ પણ લાગે છે. આથી માણસ અવારનવાર કે એક સાથે કે ક્ષણે ક્ષણે કે વારાફરતી એ ત્રણેથી આવરાયેલો રહે તે અશક્ય કે અસ્વાભાવિક નથી. વસ્તુતઃ આમાં વૉટરટાઇટ કંપાર્ટમેન્ટ જેવું બહુ ઓછું છે; સંકુલ અને છદ્મવેશી ઘણું છે.

અહીં જ્ઞાનની મદદ લઈ શકાય. આપણી અપેક્ષા તો એવી જ હોય કે જ્યાં સાચું જ્ઞાન ત્યાં અશ્રદ્ધા અને અંધશ્રદ્ધા બંને ન ટકે. શ્રદ્ધા અને જ્ઞાન પરસ્પર વિરોધી નહિ પણ પરસ્પર પૂરક છે. શ્રદ્ધામાંથી જ્ઞાન અને જ્ઞાનમાંથી શ્રદ્ધા પ્રકટી શકે— એકબીજાના સઘન સ્પર્શથી બલિષ્ઠ બની શકે. રોગ ચાળો ફાટે ત્યારે 'આ તો કુદરતનો કોપ છે, એમ માની નિષ્ક્રિય બેસી રહેવું એમાં અંધશ્રદ્ધા છે અને એ અંધશ્રદ્ધા અજ્ઞાનજનિત છે. 'રોગચાળો ફાટ્યો? સારું થયું. થોડાંક હજાર માણસો મરશે એ જ ને? પૃથ્વી પરનો ભાર ઓછો થશે. માણસજાત એ જ લાગની છે. આમે ય આ દુનિયા જીવવા જેવી છે જ ક્યાં?' આ વલણ અશ્રદ્ધામાંથી જન્મે છે. એના મૂળમાં યે સાચા જ્ઞાનનો અભાવ રહેલો છે. શ્રદ્ધા રોગચાળના ઘનિષ્ટ ઔષધીય ઉપચાર અને ઈશ્વર-પ્રાર્થના બંને માર્ગોનો આધાર લે.

* * *

ઈશ્વરને આપણે જેમ ધર્મનો તેમ પ્રારબ્ધનો પણ પર્યાય માન્યો છે. પરંતુ ઈશ્વર અને ધર્મ જેમ જુદા છે તેમ ઈશ્વર અને પ્રારબ્ધની યે ભેળસેળ કરવાનું યોગ્ય નથી. ઈશ્વરની એકાદી મૂર્તિ કે છબીનું પૂજન કરી લીધું, ઈશ્વરનું નામસ્મરણ કરી લીધું એટલે ધર્મનું આચરણ પરિપૂર્ણ એમ માનવામાં આપણું ભોળપણ અને પક્કાઈ એક સાથે રહેલાં છે. એ જ રીતે 'જેવા ઈશ્વરે એના પ્રારબ્ધના લેખ લખ્યા!' એમ કહેવામાં બહુ બહુ તો અર્ધસત્ય હોય. મનુષ્ય અમુક અંશે પ્રારબ્ધને અધીન છે એમ સ્વીકારીએ પ્રારબ્ધનો મોટો ઘડવૈયો તો માણસ પોતે જ છે તો યે પોતાના એ પણ સ્વીકારવું રહ્યું. અને જો પ્રારબ્ધ-ઘડતરમાં મનુષ્યનો પોતાનો વિશેષ ફાળો હોય તો ઈશ્વર અને પ્રારબ્ધને પરસ્પરના પર્યાય શી રીતે માની શકાય? આપણાં દુઃખો, સમસ્યાઓ, દ્વિધાઓ, સંદેહોને ટાંગવાની બીજી ખીંટી તે આ પ્રારબ્ધ.

આપણે જે ખીંટીઓ પસંદ કરતા આવ્યા છીએ તે અમૂર્ત છે અથવા આપણે તેના પર અનેક ચીજ-વસ્તુઓ ટાંગી ટાંગીને તેને અમૂર્ત બનાવીદીધી છે (જેથી વખત આવ્યે હોય ખંખેરીને ઊભા થઈ જઈ શકાય!) ક્શાક અકળ કશાક રહસ્યમય સાથેનો માણસ-જાતનો નાતો માણસજાતના જેટલો જ જૂનો છે. માણસનો ઉદ્ભવ એ જ મોટું રહસ્ય. માણસ પોતે જ અકળતાનો બનેલો. માણસ હોય અને પછી ન હોય એ મોટામાં મોટી રહસ્યાત્મકતાનો વિષય. સહેજ મૂંઝવણ જેવું, દ્વિધામય કે સંદેહાત્મક લાગે એટલે તેને ક્શાક અગમ્ય, અમૂર્ત તત્ત્વ સાથે જોડી દઈને આપણે નિશ્ચિંત બની જઈએ છીએ. ધર્મે નહિ, પણ ધર્માત્માએ માણસનાં આ [illegible] ને

પોતામાં ઘણો ભાગ રોકાયો છે. અમુક ક્રિયાકાંડ કરીએ એટલે સમસ્યાનું નિવારણ, આપત્તિની વિદાય અને શંકાનું સમાધાન! એ ક્રિયાકાંડ પણ આપણા વતી કોઈક કરી લે! ઈશ્વર પણ આવી પ્રોક્સીનો સ્વીકાર કરે છે! આપણે તો એજન્સી નીમી માત્ર કમિશન ચૂકવવાનું!

જોકે વિજ્ઞાને ઈશ્વર, ધર્મ અને પ્રારબ્ધની ખીંટી બનવાની ભૂમિકાને કંઈક પછીતમાં નાખી દીધી છે: ઈશ્વર જાતે જ નિરાલમ્બ બની ગયો હોય એવી સ્થિતિમાં છે. ધર્મ જુદા જુદા સ્વાંગ સજી સજી પેલી ભૂમિકા ભજવી જવા મથે છે, પણ અત્યારે તો વિજ્ઞાન રાજપાટમાં છે જ્ઞાન એક ખૂણામાં ઊભું રહીને બધો ખેલ જુએ છે, મરકમરક હસે છે તેને શ્રદ્ધા છે, કે બધાં હારી-થાકીને તેને શરણે આવવાનાં છે.

સુખ, આનંદ ભોગવવામાં આપણે એકલપેટા છીએ અને દુઃખની વહેંચણી કરવામાં, તેને બીજાને માથે ઓઢાડી દેવામાં ઉદાર!

મારી સૌથી વ્યથાપૂર્ણ ક્ષણ કઈ? મને મારી દૃષ્ટિ-સમજણ મુજબના અનર્ગળ સુખની, અપરિમેય આનંદની ક્ષણ પ્રાપ્ત થઈ હોય અને એ ક્ષણમાં ભાગ પડાવવા માટે મારું કોઈ આત્મીય જન મારી સંનિકટ ન હોય તો એ ક્ષણ મારે માટે અતિશય કરુણ, લગભગ દુઃસહ બનવી જોઈએ. ચોમાસાની કોઈક ધૂસર સાંજે આકાશમાં અચાનક મોનાલિસાના સ્મિત જેવું મેઘધનુ ખીલી આવે અથવા ઘોર અંધારી રાત્રે વીજળીની બત્તીનો ઓછાયો સરખો યે ન ધરાવતા ગામડાગામમાં સ્ફટિક-સ્વચ્છ આકાશગંગા જોવા મળે તે ક્ષણે હું સાવ એકલો-અટૂલો હોઉં તો તે મારા પરમ દુર્ભાગ્યની ક્ષણ પણ બની શકે છે. અથવા એવું પણ હોય કે એવા ઉત્કટ આનંદની ક્ષણે હું એ ક્ષણની અનુભૂતિમાં જ એવો રમમાણ બની ગયો હોઉં કે આત્મીય જન સંનિકટ હોય છતાં તેને વીસરી જાઉં અથવા એ પણ એ મને એટલું આત્મીય ન પણ લાગે! એ કારણ મનોભાવ આગળ કરીને તેનામાં હું મારી આનંદ-ક્ષણને વિતરિત ન કરવાની કૃપણતા દાખવતો હોઉં એમ પણ બની શકે!

અને મારી દુઃખની ક્ષણ? મારા દોષની પળ! બાળક પોતાની જ ભૂલ કે અણાવડતને કારણે રમતમાં હારી જાય છતાં તેનો અપયશ તે મિત્રોને માથે ઢોળી દે તેમ મારાં દુઃખ અને મારા દોષોનો બોજ, જવાબદારી બીજાઓને સ્કંધે નાખી દેવા હું હંમેશા તત્પર હોઉં છું.

એવો એક સ્કંધ માણસજાતની મારી પછીની પેઢીનો પણ હોઈ શકે છે.

સ્કંધ કહો કે ખીંટી: આગલી પેઢી પર આપણે એ ભૂમિકા નાખવા ટેવાતા આવ્યા છીએ. ગઈ કાલની પેઢી આજની પેઢીને અને આજની પેઢી આવતી કાલની પેઢીને જગતનાં સર્વ દુઃખો માટે દોષિત ઠરાવતી આવી છે. 'અમારા જમાનામાં કંઈક આવું નહોતું!' 'આ તો ખરેખરો કળિકાળ આવ્યો છે ભાઈ! એમાં જે કષ્ટ ન પડે તે ઓછું!' 'હવે ધરતી ભાર નહિ ઝીલે!' 'છોકરું હવે સાવ વંઠી ગયું!' 'હજી તમે જોજો ને! શું નું શું થશે! સમય સામુંને ખાતો આવે છે!' 'એના કરતાં આપણી પેઢી-' 'આપણા કરતાં આપણા બાપદાદા ખરેખર વધુ સુખી-' આવા ઉદ્ગારો આપણાં દુઃખો, મૂંઝવણો, સમસ્યાઓ, દ્વિધાઓને ટાંગી દેવા માટેની કોઈક ખીંટીની આપણી અવિરત શોધમાંથી જન્મેલા હોય છે. અહીં એ ખીંટી બને છે નવી પેઢી— એટલે કે વર્તમાન અને ભવિષ્ય. અતીત કરતાં વર્તમાન અને વર્તમાન કરતાં ભાવિ ખરાબ જ આવવાનાં એમ શ્રદ્ધાપૂર્વક માનવું એ ય અશ્રદ્ધાનું સૂચક હોઈ શકે. અમારા જેવા નિષ્ઠા, કાર્યશક્તિ, આસ્થા, વાત્સલ્ય, ચેતના હવે નહિ જોવા મળે એમ માનવું એ અશ્રદ્ધા ઉપરાંત આત્મશ્લાઘા નથી શું?

હું મારી અનુગામી પેઢીને મારી પેઢીથી ચઢિયાતી નીકળવાની શ્રદ્ધા રાખું તેમાં મારું જ ગૌરવ છે. પણ આપણે એવા ગૌરવને ઘણું ખરું વેડફતા રહ્યા છીએ અને 'મારા પછી સર્વનાશ'ની આપવડાઈ હાંકી આપણી નિષ્ફળતાઓનાં મેલાં વસ્ત્રો અનુગામી પેઢીની ખીંટીએ ટાંગી નિરાંત અનુભવીએ છીએ.

* * *

આજની એવી એક ખીંટી છે શાસનતંત્ર. એ બેવડી ભૂમિકા નિભાવે છે: પહેલાં તો આપણે તેના પર આપણી બધી અપેક્ષાઓ, એષણાઓ અને તે સિદ્ધ કરવા માટેનો પુરુષાર્થ ટાંગી દઈએ છીએ અને પછી જાદુ કે ચમત્કારની પ્રતીક્ષા કરીએ છીએ. પણ જાદુ કે ચમત્કાર થતા નથી તેથી આપણી બધી ઉપાધિઓ, યાતનાઓ અને હતાશાઓ વળી પાછા એ જ ખીંટી પર લટકાવી દઈએ છીએ! શાસનતંત્રોને આમ દ્વિવિધ બોજ ઉપાડવો પડે છે, પણ શાસનકર્તાઓ એવા ચાલાક થઈ ગયા છે કે તેઓ પ્રજાની અપેક્ષાઓને ઉત્તેજિત કરવામાં, એ અપેક્ષાઓની પૂર્તિ કાજેના પ્રજાના પુરુષાર્થને પાંગળો રાખવામાં અને પ્રજાના સ્વપ્નભંગની જવાબદારી વિરોધપક્ષોથી માંડીને વૈશ્વિક પરિસ્થિતિ સુધીની વિવિધ ખીંટીઓ પર ટાંગી દેવામાં વ્યસ્ત રહે છે! પ્રજા અને શાસકો આમ પરસ્પરની દીવાલો પર ખીલીઓ ખોડવામાંથી જ પરવારતાં નથી. દીવાલ ક્રોસ કે બાણશય્યા બની જાય તેની કોઈને ચિંતા નથી. પારસ્પરિક અશ્રદ્ધા આના મૂળમાં છે. વિધિનો કટાક્ષ એ છે, કે જે સત્તાકેન્દ્ર પર આપણે આપણી બધી અપેક્ષાઓ, તેને સિદ્ધ કરવા માટે આવશ્યક એવા પુરુષાર્થની નિષ્ક્રિયતા અને તેને કારણે જન્મતા અપેક્ષાભંગના દુઃખને તથા તેની જવાબદારીને ટાંગી દઈએ છીએ તે જ સત્તાની વળગણી પર શાસકો તેઓનાં બધાં સમૃદ્ધિ અને સત્તામાંથી જન્મતાં સુખ–ઐશ્વર્યોને પહોળાં કરતાં હોય છે! ખીંટી એક જ પણ તેના પર દુઃખ અને સુખનાં મેલાંદાટ અને ઉજળાંબખ્ખ વસ્ત્રો લટકે!

આ ઉપરાંત પણ બીજી અનેક ખીંટીઓ આપણે સર્જી છે – શોધી છે. સંબંધ એક એવી ખીંટી છે, જેના પર આપણે અપેક્ષાઓનાં વસ્ત્રો ટિંગાડતા હોઈએ છીએ, પણ આપણે ભાગ્યે જ જાણીએ–સમજીએ છીએ કે અપેક્ષા અને સંબંધને ઊભે બનતું નથી. સંબંધ નિરપેક્ષતાને જ ઝંખે છે. વળી સંબંધ એક નિઃસંદર્ભ તત્ત્વ છે. ખીંટી બનવાની તૈયારી ન જ હોય. તે બે હથેળીઓની પારસ્પરિક ઉષ્મા બની શકે, તે વૃક્ષની છાયા હોઈ શકે, તે છાપરા પરનાં રતૂમડાં નળિયાં સંભવી શકે જેમાંથી સૂરજનાં સોનેરી કિરણો સરતાં હોય.

લોહીના સંબંધો અને લાગણીના સંબંધો.

લોહીના સંબંધોને આપણે વધારે મોટી અને ખમતીધર ખીંટી ગણતા આવ્યા છીએ. લાગણી અને સંબંધને જુદા ગણવામાં જ આપણી ભ્રાન્તિનું પ્રદર્શન છે.

* * *

ફરીથી કૅમેરા એક દૃશ્ય પર સ્થિર થાય છે:

એક જર્જર, સાંકડું, અંધારિયું મકાન. મોટું કુટુંબ. પડું પડું ભીંતો. એમાં ઠેર ઠેર ખીંટીઓ અને ખીલીઓ. એના પર જૂનાં, ફાટેલાં, મેલાં, ઉપયોગી, નકામાં કપડાં, થેલી, એમાંથી લટકતા કાગળો, ઝાંખી–પીળી–રંગ ઊડી ગયેલી અસંખ્ય છબીઓ, વર્ષો પૂર્વેનાં કૅલેન્ડરો, ગોળા વિનાનાં ફાનસો, ફાટેલા કનકવા, દાદાજી લઈ જતા એ પંચભાગની ઝોળી, એમાંથી ડોકાતા જરી ગયેલા લાલ–સફેદ કકડા, ગોખલાઓમાં શીશા–શીશીઓ, કાચ વગરનાં ચશ્માંનું ઘર, મલમની ડબ્બીઓ.

ક્યાં છે નરવી ભીંતો?

[તાજા જ પ્રગટ થયેલ નિબંધસંગ્રહ '**શબ્દાતીત**'માંથી]

# અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# સમાજસુધારકના વિદેશપ્રવાસનાં સંભારણાં

શ્રી ઈશ્વર પેટલીકર સમાજ–સુધારણાના માણસ છે. એમના મોટા ભાગના લખાણોમાં સમાજના રૂઢિરિવાજો અને એમાથી ઊભા થતા પ્રશ્નોની ચર્ચાઓ હોય છે. મૂળે શ્રી પેટલીકર શિક્ષકનો જીવ. સમસ્યા ઓના ઉકેલની દિશામાં એ વાત ન કરે તો એમને ચેન ન પડે. વિદેશના પ્રવાસે ગયા તો ત્યાંના ભારતીય સમાજને અને વિદેશી સમાજને એમણે એમની સુધારકની નજરે જ મુખ્યત્વે જોયો. એમના વિદેશ-પ્રવાસનું પુસ્તક 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી' હમણાં પ્રગટ થયુ છે. વિદેશ–પ્રવાસનાં પુસ્તકો આપણે ત્યાં થોકબંધ લખાવા લાગ્યાં છે. આ પુસ્તકની વિશેષતા એ છે કે કુટુમ્બજીવન અને સમાજજીવનના પ્રશ્નો સમાજસુધારણાની દષ્ટિએ લેખકે ચર્ચ્યા છે.

પરદેશમાં રહેવા છતા અને પશ્ચિમના વાતાવરણમાં જીવવા છતા પોતાના સંતાનોમાં ભારતીય ધર્મના સસ્કાર કેવી રીતે જળવાઈ રહે તે વિદેશમાં વસતા વસાહતીઓ માટે એક મોટો કોયડો છે. એક કુટુમ્બનો દાખલો આપી આ કોયડાની લેખકે ચર્ચા કરી છે. એમનુ કહેવું છે ક માણસના જીવન પર સમાજનું વાતાવરણ તો અસર કરે જ છે, પણ એના કરતાં વધુ અસર કુટુમ્બના વાતાવરણની હોય છે. એટલે પોતાના સંતાનોમા ભારતિય ધર્મ અને સંસ્કારની પરંપરા ઊતરે એવું જે માબાપ ઇચ્છતા હોય તેમણે તે પ્રકારના જીવનનો પ્રત્યક્ષ દાખલો પૂરો પાડવો જોઈએ એમ લેખક માને છે. લેખકને લંડનમાં પ્રશ્ન થયો કે પોતે લંડનમાં છે કે અમદાવાદમાં ? એમણે જોયું કે ત્યાંના ભારતીયો પોતાની રીતે જ, પોતાના સમાજ જાળવીને જીવે છે. લેખકે લંડનમાં વસતા ગુજરાતીઓમાં ગામ અને જ્ઞાતિનાં વિવિધ મંડળો જોયાં, દેશમાં જેમ નાતજાત અને નાના-મોટા વાડામાં આપણે વહેંચાયેલા છીએ તેનું જ પ્રતિબિંબ લંડનમાં જોઇને લેખકને પ્રશ્ન થયો છે કે ઠીકઠીક શિક્ષિત એવા વર્ગમાં પણ આ બધું કેમ ચાલુ રહ્યું હશે? પછી નોંધ્યુ છે : એ મંડળો દેશના જ્ઞાતિપંચો જેવા વાડાને અકબંધ રાખવાની મનોવૃત્તિવાળાં નથી જ્ઞાતિ બહાર, ગોળ બહાર કે વિદેશી સાથે પણ લગ્ન થવાના પ્રસંગો બને છે અને તેમાં સૌ હાજરી આપે છે. તેમનું કોઈ પ્રયોજન સિદ્ધ થતુ હોય તો સામાજિક મિલનનું. એ બીજી રીતે ક્લબની ગરજ સારે છે." લેખકે ત્યાનાં મંદિરો, રંગભેદ, વગેરે પ્રશ્નોની ચર્ચા કરી છે. આફ્રિકાના પોતાના પ્રવાસના અનુભવોની તુલના સહજ રીતે લેખક કરતા જોયા છે.

લડન પછી અમેરિકાના પ્રવાસનો આલેખ શરૂ થાય છે. અમેરિકાનું વૈભુ કેમ લાગ્યું છે? એ પ્રશ્નનો ઉત્તર શોધવાનો લેખકે પોતાની રીતે પ્રયત્ન કર્યો છે. એમણે જોયું કે ત્યાં સુવિધાઓ છે, કોઈ ચીજની તંગી કે અછત નથી, દરેકનું અર્થકારણ એવું છે કે સગવડો ભોગવવા રોકડ નાણું અનિવાર્ય નથી. વ્યક્તિની શક્તિ પર આર્થિક વ્યવહારનું મંડાણ થયું છે, વગેરે. એમણે એક અભિપ્રાય આવો પણ

# અવલોકન

## સૈદ્ધાન્તિક વિવેચનનો ગ્રંથ : રમણીયતાનો વાગ્વિકલ્પ

રમણલાલ જોશી

ગુજરાતીમાં 'થીસીસ' વિશેનો ખ્યાલ કંઈક આવો છે : મોટું દળદાર થોથું, ઓછામાં ઓછાં પાંચસો [illegible] પાનાં હોય, દરેક પાના નીચે ચાર પાંચ ફૂટ-નોટો આવતી હોય, અવતરણોની ભરમાર હોય, અમુક અમુક વિદ્વાનો આમ કહે છે, તેમને અમુક "અભિપ્રેત" છે અને પોતાના અમુક "વિવક્ષિત" છે એવી લપટી પડી ગયેલી લઢણોની લ્હાણી કરવામાં આવી હોય—ટૂંકમાં 'થીસીસ' વજનદાર બનવો જોઈએ, અમુક કીલો વજનવાળો હોય તો જ એ 'મહાનિબંધ' નામને પાત્ર બને ને! વીસ પચ્ચીસ વર્ષ પહેલા અમારા એ સમયના પરમ મિત્ર નિરંજન ભગતે 'સાહિત્યમાં લાંબું ટૂંકું' નામે એક લેખ લખેલો. સરસ હતો. લંબાણ કે ટૂંકાણ ઉપરથી સાહિત્યની ગુણવત્તા શી રીતે નક્કી થાય? પાંચસો પંક્તિનું કાવ્ય માત્ર છંદોવ્યાયામ હોય અને પાંચ પંક્તિનું મુક્તક ખરેખરું કાવ્યમૌક્તિક હોય એમ બને.

હમણાં શ્રી સિતાંશુ યશશ્ચંદ્રનું પુસ્તક 'રમણીયતાનો વાગ્વિકલ્પ' અમારા હાથમાં આવ્યું. ક્રાઉન સાઈઝનાં પૂરાં દોઢસો પાનાંનું પુસ્તક. આ છે એમનો મુંબઈ યુનિવર્સિટીની પીએચ.ડી.ની ડિગ્રી માટે લખેલો મહાનિબંધ. અર્પણ થયો છે માર્ગદર્શક અને પરીક્ષકને. માર્ગદર્શક હતા શ્રી રામપ્રસાદ બક્ષી અને પરીક્ષક હતા શ્રી રસિકલાલ પરીખ. પ્રસ્તાવના છે હરિવલ્લભ ભાયાણીની.

શ્રી સિતાંશુ યશશ્ચન્દ્ર પ્રસિદ્ધ આધુનિક કવિ છે, નાટકકાર છે, 'સીમાંકન અને સીમોલ્લંઘન' નામે વિવેચનસંગ્રહ પણ તેમણે પ્રગટ કરેલો છે. આ 'થીસીસ' દ્વારા ગુજરાતી સૈદ્ધાંતિક વિવેચનના ક્ષેત્રે પણ તેમણે જે ફાળો આપ્યો તેને મહત્ત્વનો ગણવો પડે.

પેલી જાણીતી સરસ્વતીસ્તુતિમાં સરસ્વતીને 'નિઃશેષ જાડ્યાપહા' તરીકે વર્ણવાઈ છે. મનુષ્ય ચેતનશીલ પ્રાણી હોવા છતાં ચૈતન્યનો ઝગકાર ઘણો ઓછો દેખાતો હોય છે! જડપના ઓથારો હેઠળ મનુષ્યની ચેતના બદ્ધ છે. કવિ સિતાંશુ સાહિત્ય સંદર્ભે 'સંમૂઢતા'ની વાત કરે છે. આ 'સંમૂઢતા'માંથી 'સંપ્રજ્ઞાત'માં શી રીતે પહોંચવું? મનુષ્યમાત્ર અનુભવ લેતો હોય છે, કળાઓમાં પણ અનુભવ નિરૂપાયેલો હોય છે, પણ સૌંદર્યાનુભવ શી રીતે શક્ય બને એની ચર્ચા આ પુસ્તકનો વિષય છે. વસ્તુજગતની વચ્ચે વસ્યો રહેતો ચૈતન્યશીલ, કાર્યશીલ અને સ્વપ્નશીલ મનુષ્ય

સતત એ ત્રિપરિમાણ અનુભવ કર્યા કરે છે. આ અનુભવથી સૌન્દર્યાનુભવને પૃથક કરી તપાસવો જોઈએ. એની તાત્ત્વિક અને સંરચનાત્મક તપાસ કરવાના ઉપક્રમમાં તેમણે વિશ્લેષણ પદ્ધતિનો વિનિયોગ કરી આ પાયાના મૂળભૂત પ્રશ્નને તપાસવાનો પ્રયત્ન કર્યો છે. તેમનો આ પ્રયત્ન જેટલો શાસ્ત્રીય છે એટલો જ સજ્જતાપૂર્વકનો છે. પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય સાહિત્યમીમાંસાનાં તથ્યોને અને ખાસ તો સાહિત્ય અને ફિલસૂફીના સંબંધને યથાતથ નિરૂપીને તેમણે આ પ્રશ્નને એના યોગ્ય પરિપ્રેક્ષ્યમાં મૂકી આપ્યો અને સ્વકીય પ્રતિવાદનને પણ સ્વચ્છ રીતે રજૂ કર્યું એ એમનું તરત નજરે ચઢતું પ્રતિપાદન છે.

નાટ્યનું સર્જન શી રીતે થયું એ વિશેની એક જાણીતી મીથ રજૂ કરતાં તેમણે કહ્યું છે કે એક વાર ભરતની પાસે આત્રેય અને બીજા મુનિઓ આવ્યા અને નાટ્યવેદની ઉત્પત્તિ વિશે પ્રશ્ન કર્યો ત્યારે ભરત મુનિએ કહ્યું કે, "હે વપ્રો, સ્વયંભૂ (મનુ)નો કૃતયુગ સમાપ્ત થયો અને વૈવસ્વત મનુનો ત્રેતાયુગ આરંભાયો ત્યારે (અને જ્યારે) લોકો ગ્રામ્યધર્મમાં પરોવાયા હતા, કામ અને લોભને વશ થયા હતા, ઈર્ષ્યા અને ક્રોધથી સંમૂઢ થઈ ગયા હતા અને સુખિત દુખિત બન્યા હતા, ત્યારે, (અને જ્યારે) જમ્બૂદ્વીપ દેવ, દાનવ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ અને મહાન ઉરગોથી ભરેલો હતો અને લોકપાલોથી રક્ષાયેલો (પ્રતિષ્ઠિત) હતો, ત્યારે, દેવોએ મહેન્દ્રને આગળ કરીને પિતામહ(બ્રહ્મા)ને કહ્યું : જે દ્રશ્ય અને શ્રાવ્ય હોય એવું ક્રીડનીયક અમે ઇચ્છીએ છીએ –આના ઉત્તરરૂપે બ્રહ્માએ નાટ્યનું સર્જન કર્યું. "માણસ અનુભવ લેવાની શક્તિ ગુમાવી બેસે એટલે કે સંમૂઢતા આવી જાય ત્યારે એને કોઈ ક્રીડનીયકની જરૂર પડે છે, એ જ તેને સંમૂઢતામાંથી છોડાવી શકે. નાટક એવું ક્રીડનીયક છે. ભરતના 'ક્રીડનીયક'ને જગન્નાથના 'રમણીયતા'ના સિદ્ધાન્ત સાથે મૂકીને અને એનો સંબંધ 'સ્ફોટ'ની પાયાની પ્રક્રિયા સાથે જોડીને તેમણે એક વર્તુળ પૂરું કર્યું, તો બીજા પક્ષે પશ્ચિમના 'આકાર'ના સિદ્ધાન્તને ભારતીય સાહિત્યમીમાંસાના સમાધિ/વિશ્રાન્તિના વિભાવની સાથે તુલનાત્મક દૃષ્ટિએ તપાસી ભારતીય સાહિત્યશાસ્ત્ર અને પાશ્ચાત્ય સાહિત્યશાસ્ત્રની તાત્ત્વિક મીમાંસામાં રહેલી એકવાક્યતા તારવવાનો સમર્થ પ્રયાસ અહીં કર્યો છે. પશ્ચિમના ક્રોચે, કેન્ટ, નીત્શે, શોપન હાઉઅર આદિની તદ્‌વિષયક વિચારણાના જરૂરી અંશો એમની સ્થાપનામાં ઈષત સ્પર્શ પામી ચરમ મુદ્દાના આકલનમાં ઉપયોગી નીવડે છે. વિદ્વત્તાનો કશો ધજાગરો કર્યા સિવાય સતત પ્રોબ્લેમની ચર્ચા, દોર ચૂક્યા સિવાય, એકધારી ગતિએ આગળ ધપે છે અને પ્રકરણોનું ચર્ચાવસ્તુ એકમેકમાં ગુંથાઈને વિષયનું મજબૂત માળખું જારી રાખે છે એનું કારણ સિતાંશુની સંગત તાર્કિક નિરૂપણરીતિમાં રહેલું છે.

નીત્શેને અનુસરી લેખક એપોલોને 'ફોર્મ'ના દેવતા તરીકે અને 'ડાયોનીસસ'ને 'ફ્લો'ના દેવતા તરીકે ઘટાવી રમણીયતા સિદ્ધ કરતાં "શબ્દ" ઉપર આવી ઊભા રહે છે. 'આકાર' અને 'પ્રવાહ'ના દ્વૈતને એમની વિચારણા ઓળંગી જાય છે. ભિન્ન ભિન્ન મતો વચ્ચે સમન્વય સાધવાનું નિબંધલેખકનું વિધેયાત્મક વલણ એમના નિબંધમાં સાદ્યન્ત વ્યાપ્ત છે. ચર્ચાને સમેટતાં તેમણે કહ્યું છે : "કવિનો શબ્દ નથી એપોલોનો પૂજારી કે નથી ડાયોનિસસનો ગોઠિયો. એ નથી Formનું ઘટક કે નથી Flowનું માનવજીવનમાં અને માનવસંસ્કૃતિના ઇતિહાસમાં એવા તબક્કા આવ્યા જ કરે છે જ્યારે ક્યારેક ફોર્મ અને ક્યારેક ફ્લો અનુભવતા અવરોધક બને અને સમૂઢતાને જ પ્રેરે. ભરતાચાર્યે નાટ્યોત્પત્તિની પુરાણકથામાં દર્શાવ્યું છે કે આકારને દૃઢતાપૂર્વક સ્થાપનારાં પરિબળો અનેક હતાં છતાં લોકો સંમૂઢ બની ગયા હતા. તે જ રીતે

અન્ય પરિસ્થિતિમાં પ્રવાહિતા ક્યારેક એટલી બધી પ્રવર્તતી હોય છે કે એ ભિન્નભિન્ન માર્ગે અનુભવ અશક્ય અને માનવજીવનમાં અને સંસ્કૃતિના ઇતિહાસમાં આકાર અને પ્રવાહ માનવા ચક્રનેમિચક્રે પોતાના અતિશયપને કારણે ફરી ફરીને અનુભવની અશક્યતા પ્રવર્તાવતા હોય અને માનવને સંમૂઢ કરી દેતાં હોય, એવું જ નથી બનતું ? તેથી જ, કવિ તો ગોપેશો અને ડાયોનિસસ બને દેવના સાથે સતત અને સતત અનુસરે, સમજતા, આનંદ તરફની સાચી દિશા શોધતા વિદ્રોહમાં જ રત, રમમાણ રહે છે. કવિ આ વિદ્રોહ કરી શકે છે કેમ કે એની પાસે આ કુંવદવીથી જુદી જ વ્યવસ્થા સ્થાપી શકતું શબ્દતંત્ર છે. કવિ શબ્દના પ્રકાશ વિના આપણી આનંદયાત્રા પ્રવર્તી ન શકે."–આ છે સિતાંશુનું પ્રતિપાદન. 'થીસીસ' એટલે જ પ્રતિપાદન. 'થીસીસ' નામને સાર્થક કરતો આ શોધપ્રબંધ ગુજરાતીમાં એક સાચું ધોરણ સ્થાપે છે એ પણ આ પ્રકાશનની એક ઉત્ફલશ્રુતિ ગણાય

હવે "સર્જક-શબ્દ" વિશે આવું જ પ્રમાણભૂત પુસ્તક આપીને શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર આ સ્વપ્નને પૂરો કરી આપે એવી ઇચ્છા સાથે આ તાત્ત્વિક પ્રકરણબદ્ધ ગ્રંથ માટે તેમને અભિનંદન

[તા. ૨૪–૮–૯૦ની 'જનસત્તા સાપ્તાહિક પૂર્તિ' માંથી સાભાર]

રમણીયતાનો વાન વિકલ્પ ડૉ. સિતાંશુ યશશ્ચન્દ્ર, પ્ર. આર. આર. શેઠની કું, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧, કિં. રૂા ૬૫/–]

# સાહિત્યસૂચિનાં ત્રણ વર્ષ

ગુજરાતી ભાષા-સાહિત્યને સંદર્ભસૂચિઓ જોઈએ અધ્યયન-અધ્યાપન, વિવેચન, સંશોધન વગેરે તમામ શૈક્ષણિકપ્રવૃત્તિઓ શાસ્ત્રીયઢબે હાથ ધરવા સંદર્ભસૂચિઓ જોઈએ સાહિત્ય-સામગ્રીનો પ્રચાર અને વેચાણ વધારવા સંદર્ભસૂચિઓ જોઈએ.

ગળાની આ પુકાર 'ઉદ્ગારે' સપ્ટે. ૧૯૭૭માં ઝીલી અને પા-પા પગલી કરતું આપણું સૂચિ-સાહિત્ય ડગલું ભરતા થયું.

'ઉદ્ગાર'ના ત્રણ વર્ષના જીવનકાળમાં ૨૭૧ પૃષ્ઠોમાં સૂચિ-સાહિત્ય પ્રગટ કરવામાં આવ્યું. આ ઉપરાંત પ્રથરૂપે ૨૨૦ પૃષ્ઠોમાં બે સૂચિઓ: (૧) પ્રકાશ વેગડ સંપાદિત 'મહાનિબંધ વર્ગીકૃત સૂચિ' અને (૨) કનુભાઈ શાહ અને કિરીટ ભાવસાર સંપા. 'ગુજરાતી સામયિક લેખસૂચિ ૧૯૭૫' પ્રકાશિત થઈ.

આ પ્રમાણે ત્રણ વર્ષના ટૂંકા ગાળામાં કુલ ૪૯૧ પૃષ્ઠોનું સૂચિસાહિત્ય આર. આર. શેઠની કંપનીએ ગુજરાતની પ્રજાને પીરસ્યું. 'ઉદ્ગાર'ના સંદર્ભ સંપાદક પ્રકાશ વેગડે સૂચિસાહિત્યવિષયક લેખો, સંદર્ભગ્રંથોનું વિવેચન અને સૂચિઓના આદર્શ નમૂનાઓની ખૂબ અસરકારક રજૂઆત કરી. આજે ગુજરાતી ભાષા-સાહિત્યક્ષેત્રે સૂચિ-સાહિત્યની અગત્યનું પ્રતિષ્ઠાપન થઈ રહેલું દેખાય છે

વધુમાં, હર્ષજનક એક બીજી વાત એ છે કે ગુજરાતી ભાષા-સાહિત્યના વિકાસ માટેની તમામ પ્રવૃત્તિઓ અને કાર્યક્રમોને સાહિત્ય-સામગ્રી પૂરી પાડવા માટે ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા એક ગ્રંથાલય શરૂ કરવામાં આવ્યું છે અને એના ગ્રંથપાલ તરીકે પ્રકાશ વેગડની નિમણૂક કરવામાં આવી છે આ પ્રસંગે 'ઉદ્ગાર'ના વાચકો તરફથી તેમને અભિનંદન

છેવટે, અમે એ બહુ અભ્યાસીઓ અને મિત્રોનો અંતઃકરણપૂર્વક આભાર સ્વીકારીએ છીએ, જેમણે સાહિત્યસૂચિ વિકસાવવાની ઝુંબેશમાં અમને સૂચન અને સહકાર આપ્યો છે. આશા છે ભવિષ્યમાં પણ આપનો મધુર સાથ મળતો રહેશે. —પ્રકાશક

# કાવ્યરસાસ્વાદન અને વિવેચન સંદર્ભસૂચિ



સંપા. પ્રકાશ વેગડ

મહારાષ્ટ્ર રાજ્ય માધ્યમિક અને ઉચ્ચ માધ્યમિક શિક્ષણનાં ધોરણ ૯થી ૧૨ના 'કુમારભારતી' અને 'યુવકભારતી' પાઠ્યપુસ્તકોમાં સંગૃહીત કાવ્યોમાંથી થોડાંકની રસાસ્વાદ અને વિવેચન સંદર્ભસૂચિ અહીં રજૂ કરું છું. જે કોઈ આ સૂચિમાં આપેલી વિગત અનુસાર પુસ્તકો કે સામયિકો શોધીને સંબંધિત કાવ્યોનું પઠન કરશે, તે અભ્યાસ સાથે રસાસ્વાદનો આનંદ પણ પામશે.

**કુમારભારતી ધોરણ-૯**

૩. દેવ ડગલાં ભરે/ભાલણ

મનસુખલાલ ઝવેરી. આપણાં ઊર્મિકાવ્યો (૧૯૭૬) પૃ. ૩૬-૩૭.

૮. અતિજ્ઞાન/કાન્ત

કનુભાઈ જાની. અતિજ્ઞાનની સાથે સાથે. કવિલોક અંક ૧૦૫, મે-જૂન ૧૯૭૫, પૃ. ૮૦-૮૧.

ચન્દ્રકાંત ટોપીવાળા. અતિજ્ઞાનનું કવિકર્મ. સંસ્કૃતિ, ઑક્ટો. ૧૯૬૪. પૃ ૪૦૩-૪૦૪, ૪૨૪. પુનર્મુદ્રણ: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપા. મણિશંકર ભટ્ટ 'કાન્ત' (૧૯૭૧) પૃ. ૨૩-૨૯ પુનર્મુદ્રણ: અપરિચિત અ અપરિચિત બ (૧૯૭૫) પૃ. ૭-૧૧

ચન્દ્રકાંત શેઠ અતિજ્ઞાનની કેન્દ્રસ્થ સમસ્યા સંસ્કૃતિ, ઑગ. ૧૯૬૭ પુનર્મુ. કાવ્યપ્રત્યક્ષ (૧૯૭૬) પૃ. ૪૭-૫૧.

જયંત કોઠારી. ચર્ચાપત્ર. સંસ્કૃતિ, નવે. ૧૯૬૭.

ચન્દ્રકાંત શેઠ. ચર્ચાપત્ર. સંસ્કૃતિ, ડિસે. ૧૯૬૭.

ધીરુભાઈ ઠાકર, ચીમનલાલ શિ. ત્રિવેદી અને ચન્દ્રશંકર પ્રા. ભટ્ટ સંપા. આપણાં ખંડકાવ્યો (૧૯૫૮) પૃ. ૩-૫, ૧૯૭-૨૦૧.

રતિલાલ દવે. અતિજ્ઞાનમાં જ્ઞાનની બે ભૂમિકાનો પ્રશ્ન. ગ્રંથ, ઑક્ટો. ૧૯૬૭.

૧૩. હુંકારી જા/સુંદરમ્

• ઈશ્વરચંદ્ર ભટ્ટ આસ્વાદ. અભ્યાસ, ડિસે. ૧૯૬૮, પૃ. ૧૭૧-૧૭૨.

જયંત ગી. શાહ. કાવ્ય રસાસ્વાદન. નવચેતન, જુલાઈ ૧૯૭૨, પૃ. ૩૫૭-૩૬૦.

૧૫ કવિ/કૃષ્ણલાલ શ્રીધરાણી.

મનોજ મ. દરૂ જુઓ રમેશ મ. શુક્લ અને અન્ય. સાહિત્યનો આસ્વાદ અને છંદ-અલંકાર ચર્ચા (૧૯૭૪) પૃ. ૨૦૩-૨૦૫.

હરીન્દ્ર દવે. પ્રેમના પ્રાણ. કવિ અને કવિતા (૧૯૭૧) પૃ. ૭૭ ૭૮.

૧૬. ઓલીગે ના કંઈ/ રાજેન્દ્ર શાહ

હરિવલ્લભ ભાયાણી વેદનાની પેલી પારનું ગીત. જુઓ યશવંત ત્રિવેદી સંપા. કવિતાનો આનંદકોશ (૧૯૭૦) પૃ. ૨૩-૨૮.

હરીન્દ્ર દવે. હૃદયસાગરમાં લીન થતું વાણીનું વહેણ કવિ અને કવિતા (૧૯૭૧) પૃ. ૮૫-૮૬

૭. હરિનો હંસલો/બાલમુકુન્દ દવે.
  હરિશ્ચંદ્ર ભટ્ટ. આસ્વાદ. અભ્યાસ, મે ૧૯૬૯,
  પૃ. ૩૮૭–૩૮૮
  હરીન્દ્ર દવે. અમરોની અતિથિ. કવિ અને કવિતા
  (૧૯૭૧) પૃ. ૯૮–૯૯.
૧૯. ખીલા/પ્રિયકાન્ત મણિયાર
  યશવંત ત્રિવેદી. મનુષ્યના ચિર વિષાદનું કાવ્ય.
  કવિતાનો આનંદકોશ (૧૯૭૦) પૃ. ૭૧–૭૫.

**કુમારભારતી ધોરણ–૧૦**

૭. ગુજરાતી ભાષા વિશે/દલપતરામ ડાહ્યાભાઈ.
  બળવંતરાય ક. ઠાકોર. આપણી કવિતા સમૃદ્ધિ
  (બીજી આ. ૧૯૩૯નું ૬ઠ્ઠું પુનર્મુ. ૧૯૬૫).
૧૦. ચક્રવાકમિથુન/મણિશંકર રત્નજી ભટ્ટ 'કાંત'.
  ગૌરીશંકર ચુ ઝાલા ઊર્મિ, કાર્તિક–માગસર
  સંવત ૧૯૯૧. પુનર્મુ. રમણલાલ ચી. શાહ
  અને અન્ય સંપા. અક્ષરા (૧૯૭૬) પૃ. ૧૭૬–
  ૧૭૯. ચન્દ્રકાંત ટોપીવાળા. ચક્રવાકમિથુન :
  પદ્યવૃત્ત નહિ, ખંડકાવ્ય. ગ્રંથ, ઑક્ટો. ૧૯૬૭,
  પૃ. ૧૭–૨૦
  ધીરુભાઈ ઠાકર અને અન્ય સંપા. આપણાં
  ખંડકાવ્યો (૧૯૫૮) પૃ. ૧૪–૧૯, ૨૦૯–૨૧૫.
  નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા. ચક્રવાક
  મિથુનમાં સફીમતની છાયા; ચક્રવાકમિથુનમાં
  સમાપન પંક્તિની સંદિગ્ધતા; ચક્રવાકમિથુનનું
  પ્રેરણાબીજ. વિવર્તલીલા (૧૯૩૩) પૃ. ૭૫–૮૧.
  પુનર્મુદ્રણ : મનોમુકુર ગ્રંથ–૪ થો.
  બળવંતરાય ક. ઠાકોર. ચક્રવાકમિથુનનો પહેલો
  પાઠ ટીકા અને અર્થ સાથે. બુદ્ધિપ્રકાશ, મે
  ૧૮૯૦, પૃ ૧૦૧–૧૦૮. પુનર્મુદ્રણ :
  ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક વર્ષ ૩૨૩,
  અંક ૩, જુલાઈ–સપ્ટે. ૧૯૬૮, પૃ. ૧–૯.

સાહિત્યનો આસ્વાદ અને છંદ-અલંકાર ચર્ચા (૧૯૭૪) ૧૬૮-૧૭૦.

૧૬ જન્મની ફેરશિક્ષા/સુંદરજી બેટાઈ.
મનસુખલાલ ઝવેરી. આપણો કવિતા-વૈભવ, ભા. ૧ : ઈ.સ.૧૮૫૫-૧૯૨૦ સુધીમાં જન્મેલા કવિઓનાં કાવ્યનું સવિવરણ સંપાદન (૧૯૭૪) પૃ. ૧૪૩-૧૪૮.
સુંદરજી બેટાઈ. આમોદ (૧૯૭૮) પૃ. ૧૫૧-૧૫૪.

૧૮. રાઘવનું હૃદય/સુંદરમ્.
મનસુખલાલ ઝવેરી. આપણો કવિતા-વૈભવ, ભા. ૧ : ઈ.સ.૧૮૫૫-૧૯૨૦ સુધીમાં જન્મેલા કવિઓના કાવ્યનું સવિવરણ સંપાદન (૧૯૭૪) પૃ. ૧૭૯-૧૮૪.

૨૧. એ જિંદગી/ઉશનસ્.
મનોજ મ. દરૂ. જુઓ રમેશ મ. શુક્લ અને અન્ય. સાહિત્યનો આસ્વાદ અને છંદ-અલંકાર ચર્ચા (૧૯૭૪) ૨૧૫-૨૧૮.

૨૨. ગમતાંનો કરીએ ગુલાલ/મકરન્દ દવે.
મનસુખલાલ મ. ઝવેરી. આપણો કવિતા-વૈભવ, ભા. ૨ : ૧૯૨૦ પછી જન્મેલા કવિઓનાં કાવ્યોનું સવિવરણ સંપાદન (૧૯૭૫), ૩-૬.
હરીન્દ્ર દવે. કોઈ માધવ લ્યો. કવિ અને કવિતા (૧૯૭૧) ૧૦૬-૧૦૭.

૨૩. હાથ મેળવીએ/નિરંજન ભગત
મનસુખલાલ મ. ઝવેરી. આપણો કવિતા-વૈભવ, ભા. ૨ (૧૯૭૫) ૧૦ ૧૪.

૨૫. સ્મૃતિ/લાભશંકર ઠાકર.
મનસુખલાલ મ ઝવેરી. આપણો કવિતા-વૈભવ, ભા. ૨ (૧૯૭૫) ૧૨૬-૧૨૮.

## યુવકભારતી ધોરણ-૧૧

૨. ઝેર પીધાં છે જાણી જાણી/મીરાંબાઈ.
હરીન્દ્ર દવે. તન્મયતા હોય છે ત્યારે...કવિ અને કવિતા (૧૯૭૧) ૧૧-૧૨.

૧૩. સાગર અને શશી/'કાન્ત'.
ઉમેદભાઈ મણિયાર. સાગર અને શશી: મનોરમ ઊર્મિકાવ્ય. જુઓ સુરેશ દલાલ સંપા. સમિધ-૧ (૧૯૬૫) ૧૭૩-૧૭૫.

જયંત મોદી. એક વિવેચન. અભ્યાસ, ડિસે. ૧૯૬૭, ૨૪૨-૨૪૩.

નિરંજન ભગત. સાગર અને શશી-મને ગમતું કાવ્ય. સંસ્કૃતિ, જાન્યુ. ૧૯૫૫, જૂન ૧૯૫૫, પૃ. ૨૫૬-૨૬૦, ૨૯૨. પુનર્મુ. સુરેશ દલાલ સંપા. સમિધ-૧ (૧૯૬૫) ૧૧૫-૧૨૪.

બળવંતરાય ક. ઠાકોર. સંસ્કૃતિ, મે, ૧૯૫૧, ૧૬૪-૧૬૫, ૨૦૦; જુલાઈ ૧૯૫૧, ૨૪૪-૨૪૫. હજી જુઓ આપણી કવિતાસમૃદ્ધિ. મનસુખલાલ મ. ઝવેરી. આપણો કવિતા-વૈભવ, ભા. ૧ : ઈ.સ. ૧૮૫૫-૧૯૨૦ સુધીમાં જન્મેલા કવિઓનાં કાવ્યનું સવિવરણ સંપાદન (૧૯૭૪) ૩૩-૩૬.

સુરેશ દલાલ. કવિતા વર્ષ-૧ અંક ૧. પુનર્મુ. અપેક્ષા (૧૯૬૮) ૨૦૪-૨૧૦.

સુરેશ હ. જોષી. વિશ્વમાનવ, ઑગ. ૧૯૫૮. પુનર્મુ. ગુજરાતી કવિતાનો આસ્વાદ (૧૯૬૨) ૧૩-૨૦.

હસમુખ પાઠક. સાગર અને શશી : ફરી સમજતાં. સંસ્કૃતિ, જુલાઈ ૧૯૬૭, પૃ. ૨૪૪-૨૪૮.

૧૪. પ્રેમની ઉષા/બળવંતરાય ક. ઠાકોર
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ. પ્રેમની ઉષા. જુઓ ગુલાબ દાસ બ્રોકર અને અન્ય સંપા 'બ. ક. ઠા.ની કાવ્યધુતિ (૧૯૭૧) ૧૪૫-૧૪૯

૧૫. હરિનાં દર્શન/ન્હાનાલાલ દલપતરામ કવિ.
ધીરુ પરીખ. ગ્રંથ, ઑગ. ૧૯૭૭ પુનર્મુ. અત્રત્ય-તત્રત્ય (૧૯૭૮) ૩૮-૪૯.

૧૬. ઉદધિને/રામનારાયણ વિ. પાઠક.
મનસુખલાલ ઝવેરી. આપણો કવિતા-વૈભવ, ભા. ૧ (૧૯૭૪) પૃ ૭૨-૭૫.

૧૭ તો ?/મનસુખલાલ ઝવેરી.
હરીન્દ્ર દવે. સ્નેહ અને અપેક્ષાઓ. કવિ અને કવિતા (૧૯૭૧) ૪૪-૪૫.

૧૮. પ્રભુ દેજો/સુંદરમ્
વેણીભાઈ પુરોહિત. જુઓ સુરેશ દલાલ સંપા. તપોવન (૧૯૬૯) ૩૨૧-૩૨૫.

૨૦. રહ્યાં વર્ષો તેમાં-/ઉમાશંકર જોશી.
ચન્દ્રશંકર ભટ્ટ આપણા સૉનેટ (૧૯૭૮) ૧૨૦-૧૨૧.
જયંત પાઠક. કાવ્યલોક (૧૯૭૩) ૧૨-૧૩.
સુરેશ દલાલ અપેક્ષા (૧૯૬૮) ૧-૭.

૨૧ ગામની વિદાય/પ્રહ્લાદ પારેખ
હરીન્દ્ર દવે. લયની કેડીએ શૈશવના દેશમા. કવિ અને કવિતા (૧૯૭૧) ૭૩-૭૪.

૨૪. મુંબઈ નગરી/નિરંજન ભગત.
હરીન્દ્ર દવે. પુચ્છ વિનાના મગરનો તરફડાટ. કવિ અને કવિતા (૧૯૭૧) ૧૨૭-૧૨૮.

૨૫. કૃષ્ણ-રાધા/પ્રિયકાંત મણિયાર.
હીરા રા. પાઠક. શિવ-શક્તિનું સાયુજ્ય. કવિલોક અંક ૧૧૨-૧૧૩, જુલાઈ-ઑક્ટો ૧૯૭૬, ૨૩૭-૨૪૧.

૨૮. વરસોનાં વરસ લાગે/મનોજ ખંડેરિયા.
વેણીભાઈ પુરોહિત. ઘટસ્ફોટ. કાવ્યપ્રયાગ (૧૯૭૮) ૨૨૦-૨૨૨.

યુવકભારતી ધોરણ-૧૨

૧. પ્રેમ રસ પાને તું/નરસિંહ મહેતા.
મનસુખલાલ ઝવેરી. આપણાં ઊર્મિકાવ્યો (૧૯૭૬) ૧૧-૧૩.

૪. નિર્ધનિયાં/રવિદાસ.
એજન, પૃ ૮૪-૮૫.

૭. ઝપટો લોચનમનનો/દયારામ.
અમૃતલાલ યાજ્ઞિક. રસાળસરીનો મીઠો નાદ. ગુર્જરભારતી, સપ્ટે.નવે. ૧૯૭૭, પૃ. ૪૩-૪૪.
હરીન્દ્ર દવે. સંપૂર્ણ પ્રીતિ. કવિ અને કવિતા (૧૯૭૧) ૧૯-૨૦.

૧૨. હરિ! આવોને/ન્હાનાલાલ દલપતરામ કવિ
હીરા રામનારાયણ પાઠક. એક રસદર્શન. રમેશ મ. શુક્લ અને અન્ય સંપા. ન્હાનાલાલ અધ્યયન ગ્રંથ (૧૯૭૬) પૃ. ૧૬૬-૧૭૧.

૧૫. ભલે શૃંગો ઊંચાં/ઉમાશંકર જોશી.
ઉશનસ્. રૂપ અને રસ (૧૯૬૫) ૨૬૯-૨૭૫.
ચન્દ્રશંકર ભટ્ટ. આપણાં સૉનેટ (૧૯૭૧) ૧૨૧-૧૨૨.

૨૩. દીવાનખાનામાં/પન્ના નાયક
જયા મહેતા સંપા. કવિપ્રિય કવિતા (૧૯૭૬) ૧૨૭-૧૨૮.
વેણીભાઈ પુરોહિત ડાબોડિયું.
કાવ્યપ્રયાગ (૧૯૭૮) ૧૭૭-૧૭૮

## ા સ તદ્દન નવા પ્રકાશનો (દરેક પ્રકાશકનો)

| ક્રમ | પુસ્તકનું નામ | લેખકનું નામ | પ્રકાર | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | અદશ્ય | ધીરેન્દ્ર મહેતા | નવલકથા | ૧૫–૦૦ |
| ૨. | પ્રિય રમ્ય વિભાવરી | શિવકુમાર જોષી | ,, | ૧૫–૦૦ |
| ૩. | થીજેલું લોહી | નટવર શાહ | ,, | ૩૬–૦૦ |
| ૪. | ધન્ના શાલિભદ્ર | વિમલકુમાર ધામી | ,, | ૨૪–૫૦ |
| ૫. | ઢળતી સાંજની લાલીમાં | હરીશ નાયક | ,, | ૧૮–૦૦ |
| ૬. | તૂટેલી પાંખ | ખલીલ જિબ્રાન | ,, | ૧૨–૫૦ |
| ૭. | પરિવર્તન | રંભાબેન ગાંધી | નવલિકા | ૧૫–૦૦ |
| ૮. | કાબુલીવાલા | રવીન્દ્રનાથ ટાગોર | ,, | ૨૩–૫૦ |
| ૯. | કિકિયારી | ડો. હરીશ વ્યાસ | ,, | ૨૦–૦૦ |
| ૧૦. | પાંદડાં પરદેશી | ચતુરભાઈ પટેલ બહાદુરશાહ પંડીત | ,, | ૧૫–૦૦ |
| ૧૧. | મૈં તો સ્નેહનીર પિલાઉં | રંજનકુમાર દેસાઈ | ,, | ૧૦–૦૦ |
| ૧૨. | દિશા | શોભિત દેસાઈ | કાવ્ય | ૧૨–૦૦ |
| ૧૩. | અરે | ,, ,, | ,, | ૧૦–૦૦ |
| ૧૪. | પ્રીતનો ગુલાબી રંગ | નાથાલાલ દવે | ,, | ૧–૦૦ |
| ૧૫. | સોપાનિકા | પૂજાલાલ | ,, | ૧૦–૦૦ |
| ૧૬. | દૂબળાનાં લોકગીતો | સંપા. ડો. ઠા. ભા. નાયક | ,, | ૪–૫૦ |
| ૧૭. | આયુર્વેદ નિનાદ | શોભન | ,, | ૧–૦૦ |
| ૧૮. | આરાધ | ખિમન સાંડીસ | ,, | ૪–૦૦ |
| ૧૯. | પારેવડાં કોઈ પાછાં આપો | ડો. હરીશ વ્યાસ | ,, | ૧૬–૦૦ |
| ૨૦. | બંધ પાંપણને દરવાજે | લલિત આર. કેવલિયા | ,, | ૫–૦૦ |
| ૨૧ | ત્યાગ | બરકત વીરાણી | ગઝલ | ૨૦–૦૦ |
| ૨૨. | જ્ઞાનવિમલસૂરિકૃત | કુમારપાળ દેસાઈ | વિવેચન | ૧૫–૦૦ |
| ૨૩. | મહાભારત કથાબોધ | મોરારજી દેસાઈ | ,, | ૩–૦૦ |
| ૨૪. | શાહમૃગ અને દેવહુમા | વિષ્ણુ પંડયા | નિબંધ | ૧૫–૦૦ |
| ૨૫. | સહજને કિનારે | મકરન્દ દવે | ,, | ૧૨–૫૦ |
| ૨૬. | હું જ ખોવાઈ ગયો છું | પ્રિયદર્શન | ,, | ૫–૦૦ |
| ૨૭. | સુખની ચાવી | મુકુંદ પી. શાહ | ચિંતન | ૩–૦૦ |
| ૨૮. | કામ કરો દિલ દઈને | સ્વેટ માર્ડન | ,, | ૬–૦૦ |
| ૨૯. | વાળની માવજત | વૈદ્ય નવિનભાઈ ઓઝા | આરોગ્ય | ૨–૦૦ |
| ૩૦. | માલિશ અને તંદુરસ્તી | અનુભવાનંદજી | ,, | ૧૦–૦૦ |
| ૩૧. | માણું મીઠું | રક્ષાબેન દવે | બાલકાવ્ય | ૫–૦૦ |

**પ્રાપ્તિસ્થાન આર. આર. શેઠની કંપની : મુંબઈ–૪૦૦૦૦૨, અમદાવાદ–૩૮૦૦૦૧**

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# ઉદ્ગાર

વર્ષ : ૪ | સંપાદક : મનહર મોદી | અંક : ૩



શ્રી યશવંત શુક્લ

# ઉદ્ગાર

**સંપાદક :**
**મનહર મોદી**

વર્ષ : ૪
૧૫ ઑક્ટોબર '૮૦ : અંક ૩
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૯૦૦

આર. આર. શેઠની કંપની વતી ભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯ અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દુધેશ્વર અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


## [illegible]

કવિશ્રી નિરંજન ભગત અને લાભશંકર ઠાકર-આયોજિત 'પાક્ષિકી'નો એક કાર્યક્રમ તારીખ ૧-૧૦-૮૦ના રોજ સ્થાનિક એન. કે. હાઉસમાં યોજાયો. કાવ્ય-નાટ્યવાચનમાં રસ ધરાવતા 'પાક્ષિકી'નો કાર્યક્રમ નિયમિત રીતે દર મહિનાના પહેલા અને ત્રીજા બુધવારે આ જ સ્થળે રાત્રે સાડા આઠે યોજાશે. સર્વ રસિકો આ કાર્યક્રમનો લાભ લઈ શકશે.

આવતી તારીખ ૨૨ અને ૨૩ નવેમ્બરના રોજ નવજીવન આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ, દાહોદમાં 'આંતરરાષ્ટ્રીય કવિતાના પ્રમુખ કવિઓ' વિશે પરિસંવાદ યોજાયો છે, જેમાં ફ્રેન્ચ કવિ પોલ વાલેરી, આંગ્લ કવિ ટી. એસ. એલિયટ, સ્પેનિસ કવિ પાબ્લો નેરુદા, ગ્રીક કવિ સી. પી. કેવેફી, ઝેક કવિ મિરોસ્લાવ હોલુબ તથા હિબ્રુ કવિ યહૂદા અમિચાઈ વિશે જાણીતા કવિ-વિવેચકો ચર્ચા-વિચારણા કરશે.

આ કાર્યક્રમમાં હાજર રહેવા માગતા રસિકોએ સંસ્થાનો સંપર્ક સાધવો જરૂરી છે.

**મનહર મોદી**

## આ અંકમાં

# ખિસકોલીવન

ધ્રિમ્
તાનાતન,
તાનાતન, ધ્રિમ્ તાનાતન
લયનું ભીનું પગલું ફરે
વા ફરે વાદળ ફરે
ને
ખિસકોલીવન ઝુમઝુમે રે જિયો રે જિયો
*
ધ્રિમ્
ધબાંગાંગ,
ધ્રબાગાંગ, ધ્રિમ્ ધ્રબાંગાગ
અધકાચેરી વય પીધેલી કોઈ કુંવારી કન્યા આખી
ધ્રિમધબાંગાંગ
નાગફણાને દઈને ચૂંટી વનમા ભાગી વન્યા આખી
ધ્રિમધબાંગાગ
ખિસકોલીવન ઝુમઝુમે રે જિયો રે જિયો
*
નાગરવેલી નાચો, લજામણીબઈ લાજો,
મારી બેનો ! ધ્રહુકારો બાજે આંગણે....
ઝરમર ઝૂલી ટગરી, હું ફૂલફગરની ડગરી,
મારી બેનો ! ધ્રહુકારો બાજે આંગણે....
આંગણુ ઘમ્મર ગરબે ઘૂમે જિયો રે જિયો
ખિસકોલીવન ઝુમઝુમે રે જિયો રે જિયો
*
તિરકટ તા, ધિનાંગધિનાંગ તા
ધિનાંગધિનાંગ તા, તિરકટ તા
મારે આંગણુ ઊગી છે નેહુની પળ,
ઝૂલી છે આકળવિકળ, બિદેશાવા રે....
મારે પાયણુ ઊગી છે ઝૂરપીપળ,
ઝૂલી છે આકળવિકળ, બિદેશાવા રે....

પરદેશી પવન મત મારો, બિદેશવા રે
મારા સાંજુકા સમ છે ઉગારો, બિદેશવા રે
પંછાયા લખ ટમટમે રે જિયો રે જિયો
ખિસકોલીવન રુમઝુમે રે જિયો રે જિયો

*

ઓ.... ધ્રિમતાના દેરે ના ધિમ, ધ્રિમતાના દેરે ના ધિમ
દેરેનારે ધિમતાના, દેરેનારે ધિમતાના !
એક રાસ્તા હૈ જિંદગી, જો થંભ ગયે તો કુછ નહીં
થંભ્યાં વનનાં હરણઝરણ ને થંભી ઘરઘર નાર
થંભ્યાં વાયુવાદળાં ને થંભી પળપળ લ્હેર
થંભ્યાં પગલાં ગામનાં ને થંભી ડોકી આંખની

*

પિયુજી મોરો આંગણ આયોજી
પિયુજી મોરી આંખણ આયોજી
પિયુજી મોરો કંકણ આયોજી
પિયુજી મોરી ધ્રહુકણ આયોજી
આયોજી આયો જિયરો ઝણઝણમાં
આયોજી આયો જિયરો પાંપણમાં
આયોજી આયો જિયરો પેંજણમાં
આયોજી આયો જિયરો ધ્રહુકણમાં
રામજી ફેરે અંગૂલિયનકો પીઠ પે થપકી દઈદઈને....
મૈં જાગું ખિસકોલીવનમેં નિંદર ઝબકી રહીરહીને....
જાગું તબ ઈક નાદ સૂનું રિ નાદ ભયી મૈં ખુદ
મગન મંજીરા લેકર નાચું
ધ્રિમ
તાનાતન,
તાનાતન, ધ્રિમ તાનાતન
ધ્રિમ
તાનાતન,
તાનાતન, ધ્રિમ તાનાતન

*

યશવંત શુક્લ

# છ ચિનગારી

## ૧. ઇતિહાસ એ ખાદ્ય છે, ખાતર નથી

સંસ્કૃતિનું હાર્દ સમજાવતાં આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરે 'ઇતિહાસ એ ખાતર છે, ખાદ્ય નથી.' એવું વાક્ય એક સ્થાને લખ્યું છે તે મારી સ્મૃતિમાં બરાબર છપાઈ ગયું છે. આ ટૂંકા અને ચોટદાર વાક્યમાં ખાદ્ય અને ખાતરનાં બે પ્રતીકો દ્વારા અર્થની એક સુંદર આકૃતિનુ નિર્માણ થયું હોવાથી એનો અર્થવિસ્તાર કરવા અથવા એનો આધાર લઈને મારી સમજ સ્પષ્ટ કરવા હું લોભાયો છું.

આ વાક્યમાં કાકાસાહેબે 'ઇતિહાસ' શબ્દ ઇતિ હ આસ—આમ જ હતું—એ મૂળ અર્થમાં, એટલે કે ભૂતકાળના અર્થમાં, પ્રયોજેલો છે એ કહેવાની જરૂર ભાગ્યે જ રહે છે ભૂતકાળ એ ખાતર છે, ખાદ્ય નથી એમ પણ એક બીજે સ્થાને એમણે કહ્યુ હોવાનુ મને સ્મરણ છે. પણ ભૂતકાળને માટે જેમ 'ઇતિહાસ' શબ્દ પ્રયોજાય છે તેમ ભૂતકાળના જ્ઞાનને માટે પણ 'ઇતિહાસ' શબ્દ પ્રયોજાતો આવ્યો છે. એટલે એક જ શબ્દના બે ભિન્ન અર્થોની સેળભેળ થઈ ન જાય એની ચોખવટ કરવાની જરૂર છે.

સત્યશોધનની પ્રવૃત્તિ અને સત્યનિર્ણયની પદ્ધતિ તરીકે 'ઇતિહાસ' શબ્દ પ્રયોજાય છે ત્યાં ઇતિહાસ એક વિદ્યાપ્રવૃત્તિ, એક જ્ઞાનશાખા છે. હકીકતનું સત્ય એ ઇતિહાસનું લક્ષ્ય છે. હમણાં જ આપણા સુપ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ પ્રો૰ રસિકલાલ પરીખે વ્યાખ્યા કરી તે મુજબ ઇતિહાસ એ અવશેષો ઉપરથી અનુમાન તારવનારી વિદ્યા છે, ભૂતકાળના અવશેષો ઉપરથી અનુમાનો તારવીને તેમના સંયોજન દ્વારા હકીકતના સત્ય સુધી અને વ્યાપક જીવનની સત્યમૂલ પ્રતીતિ સુધી પહોંચાડનારી વિદ્યાપ્રવૃત્તિ સ્વયં એટલું ઉપકારક છે કે આચાર્ય કાકાસાહેબ કાલેલકર જેવા વિદ્યોપાસક એની સામે લગભગ ચેતવણી જેવું વાક્ય ઉચ્ચારે એ અસંભવિત છે.

ઇતિહાસ અથવા ભૂતકાળ એ ખાતર છે, ખાદ્ય નથી એ અવિસ્મરણીય વાક્યમાં ભૂતકાળનો મહિમા સ્થાપવાની સાથોસાથ એની મર્યાદા પણ ચીંધી બતાવવામાં આવી છે. આપણે પ્રતીકોનો જ અર્થવિસ્તાર કરીએ તો ખાતર એ વાવેતરનું ઉપકારક દ્રવ્ય હોવા છતાં ભોજનમાં જેમ આપણે તેનો ઉપયોગ કરતા નથી તેમ ભૂતકાળ એ જીવનવિકાસમાં ઉપકારક હોવા છતાં આપણે કેવળ ભૂતકાળને આધારે જીવી શકતા નથી. કાકાસાહેબનું વિધાન ભૂતજીવીઓ માટે ચેતવણીરૂપ છે.

માનવસંસ્કૃતિ એ ચલાચલ તત્ત્વોની, ગતિ સ્થિતિની અકળ લીલા છે. માત્ર ગતિ વિનાશક છે, માત્ર સ્થિતિ આત્મઘાતક છે. ગતિ અને સ્થિતિનો સંવાદ એ જ જીવન છે. માનવસંસ્કૃતિ એ માનવની સાહસિકતાનું, તેના પુરુષાર્થનું તેની ગતિનું સર્જન છે. પણ સ્થિતિસ્થાપક બળોનું નિયંત્રણ ગતિ ઉપર છે તેથી તો સંસ્કૃતિ આકાર ધારણ કરી શકી છે. માત્ર ગતિ વાયવ્ય છે. એને મર્યાદામાં રાખીને એને

આકાર બાંધનાર તત્ત્વ તે સ્થિતિ છે. ભૂતકાળના અનુભવો નવા વિચારની ગતિને વશમાં રાખે તે જીવનસાતત્ય અને જીવનવિકાસ ઉભયને માટે આવશ્યક એવી પ્રક્રિયા છે. આ અર્થમાં ભૂતકાળના અર્કરૂપ અનુભવ તે જીવનપોષક ખાતર છે.

પણ મનુષ્યને જેમ નવાં સાહસો માટેનો તલસાટ હોય છે તેમ પરિચિત વિશેની વિલક્ષણ આસક્તિ પણ હોય છે. ભૂતકાળ એ કાળનો પરિચિત ખંડ છે અને અપરિચિત ભવિષ્યના ભયે વર્તમાનમાં ભૂતને ખેંચી લાવીને વર્તમાનમાં ભૂતની પરિચિત આકૃતિ નીરખીને સુરક્ષિતતાનો અનુભવ કરવાની મથામણ માણસ કરતો હોય છે, માબાપ સંતાનોને પોતાના જેવાં બનાવવા મથે છે, એક પેઢી બીજી પેઢીને પોતાના જેવી બનાવવા મથે છે.

પણ તોયે જીવન ભવિષ્ય તરફ અવિરામ વહ્યા કરે છે. ઇતિહાસનું–ભૂતકાળના અનુભવનું–પુનરાવર્તન સંભવતું જ નથી. સ્થળ અને કાળનો સંદર્ભ બદલાતાં અનુભવનું સ્વરૂપ પણ બદલાય છે અને અનુભવ અને વિચારના આઘાતપ્રત્યાઘાતને લીધે કાર્યનું સ્વરૂપ અને જીવનનું સ્વરૂપ બદલાય છે. જીવનનું સ્વરૂપ નિત્ય બદલાતું હોય ત્યારે ભૂતકાળનું એવું કયું સ્વરૂપ એના વર્તમાનને પૂરેપૂરું મળતું આવે એવું બની શકે?

ભવિષ્ય તરફ અનવરત વહ્યા કરતા જીવનને માટે ભૂતકાળ બોધરૂપ હશે, દષ્ટાન્તરૂપ હશે, ઉપકારક હશે, પણ સર્વથા અનુકરણીય તો ન જ હોય. એ ખાતર હોય, પણ ખાદ્ય તો ન જ હોય.

## ૨. સૌન્દર્યો પી —

'નખી સરોવર ઉપર શરત્પૂર્ણિમા' એ શીર્ષકે કવિ શ્રી ઉમાશંકર જોશીનું સૉનેટ તેમના 'નિશીથ' કાવ્યસંગ્રહમાં પ્રગટ થયું છે, જો કે એ રચાયું હતું ઘણું વહેલું. આબુનાં ગિરિશિખરોની વચ્ચે આવેલા આ પ્રશાન્ત મનોહર સરોવર ઉપર કિરણવર્ષા કરી રહેલા શરત્પૂર્ણિમાના ચંદ્રે સરજેલી સૌન્દર્યશ્રીએ કવિહૃદયમાં પ્રગટાવેલાં સ્પંદનો આ સૉનેટમાં ઝિલાયાં છે, પણ સૉનેટની છેલ્લી પંક્તિ તો અર્થાન્તરન્યાસનું ઉત્કૃષ્ટ દૃષ્ટાન્ત બની શકે એવું કાવ્યભાવનાનું પ્રકટીકરણ છે.

'સૌન્દર્યો પી' એમ કવિએ કહ્યું, ''સૌન્દર્ય પી' એમ ન કહ્યું, એમાં કોઈ ખાસ અર્થ અભિપ્રેત હશે કે પછી છંદની જરૂરિયાત માટે એકવચનનું બહુવચન કરવું હશે? કવિનું પ્રયોજન ગમે તે હોય, મને તો બહુવચનનો પ્રયોગ સાભિપ્રાય લાગ્યો છે. આ જગતમાં સૌંદર્યના જે વિવિધ પ્રકારો છે. એ સર્વનો આસ્વાદ લેવાની હિમાયત કરવા માટે કવિએ બહુવચનનો પ્રયોગ કરેલો છે એમ માનવાનું મને ગમે છે.

સૌંદર્યનો માત્ર ઉપલક પરિચય–માત્ર ઉપર-ચોટિયો સ્પર્શ–કવિને અભિપ્રેત નથી. કવિ સૌંદર્યો પીવાનું કહે છે, અર્થાત્ એને ઘટમાં ઉતારવાનું, આત્મસાત્ કરવાનું કહે છે. પોતાની પ્રત્યે ક્ષણિક કૃપાદૃષ્ટિ કરનાર ઉપર સૌંદર્ય કૃપાદૃષ્ટિ કરતું નથી. એ પ્રણયીની આરાધના વાંછે છે, ગંભીર અને ઉત્કૃષ્ટ અભિમુખતા એ તેની મુખ્ય શરત છે. સૌંદર્ય પીવું એટલે સૌંદર્યમાં તન્મય થઈને તેનો ઘટમાં સાક્ષાત્કાર કરવો.

આ પ્રકારે સૌંદર્યની વિવિધતાનો ઘટમાં સાક્ષાત્કાર કરનારી સંવેદનશીલતા એટલી બધી ઉત્કટ હોય છે કે કોઈ પણ પ્રકારનો આયાસ કર્યા વિના, સહજ ભાવે, આપમેળે એને આશ્રય આપનારું હૃદય વહેતું થાય છે, ગાતું થાય છે. વર્ષાનાં પાણી પીને કોતરો અને કરાડોમાંથી ઝરણાં વહેતાં થાય તેમ

સૌંદર્યો પીવાથી ઉરઝરણાં પણ આપમેળે જ કલનાદે વહી જાય છે એને માટે ખાસ કશો પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી, એવું કવિનું અહીં વક્તવ્ય છે. આ પંક્તિમાં કહેવાયું છે તેમ કાવ્ય એ સૌંદર્યાનુભવનું જ સહજ આવિષ્કરણ છે.

કલાસર્જનની પ્રક્રિયાનો એક મોટો સિદ્ધાંત આટલી એક પંક્તિની સંકડાશમા પણ મનોરમ રીતે સૂચવાયો છે. એ કાવ્યની રીતે સૂચવાયો છે, એટલે વાદપ્રતિવાદ માટે એનો ઉપયોગ કરવો ઘટારત નથી. સ્વ. બલવંતરાય ઠાકોરે પણ એમના 'ભણકારા' નામના સૉનેટમાં લગભગ આ રીતે જ કલાસર્જનની પ્રક્રિયાનું નિરૂપણ કર્યું છે :

ત્યાં સૂતેલો લવુ નવલ અર્ધા અનાયાસ છંદ,
કે ડોલંતી ગતિ પર સજૂં બીનના તાર મંદ,
તેમાં આ શી–રજની ઉરથી, નર્મદા વ્હેનમાંથી,
સ્વર્ગંગાની રજત રજ, કે વાદળી ફેનમાંથી,
—પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નિતરી નિગળે અંતરે શીય, સેહની!

શાંત રેવાનાં વારિમાં નાવ ચાલે છે, આથે વૃક્ષો નિદ્રામાં જ પ્યાં છે, કુસુમવસને જ્યોત્સ્ના લપાઈ છે, મંદ મંદ વાયુ વાય છે. એવે પ્રકૃતિના સૌંદર્યસ્પર્શી કવિ 'નવલ અર્ધા અનાયાસ છંદ' લવે છે. અહીં 'અર્ધા' વિશેષણ અનાયાસની સાથે જાય છે કે છંદની સાથે જાય છે તેની ચર્ચા નહીં કરીએ કાવ્યપ્રક્રિયા છેક જ આયાસરહિત હોઈ શકતી નથી એનું સૂચન આ અર્ધા વિશેષણથી થાય છે એમ કોઈ અર્થ કરી બતાવે તોપણ પ્રતિવાદના આશય વિના એટલું જ કહીશ કે હમણાં જે પદ્યનું મેં પઠન કર્યું તેનો આખો ભાવ શું સૂચવે છે?

છતાં પ્રતિવાદ કરી તો શકાય કે મહાકાવ્ય, આખ્યાન, ખંડકાવ્ય વગેરે, જેમાં વૃત્તાન્તનિરૂપણ થયું હોય એવા કાવ્યપ્રકારો અથવા તો જેમાં જીવન–સિદ્ધાંતો નિરૂપવા શક્ય હોય એવા કાવ્યપ્રકારો શું આપમેળે સરજાય છે? એ શું અનાયાસછંદો હોય છે? નહીં જ. પણ તેથી સિદ્ધાન્તને બાધ આવતો નથી. જે છાની બાની કવિના અંતરને ભીંજવીને તેમાંથી નીતરે છે એટલે કે એક વાર વહેતી થાય છે તેના સમગ્ર પરિવારને સાદ કરીને તેડાવી લેવાનું કવિને માટે પછી તો ઘણું આસાન હોય છે.

પણ કાવ્યસર્જનની પ્રક્રિયા કોઈ એક જ સિદ્ધાન્તથી સમજાવી શકાય એમ નથી. વળી અનાયાસે, આપમેળે, અદમ્ય અંતઃપ્રેરણાને વશવર્તીને અકૃત્રિમ રીતે સરજાયેલા કાવ્યનું આપણે ગૌરવ કરીએ ત્યારે પણ ઉપલક રીતે જોતાં જે અનાયાસ, અકૃત્રિમ, લીલામાત્રેણ રચાયેલું લાગે છે તેની પાછળ કવિની સિસૃક્ષા ઉપરાંત જીવનભરની સાધના પડેલી હોય છે.

'સૌન્દર્યો પી' એમ કવિએ ભલે ફક્ત બે શબ્દોમાં કહ્યું, પણ પીનાર પર તો એથી સૌન્દર્યસાધનાનું મોટું કર્તવ્ય આવી પડે છે.

### ૩. સૌન્દર્ય બનવું પડે

અંગ્રેજી ચોથી ચોપડીમાં ભણતો હતો, ત્યારે કલાપીનું સુપ્રસિદ્ધ કાવ્ય 'શિકારીને' ભણવામાં આવેલું. એમાં આ પંક્તિ આવી હશે કે 'સૌન્દર્યો પામતાં પહેલા સૌન્દર્ય બનવું પડે.' ત્યારે શિક્ષકે એ શી રીતે સમજાવી હશે તે અત્યારે બરાબર યાદ સુધી આવતું. કોઈ ઊંચો આદર્શબોધ સ્થાયી સંસ્કાર મૂકી ગયો નહોતો એ તો યાદ નથી આવતું તેટલું કહેવામાં કહેવાઈ જ જાય છે પણ એ કાવ્યે જરાક વધારે ધ્યાન ખેંચ્યું ત્યારે આ પંક્તિ લખવામાં કલાપીએ કંઈક ભૂલ તો નહિ કરી હોય ને, એમ

ભ્રાંતિ થયેલી. જો એણે એમ લખ્યું હોત કે 'સૌન્દર્યો પામતાં પહેલાં સુન્દર બનવું પડે' તો તો અર્થ સહેલાઈથી ગ્રહણ કરી શકાયો હોત, અથવા સહેલાઈથી ગ્રહણ કરી શકાય છે એમ લાગ્યું હોત. જોકે તેમાંયે સુંદર એટલે શું, સુંદર બનવું પડે એટલે શું, ક્યારે સુંદર બન્યા કહેવાઈએ એ તે વગેરે પ્રશ્નો ઊભા જ હોત. પણ કલાપીએ તો એથી – એથીયે આગળ વધીને 'સૌન્દર્ય બનવું પડે' તેમ કહ્યું. એ શું છંદ તૂટે નહિ એ માટેની ત્રેવડ હતી કે સૂક્ષ્મ અર્થ તાકવાની કોઈ આકસ્મિક પ્રક્રિયા હતી ?

કલાપીને કોઈ અસ્પષ્ટતા અર્થને નામે દમતી નહોતી, એ વિશે આજે મારા મનમાં કશી અસ્પષ્ટતા નથી. 'સૌન્દર્ય પામતાં પહેલાં સૌન્દર્ય બનવું પડે' એ ગુજરાતી સાહિત્યના આભૂષણ જેવી પંક્તિ શબ્દ અને અર્થ બન્ને દૃષ્ટિએ કૃતાર્થ કરનારી પંક્તિ છે.

જો મજાકમાં જ કહેવું હોય તો 'સૌન્દર્ય પામતાં પહેલાં સૌન્દર્ય બનવું પડે' એમ કહેવામાં કલાપીએ કશું જ કહ્યું નથી એમ કહી શકાય. નડિયાદ પહોંચવા માટે નડિયાદ જવું પડે એમ કોઈ કહે તેના જેવી એ પંક્તિ છે પણ એ જ તો એની ખૂબી છે. એનું રહસ્ય જેટલું પ્રાપ્તિ નહિ તેટલું પ્રક્રિયામાં સમાયેલું છે. પેલી મજાકનું જ પૃથક્કરણ કરું તો નડિયાદ પહોંચવા માટે નડિયાદ જવા માટે પ્રવૃત્ત થવું પડે છે. એટલી સાધના ન હોત તો નડિયાદની પ્રાપ્તિ શક્ય નથી. એ જ સ્થૂળ વાતનો સૂક્ષ્મ અર્થ ઘટાવતાં સમજાશે કે સૌન્દર્યો પામતાં પહેલાં સાક્ષાત્ સૌંદર્ય બનવા માટેની સાધના કરવી પડે છે. બધું જ અસુંદર ઓગાળી નાખીએ, સૌંદર્યમય બની જઈએ, ત્યારે સૌંદર્યપ્રાપ્તિનો અધિકાર મળે. પણ સૌંદર્ય બનવું અને સૌંદર્યમય બનવું એમાં પણ ભેદ રહેલો છે. જ્યારે સૌંદર્યમયતા અને સૌંદર્યનો ભેદ વિગલિત થાય, ત્યારે જ સૌંદર્ય પમાય. એટલો સૂક્ષ્મ ભેદ ટક્યો હોય, ત્યાં સુધી સૌંદર્યપ્રાપ્તિમાં દર્ણાપૂર પણ ન્યૂનતા રહે. પણ સૌંદર્ય બની જઈએ તે પછી પ્રાપ્તિનું અલગ ભાન રહે નહિ. ત્યાં તો ધ્યાતા-ધ્યેય સમરસ વહે.

કાવ્યમાં નિર્દિષ્ટ શિકારી જો પંખીને પકડે, તો તો એને પંખીનું સ્થૂળ શરીર જ પ્રાપ્ત થાય. તે પંખી નથી, અથવા પૂર્ણપણે પંખી નથી જે પંખીએ શિકારીને ગાનથી આકર્ષ્યો છે તે પંખીનું ગાન અસ્પર્શ્ય છે, એ હૃદયમાં ઝીલવાનું છે. એટલે જ સૌંદર્યની સૂક્ષ્મ પ્રતીતિ માટે કવિએ શિકારીને ઉપદેશ આપ્યો છે કે —

> 'પંખીને પામવાને તો
> છાનો તું સુણ ગાનને;
> પંખી તેના પ્રભુ સાથે
> હૈયામાં મળશે તને.'

પંખીનું જે આકર્ષક તત્ત્વ છે તે હૈયામાં પામવાનું છે તે માટે આક્રમકતા, સ્થૂલ પ્રવૃત્તિ, ભોગનો પ્રાકૃત ખ્યાલ અને ધાંધલ એ નકામાં સાધનો છે. સાધકે જંપી જવાનું છે; છાના ઊભા રહેવાનું છે; પંખી પ્રત્યે, તેના ગાન પ્રત્યે, અભિમુખ થવાનું છે; એ માટે નમ્રતા ધારણ કરવાની છે; ઔત્સુક્ય જે તાલાવેલીમાં પરિણમે તે ઢાંખવવાનું અને રહસ્યનો ધીમેથી અવબોધ કરવાનો છે. ત્યારે પંખી મળે અને તે પણ એકલું પંખી ન મળે. પંખી એના પ્રભુ સાથે, એના ચૈતન્ય સાથે મળે; અને હાથમાં ન મળે, હૈયામાં મળે.

કવિ નાનાલાલે ગાયેલું ફૂલડા કટોરી'માં કે—
'અમૃત અંજલિમાં નહીં ઝીલું રે બહેન!' કારણ?
'અંજલિમાં ચાર ચાર ચારણી રે, બહેન,
અંજલિએ છૂંદણાના ડાઘ '

મહત્ત્વ સમજાવવું પડે એમ નથી. રિવાજ તોડવામાં અભિમાન લેનારાઓ પણ બધા રિવાજો તોડી શકતા નથી અને જ્યાં રિવાજ તૂટે છે ત્યાં પણ ઉપલક જ તૂટે છે; જેમ કે આપણે બોલીએ છીએ તે ભાષા, એના અર્થસહિત, રિવાજની વેણ છે. ભાષાનો રિવાજ તોડીએ તોપણ ભાષા દ્વારા જ તૂટી શકે!

તેમ છતાં વહેતા જીવનને માટે હરેક જમાને પાળો તોડવી જરૂરી બને છે. તે વખતે પણ વિચાર-વિવેકપૂર્વક એ તોડવાની હોય છે, જેથી એ અધેથી ન તૂટે. ખરેખર તો પાળો તોડવાની નથી હોતી, પણ નવી જોડવાની હોય છે. પણ જોડવા માટે તોડવું જરૂરી બને છે. આમ રિવાજ સાચવીને રિવાજ બદલવાથી, રિવાજના કૂવામાં તરવાથી જીવનસાતત્ય અને જીવનનું સંશોધન બનેને અનુકૂળતા મળી રહે છે. રિવાજનો આવો અર્થ નહીં ઘટાવનારા આત્મ-ઘાતકો છે. રિવાજને વળગી રહેનારા અને રિવાજ-માત્રને તોડવાની મનોદશા ધરાવનાર બંને આત્મ-ઘાતકો છે–એક રિવાજના કૂવામાં ડૂબી મરે છે અને બીજો રિવાજના પાણીને કાંઠા ઉપર છલકાવીને બધાને ડુબાડે છે.

## ૫ અનુભવ અને પ્રતીતિ

૧૯૨૯માં 'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઇફ' એ શીર્ષકે સ્વ. ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને પોતાનાં હિબર્ટ વ્યાખ્યાનો પ્રસિદ્ધ કર્યાં તેમાં કદાચ એમની કેન્દ્રીય શ્રદ્ધા વ્યક્ત થયેલી છે એ પછી એમણે જે કાંઈ લખાણ કર્યું છે તેમાં આ પાયાની શ્રદ્ધાનાં જ અનુરણનો વિવિધ છટાઓથી પ્રગટ થયેલાં છે. 'આઇડિયાલિસ્ટ'નો ગુજરાતી પર્યાય આમ તો આદર્શવાદી એવો થઈ શકે, પણ કદાચ એ શબ્દનો અર્થ સાંકડો પડશે. 'આઇડિયા' શબ્દને માટે 'વિચાર' શબ્દ પાંખો લાગતાં સ્વ. બ. ક. ઠાકોરે 'પ્યર્થ' પર્યાય

છતાં સમકાલીન જગતના મહાપ્રશ્નો વિશેનાં ઉચ્ચારણોમાં ડૉ. રાધાકૃષ્ણનની મેધાનો અને મહત્તાનો જે કાંઈ પરિચય મળે છે તેનું મૂળ તેમની શ્રદ્ધામાં રહેલું છે.

**૬. હોવામાંથી થવું—**

જીવનભરના સ્વપ્નસેવી તરીકે પોતાને ઓળખાવનાર ફ્રેંચ સાહિત્યસ્વામી રોમાં રોલાંએ 'અંતર્યાત્રા' એ શીર્ષકે પોતાના અંતસ્તત્ત્વના શિલ્પીઓની અનુભવવાર્તા આલેખી છે, તેમાં નોંધ્યું છે : 'જીવન એક ધનુષ્ય છે અને તેની પ્રત્યંચા સ્વપ્ન છે : પણ ક્યાં છે ધનુર્ધર ?'

સદ્‌ભાગ્યે રોમાં રોલાંના જીવનધનુને ટંકારનારો બાણાવળી એમને વહેલો પ્રાપ્ત થયો હતો. રોલાં નોંધે છે કે,

'તે પછી ભાગ્યે જ એવી પળ વીતી હશે જેમાં મેં એને વિસાર્યો હોય. ઈશ્વર એટલો જ જાણે છે કે મેં કેવાં કેવાં સ્વપ્ન સેવ્યાં છે. મારું આખું જીવન એક સ્વપ્ન છે. મારો પ્રેમ, મારાં કાર્યો, મારા વિચારો મેં સ્વપ્નરૂપે સેવેલાં છે : રાત્રે જ્યારે ઊંઘતો ન હોઉં ત્યારે, અને દિવસે દિવાસ્વપ્નોમાં.'

સ્વપ્ન, મનીષીનું નિગૂઢ સંવેદન, સર્જકનું અંતરવલોણું ઈશ્વરનો કૃપાપ્રસાદ હોય તો જ મોક્ષ સાધીને કલાકૃતિમાં પરિણમે છે. રોલાં અન્યત્ર નોંધે છે : 'પણ પસંદ કરવાનું આપણા હાથમાં નથી. આપણું નિર્માણ આપણે માટે પસંદગી કરી આપે છે. આપણું ડહાપણ તો એ પસંદગીને યોગ્ય નીવડવા માટેના પુરુષાર્થમાં રહેલું છે, પછી એ પસંદગી ગમે તે હોય.'

આ પ્રપત્તિ તે રૂઢ ધર્મે પ્રેરેલી આસ્થાનો પ્રકાર નથી કે નિયતિ આગળ મનુષ્ય પામર અને અસહાય છે, એનો એકરાર પણ નથી. મનુષ્યના વૈશ્વ સંદર્ભ વિશેની એ એક તાત્ત્વિક દૃષ્ટિ છે. બાકી રૂઢ ધર્મનો રોલાંએ ક્યારેય ખપ કર્યો નથી. જીવનના અસહ્ય આઘાતો જીરવવાના આવ્યા ત્યારે જેના અણખૂટ વાત્સલ્યમાંથી રોલાંએ મોટી વયે બાળકની માફક હૂંફ મેળવી હતી અને પોતાના આંતરજગતની એક વિધાત્રી તરીકે અહોભાવપૂર્વક જેનું આલેખન કર્યું હતું તે પોતાની વહાલસોઈ માતાને દૂભવીને પણ રૂઢ કેથલિક ધર્મને પંદર-સત્તરની વયે રોલાંએ નકાર્યો હતો. એમની જ વાણી સાંભળીએ :

"નકાર એ હકારના જેવું જ જીવનનું પ્રબળ ઉચ્ચારણ છે. જુઠાણું એ મૃત્યુ છે. આત્મવંચના એ ચૈતન્યની ખોડ છે.

"જીવનની પ્રત્યેક ક્ષણે અને પ્રત્યેક પ્રસંગે સંપૂર્ણ અને સતત એવી ભાવની સચ્ચાઈથી મેં મારો સંપૂર્ણ મોક્ષ સાધ્યો હતો. રાગ કે દ્વેષથી, વાસના કે ભયથી, ચૈતન્યની અભીપ્સાથી કે જીવનના થાકથી, અરે, ભયનો માર્યો દુનિયા સાથે બહાદુરીભર્યો કે નિખાલસ વર્તાવ કર્યો નહોતો ત્યારે સુધ્ધાં મેં મારી જાતને છેતરવાનો પ્રયત્ન કર્યો નથી. હું જ મારા છળનો વિષય બન્યો નથી.

"મારી મુગ્ધતાના આ કાળમાં જ્યારે ઈશ્વર વિના હું ડૂબતો હતો ત્યારે મારું પહેલું બળવાન કાર્ય તે ધર્મને છેડો ફાડી આપવાનું હતું. એ મારું અત્યંત ધાર્મિક એવું કાર્ય હતું...

"ન માનવું એ પણ માનવાનો જ એક પ્રકાર છે."

"અદ્‌ભુત મોક્ષ ! કોણ એ સમજાવી શકશે ? આખા જીવનનું રહસ્ય ત્યાં કેન્દ્રિત થયું છે : સર્જક આઘાતમાં. હું સરજું છું એનો અર્થ જ હું જીવું છું. શ્વાસ ધરવો એ જીવન નથી. જીવવા માટે ગતિમાં આવવું પડે છે." એક પાત્રમુખે રોલાંએ કહેવડાવ્યું છે તેમ, "કાર્ય કરવા માટે મારે કોઈ આશાની જરૂર નથી, નેમ મથ્યા રહેવાને માટે સાફલ્યની પણ જરૂર નથી." न मे कर्मफले स्पृहा નો જ જાણે કે પડઘો પડ્યો.

વિશાળ વિશ્વચેતના સાથે ઐકાત્મ્ય અનુભવવાના જે ત્રણ પ્રસંગો 'અંતર્યાત્રામાં' રોમાં રોલાંએ આલેખ્યા છે તેમાં યુરોપિયન કૃષ્ણ તરીકે જેને પોતે બિરદાવ્યો છે તે સ્પિનોઝાના તત્ત્વજ્ઞાનનો ઉલ્લેખ કરેલો છે. સ્પિનોઝાએ વર્ણવેલી રસસમાધિનો રોલાં ભોક્તા છે. સ્પિનોઝા કહે છે :

"આનંદ એ એવો પ્રબળ ઉદ્રેક છે, જે શરીરની શક્તિઓને ઉત્તેજે છે અને વિકસાવે છે. આનંદ શુભ છે આનંદોલ્લાસનો કોઈ અતિરેક સંભવતો જ નથી, કેમ કે એ શુભ પદાર્થ છે હાસ્ય એ આનંદનો આવિર્ભાવ છે. એનો પણ અતિરેક સંભવતો નથી. જેમ આનંદ વધારે તેમ પૂર્ણત્વ વધારે. ખાદ્ય પદાર્થો, વિવિધ સુગંધો, રંગો, સુંદર વસ્ત્રો, સંગીત, વિવિધ ક્રીડાઓ, સુંદર દશ્યો એ સઘળું અન્યને હાનિ પહોંચાડ્યા સિવાય માણી શકાય તેટલું માણો.

"જીવનમાં જે કંઈ છે તેનો ઉપયોગ શોધી કાઢો અને તેને યથેચ્છ ભોગવો. બીજાંઓની સાથે એકરૂપ થાઓ અને તેઓ પણ પરસ્પર એકરૂપ થાય તે માટે પ્રયાસો કરો, કેમ કે એકરૂપતાની પ્રક્રિયા શુભ છે. તમારા આનંદોની બીજાઓને લહાણી કરો સમસ્ત પ્રકૃતિ સાથે સંકલ્પપૂર્વક એકતા સાધો."

સ્પિનોઝાની આ તત્ત્વવાણીનો ધર્માનુભવ રોલાંની આત્મવિકાસની યાત્રાનું પાથેય બની રહ્યો હતો. પૂર્વ અને પશ્ચિમના સાંકડા ભેદો પરહરીને આખા વિશ્વને નીડરૂપે અનુભવવાનું એ નિમિત્ત બન્યો હતો. રોલાંએ એક સ્થળે નોંધ્યું છે કે, "મારું સમસ્ત જીવન મનુષ્ય-જાતિનું ઐક્ય અને મેળ પ્રગટાવવામાં મે નિછાવર કરેલું છે." વળી કહ્યું છે : "આતંકથી પીડાતું યુરોપ, જેણે પોતાની નિદ્રા હરામ કરી છે, તેના હોઠ શાશ્વતતાના રક્તથી ભીંજવવાને હું ઉત્સુક છું."

આ હતી રોલાંની સર્જનપ્રેરણા. એ લખે છે :

"હું કોઈ શબ્દવિલાસી નથી. કુંઠિત વાચકો પોતાની સાનભાન ગુમાવે તે માટે હું લખતો નથી; પણ તેઓ પોતે પોતાને, પોતાના સત્ય સ્વરૂપને, અસત્યના અંચળા વિનાના નગ્ન અને શુદ્ધ સ્વરૂપને પામે તે માટે હું લખું છું."

જે યુગમાં વિજ્ઞાન કળામાં રૂપાન્તરિત થઈ રહ્યું છે તે યુગમાં રોલાં જીવી ગયા. લાંબું મનનશીલ જીવન એ એક સાહસ છે એમ કહેનારે એ સાહસની પરિણતિ જેવી અનેક કલાકૃતિઓ સરજી. અનેક પાસાંવાળો જીવંત વિચાર વિરોધોને પણ આવરી લે છે અને એ માટીમાંથી સંવાદની સૃષ્ટિ સરજે છે. પોતાના આંતરવિરોધોને, દ્વૈતને, શમાવવાને મથનારા રોલાંએ વૈભવી આંતરસૃષ્ટિ રચી હતી, અને જીવનના ઝંઝાવાતો અને ક્લેશની મધ્યમાં ઊભા રહીને પણ પ્રેમ અને શાંતિનો મુદામય પારાવાર અનુભવ્યો હતો. એવા સાધકને અને ભારતમિત્રને તેમની જન્મશતાબ્દી પ્રસંગે હૃદયની ભાવાંજલિ સમર્પી કૃતાર્થ થાઉં છું.

[તાજા જ પ્રગટ થયેલ નિબંધસંગ્રહ 'કેન્દ્ર અને પરિઘ'માંથી]

ચિનુ મોદી

# સિંદૂરનું પડીકું

શનિવારની સાંજે, ઓચ્છવલાલ સિંદૂરનું પડીકું ગજવે ઘાલે, ફ્રીજ શાકભાજીને રાખે એમ આસ્થાને મનમાં તાજી તાજી રાખે અને પછી પોટલિયા તળાવની પાળે આવેલા હનુમાનજીના મંદિરે પહોંચી જાય. આમાં મીનમેષ ફેર ન પડવા દે અને ફેર પડવા પણ કેમ દેવાય? ઓચ્છવલાલ ઘણીવાર જાત સાથે મોટેથી આ બાબતે વાત કરે ત્યારે કહે જ કે બચાડા હનમાનજીને આપણે દર શનિવારે મળવાની ટેવ પાડીએ ને પછી જઈએ જ નંઈ એ તો કેમ ચાલે? એ બચાડાની જીભ શલ્યાની થઈ ગઈ એટલે આપણે ચડી વાગવાનું? એં, આ હનમાનદાદા ચામડાની જીભે એક વાર જ હૂ...પ કરતાં ને તો દશમાથાળાના ય હાંજા ગગડી જતા, આ તો બચાડાની જીભ શલ્યાની થઈ ગઈ એટલે આપડે એક માથાળાએ એંકાર કરવાનો? પણ કહેનારે કહ્યું છે ને લે, કે

**ઘરડા માંદા સિંહની સામે બેસી કાગ,**
**પડકારા એવા કરે, જાણે પોતે વાઘ.**

પણ, આપડે એવા નંઈ. હનમાનજીની અદબ રાખવાની એટલી રાખવાની. શનિવાર આવે, સાંજ પડે એટલે ખાંખત રાખીને સિંદૂર વેકાતું લઈ, હનમાનજી પાંહે પોકી જ જવાનું.

આવી ઊંડી સમજ ધરાવતા ઓચ્છવલાલ શનિવાર સાંજે હનમાનજીને મંદિરે જાય. મંદિરમાં પેસતાં પહેલાં, ખાદીહાટની એમની ચંપલોને સાચવીને એક એવા ખૂણામાં મૂકી આવે કે જ્યાં કોઈનું ધ્યાન જાય જ નહીં ને. એક જાતની જીવને ચંપલ માટે નિરાંત થાય ત્યાર પછી જ ઓચ્છવલાલ મંદિરમાં અડવાણા પગે જાય. મંદિરની જમણી બાજુએ મોટું નગારું–એને હળવેથી થાપટ મારે અને પછી મોટેથું નાની ઘંટડીને અસ્સલ સૂરીલી રીતે વાજતી કરે આમાંય કોઈ મીનમેષ ફેર ના પડવા દે. આ બાબતે પણ ઓચ્છવલાલ મનોમન ઘણીવાર વાત કરે અને કહે .

એમાં એવું છે ને લે, જીવ જોડામાં ને મંદિરમાં એ વાત જ ખોટી. જોડા જાય તો જાણે સમજ્યા, પણ, હનમાનજીને એક મીટે જોતાં જોતાં મનમાં જોડા આવી જાય એટલે હનમાનદાદાને તે ઠીક, એમનું તો મોટું મન એટલે વાંધો નંઈ; પણ આપડને ભારે ભૂંડું લાગે ને.

**ફૂલ ખીલેલા બાગમાં, લપાઈ બેઠો નાગ,**
**આંખે દેખ્યો કે તરત ચરણો કહેતાં: 'ભાગ'.**

ફૂલોના ઢગલામાં નાગ જેવા લાગે જોડા, શું લે? એટલે ચંપલ તો સાચવીકરીને કોઈની નજરે ના ચઢે એમ મૂકી જ દેવાનાં અને પછી નિરાંત કરેલા જીવે હનમાનદાદાને ટીકી ટીકીને જોવાના. આડે જોડા ના આવવા જોઈએ. અને મંદિરમાં જઈએ એટલે મારી વા'લી આંગળીને કંઈ ઉમળકો આવે, કંઈ ઉમળકો આવે. એક જાતના ઓરતા જ કહો ને તે ખિસકોલી જેમ પટપટ કરતીકને નગારા પર ફરી આવે. એટલેથી ધરવ થાય નંઈ તે ઘંટડી જોઈને અસ્સલ ખાંસાહેબ જેમ ઘૂંટી ઘૂંટીને સૂર કાઢવાની થાય–બાકી આપડી આંગળીઓનું સાલું કહેવું પડે હોં. ઘંટડી જોઈ નથી કે ઝટ કરતીકને સૂરીલી બની જાય–બાકી, આખો દા'ડો તો જમણા હાથની આંગળીઓ પાસે નામું લખાવીએ પણ શનિવારની સાંજે એનો ઠઠ જ બદલાઈ જાય મંદિરમાં જઈને. ના, ના, તમે જ કહો, ઓચ્છવલાલ,

આ હનુમાનદાદાનો ચમત્કાર નહિ તો બીજું શું કહેવાય, હૈ ?

ઓચ્છવલાલનું આ સુખ ભારે જાત સાથે વાત કરે ત્યારે પોતાને પારકા ગણીને જ 'ઓચ્છવલાલ'ના નામે જ બોલાવે. આટલુંય પંડ સાથે પરાયાપણું કેટલા જણ સાચકલી રીતે ભોગવે છે?

**પડછાયાની જેમ જે માને નિજનો દેહ,**
**એ જણને જોતાં જ તે મનમાં વાધે નેહ.**

ઓચ્છવલાલ પોતે પડછાયા જેટલા જ અળગા બની શકે. જાણે પોતાની સાથે નહાવા-નીચોવવાનોય સંબંધ નહીં. પડછાયો કાંટામાં પડે તો કોઈ અરરર કરે? ના કરે. આવું જ જાતથી અલગપણું રાખતા હોવાને કારણે તો પંડ સાથે વાત કરતા, કોક બીજાને કહેતા હોય એમ એ પોતાને 'ઓચ્છવલાલ' કહીને જ બોલાવે પણ, આવું અઘરું અપરું કંઈ વિચારેલું નહીં એમણે, આ બધું તો આપસૂઝે એમનાથી થઈ જાય. પણ, એનું કારણ તો એક જ.

ઓચ્છવલાલને પૂછો તો માંડીને વાત કરતા કહેવાના-મને-તમને-કે બીજા કોઈને નહીં-પોતાને જ કહેવાના: 'એમાં તો લે એવું છે ને કે આ હનુમાનદાદા છે આમ છે છે ને નથી નથી આ આપડી આંખે તો જોયા છે ઈ પથ્થરના જ હનુમાનદાદા, પણ, આપડી આંખો જુએ એથી ઝાઝું તો આપડા મને જોવાનું હોય ને, લે? કોકવાર અમારા આ હનુમાનદાદાના પૂજારી તાપીશંકરને હું ગાડેય લાગુ છું. એ મને કહે: ઓચ્છવલાલ, શનિવારે સાંજે આવી તમે મોડી રાત સુધી હનુમાનદાદા જોડે શું વાતે ચડો છો? ઓહોહો, તમે તે કંઈ ગામગપાટા મારો છો, કંઈ ગામગપાટાં મારો છો આ બચાડા પથરાના દેવને તો એમાં શી ગતાગમ પડે-પણ, સામેવાળો એક હોંકારોય ના ભણતા હોય અને તમે આટલી લાંબી લાંબી વાતું કેમના કરો છો? તઈ હું તાપીશંકરને કહું: લે, આ આપડેય છીએ, છીએ ને નથી નથી. આ હનુમાનદાદાય છે છે ને નથી નથી આ હનુમાનદાદાને તો કોઈએ પથરામાંય અકબંધ રાખ્યા છે-આપડે તો મસાણ ભેગાં થયા નથી કે ચપટીક રાખ થઈને કયાયના કયાંય વેરાઈ જવાના હવે આપડે તો હનુમાનદાદાથીય ચાર પાયરી નીચા. પછી એ હોંકારો ભણે તો જ આપડે વાત કરીએ એવો એંકાર ના, ના, કેમનો રખાય? ચાર પાયરી ઊંચે હોય એ આપડી વાતું સાંભળે ને તોય ઘણું. બાકી મારા શેઠ છે-પૈસામાં આપડાથી એ પાયરી ઊંચા-તોય આપણું ગરીબનું કહેવું એક હરફ સાંભળે નઈ. આ હનુમાનદાદા હોંકારો ના ભણે એટલું જ, બાકી, વાતું તો સાંભળે ને'

આમ આપણા ઓચ્છવલાલ આનંદી કાગડા જેવા. હરખ હરખનું હિન્દુસ્તાન જ સમજો ને. દુઃખને તો અડવા જ ના દે. આવે એવું જ 'હડે' 'હડે' કરીને કાઢી મૂકે. હા, કોકવાર આમ જાય હડકાયું થયેલું દુઃખ ધરાર કરડી જ જાય તો તરત ઉપચાર કરી લે ઉપચાર કરવાનો જાતે જ. આ ઉપચાર કયો? તો એ કહે:

**દુઃખનો એક ઉપાય છે, એનું નામ જબાન**
**જબાનથી દુઃખ કહી દીધે, સુખનો ઊગે ભાણ**

પણ, આ જબાન જેની તેની પાસે ખોલવામાં ઓચ્છવલાલ માને નહીં. કાં તો માહલા સાથે વાત કરી લેવી અને તોય દુઃખ કીધાનો સંતોષ ના થાય તો પછી શનિવાર સુધી, એ વાત મનમાં ભારી રાખવાની અને શનિવારે સાંજે સિંદૂરના પડીકા સાથે જ, અંદરની વાત હનુમાનદાદાને ખોલીને કહી દેવાની તાપીશંકરને તો આની કયાંથી જાણ હોય કે આમ ચામડાની જીભવાળો શબ્દાની જીભવાળા પાસે બધું બોલી નાખે પછી કેવા હળવા ફૂલ જેવા થઈ જવાય છે.

આમ દર શનિવારે ભરેલો કોશ ઠાલવીને, હળવા ફૂલ જેવા થઈ શનિવારે મોડી રાતે ઓચ્છવલાલ ઘેર જતા હોય ત્યારે એમ જ લાગે કે ઓચ્છવલાલની ઉંમરમાં એકસાથે પાંચદસ વરસનો ઘરખમ ઘટાડો થઈ ગયો છે.

મંદિરમાંથી બહાર નીકળી, મૂકેલા ચંપલ અડવાણા પગમાં ઘાલતા કે ઓચ્છવલાલ પોટલિયાની પાળ પાસેથી હવાની હળવાશથી પસાર થાય. પોટલિયાના સ્થિર પાણીમાં લાગ જોઈ, પાળ પરથી માટીની એક ઠીંકરીને સાત ટપ્પા ખાય એમ વેગમાં સનન્ન્ ફેંકે. એકે ટપ્પો ઓછો પડે તો બીજી ઠીંકરી પણ, સાત ટપ્પા ખવડાવે જ છૂટકો

ક્યારેક ઓચ્છવલાલને આમ ટપ્પા ખવડાવવામાં પરસેવો પણ પડી જતો, પરંતુ, ઓચ્છવલાલ કોને કહ્યા ?

**ક્રમ કીધો, ના તોડવો, એ વિરલાનાં કામ,**
**ચીલે ચીલે ચાલતાં, સામું આવે ગામ.**

એવી એમને મનોમન શ્રદ્ધા. અને એટલે પંચાવન વરસે ઠીંકરીને સાત ટપ્પા ખવડાવવાનું, આમ ઘણું અઘરું એવું કામ, એ ખંતપૂર્વક કરતા. હનમાનદાદા સાથે જેવો શનિવારનો મળવાનો નિયમ, એવો જ આ પોટલિયા તળાવથી પાછા વળતા, ઠીંકરીને સાત ટપ્પા ખવડાવવાનોય નિયમ.

આમ, આપડા ઓચ્છવલાલની શનિવારની સાંજે પસાર થતી હતી. એક જ ક્રમમાં અને છતાં ઉલટભેર. ના ટાઢ રોકી શકે, ના વરસાદ. શનિવારે સાંજ પડચે હનમાનદાદા પાસે જવાનું, એટલે જવાનું. ચંપલ ખૂણામાં સાચવીને કાઢવાની, નગારે આંગળીઓ ફેરવવાની, ઘંટડી રણકાવવાની, હનમાનદાદાને સિંદૂર ચડાવવાનું, હનમાનદાદાને શનિવાર સુધી પડેલાં દુ:ખ અને મોટાભાગે સુખ કહેવાનાં તે કહેવાનાં જ, પાછા વળતાં ચંપલ પહેરવાનાં, પોટલિયાની પાળે જવાનું, ઠીંકરીને સાત ટપ્પા ખવડાવવાના અને મોડી રાત્રે ઘેર આવવું, દૂધે વાળુ કરીને હનમાન ચાલીસાના પાઠ કરતાં કરતાં ઘરરૂ ઘરરૂ નસકોરાં બોલાવતાં સૂઈ જવાનું તે વહેલું પડજો રવિવારનું સવાર.

પંદર વરસના ઓચ્છવલાલ હતા એ દા'ડાથી, આ એકધારુ ચાર ચાર દાયકાથી શનિવારે હનમાનજીને મંદિરે જવાનું એમણે અ-ચૂક જાળવી રાખેલું. દર શનિવારની સાંજે એ જ ક્રમમાં આ આખી ઘટના શરૂ થાય, પૂરી થાય, પણ એ બધી જ ક્ષણો ઓચ્છવલાલને તો રોમાંચક જ લાગે. આપણા જેવાને કંટાળો આવે, પણ ઓચ્છવલાલ આનાથી કંટાળે નહીં. ક્યારેક ઓચ્છવલાલ જ આ બાબતે વિચારે ચઢી જતા ત્યારે એ મોટેથી એક દોહરો બોલતા :

**શ્વાસ અને ઉચ્છવાસની એક જ સરખી ચાલ**
**કંટાળો આપે નહીં, એ કોની કહો કમાલ !**

કમાલ કિરતારની જતો, હૈ. બી. પી. લો થઈ જાય કે હાઈ–એ કંઈ કોઈને પોસાય છે ? શ્વાસ તો એકસરખા જ ચાલવા જોઈએ ને ? એનું એકધારાપણું નથી ખૂચતું, તો પછી.. ?!?

*  *  *

[ ૨ ]

આવા ઓચ્છવલાલ આવતા શનિવારે સાહેબ, હનમાનજીને મંદિર સાંજ પડચે નથી જવાના. બોલો કેમ ? શા માટે ? શા સારુ ? નહીં, એ નથી આવતા શનિવારે માંદા પડવાના, નથી સ્વધામ પહોંચી જવાના, નથી ગામમાં કરફયુ પડવાનો અને છતાં આવતા શનિવારે એ હનમાનજીને મંદિર પૂરા હોશ હવાસમાં નથી જવાના એવો એમનો નિર્ણય છે.

આવો નિર્ણય એમણે કેમ લીધો ?–કલ્પી જુઓ, ધારી જુઓ, વિચારી જુઓ. આમાં ભરપૂર ભેદ છે, પણ તમે ધારો છો એવો રોમાંચક, એવો આકર્ષક એ ભેદ નથી એ આપડી ગેરંટી. સાવ સાદી એક ઘટના ઓચ્છવલાલના જીવનમાં બની ગઈ છે. આ ઘટના ગયા શનિવારે જ બની છે :

વાત એમ બની કે ગયા શનિવારની સાજે ક્રમ મુજબ ઓચ્છવલાલ હનુમાનજીને મંદિર પહોચ્યા. ચંપલો સાચવીને મૂકી અડવાણા પગે મંદિરમા ગયા નગારે આગળીઓ ફેરવી અને ઘંટડી વગાડી સિંદૂર તાપીશંકરને આપ્યું. તાપીશંકરે સિંદૂર હનમાનદાદા પર ચડાવ્યું અને પછી રોજની જેમ ઓચ્છવલાલને કહે : ' હું જા છ, ઓચ્છવલાલ, હવે તમે ને તમારા હનમાનદાદા વાતો કરો જાવ તાણે મંદિરની ઝાપલી અડકાવતા જજો—હો. '

અને તાપીશંકર તો એટલું કહીને ચાલ્યા ગયા એટલે ઓચ્છવલાલે તો હનુમાનદાદા સાથે પગ લાંબો કરીને વાત શરૂ કરી :

' દાદા, આ સાલી મોંઘવારી બઉ વધી ગઈ છે, હોં કે. માણસ સાવ સસ્તો ને ચીજોના ભાવ તો કહે આસમાને. પણ, એમાં તો હુંય શું કરુ ને તમેય શું કરો ? બાકી દાદા, મને એક વિચાર આયો છે આ તમે અસ્સલ હાડચામના થઈ જાવ અને આ અમારી લોકસભામાં જઈને એકવાર હૂ..પ કરીને અવાજ કરો ને તો અમારા પ્રધાનોના તો હાંજા ગગડી જાય હો—આ તમે દશ માથાળાંનો એંકાર ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી દીધેલો તે આ ખૂપતું તો, એક જ માથાના.. એમને તો તમે હૂ...પ. કરો કે છી થઈ જાય-હાચેહાચ દાદા. તમારા સોગંદ 'પણ, આ તમને પાછા પથરામાંથી હાડચામના થવુ ગમે કે નાય ગમે–જો કે આમ તો શુ કામ ગમે ? આ હાડચામના થઈએ- એટલે ભારે દુ:ખ શરૂ થઈ જાય. બે વાર ખાવા જોઈએ. અંગે કપડાં જોઈએ. આ પાંચ હાથનું હાડચામનું શરીર શું શુ ના માગે, હેં ? કહેનારે નથી કીધું કે–

**ચિતા ઉપર ચઢનાર આ, નાનો અમથો દેહ**
**વેઠ કરાવે કેટલી ને છેવટ દેતા છેહ:**

ખાવા જોઈએ, પીવા જોઈએ, ઓઢવા જોઈએ, પહેરવા જોઈએ, એને ઘર જોઈએ, ઘર–ગૃહસ્થી જોઈએ, પ્રેમ જોઈએ ને ગુસ્સો જોઈએ, આ જોઈએ ને તે જોઈએ. જાણે આપડો શેઠ ના હોય એમ ચોવીસ કલાક આ દેહ વેઠ કરાવે તોય પાછો માંદો થાય-એને ટાઢે વાય ને તાપ લાગે, વરસાદ વગર અકળાય ને વરસાદે પલળે તો પાછો એવો તો મુઝાય–ના, ના, આ હનમાનદાદા, આ તમારે છે કે ફિકર ? હું સિંદૂર ચડાવું તોય શુ ને ના ચડાવુ તોય શું ? તમારે તો હું આવું તોય શુ ને ના આ ના...આ...આ ..આ...આ...'

અને બોલતાં બોલતાં અચાનક ઓચ્છવલાલ અટકી ગયા.

' આ હનમાનદાદાને હું આવું તોય ઠીક ને ના આવું તોય ઠી...ક...તો પછી હું આ હડી કાઢીને દર શનિવારે આ મારા હર્ણીજાને મળવા આવું છું તે ના જ આવુ તોય કાંઈ કરતાં કાંઈ નંઈ ? હે હનમાનદાદા, તમારે મારા આ સવાલનો જબાપ દેવો જ પડશે હોં—હું આવું કે ના આવુ એ તમારે મન હરખુ જ ? જો દાદા, આજલગણુ મેં ક્યારેય તારા હોકારાની ચિંતા નથી રાખી, પણ આ તો મારા ચાલી ચાલી વરહના આવરાજાવરાના મૂલનો સવાલ છે-કહે, તું શલ્યાનો તે શલ્યાનો જ ! મારા આવવાથી તને હરખ ના થાય? અને ના આવું તો...પણ, હનમાનદાદાને દુ:ખ થાય કે ના થાય ,એ તો હુ કોઈ શનિવારે આવું જ નંઈ, તો જ સાચો જબાપ આપી શકે ને ? નંઈતર

ખોટેખોટું કહી દે તમને કે ઓચ્છવલાલ, તું ના આવ તો મને અડવું અડવું તો લાગે હોં. પણ, આ તો ઓચ્છવલાલ, તમને ગમતો જબાપ તમે હનમાનદાદાને મુંઢે ગોઠવી દ્યો છો—એમને બચાડાને એકેવાર તે નંઈ આવીને શું થાય, એ થવા જ ક્યાં દેધું છે, હેં ? દાદા, લ્યો તાણે. આવતે શનિવારે હું નંઈ આવું—પછી જે લાગે ને ઈનો મને જવાબ દેજો–હોં–દેશો ને ? દેશે, દેશે, કેમ નહીં જબાપ દે ? હનમાનદાદા પરચો આપવાના, આપવાના ને આપવાના જ. તો દાદા, આવતે શનિવારે આ ઓચ્છવલાલ નંઈ આવે–નંઈ જ આવે. પછી તમને કંઈ થાય છે કે નંઈ ઈ કહેજો મને. હું જબાપ લેવા પછીના શનિવારે આવ્યો જ જાણજો ને'– અને એમ કહી ઓચ્છવલાલે આ શનિવારે આવવાનું માંડી વાળ્યું છે. તમને શું લાગે છે, હનમાનજીને અડવું અડવું લાગશે ખરું ?

[ ૩ ]

ઓચ્છવલાલના પગ શનિવારે પેઢીએથી પાછા આવતાં, ચૌટા ભણી વળ્યા. ચૌટામાં હરજીવન ઠક્કરની કરિયાણાની દુકાને પગ સિંદૂર લેવા સહેજ અટક્યા, પણ, પગને એમણે લાગલું કહી દીધું: જુઓ ભૌ પગ, આજ તમ્તારે મારા કહ્યામાં રે'વાનું છે, હોં. આજ સિંદૂર લેવાનું નથી પછી શીદને અડિયલ ઘોડા જેમ અહીં ખોડઈને ઊભા રહી જાવ છો, હેં કુંવર ? હાલો, બાપલા, હાલો' અને ચાબૂક ફટકારીને થાકી જતા, છતાં એક ડગલું આગળ ના હટતા અડિયલ ઢોર જેમ પગ આગળ વધે જ નહીં. ત્યાં તો હરજીવન ઠક્કરે એની ફાંગી આંખે ઓચ્છવલાલને જોઈને કીધું: 'વીસ પૈસાનું સિંદૂર ઓચ્છવલાલને આપો—' અને હરજીવનના નોકરે તૈયાર પડીકું ઓચ્છવલાલના હાથમાં પકડાવી દીધું. ઓચ્છવલાલે જીભને કહ્યું; 'ભસ તો ખરી કૂતરી કે આજ નથી જોતું' પણ ત્યાં તો લાગલોકને જમણો હાથ, ઓચ્છવલાલની જાણ બહાર લાંબો થઈ, પડીકું લઈ, ઓચ્છવલાલને ગજવે મૂકીને ફરી પાછો ઝૂલવા માંડ્યો. 'માળુ વાલું, આય કૌતક ને– મારા હાથ, મારા પગ, મારી જીભ–કોઈ મારા કહ્યામાં જ નથી—પણ, એમ એ હંધાયને ફટવીએ ને તો ઓચ્છવલાલ, એમાં આપડે નબળા ધણી કહેવાઈએ–મુઉં, સિંદૂર ક્યાં બગડી જવાનું છે– આવતે શનિવારે વેકાતું લેવું નંઈ પડે. અને એમ જાત સાથે ગોઠડી કરીને ઓચ્છવલાલે પગને કહ્યું : 'આજ ઘર બાજુ જવાનું છે, હોં કે–જો મારું કીધું નથી માન્યું તો હું છું ને તમે છો–હા. રસ્તે પડેલા પથરાથી ટીચી નાંખીશ, હો૦વે. તમે નંઈ ઓળખતા હોવ મને ?' પણ, તોય ગાંડા થયેલા ઘોડા પર બેઠેલા અસ્વાર જેવી જ દશા ઓચ્છવલાલની એમના બન્ને પગોએ કરી. અસ્વાર લગામ ખેંચે–'ડચકારા કરે તોય ગાંડો થયેલો ઘોડો પોતાની ધારી વાટે જ દોડે એમ રોજ કરતા વધારે વેગમાં બેય પગ તો જાય પોટલિયા તળાવ ભણી–'અલ્યા, કહું છું. નથી જવું એ કોર. ઘેર જવાનું છે ઘેર. મારો બાપ્પો કહું, ઓ મારા હગલાઓ, અટકો મારા બાપ. આજ આપડે નથી જવાનું, હનમાનદાદાનો હાચો જબાપ જોઈએ છે મારે. આવતે શનિવારે જશું, જરૂર જશું, ભોલા પણ, આજ...' પણ, બેય પગે ધરાર લાજ રાખી નહીં અને ઓચ્છવલાલે તો વેગે વટાવ્યું પોટલિયા તળાવ અને આ સામે જ આવીને ઊભું રહી ગયું હનુમાનજીનું મંદિર. દૂરથી ભગવી ધજા જોઈને આનંદ પામતી આંખો આનંદ પામી જ. 'એલીઓ, તમે તો ઘેલી ના થાવ–દર શનિવારે ધજા જોઈ હરખાવાનું એટલે હરખાવાનું જ ?

ઓ પાંપણના પડદાઓ
વ્હાલા, પાંપણના પડદાઓ
ઝટ ઝટ હેઠા ઊતરો
વ્હાલા, પાંપણના પડદાઓ.

પણ, પાંપણના પડદા ના પડ્યા તે ના પડ્યા. અને ત્યાં તો મંદિર આવી ગયું. 'હવે ચંપલને પગ બ્હારી નીકળવા દઉં તંઈ ને?' ઓચ્છવલાલ બબડ્યા અને બેય પગની આંગળીઓથી ચંપલને ઝાલવા એમણે હુકમ દીધો, પણ ..ભરતીનું મોજું જે વેગથી ડૂબતા માણસને કાંઠે ફેંકે એમ પગની આંગળીઓએ ઝાઝું જોમ દાખવીને ચંપલોને ફગવી દીધી એટલું જ નહીં, ખૂણામાં મૂકવા હાથ તૈયાર જ થયા નહીં અને ધસમસ્યા મંદિરમાં—ના, નગારાએ હાથની આંગળીઓએ ફરવા જિદ્દ કરી કે ના ઘંટડી વગાડવાનો મોહ રાખ્યો અને પગ ધબાક કરતાને બેસી પડ્યા હનુમાનની વિશાળ મૂર્તિ પાસે. તાપીશંકરે કહ્યું : 'આજ કંઈ બહુ વે'લા વે'લા આઈ ગ્યા, ઓચ્છવલાલ? આ તમે વ્હેલા આવતા હોવ તો આપડે ય બે ઘડી વાતું કરી શકીએ ને—અને તમારી જોડે વાતું કરીએ તો બે ઘડી હળવા ફૂલ જેવાય થઈ જવાય ને?'

અને ઓચ્છવલાલે હસીને હનુમાનદાદાની સામે જોયું અને બબડ્યા : 'તારે ક્યાં હાડચામની જીભ છે, હેં દાદા? તારે તો તારો જબાપ કોકને મુંઢે જ દેવડાવવાનો ને-મળી ગ્યો હો, દાદા, જબાપ મળી ગયો—'

: ફળશ્રુતિ :

જે નરનારી વાંચશે, સુણશે આ આખ્યાન રે,
આ ભવ પેઠે પામશે, દર જન્મે હિંદુસ્તાન રે—

---

હરિકૃષ્ણ પાઠક

## સોનાની રાખડી

આજે વર્ષો પછી...

પચ્ચીસ–ત્રીસ વર્ષ પહેલાંનો એક છોકરો, ને પચ્ચીસ–ત્રીસ વર્ષ પછી વળી પાછી એક જન્માષ્ટમી આજે કદાચ જન્માષ્ટમી હોય પણ ખરી; એવું લાગતું નથી, પણ કદાચ છે. હા, ત્યારે તો એક છોકરો વહેલો ઊઠી, નાહી ધોઈને નવાં કપડાં પહેરી તૈયાર થઈ જતો. બળેવને દિવસે જમણે કાંડે બાંધેલી રાખડી ભીની ન થઈ જાય તેની ખૂબ કાળજી રાખતો. આમ ને આમ, રાખડી કોરી ને કોરી રાખીએ તો વરસે દહાડે એ સોનાની થઈ જાય!

પણ વરસો ગયાં. ક્યાં કશુંય સોનાનું થયું છે? અહીં, જ્યાં જન્માષ્ટમીનો મેળો ભરાતો ત્યાં ખળખળ વહેતી બિલોરી જળની છીછરી નદીને બદલે પથ્થરની નંકમાં બાંધી દીધેલી ગટર વહે છે. તેનું પાણી યે કાળું, ડહોળું, ગંધાતું.

ગંધાતા વહેણને કાંઠે ફરી પાછી કશીક સ્મૃતિની સુગંધ ઊગી નીકળે છે.

પેલો છોકરો ગોઠિયાઓને ભેળા કરી મેળા ભણી ઊપડે છે નદીને કાંઠે મેળો ભરાય. ત્યાં જવા છીછરા વહેણમાં ઠેકઠેકાણે હારબંધ ગોઠવેલા પથરા પથરા ઉપર પગ ટેકવી ટેકવીને કૂદતાં કૂદતાં, રમતાં રમતાં નદી પાર કરવાની. પડખેના ગામથી આવી મળતા રસ્તાઓને તરભેટે થઈ આગળ જવાનું. ગઢની પડખે નદી વહે વચ્ચે નાનકડું મેદાન એમાં મેળો ભરાય. ત્યાં પહોંચતાં પહેલાં રસ્તાને કાંઠે એક-ખખડધજ ધરમશાળા આવે. ત્રણ બાજુ ગોખલા ને ખીંટીઓવાળી ભીંતો ને આગળના ભાગે બારી બારણા વિનાનો મોટો, ખુલ્લો ઓરડો. એ રતો ધરમશાળા આડે દહાડે તો ત્યાંથી જતાં-આવતાં બીક લાગે. જાતજાતના, ઓધરાળા, લટિયાં જટિયાંવાળા,

પ્રીતમલાલ કવિ

## કૉલ બેલ

બાથરૂમના શાવરમાંથી જલધારાઓ વરસે છે.

વર્ષાઋતુના ઘનઘોર વાદળોમાંથી વહેતી જલધારાઓનો હું જાણે કે અનુભવ કરું છું. મનમાં પ્રસન્નતાનું વાદળ તર્યા કરે છે. મસ્તક ઉપર ઝિલાતી જલધારાઓ એક વિચિત્ર લાગણી જન્માવે છે. એ લાગણી મારા રુધિરમાં ભળીને નસોમાં ઘૂમવા લાગે છે, મિનિટો સુધી હું એમ નાહ્યા કરું છું. ગણગણ્યા કરું છું. મને સમજાતું પણ નથી કે મન કઈ પ્રસન્નતામાં આમ ગાવા લાગી ગયું હશે? જો કે મને ગાવાનું ખૂબ ગમે છે. અમારા મહોલ્લામાં નવરાત્રીના ગરબા ગવડાવતા હું થાકતી નહીં. અન્ય સ્ત્રીઓ મારી પ્રશંસા કરતી. આસપાસના લોકો પણ સાંભળવા માટે એકઠા થઈ જતા. ગરબા હરીફાઈમાં છોકરીઓ ઉત્સાહથી જોડાતી, તેમને તાલીમ આપવાનું હું સહર્ષ સ્વીકારી લેતી અને તેમાં પણ જ્યારે એમને પારિતોષિક મળતું ત્યારે વિજયનો કેફ એ છોકરીઓને બદલે મને ચડતો હોય તેવું લાગતું. બાથરૂમ સિંગર તરીકે કુંતલ ઘણી વખત મારી મજાક કરતો, કારણ કે કોણ જાણે કેમ નહાતાં નહાતાં હું ગણગણ્યા વિના રહી શકતી જ નહીં. કોઈ દિવસ છાનીમાની નહાઈ લઉં તો કુંતલ પૂછતો, 'કેમ આજ રેડિયો ઑફ હતો? કોઈ સુરીલું સંગીત સંભળાયું નહીં?'

—હું દ્વિધાના દ્વિપ પર ઊભી ઊભી વિમાસણ અનુભવતી.

કુંતલના આ શબ્દો પાછળ પ્રશંસા હતી કે કટાક્ષ તે નક્કી થઈ શકતું નહીં. મોટે ભાગે મને લાગતું કે તે મારી મજાક ઉડાવે છે. હું મનોમન સમસમી ઊઠતી. મ્હોં ચડાવીને ઘરકામમાં લાગી જતી. કુંતલ આ જોઈને મલકાતો હોય તેમ મને લાગતું.

શાવરની જલધારાઓ અટકી.

નીતરતા કેશને મેં ગરદન પાછળ ધકેલ્યા. હાથ વડે મુખ સાફ કર્યું અને મારી દૃષ્ટિ સામે દીવાલમાં જડાયેલ અરીસા ઉપર પડી. જલધારામાં ભીંજાઈને સુકુમારતાનું સૌંદર્ય ધારણ કરતો કમળ જેવો મારો ચહેરો સાચે જ આકર્ષક લાગતો હતો. કેશલટોમાંથી જલબિન્દુઓ ટપકતા હતાં. આંખોની કટોરીઓમાં માર્દવ છલકાતું હતું. મારાં અંગો પર હજી૫ યૌવન એની ધજાપતાકા લહેરાવતું હતું. યૌવનની તાજગી હજી અકબંધ હતી. મારા દેહની નકશી નયનમનોહર હતી. એ રેખાઓમાંથી એક અનોખું આકર્ષણ પ્રગટતું હતું. મને મારા આ સૌંદર્ય પર, યૌવનપ્રભાવ પર ગર્વ થયો. મનની શાંત સપાટી પર એક વર્તુળ પ્રગટ્યું: મારું આ સૌંદર્ય જુએ તો કુંતલ મુગ્ધ ન થઈ જાય?

'આવું સૌંદર્ય જોવા માટે એક દૃષ્ટિ જોઈએ. તે વિના એનો આનંદ ભોગવાય નહીં.' મારું મન પ્રતિભાવ આપતા બોલ્યું, 'કુંતલને એવી આંખ છે? આજ સુધીમાં એણે ક્યારેય તારા આ યૌવનમંડિત સૌંદર્યની પ્રશંસા કરી છે?'

'મેં એક વખત આવો બળાપો તેની પાસે વ્યક્ત કર્યો હતો...' હું કહું છું.

'એણે શું કહ્યું હતું?'...મારું મન પ્રશ્ન કરે છે.

એણે કહ્યું હતું કે 'પત્નીનું સૌંદર્ય જોવાની નહીં, માણવાની વસ્તુ છે'...હું બોલી ઊઠું છું.

'પ્રશંસા તો જોવાતા સૌંદર્યની હોય, અનુભવાતા સૌંદર્યનો તો આનંદ માણવાનો હોય. અનુભૂતિનો આનંદ...એ એક વિલક્ષણ વસ્તુ છે.....'

'એ તો તને મનાવી લેવા માટે બુદ્ધિની દલીલો.' મારું મન કહે છે. 'બુદ્ધિ જ્યાં અગ્રસર હોય ત્યાં લાગણીનો અભાવ હોય છે.'

'લાગણીનો અભાવ ન પણ હોય તેવું ન બને ?'

'તું તો મૂર્ખ લાગે છે...'

હું બાથરૂમમાંથી બહાર આવી ડ્રેસિંગ રૂમમાં પ્રવેશું છું. વાળ કોરા કરી તેમાં તેલ પૂરું છું. ચહેરાને મેક-અપ કરું છું. વસ્ત્રો પરિધાન કરતાં કરતાં મારા રૂપને જોઈ લઉં છું. અહીં મેં આધુનિકતાના સ્પર્શને આવકાર્યો છે. સ્લીવલેસ બ્લાઉઝ, મેચિંગ કલરની પાછળ વાળેલી સાડી, હાથમાં સુંદર પર્સ, કપાળે ઝૂલતી રાખેલી છૂટી કેશલટો, ઢીલો ચોટલો અને ચોટલાને ભરાવેલ પીન-એક અનોખું વ્યક્તિત્વ એમાંથી પ્રગટે છે. હાથમાં બંગડીઓ અને કપાળે ચાંદલો કરવાનું મને ગમે છે. એની પાછળ કોઈ જૂના સંસ્કારો હશે કે કેમ તેની મને ખબર નથી. હું પરિણીત છું તેવું દર્શાવાય નહીં પણ કોણ જાણે કેમ ભારતીયતાની કોઈક નિગૂઢ અસર નીચે હું એને તજતી નહોતી.

મને વારંવાર કુંતલ યાદ આવી જાય છે. શા માટે આમ થાય છે તે સમજાતું નથી. વિદાય વેળા સાંભરે છે ત્યારે મનમાં કડવાશ ભરાય છે તોય જ્યારે હું મારા આ સૌદર્યને, આ યૌવનના પ્રભાવને નિરખું છું ત્યારે મને કુંતલનું સ્મરણ થયા વિના રહેતું નથી. મારા મનમાં કુંતલ ફરકયા કરે છે અને હું ઘડીક હરખાઉં છું. એકાન્તની એ શાંત ક્ષણોમાં વાળ ઓળતો મારો હાથ થંભી જાય છે અને હું મારા મનનાં કમાડને ખોલીને અંદર પ્રવેશું છું. મારી જાતને શોધવાના મારા પ્રયત્નો ત્યારે અવિશ્રાંત ચાલુ રહે છે છતાંય હું મારી જાતને પામી શકતી નથી. વિતથતાઓ અને વિરૂપોની એક વણજાર મારી સામે નર્તન કરવા લાગે છે. લાગણીઓનું શં સરોવર ત્યારે હેલારે ચડે છે. ન્હાનાં ન્હાનાં વર્તુળો મોટાં, અધિક મોટાં થતાં થતાં છેક કિનારા સુધ વિસ્તરે છે. તેમાં પ્રેમ, લાગણી, ધિક્કાર, પૂર્વગ્રહો, ગ્રંથિઓ, વિષાદ, આશાઓ આદિ જાતજાતનાં કુસુમો તરતાં જણાય છે. હું સ્તબ્ધ બનીને એ બધું નીરખ્યા કરું છું. એ બધાની વચ્ચેથી અચાનક કુંતલનો ચહેરો ઝબકી જાય છે.

હું મારા પ્રતિબિંબને સ્મરું છું. નવા સ્વરૂપને જોઉં છું. આ હું છું? મારા મનમાં પ્રશ્નાર્થ ઊઠે છે અને મોટો થતો થતો હિમાલય જેવડો બની જાય છે. ના, હું પહેલાંની ડોલી નથી. ઘરમાંથી બહાર પગ મૂક્યો ત્યારે હું હતી તે હવે નથી. હું બદલાઈ રહી છું. ખૂબ ત્વરાથી બદલાઈ રહી છું.

મારી આસપાસનું વાતાવરણ જુદું છે. જે વાતાવરણમાં હું જન્મી હતી, ઊછરી હતી, કુંતલ સાથે સંસાર માંડયો હતો તે વાતાવરણ આ નથી. બધું નવું નવું લાગે છે. સૂર્યનો તડકો વધારે મુલાયમ જણાય છે. હવાની લહેરોમાં શીતળતા અધિક છે. તેનો સ્પર્શ મનમાં ગલગલિયાં કરે છે. જોરથી ધબકતું હૈયું નવા નવા ઉન્મેષોને ઝીલે છે. વનરાજિ નયનરમ્ય જણાય છે. આવી વનરાજિ અને તેનું લીલુંછમ આકર્ષણ અગાઉ મેં અનુભવ્યાં નથી દૂર દિગંતોમાં ગિરિશિખરો વિસ્તરતાં જણાય છે. તેમના શિર પર જાણે કે રજતવર્ણો મુકુટ ધારણ કરેલો છે. સૂર્યનાં કિરણોમાં તે અધિક દેદીપ્યમાન લાગે છે. અનિલની ગતિમાં એક અનોખો લય જણાય છે. એ લયમાંથી એક સંગીત પ્રગટે છે.

રાત્રિની નિઃસ્તબ્ધતામાં પવન જ્યારે વૃક્ષોની ઘટાઓમાં સંતાકૂકડી રમે છે ત્યારે એ સંગીતના સૂરો મને સ્પષ્ટ સંભળાય છે. નાઇટ લેમ્પના ઝાંખા પ્રકાશમાં આંખોને પટપટાવતી, પથારીમાં અવશતામાં

આળોટતી કાન માંડીને સંગીતની એ ધૂન સાંભળતી હું કોઈ અગોચર તંદ્રામાં ખોવાઈ જાઉં છું. સમય ત્યારે થંભી જાય છે. નિઃસ્તબ્ધતાની સવારી પર હું લાકડાના એકલદોકલ ટુકડાની પેઠે તર્યા કરું છું.

મારી આસપાસના ચહેરાઓ તદ્દન અપરિચિત છે. પરિચિત ચહેરાઓ નેપથ્યમાં સંતાઈ ગયા છે. ઊંચાં ઊંચાં સરુનાં અને ઓકનાં વૃક્ષો, છોડવા, લીલીછમ દુર્વા અને સુગંધિત હવાથી રમણીય લાગતા વાતાવરણમા છાત્રાલયનુ કાટખૂણીઆ મકાન ઊભુ છે. બે માળના આ મકાનમાં અનેક ઓરડા છે. વ્યાખ્યાતના છેડા પરના ઓરડા પર મારી નેઇમ પ્લેટ લાગેલી છે. એ ઓરડામાં હું છું. એક તરફ કિચન છે, એક બેડરૂમ છે ડ્રોઈંગ રૂમમાં પાર્ટીશન નાખી પરદો લટકાવ્યો છે. ટેબલ ઉપર થોડાંક પુસ્તકો છે. ટેલિફોન એક બાજુ ગોઠવાયેલો છે પ્લાસ્ટિકના સ્ટેન્ડમાં બોલપેન અને એકાદ ફાઉન્ટન પેન ગોઠવાયેલી છે. દીવાલમાં એક કેલેન્ડર લટકે છે. મોટા મોટા અક્ષરોવાળી તારીખો આંખો સામે ધસી આવે છે. બારીઓને કાચના પાનેલ જડેલા છે પછીતની બારીઓ ખુલ્લી હોય છે ત્યારે પવનની શીતળ ખુશનુમા લહેરો મળિયા વચ્ચેથી અંદર ધસી આવે છે અને મારી કેશલટો સાથે ગેલ કરવા લાગે છે, મારાં અંગોને વીંટળાઈ વળે છે અને વસ્ત્રોને ખેંચે છે

ટેબલ વ્યવસ્થિત રાખવાનું મને ગમે છે પુસ્તકો તેના સ્ટેન્ડમાં વ્યવસ્થિત ગોઠવ્યાં છે બાજુમાં કુંતલની તસવીર પડી છે. ખિલખિલાટ હસતો તેનો ચહેરો, ચશ્માંના કાચમાંથી ચળકતી તેની આંખો, સફેદ દંતપંક્તિ, વચ્ચે સેંથો પાડીને ઓળેલા વાળ, તેના પ્રાધ્યાપકપણાને જાહેર કરી દે છે. ટેબલ પર બેસું છું ત્યારે ક્યારેક મને લાગે છે કે કાચની પાછળથી તેની સ્થિર આંખો જાણે કે મારી સામે તાકી રહી છે. એ આંખોમાં કોઈ અભાવ વર્તાતો નથી. લાગણીનાં સરોવર જાણે કે હજીય ભર્યાં ભર્યાં છલકાય છે. મારી સામે એ તહોમત તો નથી મૂકતો ને? ના, એની દૃષ્ટિમાં ઠપકો પણ નથી ત્યાં તહોમતની વાત જ ક્યાં કરવી? પણ ..પણ હું એની આંખોમાં જે અનર્ગળ પ્રેમનો મહાસાગર જો। માગું છું તે કેમ જણાતો નથી? શું એ મને નહીં ચાહતો હોય? એવું પણ લાગતું નથી. મને પોતાના સાંનિધ્યમાં રાખવા એ સતત ઝંખતો રહ્યો છે. મને એ ચાહે છે તેવો શાબ્દિક એકરાર તો ઘણી વખત કર્યો છે છતાં મને કેમ એમાં પ્રેમની ઉષ્માનો અનુભવ થતો નથી?

હું ક્યાંય સુધી કુંતલના વિચારોમાં આમ ખોવાયેલી રહેત; પરંતુ ખંડની શાંતિની છાતીને ચીરતી કોલ બેલ રણકી ઊઠી. હું પણ છળી પડી કોણ હશે? કુતૂહલ થયું. મસ્તકના કેશ હજી પણ ભીના હતા ટુવાલમાં તેને લપેટતી હું દ્વાર તરફ આગળ વધી. બારણું ખોલ્યું તો મારા વિસ્મયને કોઈ સીમા ન રહી. મારી સામે રજની ઊભો હતો. પળવાર મેં રજની સામે જોયું. એ પણ મારી આંખોમાં તાકી રહ્યો હતો. મેં દૃષ્ટિને ફેરવી લીધી. બારણું ઉઘાડતા તેને કહ્યું, 'આવો, બેસો ..' એ મારી પાછળ જ રૂમમાં આવ્યો. તેને ત્યાં બેસાડી હું મારા શયનખંડમાં જતી રહી

[ તાજી જ નવલકથા
'જોગિયાના સૂર'નું એક પ્રકરણ]

# 'કાલપુરુષ'–ભારતીય સાહિત્યના અધ્યયનનું દિગ્દર્શન

ચંપૂ વ્યાસ

'કાલપુરુષ'ના નિવેદનને જોઈએ તો પહેલી પ્રતીતિ એ થાય છે કે એના પ્રકાશનના મૂળમાં રહેલો લેખકનો આશય જેટલો વિવેચકીય છે એટલો જ વિદ્યાકીય પણ છે. વળી, લેખકે કોઈ એક જ ગાળાના ભારતીય સર્જકોને નજર સમક્ષ રાખીને પોતાનો અભ્યાસ રજૂ કર્યો નથી. એ જ રીતે, કોઈ એક જ સ્વરૂપને લક્ષમાં રાખીને પણ રજૂઆત થઈ નથી. એમાંય વિષયોના નિરૂપણમાં પણ સારું એવું વૈવિધ્ય જોવા મળે છે. 'કાલપુરુષ'નાં લખાણો પણ કોઈ એક નિશ્ચિત સમયગાળાનાં નથી. એમાંનાં કેટલાંક જુદા જુદા સમયે–સંદર્ભે અપાયેલાં વ્યાખ્યાનો પણ છે.

આ બધું હોવા છતાં, લેખક પાસે પરભાષાના સાહિત્યસર્જન વિષે લખવાની એક ચોક્કસ દૃષ્ટિ છે —વૃત્તિ છે; જે ભારતીય સાહિત્યના તુલનાત્મક અધ્યયનની દિશાઓ ચીંધવાનું એક ઉપયોગી કાર્ય પૂરું પાડે છે. વિવેચનનું વિવેચન કરતી વખતે જે તે લેખકની સજ્જતાને સાપેક્ષ ભાવે જોવાની રહે છે. કારણ કે એ સજ્જતા વિવેચનની પ્રમાણભૂતતા સિદ્ધ કરવામાં કેટલી ઉપયોગી નીવડે છે— કેટલી સફળ નીવડે છે એની જ તપાસ મૂલ્યવાન નીવડે છે. આ પૂર્વે ભારતીય સાહિત્યના અભ્યાસ નિમિત્તે ભોળાભાઈએ જે કાંઈ લેખનકાર્ય કર્યું છે, એનાથી અભ્યાસીઓ સુજ્ઞાત છે. એના અનુસંધાનમાં 'કાલપુરુષ' વિષે લખતાં નીચેના મુદ્દાઓ વિશેષ નોંધપાત્ર બને છે–

(૧) માનચાંદ, પુરસ્કાર ઈ.નો મહિમા જવા દઈએ તોપણ 'કાલપુરુષ'માં અભ્યાસની સરાણે ચઢેલા સર્જકોમાંથી મોટા ભાગના ભારતના સુપ્રતિષ્ઠિત સર્જકો છે. અહીં ભોળાભાઈએ જે તે સર્જકની કોઈ ને કોઈ સર્જનલક્ષી વિલક્ષણતાને અલગ તારવી દેખાડી છે. થોડાં અવતરણો જોઈએ :

"કવિ ન્હાનાલાલે શુદ્ધ કવિતાની કસોટીએ પાર ઊતરે તેવી લઘુ ઊર્મિકવિતાઓ અને **મહાકાવ્યની પ્રૌઢિનો અણસાર આપે તેવી દીર્ઘ ચિંતનોર્મિ કવિતાઓ પણ રચી છે.**

(ચિંતનોર્મિ કવિ ન્હાનાલાલ : પૃ. ૧૨)

"પણ ધીરે ધીરે આ કવિ, **કોઈ સાચા કવિની જેમ,** પોતાની કેડી પર ચાલવા લાગે છે, તે એટલે સુધી કે આ બધા સમકાલીનો કરતાં સાવ અલિપ્તપણે જાણે એકાકી વિહરે છે. **તેમની ભાવભંગી અને ભાષાભંગી અ-દ્વિતીય બનીને આવે છે.**" ('જીવનાનંદદાસ' : પૃ. ૪૦)

"**પ્રયોગવાદ એટલે અજ્ઞેય એવું સમીકરણ મંડાતું**" (કવિઓના કવિ અજ્ઞેય': પૃ. ૫૨)

"ગૃહદાહ' એક **નિર્દોષ આકૃતિવિધાન** ધરાવે છે, અને **ચરિત્રવિશ્લેષણમાં કથાકારની એક સૂક્ષ્મ ગહન અંતર્દષ્ટિનો** પરિચય આપી રહે છે." ('ગૃહદાહ' : પૃ. ૮૧)

લાંક અવતરણો મૂકીને એ સમજાવવા પ્રયત્ન કર્યો જ છે. પોતાના વિચારને પુષ્ટ કરવા લેખકે સુયોગ્ય રીતે રજૂઆત પણ કરી છે, જે તેમની વિવેચકીયદષ્ટિની પરિચાયક બને છે. હવે વિસ્તારથી જોઈએ :

'નિજમાં નિમગ્ન નિર્જન કવિ : જીવનાનંદ દાસ' સંગ્રહનો માતબર વિવેચનલેખ છે. રવીન્દ્રનાથની છાયામાંથી બહાર નીકળીને આગવી પ્રતિભા વિકસાવનારા બંગાળી કવિઓમાં જીવનાનંદદાસ કઈ રીતે પોતાના સમકાલીનોથી પણ અલગ રીતે નીવડી આવે છે એનું; તથા પ્રકૃતિલક્ષી કાવ્યગાનમાં કવિ હેમંતની નિર્જનતા-રિક્તતા-વંધ્યતા ઈ.નાં રહસ્યો આલેખે છે એનું પ્રમાણભૂતવિવેચન અહીં પ્રાપ્ત થાય છે. પોતાના સમયને કવિ 'વ્યાઘ્રયુગ' તરીકે ઓળખાવે છે. એ વ્યઘ્રાયુગ સતત સૌંદર્યનાશની પ્રવૃત્તિ તરફ ધસતો જાય છે. એક તરફથી ઇતિહાસચેતના અને બીજી તરફથી સુરરિયલ ચેતનાને સાંકળતી જીવનાનંદ દાસની સર્જનપ્રવૃત્તિ જીવનમૃત્યુના બંને છેડાને સામટી સ્પર્શે છે, એનું પણ લેખકે વ્યવસ્થિત નિરૂપણ કર્યું છે. વળી કાવ્યસ્વરૂપનાં પરંપરાગત ઘટકતત્ત્વો કવિતામાં આધુનિક ચેતના અને નવી રીતભાતથી રસાતાં આવે છે, એનો પણ આ દીર્ઘ લેખમાં પરિચય થાય છે.

'કવિઓના કવિ અજ્ઞેય' વિષે લખતાં પ્રારંભે લેખકે પ્રયોગવાદની ભૂમિકા આલેખી છે અને 'પ્રયોગવાદ એટલે અજ્ઞેય' એવા મંડાતા સમીકરણ તરફ અંગુલિનિર્દેશ કરી, હિન્દી કવિતાના અનુસંધાનમાં અજ્ઞેયની કવિતાની વિકાસયાત્રા વર્ણવી છે. લેખમાં હિન્દી પ્રયોગવાદી કવિતાનાં લક્ષણોનો પણ સમાંતરે જ પરિચય મળતો રહે છે. અજ્ઞેયની કવિતામાં મુખ્ય વિષય તરીકે પ્રેમ અને પ્રકૃતિનો વિશેષ વિનિયોગ છે, એની સ્પષ્ટતા કરીને, વિષયવૈવિધ્યના એ સ્થૂળ નિર્દેશને કવિતાપરક અભિવ્યક્તિનાં દષ્ટાંતોથી મઢી લઈને એ વૈવિધ્યમાં કવિતાનો અર્થ કઈ રીતે સિદ્ધ થયો છે એનું મૂલ્યાંકન કર્યું છે. એ કવિતાનાં કલ્પનધર્મી અને પ્રતીકધર્મી વલણોને પણ લેખકે સરસ રીતે ઉપસાવ્યાં છે અભિવ્યક્તિની ગતિવિધિ સૂચવવા લેખના આરંભે આ પંક્તિઓ જોવા મળે છે :

> આઁગન કે પાર
> દ્વાર ખુલે
> દ્વાર કે પાર આઁગન

અજ્ઞેયની અવિરત કાવ્યસાધનાને કોઈ અંત નથી. તેથી, કવિને તો હંમેશાં કહેવાતું રહેશે–

> અબ ભી યહી સચ હૈ
> કિ અભી એક ગીત મુઝે ઔર લિખના હૈ.

લેખના છેવટના ભાગમાં મુકાયેલ આ પંક્તિઓ સહૃદયના આનંદ અને આશ્વાસનનું નિમિત્ત બની શકે એવી અજ્ઞેયની સર્જકચેતનાનો પરિચય કરાવવાનું લેખકનું કાર્ય મહત્ત્વનું બને છે.

ઓછું પણ સત્ત્વશાળી લખતા, અને વળી ક્યારેક પ્રચારાત્મક વલણોથી વિવાદાસ્પદ પણ બનતા 'જાદુગર કવિ : શમશેર'ની કવિતાનાં આકર્ષક વલણોની વિશેષ નોંધ લેતા અને પ્રચારગંધી વલણનો આછેરો સંકેત આપતા ભોળાભાઈની વિવેચનપ્રવૃત્તિ એકંદરે 'ગમતાનો ગુલાલ' કરી નાખવાની પ્રવૃત્તિ છે. કોઈ પણ વિવેચક સૌ પ્રથમ તો સહૃદય ભાવક છે અને એ રીતે પ્રાપ્ત કરેલા પ્ર–ભાવને આલેખી બતાવતાં અણગમતાને જતું કરવાની લેખકની વૃત્તિ અહીં કળાય છે. અલબત્ત, ચિત્રકાર શમશેર અને કવિ

શમશેર જ્યારે એકત્વ પામે છે ત્યારે કવિતાની ગતિશીલતા વિવિધ રંગચ્છટાઓ અને દશ્ય સંવેદનાઓને કારણે કઈ રીતે આસ્વાદ્ય બને છે, એનુ દૃષ્ટાન્તસભર વિવેચન અહીં થયુ છે એ ઉપરાત, કવિતાની ઇન્દ્રિયગ્રાહ્યતા અને કલ્પનાપ્રધાનતાને પેલી ચિત્રકલા કઈ રીતે ઉપકારક થાય છે તથા કવિતાના કલ્પનો માત્ર 'ચિત્રકાવ્ય'નુ સર્જન કરવાને બદલે કવિતાને જે રીતે વ્યજનાપૂર્ણ બનાવે છે, એનુ નિરૂપણ શમશેરની કવિતાનો જાદુ સમજાવવા પર્યાપ્ત નીવડે છે વિવિધ કાવ્યપ્રકાર અને કાવ્યસ્વરૂપને અજમાવતા રહેતા અને તેથી જ 'ઐન્દ્રજાલિક"–જાદુગર–કવિ ગણાતા શમશેરની સમગ્ર કવિતાનો પરિચય અહીં થતો નથી વિવેચકને એ અભિપ્રેત પણ નથી એમ છતા, જો 'એમણે બહુ લખ્યુ નથી' તો પછી જે લખ્યુ છે, એનુ ય ખડદર્શન જે ઝખના જગાડે છે એ સ્વાભાવિક રીતે જ અહીં સતોષાતી નથી પ્રચારાત્મક કવિતાની વાત બાજુએ રાખીએ તો પણ હિન્દીમા બહુ ઓછાં લખાયેલા સૉનેટ કાવ્યોમા શમશેરનુ પ્રદાન જાણવાની અને ભોળાભાઈ કહે છે એમ 'કાવ્યાનુભૂતિઓ અને કાવ્યરીતિઓની વિલક્ષણતાઓ અને વિભિન્નતાઓ'ના વિશેષ આસ્વાદની અપેક્ષા અધૂરી રહે છે

શરદચદ્રની બે નવલકથાઓ 'ગૃહદાહ' અને 'શ્રીકાંત' વિશે લખાયેલા અલગ અલગ લેખોના પ્રારભમાં જ ભોળાભાઈએ બનેને 'શરદચ્ચદ્રની ઉત્તમ નવલકથાઓ' તરીકે ઓળખાવી છે બનેની ઉત્તમતાને તેઓ ભિન્ન ભિન્ન રીતે પ્રમાણે છે 'ગૃહદહ'ના નિર્દોષ આકૃતિવિધાનથી તેઓ આકર્ષાયા છે લેખના પેટાશીર્ષકમા અચલાના પાત્રવિધાનની ચિત્રવિચિત્ર ગતિ અને અતિક્રમણાએ સ્થિર થતા એના વ્યક્તિત્વના વિશેષ ગુણનો તેમણે નિર્દેશ કર્યો છે 'અચલાથી અ-ચલા' નવલકથાના આકૃતિવિધાનના કલાત્મક અંશોને દર્શાવતા રહીને અચલાના પાત્રવિધાનની વિવિધ મુદ્રાઓ તરફ સતત સ્પૉટ–લાઈટ ફેરવતુ રાખવા માટે, વસ્તુસંકલનાના મહત્ત્વના અંશોને ગૂંથી લેવાની જરૂરિયાત આ લેખમા ઉચિત રીતે જ પોષાઈ છે એને 'કથાસાર'ની ગાળ આપીએ તો પણ, અચલાના આતરિક સંચલનો અને બાહ્યાચાર સાથે સંકળાતા કલાવિધાનનો પાર પામવા એ જરૂરી છે, એમ લાગ્યા કરે છે મહિમ અને સુરેશ વચ્ચે અટવાતી–અથડાતી અચલાનુ ચચલ-ત્વ, હકીકતમા તો તેની પુન અ-ચલા બનવાની પરિસ્થિતિ તરફ જ ગતિ કરતુ હોય છે સર્જકના એ કલાત્મક આવિર્ભાવને લક્ષ્ય કરીને જ આ લેખ લખાયો છે 'શ્રીકાન્ત'નુ સવિધાન પ્રથમ દૃષ્ટિએ શિથિલ લાગતુ હોવા છતા અને કૃતિ અધૂરી લાગતી હોવા છતા ભોળાભાઈ એને એક 'સમગ્ર રચના' તરીકે જ ઓળખાવે છે પ્રથમપુરુષવાચક નવલકથાની ટેકનિકથી આલેખાયેલી હોવાને કારણે જ એને સમગ્રતાનુ પરિમાણ મળે છે, એવી લેખકની રજૂઆત છે 'શ્રીકાન્ત નામના માણસની ચેતનામાથી ગુજરેલી' નવલકથાની વેરવિખેર સૃષ્ટિનો પરિચય આપતાં આપતા જ તેઓ શ્રીકાન્તની નિ-ભ્રમણ કથાનો સાક્ષાત્કાર કરાવે છે એ રીતે જોતા બને નવલકથાના પાત્રવિશેષને કેન્દ્રમા રાખી, એની ચારેકોર ફરતી પાત્રસૃષ્ટિ કે ઘટનાઓના વિવિધ ભ્રમણોનુ કલામૂલ્ય સમજાવવા માટે લેખકે રજૂ કરેલા કથા અંશો–અહીં પણ–ઉપકારક સાબિત થાય છે બને નવલકથાઓમા, લેખકે નિર્દેશેલુ કેન્દ્ર–એટલે કે પાત્ર અને એના ભ્રમણો–ગતિશીલ છે, અને

એની આસપાસ દેખાતું—અન્ય પાત્રસૃષ્ટિ, ઘટનાઓ ઈનું–પરઘ પણ ગતિશીલ છે. આ ઘુમરાતી ગતિશીલતાની કલાકીય ગુંજાશ સમજાવવા માટે પણ આપેલો કથાસાર જરૂરી બને છે. પરભાષાની કૃતિ વિષે લખતાં વિષયવસ્તુનો વિસ્તાર દર્શાવતા રહીને રસસ્થાનોનો પરિચય કરાવવાની પદ્ધતિ, આપણે ત્યાં છેક આનંદશંકરથી ચાલતી આવી છે અને અનેક નામાંકિતોએ અપનાવી છે. એ જરૂરી પણ છે તેઓ જો વિવેચનાત્મક વિધાનો કરતા રહે તો આપણે પુરાવા માગીએ–દૃષ્ટાંતો માગીએ અને વિષયવિસ્તારની સાથે–વચ્ચે વચ્ચે અટકીને–રસસ્થાનોની ચર્ચા કરે કે ક્ષતિઓ દર્શાવે અથવા વસ્તુસંકલનના અમુક અંશોનું આલેખન કરી વિવેચ્ય કૃતિ અંગેની પોતીકી માન્યતાઓનું પોષણ કરતા રહે તો આપણે એને 'કથાસાર' કે 'પેરેફ્રેમિંગ'ની ગાળ આપીએ! આ આ તલવાર બેધારી છે અને આડીઅવળી ગળાકાપ પ્રવૃત્તિ માટે ઉપયોગી પુરવાર થઈ છે.

સંદર્ભ આધુનિક હોય કે પરંપરાગત હોય, સરવાળે તો સાહિત્યકલાએ મંત્ર અને તંત્રના સમન્વયની 'માનવીય સંદર્ભ'ની જ ખેવના કરી છે. શરદબાબુની નવલકથાઓના સંદર્ભમાં એ ખેવનાનું પોષણ થતું દેખાય છે. 'નાગ્નપુરુષ'નાં ઘણાંખરાં લખાણોમાં લેખકે પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપે એ જ વૃત્તિ દર્શાવી છે. 'લૌહકપાટ'ના લેખક જરાસંધ જેલજીવનની અને લૌહકપાટની ભીતર પુરાયેલાં માનવીની કહાણી કહે છે; પણ બહિરંગે જેલખાતાના 'કેસ હિસ્ટ્રી'ને યોગ્ય લાગતાં માનવીઓના અંતરંગનું નિરૂપણ જ એને 'અભિનવ કથસૃષ્ટિ' બનાવે છે. પ્રથમ દૃષ્ટિએ જેલજીવન ભોગવતાં માનવીઓની કથાઓમાં અભિવ્યક્તિ પામેલો 'માનવીય સંદર્ભ' કઈ રીતે એ કથાઓને સાહિત્યિક સીમાપ્રાંતોમાં લઈ આવે છે;– એ જ અહીં વિવેચકના રસનો વિષય છે. બુદ્ધદેવ બસુના નાટ્યસર્જન 'તપસ્વી ઓ તરંગિણી'માં પણ્યાંગના તરંગિણીના હૃદયમાં ઉદય પામતા નારીત્વનું –તરંગિણીના ભાવાન્તરનું–આલેખન, 'તપ અને રૂપ' નામના લેખમાં વિવેચકના રસનો વિષય બને છે; એ પણ ઉપર્યુક્ત 'માનવીય સંદર્ભ'ના અનુસંધાનમાં જ નોંધપાત્ર છે. વધારામાં, મનોવૈજ્ઞાનિક સ્તરના આ નાટકમાં કવિતાનો સમુચિત વિનિયોગ હોવા છતાં, નાટક 'કવેતાઈ' બનતું નથી અને પોતાનું નાટ્યત્વ જાળવી રાખે છે–એ બાબત પણ ભોળાભાઈએ સારી રીતે ઉપસાવી છે. આ લેખમાં વિવેચકની દૃષ્ટિ, કથાસાહિત્યના તેમના વિવેચનથી ભિન્ન રીતે કૃતિતપાસ આદરે છે. 'તપસ્વી ઓ તરંગિણી' નાટક છે અને નાટકની ઉત્તમતા–એની સાહિત્યિકતા સમેત–રંગમંચ પર જ નિખરી આવે છે, એવી ચોખ્ખી સમજણ સાથે જ તેઓ આગળ વધ્યા છે. એ જ રીતે 'નાટ્યપુરુષ ચંદ્રવદન' વિષે લખતાં પણ ભોળાભાઈએ કહ્યું જ છે : "…તેઓ નાટક લખે છે ત્યારે થિયેટર–દૃષ્ટિથી સભાન, અતિસભાન રહે છે અને એટલે તેમનાં નાટકોની 'પ્લે–સ્ક્રિપ્ટ' તરીકે સિદ્ધિ લગભગ નિર્વિવાદ હોય છે. આ 'પ્લે-સ્ક્રિપ્ટ' તખતા પર વધારે સજીવ બને છે …એને 'નાટક'ના સાહિત્યસ્વરૂપમાં લેતાંય તેની મંચનક્ષમતાને પણ એક અનિવાર્ય ઘટક તરીકે સ્વીકારીને ચાલવાનું હોય છે.

'અરણ્યવાસ', 'સંચારિણી દીપશિખા' અને 'પ્રથમોદ્બિન્દવઃ' જેવા લેખોમાં સાહિત્યપ્રતિષ્ઠિત વિષયોને પોતાની રીતે વિસ્તારવાનો–પમાડવાનો મુક્ત ઉદ્યમ છે. એમ છતાં, વિષયની પસંદગીથી માંડીને

સમગ્ર રજૂઆતમાં વિવેચકની દૃષ્ટિ અને સ્પર્શ રહેલાં છે. 'અરણ્યવાસ'માં 'રામચરિત માનસ'નો વિશેષ સંદર્ભ છે. પરંતુ, તુલસીદાસની સાથે સાથે વાલ્મીકિ અને કંબનની તદ્‌વિષયક કાવ્યપ્રવૃત્તિનો એમાં પરિચય થાય છે, જેના વડે કાલિદાસ, 'દીપશિખ કવિ'નું સન્માન પ્રાપ્ત કરે છે એ 'રઘુવંશ'નો 'સંચારિણી દીપશિખા' વાળો શ્લોક લઈ, ભોળાભાઈએ 'મનોહર ગતિચિત્રો' આલેખવાની કાલિદાસની કાવ્યકલાનો આંશિક પણ ઉત્તમ પરિચય કરાવ્યો છે. 'પ્રથમોદ્‌ભિન્દવ:'માં 'કુમારસંભવ'નો સંદર્ભ છે અને પાર્વતીના સૌંદર્યવર્ણનની સમાંતરે ચાલતા કાલિદાસના કવિતાસૌંદર્યનો મહિમા એમાં વ્યક્ત થયો છે. 'મોહકતાથી માંગલ્ય' તરફ જતી સૌંદર્યવર્ણનની દૃષ્ટ ક્રમિક ગતિ આલેખવાનો કાલિદાસનો સફળ પ્રયત્ન ભોળાભાઈએ સયુક્ત દૃષ્ટાંતનિરૂપણ કરીને વ્યવસ્થિત રીતે ઓળખાવ્યો છે. સંસ્કૃત ગ્રંથોના સંશોધનાત્મક વિવેચનનો ઉત્તમ આદર્શ ઉમાશંકર જોશીએ 'શ્રી અને સૌરભ' દ્વારા ગુજરાતીમાં પ્રતિષ્ઠિત કર્યો છે. ભોળાભાઈ જેવા વિવેચકો એ દિશામાં વધુ પ્રવૃત્ત થાય, એ આપણા હિતમાં છે

'સંસ્કૃતિનાં પચીસ વર્ષ' દ્વારા ગુજરાતીની સામયિક પ્રવૃત્તિમાં વિષયવૈવિધ્ય અને વિચારવૈશિષ્ટ્યને કારણે નીવડી આવેલા 'સંસ્કૃતિ' માસિકનાં પચીસ વર્ષનો ઇતિહાસ વ્યક્ત થયો છે. 'ગોપીનાથ મહાન્તી: એક મુલાકાત'માં તો સ્વાભાવિક રીતે જ મહાન્તીના સાહિત્યિક વિચારો-વિભાવનાનું આલેખન છે. અહીં 'કાલેલકર સાથે વાર્તાલાપ' કરીને ગ્રંથનું પ્રકાશન કરનાર રવીન્દ્ર કેળેકર વિષે ખુદ કાલેલકરે કહેલા શબ્દો યાદ આવે છે: "પ્રશ્ન પૂછનાર પણ પોતે બહુશ્રુત અને ચિંતક હોવો જોઈએ. સંભાષણમાં વિષયનું વિવેચન સાંગોપાંગ થઈ શકતું નથી. એને માટે તો ખાસ ખાસ ઉપપ્રશ્નો પૂછવા પડે છે. પરિણામે જેવો પ્રશ્ન પૂછનાર તેવી વિષયના વિવેચનની સફળતા." જિજ્ઞાસુએ આ સંદર્ભમાં એક વાર મુલાકાત વાંચી જવી જોઈએ 'તુલનાત્મક ભારતીય સાહિત્ય' એ શીર્ષક છેતરામણું છે. યુ. જી. સી. પ્રેરિત 'ભાષા સાહિત્ય દ્વારા રાષ્ટ્રીય એકતા' વિષેના પરિસંવાદમાં અપાયેલું આ વ્યાખ્યાન વિદ્યાકીય વ્યવસ્થાઓના સંદર્ભમાં તૈયાર થયેલું છે અને એ રીતે 'કાલપુરુષ'ના નિવેદનમાં રજૂ થયેલા વિદ્યાકીય આશયને ઉપયોગી છે; પણ શીર્ષકથી પેદા થયેલી 'વિવેચકીય દૃષ્ટિકોણ'ની આપણી અપેક્ષાને એ તોષતું નથી.

(૪) એ સાચું છે કે ભોળાભાઈએ 'ફિરે ફિરે' જેવી સુભાષ મુખોપાધ્યાયની કવિતાની બોલચાલના ભંગિમા વિષે વિચારવાની સ્થિતિ પ્રાપ્ત થઈ ત્યારેય કૃતિની ભાષાતપાસનો મહિમા કર્યો નથી. કવિએ આપેલા ભૂમિકાના અનુસંધાનમાં જ અર્થઘટન વિકસ્યું હોય એવો અનુભવ થાય છે. આવા સંજોગોમાં અને અન્યત્ર પણ એ દિશાની ખૂટતી કડીઓ અચૂક વિવાદાસ્પદ લેખાય. પણ એ તો વિવેચનની પદ્ધતિનો મુદ્દો થયો. એને કારણે વિવેચકના સાહિત્યિક અભિયોગ વિષે શંકા કરવી અસ્થાને ગણાય. વળી, એમ પૂછવાનું મન થાય કે, 'ભાષાવૈજ્ઞાનીય સાહિત્યમીમાંસા' દ્વારા ટોટલ ક્રિટીસિઝમનો આદર્શ ચરિતાર્થ કરવા માટે જે શ્રદ્ધાઓ જન્મી છે એમાં ગુજરાતી વિવેચને જે ફાળો આપ્યો છે-એમાં એકબે અપવાદો બાદ કરતાં-એ કેટલો શ્રદ્ધેય છે? એ દિશામાં ઓછુંવત્તું કાર્ય કરનારને આપણે આવકારીએ, પણ એ જ

દિશામાં કાર્ય કરાવવાનો ,આ સંજોગોમાં આગ્રહ રાખીએ–એ બીજા અતિમતનું સત્ય હોય તોય અપ્રસ્તુત નથી ?

એક સવાલ એવો પણ થાય છે કે તુલનાત્મક અધ્યયનની દિશામાં કાર્ય કરનાર તમામ સાહિત્યની તમામ ભાષાઓ જાણી શકે ખરો ? વળી, આવડતી ભાષાના સાહિત્યને પણ વ્યવસ્થિત રીતે સમજવા માટે પણ કોઈ વાર અનુવાદનો આધાર લેવાય તો કશી ખોટ પડે ? અનુભવે સમજાયું છે કે અંગ્રેજી દ્વારા ફ્રેન્ચ, જર્મન અને બીજી ભાષાઓના સાહિત્યને પામવાનો આપણો પુરુષાર્થ એકંદરે સફળ રહ્યો છે. ભોળાભાઈ હિન્દી, બંગાળી, સંસ્કૃત જેવી ભાષાઓ સારી રીતે જાણે છે એમ છતાં, એ ભાષાની કૃતિઓનાં સારા અનુવાદો તેમણે નજર સમક્ષ રાખ્યા હોય (કેટલેક સ્થળે તો એમ કર્યાનું તેમણે સ્પષ્ટપણે સૂચવી દીધું છે) તો એમાં કશું અજુગતું લેખાય નહિ મૂળના ભાવ જાળવતા સારા અનુવાદો આવા વિવેચકોને મળતા રહે, એ તો વાચક અને વિવેચકનું સદ્‌ભાગ્ય ગણાવું જોઈએ,

રઘુવીર ચૌધરીએ 'શરદચંદ્ર વ્યાખ્યાનમાળા'ના એક વ્યાખ્યાનમાં બહુ માર્મિક રીતે કહ્યું હતું : 'શરદબાબુને કેટલાય ગુજરાતી વાચકો ગુજરાતી નવલકથાકાર માને છે.' અહીં વાત વાચકના છે, પણ વિધાન વિવેચકનું છે. રીતરિવાજ કે રહેણીકરણીએ જે અલગતા ઊભી કરી છે એ માનવમનની સંકુલતા કે સહૃદયતાની સર્વવ્યાપક અને સર્વસ્પર્શી આંતરિક વૃત્તિને ખંડિત કરી શકતી નથી. વળી સર્વસામાન્ય જીવનરીતિનાં સમગ્ર ભારતની પ્રજા સાથે સંકળાયેલાં કેટલાંય તત્ત્વો શરદબાબુએ તેમની નવલકથાઓમાં ઉપસાવ્યાં જ છે. તુલનાત્મક અધ્યયન કરતી વખતે પ્રજા અને ભાષાની સંસ્કૃતિ સાથે રાખીને કૃતિ તરફ જવાનું હોય છે કોઈ વાર એથી ઊલટી ચાલ ચાલીને કૃતિથી સંસ્કૃતિ તરફ–આ અર્થમાં જ–જવાનું પણ બને.

એની સાથે સાથે, જે તે સર્જકની વૈયક્તિક વિલક્ષણતાઓની તારવણી કરવાની અનિવાર્ય શરત પણ ખરી જ. સર્જકની એ વૈયક્તિકતા, એના નીવડી આવેલા કલાવિશેષને પોષવામાં કેટલી ઉપકારક થઈ છે એનાં નિદર્શનો પણ વિવચકે તારવી આપવાં જોઈએ. એ પછી, એની પોતાની ભાષાના કે અન્ય ભાષાના સર્જકોનાં સાહિત્યિક ચલણવલણ સાથેની તુલનાની સાચી ભૂમિકા પ્રાપ્ત થાય છે. આ ભૂમિકા સિદ્ધ કરવામાં ભોળાભાઈ ઘણે અંશે સફળ થયા છે, એની આગળના મુદ્દામાં વિસ્તારથી ચર્ચા કરી જ છે. એ ભૂમિકા કેટલી પરિણામગામી બની શકે, એ જોવા થોડાં હાથવગાં દૃષ્ટાંત લઈએ.

મલયાલી સર્જકોમાં જોવા મળતી માર્ક્સવાદી પ્રતિબદ્ધતાથી ભિન્ન પડીને તકષીએ કરેલા 'ચેમ્મીન'ના સર્જકકર્મનો ભોળાભાઈએ 'કાલપુરુષ'માં પરિચય કરાવ્યો છે. સાગરકાંઠાની આ શુદ્ધ પ્રેમકથા જેટલી પ્રેમકથા છે, એટલી જ સાગરકથા પણ છે. એની સાથે ગુણવંતરાય આચાર્યની સાગરકથાઓનો વિચાર કરીએ તો સમયફેરે પણ એ કથાઓ બહુ દૂરની લાગતી નથી. લખનાર મલયાલી સાહિત્ય વાંચવાની ગુંજાશ ધરાવતો નથી. એમ છતાં, કેરળના લેખકો ગુજરાતમાં આવ્યા ત્યારે એમના વાર્તાલાપ પરથી કેટલાકની જેમ લખનારને પણ લાગ્યું હતું કે તેઓ સાહિત્યસર્જનની વિભાવનાના સંદર્ભમાં થોડાં વર્ષ પાછળ છે. એ વાતનું અનુસંધાન જાળવીને, ગોપીનાથ

વર્જન આપ્યું છે, એ સાગરની પાર્શ્વભૂમાં જ લખાયેલી 'માટી મટાળ'નું પણ અધ્યયન થઈ શકે એમ છે.

એ જ રીતે અજ્ઞેય અને શમશેરમાં ખાસ વિચારાયેલી પ્રયોગવાદી ભૂમિકાનું અનુસંધાન અન્ય સાહિત્યની પ્રયોગવાદી રચનાઓ સાથે કરી શકાય. પાઠકોને અશ્રુપાત કરાવવામાં આગળ રહેતા બંગાળી લેખકોથી ભિન્ન પડીને જરાસંધે જાળવેલા 'લોહ-કપાટ'ના કલાકીય તાટસ્થ્યનો સંદર્ભ આવતા જ મેઘાણીકૃત 'માણસાઈના દીવા'નું ત્વરિત અનુસંધાન થાય છે. નાટકની સાહિત્યિકતાને રંગમંચ પર નિષ્ઠાપૂર્વક પ્રગટાવવાની અદ્યતન ગુજરાતી નાટ્યકારની જહેમત સાથે ચંદ્રવદનની લાંબી કારકિર્દીની ફલશ્રુતિ ન સાંકળી શકાય? ભારતીય સાહિત્યની અભિજ્ઞતા ગુજરાતી વાચકવર્ગમાં કેળવવાનો 'કાલપુરુષ'નો પ્રયાસ–એની વિદ્યાકીય દૃષ્ટિ અને વિવેચકીય નિષ્ઠાને કારણે–સફળ બન્યો છે.

પ્રયાસ પ્ર–સિદ્ધ થાય એ જ અપેક્ષા. *

* 'કાલપુરુષ' લેખક અને પ્રકાશક : ભોળાભાઈ પટેલ, મુખ્ય વિક્રેતા : આર. આર. શેઠની કંપની, પૃષ્ઠ ૨૮૮, કિંમત : પંદર રૂપિયા.



[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોના સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ –મ ]

૧૮૪ કિસ્મત કુરૈશી
મ્યુનિસિપલ સોસાયટી
રાણીકા, ભાવનગર

૧૮૫. મેઘનાદ ભટ્ટ
૩, સહકાર, તેલી ગલી, અંધેરી ઇસ્ટ
મુંબઈ–૬૯

૧૮૬. નરોત્તમ વાળંદ
સુનારવાડ, ભરૂચ

૧૮૭. ઇન્દુકુમાર ત્રિવેદી
સી/૭, ગુજરાત યુનિવર્સિટી સ્ટાફ કૉલોની
નવરંગપુરા, અમદાવાદ–૯

૧૮૮. દેવજી મોઢા
શિક્ષક સોસાયટી
પોરબંદર

# આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧. અદૃશ્ય | ધીરેન્દ્ર મહેતા | નવલકથા | ૧૫–૦૦ |
| ૨. જોગિયાના સૂર | પ્રીતમલાલ કવિ | ,, | ૧૪–૦૦ |
| ૩. અચલા | જ્યોતિષ જાની | ,, | ૧૫–૦૦ |
| ૪. યાદ કર્યે શું ? | જ્યોતિર રાવલ | ,, | ૧૮–૦૦ |
| ૫. ઉઘાડો દિલનાં દ્વાર | પ્રહ્‌લાદ બ્રહ્મભટ્ટ | ,, | ૨૨–૫૦ |
| ૬. સ્નેહધામ સૂનાસૂના | ,, ,, | ,, | ૨૪–૦૦ |
| ૭. કોહીનૂર | હરનામદાસ સહેરાઈ | ,, | ૨૨–૦૦ |
| ૮. ચાંદ ડૂબે તો પ્રિતમ જાગે | ભૂપત વડોદરીયા | ,, | ૨૧–૫૦ |
| ૯. પ્રેમચક્ર | પ્રિયકાંત પરીખ | ,, | ૧૬–૦૦ |
| ૧૦. આઘાત પ્રત્યાઘાત | નવીન વિભાકર | ,, | ૨૮–૦૦ |
| ૧૧. દિલનો દાવાનળ | રોહિત શાહ | ,, | ૧૪–૫૦ |
| ૧૨. પરિચય | દિનકર શાહ | ,, | ૧૯–૦૦ |
| ૧૩. અંગે અંગે આગ | મુકેશચંદ્ર | ,, | ૨૧–૫૦ |
| ૧૪. બિન્દી | અનુ. મયૂર | ,, | ૧૩–૦૦ |
| ૧૫. સત્યજીતરાયની રહસ્યકથાઓ ભા. ૧–૨ | અનુ. સુકન્યા ઝવેરી | નવલિકા | ૩૫–૦૦ |
| ૧૬. અઢી અક્ષરની પ્રીત | ભારતી વૈદ્ય | ,, | ૧૪–૦૦ |
| ૧૭. તહોમતદાર | ઈવાડેવ | ,, | ૧૬–૦૦ |
| ૧૮. અનાસક્ત | સુશીલા ઝવેરી | ,, | ૯–૦૦ |
| ૧૯. પૂર્વાલાપ | કાન્ત | કાવ્ય | ૨૦–૦૦ |
| ૨૦. વલોણું | રજનીકાંત પંડ્યા | ,, | ૮–૦૦ |
| ૨૧. તડપન | લક્ષ્મીનારાયણ પંડ્યા | ,, | ૫–૦૦ |
| ૨૨. કાવ્યાલંકાર | ડૉ. અનંતરાય જ. રાવલ | ,, | ૧૨–૦૦ |
| ૨૩. અંકિત | લાલભાઈ પટેલ | ,, | ૭–૦૦ |
| ૨૪. ખરતા તારાને | પ્રહ્‌લાદ પાઠક | ,, | ૩૦–૦૦ |
| ૨૫. બુંગાકુ શુમિ | ડૉ. રમણલાલ શાહ | વિવેચન | ૧૫–૦૦ |
| ૨૬. સાહિત્યિક સંશોધન વિશે | સુમન શાહ | ,, | ૫–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૭. નરસિંહરાવ | સુંદરજી બેટાઈ | વિવેચન | ૨-૫૦ |
| ૨૮. અબ્રહામ લિંકન | મણિભાઈ ભ. દેસાઈ | જીવનચરિત્ર | ૩૦-૦૦ |
| ૨૯. ઝાકળભીનાં પારીજાત | ગુણવંત શાહ | નિબંધો | ૧૨-૫૦ |
| ૩૦. કસ્તુરી મૃગ આપણે સહુ | દોલતભાઈ દેસાઈ | ,, | ૧૦-૦૦ |
| ૩૧. શ્રી રમણ મહર્ષિની તત્ત્વદષ્ટિ | મુકુન્દ કોટેચા | લેખો | ૨૫-૦૦ |
| ૩૨. ભારતની સ્ત્રીનો પલટાતો દરજ્જો | સંપા. અક્ષયકુમાર દેસાઈ | સમાજશાસ્ત્ર | ૧૦-૦૦ |
| ૩૩. પૂજ્યશ્રી મોટાની દામ્પત્યભાવના | સંપા. રમેશ ભટ્ટ | ,, | ૨૦-૦૦ |
| ૩૪. ભાવિના પ્રહારો | યશોધર મહેતા | જ્યોતિષ | ૯-૦૦ |
| ૩૫. મધુપ્રમેહ અને તેના ઉપચાર | ચંદુલાલ કા. દવે | આરોગ્ય | ૫-૦૦ |
| ૩૬. હેલ્પીંગ વર્ડ્ઝની આંટીઘૂંટી સમજીએ | વનરાજ માલવી | પ્રકીર્ણ | ૧૨-૦૦ |
| ૩૭. સમાનઅર્થી અંગ્રેજી-ગુજરાતી કહેવત કોશ | સતીશચંદ્ર દેસાઈ | ,, | ૫-૦૦ |
| ૩૮. વક્તૃત્વશક્તિ કેમ ખીલવશો | વનરાજ માલવી | ,, | ૭-૫૦ |
| ૩૯. ચાલો રમીએ નાટક નાટક | પ્રકાશલાલા | બાળનાટક | ૩-૫૦ |
| ૪૦. પીપરમીન્ટના પહાડો પર | સુરેશ દલાલ | બાળકાવ્યો | ૭-૦૦ |

: પ્રાપ્તિસ્થાન :

આર. આર. શેઠની કંપની મુંબઈ-૪૦૦ ૦૦૨ અમદાવાદ-૩૮૦ ૦૦૧

---

## સ્વ. ભૃગુરાય અંજારિયાના પત્રો

સ્વ શ્રી ભૃગુરાય અંજારિયાના પત્રો ગ્રંથસ્થ કરવાની યોજના તેમનાં પત્ની પ્રો. સુધાબહેને કરી છે. આથી જે જે ભાઈબહેનો પાસે શ્રી ભૃગુરાયના પત્રો હોય તે સૌને એ પત્રો પરિચય ટ્રસ્ટના સરનામે (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨) મોકલવાની કૃપા કરવા વિનંતી કરીએ છીએ. પત્રોની નકલ કરાવીને મૂળ પત્રો તે મોકલનારને અસલ સ્થિતિમાં પાછા મોકલવાની ખાતરી આપીએ છીએ.

મુંબઈ :
સપ્ટેમ્બર ૫, ૧૯૮૦

યશવંત દોશી
મેનેજિંગ એડિટર
પરિચય ટ્રસ્ટ

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| बसन्ती | भीष्म साहनी | 20–00 |
| उजाला अंधेरा | गजेन्द्रकुमार मित्र | 60–00 |
| भीमपलश्री | वालायचन्द्र मुखोपाध्याय 'वनफूल' | 30–00 |
| नयी पौध | नागार्जुन | 14–00 |
| सवित्तरी | शैलेश मटियानी | 15–00 |
| महामहिम | प्रदीप पंत | 20–00 |
| मल्लिका | जरासंध | 15–00 |
| निर्लेप | गुरुदत्त | 20–00 |
| कई एक चेहरे | देवेन्द्र उपाध्याय | 13–00 |
| रात के उजाले | निरंजन तसनीम | 15–00 |
| शकुन्तला की डायरी | सुदर्शन मजीठिया | 9–00 |
| बुद्धं शरणम् | हरिस्वरुप गौड़ | 15–00 |

### कहानी

| | | |
|---|---|---|
| मुस्लिम परिवेश की विशिष्ट कहानियाँ | सं. विजयदेव झारी | 30–00 |
| टोबा टेकसिंह | सआदतहसन मंटो | 25–00 |
| चीफ साहब आ रहे हैं | हेतु भारद्वाज | 12–00 |
| कला–पोषक | आरिगपूडि | 16–00 |
| अनावरण | मनीष राय | 15–00 |
| अन्तिम अनुच्छेद | नित्यानन्द | 12–00 |
| अन्तरालों में मरता समय | सुदर्शन वशिष्ठ | 15–00 |

### कविता

| | | |
|---|---|---|
| राजिया रा दूहा | सं. नरोत्तमदास स्वामी | 6–00 |

### नाटक

| | | |
|---|---|---|
| इकतारे की आँख | मणि मधुकर | 12–00 |
| एक चीख अंधेरे की | गोपाल उपाध्याय | 9–00 |
| सिर्फ तुम्हारे लिए | गोपाल उपाध्याय | 10–00 |

### आलोचना

| | | |
|---|---|---|
| प्रेमचन्द का कथासंसार | सं. डा. नरेन्द्र मोहन | 35–00 |
| प्रेमचन्द : कुछ संस्मरण | सं. कमलकिशोर गोयनका | 25–00 |
| आधुनिक साहित्य : मूल्य और मूल्यांकन | निर्मला जैन | 18–00 |

# લલિત ગદ્યની મબલખ ફસલ

અંગત નિબંધ, લલિત નિબંધ, લઘુ નિબંધ
રેખાચિત્ર, કલાપ્રવાસ
સાહિત્યનો ભાવોદ્રેક અને
વિચારવૈભવ એકસાથે માણવો હોય તો
આટલા સંચયો વાંચી જાઓ
ને પછી બીજા કોઈક સહૃદયને સૂચવો

| | | |
|---|---|---|
| વિદિશા | ભોળાભાઈ પટેલ | ૧૮-૫૦ |
| નંદ સામવેદી | ચન્દ્રકાન્ત શેઠ | ૧૬-૦૦ |
| સહરાની ભવ્યતા | રઘુવીર ચૌધરી | ૧૭-૫૦ |
| શબ્દાતીત | ભગવતીકુમાર શર્મા | ૧૪-૦૦ |
| કેન્દ્ર અને પરિઘ | યશવંત શુક્લ | .... |
| ઝાકળભીનાં પારિજાત | ગુણવંત શાહ | ૧૨-૫૦ |
| શબ્દના લેન્ડસ્કેપ | જ્યોતિષ જાની | ... |
| શાહમૃગ અને દેવહુમા | વિષ્ણુ પંડ્યા | ૧૫-૦૦ |
| નામરૂપ | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | |
| નીરવ સંવાદ | હરીન્દ્ર દવે | ... |

ગુજરાતી ગદ્ય એક ડગલું આગળ ....

આર. આર. શેઠ દ્વારા પ્રકાશિત

આવરણ હેમાન્તી પ્રિન્ટર્સ, અમદાવાદ ૩૮૦૦૦૧ * ફોન . C/o. ૩૮૮૨૬૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ



સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪

અંક : ૪



કવિશ્રી જયંત પાઠક

સુરતની એમ ટી. બી. કોલેજમાં ૨૬ વરસ સુધી અધ્યાપનકાર્ય કરી તાજેતરમાં નિવૃત્ત થયાત્યારે વિદ્વાનો, મિત્રો તથા વિદ્યાર્થીઓ દ્વારા સન્માન પામ્યા. એમના અધ્યાપન/કાવ્યસાહિત્યસર્જન વિશેનાં એમનાં તથા વિદ્વાનોનાં મંતવ્યો આ અંકમાં અન્યત્ર રજૂ કર્યાં છે.

# થોડાં વિશિષ્ટ પ્રકાશનો

## દામ્પત્યભાવના

પૂ. શ્રી મોટા સાથે પ્રશ્નોત્તરી

પૂજ્ય શ્રીમોટાનાં પ્રગટ થયેલા પુસ્તકોમાં આ પુસ્તક એક અનોખા પ્રકારનુ છે. કોઈ મૂક્તાત્મા–સંતાત્મા સંસાર વ્યવહારમાં અવતરીને જીવમાત્રને એમાથી ઉગારવાનો આ રીતે માર્ગ દર્શાવે એ ઘટના ઘણી જ મહત્વની છે નવજીવનમાં પ્રવેશ કરતા સ્ત્રી પુરુષ પુરતુ જ નહિ પરતુ સર્વ કોઈ સ્ત્રીપુરુષના જીવનને ઉજાળનારું આ લખાણ છે

સ્ત્રીપુરુષની પ્રકૃત્તિના પ્રશ્નો તથા એમાથી ઉભી થતી અથડામણો અને જન્મતા સંઘર્ષો વેળાએ કેવી જાગૃત્તિ રાખવાથી અને કેવુ વલણ દાખવવાથી જીવન આનંદમાર્ગી બની રહે એનો મૂળગામી ઉકેલ પૂજ્ય શ્રી મોટાએ દર્શાવ્યો છે

સં. રમેશ ભટ્ટ — ૨૦–૦૦

## ઝાકળ ભીનાં પારિજાત

ગુણવંત શાહ — ૧૨–૫૦

- પચાસેક જેટલા લઘુ નિબંધોમાં શબ્દે શબ્દે વિચારોની મહેફીલ.
- એક નિબંધ પૂરો કર્યા પછી બીજા પર જતાં પહેલા વાચેલી વાતને મમળાવ્યા કરવાનું ગમે તેવી રજુઆત
- ગદ્ય અને પદ્ય વચ્ચેના સીમા પ્રદેશ પર મૌલિક ચિંતનનું અનેરું ઉડ્ડયન
- એક ગદ્યખંડ વાચ્યા પછી દિવસ સુધરી ગયો હોય એવી લાગણી થાય" એવો અનોખો નિબંધ સંગ્રહ.

"આપણી વચ્ચે આ ખાઈ તમે જ ઉભી કરી છે બાપુ, તમારે જ એ પૂરવી પડશે નહિ પૂરો ત્યાં સુધી હું મારી ટેકરી પર અને તમે તમારી ટેકરી પર એવો ઘાટ રહેશે અને પોતાની ટેકરી ઊંચી હોવાનુ ગુમાન પણ રહેશે"

## ધીરા સો ગંભીર

સારંગ બારોટની નવી નવલકથા

"ઘર અને ઘરમાં રહેતા સૌ મને ગમે છે પણ મારુ સ્વમાન મને વહાલું છે એનું શું? મારી મહત્વકાક્ષાની સિદ્ધિ માટેનો પુરુષાર્થ મને પ્યારો છે એનું શું?

ઘર ઘરની વાત કહેતી ધીર ગંભીર નવલકથા — ૨૭–૫૦

ગુજરાતી નવલકથાના લોકપ્રિય લેખક
શ્રી વિઠ્ઠલ પંડ્યાની નવી કૃતિ

## લાંબી સફર, ટૂંકી જિંદગી

એક પગલુ ઉંબર બહાર અને જિંદગી શાપ રૂપ બની જાય છે! સપ્તપદીના વચનોની ત્યારે કશી કિંમત રહેતીનથી! એક અભાગી યુવતીની દર્દભરી દાસ્તાન લોકપ્રિય કલમે

રૂ. ૨૩–૦૦

નવી અને જુની પેઢી બન્નેના લોકપ્રિય લેખક
શ્રી શિવકુમાર જોષીની નવી નવલકથા

## પ્રિય રમ્ય વિભાવરી

ધારાવહી રીતે પ્રગટ થતી હતી ત્યારે "ગુજરાત સમાચાર"ના લાખો વાચકોને રસ તરબોળ કરી મૂકેલા સામાજિક પ્રશ્નોની વિશિષ્ટ રજૂઆત. લોકપ્રિય કલમે

રૂ. ૧૫–૦૦

ઉદ્‌ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪
૧૫ ડીસેમ્બર '૮૦ : અંક ૪
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૬૯૦૦

આર. આર. શેઠની કંપનીવતીભગતભાઈ ભુરાલાલ શેઠે યોગી પ્રિન્ટરી, ૧૯, અમૃત ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ-૧માં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

[illegible]

# 'વનાંચલ'ના કવિનું સન્માન

સુરતના પી. ટી. સાયન્સ કૉલેજના મધ્ય ખંડમાં તા. ૬ ડિસેમ્બર ૧૯૮૦ના રોજ કવિ- અધ્યાપક ડૉ. જયંત પાઠકનું દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના કુલપતિ શ્રી કે. એસ. શાસ્ત્રીના પ્રમુખપદે સન્માન થયું. સુરતની એમ. ટી. બી. કૉલેજમાં સત્તાવીસ વરસ કામગીરી બજાવી નિવૃત્ત થતા ડૉ. પાઠકે પોતાના અધ્યાપક કવિ તરીકેના સ્વ-અનુભવ વર્ણવ્યા તે અહીં ઉતારીએ છીએ:

'પ્રેમ મારો શ્વાસ-પ્રાણ છે, અધ્યાપક તરીકે મેં મારા વિદ્યાર્થીઓને પ્રેમ કર્યો છે. એમનો પ્રેમ મળ્યો છે, ભાઈ-મિત્રોનો પ્રેમ મળ્યો છે. એમ. ટી. બી. કૉલેજમાં સત્તાવીસ વરસ કામ કર્યું એ દરમિયાન પણ મને પ્રેમ જ પ્રેમ મળ્યો. હું તો કંઈ નથી પણ આ સન્માન દ્વારા સુદામાના શબ્દોમાં કહું તો, 'તમે તો મને મોટો કર્યો છે, મને મોટો કર્યો મહારાજ'

[illegible]

'કવિતા દ્વારા હુ મારા આદિને શોધી રહ્યો છુ, મૂળમા જવાનો પ્રયાસ કરુ છુ મારી ગરજે કવિતા કરુ છુ બાકી એક જન્મે કવિ ન થવાય એ મારી પ્રતીતિ છે ક્યારેક એ નામને માત્ર થશુ તો ભલે

'પુણેમા પ્રેસ કમિશનમા હતો ત્યાથી અહી બોલાવી મને મારુ પોતાનુ કામ આપનાર મુ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો ઋણી છુ તેમના વાત્સલ્ય પ્રેરણા, પ્રોત્સાહન મને મળ્યા છે આમ ઘણા સાથે ટીખળ કરુ છુ પણ વિષ્ણુભાઈ–ઉમાશંકર સાથે ટીખળ નથી કરતો '

કવિશ્રી જયન્ત પાઠકની 'મર્મર'થી 'અનુનય' સુધીની કવિતાયાત્રા વિશે સાક્ષરવર્ય શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ સદેશા મારફત તથા ઉશનસ્ તથા ડૉ સુરેશ દલાલે આ પ્રસગે હાજર રહી જે બયાન કર્યું તે રસિકો માટે ઉપયોગી બની રહેશે

'આ કૌતુકરાગી કવિએ છદોબદ્ધ રચનાઓ ઉપરાત અછાદસ્ રચનાઓ કરી છે વતનની સોહામણુ એ તેમની કવિતાનો વિશિષ્ટ પ્રદેશ છે આમ મિતભાષી છે, પણ અદરથી તેઓ બોલકા છે તીક્ષ્ણ કટાક્ષ તેમનુ ઓજાર છે

—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

'જયન્તભાઈનુ ને મારુ અદ્વૈત છે, જીવનમા ને શબ્દોમા એ શબ્દ દ્વારા 'સ્વ'ની શોધ કરે છે, પોતાને પામતા જાય છે વનાચલ પછીની એમની કવિતામા આપણે એ જોઈ શકીએ છીએ જે વતન એમણે ખોયુ છે તેને શ્વાસોચ્છ્વાસમા એ જીવી લેવા માગે છે વનાચલ પછી એ પોતાનુ 'સ્વરૂપ' પામ્યા છે

—ઉશનસ્

'આ કવિ 'વિસ્મય'નો કવિ છે એ પોતાના આગણે અચરજનો તડકો ઊગતો જુએ છે કવિ જયન્ત પાઠકના સાપ્રતનુ અનુસધાન વિગતમા મળે છે જીવવાની અભીપ્સા છે, પરતુ એ ભૂતકાળમા જીવવાની છે

'વનાચલ' પછીની કવિતામા તેમણે (કવિએ) આદિવાસી'ના પરસેવાનુ અત્તરમા રૂપાતર કર્યું છે, એમની કવિતા દ્વારા આ કવિ નગરમા રહેતા છતા વગડામા રહે છે અને તેથી જ કહે છે કે થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમા

—સુરેશ દલાલ

*આ લખનારના મતે કવિશ્રી જયન્ત પાઠક* સક્રિય' કવિ છે અને પોતાની કાવ્યપ્રવૃત્તિ દ્વારા પોતે એક કાળે સ્થાપેલા પોતાના 'રસકીય' અનુભવને જડ રીતે વળગી ન રહેતા, સુધારે છે અધ્યાપક તરીકેની તેમની નિવૃત્તિ આમા બાધારૂપ બનશે નહિ તેની ખાતરી છે

આ પ્રસગે કવિશ્રીને ભેટ–પ્રતીક રૂપે અર્પણ થયેલ દીવાન–ઘડિયાળનો સૂક્ષ્મ સદર્ભ – કવિ શ્રીએ પ્રારભમા વર્ણવ્યો જ છે

સન્માન સમિતિએ જાહેરાત કર્યા મુજબ હવેથી દર વરસે ડૉ જયન્ત પાઠકના નામનુ કવિતાનુ વાર્ષિક પારિતોષિક અપાશે કવિઓ અને એમની 'કવિતાઓ' એનાથી ભલે રાજી થાય

—મનહર મોદી

## હરીશ મીનાશ્રુ

### બટન

એનો દૃષ્ટિકોણ અત્યંત અંગત હતો. દરરોજ સવારે એની બારીમાં રચાતા એ દૃશ્ય પ્રત્યે એ વિચિત્ર પ્રકારની આત્મીયતા અનુભવતો હતો. સામેના ઘરમાંથી ઝાંખું ભીનું શરીર ધરાવતી એક સુકુમાર છોકરી ખૂલતો પેટીકોટ પહેરીને તડકામાં બહાર નીસરી આવતી. એના નાજુક હાથોને પીઠ તરફ વાળીને કષ્ટપૂર્વક તે સરસરાતા પેટીકોટનાં બટન બીડવાની કોશિશ કરતી. સહેજ઼ અચકાતી, જળ જેવું ઝલ્લલ્લ ઝૂલી, ભારઝલ્લું નમીને ટટાર થઈ જતી. એ સાથે જ બટન બીડવાની ક્રિયા લગભગ પૂરી થઈ જતી.

એને એ છોકરીના મૃદુ હલનચલનમાં કુદરતી રીતે જ રસ પડતો. એકાદ બેવાર એને ઇશારતથી પાસે બોલાવીને એણે બટન બીડી આપવાની નિર્દોષ ઇચ્છા પ્રગટ કરેલી. પરંતુ પ્રત્યુત્તરમાં પેલી છોકરીએ લાંબાબબ્બે જીભડા બહાર કાઢી, નાકનું ટીચકું ઊંચું ચઢાવીને અણગમો વ્યક્ત કરેલો. એની નાસિકાના સૂચ્યગ્ર પર તિરસ્કારની આછી રતાશ ઊપસી આવેલી. એ વખતે એ દીંટેથી તૂટેલા પાનની માફક તરફડેલો. છોકરીના મુખ પર પ્રગટેલા ભાવ-વિકારને સ્પષ્ટ કરવા શબ્દકોષના બધાય-પર્યાયોને એ તપાસી ચૂકેલો. સંશય અસ્વીકાર અવહેલના તિરસ્કાર ઘૃણા... એટલું ય ઓછું હોય તેમ બધા જ શબ્દોને એકમેક પર ગોઠવીને, અપારદર્શક અક્ષરોમાંથી એક નવો જ ભાવવાચક અથવા તો અ-ભાવવાચક શબ્દ રચી લેવાની વૃત્તિ પણ એને થઈ આવેલી.

ટૂંકમાં, ત્યારથી એ ઘટના પ્રત્યે એને સમજી ન શકાય તેવું ડરમિશ્રિત આકર્ષણ રહેતું।

...એને એટલે જ અમુક ચોક્કસ સમયે બારીના અમુક ચોક્કસ ખૂણા પાસે લાલાયિત મુદ્રામાં ઊભો રહેલો એ અચૂક જોવા મળતો. પેલી ખુલ્લાં બટન સાથે બહાર આવતી કે લાગલું જ એની રુંવાટીમાં બેસુમાર બેચેની ફરી વળતી. અજ્ઞાતપણે જ એના બન્ને હાથ એ દિશામાં ચુસાવા લાગતા, ચુસાયે જતા. પારિજાતકનાં ફૂલ ચૂંટાતાં હોય તેમ પેટીકોટનાં બટન બીડાતાં ને ભદ્રતાથી એના પુરુષહાથ પાછા વળીને સ્કંધમાં સંકોચાઈ જતા. બીજું તો ખાસ કંઈ જ ન થતું, કેવળ વશીકરણમાંથી છૂટેલા શરીરની જેમ ત્યાર પછી એનું મન ક્યાંય લગી તૂટતું. એની મનોચેષ્ટાની ખબર કોઈને ય ન પડતી.

બસ, એ જ રીતે બેચાર વર્ષમાં જ કોઈને ય ખબર ન પડે તેટલી સહજતાથી પેલી છોકરીની છાતી પર સમયની પોચી મસૃણ ઢગલીઓ રચાઈ ગઈ. અને એક દિવસે પેટીકોટનું બટન બીડવું—એ ઘટનાએ ગૌઢામય અને ગુહ્ય સ્વરૂપ ધારણ કર્યું.

હવે અદૃશ્યપણે થઈ રહેલી એક ઘટનાનાં ઘટકોને એ કેવળ કલ્પિત ક્રિયાપદો દ્વારા અનુભવીને મનમાં સાક્ષીભાવ મૂર્ત કરતો. ક્રિયાપદો ય આટલાં કોમળ હોઈ શકે એ તેને પહેલીવાર જ સમજાયું. પોતાના જેવો બાહુક આટલી મુલાયમ કલ્પના કરી શકે છે એ વાત પર એને આશ્ચર્ય થયું! જાત પર મગરૂરી થઈ આવી.

—નિશાળમાં એ 'બ'નો 'ભ' વાંચતો. મંદબુદ્ધિ માસ્તર એને અડબોથ લગાવતો. નાનો હતો ત્યારથી જ એની બુચ્ચી ફોઈ એને રાબ્ભો કહેતી. ફૂલેથી ફાટી ગયેલી ચડ્ડી પહેરીને એ ખડકીમાં કોઈના કકરા પથ્થરના ઓટલે બેસીને જે

અદાથી પેણુને અણી કાઢો તે જોઈને પડોશી મા પણ કોઈના નામકરણને બીરદાવતાં. સાથમણી ઉંમરનાં હીજડાપોટવી કરતાં ચેલકા એને જોઈને—એમ્ભા, પોશ્ટાફીશ, એમ્મા!—એવો ઘટનાપ્રધાન ગોકીરો મચાવતા. આવા ચ્વાળોથીએ લગરીકે ચલિત ન થતો કારણ કે, પેણુને અણી કાઢવાનો એને શોખ હતો. પેણુને અણી કાઢવામાં થતા પોચા અવાજમાં એનું એકલાપણું દબાઈ જતું. દોસ્તદાર કહી શકાય એવું ખાસ તો કોઈ ન'તું. પણ એક લેટાળી છોકરી થોડી થોડી વારે એના ખમીસની ચાળ લઈને મેલું નાક લૂછી, સું-સઈડ સૂં કરી, ખી-ખી-ખી કરતીકને નાસી જતી. છોકરીના આવા વર્તનથી કોઈકવાર એ પોતીકાપણું અનુભવતો. મનોમન રાજી થતો અને મ્હોળું મ્હોળું હસી પડતો,—ઓઘરાળા જેવું. તો કોઈકવાર આ કૃત્યમાં રહેલો ત્રાંસો ભાર એની સમજમાં આવી જતો અને પડખે બેઠેલા પોતાથી નાની ઉંમરના એકાદ ટાંપાટૈડા છોકરાને જોરથી ચીમટો ભરી લઈ, તે પેલી વેંતરી પરની ચીડ ઉતારતો.

એકવાર ગોરસઆમલી ખાતા બાળકને જોઈને એણે એની મા કને દબાયેલા અવાજે એવો પ્રસ્તાવ મૂકેલો. ત્યારે એની ઉપરછલ્લી માએ—'પોસ્ટઑફિસ વાસ'—એવી ચિચૂડા જેવી સૂચના આપેલી. સ્હેજ મોટા થયા પછી બાપ પાસે દેશી ડિમાગ ખરીદવા અંગે બે-પાંચ આના માગેલા, ત્યારે એના બાપે—' 'પોસ્ટઑફિસ વાઢવાનું તો ભાન બળ્યું નહીં ને દેશી ઓશાબ જોઈએ છે ભગ્ગુશરીને...'—એવું બળબળતું વચન ઉચ્ચારેલું. તે ઘડીએ બળતા ખુલાસા રૂપે તત્કાળ એ ચોકડીમાં એકી કરવા અદૂકડો બેસી ગયેલો, એટલું એને આજેય યાદ છે.—

એ ગમે તે હો, પણ તે દિવસથી એ બટન વિષે ગંભીરતાપૂર્વક વિચારતો થયેલો. ઘણીવાર ઊંઘમાંય એ બટનને લગતું કશુંક ન સમજાય એવું સ્વગત 'બબડ્યા કરતો. એકાદવાર કાચી ઉંમરની પડોશીની છોડી સમક્ષ—મને ચડ્ડીનું બટન ટાંકી આપીશ?—એવી મતલબનો એક પ્રશ્ન પૂછી બેઠેલો. ત્યારે એ છોડી ય ભડકી જઈ ને—શરૂઆતમાં—રાતીપીળી થઈ ગયેલી. પરંતુ ઘડી પછી ઘરમાં જઈ લજવાતી લજવાતી બટન લઈ આવેલી ને ઊભાં ઊભાં જ ચડ્ડીને સાચવી રહીને ટાંકી આપેલું! આ બીના પછી એક સગીર મર્દની પેણુને અણી કાઢવાની ક્રિયાને એ ખૂબ કુતૂહલપૂર્વક—ઊંઘ આવતી હોય એવી દૃષ્ટિથી—જોઈ રહેલી. ને અચાનક જ શરમાઈ જઈને અંજીરના પાંદડા જેવો રદ્રિયાળો ચહેરો લઈને ઘરમાં ઘૂસી ગયેલી.

આ બધી વાતો એને ક્યારે ય સમજાતી નહીં. પણ જાણેઅજાણે, આમ, બટન એની જિંદગીનો અલગ ન કરી શકાય તેવો હિસ્સો બની ગયેલું!

ગુજરાતી નિશાળનો મીઠીપેશાબના દરદવાળો માસ્તર ગુજરી ગયો ત્યારે, જીવનમાં પહેલીવાર પતાસાની કકડી જેવી ગાળ બોલવાનું સામર્થ્ય એની જીભ પર વિકસેલું. તમાકુનાં છવાયેલાં પાંદડાં પરથી ઊભો થઈને પવન એની તરફ ફર્યો હોય તેમ, ગાળ બોલ્યા પછી અજાણ્યું પુરુષાતન એની નસોમાં તંગ બનેલું. એના નશામાં ક્યાંય લગી એ ઊભો રહેલો.

તે એક—

'ડોયા જેવો તેં ઊભો ઊભો શું કરે છે, હ્યા?'—એવો મસાણેથી પાછા વળેલા બાપનો, મરચાંની ધૂણી જેવો બોલ કાને પડ્યો ત્યારે જ એની તંદ્રા તૂટેલી. ગળેલાં ગાત્રો સાથે એ ઘેર પાછો વળેલો.

દેખીતી રીતે જ કોઈએ એ વાતની નોંધ નહીં

લીધેલો કે એનાં પુરુષગાત્રો દિવસે દિવસે સ્પષ્ટ વૃત્તિમય પિંડ ધારણ કરતાં જાય છે. થોરિયાની જેમ અજાણતાં જ એ વધતો ગયો. એનાં દાઢી-મૂછ વધુ રૂક્ષ અને કઠણ બન્યાં. ચહેરા પરના ખીલ વકરતા ગયા. પેલો સેંટાળી છોકરીનું સગપણ ચકલાશીના પાટીદારને ત્યાં થઈ ગયેલું. લગ્ન વખતે તેનું સ્વચ્છ નાક અત્યંત દીપી ઊઠેલું. અત્યારે એને ચોથો મહિનો જતો હશે — એવી માદક કલ્પના એ કરતો. ચકુીને જેણે બટન ટાંકી આપેલું એ છોડીએ ઓણુસાલ જ એના પાંચ વરસના બાબલાની બાધા આશાપુરીએ ઉતરાવેલી. ત્યારે સંભારીને પડોશીદાવે બે લાડવા પરસાદીના મોકલેલા. હવે એનો બાબલો પેણુને અણી કાઢે છે ત્યારે એ ઊંઘ આવતી હોય એમ જોઈ રહેતી નથી. બધું બદલાઈ ગયું છે. જગત સપાટ છે અને સમયને કોઈ વાતની ખલેલ પડતી નથી — એવું એકાદ સુભાષિત એને સ્ફુરતું. ગોખરુ જેવી જડ-ભરત આંખો હવે ક્યારે ય ઘટનાન્વિત બની શકશે નહીં એવું એ વિચારતો. કોહિનૂર મિલમાં એને આ કેટલામું વરસ જાય છે?—એ યાદ કરતાં એના નાના મગજ પર વધુ એક આંટી પડતી.

—થાકીને એ પથારીમાં લંબાવતો.

અનિર્વચનીય વેદના એના અંગાંગમાં તરવરતી. એ કોકડું વળી જતો. એને જાણ પણ ન થતી અને અડધીરાતે એનું મન બટનમાં એકઠું થઈ જતું. સ્વપ્ન-મય બટનનો વર્તુલાકાર ધીરે ધીરે પુષ્ટ થતો જતો, ઉત્તુંગ બનતો. બટનની નસોમાં તાજું લોહી ભરાતું હોય એવો સંવેગ એ અનુભવતો. ભરાવદાર બટનના સ્થિતત્યંતરની મોહક અનુભૂતિમાં એ ચત્તો પડ્યો રહેતો. સજીવારોપણની પરાકાષ્ટાએ એને સ્વેદ વળતો. ઉગ્ર બનીને બટન પર એ દંતક્ષત ઉપસાવતો. વર્તુળાકાર વિખરાઈ જતો. ભાદરવા મહિનાનું વાદળું ફેલતો હોય એમ એનું મન ગાજ ખોલવાનો અભિનય કરતું. જે વસ્ત્રનાં ગાજ એ ખોલી રહ્યો હતો એ વસ્ત્ર ધીરે ધીરે પાણીનું બની સાવ નીતરી જતું. ઘડીભર એની આંગ-ળીઓમાં અસંખ્ય પૂંકેસરો ઊગી નીકળ્યાં હોય એવું લાગતું. એનું આખું ય પ્રગલ્ભ શરીર હવામાં ઝીંચકાવા લાગતું. તીવ્ર હેષા એના સ્નાયુઓમાં ફેલાઈ જતી. એને કશુંક દાબવાની વૃત્તિ થઈ આવતી, — ન દાબી શકાય તેવી વૃત્તિ. એ કશુંક દબાવતો. બસ, દબાવતો જ જતો ને અચાનક જ ગાજમાં અડધું બટન પેઠું હોય એવી લાગણી થઈ આવતી, જે તીવ્ર થતાં જ એ પથારીમાં વરસાદના ધધૂડાની માફક છંટાઈ-જતો. છંટાઈ જઈને હાંફતો.

એની આંખો ખુલી જતી ને ભોંય પર સરકી પડેલી સોપારીની જેમ ચકળવકળ થવા માંડતી. હવે પછીની મનઃસ્થિતિ જેવું મ્હોંમાં ભરાઈ આવેલું મોળું ફીણ એ ગળી જતો. એની જીભ પર એક અશ્લીલ સ્વાદનું પાતળું પડ છવાઈ જતું. ધીરે ધીરે તે ઘટ્ટ થતું. સહસ્ત્ર ફેણ ચઢાવીને એનો દોષ સંવિત્‌ને ડંખતો. બટનમાં એકઠું થયેલું મન તો ક્યારનું વેરાઈ ગયેલું. એને ફરી એકઠું કરી એ ચિત્તના ડાઘને સુકવવા મથતો. પ્લાસ્ટીકનું બટન ક્યારે અને કેમ માંસલ બની જતું એ વિષે તે ઉત્કટતાથી વિચારતો. બટન જેવડું ભૂખરું પાપ એને પ્રત્યક્ષ થતું. આવડતી ન હોય તેવી ભાષાઓમાં એ મનોમન ખુલાસાઓ કરતો અને તીવ્રપણે તરફડતો. એની હીણપત શાહી જેટલી સક્કમ અને ઘેરી બનતી જતી.

સમજણા પાપ પછી કુતૂહલવશાત્ એકવાર એણે ભોંયેથી ખોતરીને લીંપણનું ખબડું મોંમાં મૂકેલું. પિત્તપ્રકોપના ઘચરકા જેવો બાપ દીકરાને આવું કરતો જોઈને ભડકી ગયેલો ને કશુંક અજુગતું થઈ ગયાનો ભાવ આંખોમાં લાવી કરડાકીથી એને તાકી રહેલો. આજે ફરી એવું જ કૈં અજુગતું થૈ ગયું હોય એમ

એને લાગ્યું. લીપણનો સ્વાદ એના મોંમાં ફેલાઈ ગયો. પશ્ચાત્તાપથી એને લગભગ હાંફ ચડવા માંડ્યો. એણે સંકલ્પ કર્યો, બટનને કેવળ પ્લાસ્ટીકનું માનવું. એણે બગાસું ખાધુ. આમ વિચારવું એ પણ એના મનોજગતમાં એટલું જ અસ્થાયી હતું જેટલું એક બગાસું ખાવુ તે. નિર્વેદ પર પરિત બગાસાનુ રૂપ ધરી પ્રગટ થતો ગયો : એણે પડખું ફેરવ્યું. ઊંઘવાની કોશિશ કરી અને ગયા મંગળ, બુધ અને ગુરુના જેમ આજે ય સળગ ઊંઘી ગયો.

લગનસરામાં હમેશાં એ ઘેરથી ચબરખી આવે તેવું ઇચ્છતો. લગનસરો આથમી જતાં જ એના બાપને ઢેખાળાની સાથે સરખાવતો. અહીંના ટપાલીએ એનું મોં ક્યારેય દીઠું નહોતું. બચપણથી જ પોસ્ટઓફિસ શબ્દ એક વિકૃત સંજ્ઞા બનીને એના ચેતનતંત્ર પર કુત્સિત ચિહ્ન મૂકી ગયેલો, એટલે એ શબ્દના ઉચ્ચાર માત્રથી એ બ્હીતો. તો ય મહિનાની પાંચમી તારીખે કુદરતી હાજતની જેમ પંચોતેર રૂપિયાનું પત્તું એ ઘરભણી રવાના કરતો. શરૂઆતમાં એમાં ખુશી-આનંદના બે અક્ષર પાડતો. ક્રમશઃ એ ય ઓછું થઈ ગયેલું. હોળીદિવાળીએ ઘેર એકાદ આંટો મારી આવતો ને અખાત્રીજે રજા મૂકીને ય તે ગામખેતરઘર વિષે પોપટી રંગના વિચારો કરતો। બસ એટલું જ. એ સિવાય ગામ સાથેના સઘળા તંતુઓ વિચ્છેદાઈ ચૂકેલા.

—એટલે સાંજે બેપાંચ ઠેકાણે ટલ્લા ખાઇને આવેલા ઢીલાઢફ ટપાલીએ એના હાથમાં પોસ્ટકાર્ડનું પત્તું પકડાવી દીધું ત્યારે, એના હાથ વધારે અડબંગ થઈ ગયા.

બાપની ગુરુતાગ્રંથિ જેવા પહોળા અક્ષરો ઉકેલી ન શકાય એટલી હદે ગરબડિયા તો નહોતા જ. લખાણનો મુખ્ય મુદ્દો આટલો જ હતો : 'ભેટામીની છોડી હારુ મહારાજને કાને વાત નાખેલા, તે છોડી-વાળા રાજી છે ને ઝટ ઉકેલી નાખવા માગે ગ તે તું આવી જાય તો પાંચ માણસની હાજરીમાં પાકું કરી લઈએ, તે માતાજીમાની ઇચ્છા હશે તો બધુ સમુંસૂતરું પાર પડી જશે, તે ...'

બાપની ચામડીની સાથે સાથે એની જરજાગીર ને આબરૂને ય પુષ્કળ કરચલીઓ વળી ગયેલી. એટલે સગુંવહાલું કે નાતીલું – કોઈ એ ઘરના સુરતિયાને છતી આંખે ય નહોતું ભાળતું. પિતરાઈઓનો કોઠો ચીકટો કરવાનો અભરખો તો એના બાપને ય ખૂબ થઈ આવતો પણ—

પેણ ચડતું હોય એમ દિવસ ચડતો હતો.

એ સદ્ય ઊઠ્યો. તૈયારી કરી. ગજવામાનું પરચૂરણ ખખડાવી જોયું. પ્રમદાની કલ્પનામાં એના પગ ઉતાવળે ઊપડ્યા. ઘર ભણી લઈ જતી પેલી ગાડી પકડી ...

હવેથી આ — એ પુલકિત થયો। હવેથી તે– એનું મો હજારીના ગોટા જેમ ઊભરાઈ ગયું। હવેથી અહીં —અનાયાસ જ એની દૃષ્ટિનો રંગ ખુલ્લા વાવેતર જેટલો લીલો થઈ ગયો। હવેથી ત્યાં — એની છાતી ગજગજ ફૂલી, એ ગજરા જેવું હસ્યો। હવેથી ખમીસના —હા, એણે અત્યંત ચીવટથી ગણતરી કરી—ખમીસના તૂટેલાં બટન હાથે નહીં ટાંકવા પડે, હવેથી। હવેથી. હવેથી. હવેથી. વાડ પર બેઠેલું એક પરિન્દુ ઊડ્યું; ઊડ્યું ને ક્ષિતિજ પર બટન જેવડું નાનું થઈને ખોવાઈ ગયું. એ અચંબામાં પડી ગયો.

હવેથી – થી શરૂ થતાં અસંખ્ય વાક્યો એક પછી એક ગાઉની માફક કપાતાં ગયાં....

એ ઊતર્યો ત્યારે ગામ સુસ્ત પડેલું હતું. પગ તળેની ધૂળમાં સંચલનો ઉમેરાયાં. પાદર મેલીને, પહેલો કૂવો વટાવીને, ડાબી તરફ બીજી ખડકીમાં એના ઓળખીતા પગ વળી ગયા. ઘરની વંડી કૂદવાની ઇચ્છા થઈ. પરંતુ પગમાં ઊભરાતા ઉમળકાને સંકેલીને

એણે અવાજ ન થાય એમ ઝાંપો ખોલ્યો……

તદ્દન નજીકમાંથી પેણુના ઘસાવાનો પોચો ધ્વનિ એના કર્ણમૂલ પર અથડાયો. એ સ્થાવર થઈ ગયો. એના ગળામાં ડચૂરો બાઝ્યો. એણે જોયું તો હવામાં માના રુગ્ણ અવાજની આકૃતિ રચાતી હતી. આકૃતિ ભૂંસાઈ ગઈ. એણે બળપૂર્વક એની ચેતનાને સતેજ કરી. એક અપરિચિત કોર્મળ ભાવવાહી ચહેરો તરી આવ્યો. કદાચ એ ચહેરો એક પીઠીમગ્ન કન્યાનો હતો. અચાનક એક બીજો ચહેરો પૂર્વચહેરા પર શાહીની જેમ ઢોળાઈ ગયો. એની નાસિકાના સૂચ્યગ્ર પર તેનું ધ્યાન કેન્દ્રિત થયું. એનું મન ઉદ્વિગ્ન થઈ ગયું. એક નવો જ અ-ભાવવાચક શબ્દ રચવાની વૃત્તિ થઈ આવી. અસ્વીકાર ગોરસઆમલી ઘુણા પોસ્ટઓફિસ તિરસ્કાર મીઠીપેશાબ પેટીકોટ—ન સમજાય એવા અપરિસંખ્યેય શબ્દોનાં ચકરડાં એકમેકમાં સેળભેળ થઈ, હવામાં તરતા ચહેરા પર કલંકવૃત્તો રચી દેતાં હતાં. ન સમજાય એટલી ઝડપે અપારદર્શક ચહેરાઓ રચાઈને વિખેરાઈ જતાં હતાં. એની જીભ પર ફરી એકવાર અશ્લીલ સ્વાદનો છારી બાઝી ગઈ.

એને અંધારાં આવતાં હોય તેમ લાગ્યું.

સામેના ઘરનો એક અજાણ્યો માણસ બારણું વાસી, તાળામાં કૂંચી ફેરવી રહ્યો હતો. એને લાગ્યું કે ધનારક બેસી ગયું છે. એની મુઠ્ઠી છાતી પર સખ્ત ભિડાઈ ગઈ. શાંત ધૂળમાં એનું અસ્પષ્ટ પગલું ઊપસી આવ્યું. એણે મુઠ્ઠી શિથિલ કરી, હાથના જ્ઞાનતંતુઓ પર કાબૂ મેળવ્યો.

બિલાડીની જેમ એક દાધારંગુ છોકરું આડું ઊતર્યું.

— એના હાથમાં અત્યાર સુધી પકડાઈ રહેલું ખમાસનું બટન છટકીને નીચે પડ્યું. એની પર એનું બીજું પાછોતરું પગલું ચંપાઈ ગયું. કોઈ ને કંઈ જ ખબર ન પડી.

*

## તારિણી દેસાઈ

# એન્ટ્રી–એક્ઝીટ

દીવાલોથી બંધાયેલા સ્મશાનમાં મમઈજી એન્ટ્રી-એક્ઝીટ કર્યા કરે છે. મુસાફરી એ કદાચ એમના જીવનનું એક અંગ છે. એમને માટે સ્મશાનમાં જવું જેટલું સહેલું તેટલું જ અંદરથી બહાર આવવું.

કોઈકે બારીઓને પડદા કરી રાખ્યા હશે, કારણ ગાડીઓના અવાજો હૃદયને ધક્કો પહોંચાડી દે કે ઠંડો પવન હૃદયને બરફની માફક 'ફ્રીઝ' કરી દે તો, એટલે જ…પણ જ્યારે કોઈ મમઈજીના નામની બૂમ પાડે છે ત્યારે જલદીથી પડદાને ખેંચી લે છે।

ઘણી વાર તો એન્ટ્રી–એક્ઝીટ કરતા કરતા જલદીથી લાઈટ બંધ કરવાનું એમને ગમે છે કારણ કે અંધકારમાં જ એ પોતાનું અસ્તિત્વ ગુમાવી શકે છે જો કે એ તો 'છે' એટલે જ 'જીવે છે' બાકી નાનીઅમથી મિણબત્તી બળતી હોય છે ત્યારે એનાં આંસુઓને લૂછવાની કોઈનેય ઇચ્છા થતી નથી.

એ ખૂબ નાના હતા ત્યારે જન્મકુંડળી પંડિતને બતાવી તો હતી જ, અને એમણે જે કહ્યું હતું ત્યારથી એમના જિંદગી જીવવાની મજા જતી જ રહી હતી, જો કે પંડિતે તો ઘણું બધું સારું કહ્યું હતું. પણ આગળથી ખબર પડી જતાં જિંદગી જીવવામાં રસ ઓછો જ પડતો હોય છે જિંદગી તો જીગ્સોપઝલની જેમ જ જિવાવી જોઈએ.

જિંદગીના રસ્તે ચાલતાં ચાલતાં કોલ અને વચનો પણ ઘણાં જ આપ્યાં હતાં. પણ…એ બધાં વચનો તો હવે તૂટી રહ્યાં છે. અને એટલે

એકબીજા વચ્ચેનું સંધાણુ પણ તૂટી ગયું છે મગજ પણ સંધાણ વગરનું થઈ ગયું છે. એટલે જ એકલું સાવ એકલું ...

અંધકારથી છલોછલ ભરેલા ઘરમા પણ સ્વપ્નાઓએ પોતાનો રસ્તો તો કરી જ લીધો હતો. તેઓ તો પહેરીને આવ્યા હતા મરેલી ઇચ્છાઓનો મુગટ. જો કે એ મુગટ પહેરતા પહેલા જ સ્વપ્નાઓએ ટ્રાંકવીલાઈઝરની ગોળીઓ તો આપી જ દીધી હતી.

કોઈક સાંજે આવી જાય છે મહેમાનો – આકાશમા ચમકીને ચાલ્યા જતા તારાની જેમ. પણ ચમકીને તો તારાઓ ચાલી જાય આકાશને ખુલ્લું રાખીને અને પછી જો આકાશ ટપકવા માંડે તો...એમ જ...ચાળણી જેવા મનમાંથી લાગણીઓ પણ ચળાઈને નીચે જ પડી જાય છે; આંસુઓ સાથે. એને સાચવવી ઘણી જ અઘરી છે. જો કે દરેક આંસુઓમાં હાસ્ય છુપાયેલ છે જ ફિલોસોફીના વિષયમાં એવું બધું કહ્યું જ હોય।

એમણે તો સતત અનુભવ્યું જ છે કે ઇચ્છાની હોડી તો આમથી તેમ ભટકાયા જ કરે, નકામા વિચારોના પાણીમાં. એમની પાસે ' કશુ જ નથી. ' અને એ ' કશું જ નથી ' એ જ પૂરતું છે જીવન પૂરું કરવા માટે.

દરેક નવા વર્ષને બધા ધામધૂમથી ઊજવે છે પણ મમઈજીએ વિચાર્યું – નવા વર્ષનું મહત્ત્વ આવતી કાલથી જરાય વિશેષ નથી. 'હા, એટલું ખરું કે આવતી કાલ એ ગઈકાલ નહી જ, પણ ગઈકાલ એ આવતી કાલ હોઈ શકે.

એમણે પહેલા ઝુમ્મરોના પ્રકાશને જોયો હતો પણ એ પ્રકાશમાં અંજાઈ જઈને ક્યારેય એના પડછાયાની સુંદરતા જોઈ ન હતી તેથી હવે તેઓ પડઘા સાંભળ્યા કરે એ. મહેફિલના – સંગીતની મહેફિલ સાંભળવાને બદલે.

ક્યારેક બારીના પડદા હટાવવાનું મન થઈ ગયું. આકાશમાથી થોડો થોડો આસમાની રંગ લઈ લેવા પ્રયત્ન કરી લઈ શકાય તો – પણ શું પ્રયત્નોમા જ જિંદગી જતી રહેશે ? અને પછી તરત જ બારીના પડદાને પાડી દીધો. અને એકાન્તમા જઈ એન્ટ્રી–એક્ઝીટ શરૂ થઈ ગઈ. એકાંતમાં જ એ પોતાની સાથે વાતો કરી શકે છે રણ જેમ રેતીને હૂંફ આપે છે ને...તેમ...

વિચારોનું હુલ્લડ તો જામી જાય છે ક્યારેક મગજમાં. બકરીને જો વાઘ થાબડયા કરતો હોય, વાઘ પર માણસ લગામ પકડી હસતો હોય, માણસના માથા પર ડુંગર ઊભો હોય, ડુંગર પર ભીંતો ઊભી હોય, અને ભીંતોને ઘેરી સ્મશાન ફેલાવું હોય તો ..ખાલી દિવસનુ મહત્ત્વ કેટલું ? ઘડિયાળના કાંટાને ચલાવવા જેટલું.

કોઈક દિવસ તો મમઈજી નીકળી ગયેલા ઘરની બહાર, દીવાલોને વાળી દઈને. બગીચામાં જવાનો વિચાર કર્યો હતો આમ તો સારો વિચાર હતો બગીચામા અંદર જતા જ મજા આવી – ગઈ. અંદર પેસતાં જ બાંકડા ઉપર બેસવાનું પણ મન થઈ ગયુ પછી તો આજુબાજુ ફૂલોએ પણ રચી દીધી દીવાલો। એ તો કાંઈ ખોટું નહોતું. જાતજાતના અત્તરોની સુગંધથી બનેલી દીવાલો। આ તો સરસ મજાનુ ...પણ પછી બધા જ રંગો ફેરવાઈ ગયા. ભૂખરા, કથ્થઈ અને કાળા રંગની દીવાલોમાં. કારણ, દીવાલો રચી દીધી માણસોએ તરત જ અને પછી વાતાવરણ પણ જુદી જુદી દુર્ગંધોથી ભરાઈ ગયું. માણસ એટલે માણસ અને ફૂલો એટલે ફૂલો ફરક તો ખરો જ ને ?

'તોબા તોબા ' માણસ માણસ દીવાલો – દીવાલો, તોબા તોબા ફૂલો – ફૂલો, દીવાલો – દીવાલો.

'આ તો રમત રમાડે રામ, ભઈ, આ તો રમત રમાડે રામ,' આ બધી તો રમત જ કહેવાય ને? જનમ અને મરણ વચ્ચેનો પીચ ઉપરની જ આ બધી રમતો.

મમઈજીના ઇતિહાસનાં પાનાં ઉથલાવતા છેક જનમ સુધી આપણે તો આવી પહોંચ્યા.

મુલકમાં ત્રણ દીકરા જનમ્યા પછી મમઈજીનો જન્મ થયો અને તે પણ પાછો મુંબઈમાં. એટલે નામ રાખ્યું 'મરબઈ' કરતાં કરતાં વ્હાલનું નામ થઈ ગયું મમઈ. 'મમઈ – મમઈ' કહેતાં લોકોના હોઠ સુકાતા નહીં પણ પછી બરાબર પાંચ વર્ષે પિતા અવસાન પામ્યા અને મમઈના હોઠ સુકાયા. હવે શું કરવું? એટલે લઈ ગયા નાનાને ઘેર. પોતાની માતા સાથે ઘરનું બધું કામ કરવું. પાડોશમાં રહેતી બહેનપણીઓ સાથે પાંચિકા રમતાં રમતાં લડવું. પછી લખોટી રમવી ને માથે વાગી જાય. ત્યારથી નામ પડ્યું લખોટી. ઘરકામ કરતા કરતા વારેવારે માથામાં લહુરિયા ભરાતા હોવાથી મામીએ મૂકી દીધી વાંદરા પાસે. વાંદરાભાઈએ જૂ સાથે માથાના વાળ પણ ઉશેટી લીધા અને ત્યારથી જ મમઈ નામને બદલે મમઈજી નામ પડી ગયું.

—પછી તો સાવકી બહેનને થયું – ઘરડી નહિ અને જવાન નહીં, ડોશી નહિ અને છોકરી નહિ – એવીને કામ કરવા ઘેર લઈ જાઉં તો કેવું? કોઈપણ ઘાટીનો એનામાં જીવ જ જાય નહિ પછી મમઈને લઈ ગઈ પોતાની સાથે. પછી તો 'મમઈ' દિવસે ન ઘટે એટલી રાતે ઘટે અને રાતે ન ઘટે એટલી દિવસે ઘટે.

એટલે જ કંટાળી દાખલ કરી દીધી હૉસ્પિટલમાં. 'શરીરના કયા ભાગની તકલીફ છે?' એમ ડૉકટરો વિચારતા હતા ત્યારે 'ડૉકટરો તકલીફ કેમ સમજતા નથી?' ચિઢાઈને દરેક ઑપરેશનવાળા દર્દીઓના પગને પલંગમાંથી ખેંચી કાઢ્યા અને પછી આવી ગયા દીવાલોથી બંધાયેલા સ્મશાનમાં.

બાબર...અકબર...શાહજહાઁ...ના ઇતિહાસને આ ઇતિહાસ આગળ ફાડીને ફેંકી દેવાનું મન થઈ જાય. ઇતિહાસ એટલે ઇતિ અને હાસ. ઇતિહાસને ખોદવાની જરૂર ખરી જ અને તેથી જ પોતાના શરીર ઉપર જ ઇતિહાસને ખોદાયા કરે છે કોઈપણ અણિયાળા સાધનથી. ભગવાને દુનિયાને બનાવી તો જરૂર પણ પૂરી તો આપણે જ કરવાની છે ને?

વિચારોને પ્રદર્શિત કરવા શબ્દ સાથે હાથ પણ ફાંફાં મારતા જ હોય છે જો જિંદગીનો પડદો પાડી દઈએ તો...અકસ્માત્ તો જિંદગીમાં બનતા જ હોય છે જેમ જન્મ અકસ્માત્ છે તેમ... તેમ મૃત્યુ પણ...અકસ્માત્ હોઈ શકે ને?

—તેથી જ છેવટે જન્મ અને મૃત્યુની પીચ પર રમતા રમતા મમઈજી ચઢી ગયા દીવાલોને સીડી બનાવી એના ઉપર.

નાનાભાઈ હ. જેબાલિયા



# ઘણું જીવો વીરા....

ડલાના દખણાદે પડખે, નાવલી નદીના ઉપ-રના છેડે, ધોબી ધોયણના આરે, મળસ્કાના આછા પૂરા ઉજાસમાં માત્ર એક પંચિયાભેર, જમણા પગ પર ઊભા રહીને, પૂર્વાભિમુખે સૂર્યનારાયણના જાપ જપતા સામત ખુમાણની બંધ આંખોમાં તેજનો એક ચમકારો લિસોટો છવાઈ જાય છે. પછી પહોળે પટ્ટે એ ફેલાઈ જાય છે. ધોધના શ્વેત ઉજાસમાં એની આંખો આગળ આંકોલડા ગામની સીમ દેખાય છે, સીમનાં ઝાડ અને ખેતરો દેખાય છે, લીલા પીરની દરગાહ, દરગાહ પાસેની પીલુડી દેખાય છે. પીલુડીના એ ઝાડ પાસે ધીમે ધીમે એક જટા-ધારી ખાખી ડગલાં માંડતો દેખાય છે. એની પગની ચાંખડીઓ અને ચીપિયાનો ખડિંગ ખડિંગ અવાજ સંભળાય છે.

'દેખ બચ્ચા!' સાધુના હોઠ ખૂલે છે અને વળતી પળે દૃશ્ય બદલે છે: આંખ આગળ મિતિ-યાળાનો અવથાડ કિલ્લો દેખાય છે. ચારે બાજુથી દેકારા અને પડકારા સંભળાય છે. પછી લોહીની નીકો ખળખળે છે...!

સાધુ તપોનાથ એ બાજુ આંગળી ચીંધીને હસે છે અને તુરત જ પછી બધું એકાએક લુપ્ત થઈ જાય છે...!

સામત ખુમાણની આંખો આ દિવ્ય દર્શનથી ચકાચોંધ બનીને ઉઘાડવાસ થાય છે, આંખો પર પોતાનો પોંચો દાબીને નજર જમીન પર માંડે છે, ને એ જ વેળા પથ્થરની શિલાઓ પર ચાલ્યા આવતા એક આદમીનાં પગરખાંના નાલ ખણખણે છે...

આપા સામતે એ માણસને ઓળખ્યો. પોતાનો જ માણસ હતો. એનો ચહેરો ચિંતાથી શ્યામ બની ગયો હતો. હોઠ સુકાઈ ગયા હતા, આંખોમાં ભય અને ચિંતા છવાઈ ગયાં હતાં...

'શું આવવું થયું ભાઈ સુમાત!' આપાએ પૂછ્યું.

સુમાતનું માથું પળભર ધડ પર હાલકડોલક થઈ ઊઠ્યું. પછી કહેવા માટે હોઠ પર જીભ ફેરવી. વળી એ અટક્યો.

'બોલ્ય ભાઈ!' વિચારવંટોળમાં ફસાયેલા સુમાતને આપાએ ટપાર્યો.

'મિતિયાળેથી વિજા ખસિયાનો માણસ આવ્યો છે, બાપુ!'

'ભલે આવ્યો...એમાં શું મૂંઝાવાનું?'

'મૂંઝવણ થાય એવા સમાચાર લાવ્યો છે.'

'કે?'

'એણે ભાલામાં ચિઠ્ઠી ભરાવી છે...'

'નોતરું હશે વિજા ખસિયાનું...!'

'ધીંગાણાનું નોતરું, બાપુ! આપણે ટાંચા જણ છયે.'

'તેથી શું?' આપો સામત હસ્યા; 'ખુશીથી પધારે વિજોભાઈ!'

'તો આપણે શું ધીંગાણું આપશું બાપુ?'

'તો શું પગે લાગશું, ગાંડાભાઈ?'

'પણ...'

'પણ શું ભાઈ?' ઉગમણે પડખે 'ક્ષિતિજનું બેવન વીંધીને બહાર આવેલ સૂરજનાં લાલચોળ બિંબ તરફ આંગળી ચીંધીને સામત ખુમાણે આકંઠ શ્રદ્ધાથી વેણ ઉચ્ચાર્યાં: 'આપણી લાજ રાખવાવાળો ધણી જો ઊગી ચૂક્યો છે... [illegible]

અને પોતાનું પંચિયું [illegible] ગામ દાળાં ડગલાં ભર્યાં. 'હાલો...'

સામત ખુમાણના પગમાં ચેતન હતું. હૈયામાં વિશ્વાસ. જે ઘટના ઘટવાની હતી અને પરિણામ આવવાનાં હતાં એનો આછો અણસાર એને હજી ઘડી પહેલાં જ બંધ આંખે દેખાઈ ગયો હતો. પોતાને થયેલી અનુભૂતિમાં પ્રકાશ હતો, હાસ્ય હતું અને સંતનું વચન હતું. હવે ચીંથરાં ફાડીને અશ્રદ્ધા રાખવાનું કોઈ કારણ નહોતું. પોતાના તનમાં અને મનમાં નિર્ભયતાનું અભેદ કવચ છવાઈ ગયું હતું. જાણે અંદરથી કોઈ જોરાવર તત્ત્વ એને મહાસાહસ તરફ ધકેલી રહ્યું હતું.

વિજા ખસિયાના સાંઢણીસવારને એણે જાતાવેંત સીધો જ સવાલ કર્યો : 'ધીંગાણાનો કાગળ લઈને આવ્યા છો ના, ખસિયાભાઈ ?'

'હા...ધીંગાણું કરવાના છો કે નૈં, એનો જવાબ લઈને જવાનો છું.'

'બીજું શું કીધું છે વિજા ખસિયાએ ?'

'એણે કીધું છે કે સલામત રહેવું હોય તો મિતિયાળે આવીને માફી માગો.'

'કારણ ?'

'કારણ કે તમે બગસરે દેવસાં લીધાં છે.'

'હા ભાઈ ! દેવસાં લીધાં છે...'

'તો ઈ દેવસાં ફોક કરો...'

'દેવસાં ફોક ન થાય, ખસિયાભાઈ !' આપો હસીને બોલ્યા : 'દેવસાં લેનાર કુંડલાનો સામત ખુમાણ હતો; ગાંગો તેલી નો'તો ?'

'દરબાર !', પેલો સાંઢણીસવાર બોલ્યો : 'ચણા ભૂંજાતા જોયા છે ? વિજો આતાના તાવડામાં ભૂંજાઈ જાશો...'

'ભૂંજાશું તઈં જ સોડમ આવશે ભાઈ ! અમનેય આવશે ને વિજો ખસિયાનેય આવશે...'

'ભલે આપા, હું આ સંદેશો આપું ને વિજા આતાને ?'

'ખુશીથી આપો અને કહેજો કે ગમે ત્યારે પધારે, ગજા પ્રમાણે સામૈયું કરશું.'

'કુંડલા ખાલી નહિ કરો એમ ને ?'

'નારે બાપ ! કુંડલા ખાલી કરીને ક્યાં જાવું ?' આપા સામત મર્મભર્યું હસ્યા : 'કુંડલામાં અમને ગોઠી ગયું છે, અમારા માલઢોરને ગોઠી ગયું છે. અને આંય માળા બાંધ્યા છે...'

'માળા વીંખાય જાહે, દરબાર !' ખસિયાએ ભાલો ઊંચો કર્યો : 'સમજીને કુંડલા ખાલી કરો...'

'ખાલી કરવાનું અમને નથી આવડતું ખસિયાભાઈ ! આતા વિજાને ચોખ્ખું કહી દેજ્યો. અને તમે ચિઠ્ઠીના ચાકર છો માટે હેમખેમ પધારી જાવ !'

'તો હવે જોઈ લેજ્યો આપા !' કહીને સાંઢણીસવાર મિતિયાળાને રસ્તે પડયો...

અને વળતી પળે કુંડલામાં સામત ખુમાણે ભાઈ-ભત્રીજા અને સગાંવહાલાંને ભેગાં કર્યાં. અડખેપડખેનાં ગામોમાં પણ માણસો મોકલીને આ ખીનાની જાણ કરી.

કુંડલાના ભાયાતોને એણે કહ્યું : 'આપણે બધા જાણીએ છીએ કે વિજા ખસિયાના કટકને પહોંચવા માટે આપણી પાસે પૂરાં સાધનો કે પુરા માણસો નથી. છતાં આપણે એનો સામનો કરવાનો છે. કેમકે આ વાત આપણી હસ્તીની છે. વિજા ખસિયાએ આપણને ખિજવવામાં મણા નથી રાખી પણ હવે એ વાતનો છેડો આવી ગયો છે. આપણી ધીરજનો પણ છેડો આવી ગયો છે. આપણે કેસરિયાં કર્યા સિવાય કોઈ છૂટકો નથી. જીતશું તો જગમાં નામ રહેશે અને હારીને મરશું તો અપમાન અને બીકથી હંમેશને માટે મુક્ત થાશું ...! બાકી કાયરની જેમ જીવવાનું મને પસંદ નથી. મેં તમારા સૌના બળ ઉપર બગસરે બસેં ને એકાવન માથાં લખાવ્યાં છે... મને બસેં ને એકાવન માથાં મળી રહેશે તો મરતાં

મરતાં 'ગતિ થાશે... માટે જેણે જેણે જિંદગીથી હાથ ધોવા હોય, ઇ હાથ ઊંચા કરો...!'

અને સામત ખુમાણના આશ્ચર્ય વચ્ચે દાયરામાંથી સાડા ત્રણસેં હાથ ઊંચા થયા...! જેમાં કુંડલાના મેધવાળો પણ હતા !

'રંગ મર્દોને... રંગ છે દાયરાને! 'સામત ખુમાણની છાતી ફૂલી : ' આપણે જેને તાલીમ આપી છે એ જુવાનો ગેરીલા પદ્ધતિથી લડે, સામી છાતીએ નહિ. એ બસોએ જુવાનો ઓડવા લઈને બેસે. આ માટે આપણે હાલમા કુંડલાની ચારે બાજુ વાડય કરાવી લઈએ. નાકે નાકે કાંટાની ગાંછીઓ ગોઠવીએ. અને ગાંછીએ ગાંછીએ પચ્ચીસ પચ્ચીસ કાઠીઓ સંતાઈને બેસે. કુંડલામાં પેસવાનો એક જ મારગ રાખવો, જે મારગ સામત-ખુમાણના ગઢ પાસેથી પસાર થતો હોય...'

વ્યૂહ બરોબર ગોઠવાઈ રહ્યો કે સૌએ ઘેર જઈને પોતપોતાની હદમાં કાંટા ખોડવા શરૂ કર્યા.

જ્યાં જ્યા આદમીઓ સીમમાં ગયા હતા એની શેરીઓ આગળ સામત ખુમાણના માણસોએ વાડય કરવા માંડી. આ માણુસો જ્યારે લુણસરના નાકા આગળ પહોંચ્યા ત્યારે ઊંચા પડથારની ઓસરીમાથી, સિત્તેરની અવસ્થાએ પહોંચેલા આઈ નાધુબાઈ પોતાની શેરીમા ખણિયા ખોડાતા જોઈને ઝપાટાબંધ ત્યાં આવીને ઊભા રહ્યા : 'આ શુ આદરી, બાપા ?'

'વાડય કરવી છે, આઈ !'

'કાણુ સારુ મારા બાપ ?'

'પાળ આવતો સે, આઈ.'

'કોનો પાળ ?'

'વિજા ખસિયાનો સિતિયાળેથી...'

'કાણુ સારુ ?'

'ધીંગાણું કરવા...'

'કોના સામે ?'

'આપા સામત સામે...'

'તે વાડયે શું વળશે ?' આઈ તીખું હસ્યાં : 'કાંઈ કાંટા ખોડવાથી કટક રોકાશે બાઈ ?'

'હા એટલો બ ધો થાય ને...!'

'હું ને કરવાધું વાડય...!'

'કેમ ?'

'મારે સાવજ જેવા બે દીકરા છે. વિજા ખસિયાનો કોળિયો કરી જાય...!'

'આઈ વિજો, ખસિયો જોરાવર આદમી છે. ભારે બળવાન...!'

એને હાથ કેટલા ? માથાં કેટલાં ?'

'પણ કુંડલા ધમરોળાઈ જાય માડી !'

'હું બેઠી છંવના કાણાનું ધમરોળાય ?'

'તમે જવાબદારી લ્યો છો, માડી ?'

'હા બાપ! જવાબદારી લેની સાં...!'

'દુશ્મન જો તમારી શેરીમાંથી દાખલ થાશે તો તમારે કુંડલામાંથી ઉચ્ચાળા ભરવા પડશે...'

'કાળો અને શેલો લુણસર જીવતા હોય અને એની માને કુંડલેથી ઉચ્ચાળા ભરવા પડે ?' આઈ મક્કમ રહ્યાં.

'માનો તો સારું, માડી! દીકરા ખોવાઈ જાશે...!'

'કાઠિયાણી દીકરા ખોઈ નાખવા જ જણે છે બાપ! જાવ આપા સામતને કહો કે આઈ નાંધુ બાઈ વાડય કરવાની ના પાડે છે.'

અને આઈ નાંધુબાઈનો આ નિર્ણય આપા સામતને સંભળાવવામા આવ્યો : 'આઈ વાડય કરવાની ના પાડે છે, બાપુ! કે છે મારે સાવજ જેવા બબ્બે દીકરા છે. હું મારા ખાંચામાં વાડય ને કરવા દઉં...!'

સમાચાર સાંભળીને સામત ખુમાણના દિલમાં ચોટ લાગી. રાંડી રોળાના આઈને બે દીકરા; બેય

કુંવારા...ખસિયાના દરિયા જેવા કટકમાં બેય પાપડની જેમ ભૂંજાઈ જાશે અને લુણસરનો દીવો રજવાઈ જાશે...મુલકમાં મારા નામ માથે પથ્થરા પડશે કે સામત ખુમાણે આઈના દીકરાને ચડાવી દીધા...!

'માડી!' આપા સામત આઈને આંગણે જઈને ઊભા રહ્યા : 'મેં સાંભળ્યું કે તમે કાળાને અને શેલાને ખસિયા સામે અફળાવવા માગો છો...'

'હા આપા! શેલો અને કાળો કાંઈ દીકરિયું થોડી છે?'

'એવો હઠ નોંય, માંડી! આ તો ખસિયાની ફોજ છે. હજારોનું દળકટક...!'

'ભલે સામતભાઈ' આઈ નાંધુબાઈએ ખુમારીથી કહ્યું : 'ધીંગાણાં ગણતરી કરીને થોડાં થાય છે?'

'ભલે...પણ વાડચ કરી લેવા દો, આઈ!'

'ઈ તો નૈ બને બાપ! લુલસરને નાકે કાંટા ખોડાય? તો તો અમારે નીચા જોણું થાય... ખબર છે ને આપા, બગસરે મેં નોતું ઢંકાણું. અસ્સલ કાઠિયાણી દીકરાને સંતાડે? મારું મોત બગાડવું છે? મારા દીકરા શું કાંટાની ગાંઠી આડા સંતાય?'

'સંમો એવું ચાલવું પડે, માડી!'

'ના બાપ. મારાથી એમ નૈ ચલાય!' કહીને આઈ પીઠ ફેરવી ગયાં...

દરબાર સામત ખુમાણ પાછા વળ્યા. મનમાં નક્કી કર્યું કે શેલો અને કાળો લુણસર માલ ચારીને સાંજે ઘેર આવે ત્યારે એને સમજાવી લેવા.

કુંડલાની ચારેકોર કાંટાના ખણિયાં ખોડાઈ ગયાં. નાકા અને શેરીઓ આડે ગાડાં ગોઠવાઈ ગયાં, ઓડવા મંડાઈ ગયા. ઝાડ ઉપર ચાડિકાઓ ગોઠવાઈને મિતિયાળાના માર્ગની નજર રાખી રહ્યા.

તલવાર, ભાલાં, બરછીઓ સમાંનમાં થઈ રહ્યાં—ગેરીલા પદ્ધતિએ સામનો કરવાની સંપૂર્ણ તૈયારી થઈ ગઈ.

માત્ર લુણસરના નાકાની સૌને ચિંતા હતી. એ નાકામાં કોઈ પણ જાતની વ્યવસ્થા નહોતી. નાકું પાછું કુંડલા ગામની અધવચ્ચે હતું. જો ગફલત રહી જાય તો કપાળની ટીલડી વીંધાઈ જાય એમ કુંડલા વીંધાઈ જાય!

'બાપુ!' થોડાક કાઠીઓએ લુણસરના નાકાની આ મર્દાનગીની ઈર્ષ્યા કરી : જો ન્યાં કણેથી દુશ્મન ઘૂસી જાશે તો આપણી ગોઠવણ છિન્નભિન્ન થઈ જાશે. આ તો ચડામી થઈ છે. આમાં આપણે સૈ નપાણિયા દેખાઈ છઈ!'

આ વાતથી દરબારનાં ભવાં ઊંચાં ચડ્યાં : 'કઈ રીતે ભાઈ?'

'આપણે બધાંએ વાડચ કરી એનો અરથ એવો થયો કે આપણુને મોતની બીક છે...!'

બીજા જણે વાતને ટેકો આપ્યો, 'હા, આપા! તો પછી અમે વાડચું કાઢી નાખીએ. લુણસર કાઠી છે તો અમે ક્યાં નથી?'

'કાં તો લુણસર નાકે વાડચ કરાવો અને કાં તો આખા કુંડલાની વાડચ કાઢી નાખો...'

સામત ખુમાણે શાંતિથી સમજાવ્યું : 'આઈ નાંધુબાઈ અડગ બાઈ માણસ છે ભાઈ...'

'તો બાપુ! અમારે પણ માવું છે...ઈયેય અડગ છે...!'

વાત હવે વટ પર આવીને વણસવાની અણી પર હતી. સામત ખુમાણ આ વિવાદનું કઈ રીતે નિરાકરણ કરવું એના વિચારમાં ગૂંચવાઈ ગયા.

છેવટે એણે કહ્યું : 'ધીરજ રાખો ભાઈ! શેલાર અને કાળો લુણસર ઘરે નથી. આવશે એટલે આપણે વાડચ કરવાનું કેવરાવી દેશું. તમે જુઓ તો ખરા, એ જ સામે હાલીને વાડચ કરી લેશે. મોતની બીક

તો સૌને લાગે:..'

અને ત્યાં વાત અટકી ..

રૂંઝયું વળી. કુંડલાનો માલ સીમમાંથી ગામમાં આવતો રહ્યો.

શેલાર હુચુસર અને કાળો હુચુસર પણ પોતાને ઘેર આવ્યા. થોડાક ઈર્ષ્યાળુ કાઠીઓ હુચુસરના ઘર પછવાડે હવે શું બને છે એ સાંભળવા સંતાઈ ગયા... પછી મનોમન કલ્પનાએ ચડયા :

'હમણે જ શેલો કાળો માને ઠપકો દેશે કે, માડી, તેં આ શો ગજબ કર્યો ? ખસિયાનું કાળઝાળ કટક આવે છે અને તેં આપણું નાકું ઉઘાડું રાખ્યું ? અમને તારે શું ચડાવી દેવા છે ? અમારા કોડ હજી અધૂરા છે, મા ! જા, જા, ઝટ કર્ય. આપા સામતને કહી આવ્ય કે અમે વાડય કરાવી લઈ છઈ.'

'બેય ભાઈ ઓરા આવો બાપ !' આઈ બોલતાં સંભળાયા, 'તમારાં મીઠડાં લઉં.'

'શાના મીઠડાં, માડી ?' બન્ને ભાઈ માતાના આ વેણથી અચંબો પામ્યા : 'મીઠડાં શું લેવા મા ?'

'છેલ્લી વારના મીઠડાં ...મેં તમને ઘી ગાળે ઢેલ્યા છે, બાપ !'

'ઘી ગણામાં તો આજ આખું કુંડલા ધકેલાણું છે મા, અમારી કાંઈ નવાઈ છે ?'

'નવાઈ છે મારા સાવજ !' આઈ બોલ્યા: 'મેં નવાઈ કરી છે. આખે કુંડલે વાડય કરી છે, પણ મેં નથી કરી. અને તમારી ભુજાયું ઉપર આજ ગરવ થઈ ગ્યો, દીકરાવ !'

'ભલે થ્યો માડી !'

'મેં આપા સામતને કીધું કે મારે સાવજ જેવા બે દીકરા છે વાડય કરીને હું એને ભૂંડા નૈં લગાડું. મારા દીકરા તો તલવારું લઈને સામી છાતીએ અહીં ઊભા રે'શે. ખસિયાના પાળ સામે ઝીંક ઝીલાવશે અને પછે ખપી જાહે.'

'એમ ને એમ ખપી જાહે, મા ?' દીકરા હસ્યા : 'તમારે કહેવું'તું કે એક એક જણો વીસ વીસ ખસિયાનાં ઢીમ ઢાળશે અને પછે સોડય તાણશે...'

'તો તો મારા મરશિયાની શગ ચડે ને, બાપ !'

'ભલે તમે કીધું. અમે તમારા મરશિયાને દિપાવશું, માડી !'

'ઘણું જીવો મારા પેટ !' આઈ નાંધુમાઈની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં. એણે દસેય આંગળીના ટાચકા ફોડીને પુત્રોનાં વારણાં લીધાં :

'જરાયે ઊણા ઊતરશો મા, મારા પેટ ! મારા સાવજ !'

'માડી, આવા અવસર તો કયે દી મળે ? અમે તમારી કૂખને ઊજળી કરી દેખાડશું, હાઉ ?'

'તો તો મારા સાવજ ! તમારી પાળિયું મારી છાતી માથે ખોડીશ. એને સિંદૂર ચોપડીશ, ઘીના દીવા કરીશ.'

'અને પછે લાખે રાગે મરશિયા ને ગાવાના, મા ?'

'મરશિયા ને ગાઉં મારા બાપ ! તો તો મારું હૈયું ફાટી નૈં જાય ?' અને જનેતાના જગદંબા જેવા હાથ બન્ને પુત્રોના માથા પર મંડાયા. અને એવા તો સોહી રહ્યા કે જાણે સાક્ષાત્ શૌર્ય એની ડાબી જમણી ભુજાઓના છાયડા કરીને બંને લવરમૂછિયા આ જુવાનોને આશીર્વાદ આપતું હતું કે, ઘણું જીવો વીરા...

*

(તાજી જ નવલકથા 'વંકી ધરા, વંકા વહેણ'નું એક પ્રકરણ)

કુંદનિકા કાપડિયા

# લીનાનો ગૃહપ્રવેશ

જીવનભર માણસે કોઈકનાં દર્શન પામવાની ઝંખના સેવી હોય અને લાંબી રઝળપાટને અંતે તેને પ્રત્યક્ષ જોવાની ઘડી સમીપ આવે, ત્યારે તેને સહસા ખબર પડે કે પોતાની આંખોમાં હવે જ્યોતિ જ રહી નથી...તીવ્ર તૃષા અને તલસાટને અંતે મેળવેલો અમૃતવાળો પ્યાલો મોંએ માંડવા જતાં ખબર પડે કે એ અમૃત હવે અમૃત રહ્યું નથી. આવી કશીક અપરિહાર્ય કરુણતા 'મારે પણ એક ઘર હોય'માં રહેલી છે.

માણસના હૃદયની સૌથી મોટી 'ટ્રેજેડી' એ છે કે તેનામાં એક ભાવ નથી હોતો, વિવિધ ભાવો હોય છે અને વિરોધી ભાવો હોય છે. એક પળે જેને તે ધિક્કારે છે, બીજી પળે તેને જ તે ચાહે છે. જેની સામે તે લડવા ઇચ્છે છે, તેની જ ખાતર તે જીવનનું બલિદાન પણ આપી દે છે. માણસની આ કેવળ ટ્રેજેડી જ નહિ હોય, કદાચ તે તેનું સૌથી મોટું ગૌરવ પણ હશે. માણસમાં કેવળ એક જ સ્થિર ભાવ હોત તો દુનિયા દુર્જનો અને સંતો એવા બે સ્પષ્ટ વિભાગોમાં વહેંચાઈ ગઈ હોત, પણ દુનિયા તો ભરપૂર છે મનુષ્યથી. જેમનામાં દુર્જનતા છે, સ્વાર્થ છે, પોતાને માટે સુખ પામવાની ઇચ્છા છે, તો સાથે સાથે ઉદારતા છે, મમતા છે, બીજાને ખાતર મરી ફીટવાની અપૂર્વ ત્યાગભાવના છે. આ પરસ્પરવિરોધી તત્ત્વો વચ્ચે નિત્ય ચાલતા સંઘર્ષના કાંટાળા માર્ગ પર થઈને સર્વ પરાઈ પીડાને પોતાની ગણી લેતા વિશાળ નિરામય પ્રેમ ભણીની યાત્રા, એ માનવજીવનનું ગૌરવ છે, એની સાર્થકતા છે.

બહુ સચોટ રીતે આલેખાયેલું લીના અને સુરેખા વચ્ચેનું દ્વંદ્વ તે કેવળ બહેનો વચ્ચેનું દ્વંદ્વ નથી, તે લીનાના પોતાના જ હૃદયમાં ચાલતાં બે પરિબળો વચ્ચેની લડાઈનું પ્રતિબિંબ છે – અને આ વાત બહુ વેધક રીતે ત્યારે પ્રગટ થાય છે, જ્યારે લીના કહે છે: આઈ એમ એ ફાઈટર. આઈ વિલ ફાઈટ થ્રૂ ઍન્ડ થ્રૂ. હું છેક સુધી લડી લઈશ. હું નમતું નહિ આપું, હાર નહિ માનું.

વારુ, લીનાની આ લડાઈ કોની સામે છે? સુરેખા સામે તો નહિ જ. એને તો એ પોતાના જીવનનાં સઘળાં સંચિત સ્વપ્નોનો આધાર સોંપી દે છે. સુરેખા જ્યારે કહે છે: 'અનુપમ મને નહિ પરણે તોયે તમને તો નહિ જ પરણે, કારણ કે તે મને ચાહે છે, તમને નહિ.' ત્યારે લીના કહી શકી હોત: 'મને ન પરણે તો કાંઈ નહિ પણ તારી સાથે તો એનાં લગ્ન નહિ જ થવા દઉં.' ના, એવું કશું જ તે કહેતી કે કરતી નથી. સુરેખાને પરાજિત કરવામાં તેને કશો રસ નથી. ઊલટાનું તે તો સામે ચાલીને પિતાને વાત કરે છે, પોતાને માટે કશું જ સાચવી રાખ્યા વિના, માના સઘળા દાગીના સુરેખાને આપી દે છે, તેને વિદાય આપતાં અકળ વ્યથાથી રડી પડે છે અને તેને બાળક આવવાનું છે એ જાણતાં આનંદથી ઘેલી બની જાય છે. તેના સુખમાં તે સુખી છે, તેના દુઃખે દુઃખી.

ના, સુરેખા સામે એની લડાઈ તો નથી. અનુપમ સામે પણ નથી, હરિદાસ સામે નથી ને નિયતિ સામેયે નથી. નિયતિએ તેને જે આપ્યું તે ચુપચાપ નહિ તો આક્રોશ સાથે – પણ તે સ્વીકારી લે છે. કશું તોડીફોડીને નિયતિનાં સર્વ વિધાનો

# ગો. મા. ત્રિ. સંદર્ભસૂચિ

સંપા. પ્રકાશ વેગડ

શ્રીયુત ગોવર્ધનરામની સવાસોમી જન્મજયંતી ૨૦મી ઑક્ટો. ૧૯૮૦ના દિને છે. આ પ્રસંગે તેમણે રચિત પ્રગટ અને અપ્રગટ સાહિત્ય, તેમનું જીવન-ચરિત્ર અને સાહિત્યિક મૂલ્યાંકન, તેમની કૃતિઓની ગ્રંથસમીક્ષા અને વિવેચન વિષયક તમામ પાસાંઓને આવરી લેતી આજ સુધી પ્રકાશિત ગ્રંથો અને લેખોની એક સૂચિ અહીં રજૂ કરવામાં આવી છે. આશા છે અભ્યાસીઓને આ સૂચિ ઉપયોગી નીવડશે.

આ સૂચિ નીચે પ્રમાણે ત્રણ વિભાગોમાં વહેંચી છે :

ક. ગો. મા. ત્રિપાઠીકૃત સાહિત્ય : (૧) ગ્રંથો અને (૨) લેખો.

ખ. જીવનચરિત્ર અને સાહિત્યિક મૂલ્યાંકન : (૧) ગ્રંથો અને (૨) લેખો.

ગ. ગ્રંથસમીક્ષા અને વિવેચન : (૧) ગ્રંથો અને (૨) લેખો.

## ક. (૧) ગ્રંથો

ત્રિપાઠી, ગોવર્ધનરામ માધવરામ. કવિ દયારામનો અક્ષરદેહ અને નવલરામની જીવનકથા. બીજી આવૃત્તિ. મુંબઈ : ફાર્બસ ગુજરાતી સભા, ૧૯૫૭. પૃ. ૯૨ + ૮૮.

**નોંધ :** પ્ર. આ. ૧૯૦૮ શીર્ષક 'કવિ દયારામનો અક્ષરદેહ' (જીવનચરિત્ર).

—ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી : ગુજરાતી લેખસંગ્રહ, સન્મુખલાલ જ. પંડ્યા સંપા. મુંબઈ : એન. એમ. ત્રિપાઠી, ૧૯૬૩. પૃ. ૧૩૪. (લેખો).

—ગોવર્ધનરામની મનનનોંધ. રામપ્રસાદ પ્રે. બક્ષી સંપા. અને અનુવાદિત. મુંબઈ : ફાર્બસ ગુજરાતી સભા, ૧૯૬૯. પૃ. ૪૭૯. (રોજનીશી)

—નવલરામ લક્ષ્મીરામની જીવનકથા. પ્ર. આ. ૧૮૯૧. પૃ. ૮૪.

**નોંધ :** બીજી આવૃત્તિ ૧૯૫૭નું શીર્ષક 'કવિ દયારામનો અક્ષરદેહ અને નવલરામની જીવનકથા.' (જીવનચરિત્ર).

—લીલાવતી જીવનકલા. ૪થી સુધારેલી આવૃત્તિ મુંબઈ : એન. એમ. ત્રિપાઠી, ૧૯૬૧. પૃ. ૩૨ + ૧૭૮.

**નોંધ :** પ્રસ્તાવના રમણલાલ જોશી. (જીવનચરિત્ર)

—સરસ્વતીચંદ્ર. મુંબઈ : એન. એમ. ત્રિપાઠી.
ભા. ૧, પ્ર. આ. ૧૮૮૭.
ભા. ૨, પ્ર. આ. ૧૮૯૨.
ભા. ૩, પ્ર. આ. ૧૮૯૮.
ભા. ૪, પ્ર. આ. ૧૯૦૧.
(નવલકથા).

—સરસ્વતીચંદ્ર (કથાસાર).
ગોપાળદાસ જીવાભાઈ પટેલ, સંપા. અમદાવાદ : ગૂજરાત વિદ્યાપીઠ, ૧૯૭૨. પૃ. ૧૬૨. (નવલકથા).

—સરસ્વતીચંદ્ર (કથાસાર).

સામાભાઈ પટેલ, સંપા. અમદાવાદ : વોરા એન્ડ કું., ૧૯૫૭. પૃ. ૧૨૮. (નવલકથા).

—સરસ્વતીચંદ્ર (નાટ્ય રૂપાંતર). છોટાલાલ રૂપદેવ શર્મા રૂપાંતરકાર.

**નોંધ :** આર્ય નૈતિક નાટક સમાજ દ્વારા પ્રથમ રજૂઆત ૧૧-૩-૧૯૧૨. (નાટક).

—સરસ્વતીચંદ્ર (બૃહત્સંક્ષેપ). ઉપેન્દ્ર છ પંડ્યા સંપા. બીજી આવૃત્તિ. મુંબઈ : એન.એમ. ત્રિપાઠી, ૧૯૬૪. પૃ. ૨૮+૫૦૪.

**નોંધ :** પ્ર. આ. ૧૯૬૦. (નવલકથા).

—સરસ્વતીચંદ્ર (મરાઠી અનુવાદ). મૃણાલિની દેસાઈ અનુ. બીજી આવૃત્તિ. પુણે: મનોહર ગ્રંથમાલા, ૧૯૭૩. પૃ. ૪+૨૪૨.

**નોંધ :** પ્ર. આ. ૧૯૬૮. (નવલકથા).

—સરસ્વતીચંદ્ર (હિંદી અનુવાદ). પદ્મસિંહ શર્મા 'કમલેશ' અનુ. દિલ્હી : સાહિત્ય અકાદમી વતી ભારતી ગ્રંથભંડાર, ૧૯૬૩. પૃ. ૪૦૬. (નવલકથા).

—સાક્ષરજીવન. બળવંતરાય ક. ઠાકોરકૃત પ્રવેશક અને ટિપ્પણ. બીજી આવૃત્તિ. મુંબઈ : ફાર્બસ ગુજરાતી સભા, ૧૯૫૮. પૃ. ૨૫૪+૩૨.

**નોંધ :** પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રમુખીય વ્યાખ્યાન સાથે. પ્ર. આ. ૧૯૧૯. (વિવેચન લેખો અને વ્યાખ્યાન).

—સ્ક્રેપબુક : ૧૮૮૮-૧૯૦૬. કાન્તિલાલ સી. પંડ્યા; રામપ્રસાદ પી. બક્ષી; સન્મુખલાલ પંડ્યા, સંપા મુંબઈ : એન. એમ. ત્રિપાઠી, ૧૯૫૯.

**નોંધ :** અંગ્રેજી ગ્રંથ. (રોજનીશી).

—સ્નેહમુદ્રા અથવા હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહની છાપ. મુંબઈ : એન. એમ. ત્રિપાઠી, ૧૮૮૯. (કાવ્યો).

—સ્નેહમુદ્રા ...

પમી આવૃત્તિ. મુંબઈ : એન એમ ત્રિપાઠી, ૧૯૬૦. પૃ ૫૭+૩૧૨.

**નોંધ** સંસ્કૃત કાવ્ય 'હૃદયરૂદિતશતકમ્' અનુવાદ સાથે સમાવિષ્ટ. પ્રવેશક અનંતરાય મ રાવળ, પૃ. ૧૭-૫૭. (કાવ્યો).

**ક. (૨) લેખો**

(રચના વર્ષ કે પ્રકાશન વર્ષ પ્રમાણે ગોઠવેલા પ્રગટ અને અપ્રગટ લેખો)

**૧૮૭૩**

ઈઝ ધેયર એની ક્રિએટર ઑફ ધી યુનિવર્સ ? (વ્યાખ્યાન).

ધી સ્ટેટ ઑફ હિન્દુ સોસાયટી ઈન ધી બોમ્બે પ્રેસિડેન્સી. (વ્યાખ્યાન)

**૧૮૭૫**

વિધિકુંઠિત [ સંસ્કૃતમાં ].

સ્કોપ ઑફ યુનિવર્સિટી એજ્યુકેશન. ( વ્યાખ્યાન )

**૧૮૭૬**

ધી ઈફેક્ટ્સ ઑફ ધી કસ્ટમ ઑફ અર્લી મેરીઝીઝ ઑન ધી એજ્યુકેશનલ પ્રોગ્રેસ ઑફ ધી નેટીવ્સ ઑફ ઇંડિયા.

નોંધ : કરસનદાસ મૂળજી પારિતોષિક નિબંધ. [સુનીલાલ ગાંધી વિદ્યાભવન, સુરત પાસે છે ]

**૧૮૭૭**

કમ્પેરીઝન બિટવીન ધી કેરેક્ટર્સ ઑફ ધી ગુજરાતી એન્ડ મરાઠા હિસ્ટ્રીઝ (વ્યાખ્યાન)

જી જી : ધી મધર ઑફ શિવાજી. (કાવ્ય)

એ રફ આઉટલાઈન ઑફ ધી જનરલ ફીચર્સ ઑફ પ્રેક્ટીકલ એસેટીસીઝ્મ ઈન માઈ સેન્સ

[ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, સુરત પાસે છે.]

૧૮૮૪

ફિલોસોફી એન્ડ સાયંસ ઑફ સબ્સ્ટેન્ટીવ ક્રિમીનલ લૉ. (વ્યાખ્યાન)

[ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, સૂરત પાસે છે]

રીવ્યુ ઑફ મિ. મનસુખરામ્સ ગોકુલજી ઝાલાઝ લાઈફ. રાસ્ત ગોફતાર, ૧–૬–૧૮૮૪માં પ્રગટ.

૧૮૮૮

બિટ્રોથલ એમોન્ગ ધી વડનગરા નાગર બ્રાહ્મીન્સ ઑફ નડિયાદ.

[ચુ. ગાંધી વિદ્યાભવન, સુરત પાસે].

૧૮૯૦

રીવ્યુ ઑફ મિ. મણિલાલ એન. દ્વિવેદીઝ 'મોનીઝ્મ ઑર અદ્વૈતિઝ્મ'. ગુજરાતી, ૧૬ અને ૨૩ ફેબ્રુ ૧૮૯૦ માં પ્રગટ.

[ચુ. ગાંધી વિદ્યાભવન પાસે લખાણ છે]

૧૮૯૩

યુરોપ, એશિયા વગેરે ખંડોમાંની મહા પ્રજાઓના જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાંત. માનસી, સપ્ટે. ૧૯૬૦. પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા સંપા. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી: ગુજરાતી લેખસંગ્રહ (૧૯૬૩), ૧–૧૮.

૧૮૯૬

કર્મ, ધર્મ અને જ્ઞાન–તત્સંબધે દેશકાળનો વિવેક. ગુજરાતી, ૨૧ અને ૨૮ ઑકટો. ૧૮૯૪. પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા સંપા. ગો. મા. ત્રિપાઠી: ગુજરાતી લેખસંગ્રહ (૧૯૬૩) ૧૯–૨૪.

૧૮૯૬

સમ સાઈડલાઈટ્સ ઑન વેદિક માઇથોલૉજી. વ્યાખ્યાન.

કવિતા, કાવ્ય અને કવિ–એ વિષયે મિતાક્ષર સમાલોચક, ૧–૧, જાન્યુ. માર્ચ ૧૮૯૬.

આ કાળનાં આપણાં આદિનાટકો. સમાલોચક, ૧–૨, એપ્રિલ–જૂન ૧૮૯૬; ૨–૩, જુલાઈ–સપ્ટે. ૧૮૯૭. પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા સંપા. ગો. મા. ત્રિપાઠી: ગુજરાતી લેખસંગ્રહ (૧૯૬૩)માં સંગૃહીત.

ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક. સમાલોચક, ૧–૪, ઑકટો. ડિસે. ૧૮૯૬. પુનર્મુ. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૨૬–૪, ઑકટો. ડિસે. ૧૯૬૧, ૨૬૧–૨૭૧. પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા સંપા. ગો. મા. ત્રિપાઠી; ગુજરાતી લેખસંગ્રહ (૧૯૬૩)માં

૧૮૯૭

ગુજરાતી લેખનપદ્ધતિ અને નરસિંહરાવ ભોળાનાથ. સમાલોચક, ૨–૪ ઑકટો. ડિસે. ૧૮૯૭; ૩–૧, જાન્યુ. માર્ચ; ૩–૨, એપ્રિલ–જૂન; ૩–૩, જુલાઈ–સપ્ટે., ૧૮૯૮. પુનર્મુ. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૨૭–૩, જુલાઈ–સપ્ટે. ૧૯૬૨; ૨૭–૪, ઑકટો–ડિસે. ૧૯૬૨. પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા સંપા. ગો. મા. ત્રિપાઠી: ગુજરાતી લેખસંગ્રહ (૧૯૬૩)માં.

૧૮૯૯

ગુજરાતી કવિતાનું ભવિષ્ય (વ્યાખ્યાન)

૧૯૦૦

એન ઇંગ્લીશમૅન્સ એન્ડ એ હિન્દુઝ ઇન્ટરેન્સ ઈન લાઈફ. (વ્યાખ્યાન)

મારા પિતા માધવરામ. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૨૦ અંક ૩–૪, ઑકટો. ડિસે. ૧૯૫૫, ૬૫–૬૬.

નોંધ : લેખનવર્ષ ૧૯૦૦

સોશીયલ એન્ડ ડોમેસ્ટીક ઈન્સ્ટીટ્યુસન્સ.
(વ્યાખ્યાન)
સંસાર પ્રતિબિંબ. 'અરૂણોદય' ૧૯૦૦મા
પ્રગટ પુનર્મુ ફાર્બસ ગુજ. સભા ત્રૈમા.,
૨૪-૪, ઓકટો ડિસે ૧૯૫૯ ૧૨૭-૧૩૨.
(કાવ્યો)

૧૯૦૧
ક્ષેમરાજ અને સાધ્વી (નાટક)
પ્રેકટીકલ એસ્પેકટ્સ ઓફ અવર આઈડીયલ્સ
ઓફ લાઈફ. (વ્યાખ્યાન)
[સુ ગાંધી વિદ્યાભવન પાસે]
મેરીઝ ફોર્મ્સ અન્ડર એન્શીયન્ટ હિન્દુ લૉ.
ઈસ્ટ એન્ડ વેસ્ટ, ડિસે ૧૯૦૧. [સુનીલાલ
ગાંધી વિદ્યાભવન પાસે]

૧૯૦૨
મેરીઝ ફોર્મ્સ અન્ડર એન્શીયન્ટ હિન્દુ લૉ.
ઈસ્ટ એન્ડ વેસ્ટ, જાન્યુ. ફેબ્રુ. ૧૯૦૨.
[સુનીલાલ ગાંધી વિદ્યાભવન પાસે]
ધી એપ્ટીટ્યુડ્સ એન્ડ ડયુટીઝ ઓફ ધી
લીડીંગ કમ્યુનીટીઝ ઓફ સુરત. (વ્યાખ્યાન)
[સુનીલાલ ગાંધી વિદ્યાભવન પાસે]
સુની-ધી સતી. ઈસ્ટ એન્ડ વેસ્ટ, જુલાઈ-
સપ્ટે ૧૯૦૨ અને ઓકટો નવે. ૧૯૦૨.
[સુનીલાલ ગાંધી વિદ્યાભવન પાસે]
આપણી જીવનભાવનાના વ્યવહારમા જણાતાં
સ્વરૂપ વસંત, ભાદ્રપદ સંવત, ૧૯૫૮;
કાર્તિક ૧૯૫૯ પુનર્મુ. સન્મુખલાલ જ.
પંડ્યા સંપા ગો મા. ત્રિપાઠી. ગુજરાતી
લેખસંગ્રહ(૧૯૬૩), ૧૦૪-૧૨૦માં સંગૃહીત.

૧૯૦૩
કન્ફલીકટ્સ ઓફ લૉઝ બિટવીન કન્વર્ટ્સ
એન્ડ નોન કન્વર્ટ્સ
[સુનીલાલ ગાંધી વિદ્યાભવન પાસે] હાઈઅર
બ્રાહ્મીનિઝ્મ ઈન એન્સીયન્ટ ઇન્ડિયા.
પીપલ. ઇન્ડિયન રીવ્યુ, જાન્યુ ૧૯૦૩
[સુનીલાલ ગાંધી વિદ્યાભવન પાસે]
પ્રાચીન હિન્દનો ઉચ્ચ બ્રાહ્મણ ધર્મ.
વસંત, જ્યેષ્ઠ સંવત ૧૯૫૯. પુનર્મુ.
ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૨૫-૪,
ઓકટો ડિસે. ૧૯૬૦. પુનર્મુ. સન્મુખલાલ
જ. પંડ્યા. સંપા. ગો. મા. ત્રિપાઠી.
ગુજરાતી લેખસંગ્રહ (૧૯૬૩) ૯૭-૧૦૩.
ધી હિન્દુ આઈડિયલ ઓફ પોવર્ટી, ઈસ્ટ
એન્ડ વેસ્ટ, જૂન-જુલાઈ ૧૯૦૩.
[સુનીલાલ વિદ્યાભવન પાસે]

૧૯૦૪
પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય
રૂપાંતર. સમાલોચક, ૯-૧, જાન્યુ. માર્ચ
૧૯૦૪. પુનર્મુ. સંસ્કૃતિ, ઓકટો. ૧૯૬૦.
પુનર્મુ. સન્મુખલાલ જ. પંડ્યા. સંપા.
ગો. મા. ત્રિપાઠી : ગુજરાતી લેખસંગ્રહ
(૧૯૬૩) મા સંગૃહીત.
ગુજરાતી ક્રિયાપદની વ્યુત્પત્તિના નિયમ.
વસંત, ચૈત્ર સં. ૧૯૬૦ પુનર્મુ. ફાર્બસ
ગુજરાતી સભા ત્રૈમાસિક, ૨૮-૧, જાન્યુ
માર્ચ, ૧૯૬૩, ૩૯-૪૪ પુનર્મુ. સન્મુખલાલ
જ પંડ્યા. સંપા લેખસંગ્રહ.
આધ્યાત્મિક કવિ અને તેની કવિતા.
સમાલોચક, ૯-૨, એપ્રિલ-જૂન ૧૯૦૪.
(કાવ્ય)
કનિભોગ્ય કવિતા સમલેચક, ૯-૨,
એપ્રિલ-જૂન ૧૯૦૪. (કાવ્ય).
અનુપમ તિમિર. સમાલોચક, ૯-૩, જુલાઈ-
સપ્ટે. ૧૯૦૪. (કાવ્ય).
અનુપમતેજ (કાવ્ય) એજન.
રીવ્યુ ઓફ મિ મલ્લિકસ પ્રોબ્લેમ ઓફ

ઇક્ઝીસ્ટેન્સ. ઇંડિયન રીવ્યુ, ઑક્ટો. ૧૯૦૪.
[ચુનીલાલ ગાંધી વિદ્યાભવન પાસે]
કે ખુશરો નવરોજજી કાબરાજીની ટૂંક પિછાન. સમાલોચક, ૯–૪, ઑક્ટો.-ડિસે. ૧૯૦૪.

**૧૯૦૫**

પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રમુખીય વ્યાખ્યાન. અમદાવાદ: ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ (૧૯૦૫) ૧૧–૨૩.
પ્રણવપુરુષ (કાવ્ય). સમાલોચક, ૧૦–૧, જાન્યુ.-માર્ચ ૧૯૦૫.
ધી કૉર્નસ્ટોન ઑફ ધી ઇકોનોમિક્સ ઑફ હિન્દુઇઝમ. ઇસ્ટ એન્ડ વેસ્ટ, જાન્યુ. ફેબ્રુ.
[ચુનીલાલ વિદ્યાભવન પાસે]
ધી હિન્દુ આઇડિયલ ઑફ સોવરેન્ટી એન્ડ સ્ટેટ. ઇંડિયન રીવ્યુ, એપ્રિલ ૧૯૦૫.
[ચુનીલાલ વિદ્યાભવન પાસે]
રસસુંદરી અને તત્ત્વાનંદ સ્વામી. વસંત, ફાલ્ગુન, વૈશાખ સંવત ૧૯૬૧. (કાવ્ય)
કુરુક્ષેત્ર. સમાલોચક, ૧૦–૪, ઑક્ટો. ડિસે. ૧૯૦૫. (કાવ્ય)

**૧૯૦૬**

ધી ગલ્ફ બિટવીન ઇંગ્લીશમેન એન્ડ ઇન્ડિયન્સ ઇસ્ટ એન્ડ વેસ્ટ, જાન્યુ. ૧૯૦૬.
[ચુનીલાલ વિદ્યાભવન પાસે]

**૧૯૦૭**

લેટર્સ ટુ પુરુષોત્તમ વિશ્રામ માવજી. સમાલોચક, ગોવર્ધન સ્મારક અંક જુલાઇ ૧૯૦૭ (ગુજરાતી સારાંશ સાથે). પુનર્મુ. વસંત, ચૈત્ર સંવત ૧૯૬૩.
[ચુનીલાલ વિદ્યાભવન પાસે]

**૧૯૦૯**

રૂલ્સ ઑફ કન્ડક્ટ સમાલોચક, પુ. ૧૪ અંક ૧–૨ જાન્યુ. જૂન ૧૯૦૭
[ચુનીલાલ વિદ્યાભવન પાસે]
લેટર્સ ટુ દયારામ ગિદુમલ (ગુજરાતી ભાતર સાથે) સમાલોચક, પુ ૧૪ અંક ૨ ૪ ૧૯૦૯ અને પુ. ૧૫ અંક ૧–૨. ૧૯૧
[ચુનીલાલ વિદ્યાભવન પાસે]

**૧૯૧૦**

પ્રેક્ટીકલ એસ્ટીસીઝ્મ. સમાલોચક, ૧૫– જુલાઈ–સપ્ટે ૧૯૧૦, ૧૮૫–૧૮૮; ૧૫– ઑક્ટો. ડિસે ૧૯૧૦, ૨૪૯–૨૫૬; ૧૬– જાન્યુ. માર્ચ ૧૯૧૧, ૫૯-૬૬.

**રચનાવર્ષ કે પ્રકાશનવર્ષ વિનાના લેખો.**

જીવ, મૃત્યુ અને પછી (કાવ્ય).
ધી એઇજ ઑફ કન્સેન્ટ બિલ.
નોટ્સ ઑન એજ્યુકેશન.
વેદિક લેક્ચર–નોટ્સ.

**ખ. જીવનચરિત્ર અને સાહિત્યિક મૂલ્યાંક**

**(૧) ગ્રંથો.**

ઓઝા, ભક્ત
ગોવર્ધનરામ. અમદાવાદ : સોનલ પ્રકાશન, ૧૯૭૫. પૃ. ૪૮.
ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ.
વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી; મગનભાઈ દેસાઈ; ઉપેન્દ્ર પંડ્યા અને યશવંત શુક્લ સંપા. ગોવર્ધનરામ શતાબ્દી મહોત્સવ સમિતિ, ૧૯૫૫ પૃ ૧૯ + ૨૨૩.
જોશી, રમણલાલ.
ગોવર્ધનરામ એક અધ્યયન. મહાનિબંધ (પીએચ. ડી) – ગુજરાત યુનિ. ૧૯૬૦. મુંબઈ : એન. એમ. ત્રિપાઠી, બીજી આવૃત્તિ ૧૯૭૮. પૃ ૪૯૪. પ્ર. આ. ૧૯૬૩.
જોષી, મણિશંકર દલપતરામ.
ગૂર્જર સાક્ષરરત્ન ગોવર્ધનરામ : તેમની સાહિત્યસેવા. બીજી આવૃત્તિ. મુંબઈ, ૧૯૨૧. પ્ર. આ. ૧૯૦૧.
ઝવેરી, મનસુખલાલ.
ગોવર્ધનરામ [૭ વિવેચન લેખો].

મુંબઈ : વોરા, ૧૯૬૭ પૃ. ૧૦૦.
—ગોવર્ધનરામ. મુંબઈ . પરિચય ટ્રસ્ટ, ૧૯૭૦. પૃ ૩૨.
ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ૨.
ગોવર્ધનરામ ચિંતક અને સર્જક ૧૯૬૨ પૃ ૧૩૪.
નડિયાદની સાક્ષર-ત્રિપુટીની સ્મૃતિમા શતાબ્દી મહોત્સવ સમિતિ સંપા મુંબઈ : એન એમ. ત્રિપાઠી, ૧૯૬૭ પૃ ૮+૩૬૮.
નોંધ · ગોવર્ધનરામ મા. ત્રિપાઠી, મણિભાઈ નભુભાઈ દ્વિવેદી અને બાલાશંકર કંથારિયા વિશે લેખો.
પંડ્યા, કાન્તિલાલ છ.
ગોવર્ધનરામનુ સાલવારી જીવન અને સમકાલીન જીવન. મુંબઈ : એન એમ. ત્રિપાઠી, ૧૯૫૫.
— શ્રીયુત ગોવર્ધનરામ. ઉપેન્દ્ર છ. પંડ્યા સંપા. બીજી સુધારેલી વધારેલી આવૃત્તિ. મુબઈ : એન. એમ. ત્રિપાઠી, ૧૯૬૫. પૃ. ૩૬+૪૨૦ પ્ર. આ. ૧૯૧૦
પંડ્યા, રામચંદ્ર.
ગોવર્ધનરામ અને સરસ્વતીચંદ્ર. અમદાવાદ : ગૂર્જર, ૧૯૬૯. પૃ ૩૮૬.
બક્ષી, રામપ્રસાદ પ્રે.
ગોવર્ધનરામનુ મનોરાજ્ય. મુંબઈ : એન એમ ત્રિપાઠી, ૧૯૭૬. પૃ ૧૧૬.
ભટ્ટ, મણિલાલ છગારામ સંપા
સમાલોચક · ગોવર્ધન સ્મારક અંક મુબઈ : એન એમ. ત્રિપાઠી, ૧૯૦૭ પૃ ૬૬+૨૩૧
રાવળ, અનંતરાય મ.
ગોવર્ધનરામ મુંબઈ : વોરા, ૧૯૬૩. પૃ. ૪૮

ક્રમશઃ



[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે આ હેતુને લક્ષમા રાખી 'ઉદ્દગાર'ના પ્રથમ અંક (ઓગસ્ટ '૭૭)થી સાહિત્યકારોના સરનામાં ક્રમશ પ્રકટ કરીએ છીએ —સ ]

૧૮૯ કુમારપાળ દેસાઈ
ચંદ્રનગર સોસાયટી
પો પાનડી, અમદાવાદ-૩૮૦૦૦૭

૧૯૦ જગદીશ ત્રિવેદી
૧૯, પલ્લવી એપાર્ટમેન્ટ
ઇશ્વરભુવન પાસે, નવરંગપુરા
અમદાવાદ-૩૮૦ ૦૦૯

૧૯૧. રતિલાલ ક. જોગી
૨/૧૩, પત્રકાર કોલોની નં ૨
વિજયનગર પાછળ, નારણપુરા
અમદાવાદ-૩૮૦૦૧૩

૧૯૨ મુકુન્દ પી શાહ
૬૧-એ, નારાયણનગર સોસાયટી
સરખેજ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૭

૧૯૩ ડૉ. મફત ઓઝા
મહર્ષિ અરવિંદ હોલ
મ સ યુનિવર્સિટી કેમ્પસ
પ્રતાપગંજ, વડોદરા-૨

ડંકેશ ઓઝા



# સહરાની ભવ્યતા

યાસીન દલાલે 'રૂબરૂ' (જૂન—'૭૯)માં રઘુવીરની મુલાકાત લેતાં પહેલાં જ પ્રશ્ન એ કરેલો કે 'આટલું બધું ક્યારે લખો છો?' મને પણ આ સવાલ થયા કર્યો છે. તેમાંય વળી 'સહરાની ભવ્યતા'માં ઈશ્વર પેટલીકર પરના લેખમાં વાંચ્યું કે "હું શબ્દશઃ બે વાર લખું એ ટેવને એ (પેટલીકર) વખાણે છે" ત્યારે તો ચોંકી જ ગયેલો. પ્રસ્તુત પુસ્તક વાંચતાં વિચાર તો એટલો આવે છે કે રઘુવીર કદાચ તેથી જ પ્રૂફ જોવાની કે શુદ્ધિપત્રક મૂકવાની પળોજણને સમય નહીં આપી શક્યા હોય. હા, સંદર્ભસૂચિ અત્યંત મહેનતપૂર્વક અને ચીવટથી તૈયાર કર્યાનું જણાય છે.

રઘુવીરે કેટલું લખ્યું છે અને હવે કેટલું લખનાર છે એ બંને વિષેની વિસ્તૃત-યાદી પુસ્તકની શરૂમાં જ આપી દીધી છે. જયંતિ દલાલને અર્પિત થયેલ લેખકના વાર્તાસંગ્રહ 'આકસ્મિક સ્પર્શ'ની નકલ બેએક વર્ષ સુધી પહોંચાડવાનું ભૂલી જનાર આ લેખકે 'સાહેબ'ની ક્ષમાયાચના કરી ત્યારે 'સાહેબે' પણ એ મતલબનું કહેલ કે 'હવે તો આખું બંડલ લઈને આવજો.' 'સાહેબ'ના 'બંડલ' શબ્દના કાકુથી પણ રઘુવીર સભાન છે એટલે ટંકારની તક ઝડપવાની શક્યતા આપણા પક્ષે રહેતી નથી. રઘુવીર, ઈશ્વર પેટલીકર હવે 'ભદ્રલોક' નવલકથા લખવાનો મનસૂબો ધરાવે છે એમ લખી અન્ય લેખકની કૃતિની ય જાહેરાત કરે છે ખરા!

પ્રસ્તુત પુસ્તકનાં રેખાચિત્રો (જેમાંના કેટલાક 'અભ્યાસ-લેખો' બન્યા હોવાનો લેખકનો દાવો છે) 'ગ્રંથ', 'બુદ્ધિપ્રકાશ', 'પરબ', 'નિરીક્ષક', 'નવચેતન', લોકલહરી' કે 'સંસ્કૃતિ' જેવાં સાહિત્યિક અને લોકપ્રિય સામયિકોમાં અને 'સંદેશ'ની સાપ્તાહિક કૉલમ 'સાહિત્યસંગમ'માં અગાઉ પ્રસિદ્ધ પામી ચૂક્યાં છે. અરે, 'દર્શકના દેશમાં' અને 'અંગત'માંથી અનુક્રમે 'દર્શક' અને રાવજી અંગેના લખાણો અહીં ફરીવાર આમેજ કર્યાં છે. તેમ છતાં, બધાં જ રેખાચિત્રો એક સાથે પુસ્તક આકારે સુલભ કરવાના લેખકના પ્રયત્નને આવકારવાની લાગણી થાય તેટલાં સુંદર પણ છે. સ્વ. પ્રવીણ જોશી જેવા એકાદ સમવયસ્ક કે સ્વ. રાવજી પટેલ જેવા વયમાં નાના પણ કદમાં મોટા એવા કવિનાં રેખાચિત્રોને બાદ કરતાં, રઘુવીરે મોટેભાગે સાહિત્યની આદરણીય વડીલ વ્યક્તિઓ વિષે જ અહીં લખ્યું છે. આ આખી પંગતમાં ચં. ચી. કે એસ. આર. નથી તેનો રંજ પણ થાય.

હરિકૃષ્ણ પાઠકે એક વખત દિવાળી અંકના એક સંપાદક મિત્રને રઘુવીરને હાસ્યલેખ માટે આમંત્રણ આપવા સૂચવેલું. વિનોદ ભટ્ટ સંપાદિત 'હાસ્યાયન'માં રઘુવીરનો 'એકલવ્ય'માંનો એક 'પીસ' સ્થાન પામ્યો છે.

'નિરીક્ષક'માંની કટોકટીકાળ દરમિયાનની એમની 'વિસંવાદ' કૉલમ પણ સ્મરણમાં છે. પરંતુ આ પુસ્તકમાં ઠેકઠેકાણે જે સૂક્ષ્મ અને ઊંચા હ્યુમરના છાંટણાં છે તે પુસ્તકની વાચનક્ષમતામાં અનહદ વધારો કરી આપે છે એટલું જ નહીં, પાઠકે અંદાજેલી રઘુવીરની સર્જકશક્તિની પ્રતીતિ

કરાવવા ને પૂરતાં છે. થોડાંક ઉદાહરણ જોઈએ–

ઉમાશંકરે લખવું શરૂ કરેલું વર્ષોથી એમ જ પડયું હોય તેનો સંદર્ભ આપી લેખક લખે છેઃ

'પ્રસ્તાવનાઓને આ બધામાં અગ્રતા આપે છે અને વર્ષે બે વર્ષે પ્રસ્તાવના લખી દે છે'

'મડિયારાજ'ના ચિત્રણમાં ઉમાશંકરના શબ્દોની મદદ લીધા બાદ તેઓ લખે છેઃ

> 'જેમ એ સહુની સંભાળ લેતા તેમ સહુના વતી નિર્ણય પણ એ જ લેતા.'
>
> 'દર્શક સાંભળે ઓછું પણ સમજે ઝડપથી.'
>
> 'કામ ન હોય તો ગળવું નકામું છે. તમો ઉમાશંકરનો વખત બગાડી શકો પણ નગીનભાઈનો નહીં.'
>
> 'એક વ.ર ગાળોના જ્ઞાનની હરીફાઈ થયેલી. ચરોતર જીતે કે સૂરત? નગીનભાઈએ દક્ષિણ ગુજરાતનો યશ વધારી આપેલો.'

ર. છો. પરીખ જેવા વયોવૃદ્ધ સાહિત્યકાર કે પછી જેમના નીચે અધ્યાપનકાર્ય કર્યું તેવા આચાર્ય યશવન્ત શુક્લની પણ ટોળ કરતાં અચકાય એ રઘુવીર તો નહીં જ!

> 'આજ સુધીના પ્રમુખોનાં વ્યાખ્યાનોમાં સહુથી લાંબું એમનું વ્યાખ્યાન રહ્યું છે. એટલું જ નહી, એમણે એ આખુ વાચવાનો આગ્રહ પણ રાખેલો. મૂળ ગાંધીજીના સંસ્કાર. વિદ્યાર્થીઓ નહી હોય તો વાંદરાંના બચ્ચા માટે પણ વિદ્યાપીઠ ચલાવોશ!'
>
> 'એમણે નિરાંતે લખવું જોઈતું હતું ત્યારે ય એમણે સહીઓ કરવાનું ચાલુ રાખ્યું. મને ઘણીવાર લાગ્યુ છે કે યશવન્તભાઈ પોતાની શક્તિઓનો અનાદર કરી, લેખક તરીકેની જવાબદારી પૂરીપૂરી અદા ન કરીને, સૂક્ષ્મ રીતે લોકશાહી સમાજવાદની ભાવનાનો ભંગ કરે છે.'
>
> 'લોકશાહી માટેની એમની (ય. શુક્લની) જેહાદને શબ્દાન્તરે શહાદત પણ કહી શકાય.'

આ તો હાસ્યની વાત થઈ. પરંતુ રઘુવીરની ખરી શક્તિ તો બીજી જ છે. સુરેશ જોષી માટે એમણે જે લખ્યું છે કે 'એ કોઈપણ લેખક પર કટાક્ષ કરી શકે છે અને એ પણ જનોઈવાઢ! આ કામ એવું સીલયા થયું હોય કે અહિંસક લાગે.' એ શબ્દશઃ રઘુવીરને લાગુ પડે છે. કારણ ઘણી વખત તો તેઓ એક સાથે અનેકની ટીકા કરી શકે છે. ક્યારેક ખબરે ન પડે કે આ ટીકા કહેવાય કે પ્રશંસા, યા તો આમાં ટીકા કોની અને પ્રશંસા કોની? જોઈએ—

> 'શ્રી સુરેશ દલાલ એમની પેઢીના લેખકોમાં સહુથી મોટા વ્યવસ્થાપક છે અને શ્રી સુરેશ જોષી વ્યવસ્થાના સૌથી મોટા વિરોધી.'
>
> 'વિવેચનલેખોમાં અંગ્રેજી ભાષાનો બેશુમાર ઉપયોગ કરી ઓછું ઉકેલતા ને વધુ ગૂંચવતા નવી પેઢીના લેખકમિત્રો ભાયાણીસાહેબના પ્રેમથી સંતુષ્ટ થયા એને બદલે પ્રકાશ મેળવી શક્યા હોત. અપ્રસ્તુતની આળપંપાળ કરવાને બદલે મુદ્દાસર લખવાનું શીખી શક્યા હોત.'
>
> 'કહે છે કે એકેય બાળકને એમણે (ય. શુક્લએ) ગુસ્સે થઈને કદી ટપલી પણ મારી નથી. કેટલાક ગાંધીવાદી મિત્રોથી એ આ બાબતે જુદા પડે છે.'
>
> 'અમદાવાદમાં સાહિત્યનો કોઈ કાર્યક્રમ હોત તો મેં જોયું છે કે રાજેન્દ્રભાઈ (શાહ) આમંત્રણ વિના પણ આવે, તે પણ કેવા? શ્રાવણના વરસાદની સહજતાથી. પ્રતિષ્ઠિત લેખકોમાં એ આ બાબતે બહુ જુદા પડે છે.'
>
> '(રાવળસાહેબ) પુસ્તકમાં દેખાયું ન હોય એવું બોલે નહીં. હા, ખસી જાય ખરા... ખસી જવાની આપણી પરંપરા સમૃદ્ધ છે.

સમકાલીન સાહિત્ય વિષે બોલવું નહિ એ ખસી જવાનો જ એક પ્રકાર થયો. ભીષ્મ પોતાની પ્રતિજ્ઞા પાળીને જ કૃતાર્થતા અનુભવતા રહેલા. જે સભા એમના જેવા વૃદ્ધોથી શોભતી હતી એમાં પણ એમનું મૌન ઇતિહાસની ઉધાર બાજુએ નોંધાયુ.' "

આ સિવાય રઘુવીર જે વ્યક્તિવિશેષને અહીં વિષયનું મહત્ત્વ આપી શક્યા નથી એમના વિશે કરેલા છૂટક ઉદ્‌ગારો નોંધનીય છે. એકાદ લસરકામાં જ કેટલાક મહાનુભાવોનું વ્યક્તિત્વ આબાદ ચિતરાઈ જતું જોવા મળે છે. થોડાં ઉદાહરણ માણવાં ગમશે—

'પ્રકાશભાઈ (પ્રકાશ ન. શાહ) તો પાંચમા વાક્યે વિનોદ કરે.'

'બક્ષીએ લગભગ બધા જ વડીલ લેખક વિરુદ્ધ લખ્યું છે, એમાં એક માત્ર બચુભાઈ બાકી રહ્યા છે."

'"કુમાર"માં કવિતા પ્રગટ કરાવ્યા વિના પ્રતિભાશાળી સિદ્ધ થયેલ એકમાત્ર ગુજરાતી કવિ' (સિતાંશુ યશશ્ચંદ્ર)

'બોલવા કરતાં લખવાનું વધુ પસંદ કરતા અને દરેક હારને હરાવીને કલમના ટેકે આગળ વધતા શ્રી ભોગીલાલ ગાંધી મોટા અભ્યાસી.'

'બચુભાઈ એકેયવાર જેના પર નારાજ ન થયા હોય તેવા એકમાત્ર કવિ તે આ ચન્દ્રકાન્ત શેઠ.'

'ચિનુ મોદીએ "મારા સમકાલીન કવિઓ' એ નામે શ્રેણી લખેલી. એમાં 'મારા' પર ભાર. ભોળાભાઈ, અનિરુદ્ધ, રાધેશ્યામ, સુમન, નલિન અને બન્ને ચંદ્રકાન્ત મુખ્યત્વે સર્જક થવાની આકાંક્ષા ધરાવે છે. ગુજરાતીમાં કોઈ સર્જક થઈ શકે એ વિશે સુરેશભાઈને શ્રદ્ધા જ નથી. તેથી ગુજરાતી વિશે બોલવા પૂર્વે પણ એમણે વાંચ્યું હોય પશ્ચિમનું. નિરંજનભાઈ માત્ર બોલે, લખે નહીં. અને દિગીશભાઈ વાંચ્યા પછી બોલે પણ ભાગ્યે જ...રમણલાલ સ્વમાની છે જેમાં પોતે વક્તા ન હોય એ સભામાં જાય નહીં, તેમ લેખકની વિનંતી વિના લખે નહીં. જયંત કોઠારી આ બધાથી કંઈક જુદા પડે પણ એમને ભાયાણીસાહેબનો ચેપ લાગ્યા પછી એ શાસ્ત્રકાર થવા બેઠા છે...રાવળસાહેબ જેટલું સર્જનાત્મક સાહિત્ય એ પણ વાંચતા લાગતા નથી.'

એક જ અનુચ્છેદમાં આવતાં અસંખ્ય વ્યક્તિનામોને સંદર્ભે જ મારા મિત્ર કનૈયાલાલ મ. પંડ્યા રઘુવીરના આવાં લખાણોને 'સ્વાર્થ–પરમાર્થની કળા' કહે છે. તેમ છતાં રઘુવીરની જાણકારી અને અભિપ્રાયો ઉચ્ચારવાની આગવી લઢણ તપાસવાની દૃષ્ટિથી પણ આ ફકરો જોઈ શકાય. જોવાવો જોઈએ.

'વિનોદની નજરે' અને 'સહરાની ભવ્યતા' આ બે એક જ વિષયનાં પુસ્તકોમાં પાયાનો ભેદ પણ એ જ છે કે એક જ્યારે gossipingમાં રાચે છે ત્યારે બીજો વ્યક્તિની સુરેખ આકૃતિ ઉપસાવી આપે છે. રઘુવીરના લખાણમાં ય વ્યક્તિગત–સંદર્ભ છે, છતાં સાહિત્યસંદર્ભ પણ એટલો જ સૂક્ષ્મ અને વ્યાપક છે. તેમ છતાં, વિનોદનું પુસ્તક બહેનોની યુનિવર્સિટીમાં પાઠ્યપુસ્તક બન્યાનું સાંભળ્યું છે (આ સમાચાર જો કે ચંદ્રકાન્ત શેઠ દ્વારા મળ્યા છે!) ત્યારે બેમાંનું એકે ય પુસ્તક પાઠ્યપુસ્તક બને તેનો વાંધો કોઈને પણ હોઈ શકે, મને તો છે જ.

ભગતસાહેબના ગદ્યના અને વક્તવ્યના અતિશયોક્તિગુણની જિકર કરવાનું લેખક ચૂક્યા છે તો ઉમાશંકરના લખાણ વખતે પોતે જ તેમાં સરી

પડચા છે. એક જ ઉદાહરણ બસ થશે.

> 'વાણી અને વિચારના સ્વાતંત્ર્ય પર ઈન્દિરાજીએ નિયંત્રણ મૂકયાં એ પછી રાજ્યસભામા આપેલા એમના વ્યાખ્યાનોએ દેશ આખાનું ધ્યાન ખેંચેલું.'

રમણલાલ જોશીએ પણ 'ઈન્ડીઅન બુક, ક્રોનિકલ'માં 'સંસ્કૃતિ'ના પહેલા પાનાની નોંધો અને રઘુવીરે ઉલ્લેખેલ વ્યાખ્યાનોને સમાવ્યા છે. જો ના પુસ્તક 'સમયરંગ'ને તે વર્ષના ગુજરાતી ભાષામા પ્રગટ થયેલાં પુસ્તકોમા શ્રેષ્ઠ ગણાવેલુ. ગુજરાતી સાહિત્યમાં એક જોશીને અતિશયોક્તિપૂર્વક જ મૂલવાયા છે, એના આ પુરાવા છે. દર્શક સાંભળે એવું પણ સમજે ઝડપથી એ નોંધવાની સાથે લેખકે દર્શકના અવાજની કર્કશતા નોંધી નથી. યશવન્તભાઈની સ્મૃતિ બહુ સારી નથી એવો લેખકનો અભિપ્રાય અનુભવપૂત હોઈને હું પણ તેમની સાથે છું.

સ્વ. પ્રવીણ જોશીના રેખાચિત્રમા કથાવ નાટકના સંવાદોમાં દ્વિઅર્થીપણાના પ્રયોજનથી ચોક્કસ વર્ગને આકર્ષવાના તેમના વલણની ટીકા નજરે પડતી નથી. કિશનસિંહ ચાવડા, પન્નાલાલ પટેલ, પ્રિયકાંત મણિયાર, શિવ પંડ્યા, સ્નેહરશ્મિ, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને સુંદરમનાં રેખાચિત્રો પણ સરસ રીતે આલેખાયા છે. પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીનું ચરિત્ર આલેખવામા મૃદુલાબહેનના લેખનો છૂટથી, બહોળો ઉપયોગ કરાયો છે. રઘુવીરનું ખુલ્લું એક ચિત્ર પુસ્તકવાચનને અંતે વાચકના માનસપટ પર અંકિત થાય, તેટલા સંદર્ભો અહીં છે છતાં તેને સંપૂર્ણ કહેવું એ જોખમભરેલુ જ ગણાય.

(તા. ૨૬-૧૦-૯૦ના "નિરીક્ષક"માથી સાભાર)

*

વિષ્ણુ પંડ્યા

□

## નિબન્ધોમાં નવો પ્રવેશ

હમણાં એકીસાથે 'આઠ-દસ નવા નિબન્ધ સંગ્રહોનો ફાલ આર. આર. શેઠનાં પ્રકાશનોમાથી મળ્યો છે. તે ગુજરાતી નિબન્ધની ખૂબી અને ખામીઓનું પ્રતિનિધિત્વ કરતી કલમોનું પણ ખરેખરું 'પ્રકાશન' છે.

'શબ્દાતીત' આ નવાં પ્રકાશનોમાંનો એક નિબન્ધસંચય, ભગવતીકુમાર શર્માનો છે. ભગવતીકુમાર નવલકથા, નવલિકા અને છેલ્લાં થોડાંક વર્ષોથી કવિતા પણ લખે છે એની જાણ ઘણા વાચકોને હશે. હવે એ નિબન્ધો લઈને આવ્યા છે.

કેવા પ્રકારના છે, આ નિબન્ધો? આ મહાપ્રશ્ન જમે ત્યારે, નિબંધની અલગ અલગ વ્યાખ્યાઓના જંગલમાં પ્રવેશ કરાવી દે, પરંતુ આપણે અહીં, લેખથી કંઈક અલગ, સર્જનામાં કવિતા અને ગદ્યની સન્નિકટ, સહજ અને પ્રાસાદિક શૈલીથી સભર એવી સામગ્રીને નિબન્ધ માનીને ચાલીએ તો એમ કહી શકાય કે ભગવતીકુમાર શર્મા આવા નિબન્ધો આપવા માટે નિઃસંકોચ અધિકારી છે.

કેટલાંક શીર્ષક તેની સર્જકતાનો ખ્યાલ બાંધી આપશે :- 'નદી-વિચ્છેદ', 'તુલસીની મંજરીઓ', 'ગ્રીષ્મ અને ગોગલ્સ', 'કાગડાનુ કાવ્ય' વગેરે.

આ નિબંધનો એક પ્રમુખ વિષય વર્તમાન

જગતની માનવનિયાતમાંથી જનમ્યો છે. સમયપ્રવાહ અને પરિસ્થિતિઓ બહુ ઝડપથી બદલાય છે. તેનો પ્રભાવ માનવચિત્ત અને તેના વ્યવહારો પર અનેક રીતે પડે છે. હમણાં, એક અમેરિકી તત્ત્વચિંતકે ઓગણીસમી અને વીસમી સદી વચ્ચેનો અંતરાલ વર્ણવતા લેખમાં કહ્યું હતું: 'કેટથી બે છેડાની લાગણી અનુભવાય છે, આ બે સદીઓની સરખામણી કરતાં!' એમની વાત સાચી છે; એવું જ એક નોંધનીય પરિવર્તન વિજ્ઞાન અને કેળવણીના ઉજાસમાં વિકાસશીલ દેશોના સમાજનું પણ છે: ભારતીય સમાજની વૃત્તિ, પ્રવૃત્તિ, રીતરિવાજ અને મનઃસ્થિતિનાં પરિવર્તનનો આલેખ એમ અનેક ક્ષેત્રો દ્વારા થતો આવ્યો છે. આ નિબંધોમાં પણ, ભૂતકાળ અને વર્તમાન વચ્ચેના વિચ્છેદનો એક સાર્વત્રિક વિષાદ પથરાયેલો છે. ક્યાંક વાતાવરણનો તો ક્યાંક શબ્દોનો આશરો લઈને લેખક આવી અભિવ્યક્તિ કરે છે. 'નદી-વિચ્છેદ' નિબંધ જુઓ. બચપણમાં તાપી કાંઠે, કર્મકાંડી બ્રાહ્મણના સંતાન તરીકે જે અનુભવ્યું હતું તેનો તેમાં આલેખ છે: '...પછી અમે તાપી કાંઠે આવતાં. પરિચિત ભૂદેવની 'છાપરી' પર બેસતાં. થોડીક વાતો ઊપસતી. યજમાનો આવ્યે જતા. વાતોની સાથોસાથ જ, યંત્રવત્ શ્લોકો ઉચ્ચારાયે જતા. ચાંદલો કરવા માટે ભૂદેવના જમણા હાથનો અંગૂઠો લાકડાની કંકાવટીમાં ઝબોળાઈને યજમાન સ્ત્રી યા પુરુષ કે બાળકના કપાળ તરફ ઊંચકાતું ત્રિપુંડ કે વૈષ્ણવી ટીલું કરવા માટેનાં પિત્તળનાં સાધનો મનમાં કુતૂહલ પ્રેરતાં. પાથરેલા વસ્ત્ર પર સિક્કા પડતા. ભીના કપડાંની વિશિષ્ટ વાસ આવ્યા કરતી. છીટી મળી રહેતી–ઊંછીનાં! એ પહેરી લેવાની...ટબુડીમાંનું ચાંગળુંક દૂધ અસ્ખલિત જળરાશિમાં પધરાવી દેવાય.'

નદીનો જ સંકેત આપીને લેખક 'હું બિચ્છેદિત–જીવનધારાથી' એમ કહીને સ્વીકારી લે છે: 'શુભ્ર યજ્ઞોપવિત જેવો નદીનો જળપ્રવાહ મારાથી ફંટાઈ ગયો છે–અથવા કહો કે મેં વહેણ બદલ્યું છે. પહેલાં એ અભિસાધ્ય બની જતી. લોકો તેના વિફરાટથી ભયભીત બનતા. એ વિનાશિની બનતી, પણ હું તેનું સ્વાગત કરવા ઉત્સુક રહેતો. એ થોડાંક ડગલાં છેટી રહી જતી અને પાછી વળી જતી. હવે એ મર્યાદાબદ્ધ ગૃહિણી શી ઠાવકી બની ગઈ છે. એની આ ઉપેક્ષા મને ડંખે છે. મારી બેદરકારીનું એ આ રીતે વેર વાળતી હશે.'

વિસરાતાં પ્રતીકો અને શબ્દોને ઘૂંટીનેય લેખક આ તીવ્ર વિરોધનો જ મહિમા ગાવા માગે છે. તુલસીની મંજરીઓ, નદીની જન્મગાંઠ, વરઘોડાઓ, ખીટી અને વળગણો, બ્રાહ્મણિયા રિવાજો વગેરેના પ્રયોજનથી તે સિદ્ધ થાય છે. તો પંચિયા સંસ્કૃતિ, ગમછો, માંજર, ગમી, આંતરો, ફરેકાળ, ફરો, વરો, જેવા હદપાર થઈ ગયેલા શબ્દોને યાદ કરીનેય લેખકે નવી જન્મતી, ચીલો પાડતી ને પછી ઘસાઈ જતી સૃષ્ટિનો જ ખ્યાલ આપ્યો છે.

આ અંતરવિરોધની સ્વાભાવિકતાની વચ્ચે જ પ્રકૃતિના બદલાતાં સ્વરૂપો, મહાનગરીય સંસ્કૃતિના સારાં-નરસાં લક્ષણોનો ચિતાર મળી રહે છે. 'ગ્રીષ્મ અને ગોગલ્સ'માં ઋતુચક્રને આધુનિક રાજકીય શૈલીના, ૧૯૭૫–૭૬માં જોવા મળેલા પડછાયાઓ સાથે સાંકળી લેવાની શક્તિ માણવા જેવી છે: 'ગ્રીષ્મકાળ મને ઘણીવાર શીઘ્રકોપી કે સરમુખત્યાર જેવો લાગ્યો છે. તેનો કડપ ભારે. હું એને વેઠી જ નથી શકતો. એનું અનુશાસન પર્વ જડબેસલાક–બપોરે તમે બહાર નીકળી જ ન શકો. માત્ર સાંજ પછી સંચારબંધીમાં છૂટછાટ મૂકવામાં આવે. વળી સવારે નવ વાગતાં વાગતામાં તો ગ્રીષ્મનો કરફ્યુ!

ખબરદાર, કોઈ ઘરની બહાર નીકળ્યું છે તો ! લૂની બંદૂક છૂટી જ સમજવી ! એટલે એના પ્રતિકારના જે કંઈ ઉપાયો આપણે કરીએ તેય ભૂગર્ભ—છાના-છપના, ગેરીલા પદ્ધતિના, ઘરના ખૂણે. ઉનાળાની સેન્સરશિપનો ભંગ માત્ર કોયલ જ કરી શકે—ને તેય ભરબપોર ! ગેરીલા સૈનિકો જેમ અણધાર્યા છાપા મારી જાય તેમ લુના ઘાટઘૂટવિહોણા દરિયા જેવા સૂનકારમાં કોયલ, સેન્સરશિપને અવગણીને પ્રકાશિત કરી દેવાતી એક પત્રિકા જેવા, બેપાંચ ટહુકા છૂટા મૂકી દે અને ઉનાળાની આખીયે ઇમરજન્સી એટલી ક્ષણો પૂરતી તો તો કડડડભૂસ !'

આ વર્ણન આગળ ચાલે છે પણ તે અવરોધક નથી. ભાષા પ્રવાહી છે. 'ગાળચિંતન' કે ફૂળ અને ફૂીજની મોસમ'મા તે હળવા—ગંભીર વહેણમાં પલટાઈ જાય છે. ફૂળાની અને ગાળની વાત કરતા ભગવતીકુમારમાં 'સુરતી સ્વભાવ' જળવાયો છે તેની હા-શ પણ થાય. કોણ જાણે, પણ સુરતની ભૂમિકા સાથેના કોઈપણ લેખકનો ગંભીર કે હળવી રચના વાચતા એક વિચાર જરૂર આવે છે. સુરતી લેખક નર્મ—મર્મનો જ્ઞાતા તો હોવાનો જ !

આ નિબંધસંગ્રહમા લેખકે 'ધર્મ : લાભ, લોભ અને ભય' અને 'ધર્મ : આચાર અને વૈધક્તિકતા' જેવા ગંભીર લેખો ન આપ્યા હોત તો સંપૂર્ણ સંગ્રહને સર્જક નિબંધોનો સંચય કહી શકાત. પણ, આપણે ત્યાં 'નિબંધ' વ્યાખ્યામાં પ્રવર્તતી અરાજકતાને લીધે આપણે લેખ અને સર્જક નિબંધની ભેળસેળ કરી નાખીએ છીએ. સુરેશ જોષી એ અંગે સૌથી સભાન નિબંધકાર છે.

'શબ્દાતીત'ના ગદ્યમા ઘણાને ડર લાગ્યો હશે કે તે પત્રકારત્વના લસરકામાં સરી પડ્યું હશે કે કેમ ? આ લેખક પત્રકાર છે. પત્રકારત્વ ભાષાની શિસ્ત પણ શીખવી શકે. પ્રસ્તુત સંગ્રહમાં એ શિસ્ત જળવાઈ રહી છે. જોકે પત્રકાર તરીકેનું અનુભવવિશ્વ અભિવ્યક્ત થયું હોત તો નિબંધનું સામર્થ્ય ઓર વધ્યું હોત. તેમનું વાર્તાકાર હોવું આ નિબંધોમા એક ઉમેરણ કરે છે તે વિવેચકોની ધ્યાનમાં મૂકું છું. ઘણાખરા નિબંધોનો અંત, વાર્તાની ચમત્કૃતિ જેવો છે. નિબંધલેખનમાં આ નવો પ્રયોગ ખરો ! અભ્યાસીઓ માટે આ રસપ્રદ વિષય બની શકે.

'શબ્દાતીત'નો અદૃષ્ટ તંતુ કયો ? કદાચ, છેલ્લા નિબંધનો વર્તમાન માનવવિષાદ : "ભીડની વચ્ચે હું એકલો; હું મારા પોતાનામાં નિઃસંગ; હું મારા સ્વથી વિખૂટો; મારી એકલતા અડાબીડ; મારું એકાન્ત મૃગજળિયું, બેધારી નહિ, અનેકધારી તલવાર જેવી આ સ્થિતિ મને વીંધે છે. હું unit નથી. total નથી, atom નથી, છતાં હું છું શબ્દાતીત, કદાચ ભાવાતીત પણ—

("સાધના"માંથી)



## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧ ધીરા સો ગંભીર | સારંગ બારોટ | નવલકથા | ૨૭–૫૦ |
| ૨ નથી હું નારાયણી | શિવકુમાર જોષી | ,, | ૧૮–૦૦ |
| ૩ મારે પણ એક ઘર હોય | વર્ષાબહેન અડાલજા | ,, | ૧૪–૦૦ |
| ૪ મને પૂછશો નહિ | દિલીપ રાણપુરા | ,, | ૨૩–૦૦ |
| ૫ સૂનાં મંદિર | વિ. સ. ખાંડેકર | ,, | ૨૫–૦૦ |
| ૬ છાયા પ્રકાશ | ,, | ,, | ૨૮–૦૦ |
| ૭ ભીષ્મની બાણશય્યા પુ. ૩ | પન્નાલાલ પટેલ | ,, | ૧૦૦–૦૦ |
| ૮ માજીનું મંદિર | ગુણવંતરાય આચાર્ય | ,, | ૨૭–૦૦ |
| ૯ પુંજો પાવરીયો | વૈદ્ય મોહનલાલ ચુ. ધામી | ,, | ૨૫–૦૦ |
| ૧૦ નંદિની શાહ | ,, | ,, | ૨૦–૦૦ |
| ૧૧ દેશવટો | નવનીત સેવક | ,, | ૨૩–૦૦ |
| ૧૨ હવામાં કોની સુગંધ | મોહમ્મદ માંકડ | ,, | ૨૩–૦૦ |
| ૧૩ કરુણા | યશવન્ત મહેતા | ,, | ૧૭–૦૦ |
| ૧૪ રૂપજીવનની વ્યથા | ગુલશન નંદા | ,, | ૧૭–૫૦ |
| ૧૫ પ્રિય પૂનમ | સરોજ પાઠક | ,, | ૨૮–૦૦ |
| ૧૬ નવા નગરના નરબંકા | હરિલાલ ઉપાધ્યાય | ,, | ૨૬–૦૦ |
| ૧૭ બુદ્ધમ્ શરણમ્ ગચ્છામી | જશવંત મહેતા | ,, | ૨૧–૦૦ |
| ૧૮ કોરી ધરતીને કિનારે | પરિમલ શાહ | ,, | ૨૫–૦૦ |
| ૧૯ જિંદગી જીવવા જેવી છે | પરાજિત પટેલ | ,, | ૧૨–૦૦ |
| ૨૦ રાતા પીળા કાળા ચાંદ | વિષ્ણુકુમાર મહેતા | ,, | ૨૧–૦૦ |
| ૨૧ ચોખેરબાલિ | રવિન્દ્રનાથ ટાગોર | ,, | ૨૭–૦૦ |
| ૨૨ બડીદીદી (સંક્ષિપ્ત) | શરદબાબુ | ,, | ૭–૫૦ |
| ૨૩ વિરાજવહુ ,, | ,, | ,, | ૭–૫૦ |
| ૨૪ નિષ્કૃતિ ,, | ,, | ,, | ૭–૫૦ |
| ૨૫ શુભદા ,, | ,, | ,, | ૧૦–૦૦ |
| ૨૬ ધબકતું નગર | પૃથ્વી શાહ | ,, | ૧૨–૦૦ |
| ૨૭ ચંબલ અરેરે ચંબલ | જિતેન્દ્ર કંસારા | ,, | ૨૫–૦૦ |
| ૨૮ ચાર દિવસની ચાંદની | ,, | ,, | ૨૫–૦૦ |
| ૨૯ શ્વાસે શ્વાસે પાયલ | તુષાર પરીખ | ,, | ૧૨–૦૦ |
| ૩૦ આંસુના અજવાળા | યશવંત કડીકર | ,, | ૧૫–૦૦ |
| ૩૧ અમરદીપ | કલ્કી | ,, | ૧૫–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૨ સ્ટીચ દ્રિકા | મી. પ. સોમસુન્દરમ્ | નવલકથા | ૨૬–૨૫ |
| ૩૩ ફૂલ ખીલ્યા વેરાન | ડી. આર. રાજમૈયર | ,, | ૨૦–૦૦ |
| ૩૪ દિલમાં જલે છે અંગારા | કે. એ. મેનોન | ,, | ૧૫–૫૦ |
| ૩૫ ધુમાળાનું આવરણ | નારાયણ શનૈશ્ચર | ,, | ૧૪–૫૦ |
| ૩૬ શરદત્તના | શરદબાબુ | ,, | ૩૧–૦૦ |
| ૩૭ પાયો પ્રીતનો કેફ | કનુ ભગદેવ | ,, | ૨૭–૦૦ |
| ૩૮ ચંબલનો બાગી | પ્રફુલ ઠાકર | ,, | ૨૪–૦૦ |
| ૩૯ આચાર્યશ્રી શંકર | અરવિંદ શાસ્ત્રી | ,, | ૧૬–૦૦ |
| ૪૦ ઊંચાં શિખરો | ચંદુલાલ જયસિંઘાણી | ,, | ૧૩–૦૦ |
| ૪૧ ચિત્રપ્રિયા | અકિંચન | ,, | ૩૫–૦૦ |
| ૪૨ રુદિયે પ્રેમનો રંગ | રાજવંશ | ,, | ૨૧–૦૦ |
| ૪૩ ચંબલની દુલ્હારી | ચતુર સોલંકી | ,, | ૧૫–૦૦ |
| ૪૪ રંગ ઓછા પડયા | નવલકિશોર વ્યાસ | ,, | ૧૬–૨૫ |
| ૪૫ ફૂલ બનીને આવજો | શેખાદમ આબુવાલા | ,, | ૧૯–૫૦ |
| ૪૬ જોતી તારી વાટ | કૈલાસ નાયક | ,, | ૧૭–૫૦ |
| ૪૭ ચંબલની અગનજ્વાળા | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ,, | ૨૫–૦૦ |
| ૪૮ પારીજાતક | વિ. સ. ખાંડેકર | નવલિકા | ૨૨–૫૦ |
| ૪૯ ચકલીનો માળો | ,, | ,, | ૨૧–૨૫ |
| ૫૦ મધરાત | ,, | ,, | ૧૬–૫૦ |
| ૫૧ મન મધુવન | ડૉ. ચંદ્રકાન્ત એચ. મહેતા | ,, | ૧૫–૦૦ |
| ૫૨ વિ–સંગતિ | સુરેશ દલાલ | કાવ્ય | ૭–૦૦ |
| ૫૩ મોહન ગાંધી મહાકાવ્ય ભા. ૩ | ડાહ્યાભાઈ પટેલ | ,, | ૪૦–૦૦ |
| ૫૪ કસક | ચિનુ પંડયા | ,, | ૫–૦૦ |
| ૫૫ બંધ પાંપણને દરવાજે | લલિત કેવલિયા 'બકુલ' | ,, | ૫–૦૦ |
| ૫૬ ફિંગરપ્રિન્ટ | ગિરિન જોષી | ,, | ૧૦–૦૦ |
| ૫૭ પ્યાસ | બરકત વીરાણી | ગઝલ | ૨૦–૦૦ |
| ૫૮ રચના અને સંરચના | હરિવલ્લભ ભાયાણી | વિવેચન | ૧૫–૦૦ |
| ૫૯ નિરંજન ભગત | સુમન શાહ | ,, | ૧૦–૦૦ |
| ૬૦ મહાભારત એક આધુનિક દૃષ્ટિકોણ | બુદ્ધદેવ બસુ | ,, | ૨૦–૦૦ |
| ૬૧ દૃષ્ટિબિન્દુ | રમેશ ત્રિવેદી | ,, | ૨૦–૦૦ |
| ૬૨ શબ્દસંનિધિ | કુમારપાળ દેસાઈ | ,, | ૧૫–૦૦ |
| ૬૩ સંકેત વિસ્તાર | પ્રમોદકુમાર પટેલ | ,, | ૧૫–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૬૪ ચાર કવિ | સુરેશ દલાલ | વિવેચન | ૧૪–૫૦ |
| ૬૫ મહાગુજરાતના શિલ્પ અને સ્થાપત્ય | હરિલાલ આર. ગૌદાની | સંશોધન | ૧૦૦–૦૦ |
| ૬૬ સાવધાન એકવીસમી સદી આવી રહી છે | ગુણવંત બી. શાહ | વ્યાખ્યાન | ૨–૫૦ |
| ૬૭ નિહ્નવવાદ | ડૉ. રમણલાલ ચી. શાહ | ,, | ૭–૦૦ |
| ૬૮ સ્મરણ માધુરી | વૈદ્ય મોહનલાલ ચુ. ધામી | જીવનચરિત્ર | ૧૬–૦૦ |
| ૬૯ કચ્છના સંતો ભા. ૨ | દુલેરાય કારાણી | ,, | ૩–૫૦ |
| ૭૦ દલપતરામ અને સ્વામીનારાયણ | મધુસુદન પારેખ | ,, | ૬–૭૫ |
| ૭૧ સરોવર પરમહંસોનું | નાનુભાઈ દવે | ,, | ૫–૦૦ |
| ૭૨ સ્વામી આનંદ | વીણા શાહ | ,, | ૨–૦૦ |
| ૭૩ અવધૂત આનંદઘન | ,, | ,, | ૨–૦૦ |
| ૭૪ કેન્દ્ર અને પરિઘ | યશવંત શુક્લ | નિબંધ | ૨૪–૦૦ |
| ૭૫ અમૃતનું આચમન ભા. ૩ | કાન્તિલાલ કાલાણી | ,, | ૧૪–૦૦ |
| ૭૬ ભરતમૂનિના રસસૂત્ર ઉપર અભિનવ ગુપ્તાચાર્યની ટીકા | ભૂપેન્દ્ર ત્રિવેદી | લેખ | ૩૦–૦૦ |
| ૭૭ અખા ભગતના છપ્પા ભા. ૨ | ,, | ,, | ૧૮–૦૦ |
| ૭૮ અગિયાર એકાંકી | પ્રા. સુહાસી | એકાંકી નાટકો | ૧૧–૫૦ |
| ૭૯ વાત વિચાર અને વંટોળ | મહેશભાઈ પટેલ | ,, | ૧૫–૦૦ |
| ૮૦ ગાજરનો રસ | ડૉ. નરસિંહ મૂ. શાહ | આરોગ્ય | ૧–૨૫ |
| ૮૧ વેદરસની વિભાવના | મોહનલાલ પટેલ | આધ્યાત્મિક | ૦–૭૫ |
| ૮૨ સમાજ ઘડતરમાં સંપ્રદાયનું પ્રદાન | નાનુભાઈ દવે | ,, | ૦–૭૫ |
| ૮૩ સ્વામીનારાયણ વેદાંત પરિચય | પ્રો. રમેશ મહિપતરાય દવે | ,, | ૧–૫૦ |
| ૮૪ ટારઝન ભા. ૧–૨ | ધીરેન ગુર્જર | બાલસાહિત્ય | ૫૫–૦૦ |
| ૮૫ મનપસંદ લોકકથાઓ પુ. ૪ | ડૉ. હરિલાલ ગૌદાની | ,, | ૧૭–૦૦ |
| ૮૬ સમાજઘડતર માળા પુ. ૪ | કનૈયાલાલ જોશી | ,, | ૧૫–૦૦ |
| ૮૭ કીડી અને વાંદો | સુરેશ દલાલ | ,, | ૩–૦૦ |
| ૮૮ વજીરની પુત્રી | સત્યમ્ | ,, | ૧૨–૦૦ |
| ૮૯ ચાંદલિયાની ગાડી | ચંદ્રકાન્ત શેઠ | બાલકાવ્ય | ૨–૨૫ |
| ૯૦ ઇંગ્લીશ મધર ટંગ વે | અનુ. વનરાજ માલવી | પ્રકીર્ણ | ૧૫–૦૦ |
| ૯૧ સે ઈટ પોલાઈટલિ | અનુ. સતીષચંદ્ર દેસાઈ | ,, | ૮–૫૦ |

**: પ્રાપ્તિસ્થાન :**

**આર. આર. શેઠની કંપની મુંબઈ–૪૦૦ ૦૦૨, અમદાવાદ–૩૮૦૦૦૧**

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| मुझे याद है | बिमल मित्र | 12-00 |
| चाकर गाथा | ,, | 15-00 |
| गोधूलि | आशापूर्णा देवी | 30-00 |
| गोधूलि | भैरप्पा | 30-00 |
| सुनहरा अवसर | शंकर | 22 00 |
| रूपतापस | ,, | 15-00 |
| घायल और बौने फूल | रांगेय राघव | 15-00 |
| सोमाचरित | रमेशचन्द्र सिन्हा | 20-00 |
| भटकाव | महाश्वेता देवी | 20-00 |
| दीवाने ग़ज़ल | जीलानी बानो | 35-00 |
| कोई तो | विष्णु प्रभाकर | 30-00 |
| वही बात | कमलेश्वर | 10-00 |
| वीरेन्द्र वीर | देवकीनन्दन खत्री | 10-00 |
| भीतिचित्र की मयूरी | हिमांशु श्रीवास्तव | 30-00 |
| पिछली रात का अंधेरा | ,, | 20-00 |
| पुष्यमित्र | गुरुदत्त | 20-00 |
| विधुर | ,, | 24-00 |
| नास्तिक | ,, | 24-00 |
| कन्यादान | राज बुद्धिराजा | 15-00 |
| अर्द्धवृत्त | आनन्द सेमानी | 16-00 |
| नयी बिसात | श्रीचन्द अग्निहोत्री | 16-00 |
| पारस पत्थर | टेकचन्द ठाकुर | 20-00 |
| उजला आंचल | कृष्णशंकर भटनागर | 12-00 |
| कच्चे पक्के रास्ते | कमलेश बख्शी | 16-00 |
| महानगर | नरेन्द्रनाथ मित्र | 18-00 |
| प्यासा सागर | कृपाल वर्मा | 25-00 |
| गूंगा युग | प्रतापसिंह तरुण | 12-00 |
| नंगा रूख | ओ. पी. शर्मा 'सारथी' | 12-00 |
| चन्दन | गुलशन नन्दा | 20-00 |

| | | |
|---|---|---|
| देह-मन | नरेन्द्रनाथ मित्र | 26-00 |
| रति-प्रिया | श्री गोपाल आचार्य | 20 00 |
| पप्पू | डा. पुरुषोत्तम 'आसोपा' | 16-00 |
| ये लोग | मोतीलाल जोतवाणी | 12-00 |
| अधूरे जीवन | राजरानी | 15-00 |
| टेसू की टहनियां | कृष्णा अग्निहोत्री | 30-00 |
| शैल-सुता | व्रजेन्द्र शाह | 20-00 |

कहानी

| | | |
|---|---|---|
| भाग्यरेखा | भीष्म साहनी | 20-00 |
| श्रेष्ठ फैंटेसी कहानियां | सं. सुदर्शन नारंग | 30-00 |
| किस हाथ से? | प्रभु जोशी | 25-00 |
| सूखा हुआ समुद्र | अचला शर्मा | 16-00 |
| शवासन | रमेश बक्षी | 15-00 |
| भारत-विभाजन : हिन्दी की श्रेष्ठ कहानियां | सं. नरेन्द्र मोहन | 17-00 |
| बबूल | दामोदर सदन | 15-00 |
| बाबूजी | मिथिलेश्वर | 18-00 |
| जवान | भीमसेन त्यागी | 16-00 |
| सीढियों के बीच | ओमप्रकाश मेहरा | 15-00 |
| महिला कथाकारों की उन्नीस श्रेष्ठ कहानियां | सं. मीना अग्रवाल | 22-00 |
| शीशे से दिन | रश्मि तन्खा | 10-00 |
| पंद्रह जमा पचीस | पंकज विष्ट | 18-00 |
| राष्ट्रीय विदूषक | जवाहरसिंह | 15-00 |
| धराशायी | सिम्मी हर्षिता | 16-00 |
| तनी हुई मुट्ठियां | सं. मधुदीप | 16-00 |
| जो कहूंगी सच कहूंगी | कमलेश बख्शी | 16-00 |
| आखिरी हथियार | विलास गुप्ते | 20-00 |
| तबादला | विनेशचन्द्र दुबे | 15-00 |
| जुलूसकी समाप्ति | लोचन बख्शी | 14-00 |
| लोग/हाशिए पर | धीरेन्द्र अस्थाना | 15-00 |
| कहानी का अंत | देवेन्द्र इस्सर | 15-00 |

कविता

| | | |
|---|---|---|
| ताप के ताए हुए दिन | त्रिलोचन | 20-00 |
| चट्टानों का जलगीत | वेणु गोपाल | 25-00 |

| | | |
|---|---|---|
| आदिम एकान्त | जगदीश गुप्त | 20-00 |
| शेरों ने मुँह धोये | राजेन्द्र शर्मा | 16-00 |
| आगामी कल | महेन्द्र कार्तिकेय | 20-00 |
| तृष्णासक्ति | कुसुमकुमार | 20-00 |

नाटक

| | | |
|---|---|---|
| भोमा | बादल सरकार | 6-00 |
| आद्य के तीन रंगनाटक | आद्य रंगाचार्य | 20-00 |
| उत्तर उर्वशी | हमीदुल्ला | 8-00 |
| हमीदाबाई की कोठी | अनिल बर्वे | 12-00 |
| पूर्ण विराम | बसन्तकुमार परिहार | 10-00 |
| सादर आपका | दयाप्रकाश सिन्हा | 10-00 |
| एक और राजा | सुरेन्द्रकुमार तिवारी | 15-00 |
| वैज्ञानिक एकांकी | सं. नरनारायणराय | 18-00 |

व्यंग्य

| | | |
|---|---|---|
| विकलांग श्रद्धा का दौर | हरिशंकर परसाई | 16-00 |
| कतार में खोया हुआ आदमी | कुलदीप बग्गा | 12-00 |

निबन्ध

| | | |
|---|---|---|
| मेरे प्रिय निबन्ध | डा. नगेन्द्र | 25-00 |
| कामधेनु | कुबेरनाथ राय | 20-00 |
| सौंदर्य और शैव | डा. श्यामसुन्दर व्यास | 15-00 |

आलोचना

| | | |
|---|---|---|
| आज के हिन्दी रंगनाटक | जयदेव तनेजा | 35-00 |
| प्रतिनिधि हिन्दी निबन्धकार | डा. हरिमोहन | 35-00 |
| काव्यबिम्ब और नयी कविता | कृष्णमुरारि मिश्र | 60-00 |
| मानस चरित्र कोश | म. ह. राजूरकर | 35-00 |
| छन्दः का आधुनिक रचना विधान | सुशील त्रिवेदी | 20-00 |
| रामकाव्य परम्परा विकास और प्रभाव | आशा भारती | 30-00 |
| भारतीय काव्यशास्त्र के सिद्धान्त | कृष्णदेव झारी | 10-00 |
| भारतीय काव्यसिद्धान्त रस | ,, | 45-00 |
| अलंकार | ,, | 25-00 |

प्राप्ति स्थान

आर. आर. शेठ एण्ड कम्पनी

शृंगार-२१ | १२-८०

# લલિત ગદ્યની મબલખ ફસલ

અંગત નિબંધ, લલિત નિબંધ, લઘુ નિબંધ
રેખાચિત્ર, કલાપ્રવાસ
સાહિત્યનો ભાવોદ્રેક અને
વિચારવૈભવ એકસાથે માણવો હોય તો
આટલા સંચયો વાંચી જાઓ
ને પછી બીજા કોઈક સહૃદયને સૂચવો.

| | | |
|---|---|---|
| વિદિશા | ભોળાભાઈ પટેલ | ૧૮–૫૦ |
| નંદ સામવેદી | ચંદ્રકાન્ત શેઠ | ૧૬–૦૦ |
| સહરાની ભવ્યતા | રઘુવીર ચૌધરી | ૧૭–૫૦ |
| શબ્દાતીત | ભગવતીકુમાર શર્મા | ૧૪–૦૦ |
| કેન્દ્ર અને પરિઘ | યશવંત શુક્લ | .... |
| ઝાકળભીનાં પારિજાત | ગુણવંત શાહ | ૧૨–૫૦ |
| શબ્દના લેન્ડસ્કેપ | જ્યોતિષ જાની | ... |
| શાહમૃગ અને દેવહુમા | વિષ્ણુ પંડ્યા | ૧૫–૦૦ |
| | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | . |
| | હરીન્દ્ર દવે | ... |



ગુજરાતી ગદ્ય એક ડગલું આગળ.....

આર. આર. શેઠ દ્વારા પ્રકાશિત

આવરણ : હેમાન્તી પ્રિન્ટર્સ, અમદાવાદ ૩૮૦૦૦૧ * ફોન : C/o. ૩૮૮૨૬૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# કંદોરા

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪ અંક : ૫




વર્ષા અડાલજા

# ગાંઠ છૂટ્યાની વેળા

ઓડેન વગેરે કવિઓ એમની છાયા તળે હતા.

આધુનિક અંગ્રેજી કવિઓમાં ડબલ્યુ. બી. યેટ્સની કવિતાને નવપલ્લવિત થયેલાં પ્રાચીન વૃક્ષ સાથે એટલે સરખાવી શકાય કે એમના કાવ્યમાં 'મીથ'(પુરાણ કલ્પન)નો બહુવિધ ઉપયોગ થયો છે. એમના કાવ્યમાં મિત્રો અને પ્રેમના પ્રતીકો છે તો વળી કયાક જાતીય રહસ્યને વિશ્લેષતી કવિતાઓ પણ છે.

ટી. એસ. એલિયટની કવિતામાં વૈચારિક ચમત્કાર રહેલો છે. તેનું મૂળ શોધીએ તો 'ડિવાઇન કામેડી'-માંથી મળી આવે. એમણે સૌંદર્ય અને ધર્મના પડો વચ્ચે વહેલી ભયાવહતાને દર્શાવી છે, જ્યારે ઓડેન માર્કસવાદની વિચારધારામાં રંગાયેલા કવિ હતા. કવિતાના પ્રલંબ પટ પર પથરાયેલા છંદનો ઉપયોગ તેમણે બહુ સરસ કર્યો છે. ડિલન થોમસની કવિતામાં વાસ્તવજગતના પરિમાણો તોડી નાખતાં સ્વપ્નો છે. તેની કવિતાને સરરિયાલિસ્ટિક ન ગણી શકાય પરંતુ તેણે પોતાની કવિતામા પ્રેમ અને મૃત્યુ વિષેનું ચિંતન માર્મિક ભૂમિકા પર ઊભા રહી કર્યું છે.

પાશ્ચાત્ય કવિતામાં આધુનિકતામાં 'અમેરિકન કવિતા' વિષે રશ્મિકાંત મહેતાએ અમેરિકન કવિતાના મુખ્ય છ આધુનિક કવિઓની કવિતાના પ્રવાહો પર ઉદાહરણ સહ પરંતુ ત્રુટક-ત્રુટક વ્યક્તવ્ય આપ્યું હતું. એમણે એડગર એલન પો, થિયોડોર રથ કે, સિલ્વિયા પ્લેથ. રોબર્ટ લો વગેરે કવિઓની આધુનિક કવિતા પર પ્રકાશ પાડચો હતો.

રવિવારે સવારે યોજાયેલી દ્વિતીય બેઠકમાં 'ભારતીય કવિતામાં આધુનિકતા' વિષય પર ભોળાભાઈ પટેલને બંગાળી અને અસમિયા કવિતામા આધુનિકતા પર વ્યક્તવ્ય આપવાનું હતું પરંતુ સમયાભાવે બંગાળી કવિતા પર જ બોલી શકયા હતા.

તેમણે જણાવ્યુ કે આધુનિકતાનું લક્ષણ વિદ્રોહનુ છે, પરંતુ કવિ પરંપરાથી વિછિન્ન નથી થઈ શકતો. બંગાળી કવિતામાં આધુનિકતાનો પ્રારંભ ઘણાના મન પ્રમાણે રવીન્દ્રનાથ ઠાકુરથી થયો તો ઘણાના મત પ્રમાણે રવીન્દ્રનાથના વિરોધથી થયો. કારણ કે રવીન્દ્રનાથની છાયામાં ઘણા કવિઓ વિલિન થઈ ગયા હતા. રવીન્દ્રનાથનો વિરોધ કરના-રામાં મુખ્ય હતા– વિષ્ણુ ડે. તેમણે તો પોતાની એક કવિતાનો પ્રારંભ જ એવો કરેલો કે,' અહીં સુશોભન કરનાર રવીન્દ્ર નથી.' આવા વિરોધથી અકળાઈને જ્યારે ૧૯૨૨મા રવીન્દ્રનાથે પણ મુક્ત છંદમાં કવિતા–શેષેર કવિતા ૭૯ વર્ષની વયે લખી જેમાં થયેલા પ્રયોગો વાંચી આધુનિકો પણ અવાક્ થઈ ગયા હતા.

બુદ્ધદેવ બસુ નવા કવિઓમાં વધુ ક્રિયાશીલ રહ્યા છે. બસુનું વલણ મુખ્યત્વે પશ્ચિમના કાવ્યોની અસર ઉપાડવાનું હતું. ફ્રેન્ચ અંગ્રેજ કવિઓ તથા મુખ્યત્વે ડી. એચ. લોરેન્સની કવિતાની અસર બસુમાં હતી. જેમ 'મેનીફેસ્ટો' કવિતાની નાયિકા માનસી નથી પરંતુ સશરીર છે તેવી જ રીતે બુદ્ધદેવ બસુની કવિતાની નાયિકા માનસી નહીં– સશરીર હતી. રવીન્દ્રનાથની કવિતાની નાયિકાઓ માનસી છે તે દૂર કરવાનું કામ આ વિદ્રોહી કવિ-ઓએ કર્યું. બસુની કવિતામાં નગરચેતના બહુધા દેખાય છે. કલકત્તાની– મેટ્રોપોલિટન્સ સિટિની કુત્સિતતા એમની કવિતામાં અભિવ્યક્ત થાય છે.

બંગાળી કવિતાના આધુનિકતાના પ્રવાહના મુખ્ય છ કવિઓની વાત કરતા જણાવ્યું કે સમગ્ર બંગાળી કવિતાની આબોહવા બદલી હોય તો જીવનાનંદ દાસે. એ અંતરમુખ કવિ હતા પરંતુ આંદોલનના કવિ. ટોળાની વચ્ચે પણ નિર્જનતા અનુભવતા

માણસની ચેતના આ કવિએ પકડી પાડી હતી. એમની કવિતામાં વિશ્રાંતિ નહીં પરંતુ ક્રાંતિનો બોધ થાય છે. એમની 'બાર વર્ષરેર અમો એક દિન' માં મૃત્યુચેતનાની ક્લાન્તિ છે. આધુનિક કવિતા સંબંધી બધાં વલણો, આંદોલનો એમની કવિતામાં જોવા મળે છે. એમની કવિતાની નાયિકા તો નાટોર ગામની વનલતા સેન છે—જે કવિતા-જગતનું અગત્યનું પાત્ર બની ગઈ.

આધુનિક કવિતાનું વલણ દુરુહતા, ઉદ્‌બોધતા હોય છે અને એને સમજવા અંદર ઊતરવું પડે છે—એ સીધી રીતે ન સમજાય, આધુનિક કવિતા તો 'સ્ટ્રોંગ' બોક્સ' છે એ બધા ન બોલી શકે. કલ્પનવાદ એ આધુનિકતાનું મુખ્ય લક્ષણ છે—સુધીન્દ્રનાથ દત્તની કવિતામાં એ દેખાય છે. એ વધારે બૌદ્ધિક હતા.

વિષ્ણુ ડે માર્ક્સવાદી કવિ હતા. એમની કવિતામાં છંદના પ્રયોગો ખૂબ નોંધપાત્ર છે. ક્રાંતિ-ભરેલ જીવનનું આલેખન એમની કવિતામાં છે. અમોય ચક્રવર્તી, નિરીન્દ્ર ચક્રવર્તી વગેરે કવિઓમાં સમયનો અવાજ બરાબર પ્રગટ થયો છે.

હિન્દી કવિતામાં આધુનિકતા વિષે બોલતા મહાવીરસિંહ ચૌહાણે કહ્યું કે હિન્દીમાં માર્ક્સ-વાદની અસરથી આધુનિક કવિતાનો પ્રવાહ પ્રારંભાયો. નામવરસિંહ પહેલા માર્ક્સવાદી હતા અત્યારે રૂપવાદી ગણાય છે. આધુનિક હિન્દી કવિતામાં કુંઠતતા, નિરર્થકતાનો બોધ જોવા મળે છે.

મુક્તિબોધ માર્ક્સવાદી કવિ છે. એ અબૌધિકતામાં માનતા નથી. શોષણ, મૂડીવાદ, જનતા, શોષિત વર્ગની વાત આધુનિકતામાં નથી તેમ એ માને છે, ભારતેન્દુ હરિશ્ચન્દ્રથી આધુનિકતાનો પ્રારંભ થયો મનાય છે. એમની દૃષ્ટિ સામાજિક ચેતના પર જ હતી.

હિન્દીમાં આધુનિક વિચારધારાનો યુગ ગાંધી યુગથી પ્રારંભાયો એ પછી છાયા વાદ આવ્યો. નિરાલાએ શિલ્પદૃષ્ટિએ આધુનિકતાનો સંકેત આપ્યો જ્યારે લક્ષ્મીકાંત વર્મા પ્રખર આધુનિકતા-વાદી ગણાયા. ધુમિલની કવિતા નવાં પ્રતીકો, કલ્પનોથી નિરર્થકતાવાદને ઉત્પન્ન કરે છે. હત્યા—પ્રતિશોધ, માનસિક ક્ષુબ્ધતા વગેરે સાઠોતરી કવિતા (૧૯૬૦ પછીની કવિતા) સાથે જોડાયેલ છે અને આ જ આધુનિક કવિતા ગણાઈ છે.

'ગુજરાતી કવિતામાં આધુનિકતા' વિષય પર તૃતીય બેઠકમાં ચંદ્રકાન્ત શેઠે 'અભિવ્યક્તિની દૃષ્ટિએ' વક્તવ્ય આપતા પ્રશ્ન ખડો કર્યો કે આધુનિકતા કોને કહેવી? સ્નેહરશ્મિ, ઉમાશંકર જોશી પણ એવી કવિતાઓ લખે છે કે જે આધુ-નિકતામાં મુકાય. સનાતન પ્રત્યે સુગ હોય તે આધુનિકતા એવા વલણે આધુનિકતામાં સનાતન પ્રત્યેની સુગ દેખાય છે. કેટલાક ફેશન માટે પણ સુગ દર્શાવે છે; છતાંય સનાતનને ટાળી શકાતું નથી.

શ્રી ચન્દ્રકાંત શેઠે આધુનિક કવિતાને અભિ-વ્યક્તિની દૃષ્ટિએ મૂલવવા કેટલાક કવિઓનો આશ્રય લીધો હતો. તેમણે જણાવ્યું કે અત્યારે આઇડેન્ટીટી-નો પ્રશ્ન છે. નગર કાવ્યોમાં આ પ્રશ્ન વધુ આવ્યો છે. આવાં કાવ્યોમાં નજર સામેનો વિરોધ દેખાય છે. 'મને' સાચવી નહીં શક્યાની વેદના આ કાવ્યો-માં છે. અસ્તિત્વના પ્રશ્નમાં કવિ મૂંગો નહીં રહે. લાભશંકર ઠાકરના 'માણસની વાત' માં આધુનિક-તાના બધા કન્ટેન્ટ તથા અભિવ્યક્તિની ઘણી બધી લઢણો છે. આધુનિક કવિતાનો પરિચય મેળવવા એક જ કવિતા પર્યાપ્ત છે. આધુનિકતામાં જીવંત (બોલ-ચાલની) ભાષા વપરાવી જોઈએ. લય તત્ત્વ અને ટોન પાસેથી પણ કામ લેવાય છે.

રાવજીની કવિતામાં વિડંબનાના વધુ પ્રયોગો છે જ્યારે ચિનુ મોદી આ અછાંદસ-છાંદસ ગીતને સ્વીકારે છે. સિતાંશુમાં લયની અનુભૂતિ છે. તેની રચનામાં પત્રકારોની ભાષા, જાહેરખબરની ભાષાનો ઉપયોગ થયા છે.

'અંતસ્તત્ત્વની દૃષ્ટિએ—આધુનિકતા' પર વક્તવ્ય આપતા પ્રવીણ દરજીએ 'આધુનિકતા એટલે શું?' વિષય

પર વિશ્લેષણ કરી ગુજરાતી કવિતામા દરેક યુગે આધુનિક કવિઓ થયા હતા તેમ જણાવી મીરા, નરસિંહ મહેતા, અખો, દયારામ, નરસિંહરાવ, બાલાશંકર, કાંત, નાનાલાલ, બળવંત ઠાકોર, સુન્દરમ્ પછી ચોથા દાયકામા પ્રહલાદ પારેખ, નિરંજન ભગત, ઉમાશંકર જોશી, હસમુખ પાઠક, સુરેશ જોષી, ગુલામમહંમદ શેખને ગણાવ્યા હતા.

રે જૂથના કવિઓથી આધુનિક કવિતામા વિદ્રોહનુ તત્ત્વ ઉમેરાયુ, જેમા લાભશંકર ઠાકર, મનહર મોદી, ચિનુ મોદી, રાજેન્દ્ર શુક્લ, પ્રબોધ પરીખ, શ્રીકાંત શાહ પછી લયમા અને ઢાળમા ભાનુપ્રસાદ પંડ્યા, મનોજ ખંડેરિયા, માધવ રામાનુજ વગેરેનો નામોલ્લેખ કર્યો.

પ્રયોગોના છબછબિયા વચ્ચે રાવજીની કવિતા તાજગી ભરી હતી તથા મણિલાલની કવિતામા વેધકતા હતી. એમણે આધુનિક કવિતામા અસ્તિત્વની છિન્નતા અને ઘેરી નિરાશાના સૂરો વ્યક્ત થાય છે તેમ જણાવી કરેલા સંખ્યાબંધ નામોલ્લેખ વિષ્ણુસહસ્રનામ જેવા બની રહ્યા હતા.

'પાશ્ચાત્ય કવિતામા આધુનિકતા' વિષયમા ફ્રેંચ કવિતા પર નિરંજન ભગતે વ્યાખ્યાન આપતા આ અગાઉ આ બેઠકમા વક્તવ્ય આપી ચૂકેલા વક્તાઓ પર તાતા પ્રહાર કરતા જણાવ્યુ કે આધુનિકતામા ચોક્કસ કવિઓ જ હોઈ શકે, ઉમાશંકર જોશી, નિરંજન ભગત, વગેરે બધા જ આધુનિક આવુ 'અગડમ્ બગડમ્ બગ્બો જગ્મો' માત્ર ગુજરાતીમા જ ચાલી શકે અને ચાલે છે. આને તો માત્ર અજ્ઞાન અને ગેરસમજ જ કહી શકાય.

વળી આધુનિકતાની પરંપરા ન હોઈ શકે. કારણ કે આધુનિકતાને ક્યારેય સંમતિ ન હોઈ શકે. અત્યારે વિશ્વમા એવી ચ[illegible] કે આ[illegible] નિકતા જેવુ કશુ છે જ [illegible] આવુ અગાઉ પણ થયુ [illegible] નિષ્ઠા, સદ્[illegible]

એટલે 'આંદોલનોનુ આંદોલન' આના પરથી વ્યાખ્યા લખવા, અર્થ, સ્વરૂપ બાંધી શકો છો.

નિરંજન ભગતે બેચાર મુદ્દાઓની સ્પષ્ટતા કરતા જણાવ્યુ કે આધુનિકતર કવિતા પણ કવિતા છે. એને કવિતા ન ગણનારામા અજ્ઞાનતા દેખાય છે. તેમણે ચેતવણીના સૂરમા કહ્યુ કે આધુનિકતા એ ડરવાનુ છે તેના પ્રેમીઓથી, તેના વિરોધીઓથી નહી, કારણ કે પ્રેમીઓ જ ઘણી વિકૃતિ ઊભી કરી શકે એમ છે.

ફ્રેંચ ભાષાના ઉત્તમ આધુનિક કવિ બોદલેરના ઉત્તમ કાવ્ય 'હંસ'નુ આધુનિકતાના સંદર્ભમા રસદર્શન કરાવ્યુ હતુ

નિરંજન ભગતે કરેલા અન્ય વક્તાઓ પરના તાતા પ્રહારથી વિક્ષુબ્ધ બની ચન્દ્રકાંત શેઠે પુનઃ ઊભા થઈ કેટલીક સ્પષ્ટતાઓ કરી હતી. અને આ બેઠક ઉત્તમ ચર્ચાના સ્વરૂપમા આવી ગઈ હતી.

શનિવારે રાત્રે માધ્યમિક સ્કૂલના સભાખંડમા રાજેન્દ્ર શાહ(રામ વૃંદાવની)નો સંચાલન તળેના કવિ સંમેલનમા સ્નેહરશ્મિ, ચીનુ મોદી, રઘુવીર ચૌધરી, લાભશંકર ઠાકર, મનહર મોદી, બાલમુકુંદ દવે, નલિન રાવળ, ભગવતીકુમાર શર્મા, મહેન્દ્ર ગોહિલ, પ્રિયકાંત પરીખ, અબ્દુલકરીમ શેખ વગેરે મળી ૬૫ ઉપરાંત કવિઓએ પોતાની રચના રજૂ કરી હતી.

સમગ્ર 'કાવ્યસત્ર' માટે કવિલોકના તંત્રી શ્રી ધીરુ પરીખ કરેલો સતત પુરુષાર્થ તથા વ્યક્તિગત અંગત રસ ઠેરઠેર દેખાતો હતો. તેને કારણે જ આ સત્રની સફળતા અવલંબી હતી.

'બુદ્ધિપ્રકાશ સભા'ના તથા નગર પરિષદના સંચાલકો શ્રી બળવંત પટેલ, હરિકૃષ્ણ પાઠક, ભાનુભાઈ પંડ્યા, [illegible] ઓઝા, કનુભાઈ વગેરેના પ્રયત્નો પણ સુયોગ્ય [illegible] સમગ્ર તંત્રની પૂર્ણાહુતિ પિનાકિન ઠાકોરે

□

# સમાચાર

નવજીવન આર્ટ્સ અને કોમર્સ કોલેજ, દાહોદમાં તા. ૨૨ અને ૨૩ નવેમ્બરના રોજ કવિશ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે "આંતરરાષ્ટ્રિય કવિતાના આધુનિક પ્રવર્તકો" પર એક પરિસંવાદનું આયોજન આચાર્યશ્રી ચંદ્રકાન્ત ટોપીવાલાએ કર્યું. પ્રથમ દિવસે ફ્રેંચ કવિ વાલેરી ઉપર ડૉ. નિતાંશુ યશશ્ચંદ્ર અને આંગ્લ કવિ ટી. એસ. ઈલિયટ પર શ્રી પ્રમોદકુમાર પટેલે અને શ્રી યશવંત ત્રિવેદીએ સ્પેનીશ કવિ પાબ્લો નેરૂદા પર અભ્યસનીય પ્રવચનો આપ્યાં. રાત્રે ૯ વાગ્યે કોલેજના ગુજરાતી અને અંગ્રેજી વિભાગના સંયુક્ત ઉપક્રમે તૈયાર કરેલ સોનેટના સાહિત્યસ્વરૂપ વિષે શ્રુતિ-દૃશ્ય સામગ્રીની રજૂઆત કરાઈ અને શેકસપિયરનાં ત્રણ નાટકો હેમલેટ, રોમિયો-જુલિયેટ અને કિંગ હેનરીનાં કેટલાંક દશ્યોને આવરી લેતી ફિલ્મ દર્શાવાઈ.

તા. ૨૩મીએ ગ્રીક કવિ સી. પી. કેવેફી પર ડૉ. ચંદ્રકાન્ત શેઠ, ઝેક કવિ મિરોસ્લાવ હોલુબ પર શ્રી દીપક મહેતા અને હિબ્રુ ભાષાના કવિ યેહૂદા એમિચાઈ પર શ્રી ચંદ્રકાન્ત ટોપીવાલાએ વિશદ પ્રવચનો કર્યાં.

આ બન્ને દિવસ દરમિયાન ચર્ચાયેલ કવિઓ પર શ્રુતિદશ્યનું તથા કવિઓના સ્વરમાં પઠનનું પણ આયોજન કરાયું. પ્રો. વર્ગીસ તેમજ પ્રો. સેકેનીસે કવિઓની મૂળ ભાષાઓમાં લખાયેલાં કેટલાંક કાવ્યોનું સુંદર રીતે પઠન કર્યું.

શ્રી ઉમાશંકર જોશીએ બન્ને બેઠકોમાં ચર્ચાયેલ કવિઓ અંગે તેમજ હાજર રહેલાઓ પૈકી કવિઓ અને પ્રાધ્યાપકોએ કરેલ ચર્ચાઓ અંગે વિશદ સમાપન કર્યું. તેમણે પણ કેટલાંક કાવ્યો વાંચી તેનું ભાષાંતર પણ વાંચી સંભળાવ્યું હતું.

* * *

આંતરરાષ્ટ્રિય કલાક્ષેત્રે ગુજરાતને ગૌરવ અપાવનાર લોકલાડીલા કલાકાર શ્રી કનુ દેસાઈનું હૃદયરોગના હુમલાથી ૭મી ડિસેમ્બરે મુંબઈમાં દુઃખદ અવસાન નીપજ્યું.

* * *

તા. ૧૩ અને ૧૪ ડિસેમ્બરના રોજ 'કાવ્ય-ગોષ્ઠિ'નું છઠ્ઠું સાહિત્યસત્ર ફતેહસિંહજી હાઈસ્કૂલ, છોટાઉદેપુરમાં સુપ્રસિદ્ધ નાટ્યકાર શ્રી ચંદ્રવદન મહેતાના અધ્યક્ષસ્થાને યોજાયું.

આ પ્રસંગે સોવિયેટ નહેરુ એવોર્ડ વિજેતા શ્રી સુધીર દેસાઈનું સન્માન પણ કરાયું.

શ્રી વ્રજલાલ દવેના અધ્યક્ષસ્થાને મળેલી બેઠકમાં શ્રી સુધીર દેસાઈએ આંગ્લ કવિ ટેડ હ્યુની કૃતિ 'ક્રો'નો, શ્રી લવકુમાર દેસાઈએ મહારાષ્ટ્રિયન લેખક અનિલ બર્વેની કૃતિ 'થેંક્યુ મિ. ગ્લાડ'-નો, ડૉ. રમેશ શુક્લે શ્રી ધ્રાંગેન્દ્ર મહેતાની નવલ 'ચિહ્ન'નો અને શ્રી વ્રજલાલ દવેએ પાબ્લો નેરૂદાની કૃતિનો રસાસ્વાદ કરાવ્યો.

બીજે દિવસે સવારની બેઠકનો વિષય હતો વિવેચનના અભિગમો. પ્રમુખ હતા ડૉ. હર્ષદ ત્રિવેદી (પ્રાસન્નેય) જેમાં ડૉ. ત્રિવેદી 'સર્જનાત્મક ભાષા' પર, ડૉ. સુમન શાહ 'વિવેચનના નવા મુદ્દાઓ' પર. સુભાષ દવે 'સાહિત્ય અને સૌંદર્યશાસ્ત્ર' પર બોલ્યા. સમાપન અને સંચાલન કરનાર હતા શ્રી હસમુખ પટેલ ('શૂન્યમ'). છેલ્લી બેઠકનો વિષય હતો 'આદિવાસી સંસ્કૃતિ અને સાહિત્ય'. અધ્યક્ષ હતા શ્રી ગોગેન્દ્ર વ્યાસ. આ બેઠકનું શ્રી લલિત રાણા (આતશ) એ સંચાલન કર્યું હતું. ડૉ. યોગેન્દ્ર વ્યાસ, શ્રી શંકરભાઈ તડવી, અને શ્રીમતી રેવાબહેન તડવી, શ્રી યશવંત મહેતા, ડૉ. હરિલાલ ગૌદાની, શ્રી મફતભાઈ પટેલ, શ્રી હિંમત ખાટસુરિયા, ડૉ. કેશુભાઈ દેસાઈ વગેરે બોલ્યા સમાપન ડૉ. યોગેન્દ્ર વ્યાસે કર્યું. બન્ને દિવસોની બેઠકનું સમાપન શ્રી ચંદ્રવદન મહેતાએ સુંદર રીતે કર્યું.

પર વિશ્લેષણ કરી ગુજરાતી કવિતામા દરેક યુગે આધુનિક કવિઓ થયા હતા તેમ જણાવી મીરા, નરસિંહ મહેતા, અખો, દયારામ, નરસિંહરાવ, બાલાશંકર, કાંત, નાનાલાલ, બળવંત ઠાકોર, સુન્દરમ્ પછી ચોથા દાયકામા પ્રહ્લાદ પારેખ, નિરંજન ભગત, ઉમાશંકર જોશી, હસમુખ પાઠક, સુરેશ જોષી, ગુલામમહમદ શેખને ગણાવ્યા હતા

રે જૂથના કવિઓથી આધુનિક કવિતામા વિદ્રોહનુ તત્ત્વ ઉમેરાયુ, જેમા લાભશંકર ઠાકર, મનહર મોદી, ચિનુ મોદી, રાજેન્દ્ર શુક્લ, પ્રબોધ પરીખ, શ્રીકાંત શાહ પછી લયમા અને ઢાળમા ભાનુપ્રસાદ પંડ્યા, મનોજ ખંડેરિયા માધવ રામાનુજ વગેરેનો નામોલ્લેખ કર્યો.

પ્રયોગોના ખાબોચિયા વચ્ચે રાવજીની કવિતા તાજગી ભરી હતી તથા મણિલાલની કવિતામા વેધકતા હતી. એમણે આધુનિક કવિતામા અસ્તિત્વની છિન્નતા અને ઘેરી નિરાશાના સૂરો વ્યક્ત થાય છે તેમ જણાવી કરેલા સંપર્યાબધ નામોલ્લેખ વિષ્ણુ સહસ્રનામ જેવા બની રહ્યા હતા

'પાશ્ચાત્ય કવિતામા આધુનિકતા વિષયમા ફ્રેંચ કવિતા પર નિરંજન ભગતે વ્યાખ્યાન આપતા આ અગાઉ આ બેઠકમા વકતવ્ય આપી ચૂકેલા વક્તાઓ પર તાતા પ્રહાર કરતા જણાવ્યુ કે આધુનિકતામા ચોક્કસ કવિઓ જ હોઈ શકે, ઉમાશંકર જોશી, નિરંજન ભગત વગેરે બધા જ આધુનિક-આવુ 'અગડમ્ બગડમ્ બગ્બો જગ્મો' માત્ર ગુજરાતીમા જ ચાલી શકે અને ચાલે છે. આને તો માત્ર અજ્ઞાન અને ગેરસમજ જ કહી શકાય

વળી આધુનિકતાની પરંપરા ન હોઈ શકે કારણ કે આધુનિકતાને ક્યારેય સંમતિ ન હોઈ શકે અત્યારે વિશ્વમા એવી ચર્ચા ચાલી રહી છે કે આધુનિકતા જેવુ કશુ છે જ નહી એ માને છે કે આવુ અગાઉ પણ થયુ છે માત્ર અત્યારે વધારે નિષ્ઠા સઘનતા, સભાનતાથી થયુ છે આધુનિકતા એટલે 'આંદોલનોનુ આંદોલન' આના પરથી વ્યાખ્યા લખવા, અર્થ, સ્વરૂપ બાંધી શકો છો

નિરંજન ભગતે બેચાર મુદ્દાઓની સ્પષ્ટતા કરતા જણાવ્યુ કે આધુનિકેતર કવિતા પણ કવિતા છે. એને કવિતા ન ગણનારામા અજ્ઞાનતા દેખાય છે તેમણે ચેતવણીના સૂરમા કહ્યુ કે આધુનિકતાએ ડરવાનુ છે તેના પ્રેમીઓથી, તેના વિરોધીઓથી નહી, કારણ કે પ્રેમીઓ જ ઘણી વિકૃતિ ઊભી કરી શકે એમ છે

ફ્રેંચ ભાષાના ઉત્તમ આધુનિક કવિ બોદલેરના ઉત્તમ કાવ્ય 'હંસ'નુ આધુનિકતાના સંદર્ભમા રસદર્શન કરાવ્યુ હતુ

નિરંજન ભગતે કરેલા અન્ય વકતાઓ પરના તાતા પ્રહારથી વિક્ષુબ્ધ બની ચન્દ્રકાંત શેઠે પુન. ઊભા થઈ કેટલીક સ્પષ્ટતાઓ કરી હતી અને આ બેઠક ઉત્તમ ચર્ચાના સ્વરૂપમા આવી ગઈ હતી.

શનિવારે રાત્રે માધ્યમિક સ્કૂલના સભાખંડમા રાજેન્દ્ર શાહ(રામ વૃંદાવની)ના સંચાલન તળેના કવિ સંમેલનમા સ્નેહરશ્મિ, ચીનુ મોદી, રઘુવીર ચૌધરી, લાભશંકર ઠાકર, મનહર મોદી, બાલમુકુંદ દવે, નલિન રાવળ, ભગવતીકુમાર શર્મા, મહેન્દ્ર ગોહિલ, પ્રિયકાંત પરીખ, અબ્દુલકરીમ શેખ વગેરે મળી ૬૫ ઉપરાંત કવિઓએ પોતાની રચના રજૂ કરી હતી.

સમગ્ર 'કાવ્યસત્ર' માટે કવિલોકના તંત્રી શ્રી ધીરુ પરીખે કરેલો સતત પુરુષાર્થ તથા વ્યક્તિગત અંગત રસ ઠેરઠેર દેખાતો હતો તેને કારણે જ આ સત્રની સફળતા અવલંબી હતી.

'બૃહસ્પતિ સભા'ના તથા નગર પરિષદના સંચાલકો શ્રી બળવંત પટેલ, હરિકૃષ્ણ પાઠક, ભાનુભાઈ પંડ્યા, ડંકેશ ઓઝા, કનુભાઈ વગેરેના પ્રયત્નો પણ સ્તુત્ય હતા સમગ્ર તંત્રની પૂર્ણાહૂતિ પિનાકિન ઠાકોરે કરી હતી.

■

# સમાચાર

નવજીવન આર્ટ્સ અને કોમર્સ કૉલેજ, દાહોદમાં તા. ૨૨ અને ૨૩ નવેમ્બરના રોજ કવિશ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે "આંતરરાષ્ટ્રિય કવિતાના આધુનિક પ્રવર્તકો" પર એક પરિસંવાદનું આયોજન આચાર્યશ્રી ચંદ્રકાન્ત ટોપીવાલાએ કર્યું. પ્રથમ દિવસે ફ્રેંચ કવિ વાલેરી ઉપર ડૉ. નિતાંશુ યશશ્ચંદ્ર અને આંગ્લ કવિ ટી. એસ. ઇલિયટ પર શ્રી પ્રમોદકુમાર પટેલે અને શ્રી યશવંત ત્રિવેદીએ સ્પેનીશ કવિ પાબ્લો નેરૂદા પર અભ્યસનીય પ્રવચનો આપ્યાં. રાત્રે ૯ વાગ્યે કૉલેજના ગુજરાતી અને અંગ્રેજી વિભાગના સંયુક્ત ઉપક્રમે તૈયાર કરેલ સોનેટના સાહિત્યસ્વરૂપ વિષે શ્રુતિ-દૃશ્ય સામગ્રીની રજૂઆત કરાઈ અને શેકસપિયરનાં ત્રણ નાટકો હેમલેટ, રોમિયો–જુલિયેટ અને કિંગ હેનરીનાં કેટલાંક દૃશ્યોને આવરી લેતી ફિલ્મ દર્શાવાઈ.

તા. ૨૩મીએ ગ્રીક કવિ સી. પી. કેવેફી પર ડૉ. ચંદ્રકાન્ત શેઠ, ઝેક કવિ મિરોસ્લાવ હોલુબ પર શ્રી દીપક મહેતા અને હિબ્રુ ભાષાના કવિ યેહૂદા એમિચાઈ પર શ્રી ચંદ્રકાન્ત ટોપીવાલાએ વિશદ પ્રવચનો કર્યાં.

આ બન્ને દિવસ દરમિયાન ચર્ચાયેલ કવિઓ પર શ્રુતિદૃશ્યનું તથા કવિઓના સ્વરમાં પઠનનું પણ આયોજન કરાયું. પ્રો. વર્ગીસ તેમજ પ્રો. સેક્વેનીસે કવિઓની મૂળ ભાષાઓમાં લખાયેલાં કેટલાંક કાવ્યોનું સુંદર રીતે પઠન કર્યું.

શ્રી ઉમાશંકર જોશીએ બન્ને બેઠકોમાં ચર્ચાયેલ કવિઓ અંગે તેમજ હાજર રહેલાઓ પૈકી કવિઓ અને પ્રાધ્યાપકોએ કરેલ ચર્ચાઓ અંગે વિશદ સમાપન કર્યું. તેમણે પણ કેટલાંક કાવ્યો વાંચી તેનું ભાષાંતર પણ વાંચી સંભળાવ્યું હતું.

* * *

આંતરરાષ્ટ્રિય કલાક્ષેત્રે ગુજરાતને ગૌરવ અપાવનાર લોકલાડીલા કલાકાર શ્રી કનુ દેસાઈનું હૃદયરોગના હુમલાથી ૭મી ડિસેમ્બરે મુંબઈમાં દુઃખદ અવસાન નીપજ્યું.

* * *

તા. ૧૩ અને ૧૪ ડિસેમ્બરના રોજ 'કાવ્ય-ગોષ્ઠિ'નું છઠ્ઠું સાહિત્યસત્ર ફત્તેહસિંહજી હાઈસ્કૂલ, છોટાઉદેપુરમાં સુપ્રસિદ્ધ નાટ્યકાર શ્રી ચંદ્રવદન મહેતાના અધ્યક્ષસ્થાને યોજાયું.

આ પ્રસંગે સોવિયેટ નહેરુ એવોર્ડ વિજેતા શ્રી સુધીર દેસાઈનું સન્માન પણ કરાયું.

શ્રી વ્રજલાલ દવેના અધ્યક્ષસ્થાને મળેલી બેઠકમાં શ્રી સુધીર દેસાઈએ આંગ્લ કવિ ટેડ હ્યુની કૃતિ 'ક્રો'નો, શ્રી લવકુમાર દેસાઈએ મહારાષ્ટ્રિયન લેખક અનિલ બર્વેની કૃતિ 'થેંક્યુ મિ. ગ્લાડ'-નો, ડૉ. રમેશ શુક્લે શ્રી ધીરેન્દ્ર મહેતાની નવલ 'ચિહ્ન'નો અને શ્રી વ્રજલાલ દવેએ પાબ્લો નેરૂદાની કૃતિનો રસાસ્વાદ કરાવ્યો.

બીજે દિવસે સવારની બેઠકનો વિષય હતો વિવેચનના અભિગમો. પ્રમુખ હતા ડૉ. હર્ષદ ત્રિવેદી (પ્રાસન્નેય) જેમાં ડૉ. ત્રિવેદી 'સર્જનાત્મક ભાષા' પર, ડૉ. સુમન શાહ 'વિવેચનના નવા મુદ્દાઓ' પર, સુભાષ દવે 'સાહિત્ય અને સૌંદર્યશાસ્ત્ર' પર બોલ્યા. સમાપન અને સંચાલન કરનાર હતા શ્રી હસમુખ પટેલ ('શૂન્યમ'). છેલ્લી બેઠકનો વિષય હતો 'આદિવાસી સંસ્કૃતિ અને સાહિત્ય'. અધ્યક્ષ હતા શ્રી ગોગેન્દ્ર વ્યાસ. આ બેઠકનું શ્રી લલિત રાણા (આતશ) એ સંચાલન કર્યું હતું. ડૉ. યોગેન્દ્ર વ્યાસ, શ્રી શંકરભાઈ તડવી, અને શ્રીમતી રેવાબહેન તડવી, શ્રી યશવંત મહેતા, ડૉ. હરિલાલ ગોદાની, શ્રી મફતભાઈ પટેલ, શ્રી હિંમત ખાટસુરિયા, ડૉ. કેશુભાઈ દેસાઈ વગેરે બોલ્યા સમાપન ડૉ. યોગેન્દ્ર વ્યાસે કર્યું. બન્ને દિવસોની બેઠકનું સમાપન શ્રી ચંદ્રવદન મહેતાએ સુંદર રીતે કર્યું.

# ઉપક-મૂષક

## એકાંકી

—રમેશ શાહ

[ પડદો સંપૂર્ણ ખૂલે ત્યારે સ્ટેજની મધ્યમાં એક પીળા રંગના અને બીજી ગુલાબી રંગની અડો-અડ બે ટેકરીઓ જણાય છે. બન્નેમાં દાખલ થવાય તેવાં દરવાજા વિનાના બારણાં છે. ત્રીજું બારણું ડાબી બાજુએ જણાતું નથી. જમણી બાજુ ટેકરીથી સહેજ ઊંચું વૃક્ષ છે.

પ્રકાશ વધીને આછો થાય ત્યારે ગણપતિની સ્તુતિ ગવાય છે. ]

प्रणम्य शिरसा देवं गौरीपुत्रम् विनायकम ।
भक्तावासं स्मरेन्नित्यमायु. कामार्थ सिद्धये ॥

( આરતી ગવાય છે)

ગણપતિ ગુણ ગાઓ, પ્રભુ ગણપતિ ગુણ ગાઓ,
મંગલ મંગલ ઘડીઓ અમ આંગણ આવો...
જય હો જય હો પ્રભુ ગણપતિજી...
લાંબી સૂંઢ ને સુપડકન્નો, મોટા દુંદાળા...
ચરણ ધરો વહાલે નિર્દોષ સૂડાળા... જય હો.
મોદકના ભોજન ભાવન છે, ઉંદર અસવાર...
રિદ્ધિ સિદ્ધિ લાવે, શુભશુભ કરનારા .. જય હો.
ગજવદના શુભસદના શંકરસુત જગસાર
રૂપકના રસ કાજે, ધરીએ ધ્યાન અપાર
જય હો જય હો પ્રભુ ગણપતિજી

ગણેશ-સ્તુતિ પૂરી થયા બાદ આછા પ્રકાશમાં એક પુરુષ અને એક સ્ત્રી દોડાદોડી કરતા જણાય છે. ટેક ઓના ગંદુ દાનો ઉપયોગ થાય છે જ્યારે સ્ત્રી પુરુષને પકડી પાડે છે. બન્ને બેસી પડે છે. ધીમેધીમે પ્રકાશ વધે છે. ]

મૂષક : બસ, હવે હું જાઉં

ઉપક : ના...

મૂષક : મારે મોડું થાય...

ઉપક : તમારે જવાનું નથી.

મૂષક : એમ તે કંઈ ચાલે ? (ઊભો થાય છે.)

ઉપક : મેં કહ્યું ને કે તમારે જવાનું નથી.
(હાથ પકડી બેસાડે છે.)

મૂષક : પણ તૈયાર તો થઈ જાઉં..

ઉપક : તૈયાર શું કામ થાઓ છો ?

મૂષક : તૈયાર થવા.

ઉપક : પણ તમારે જવાનું તો નથી જ.

મૂષક : તું કહે તેથી શું ?

ઉપક : હું તમારી ઘરવાળી છું.

મૂષક : હું ઘરવાળો છું.

ઉપક : એટલે ?

મૂષક : ઘરવાળાએ ઘર બહાર ફરવાનું ...

ઉપક : ને ઘરવાળી ?

મૂષક : ઘરને વાળે, ને કોઈવાર ઝૂડે... !

ઉપક : આમ શું કરો છો ? કોઈવાર તો મારું કહ્યું કરો.

મૂષક : રોજ તારું કહ્યું તો કરું છું. પણ નોકરી એટલે નોકરી...તું ના સમજે.

ઉપક : શું ?

મૂષક : મેં કહ્યું તે.

ઉપક : તમે શું કહ્યું ?

મૂષક : તું ના સમજે. નોકરી એટલે નોકરી !

ઉપક : મૂકો તમારી નોકરી. મને જરાય ગમતી નથી.

મૂષક: નોકરી હતી એટલે તો તારા બાપે તારાં લગ્ન મારી સાથે કર્યાં. આ ઘર પણ નોકરીને કારણે જ છે.

ઉષક: પણ નોકરી છોડો કોઈ સ્વતંત્ર ધંધો કરો.

મૂષક: ઈન્વેસ્ટ કરવા ખૂબ પૈસા જોઈએ. એમાં આપણું ગજું નહિ.

ઉષક: તમારી નોકરી તો ગધેડા જેવી છે.

મૂષક: ગધેડાની નોકરી તો ગધેડાં જેવી હોય. મારા જેવી થોડી હોય? માલિક આપણા પર ચાર હાથ રાખે છે!

ઉષક તમારો માલિક મને જરાય ગમતો નથી. મોટા પેટાળો... !

મૂષક: એવું ના બોલ... !

ઉષક: હું તો બોલવાની જ. આપણે કેટલું વૈતરું કરીએ છીએ, ત્યારે માંડ ખાવા પામીએ છીએ. તમારા માલિકને તો બેઠાબેઠા તાગડધિન્ના કરવા છે.

મૂષક: એ એમના પૈસાથી તાગડધિન્ના કરે છે. આપણે શું? આપણે તો કામસે કામ!

ઉષક: પણ આ કામ તો છોડી જ દો.

મૂષક: તું બિલકુલ ગાંડી છે. આ નોકરીથી આપણે સુખી છીએ. કેવું રૂડું ઘર છે. આ વૃક્ષ પણ કેટલો આનંદ આપે છે.

થોડા વખત પછી તું વિયાશે... આપણું ઘર ભર્યું ભર્યું થઈ જશે!

ઉષક: તમે મને કેટલા વા'લા લાગો છો! આજે હું તમને ઊંધિયું જમાડવાની છું... (અંદર જવા તૈયાર થાય છે.)

મૂષક: આજે હું બજારમાંથી બોર લાવવાનો છું, મેં માલિકને આપણે ત્યાં પધારવા કહ્યું છે. એ કદાચ બે ઈન્ક્રીમેન્ટ પણ આપે!

ઉષક: મને તમારા માલિક જરાય ગમતા નથી.

મૂષક: તને નકામો એમના તરફ અણગમો થઈ ગયો છે! એમણે મને કહ્યું છે કે આપણાં છોકરાંને પણ એમને ત્યાં નોકરી આપશે!

ઉષક: હજુ જન્મ્યાં નથી તે પહેલાં એમની નોકરીની વ્યવસ્થા કરી નાખી!

મૂષક: હાસ્તો બેકારી કેટલી વધી ગઈ છે? માલિક પ્રસન્ન હોય તો એટલો લાભ તો લઈ લેવો જોઈએ ને!

ઉષક: ના હોં, મારાં છોકરાં એ દૂંડાળાને ત્યાં નોકરી નહિ કરે. તમે આખી જિંદગી ભાર વહ્યા કરો એવું મારાં છોકરાં ગદ્ધાવૈતરું નહિ કરે.

મૂષક: તને આવી ઉપમાઓ ક્યાંથી સૂઝે છે? ક્યાં ગધેડાં ને ક્યાં આપણે!

ઉષક: એ આપણા કરતાં વધારે બુદ્ધિશાળી છે. ગજા ઉપરાંતનું ઊંચકે નહિ, ને ઊંચકે તો ઓછું-વત્તું ગગડાવી નાખે. એનું નામ બુદ્ધિ! સમજ્યા?

મૂષક: તું નકામી કુતર્ક કરે છે. આપણા બાપદાદાઓ આવી પવિત્ર નોકરી કરતાં આવ્યા છે. તને આજે કંઈ થઈ ગયું લાગે છે!

ઉષક: મને જે કંઈ થાય છે એ તમને કહું છું. (બેસી પડે છે.) આપણું ગૌરવ તો જળવાવું જોઈએ ને?

મૂષક: આવી સારી અને મોટી નોકરી બીજે ક્યાં મળવાની હતી? આને કારણે તો આપણે પૂજાઈએ છીએ.

ઉષક: મારે એવી પૂજાફૂજા નથી કરાવવી.

(ઊભી થઈ, મોં ચડાવી અંદર જતી રહે છે.)

મૂષક: અરે મારી ઉષકરાણી, એમ રિસાઓ ના. એમ રિસાઓ તો અમારા દિલનું શું થશે?

ઉષક: (અંદરથી) તમારે દિલ જેવું ક્યાં છે?

મૂષક: દિલ જેવું નહિ, દિલ જ છે. અહીં આવ,

લે સૂંઘી જો.

ઉષક : મારે કંઈ સૂંઘવું નથી. (બહાર ડોકું કાઢતાં–)

મૂષક : માય ડાર્લિંગ ઉષક, આમ શું કરે છે ?

ઉષક : મારે તમારી સાથે બોલવું નથી. (અવળી ફરી ઊભી રહે છે.)

મૂષક : મારે મોડું થાય છે. તું હસી લે, પછી હું જાઉં ..

(ઉષક મોં ફુલાવે છે. હસતી નથી)

મારી ઉષલી, આમ શું કરે છે. તું નહિ હસે તો મારો દિવસ બેકાર જશે. તું મારો સમય સાચવી લે. મારે મારા માલિકનો સમય સાચવવાનો હોય છે. માલિક બીજાઓનો સમય સાચવવાનો હોય છે. તારી આ રીસથી કેટલા જણ હેરાન થશે ? હસ, ડાર્લિંગ હસ... (હસતી નથી) ઓહ તને હસાવવા શું કરું ?

(વિદૂષક પ્રવેશે છે.)

વિદૂષક : મને બોલાવ્યો ? એ આવ્યો...આપણે તો

હસવામાં હાજર

ગાવામાં ગાજર (પીપુડીનો અભિનય)

બેસવામાં બાજર – બાજર એટલે બાજઠ

રમવામાં રાજર – રાજર એટલે રાજર

એટલે... સમજોને સંતાકૂકડી

તળવામાં તાજર – તાજર એટલે તીખાં ભજિયાં–

મળવામાં માર્જર – માર્જર એટલે બિલાડી,

(ઉષક મૂષક ઘરમાં ભરાઈ જાય છે.)

વિદૂષક : અરે, અરે, તમે બન્ને કાં ભાગી ગયાં ?

મૂષક : (અંદરથી) મિત્ર વિદૂષક, બિલાડી ક્યાં છે ?

વિદૂષક : જ્યાં બિલાડી હોય ત્યાં...! બહાર આવ.

મૂષક : (અંદરથી) મને બીક લાગે .

ઉષક : (અંદરથી) મને બહુ બીક લાગે છે.

વિદૂષક : મિત્ર બહાર આવ, ક્યાં સુધી તું મૂષક રહીશ ?

મૂષક : તું બિલાડીની વાત કરતો'તો ને ?

વિદૂષક : હા, એમાં શું ? એવાં બિલ્લાંફિલ્લાં તો મારાં ખિસ્સામાં રાખું છું !

મૂષક : (અંદરથી ડોકું કરતાં) અત્યારે છે ?

વિદૂષક : ફક્ત બેચાર હશે.

મૂષક : તો મારાથી બહાર નહિ અવાય.

વિદૂષક : પણ ડરેફોળશંકર, હું તને ખિસ્સામાં નહિ મૂકું ! તારે ડરવાની જરૂર નથી.

ઝટ બહાર આવ. (મૂષકનું ડોકું જણાય છે.)

ઝટ આવ. હું તને બોલાવવા આવ્યો છું. એ તારી રાહ જુએ છે.

મૂષક : (બહાર આવતાં) કોણ ? માલિક ?

વિદૂષક : એમણે હમણાં જ પધારવાનું છે. સાત ને પોણા સોળ મિનિટ પાંઝુડો બેસે છે. પછી પંચકમાં કાળ ચોઘડિયું શરૂ થાય છે, તેથી મુહૂર્ત સારું નથી. માટે તને ખાસ તેડાવ્યો છે. મુહૂર્ત સાચવ્યા સિવાય ચાલે તેમ નથી.

મૂષક : હું તો અબઘડી દોડી જાઉં, પણ રાણીજી રિસાયાં છે.

વિદૂષક : તે મનાવી લે ને. રાણીને રવિવારે રિઝવવી જોઈએ, માનિનીને મંગળવારે મનાવવી જોઈએ, કામિનીને કાવે કલાવવી જોઈએ અને ભામિનીને ભોમવારે ભમાવવી જોઈએ.

શાસ્ત્રમાં કહ્યું છે કે પત્ની પાળવી, વહુને વાળવી ભાર્યાને ભાળવી, નારી નાંખવી, અને ઘેલીને ..આપણને આવડવું જોઈએ, એને સમજાવ – પ્રમથી...

મૂષક : પ્રિય ડાર્લિંગ, બહાર આવો...

વિદૂષક : એમ ડાર્લાફાર્લા બોલે કોઈ બહાર ના'વે કવિતાની બે પંક્તિઓ ગાઈએ. રાણીજી રાજીરાજી...

મૂષક : પણ મને કવિતા નથી આવડતી. હું ક્યાં

કવિ છું ?

વિદૂષક : એમાં આપણે ક્યાં કવિ બનવાનું છે. અહીં આવ. જરા સમજ. ઘણા કવિઓ મફતનો કવિતાઓ બનાવ્યા કરે છે. આપણે તો ઉઠાંતરી કરવાની. મૂષકકર્મ તને શીખવવું પડે ?

મૂષક : પણ કવિતાની સમજ પડતી નથી...

વિદૂષક : કવિતાને સમજવાની હોતી નથી. સમજ ન પડે એનું નામ કવિતા. પ્રિયતમાને રિઝવવા ઘણા પ્રિયતમા વિનાના કવિઓ લખો ગયા છે.

મૂષક : મિત્ર, મને એકાદ સંભળાવ...

વિદૂષક : સાંભળ – હિંદીમાં ઠીક રહેશે.

'ભૂલ હો ગઈ હૈ હમે માફ કરના,
દિલકા જો કચરા, ઉસે સાફ કરના.
લાયા પ્રેમડુંગર મેરી ઉપકરાણી,
ચાહું મેં પ્રેમ-ફુલ, નહિં હાફ કરના.'
હવે ત્યાં જઈને સંભળાવ.

( મૂષક તેમ કરે છે. ઉપક બહાર આવે છે. )

ઉપક : પ્રણામ વિદૂષકજી...

વિદૂષક : પ્રણામ. કવિતા પ્રત્યેની તમારી અભિરુચિ સમજાય છે અમને.

ઉપક : મારા મૂષકજીને એ ક્યાં સમજાય છે ?

મૂષક : એમ નથી વિદૂષકજી. એ કહે છે કે 'આ નોકરી છોડી દો. આખી જિંદગી અસહ્ય ભાર વેંઢારવાનો!' હું કહું છું એને કે આપણા મંગલદાયી માલિકનાં પવિત્ર નમણાં નમૂનેદાર નિતંબ આપણી પીઠે ક્યાંથી ?

ઉપક : હોવે, નિતંબ નમણાં હશે ?

મૂષક : સચ બસ. તુ એકવાર ટ્રાય કરી જો.

ઉપક : ટ્રાય કરે છે મારી બલારાત. એવા ભોળા-શંકરને હું મારા પર ના ચડાવું.

મૂષક : માલિકનું અપમાન ન કર. એમને ભોળાશંકર ન કહે.

ઉપક : એમની કાયા-માયા આખી તમારા શરીર પર... કેવું વરવું લાગે છે! પેટ તો જાણે ડુંગર! તમે પેટ જોઈને તો નથી લોભાયા ને ?

મૂષક : તું માલિકની નકામી બદબોઈ કરે છે. એમને ખબર પડે તો આપણું અશુભ અશુભ કરી નાખે. આપણી નોકરી જાય તે જુદી.

ઉપક : ભલે જતી નોકરી. એ દિવસે હું ઊંધિયું રાંધીશ. લાડવાની લાલચે નો રી થતી હશે ?

વિદૂષક : લાડુ. ઓહ...ક્યાં છે લાડુ ?
લચપચતા નવ લાડુ...
શી એની સોડમ! શો એનો સુંવાળો લસરતો આકાર! શો એનો શબ્દે શબ્દે સંભળાતો સ્વાદ...! અહાહા..હા...મૂષકજી, કોઈ વાર તો આ બ્રાહ્મણને જમાડો.

ઉપક : વિદૂષકજી, આજે જમીને જજો. મેં ગરમ ગરમ વાલ રાંધ્યા છે. ને અમારા ઘરમાં લાડુનો તો તોટો નથી.

વિદૂષક : ચાલો ઝટ જમી લઈએ. જેટલું ઝટ જમીએ એટલું ઝટ પચે! શુભસ્ય શીઘ્રમ્... ચાલો...
( બેસી જાય છે. )

મૂષક : પણ મારે મોડું થશે મુહૂર્ત વીત્યા પછી જાઉં તો માલિક ગુસ્સે થશે.

વિદૂષક : તમારા માલિક તો જ્યારે જાય ત્યારે મુહૂર્ત ... બાકી જમવામાં મુહૂર્તની જરૂર નહિ. હા, શાસ્ત્રો કહે છે.

( બબૂચક હાથમાં પોથી લઈ પ્રવેશે છે. પીત વસ્ત્ર અને જનોઈથી શરીર શોભે છે. )

બબૂચક : શું ચાલે છે, શાસ્ત્રાર્થ ?

વિદૂષક : અમ જેવાને શાસ્ત્રાર્થ શો ? ગપ્પાં ચાલે છે. ( ઉપક બાજઠ લાવી મૂકે છે. બબુ. બિરાજે છે.)

બબૂચક : પણ જીવન શાસ્ત્રાર્થ વિના શક્ય નથી. એટલું વિષમ છે, એટલું ગહન છે, એટલું

સંહિત્ય છે કે શાસ્ત્રાધાર વિના મટકું પણ માંડી શકાય નહિ.

વિદૂષક : પણ હું કહેતો હતો કે જમવામાં મૂહૂર્ત ન જોવું...ગમે ત્યારે, ગમે ત્યાં જમી શકાય... ખાસ કરીને મોદક.

ઉષક : બબૂચકજી, ખૂબ લાડુ ખાઈને અમારા મૂષકજીને તો ડાયાબીટીઝ થઈ ગયો છે.

મૂષક : ના, મને ડાયાબીટીઝ નથી.

વિદૂષક : લાડુથી ના થાય. બીજાવડા થાય. ઊંધિયાથી પણ થાય.

ઉષક : ના, લાડુથી જ થાય. એમાં ખાંડ ખરી ને...

વિદૂષક : પણ ઘી ખાંડનું મારણ છે. લાડુથી તો ડાયાબીટીઝ મટે.

(દરમ્યાન બબૂચક મલકે છે.)

ઉષક : બબૂચકજી આપ જ કહો લાડુથી ડાયાબીટીઝ થાય ને?

બબૂચક : જોયું ને? શાસ્ત્રની કેવી જરૂર પડી! ડાયાબીટીઝ કશાથી થતો નથી, થવાનો હોય તો જ થાય.

મૂષક : શું થાય?

બબૂચક : થવાનું

ઉષક : શું થવાનું?

બબૂચક : નિત્ય ચલાયમાન આ સૃષ્ટિમાં થવાનું થયા કરે છે. ચકલીનું ચણવું, કૂતરાનું ભસવું, વાદળાનું ગર્જવું, તણખલાનું ઊડવું, માછલીનું સરકવું, વૃક્ષનું ફૂળફૂલવું, નદીનું વહેવું, પાનનું ખરવું, નિશાનનું તકાવું કે ન ઠોકાવું ઇત્યાદિ થનાર ચીજ નવ થાય અન્યથા–(ત્રણે એકાગ્ર બની સાંભળે છે.)

મૂષક : ગુરુદેવ, અમારું તિમિર દૂર કરો.

ઉષક : હા ગુરો, અમે પ્રકાશ પામવા આતુર છીએ.

બબૂચક : થનારને થવા દો. મૂંઝાઓ નહિ. આધિ વ્યાધિ અને ઉપાધિ–એ ત્રિવિધ તાપથી મૂંઝાવું નહિ. એમાં ખૂંપીને સામનો કરવો. એનાથી ડરીને નાસવું કે ત્યાગ કરવો, એ કાયરતા છે.

ઉષક : ખૂંપવું એટલે?

બબૂચક : ખૂંપવું એટલે કાર્યરત થવું. એક ઉંદર ધારે તો ડુંગરમાં ખૂંપીને આરપાર નીકળી શકે. એક કીડી નાગને મૃત્યુ સુધી ખેંચી શકે. એક પુષ્પ એની પરાગથી મનુષ્યહૃદયને ઘાયલઘાયલ કરી મૂકે છે. માટે હે ઉષક મૂષક અને વિદૂષક! ત્રિવિધ તાપને ત્યાગો નહિ. ખૂંપો. મક્કમતાથી, ધૈર્યથી, શ્રદ્ધાથી ખૂંપો. થવાનું થયા જ કરે છે. ડાયાબીટીઝથી ડરો નહિ.

વિદૂષક : એટલે લાડુથી તો ડાયાબીટીઝ કદી ના જ થાય ને?

બબૂચક : વત્સ, એનું વિવરણ હું કરી ચૂક્યો છું. ડાયાબીટીઝ થવાનો હોય તો જ થાય.

વિદૂષક : એટલે કે ચિંતા કર્યા વિના લાડુ ઝાપટવા.

બબૂચક : યોગ્ય જ કહ્યું.

ઉષક : ધન્ય હો ગુરુદેવ, આજે અમારે આંગણેથી એક બ્રાહ્મણ લાડુના ભક્ષણ વિના જાત તો અમારાથી બ્રહ્મણભુક્ષાનું પાપ થઈ જાત!

બબૂચક : હે મૂર્ખ સ્ત્રી! શાસ્ત્ર તારા ગળે ઊતર્યું નથી. બ્રાહ્મણ ભૂખ્યો જાય તેમાં પાપ ક્યાં આવ્યું? થવાનું હોય તે થાય. દરેક કાર્યમાં એમ સમજવાથી પાપનો ડર દૂર થાય છે. ભય વિના કાર્ય કરતાં આનંદ જન્મે છે. આનંદ એ જ પરમાનંદ, એ જ પ્રભુ, એ જ પરબ્રહ્મ! પાપ, પુણ્ય, ભય, લોભ આદિના ચિંતનથી આનંદ નાશ પામે છે. એટલે પ્રભુ વિમુખ થાય છે.

સમજાય છે હે મૂઢ મૂષક–ઉપક–વિદૂષક?

ઉપક : આપની વાણી અદ્ભુત છે.

મૂષક : અમે સત્ય પામવા મથીએ છીએ.

ઉપક : તો આજથી નોકરીએ ના જશો. થાય થવાનું હોય તે.

મૂષક : પણ માલિકનો ખોફ વહોરવો પડે. પછી આપણે ખાઈએ શું? ખાવાનું થોડું અધ્ધરથી આવવાનું છે?

વિદૂષક : લચપચતા નવ લાડુ...

મૂષક : વિદૂષકજી, નોકરી વિના નવ લાડુ! લાડુ ક્યાંથી આવે?

બબૂચક : ભય વિના પુરુષાર્થ કરવો.

ઉપક : પણ ગજા બહારનો પુરુષાર્થ તો ન થાય ને? એમના વ્યવસાયથી તો હું લજવાઈ મરું છું મારી સખીઓ વચ્ચે!

વિદૂષક : પહેલાં આપણે જમી લઈએ. જમ્યા પછી પેટ જ્ઞાન થાય છે. તેથી જ્ઞાનતંતુઓ શાન્ત થાય છે. જ્ઞાનતંતુઓને આરામ મળતાં વિચારો શરૂ થાય છે. પછી વિચારીશું–ચાલો જમી લઈએ...મેદક ખાવાથી આનંદ મળે, એટલે બ્રહ્મસાક્ષાત્કાર! ચાલો બ્રહ્મ સાક્ષાત્કાર કરીએ...

(ઉપક અંદર જઈ, લાડુનો થાળ લઈ આવે છે. પતરાંળ પિરસાય છે. જમવાનું શરૂ થાય એ પૂર્વે ગણપતિજીનો વરઘોડો નીકળે છે. 'ગણપતિદાદા મોરિયા...ગણપતિદાદા મોરિયા'ના નારા સંભળાય છે. બબૂચક પુષ્પમાળા પહેરાવે છે. ઉપક લાડુનો થાળ લઈ ચાલે છે. મૂષક તાળીઓ પાડતો કૂદે છે. વરઘોડો આગળ વધે છે. ઉપક–મૂષક–બબૂચક વરઘોડામાં જોડાઈ જાય છે. 'ગણપતિદાદા મોરિયા'ના ધીમા પડતા અવાજો સંભળાય છે. વિદૂષક લાડુ ખાધા કરે છે.)

—પડદો—

# તાજા સમાચાર

સાહિત્ય અકાદમી, દિલ્હીએ ૧૯૮૦ના વર્ષ માટે જાહેર કરેલાં સાહિત્યિક કૃતિઓ માટેનાં પારિતોષિકોમાં ગુજરાતના કવિશ્રી જયંત પાઠકના કાવ્યસંગ્રહ 'અનુનય'નો પણ સમાવેશ થાય છે. 'કુમાર' ચંદ્રક તથા 'રણજીતરામ સુવર્ણચંદ્રક' વિજેતા કવિ શ્રી જયંત પાઠકના અન્ય કાવ્યસંગ્રહો 'મર્મર', 'સંકેત', 'વિસ્મય', 'સર્ગ'. 'અંતરિક્ષ' પણ જાણીતા છે.

જાન્યુઆરી ૧૯૭૭થી ડિસેમ્બર ૧૯૭૯ દરમિયાન પ્રગટ થયેલાં પુસ્તકોમાંથી આ પારિતોષિક જાહેર થયું છે તેમાં કાસ્મીરી, મણિપુરી અને તેલુગુનો સમાવેશ થયો નથી.

જે ૧૯ કૃતિઓ ઇનામને પાત્ર ઠરી છે તેમાં ૭ નવલકથા, ૭ કાવ્યસંગ્રહ છે. ટૂંકી વાર્તા, સાહિત્ય, વિવેચન, આત્મકથા, પ્રવાસકથા, અને મહાકાવ્યનાં એક એક પુસ્તકો છે.

ગુજરાતી સાહિત્ય પરિષદના અગિયારમાં જ્ઞાનસત્રની પ્રથમ બેઠકમાં અનેક સાહિત્યિક ઇનામોના વિજેતા કવિશ્રી રમેશ પારેખે સ્વચિંતન રજૂ કર્યું તે આ:

'અગાઉ ઘોડાઓની કસોટી કરવા દોડ વચ્ચે અડચણો મૂકવામાં આવતી. સાચો સર્જક પણ એ છે જે પુરસ્કારે કરેલા મૂલ્યાંકનને ઓળંગી જાય, વિકસતો રહે.

# ભીંસ | સુભાષ શાહ

એકધારો ત્રણ કલાક વરસ્યા પછી વરસાદ હમણાં જ બંધ રહ્યો હતો. વાદળો એમ જ ઘેરાયેલાં હતાં. ભરબપોરે પણ સંધ્યા પછીના અંધકાર જેવું હતું. ઝાડપાન ચોખ્ખાં ચણાક. પવન સાવ પડી ગયેલો. ઝાડ પોતાની ડાળીઓ નમાવી નિસાસા નાખતાં સ્તબ્ધ ઊભાં હતાં. ચાર–પાંચ લીમડાથી ઘેરાયેલી સાત ઘરની એક ચાલીની સફેદ દીવાલો પર ભીનાશનાં ધાબાં હતાં. ત્રીજા ઘરના સામેના લીમડા નીચે, લીંપણના ચોતરા પર મોહન બેઠો. ભીના લીંપણ પર બેસવાને કારણે લેંઘા પર પડેલા ધાબાને એણે પણ સ્હેજ ઊંચો કરી જોયું. એને થયું કે હવે એ અહીંથી ઊઠી જાય પણ એને ઊઠવાનું મન જ ના થયું. ખીસામાંથી બીડી, બાકસ કાઢી, એક બીડી સળગાવી, કપડાની સ્હેજ પણ પરવા કર્યા વગર એ લીમડાને ટેકો દઈને બેઠો. અને બે ઝીણી ફૂંકી નિરાંતે દમ પર દમ મારવા માંડ્યો. એને થયું "હવે માધવ ના આવે. આવવાનો હોત તો ક્યારનોય આવી ગયો હોત. છૂટા પડતી વખતે માધવ જ બોલેલો કે ધોધમાર વરસાદ હશે તો પણ આવીશ. માધવ, મારાથી બધું સહેવાશે પણ રાહ નહીં જોવાય. આમ જુઓ તો એનું કામેય શું હતું? પણ એ નહીં આવે તો આજે ભૂખ્યા રહેવું પડશે. જો કે ભૂખ્યા રહેવાની નવાઈ નથી પણ એ આવી જાય તો ઠીક રહે. પેન્ટ એણે વેચ્યો તો દીધું જ હશે, જે મળે એ. ને જો બે–ચાર દાડા ટૂંકા થયા એ લોકો માને છે કે માધવ મારો જીગરી ભાઈબંધ છે."

મોહન અમસ્તો જ સ્હેજ હસ્યો અને ભીના લીંપણ પર બીડી ઘસીને બુઝાવી નાખી. ઘસવાને કારણે ઊખડી ગયેલી માટીને એ ક્ષણાર્ધ માટે જોઈ રહ્યો. બીડી નાખી એ ઉખાડેલા ભાગને આંગળીથી ખોતરવા લાગ્યો. "લોકોને સાચી વાતની જાણ જ નહીં થાય" ભીની ધૂળને ચપટીમાં લઈ, ચપટી સ્હેજ મસળી, આંગળી આછા ઝાટકા સાથે અંગૂઠાની મદદથી ખંખેરી અને લેંઘા પર ઘસી નાખી. માધવ આવીને ઊભો રહ્યો. મોહને એની સામું જોયું. બેમાંથી કોઈ કશું હસ્યું નહિ. માધવે ખીસામાંથી પૈસા કાઢ્યા. મોહને હાથ લંબાવ્યો.

"સાડા ચાર છે. બાકીના એણે કાલે આપવાનું કહ્યું છે." માધવને મોટેથી બોલવાની ટેવ જ નહોતી. અવાજ કાંસા જેવો રુક્ષ અને કર્કશ હતો. મોહને ગણ્યા વગર પૈસા ખમીસના ખીસામાં મૂક્યા અને એ જ ખીસામાંથી બીડી–બાકસ કાઢી માધવ સામે

ધર્યા.

"ના મારે મોડું થાય છે."

મોહને બીડી–બાકસ ખીસાને બદલે બાજુમાં મૂક્યાં. માધવ ચાલ્યો ગયો. એ ગયો એ દિશામાં જોવાને બદલે મોહને બીડી સળગાવી.

બીડી પૂરી કરી, ઘસી, ફેંકીને એ લાંબો થઈ સૂઈ ગયો. બે હાથ માથા નીચે ગોઠવતાં એને ઘરમાં જવાનો વિચાર આવ્યો પણ તરત જ થયું કે ઘરમાં તો ખૂબ બાફ લાગશે. અને સાથે જ એને મરી ગયેલા ઉંદરની વાસ આવી. આજ સવારથી ઘરમાં એવી કંઈક ગંધ આવતી હતી. પણ સામાન આઘોપાછો કરી મરેલો ઉંદર શોધવાનું એણે ટાળેલું. આંખો મીંચી થોડો સમય એમ જ પડી રહ્યા બાદ જ્યારે એણે પડખું ફેરવ્યું ત્યારે એ અર્ધ ઊંઘમાં તો આવી જ ગયેલો. જાગ્યો ત્યારે એની ચારેકોર ભીનો કાદવ જેવો નર્યો અંધકાર હતો. અને એ એની છેક તળિયે. એણે પાસું ફેરવવાનો પ્રયત્ન કર્યો. એને એમ કે એ આસાનીથી આમ કરી શકશે. પણ ના એ પાસું સરળતાથી બદલી શક્યો નહીં. આમ તો એ સાજોસમો હતો. પણ કાદવની વચ્ચે ખીંચોખીંચ ખૂંચેલો એનો દેહ ચારેબાજુથી ભીંસ અનુભવી રહ્યો હતો. મહાપરાણે પાસું બદલી, એણે આંખ પટપટાવી કંઈક જોવાનો પ્રયત્ન કર્યો પણ ક્ષણે ક્ષણે એની આંખમાં કાદવ ખૂંચવા લાગ્યો. એને લાગ્યું કે કશું જ દેખાતું નથી. લીમડો પણ નહોતો. એ બેઠો થયો. શરીરમાં કોઈ ભયંકર પરિશ્રમને કારણે એને કળતર શરૂ થઈ. શું થાય છે એની એને ખબર જ ના પડી. લીમડો ક્યાં? એણે ચારેકોર ડોક ફેરવી. એની ગૂંગળામણ વધવા લાગી. એને સહેજ બીક પણ લાગી 'મને કશુંક થઈ ગયું છે.' શું થયું છે એની એને ખબર ના પડી. લીમડાને જોવા એણે આંખો તાણી તાણીને જોયું. પણ એ ક્યાં હતો? અહીં તો ચારેકોર નર્યો કાદવ જ કાદવ. અને અચાનક એને ખ્યાલ આવ્યો કે શ્વાસ ભારે થતો જાય છે. ધીમી ચાલતી ધમણની જેમ એની છાતીની આજુબાજુનો કાદવ સહેજ ખસતો અને પાસે આવતો. એને ક્ષણે ક્ષણે શ્વાસ લેવામાં તકલીફ વધતી જણાઈ. એનો ગભરાટ વધ્યો. ઊભા થઈ એકદમ નાસી જવાનું મન થયું પણ પગે એને યારી ના આપી. સહેજ જ ઊંચો થઈ એ ધબ દઈને બેસી પડ્યો. લીમડો તો અહીં જ હતો., હા, પોતાની પીઠની દિશામાં. એ તરફ ફરી એણે હાથને લાંબો કર્યો. કશુંક ફેંદતો, ચૂંથતો એનો હાથ લીમડાના થડને અડ્યો અને ખુશ થઈ ગયો. એ લીમડાની પાસે સરકવા લાગ્યો. ત્યાં જઈ એના થડની મદદે એ ઊભો થયો. ત્યાં જ એના પગ સાથે બાકસ અથડાયું. નીચા નમી એણે બીડી-બાકસ ઉઠાવ્યાં અને ખીસામાં મૂક્યાં. એને થયું કે હવે ઘરમાં જઈ બાકીની ઊંઘ ખેંચી કાઢું, નહીં તો સવારે વહેલાં ઉઠાશે નહીં. એ ઘર પાસે આવ્યો ત્યાં જ નજીકની કેબિન પાસે દૂધની વાન ઊભી રહેવાનો અને કેન ઊતરવાનો ખખડાટ એણે સાંભળ્યો. 'સાલી સવાર થઈ ગઈ' એ બબડ્યો અને સૂવાને બદલે ફાનસ સળગાવ્યું. સ્ટવ સળગાવ્યો. ચા મૂકી. ચા થાય એ દરમ્યાન ગઈકાલની કે પરમ દિવસની બ્રેડ કાઢી નીચે મૂકી. ચા-નાસ્તો કરી હાથ-પગ-મોં ધોઈ જેમતેમ માથું ઓળી, એક જૂની ખખડધજ સાઇકલ પર સવાર થઈ એ મિલમાં જવા નીકળી પડ્યો.

હરીન્દ્ર દવે

# નિતાન્ત નવલકથા

'જન્મભૂમિ-પ્રવાસી' માટે નવી ધારાવાહી નવલકથાની ખોજમાં હું હતો અને એ અરસામાં જ વર્ષાબહેને વાતવાતમાં કહ્યું કે તેમની પાસે એક નવલકથા છે—એ પણ વાસ્તવિક જીવનની ભૂમિકા પર. તેઓ જે ભૂમિકા તથા પાત્રોને નજરમાં રાખી નવલકથા લખતાં હતાં તેનાથી હું પરિચિત હતો. સત્ય ઘટનાઓ, વાસ્તવિક વાતાવરણ અને જિવાયેલા સંઘર્ષોનો મુકાબલો કરવો એ નવલકથાકાર માટે ઘણો મોટો પડકાર છે. વર્ષાબહેને આ પડકાર એક સર્જકને શોભે એ રીતે ઝીલ્યો છે. હકીકતની કોઈ સવળી કે અવળી ગ્રંથિએ તેમની સર્જકતા આડે ક્યાય અંતરાય રચ્યો નથી. એટલે જ સત્ય ઘટનાઓ આ કૃતિના પાયામાં હોવા છતાં અહીં સત્ય ઘટનાત્મક અહેવાલ બનાવવાનું પ્રલોભન તેઓ જતું કરી શક્યાં છે. 'ગાંઠ છૂટયાની વેળા' એ નિતાંત નવલકથા છે. દસ્તાવેજી અહેવાલ નથી. નવલકથાની પશ્ચાદ્‌ભૂમિકા સાથે મારો અંતરંગ પરિચય હોવાને કારણે મારી કોઈક ગ્રંથિ આમાં કામ કરતી હોય એવી દહેશતથી જેમને કથારસ સાથે જ નિસબત છે એવા સંખ્યાબંધ વાચકોને આ નવલકથા વિશે પૂછી જોયું છે અને આ સૌના પ્રતિભાવ કથારસની દૃષ્ટિએ પણ હકારાત્મક રહ્યા છે. સૌને આ કૃતિ ગમી છે.

આ નવલકથાની પશ્ચાદ્‌ભૂમિકા કે એની પીઠિકા એ વાતાવરણમાં છે જેનો પરિચય નગરના લોકોને લેશ પણ નથી. હિંદુસ્તાનમાં બધું જ શહેરના જીવનને પડછે રચાતું હોય છે. સરકારો શહેરની સુખાકારી માટે ચાલે છે. સંગઠનોને કારણે શહેરના શ્રમિકો માટે સુખનો નહીં તો પણ પ્રાથમિક સગવડોનો માર્ગ ખુલ્લો મુકાય છે. શહેરની આસપાસ આવેલાં કે ધોરી રસ્તા પર આવેલાં ગામડાં એ પછી આવે છે. પણ હજી આ દેશની અડધોઅડધ વસતી માટે ટ્રેનમાં બેસવું એ વૈભવ છે અને બસની મુસાફરી એ સ્વપ્ન છે. મજૂરી, વેઠ, અજ્ઞાન અને શોષણ વચ્ચે જીવતાં લોકો માટે નીચે ધરતી અને ઉપર આભ સિવાય કોઈ જ આરો નથી. આવા લોકો વચ્ચે કેટલાક માથાફરેલા માનવીઓ જઈને બેઠા છે પ્રાણીની જેમ જીવતા આ લોકોને મનુષ્ય તરીકે જીવતાં શીખવે છે, તેઓનું શોષણ અટકાવે છે, તેઓની વચ્ચે જીવના જોખમે જઈને રહે છે. આવા કાર્યકરો ઠેર ઠેર છે; પંચમહાલમાં, કકુીવાડામાં, બસ્તરમાં કે બીજે ઘણે સ્થળે. તેઓ દાયકાઓથી ધૂણી નાખીને બેઠા છે. પણ આટઆટલા કાર્યકરોના કામ છતાં દેશના ગરીબીનું તાળિયું દેખાતું નથી. નર્મદાના કે મહીના ઊંડા ધરાનું ઊંડાણ તો હવે આધુનિક યંત્રોથી માપી શકાય છે પણ આ દેશના અજ્ઞાન અને ગરીબીનું ઊંડાણ માપી શકે એવું ગજું આ

યુગમાં એક મહાત્મા ગાંધી સિવાય બીજા કોઈમાં દેખાયું ન હતું.

પ્રથમ કચ્છમાં અને પછી ગુજરાત તથા મધ્ય પ્રદેશની સરહદે મધ્ય પ્રદેશમાં આવેલા કઠ્ઠીવાડા પ્રદેશમાં માધવલાલ મહારાજે જે કંઈ કર્યું એની કથા અહીં છે: આ કથામાં ચોરાયેલી બંદૂકો પાછી મેળવવા માટે કોસ્ટો બાંધી જંગલમાં રખડતા થયેલા માધવલાલ મહારાજ આદિવાસીઓના પ્રથમ પરિચયમાં મુકાયા ત્યારથી એ જ ધરતીમાં મળેલી કડવાશોથી ત્રસ્ત થયા છતાં અમીના ઓડકાર સાથે ધૂળની મુઠ્ઠી ભરી એ ધૂળ માથે ચડાવી એ ઉત્તરાર્ધ તથા કચ્છમાંના પ્રવેશ સાથે આરંભાતો અને દાણચોરોને કંઈ પણ કરવા માટે અસહાય ફોજદારની ઊર્મિઓ સાથે પૂરો થતો પૂર્વાર્ધ એ બંને થોડીક કરુણ છાંટ ઊભી કરે છે.

પ્રજાજીવનમાં જઈને કામ કરનારાઓ માટે આવા અનુભવો થતા જ રહે છે. ઘરોને આગ પણ લગાડાતી હોય છે: 'તારી વહુને મારી બેગમ બનાવીશ' જેવી ધમકીઓ પણ અપાતી હોય છે. જે સ્વપ્ન કે આદર્શને પોતે પોષ્યાં હોય એ સ્વપ્નોને નજર સામે રોળાઈ જતાં જોવાં પડે છે. આંખની કીકી જેવા નાજુક આદર્શોને કઠોર પગલાં હેઠળ કચરાતા જોઈને સમસમી રહેવું પડે છે. ત્યારે માણસ શું કરે ?

આ કથાનો નાયક અંતમાં પોતાની જાત સાથે વાત કરે છે:

"હા માધવ, તેં પારોઠનાં પગલાં ભર્યાં. કચ્છની ધરતી છોડી તું ભાગ્યો. ઇલમની લકડી ફેરવી દેવાથી રાતોરાત કોઈ નવો સમાજ નિર્માણ નથી થતો. મંદિરના શિખર પર સુવર્ણકળશ ઝળહળી શકે એ માટે કોઈએ તો પાયાના પથ્થર બની સદાને માટે ધરતીમાં ઊંડે ધરબાઈ જવું પડે છે. એનાં બલિદાન પર જ મંદિરની ધજા ઉન્નત મસ્તકે ફરફરે છે."

થોડેક દૂર નશામાં ચૂર આદિવાસીઓના નૃત્યનો અવાજ સંભળાય છે. વીસ વીસ વર્ષના તપ પછી પણ જાણે જ્યાંથી શરૂ કર્યું હોય ત્યાં જ આવીને ઊભા રહેતા હોય એવી પરિસ્થિતિ માધવલાલ મહારાજ પાસે આવે છે. ત્યારે એ ક્ષણભર તો હતાશ થઈ જાય છે પણ પછી જાતે જ સાંત્વન મેળવી લે છે:

"ના, ઘવાયેલું પશુ બોડમાં ભરાઈ, ઘાને ચાટચા કરે એમ આઘાતોને ચાટચા નહીં કરું...વીખરાતા જઈને જ આપણે અસ્તિત્વમાં આવીએ છીએ. મારો થોડો અંશ ઝરણાના વહી ગયેલાં જળમાં છે. થોડો અંશ આ પીડિત જનના મદદ પામતા હાથમાં પણ છે. દરેક ઉડ્ડયનમાં પંખી થોડા અવકાશને પાંખમાં ભરી લાવે છે. એના ટહુકાથી મનમાં વસંતનું પ્રભાત ઊગે છે..."

આમાંનો એકેય પ્રસંગ ખોટો નથી। છતાં આમાં ક્યાંય કથારસને ક્ષતિ આવતી નથી. જે જિન્દગીને આપણે બહુ થોડી જાણી છે અને કદી જીવી નથી એની વચ્ચે લઈ જવાનો આ પ્રયત્ન વિફળ નથી. એ અફાટ રણમાં વીરડો ગાળવાનો એક પ્રયત્ન છે. વર્ષાબહેને આપણને આ રણની વેરાનીનો ચિતાર પણ આપ્યો છે અને વીરડાની મીઠાશ પણ આપી છે. વસંતના પ્રભાતનો અંતે આવતો સંકેત રમણીય છે. કથાનાયકને એ ફરી બેઠો કરી પોતાના કામમાં પ્રવૃત્ત કરવા પૂરતો ઉપયોગી છે. પરંતુ જે વિશાળ રણ છે ત્યાં તો હજી વસંતનું પ્રભાત ઊગ્યું જ નથી.

'ગાંઠ છૂટચાની વેળા'નાં પ્રથમ સો પૃષ્ઠો એ 'જન્મભૂમિપ્રવાસી'માં પ્રગટ થવી શરૂ થઈ ત્યારે જ વાંચ્યાં હતાં: અત્યારે આ કથાને ફરી વાર આખી

સળંગ વાચું છું ત્યારે મને એક સંતર્પક સર્જનાત્મક કૃતિ વાંચ્યાનો સંતોષ થાય છે ગુજરાતની સર્જકતાની ભૂમિમાં ઘણા પ્રયોગો થયા છે ક્યારેક પશ્ચિમના અનુકરણમાં તો ક્યારેક અંતરમાંથી ઊગ્યા હોય એવા પ્રયોગો પણ નવલકથામાં થયા છે. અહીં પણ સર્જનાત્મક પ્રયોગ છે. આ દેશની અપરિચિત ધરતીમાં ખૂંપી જઈ ત્યાં કામ કરનારા માનવીની કથા નવલકથાના માધ્યમ દ્વારા કહેવી એ ચીલાચાલુ વાત નથી! ઘરેડમાંથી મુક્ત થવાની વાત છે. એ માટેની સજ્જતા વર્ષાબહેન પાસે છે, એની શાખ આ પૃષ્ઠો પૂરે છે ભાષા પાસેથી પણ તેમણે સરસ કામ લીધું છે. ટૂંકા સંવાદો અને ધારદાર વર્ણનો તો ખરા જ, પણ કથાનાયકનું સતત ઊપસતું રહેતું આત્મસંવેદન, આ સંવેદન આ કથાને કલાત્મક ઘાટ આપે છે. ઘટનાઓ ભલે સત્ય સાથે નાતો ધરાવે, સંવેદનનો નાતો સર્જક સાથે જ છે

સરલ તથા અનોખી કૃતિ વાંચ્યાનો સંતોષ 'જન્મભૂમિપ્રવાસી'ના વાચકોએ અનુભવ્યો છે, મેં અનુભવ્યો છે અને હવે ગ્રંથસ્થ થશે ત્યારે સંખ્યાબંધ વાચકો પણ અનુભવશે એવી શ્રદ્ધા છે.

(તાજેતરમાં પ્રગટ થયેલી વર્ષા અડાલજાની તાજી નવલકથા 'ગાંઠ છૂટ્યાની વેળા'ની પ્રસ્તાવના)

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોના સરનામાં ક્રમશઃ પ્રગટ કરીએ છીએ. —સં.]

૧૯૪ સુધાંશુ
રામટેકરી, રસિકભુવન
પોરબંદર – ૩૬૦૫૭૫

૧૯૫ જયદેવ શુક્લ
ભંડારી ભુવન, સિદ્ધ માતાનો ખાંચો
સાવલી, જિ. વડોદરા

૧૯૬ ધીરુ મોદી
૧૫, જિલ્લા પંચાયત કૉલોની
મક્તમપુર (ભરૂચ)

૧૯૭ મુકુલ ચોકસી
૨, મધુવન સોસાયટી
નાનપુરા, સુરત-૧

૧૯૮ આહમદ મકરાણી
ખજૂરાવાળા પ્લૉટ
સબ સ્ટેશન પાસે ઉપલેટા

શિવકુમાર જોષી

# સુગંધ સુગંધ અને સુગંધ માત્ર

'સૂટકેસ ભરીને નંદા ચાલી ગઈ ત્યારે એ કશું જ નહોતો બોલ્યો (પાનું ૯)' એ વાક્ય વાંચતી વેળા આ એક જ દૃશ્ય કેટકેટલી સાહિત્ય-કૃતિઓમાં રજૂ થયું છે તેનું સ્મરણ થાય છે. ઈબ્સનની "ડૉલ્સ હાઉસ"ની નોરાનું તો તુરત જ સ્મરણ થાય; પણ તે પછી તદ્દન આધુનિક ગણાય એવી વાર્તા 'કેમર વર્સસ કેમર"માંનું પણ, પોતાની જ પ્રવૃત્તિમાં ગળાબૂડ રહેનાર પ્રેમાળ પણ પોતાની ધૂનમાં રચ્યાપચ્યા પતિને અને વ્હાલા બાળકને છોડી જતી, પતિપત્નીની જોડિયા આલ-મારીમાંથી વિચારી વિચારીને માત્ર પોતાની જ ચીજવસ્તુઓથી બેગ ભરી દેતી મિસિસ કેમર પણ યાદ આવી જાય છે.

"કંચુકીબંધ" નવલકથામાં પણ આવો જ એક પ્રસંગ,–નારણદાસ શેઠનો બંગલો ઉમા છોડી જાય છે–એનું પણ મને સ્વાભાવિક રીતે જ સ્મરણ થાય છે. મઝાની વાત એ છે કે ઘર છોડીને ચાલી જનાર ગૃહિણીના અંતરમાં જાગેલા પતિ પ્રત્યેના અભાવને કારણે, હમેશને માટે જ ઘર છોડીને નીકળી જવાના એ સ્ત્રીના સંકલ્પની આજુબાજુ કેટકેટલી સાહિત્યકૃતિઓ રચાઈ છે! અને છતાં કૃતિએ કૃતિએ કશુંક નવું બની ચૂક્યું હોય છે. એમ તો ટૉલ્સ્ટોયની આના કેરેનિના કે વાલ્મીકિની સીતાને પણ યાદ કરી શકાય. 'અનંગરાગ'ની અનુરાધા પણ પતિનું નહિ ને પતિને સ્થાને ગોઠવાઈ જવા ચાહતા પોતાના પ્રેમીનું ઘર આઘાત પામીને છોડી જાય છે; પરંતુ આ પાછળના ત્રણે દાખલા સાવ જુદી જાતના છે; ત્રણે મહિલાઓ સાથે પરપુરુષ સંકળાયો છે. એ સૌમાં તદ્દન નીતિની દૃષ્ટિએ વિચાર કરીએ તો 'વહ્નૌ વિશુદ્ધા' સીતા તો ગંગા-જળસમી પવિત્ર જ નહિ પાવનકારી પણ છે, 'આના' અને અનુરાધાએ સમાજે પરિણીત સ્ત્રીઓ માટે નક્કી કરેલા નીતિનિયમો ઉવેખ્યા છે અને તે માટે કદાચ પોતપોતાનાં રૂઢ માનસને વળગી રહેનાર વાચકવર્ગને આના કે અનુરાધા માટે સહાનુભૂતિ ન પણ જાગે. એવી સહાનુભૂતિ જાગે છે જ્યારે આના રેલવેના પાટા ઉપર પડતું મૂકીને ધસી આવતી ટ્રેન તળે કચડાઈ જાય છે, અને અનુરાધાને પોતાની જાત પાસે પરાજય સ્વીકારવો પડતો હોઈને પંચગનીના ટેબલલેન્ડ ઉપરથી પડતું મૂકવું પડે છે.

આમ મોટાભાગના લેખકોનાં પાત્રોનું હલન-ચલન લેખકના પોતાનાં નીતિનિયમના વળગાડને કારણે નક્કી થતું હોય છે, પતિપત્નીનું છૂટાં પડવું તે ચિરવિચ્છેદ છે કે લઘુજીવી તેની વૈધકતા પણ સમાજે નક્કી કરેલાં નીતિનિયમથી લેખક પોતે કેટલો સ્પર્શાયેલો છે એના ઉપર આધાર રાખે છે.

સોલ બેલો જેવા સુપ્રસિદ્ધ નવલકથાકારને હેન્રિએટા બકમાસ્ટરે પોતાના હોમ્ ફોરમ (Home Forum) માટે મુલાકાત લેતાં પ્રશ્ન પૂછ્યો હતો, 'તમારી નવલકથાઓ એક બાબત તો જાહેર કરે જ છે કે તમે નૈતિક મૂલ્યોની તરફદારી કરનારા લેખક છો. હોનારત ન થાય, અથવા એવી આપત્તિના વિકલ્પ તરીકે તમે તમારાં પાત્રોનું કાંઈ એ જાતનું ઘડો છો કે નકારાત્મક અવસ્થાઓમાંથી ઊગરી અને તે પાત્ર શુભ તરફ પોતાનાં પગલાં પાડતું થાય. તમે ચોક્કસ એક નિર્ણય ઉપર આવું આવું કરો છો પણ છેવટે નિર્ણયને અધ્યાહાર રાખો છો. એમ શાથી? વાજબી નિર્ણયની શોધ તમારી ચાલુ જ હોય છે તે કારણે કે?'

એનો જવાબ સોલ બેલોએ જે આપ્યો હતો તે પણ અહીં નોંધવાનું મન થાય છે. 'સમસ્યાઓ કેટલી બધી ગૂંચવણભરી હોય છે એનો મને અંદાજ છે, મારા ગમાઅણગમાનું પણ મને ભાન છે. પરંતુ એક એક ચોસલાને સુરેખ રીતે ગોઠવવાનું મનેય ફાવતું નથી, હું હજી ઝાંવા નાખું છું. ચીલાચાલુ વસ્તુઓથી હું દૂર રહું છું. એ સામે મારો વિરોધ છે જ. ચીલાચાલુ શું ગણાય, કોને તમે ચલણી કહો છો, તે પણ હું જાણું છું. ધ એડવર્સરી કલ્ચર (the adversary culture —વિરોધપક્ષે બેસનારી સંસ્કૃતિ) જે આધુનિકતાના નામથી ખપી રહી છે, અને કોને બચાવવું, કોને નભાવી લેવું, કોનો ધ્વંસ કરવો તે આ સંસ્કૃતિએ લગભગ નક્કી કરી લીધું છે. પ્રાન્તલિક, મધ્યમવર્ગીય જીવનમૂલ્યો, વગેરે ઉપર કુઠારાઘાત થતા જ રહે છે એ જોઉં છું ત્યારે હું અકળામણ અનુભવું છું—બધું નક્કી જ કરી નાખવામાં એક યા બીજા પક્ષે તે કથી રૂંધામણ ઊભી કરે-છે મારે મારે લેખકે ફક્ત જીવનનું વિવરણ કરવાનું હોય, શિખામણ આપવાનું એનું કામ નથી—'

'આસોપાલવ' વાંચતાં વાંચતાં ભાઈ વીનેશ અંતાણી માટે ટૂંકો માપદંડ રાખવો તે હવે ગેરવાજબી ગણાય, તે કારણે જ સોલ બેલો જેવા વિશ્વવિખ્યાત નવલકથાકારના આ મંતવ્યનો ઉલ્લેખ કર્યો છે. નાવિન્ય આવાં ગાર્દને નામે ગુજરાતી સાહિત્યમાં જે કંઈ જુવાળ આવ્યા છે એની વચમાં સ્થિર પગલે ઊભા રહેવાની ક્ષમતા ધરાવનાર ભાઈ અંતાણી તે નવી પેઢીના માત્ર આશાસ્પદ નહિ પણ નીવડેલા વાર્તાકાર ગણાય, એની પ્રતીતિ કદાચ 'આસોપાલવ' એક જ કૃતિ વાંચો તો પણ થાય છે.

જે ચીલાચાલુ વસ્તુને સોલ જેવા વાર્તાકાર ચાતરી કે એનાથી ફંટાઈ જવા માગે છે એવી વસ્તુને ઉપાડવાની વીનેશ અંતાણીને સૂગ નથી; મને એ કચાશ પણ નથી લાગતી; પરંતુ એવી વસ્તુ ફુલકક્ષાના ગણાય એવા કથાયે કારણ સિવાય પતિથી રિસાઈ કંટાળી અથવા ઉપેક્ષા પામતી સ્વમાની ગૃહિણી પતિગૃહ છોડીને પિયર ચાલી જાય તે વસ્તુને ભાઈ અંતાણીએ કેવી કાવ્યમય કોટિમાં રજૂ કરી છે-એ જ એની કલાત્મકતા નક્કી કરવા માટેનો માપદંડ બની જાય છે.

એમણે 'શું શાં પૈસા ચાર' ગણાતી ગુજરાતી ભાષા ઉપરનું આળ સમર્થ ભાષાવિદની અદાથી

ઉસેટી નાખ્યું છે. સારીયે કથા, કલહ–કંકાસ વિચ્છેદ–મનોવ્યાપાર કે મિલનનની વાર્તા કરતાં કરતાં સહજ માધુર્ય પીરસ્યે જાય છે. એમણે આયાસપૂર્વક આ કાવ્યાત્મક શૈલી પ્રયોજી નથી. જે પરિવેશ એમણે કલ્પ્યો છે અને પોતાની કલ્પનાને સશબ્દ કરવા ઘાટ આપ્યો છે તેમાં એમની ઝીણી નજર અને એ ઝીણી નજરના યોગ્ય ઉગાર બની રહે એવી શબ્દવરણી સહજ ભાવે પ્રગટ થઈ છે. કવિકર્મ આપોઆપ નક્કી થયું છે અને તે કારણે જ વાચક આ વાર્તા વાંચતી વેળા રસતરબોળ બની જાય છે.

"આખું પશ્ચિમ આકાશ ગુલમહોરના રંગથી છવાઈ ગયું—"

"સાંજના દૃશ્યમાં મૌન બંસરીના સ્વરોની રજ ઊડતી હતી"—આમ શરૂઆતના પાનામાં જ લેખક વાચકને શબ્દોનું સુરેખ વહન સોંપી દે છે. 'આ છે મારાં પાત્રો. પણ એમની ગતિવિધિ, એમનું ભીતરી તુમુલ યા તો સાવ સાદું યુદ્ધ પણ સમજવું હશે તો આ મારી ભાષા સાથે વાચકે તાલ મેળવવો રહ્યો.' આવા શબ્દોમાં વાચકને લેખક ચેતવતા નથી, છતાં આ નવલકથા માણવા માટે વાચકે સાબદા બની જવું જ રહ્યું એવું સૂચન પુસ્તકને પાને પાને ઉલ્લેખાયું છે. ઝડપથી વાંચી જવા માટે આ વાર્તા નથી. નિરાંતજીવે છતાં જાગ્રતચેતના સાથે આ કથાને ઉકેલવાની છે, અને તો જ તે માણી શકાશે.

કુમારની અંદરની ગડમથલનું ભાવાત્મક ચિત્ર, દોડયે જતી ટ્રેનનાં વિધવિધ પાસાં સાથે તાલબદ્ધ બનીને અથવા તો ભીતરી બેસૂરીને ઉપસાવે તે વેળા તૂટીફૂટી આકૃતિઓ ટ્રેન અને તેના પ્રવાસપથ ઉપર વેરાયેલી એવી આકૃતિઓ દ્વારા રમતાં રમતાં રજૂ કરીને, નાયકને અનુભવાતી એકલતા કે કડવાશ કે બિરહની સામે બેસે એવી બેફિકરાઈની ક્ષણો તદ્દન નિરાળી રીતે લેખક વાચકને પહોંચાડે છે. 'કુમારને આખી ક્ષણ આભાસી લાગી—' એ વાક્યથી શરૂ થતો ગદ્યખંડ જુઓ. ચોથા પાના ઉપર આ વાક્યથી શરૂ થઈને—

'ટ્રેન ખરેખર ઊભી તો હતી જ ને.'

'કે સ્વપ્નિલ મનોદશામાં કલ્પનાના પ્લૅટફૉર્મ પર ટ્રેન ઊભી રાખીને કુમાર મોઢું કરતો હતો?' અહીં સુધી પહોંચતી વાક્યરચના ઉપરાંત ટ્રેન, પ્લૅટફૉર્મ, નદી ઉપરના પુલના ગર્ડરો, કળાતાં દૃશ્યો, આ સૌ સામગ્રી કુમારના પ્રવાસ સાથે અંતરંગપણે વણાઈ જાય છે.

લેખકની બીજી એક મોટી સિદ્ધિ હોય તો તે પોતાનાં પાત્રોથી, પોતાની કલમથી દૂર ખસી જવાની એક નવી જ રીત. નંદા નામના પાત્રનું વર્ણન વીનેશ અંતાણી કરે છે કે સ્વયં કુમાર? કુમારે પોતાની નજરે જે પ્રેમાળ પત્નીને નિહાળેલી એની વિગતો વાંચીએ ત્યારે આવો જુદો અનુભવ થાય છે.

નિર્જીવ ત્યજાયેલી નંદાની સ્લીપરને પણ આ લેખક જીવંત પાત્ર બનાવી શકે છે. એમને મન માણસની વાત કરતી વેળા આજુબાજુની સ્થૂળ સૃષ્ટિ કે નક્કર સામગ્રીનું ઘણું બધું મૂલ્ય છે. માણસ ઘડવામાં એનો પરિવેશ શું શું ભાગ ભજવે છે તે એમની નજર બહાર નથી; પરંતુ એ તો ચુસ્ત કલાકાર છે, એટલે એમની એવી સામગ્રી બોદાં કે લદાયલાં પ્રતીક બનીને નથી આવતી. એની પ્રતીકાત્મકતા સહજ ભાવે પ્રગટ થતી રહે છે. એ કોઈ યોજેલી સમાંતર લીલા ન બની રહેતાં પાત્રોની જીવનભંગી સાથે તદ્રુપ બની

ચૂકી હોય છે. એ પ્રતીક જ છે એમ સ્થાપવું હોય તો પણ સારીયે કૃતિને, અરે એક એક પાત્રને વાચકે—વિવેચકે પણ—ડિસેક્ટ કરવું પડે ] 'પર્વત આવે તે પહેલાં આ ડબ્બામાં તેં હિલ સ્ટેશન ઊભું કરી દીધું'...' આવી રસિક વાતો કરનાર કુમાર, ધડાક બારણું બંધ કરી ચાલી ગયેલી નંદાને, જુઓ તો, યાદ કરે છે કઈ રીતે? 'નંદા વિનાના ખાલી ઘરમાં નંદાનો પસીનો જૂઈનાં ફૂલની જેમ મઘમઘતો હતો એનું શું કુમાર?' કુમાર પેલા બીજા કુમાર પાસે જવાબ માગે છે.

છેવટનો જવાબ શો મળવાનો છે એની વાચકને જાણ થઈ ચૂકી જ છે, વાર્તા તો મિલનાન્ત છે એ વાચક જાણે છે, અને છતાંયે એક પછી એક પાનાં એ વાંચ્યે જાય છે. કઈ રીતે કુમાર નંદાને મળશે તે જાણવા માટેની આતુરતા લેખક લીટીએ લીટીએ ઉપસાવતા રહે છે, અને છેવટે—] ] !

'આસોપાલવ' કલાકૃતિ—સંપૂર્ણ કલાકૃતિ બની રહે છે તેના 'મધુર-તોફાની' અંત માટે થઈને, આટલું કાવ્ય પીરસ્યા પછી વીનેશભાઈએ વાચકોના મનમાં તો "ખાધું પીધું ને રાજ કર્યું"—ની હવા ફેલાવી જ દીધી છે; છતાં કલાકાર લેખકની જાત અળવીતરી હોય છે, જેટલો મોટો લેખક એની "અળવીતરાઈ" (?) વધુ મોટી એવું એક સૂત્ર રચવું હોય તો રચી શકાય.

ઈબ્સનની નોરા બારણું ધડાક કરતું બંધ કરીને પતિગૃહનો ત્યાગ કરે ત્યારે કહેવાય છે યુરોપખંડની કંઈક છંછેડાયેલી ગૃહિણીઓ—માનિનીઓની કક્ષા કરતાં યે વધુ સ્વમાનશીલ—એ ધડાક બારણાં બંધ કર્યાં હતાં. 'ક્રેમર વર્સસ ક્રેમર'ની મિસિસ ક્રેમર પણ નોરાની જેમ પાછી નથી ફરતી, પુરુષની કાકલૂદીઓ હૈયાંને હલાવે છે જરૂર, બીજી ક્ષણે સ્ત્રી નમતું જોખશે એમ પણ અનુભવાય છે, છતાં બને છે કંઈક જુદું જ.

નંદા અને કુમાર આમ મળતાં નથી છતાં મળે છે, વાચક પણ ઉતાવળો બનીને 'પપ્પાના મુખ ઉપરનું અજાણ્યું સ્મિત' સરખી રીતે ઉકેલી શકતો નથી. પણ વાચકને હાશ થાય છે, જ્યારે પપ્પા એમના ઘરના બારણે આસોપાલવનું તોરણ બાંધે છે. અને તોરણના પાંદડે પાંદડે લીલું લીલું હસતી "નંદાડી"નો ચહેરો કુમાર નિહાળે છે!

નોરા અને નંદાના અભિગમમાં ફેર છે. અને એ જ તો આ રોજના ગણાતા વિષયની ફરીફરીને થતી રજૂઆતની મઝા છે.

કલકત્તા
૧૭મી નવેમ્બર '૮૦

[તાજેતરમાં પ્રગટ થયેલી વીનેશ અંતાણીની નવી નવલકથા 'આસોપાલવ'નું આમુખ]

●

ભા. ૧ (૧૯૩૯) ૪૭–૬૭.

'કારમલન'. સાક્ષરમણિ ગોવર્ધનને વાર્ષિક નિવાપાંજલિ (કાવ્ય). સમાલોચક, ૧૩–૨, એપ્રિલ–જૂન ૧૯૦૮, ૬૫–૬૮.

કુમાર (માસિક). જીવનચરિત્ર. કુમાર, જાન્યુ. ૧૯૪૧ કુમાર, ઑક્ટો. ૧૯૫૫, ૩૭૭–૩૭૯; નવે. '૫૫, ૪૩૧–૪૩૨.

કૃષ્ણરાવ ભોળાનાથ. ગોવર્ધનરામ સંબંધી મારો અનુભવ. વસન્ત, ૬–૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૫૮–૧૬૩. પુનર્મુ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭ ૨૯–૩૩.

ખબરદાર, અરદેશર ફરામજી. ગુર્જરીનો અશ્રુપ્રવાહ (કાવ્ય). વસન્ત, ૬–૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૦૬–૧૧૦.

ગુલેરી, ચન્દ્રધર. ઈન મેમોરીયમ ગો. મા. ત્રિ. (અંગ્રેજીમાં). સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૩૬–૩૭.

ગોવર્ધન જયંતી, રંગૂન. ગોવર્ધનરામની જયંતીના કાર્યક્રમનો સારાંશ (જીવનવૃત્તાંત અને સરસ્વતીચન્દ્રનું દિગ્દર્શન). સમાલોચક, જાન્યુ. માર્ચ ૧૯૧૧, ૩–૧૧.

છોટાલાલ સેવકરામ. સવૈય એક્ત્રીસા (કાવ્ય). સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૨૮–૩૩.

જોશી, ઉમાશંકર. ગોવર્ધનરામ અને એમનું મનોરાજ્ય, બુદ્ધિપ્રકાશ, ઑક્ટો. ૧૯૫૫, ૨૯૩–૨૯૫, ૩૧૩–૩૧૬. પુનર્મુ. નિરીક્ષા (૧૯૬૦) ૭૪–૮૯. પુનર્મુ. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫) ૧૮૮–૧૯૪.

જોશી, રમણલાલ. કર્તવ્યરત ગોવર્ધનરામ. સંસ્કૃતિ માર્ચ ૧૯૬૧, ૧૧૭–૧૧૮ પુનર્મુ. પ્રત્યય (૧૯૭૦) ૧૪૯–૧૫૨.

ગોવર્ધનરામ. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ, ગ્રંથ ૩ (૧૯૭૮) ૨૧૬–૨૭૪.

—ગોવર્ધનરામ અને તેમની કૃતિઓ ઉપરનાં મહત્વનાં લખાણોની યાદી (૧૯૬૨ સુધીની). ગોવર્ધનરામ એક અધ્યયન (૧૯૬૩) ૫૮૫–૫૯૨.

—ગોવર્ધનરામનાં કેટલાક આચારસૂત્રો. સંસ્કૃતિ, નવે. ૧૯૬૩, ૫૬૦–૫૬૩. પુનર્મુ. અભીપ્સા (૧૯૬૮) ૬૭–૭૫.

—ગોવર્ધનરામની માનસયાત્રા. ગ્રંથ, જાન્યુ. ૧૯૭૨ પુનર્મુ. સમાન્તર (૧૯૭૬) ૧૪–૧૯.

—ગોવર્ધનરામનું જીવનદર્શન (વ્યાખ્યાન ૧૯૭૩). સ્વાધ્યાય, ૧૦–૩, મે ૧૯૭૩, ૨૭૩–૨૭૯. પુનર્મુ. સમાન્તર (૧૯૭૬) ૧–૧૩.

—ગોવર્ધનરામ વિશે બળવંતરાય ઠાકોર. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને અન્ય સંપા. પ્રો. બ. ક. ઠાકોર અધ્યયન ગ્રંથ (૧૯૬૯) ૨૩૮–૨૪૩. પુનર્મુ. પ્રત્યય (૧૯૭૦) ૯–૧૮.

—ગોવર્ધનરામ: વિવેચક. સંસ્કૃતિ, ઑગ. ૧૯૬૧, ૨૯૭–૩૦૯ પુનર્મુ. નડિયાદની સાક્ષર ત્રિપુટીની સ્મૃતિમાં (૧૯૬૭) ૭૮–૧૦૮. પુનર્મુ. શબ્દસેતુ (૧૯૭૦) ૨૪–૫૪.

જીવનદ્રષ્ટા ગોવર્ધનરામ. સંસ્કૃતિ, માર્ચ ૧૯૬૮, ૧૦૫–૧૦૮. પુનર્મુ. શબ્દસેતુ (૧૯૭૦) ૧૬–૨૩.

—ડાનાલાલ અને ગોવર્ધનરામ. ગ્રંથ, જૂન ૧૯૭૭ ૩૪–૩૮.

જોષીપુરા, જયસુખરાય પુ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. સચિત્ર સાક્ષરમાળા (૧૯૧૨) ૧૩૬–૧૩૮.

'જ્ઞાનભક્તિ.' ગોવર્ધનરામ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૫૧–૫૪.

ઝવેરી, કૃ. મો. કેટલાક જજ અને ગોવર્ધનરામ, સરલ રાહ વગેરે ['સંસ્મરણો'માંથી]. માનસી, ડિસે. ૧૯૪૫, ૨૦૭–૨૧૬.

—(૧) ગોવર્ધનરામ અને કેટલાક ન્યાયાધીશો
(૨) ગોવર્ધનરામ ત્રિપાઠીના મદદનીશ તરીકે
(૩) ગોવર્ધનરામ ત્રિપાઠી કેમ લખતા.
'અર્વાચીન ગુજરાતી શિક્ષણનાં સવાસો વર્ષ' પૃ. ૮૮–૯૯.

— ગોવર્ધનરામ ત્રિપાઠી અને દયારામ ગીડુમલ વચ્ચેનો પત્રવ્યવહાર. સમાલોચક, ૧૪–૨, એપ્રિલ–જૂન ૧૯૦૯, ૬૮–૭૮; ૧૪–૩, જુલાઈ–સપ્ટે ૧૯૦૯, ૧૩૨–૧૩૯; ૧૪–૪, ઑક્ટો–ડિસે. ૧૯૦૯, ૧૯૪–૧૯૯; ૧૫–૧, જાન્યુ. માર્ચ ૧૯૧૦, ૨–૮; ૧૫–૨, એપ્રિલ–જૂન ૧૯૧૦, ૬૭–૭૨. પુનર્મુ. કૃ. મો. ઝવેરી લેખસંગ્રહ (૧૯૫૧) ૨૭૪–૨૯૯.

— ગોવર્ધનરામ ત્રિપાઠી શતાબ્દી મહોત્સવ નડિયાદ, ઉદ્‌ઘાટક તરીકેનું પ્રવચન. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક પુ.૨૦ અંક ૩–૪, ૧૨૦–૧૨૩.

— ગોવર્ધનરામનો નિવૃત્તિનિવાસ. વસંત, ૬–૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૨૪–૧૨૭.

— ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી (અંગ્રેજીમાં જીવન પરિચય) સમાલોચક, જુલાઇ ૧૯૦૭, ૩–૩૫.

— ગોવર્ધનરામ એમ. ત્રિપાઠી: એન એપ્રીશીયેસન. ઇસ્ટ એન્ડ વેસ્ટ વોલ્યુમ ૬ નંબર ૬૩, જાન્યુ. ૧૯૦૭. પુનર્મુ. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા. પુ. ૨૦ અંક ૩–૪, ૬૮–૭૨. પુનર્મુ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૧–૫.

— સમ રેમીનિસેન્સેસ. કૃ. મો ઝવેરી લેખસંગ્રહ, ભા. ૨ માં.

ઝવેરી, મનસુખલાલ. ગોવર્ધનરામ. ચિત્રાંકન (૧૯-૭૪) ૧૫–૪૫.

—(૧) ગોવર્ધનરામની પ્રીતિમીમાંસા.
(૨) ગોવર્ધનરામની કર્તવ્યમીમાંસા.
(૩) ગોવર્ધનરામની યજ્ઞમીમાંસા.
થોડા વિવેચન લેખો (૧૯૫૯) ૭૬–૧૧૩.

ઝાલા, ગૌરીશંકર ચુ. ગોવર્ધનરામ. અક્ષરા (૧૯૭૬) ૧–૭.

—સુંદરગિરિના સાધુજનની જીવનભાવના. અક્ષરા (૧૯૬૭) ૮–૨૨.

ઠાકર, ધીરુભાઈ. ગોવર્ધનરામ અને મણિલાલ. રસ અને રુચિ (૧૯૬૩) ૧૮૧–૨૦૧. ગોવર્ધનરામ અને મણિલાલ: જીવન અને કવનનાં કેટલાંક મિલન બિંદુઓ. નડિયાદની સાક્ષર ત્રિપુટીની સ્મૃતિમાં (૧૯૬૭) ૫૬–૭૭.

ઠાકર, શાંતિલાલ. ગોવર્ધનરામભાઈ તત્ત્વચિંતક. કૌમુદી, નવે. ૧૯૩૩, ૪૧૧–૪૧૫.

— ગોવર્ધનરામભાઈનું તત્ત્વચિંતન (૧) લખ-અલખ યોગ (૨) કામમીમાંસા નડિયાદની સાક્ષર ત્રિપુટીની સ્મૃતિમાં (૧૯૬૭) ૪૦–૫૫.

— લખ-અલખનો દ્રષ્ટા. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ (૧૯૫૫) ૧૧૩–૧૧૫.

— હુ છું ગોવર્ધનરામ ત્રિપાઠી. માનસી, જાન્યુ-માર્ચ ૧૯૫૯, ૧–૬.

ઠાકોર બળવંતરાય કલ્યાણરાય. ગોવર્ધન જયતિ. સમાલોચક, પુ. ૩૩ અંક ૪–૫, ઑક્ટો. નવે. ૧૯૨૮, ૧૯૯–૨૦૦.

—પ્રબોધમૂર્તિ ગોવર્ધનરામ. વિવિધ વ્યાખ્યાનો, ગુચ્છ ૧ (૧૯૪૫) ૪–૭૩.

— મારો છેલ્લો મેળાપ. વસંત, ૬–૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૮૯–૧૯૩. પુનર્મુ. ગોવર્ધન શતાબ્દી ગ્રંથ (૧૯૫૫) ૨૨–૨૯.

તારાપોર, પી. સી. ગોવર્ધનરામ એમ. ત્રિપાઠી. ધી ઇન્ડિઅન મેગેઝીન એન્ડ રીવ્યુ, જુલાઈ ૧૯. પુનર્મુ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૨

ત્રવાડી, ગણપતરામ અનુપમરામ. વિદેહ

મણિ ગોવર્ધનરામ ત્રિપાઠી. વસંત, ૬-૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૬૩-૧૬૫. પુનર્મુ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૪ ૧૧.

ત્રિપાઠી, વ. મ. ગોવર્ધનરામ ત્રિપાઠી સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૫૭-૫૯.

ત્રિપાઠી, ધનશંકર હીરાશંકર. ગોવર્ધનરામ વિલાપ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૭-૮.

ત્રિપાઠી, મદાકિની ર. સાક્ષર શ્રી ગો. મા. ત્રિ.નું વૃત્તાંત. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ (૧૯૫૫) ૨૧૬-૨૧૮.

ત્રિવેદી, ઉત્તમલાલ કે. ગોવર્ધનરામભાઈ (એક નિરીક્ષણ) વસંત, ચૈત્ર સં. ૧૯૬૩, ૨૨૧-૨૩૧. પુનર્મુ. ગોવર્ધન શતાબ્દીગ્રંથ (૧૯૫૫) અંક ર પૃ. ૪૧-૫૮. પુનર્મુ. ઉત્તમલાલ ત્રિવેદીની ગદ્યરિદ્ધિ (૧૯૭૧) ૯૯-૧૧૩.

—ગોવર્ધનરામનાં આચારસૂત્રો. સમાલોચક ૧૨-૧, જાન્યુ. માર્ચ ૧૯૧૦, ૯-૧૪, ૧૫-૨, એપ્રિલ-જૂન ૧૯૧૯, ૮૧-૮૬. પુનર્મુ. ઉત્તમલાલ ત્રિવેદીની ગદ્યરિદ્ધિ (૧૯૭૧) ૧૧૪-૧૩૦.

ત્રિવેદી, નવલરામ જ. ગોવર્ધનરામ ત્રિપાઠી. સમાજ સુધારાનું રેખાદર્શન (૧૯૭૮) ૧૬૩-૧૬૯.

ત્રિવેદી, બહેચરલાલ નટવરજી. ગોવર્ધનરામ ત્રિપાઠી. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૧૨૪-૧૩૨.

ત્રિવેદી, રતિલાલ મોહનલાલ. ગોવર્ધનરામના ચિંતનનું સ્વરૂપ. સંસ્કૃતિ, જાન્યુ. ૧૯૫૬ ૯-૧૧.

ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ર. ગોવર્ધનરામના સાહિત્યવિષયક વિચારો. બુદ્ધિપ્રકાશ, ઑક્ટો. ૧૯૬૦, ૩૨૪-૩૨૮.

—ગોવર્ધનરામની નિરૂપણરીતિ ને ગદ્યશૈલી. બુદ્ધિપ્રકાશ, જાન્યુ. ૧૯૬૧, ૫-૭.

— ગોવર્ધનરામની શૈલી. માનસી, ૬-૧, જાન્યુ. માર્ચ ૧૯૩૬, ૬૯-૮૨, સપ્ટે, ૧૯૩૮, ૩૦૨-૩૧૬. પુનર્મુ. ગોવર્ધન શતાબ્દી ગ્રંથ (૧૯૫૫) ૨૯૮-૩૧૦. પુનર્મુ. વિવેચના (૧૯૬૪) ૫૭-૮૨.

— ગોવર્ધનરામનો જીવન-તત્ત્વવિચાર. બુદ્ધિપ્રકાશ, સપ્ટે. ૧૯૬૦, ૧૮૯-૨૯૨.

— મહર્ષિ ગોવર્ધનરામ. ગોવર્ધન શતાબ્દી ગ્રંથ (૧૯૫૫) ૪૪૦-૪૪૭.

દયારામ ગિડુમલ. ગોવર્ધનરામ અને દયારામ ગિડુમલનો પત્રવ્યવહાર. ગોવર્ધન શતાબ્દી ગ્રંથ (૧૯૫૫) ૭૩-૯૯.

દવે, મકરંદ. ગોવર્ધનરામનો જીવનાદર્શ. ગોવર્ધન શતાબ્દી સ્મારક ગ્રંથ (૧૯૫૫) ૧૭૮-૧૮૧.

દવે, મોહનલાલ પાર્વતીશંકર. કલાપી અને ગોવર્ધનરામ. વિવેચન (૧૯૪૧) ૭૫-૯૮.

દિવેટિયા, કૃષ્ણરાવ ભોળાનાથ. જુઓ કૃષ્ણરાવ ભોળાનાથ

દિવેટિયા, ચતન્યબાળા. સંસ્કારમૂર્તિ શ્રી ગોવર્ધનરામ. બુદ્ધિપ્રકાશ, માર્ચ ૧૯૬૬, ૪૯-૫૬. પુનર્મુ. આરાધના: ત્રિગુણ તૃપ્તિ (૧૯૬૮) ૨૬-૬૦.

દિવેટિયા, નરસિંહરાવ ભોળાનાથ. જુઓ નરસિંહરાવ ભોળાનાથ.

દીક્ષિત, સુરેશ. ગોવર્ધનરામ. અક્ષરરેખા (૧૯૭૪) ૧૬૩-૧૭૩

—ગોવર્ધનરામ: અક્ષર અને વ્યક્તિ. કૌમુદી, ઑક્ટો. ૧૯૩૧, ૩૦૪-૩૧૦.

દેસાઈ, અંબાલાલ સાકરલાલ. ગોવર્ધનરામ ત્રિપાઠી. વૈકુંઠલાલ શ્રીપતરાવ ઠાકોર સંપા. અંબાલાલ સા. દેસાઈનાં ભાષણો અને લેખો (૧૯૧૮) ૨૭૪-૨૭૬.

'ધૂમકેતુ'. ગોવર્ધનરામ. સંક્ષિપ્ત કથાઓ, ભા. ૨(૧૯૫૭) ૨-૩૦.

આનંદશંકર બાપુભાઈ. 'પૂર્ણાહુતિ' વસન્ત, –૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૨૪૪–૨૫૦.
હરાર ભોળાનાથ. ગોવર્ધનરામ સ્મરણમુકુર ૧૯૫૪) ૨૪૧–૨૫૨.
ર્ધનરામ (કાવ્ય). સમાલોચક, જુલાઈ ૧૯૦૭.
. ગોવર્ધનરામભાઈનાં છૂટક સ્મરણો. વસન્ત, –૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૪૫–૧૫૪.
', જોગીરાજ અને માનવબાળ (કાવ્ય) સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૧૨૩–૧૨૪.
લ રણછોડદાસ. કાવ્ય. સમાલોચક, જુલાઈ ૯૦૭, ૯–૧૨.
આણી, કરમઅલી રહીમ. સ્વ. સાક્ષરમણિ ગોવર્ધનરામ ત્રિપાઠી. વસન્ત, ૬–૩ ચૈત્ર સં. ૧૯૬૩ ૨૨–૧૨૩. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૪૧.
નરામ માધવરાવ ત્રિપાઠી. સમાલોચક, જુલાઈ ૯૦૭, ૪૧–૪૨.
ઠ, રમણભાઈ મહીપતરામ. ગોવર્ધનરામ ત્રિપાઠી મનો ઉચ્ચ વાક્પ્રભાવ. વસન્ત, ૬૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૨૧૪–૨૨૦. પુનર્મુ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૪૩–૪૮. પુનર્મુ. વ્રજરાય મુ. દેસાઈ સંપા. ગદ્યરંગ (૧૯૫૬) ૩૭–૪૬. પુનર્મુ. ગોવર્ધન શતાબ્દી ગ્રંથ (૧૯૫૫) ખંડ-૨, ૩૦–૪૦.
ઠ, વિદ્યાગૌરી અને શારદાબેન. ગુર્જરભૂષણ સ્વ. ગોવર્ધનરામ (એક અભ્યાસક). વસન્ત, –૩. ચૈત્ર સં ૧૯૬૩, ૧૫૫–૧૫૮.
ચતુરભાઈ શંકરભાઈ. ગોવર્ધનરામના ચિંતનનું ચિરંજીવશૃંગ. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ (૧૯૫૫) ૧૨૭–૧૩૦.
જીવાભાઈ અમીચંદ. ગોવર્ધનરામભાઈના પ્રાથમિક શિક્ષણ પરના વિચારો. વસન્ત. ૭–૫ જ્યેષ્ઠ સ.૧૯૬૪, ૨૧૩–૨૧૬; ૭–૭, શ્રાવણ સં.૧૯૬૪, ૩૦૬–૩૯૧; ૭–૮, ભાદ્રપદ સં. ૧૯૬૪, ૩૬૧–૩૭૩.
પટેલ, બાબુભાઈ જશભાઈ. સ્વાગત પ્રવચન: ગોવર્ધનરામ શતાબ્દી મહોત્સવ, નડિયાદ, ૧૯૫૫. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમા. પુ. ૨૦ અંક ૩–૪, ૧૧૫–૧૨૦.
પટેલ, ભાઈલાલભાઈ દ્યાભાઈ. ગોવર્ધનરામ એક સમર્થ આર્ષદ્રષ્ટા. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫) ૧૧૬.
પટેલ, મગનભાઈ ચતુરભાઈ. સાક્ષર ગોવર્ધનરામનો વાનપ્રસ્થાશ્રમ. વસન્ત, ૬–૩, ચૈત્ર સં. ૧૯૬૩ ૧૨૭–૧૩૭.
પટેલ, મોહનભાઈ શંકરભાઈ. ગોવર્ધનરામની વર્ણનશૈલી. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫) ૧૪૨–૧૪૪.
પુનર્મુ. ઉપનયન (૧૯૬૬) ૧૦૯–૧૧૪.
પટેલ, રણજીત 'અનામી'. ગોવર્ધનરામ. નવચેતન, માર્ચ ૧૯૫૩, ૪૯૬–૫૦૦.
—ભાવનાવાદી સુધારક ગોવર્ધનરામ. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫) ૧૧૭–૧૨૧.
પટેલ, સોમાભાઈ વ. ગોવર્ધનરામની ભવ્યતા. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫) ૨૧૪–૨૧૫.
'પરાગ'. ગુજરાતના મહાકવિ બાણ: ગોવર્ધનરામ મા. ત્રિપાઠી (સ્મરણાંજલિ). વસંત, ૩૩–૩, ચૈત્ર ૧૯૯૦, ૮૯–૯૩.
પરીખ, ધીરુભાઈ. ગો. મા. ત્રિ. કવિલોક, સળંગ અંક ૮૩ સપ્ટે. ઑક્ટો. ૧૯૭૧.
પંડિત, ઇંદિરાનંદ. ગોવર્ધનરામનો દેહવિલય (કાવ્ય) સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૪૫–૪૬.
પંડિત, શિવપ્રસાદ દલપતરામ. ગો. મા. ત્રિ. (હિન્દીમાં). સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૩૩–૩૭.
પંડ્યા, ઉપેન્દ્ર છ. જીવનરેખા. ગોવર્ધન શતાબ્દી

પ્રેરક પ્રસંગો. નડિયાદની સાક્ષર ત્રિપુટીની સ્મૃતિમાં (૧૯૬૭) ૨૫૮–૨૭૧.

મુનશી, કનૈયાલાલ. ગુજરાતના સમર્થ નવલકથાકાર ગોવર્ધનરામ. સ્ત્રીજીવન, નવે. ૧૯૫૫, ૨૦–૨૧.

— ગોવર્ધનરામ. પ્રતાપ, વાર્ષિક સં. ૨૦૧૬ ૯–૧૦.

— ગોવર્ધનરામ જન્મ શતાબ્દી મહોત્સવમાં પ્રમુખ તરીકે આપેલું પ્રવચન ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, પુ. ૨૦ અંક ૩ ૪, ૧૨૪–૧૩૨. પુનર્મુ. ગુજરાતી સાહિત્ય પરિષદ ૧૯મું સંમેલન, ૧૯૫૫ પૃ ૩૮–૪૬

યાજ્ઞિક અક્ષરશંકર. સ્વપ્ન. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૫૪–૫૬.

યાજ્ઞિક, મૂલશંકર. શોકોદ્ગાર. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૪૩–૪૫.

રમણીકશંકર. નિવાપાંજલિ (કાવ્ય). સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૨૩–૨૪.

રમણીય. ગોવર્ધનકથા (કાવ્ય) સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૨–૪.

રાજેન્દ્ર. ગોવર્ધનરામ અને સરસ્વતીચંદ્રના ભણકારા. સમાલોચક, જુલાઈ ૧૯૦૭ ૪૯–૫૧.

રામમોહનરાય જસવંતરાય. ગોવર્ધનરામ : વિચારક. વસંત, ૩૩–૫, જ્યેષ્ઠ ૧૯૯૦, ૧૭૩–૧૮૧.

રાવળ, અનંતરાય. ગોવર્ધનરામ અને ન્હાનાલાલ. સાહિત્યનિકષ (૧૯૬૯) ૧૦૭–૧૧૭.

— ગોવર્ધનરામનું ગદ્યસાહિત્ય, બુદ્ધિપ્રકાશ, ઑક્ટો. ૧૯૫૫, ૨૯૬–૨૯૯. પુનર્મુ. આકલનિકષ (૧૯૬૯) ૯૮–૧૦૬.

— ગોવર્ધનરામનું યુગદર્શન. સાહિત્યનિકષ (૧૯૬૯) ૮૧–૯૭.

— ગોવર્ધનરામનો યુગસંદેશ. ઊર્મિ અને નવરચના, નવે. ડિસે. ૧૯૫૫, જાન્યુ. ૧૯૫૬. પુનર્મુ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને અન્ય સંપા. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ (૧૯૫૫) ૯૮–૧૦૫.

'લલિત'. આત્મગુંજન (કાવ્ય), વસન્ત, ૬–૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૧૨–૧૧૩.

—ગોવર્ધનરામ અને ગુર્જરી ગૌરવ. સમાલોચક ૩૩–૪૫, ઑક્ટો. નવે. ૧૯૨૮, ૧૯૪–૧૯૮

—ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. જીવણલાલ અમરશી મહેતા સંપા. ગુર્જર સાક્ષર જયન્તીઓ તથા પહેલી–બીજી સાહિત્ય પરિષદના પ્રમુખના ભાષણો (૧૯૨૧) ૬૭–૮૮. પુનર્મુ. નવલરામ ૨૬૨–૨૭૮. જ. ત્રિવેદી સંપા. જયંતી વ્યાખ્યાનો (૧૯૪૦)

—ગોવર્ધનરામના દેવજીવનનો દૃષ્ટાંતબોધ. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૩૭–૩૮.

—સિદ્ધજનના સિદ્ધાદેશ (કાવ્ય). સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૩૮–૪૧.

'વસન્ત વિનોદી'. નિવાપાંજલિ (કાવ્ય) સમાલોચક જુલાઈ ૧૯૦૭, ૧૪–૧૬.

'વિયોગી'. ગોવર્ધનરામ જીવનસાર (કાવ્ય) સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૧૩૭–૧૪૦.

'વિવિત્સુ' સદ્ગત ગોવર્ધનરામને (કાવ્ય) ગોવર્ધન શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫).

શર્મા, પોપટલાલ. ગોવર્ધનરામ અને ધર્મભાવના. કૌમુદી, ૨–૧, અશ્વિન ૧૯૮૧, ૨૪૬–૪૯.

'શશીશિવમ્'. સો સો શરદોને વડારે (કાવ્ય) ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫).

શાસ્ત્રી, જીવરામ લલ્લુભાઈ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી. સમાલોચક જુલાઈ ૧૯૦૭, ૭૩–૭૪.

શાહ, પોપટલાલ ગો. ગુજરાતના આદ્ય આર્ષદ્રષ્ટા ગોવર્ધનરામ. ગોવર્ધનરામ શતાબ્દી સ્મારકગ્રંથ (૧૯૫૫) ૨૧૨–૨૧૩.

શુક્લ, છ. મા. કાવ્ય. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૬–૭.

શેઠ, પુરુષોત્તમ વિશ્રામ. ચિરસ્મરણીય સંસારી સાધુ સાક્ષર શિરોમણિ ગોવર્ધનરામભાઈ. વસન્ત, ૬–૩, ચૈત્ર સં. ૧૯૬૩, ૧૯૪–૨૦૧.

—પ્રસંગોપાત થયેલા સમાગમોનું દોહન. સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૧૧૪–૧૨૨.

હરિસુખગૌરી. ગોવર્ધન ગુણ-સ્તવન (ગદ્ય–પદ્ય). સમાલોચક, જુલાઈ ૧૯૦૭, ૧૩૨–૧૩૭.

## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ગાંઠ છૂટયાની વેળા | વર્ષાબહેન અડાલજા | નવલકથા | ૨૫–૦૦ |
| ૨ | આથમતાં અંધારાં | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | ૨૯–૫૦ |
| ૩ | સમયદ્વીપ | ભગવતીકુમાર શર્મા | ,, | ૯–૦૦ |
| ૪ | અંગારો | પન્નાલાલ પટેલ | ,, | ૩૦–૦૦ |
| ૫ | ઊઘડતી સાંજનો અજંપો | ચંદુલાલ સેલારકા | ,, | ૧૫–૦૦ |
| ૬ | રંગરાજ | ડૉ. હરિલાલ ગૌદાની | ,, | ૨૧–૨૫ |
| ૭ | સિન્દુરની શોધમાં | જગદીશ જી. | ,, | ૯–૦૦ |
| ૮ | દેવવ્રત ભીષ્મ | ગૌતમ શર્મા | ,, | ૧૫–૦૦ |
| ૯ | એક આંસુનું આકાશ | યશવંત કડીકર | લઘુનવલ | ૫–૦૦ |
| ૧૦ | સ્વપ્નસૃષ્ટિ | વિ. સ. ખાંડેકર | નવલિકા | ૨૦–૦૦ |
| ૧૧ | હૈયે માંડી હાટડી | ડૉ. હરિલાલ ગૌદાની | ,, | ૨૦–૫૦ |
| ૧૨ | શ્રેષ્ઠ તમીળ વાર્તાઓ | સંપા. નવનીત મદ્રાસી | ,, | ૧૫–૦૦ |
| ૧૩ | દુહરાવલી | પૂજાલાલ | કાવ્ય | ૮–૦૦ |
| ૧૪ | ગુજરાતી ટૂંકી વાર્તા: આગમન અને આકાર | નવીન કા. મોદી | વિવેચન | ૧૮–૦૦ |
| ૧૫ | સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતા | ડૉ. મફત ઓઝા | ,, | ૩૩–૦૦ |
| ૧૬ | ગોષ્ઠિ | સં. જિતેન્દ્ર. અ. દવે | ,, | ૧૦–૦૦ |
| ૧૭ | પિકનિક | ચંદ્રકાન્ત બક્ષી | લેખો | ૨૭–૦૦ |
| ૧૮ | રેવન્યુ સ્ટેમ્પ | અમૃતા પ્રીતમ | આત્મકથા | ૨૧–૦૦ |
| ૧૯ | આંસુ અનરાધાર | રમણલાલ પાઠક | નિબંધો | ૧૫–૦૦ |
| ૨૦ | નાટક નાટક નાટક | કીર્તિભાઈ વ્યાસ | એકાંકી નાટકો | ૧૫–૦૦ |
| ૨૧ | વાત કહીશું પ્હેર | શીવમ્ સુંદરમ્ | પ્રૌઢ સાહિત્ય | ૨૧–૦૦ |
| ૨૨ | એન ઘેન દીવા ઘેન | ,, | ,, | ૨૧–૦૦ |
| ૨૩ | કૃષ્ણ જીવનસાર | મોરારજી દેસાઈ | જીવનચરિત્ર | ૫–૦૦ |
| ૨૪ | કેદારનાથ | ભાઉ ધર્માધિકારી | સંસ્મરણો | ૧૨–૦૦ |
| ૨૫ | રસાયણ | દવે–સુથાર | વિજ્ઞાન | ૪–૦૦ |
| ૨૬ | ગતિ અને શક્તિ | ,, | ,, | ૩–૫૦ |
| ૨૭ | પાણી | શાહ–કોઠારી | ,, | ૩–૫૦ |
| ૨૮ | મહત્ત્વાકાંક્ષા–જીવનશિખરે પહોંચવાની જડીબુટ્ટી | વનરાજ માલવી | પ્રકીર્ણ | ૨૦–૦૦ |
| ૨૯ | કોઈ ફરિયાદ નથી | દિનકર જોષી | ,, | ૩૦–૦૦ |
| ૩૦ | પારિજાતનાં ફૂલ | મુકુલભાઈ કલાર્થી | બાલસાહિત્ય | ૩–૦૦ |

**પ્રાપ્તિસ્થાન : આર. શેઠની કંપની : મુંબઈ ૪૦૦ ૦૦૨. અમદાવાદ. ૩૮૦ ૦૦૧**

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

| | उपन्यास | |
|---|---|---|
| गुलफाम मंजिल | ईकबालबहादुर देवसरे | 35-00 |
| गाँव की ओर | मधुकान्त | 30-00 |
| नाक का डाक्टर | मस्तराम कपूर | 16-00 |
| चाँदनी के खन्डहर | *गिरिधर गोपाल* | *7-00* |
| जोग-संजोग | रामकुमार भ्रमर | 26 00 |
| गौरी | राजेन्द्र शर्मा | 16-00 |
| जनम जनम विश्वास | ,, | 15-00 |
| पत्थर के इन्सान | प्रवीन शाह | 15-00 |
| | कहानी | |
| अंधेरे पर अंधेरा | *सर्वेश्वरदयाल सक्सेना* | 15-00 |
| मेरा वतन | विष्णु प्रभाकर | 24-00 |
| भीड़ में गुम | निरुपमा सेवती | 15-00 |
| कैसे कैसे लोग | सीतेश आलोक | 12-00 |
| वहीं सपने | अरुणा सीतेश | 15-00 |
| मेरे शहर के घोड़े | जितेन्द्रकुमार | 20-00 |
| | कविता | |
| अभी बिल्कुल अभी | केदारनाथ सिंह | 20-00 |
| हवाएँ चुप नहीं रहतीं | वेणु गोपाल | 20-00 |
| अपने होने को अप्रकाशित करता हुआ | मलयज | 18-00 |
| यह एक दिन है | प्रयाग शुक्ल | 15-00 |
| हरिश्चन्द्र आओ | रमेशचन्द्र शाह | 22-50 |
| त्रिकोण पर सूर्योदय | हरिनारायण व्यास | 18-00 |
| बहस जरूरी है | देवेन्द्रकुमार | 20-00 |
| शवगन्ध | सुदीप बनर्जी | 20-00 |
| ऋतुसंहार | अनु. श्याम विमल | 15-00 |
| पवनतनय | राजेन्द्र शर्मा | 10-00 |
| गंगा | ,, | 10-00 |
| | नाटक | |
| स्पार्टकस | बादल सरकार | 12-00 |

| | | |
|---|---|---|
| अरे! शरीफ लोग | जयवंत दल्वी | 15–00 |
| ठहरा हुआ पानी | शांति मेंदरोगा | 12–00 |
| एक आंख एक नजर | करतारसिंह दुग्गल | 10–00 |

## आलोचना

| | | |
|---|---|---|
| रंगमंच : नया परिदृश्य | रीतारानी पालीवाल | 50–00 |
| प्रेमचन्द के उपन्यास साहित्य में सांस्कृतिक चेतना | नित्यानन्द पटेल | 100-00 |
| हिन्दी उपन्यास : समकालीन परिदृश्य | सं. महीपसिंह | 40–00 |
| हिन्दी भाषा शिक्षण | भोलानाथ तिवारि | 35–00 |
| साहित्य और जनसंघर्ष | शंभुनाथ | 30–00 |

## विविध

| | | |
|---|---|---|
| अमरशहीद सुखदेव | मथरादास थापर | 75–00 |
| पुन: | सुलोचना रांगेय राघव | 10–00 |
| नंगे पैरों का सफर | दलीपकौर टिवाणा | 25–00 |
| एक तवायफ के पत्र | राजलक्ष्मी | 10–00 |
| धरती : धूप और सागरकी | हंसराज दर्शक | 12–00 |
| समय की यात्रा | सूर्यनारायण चौधरी | 12–00 |
| विश्व के प्रमुख खेल और खिलाड़ी | योगराज थानी | 30–00 |
| गुरु गोविन्दसिंह | हरवंस सिंह | 19-00 |
| एवरेस्ट की कहानी | हरपालसिंह अहलूवालिया | 20–00 |
| सामन्तवाद से लोकतंत्र | डा. कालूराम शर्मा | 50–00 |
| क्रान्तिकारी आन्दोलन का वैचारिक इतिहास | मन्मथनाथ गुप्त | 40–00 |
| जाना अजाना | कमलदास | 22–00 |
| आधुनिक भारतीय समाजवादी चिन्तन | डॅा. शोभाशंकर | 40–00 |
| जो शाश्वत है | हरिस्वरुप गौड | 14–00 |
| अमर शहीद सुखदेव | मथरादास पावर | 45–00 |
| पुनः | सुलोचना रांगेय राघव | 10–00 |
| नंगे पैरों का सफर | दलीप कौर टिवाना | 25–00 |
| एक तवायफ के पत्र | राजलक्ष्मी | 10–00 |
| धरती : धूप और सागर की | हंसराज दर्शक | 12–00 |
| समय की यात्रा | सूर्यनारायण चौधरी | 12–00 |

| | | |
|---|---|---|
| विश्व के प्रमुख खेल और खिलाडी | योगराज थानी | 0-00 |
| गुरु गोविंद सिंह | हरबंस सिंह | 19-00 |
| एवरेस्ट की कहानी | हरनामसिंह अहलूवालिया | 20 00 |
| सामंतवाद से लोकतन्त्र | डा कालूराम शर्मा | 50-00 |

बाल-साहित्य

| | | |
|---|---|---|
| हमारे मित्र पेड पौधे | सुभाषचन्द्र | 6-00 |
| वर्षा और बर्फ | गौरव | 5-00 |
| पृथ्वी का खजाना | हरीशकुमार | 6-00 |
| कहानी प्रकाश और रंग की | व्यथित हृदय | 5-00 |
| वायु भगवान | वेदप्रकाश | 3-50 |
| उपयोगी वृक्ष | विश्रान्त | 6-00 |
| पृथ्वी की कहानी | रीना रानी | 6-00 |
| बुद्धि बडी या बल | अनुदीदी | 5-00 |
| सुभाषचन्द्र बोस | भीमसेन त्यागी | 7-00 |
| आलसी मूर्खों की कहानी | कुणाल श्रीवास्तव | 7-00 |
| आग तथा सेना | आशोरस्री | 10-00 |
| कच देवयानी | शिवशंकर | 6-00 |
| महाभारत | मनहर चौहान | 15 00 |
| चतुराई की लोककथायें | कुणाल श्रीवास्तव | 6-00 |
| पांडव भीम | " | 7-00 |
| आदर्श छात्र कैसे बने ? | सुभाषिनी कपूर | 7-00 |
| कथा पुरानी सदा सुहानी | सुरेन्द्र भंडारी | 5-00 |
| वीर हो तो ऐसे | रघुनाथप्रसाद पाठक | 4-00 |
| इन्दिरा गांधी | परमहंस प्रमोद | 2-50 |

प्राप्तिस्थान

आर आर शेठ एन्ड कम्पनी मुंबई-400 002 अहमदाबाद 380 001

# ઉત્તમ પુસ્તકોની નવી આવૃત્તિઓ હવે વસાવી લેશો

### શિવકુમાર જોષી

| | |
|---|---|
| મરિચિકા | ૨૩-૦૦ |
| અયનાંશુ | ૨૧-૦૦ |
| ઘન મધરાતે ૧-૨ | ૪૫-૦૦ |
| નથી હું નારાયણી | ૧૮-૦૦ |
| આભ રુવે એની નવલખધારે ૧-૨ | ૬૦-૦૦ |

### ઈશ્વર પેટલીકર

| | |
|---|---|
| લોહીની સગાઈ | ૧૯-૦૦ |
| લાક્ષાગૃહ | ૩૧-૨૫ |
| શકુંતલા | ૧૯-૨૫ |
| મારી હૈયાસગડી | ૨૪-૦૦ |
| કળિયુગ | ૨૬-૦૦ |
| સેતુબંધ | ૨૦-૦૦ |

### રઘુવીર ચૌધરી

| | |
|---|---|
| લાગણી | ૧૩-૦૦ |
| અશોકવન | ૭-૫૦ |
| ઝૂલતા મિનારા | ૬-૫૦ |

### ભગવતીકુમાર શર્મા

| | |
|---|---|
| સમયદ્વિપ | ૯-૦૦ |

### ઉષા શેઠ

| | |
|---|---|
| મૃત્યુ મરી ગયું | ૧૫-૦૦ |

### સારંગ બારોટ

| | |
|---|---|
| ઘટા ઘનઘોર | ૨૯-૭૫ |
| નગરી બોલે છે | ૨૬-૦૦ |

### વિ. સ. ખાંડેકર

| | |
|---|---|
| ક્રૌંચવધ | ૨૫-૦૦ |
| અંતરની ઓળખ | ૧૯-૦૦ |
| આશામિનારા | ૨૨-૫૦ |
| યમળ | ૧૬-૦૦ |
| પહેલી પ્રીત | ૧૦-૫૦ |
| ટિલડી | ૧૮-૦૦ |
| સુલભા | ૧૭-૨૫ |
| પ્રેમતૃષ્ણા | ૧૩-૫૦ |
| ઉલ્કા | ૧૪-૭૫ |
| ચકલીનો માળો | ૨૧-૨૫ |
| પારિજાતક | ૨૨-૫૦ |
| સ્વપ્નસૃષ્ટિ | ૨૦-૦૦ |
| મધરાત | ૧૬-૫૦ |

### ર. વ. દેસાઈ

| | |
|---|---|
| ગ્રામલક્ષ્મી-૪ | ૩૦-૦૦ |
| કોકિલા | ૨૩-૦૦ |
| ભારેલો અગ્નિ | ૨૮-૦૦ |

### વિઠ્ઠલ પંડ્યા

| | |
|---|---|
| મન મોતી ને કાચ | ૩૧-૦૦ |
| લીલાં સૂકાં સપનાં | ૧૯-૭૫ |
| ભીંતો વિનાનું ઘર | ૧૯-૫૦ |
| ચિરપરિચિત | ૨૮-૫૦ |
| હારજીત | ૧૮-૫૦ |



અમારાં પ્રકાશનોના સંપૂર્ણ સુચિપત્ર માટે કૃપા કરી સંપર્ક સાધશોજી.

**આર. આર. શેઠની કંપની**

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ : ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

# નવા યાદગાર પ્રકાશનો

## દામ્પત્યભાવના

પૂ. શ્રીમોટા સાથે પ્રશ્નોત્તરી

પૂજ્ય શ્રીમોટાનાં પ્રગટ થયેલાં પુસ્તકોમાં આ પુસ્તક એક અનોખા પ્રકારનું છે. કોઈ મુક્તાત્મા–સંતાત્મા સંસાર વ્યવહારમાં અવતરીને જીવમાત્રને એમાંથી ઉગારવાનો આ રીતે માર્ગ દર્શાવે એ ઘટના ઘણી જ મહત્ત્વની છે. નવજીવનમાં પ્રવેશ કરતાં સ્ત્રીપુરુષ પૂરતું જ નહિ પરંતુ સર્વ કોઈ સ્ત્રીપુરુષના જીવનને ઉજાળનારું આ લખાણ છે.

સ્ત્રીપુરુષની પ્રકૃતિના પ્રશ્નો તથા એમાંથી ઊભી થતી અથડામણો અને જન્મતા સંઘર્ષો વેળાએ કેવી જાગૃતિ રાખવાથી અને કેવું વલણ દાખવવાથી જીવન આનંદમાર્ગી બની રહે એનો મૂળગામી ઉકેલ પૂજ્ય શ્રીમોટાએ દર્શાવ્યો છે

સં. રમેશ ભટ્ટ — ૨૦–૦૦

---

## ઝાકળ ભીનાં પારિજાત

ગુણવંત શાહ — ૧૨–૫૦

- પચાસેક જેટલા લઘુ નિબંધોમા શબ્દે શબ્દે વિચારોની મહેફીલ.
- એક નિબંધ પૂરો કર્યા પછી બીજા પર જતાં પહેલાં વાચેલી વાતને મમળાવ્યા કરવાનું ગમે તેવી રજૂઆત
- ગદ્ય અને પદ્ય વચ્ચેના સીમા પ્રદેશ પર માલિક ચિંતનનું અનેરું ઉડ્ડયન
- એક ગદ્યખંડ વાચ્યા પછી દિવસ સુધરી ગયો હોય એવી લાગણી થાય એવો અનોખો નિબંધસંગ્રહ

---

"આપણી વચ્ચે આ ખાઈ તમે જ ઊભી કરી છે બાપુ, તમારે જ એ પૂરવી પડશે. નહિ પૂરો ત્યાં સુધી હું મારી ટેકરી પર અને તમે તમારી ટેકરી પર એવો ઘાટ રહેશે અને પોતાની ટેકરી ઊંચી હોવાનું ગુમાન પણ રહેશે"

## ધીરા સો ગંભીર

સારંગ બારોટની નવી નવલકથા

"ઘર અને ઘરમાં રહેતા સૌ મને ગમે છે પણ મારું સ્વમાન મને વહાલું છે એનું શું? મારી મહત્વાકાંક્ષાની સિદ્ધિ માટેનો પુરુષાર્થ મને પ્યારો છે એનું શું?

ઘર, ઘરની વાત કહેતી ધીર ગંભીર નવલકથા — ૨૭–૫૦

---

ગુજરાતી નવલકથાના લોકપ્રિય લેખક
શ્રી વિઠ્ઠલ પંડયાની નવી કૃતિ

## લાંબી સફર, ટૂંકી જિંદગી

એક પગલું ઉંબર બહાર અને જિંદગી શાપ રૂપ બની જાય છે! સપ્તપદીનાં વચનોની ત્યારે કશી કિંમત રહેતી નથી! એક અભાગી યુવતીની દર્દભરી દાસ્તાન લોકપ્રિય કલમે

રૂ. ૨૩–૦૦

---

નવી અને જૂની પેઢી બન્નેના લોકપ્રિય લેખક
શ્રી શિવકુમાર જોષીની નવી નવલકથા

## પ્રિય રમ્ય વિભાવરી

ધારાવાહી રીતે પ્રગટ થતી હતી ત્યારે "ગુજરાત સમાચાર"ના લાખો વાચકોને રસ તરબોળ કરી મૂકેલા સામાજિક પ્રશ્નોની વિશિષ્ટ રજૂઆત લોકપ્રિય કલમે.

રૂ. ૧૫–૦૦

૧ ફેબ્રુઆરી '૮૧ : અંક ૬
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૧૨૦૦૦

આર. આર. શેઠની કંપની વતી ભગતભાઈ ભુરાલાલ શેઠે અન્નપૂર્ણા પ્રિન્ટિંગ પ્રેસ ૫, ગજ્જર એસ્ટેટ, સૈજપુર, અમદાવાદમાં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

સંપાદક :
મનહર મોદી

તા. ૧૮-૧-૮૧ના રોજ હઠીસિંગ વિઝ્યુઅલ આર્ટ સેન્ટરમાં, કવિશ્રી ચિનુ મોદી રચિત 'બાહુક' દીર્ઘ કાવ્યનું નાટ્યાત્મક પઠન થયું. લાભશંકર ઠાકર, નિમેષ દેસાઈ તથા ગોપી દેસાઈએ એનું વાચન કર્યું ત્યારે 'બાહુક' વિશે મારા મનમાં કેટલાક પ્રશ્ન ઊઠ્યા તે કવિ શ્રી ચિનુ મોદીને મેં પૂછ્યા. પ્રશ્ન અને ઉત્તરો આ રહ્યા :

પ્રશ્ન : પુરાણકાલીન 'થીમ'નો ઉપયોગ પ્રેમાનંદે સરસ કર્યો છે. તમને અદ્યતન કવિને આમાં કેમ રસ પડયો?

ઉત્તર : પ્રેમાનંદે 'નલોપાખ્યાન'માંથી 'નળાખ્યાન' સર્જ્યું. પ્રેમાનંદે પસંદ કરેલું સ્વરૂપ આખ્યાન હતું અને એમણે આ આખા કથાવસ્તુને એ જ ઢાંચામાં ઢાળવાનું હતું, જેમાં લોકાભિમુખપણું સવિશેષ હતું. નળના સમગ્ર કથાનકનો મેં ઉપયોગ કર્યો નથી, પણ નિષધ નગરીમાંથી નળ-દમયંતીને પુષ્કર દ્વારા ધકેલાઈ જવું પડયું અરણ્યમાં, એ પહેલાંની ત્રણ રાત્રિઓ એ મારો કાવ્યવિષય છે. આપણી ભાષામાં અને અન્ય ભાષાઓમાં પણ ગ્રામ વિસ્તારમાંથી નગરમાં આવી ગયેલા મનુષ્યોના ચિત્તની અનેકવિધ રચનાઓ થઈ છે. પરંતુ નગરમાંથી કોઈને અરણ્યમાં જવાનું થાય એ ઘટના કાવ્યવિષય બની નથી. નળ એ શુદ્ધ નાગરિક છે, નગરમાં જ ઊછરેલો અને વસેલો છે. એને ફરજિયાત રીતે અરણ્ય તરફ જવાનું થાય છે એ કેવું પીડાકારક હોઈ શકે એ મારો કાવ્યવિષય છે, આવો વિચ્છેદ એ આધુનિકતા સાથે સંકલિત નથી?

પ્રશ્ન : મહાભારતકારનો 'નળ' પ્રેમાનંદનો 'નળ', અને તમારો 'નળ' કઈ રીતે જુદા પડે?

ઉત્તર : મહાભારતકાર આ ઉપાખ્યાન ધર્મરાજાના આશ્વાસનાર્થે કેવળ રજૂ કરે છે. અને એટલે મહાભારતકારનો 'નળ' નાયક હોવા છતાંયે નાયક નથી. પ્રેમાનંદ સમગ્રતયા 'નળ'ની કથા માંડીને

: નળ :

જરાક નીચે
આવ્યાં સખી! વિહંગ, નીડ ગણી ધરાને.

છે સ્વર્ણરંગ,
વળી પુષ્ટ
અને ક્ષુધા આ.

કોપાયમાન વરસે નહિ મેઘ
ત્યારે
જેવી ધરા—
ઉદરતપ્ત
તણાય એવું.

તો
આ વિહંગ નહિ
— ભક્ષ્ય —
સુવર્ણ પાંખો
ને વર્ણ ચારુ,
લયસિક્ત ઝમે મૃદુ આ
સૂરાવલી—
મરુત થાય સદેહ જેથી
એવાં વિહંગ
એવાં વિહંગ હણવાં પડશે
હણવાં પડશે અમારે?
એવાં વિહંગ હણવાં પડશે અમારે
અતૃપ્ત નિત્ય
નિયમે હઠપૂર્ણ
ક્રૂર
એવી ક્ષુધાવશ થઈ?
—ધિક્—જીવવું આ.

આવો વિહંગ, નિજ નીડ ગણી ધરાને.

*

કિંતુ
જ્વરની જેમ
ચિત્તની સ્વસ્થતા હરતી;

આકસ્મિક
અશ્વગતિ ધારતા
જળપ્રવાહ જેમ
તટે સ્થિત ન રહેવા દેતી;

સંઘનવનમાં
પ્રદીપ્ત અગ્નિ જેમ
પ્રજ્વલિત કરવા
પ્રસરીને
હરિત–શુષ્કના ભેદ ભૂંસતી
— આ ક્ષુધા —

આ ક્ષુધા
મારી સ્વસ્થતા હરે છે
મારા તાટસ્થ્યને હણે છે
મારો—

*

આ આવ્યા
આ ઊતરી આવ્યા
સાવ લગોલગ
પુષ્ટ દેહના ખગ.

ત્વરા કરી હે હાથ!
આ બે પાંખ
પાણી જેવી ગ્રીવા પાતળી
નર્યાં માંસમજ્જાનો દેહ

ચિલગતિથી
સિંહમતિથી
સાહી લે, સાહી લે
આ વિહંગને—

કિંતુ. ...
નૈષધને નૈરાશ્ય શોભશે ?
પંખી છે તે ઊડે
પણ, હે હાથ!
ત્વરા કરી
આ વસ્ત્ર ઉતારો
પહેરેલું—
વસ્ત્રનો પાશ બનાવી
પંખી પર...

અક્ષ સમાણી ચાલ ચાતુરી
વિહંગની
તે
એકમાત્ર, જે વસ્ત્ર ...
વસ્ત્ર પણ
મને ત્યજીને ગયું
ગયું
ઓ ગયું...

*

ઊડયાં પંખી, વસન લઈને
નગ્ન હું, નગ્ન છું હું
પાછાં જાઓ,
સરિત જળ હે !
પ્હાડમાં જાવ, પાછાં

અદ્રિ જેવાં તરુવર !
પધારો તમે,
મૂળ પાસે;

આભે પાછાં
જળસભર હે વાદળો
જાવ, પાછાં.

જન્મક્ષણે હતો
એવો જ
હું
વિવસ્ત્ર થઈ ગયો છું
પાછો.

ક્યારેય નહોતો
એવો
હું
અશસ્ત્ર થઈ ગયો છું.

કરુણાર્દ્ર માતાનું
મને
સદ્યસ્મરણ કેમ થાય છે ?

જન્મક્ષણે હતો
એવો જ
હું
વિવસ્ત્ર થઈ ગયો છું
ત્યારે

પ્રિયે, માતા પેઠે વસન અમને આપ ધરશો?
ફરી પાછી ભાષા અવશ કરનારી શિખવશો?
મરેલાં મત્સ્યોને સજીવન કરી, એ જ જળમાં
ધકેલીને પાછાં, અવિરત તરે, એમ કરશો?

ફરી એ સૌ શાને?
પુનરપિ વળી, એ જ ક્રમમાં?

તડાકે તોડું આ
વિકટ સરખાં—

અલ્પશ્રવા ને પાછા અંધ—

*

અરણ્યમાંનું
સળગતું એક વૃક્ષ
કેવળ નૈકટ્યને લીધે
બીજા વૃક્ષને સળગાવે
એવા આ સંબંધ

અલ્પશ્રવા ને પાછા અંધ—

આમ
હરિતવર્ણ અરણ્યને
નૈકટ્યનો શાપ
ભસ્મીભૂત કરે
એ પહેલાં
દાંત ભીડું—
મુઠ્ઠી વાળુ—
મ્હોરી છૂટું—

મ્હોરી છૂટું ક્યાંક—

*

ત્યજું
મ્હોરેલું આ નગર—
કુમળી વેલ—

બળતી ત્વચાથી
બાળું
એ પ્રથમ
સઘળાંને ત્યજી દઉં

*

સ્વીકારું શાપેલું બૃહદ ગુરુ એકાંત અચળ

*

સ્વીકારું શાપેલું બૃહદ ગુરુ એકાંત અચલ
ભલે એના ડંખે-અનલ વિષથી-ના રહું નલ.

( બાહુક સર્ગ ૩ ની અંતિમ ઉક્તિ )

---

હવે પછી

## સ્વરાજ્ય પહેલાંની અને પછીની પેઢી વચ્ચેનો સંવાદ–વિસંવાદ

બરફમાં આગ ચાંપે તેવા શમણાંમાં ધરતીકંપ સર્જે તેવા
ચૂમવાનું મન થાય તેવા એક જખમની દર્દનીગળતી વાર્તા

# પવનનું ઘર

: લેખક :

## ગુણવંત શાહ

તમે ક્યારેય કોઈ શમણું ન સેવ્યું હોય
તો આ નવલકથા વાંચવામાં જોખમ છે.

## કદાચ એ જખમ તમારો પણ હોય !

# ક્રચ બનતા રહેજે !

ઈશ્વર પેટલીકર

સમાધિની મજાકને બીજે જ દિવસે સાવિત્રી અને સત્યવાનનું મિલન થયું. સવારમાં સાવિત્રી નવરંગપુરા માર્કેટમાંથી શાકભાજી લઈને તેની સોસાયટીમાં જઈ રહી હતી ત્યારે એને સામેથી સત્યવાન આવતો દેખાયો. પ્રથમ નજરે તેનાં સફાઈદાર કપડાં જોઈને તે બીજો કોઈ હશે તેમ માન્યું, પરંતુ નજીક આવતાં તે જ હતો તેની ખાતરી થઈ. છતાં તે ઇરાદાપૂર્વક તેને વટાવી ગઈ ત્યાં સુધી થોભી નહિ.

સત્યવાનના આગળ નીકળી ગયા પછી તેણે સાઇકલ ઉપરથી નીચે ઊતરતાં બૂમ મારી, 'સત્ય...'

અહીં પોતાને કોઈ બોલાવનાર ન હોય તેમ જાણવા છતાં એનાથી પાછળ જોવાઈ ગયું. સાવિત્રીને જોતાં એ કંઈ બોલ્યા વિના ઊભો રહી ગયો.

સાવિત્રીએ સાઇકલને એના તરફ દોરતાં મજાક કરી, 'કેમ કંઈ સ્વામીનારાયણના સાધુ થવાની ટ્રેઈનિંગ ચાલે છે કે શું ?'

સાવિત્રીએ જોયું કે સત્યવાન એની મજાકનો ભાવાર્થ સમજ્યો ન હતો એટલે એની પાસે પહોંચી જઈ સ્પષ્ટતા કરતાં કહ્યું, 'સ્વામીનારાયણના સાધુઓ સ્ત્રીનું મુખ જોતા નથી તેની તને ખબર લાગતી નથી.'

'તેમાં વચ્ચે હું કયાં આવ્યો ?'

'હું તને જોઉં છું પણ તું મને જોતો નથી અને ચાલ્યો જાય છે.'

'આજુબાજુ ફાંફાં માર્યા વિના સીધા ચાલ્યા જવું તેમાં ગુનો છે ?'

'હા.'

'કેમ ?'

'કોઈ વાહન ભટકાઈ જાય.'

'એક બાજુ રસ્તે ચાલનારને એ ચિંતા હોતી નથી.'

'હોવી જોઈએ.'

'કારણ ?'

'વાહનવાળા જવાબદારીપૂર્વક ડ્રાઇવ કરે છે તેમ માનીને ચલાય નહિ.'

સત્યવાન એની સલાહ સ્વીકારતો હોય તેમ બોલ્યો, 'ટ્રાફિકનું શિક્ષણ આપવા બદલ આભાર.'

'એવો લુખ્ખો આભાર ન ચાલે.'

'તો ?'

'મારું મકાન આ સોસાયટીમાં જ છે. ઘેર આવીને પપ્પા-મમ્મીને મળીને જા.'

'એ મને કયાં ઓળખે છે ?'

સાવિત્રીએ જમણા હાથની પાંચેય આંગળીઓ

અલ્પશ્રવા ને પાછા અંધ—

*

અરણ્યમાંનું
સળગતું એક વૃક્ષ
કેવળ નૈકટ્યને લીધે
બીજા વૃક્ષને સળગાવે
એવા આ સંબંધ

અલ્પશ્રવા ને પાછા અંધ—

આમ
હરિતવર્ણું અરણ્યને
નૈકટ્યનો શાપ
ભસ્મીભૂત કરે
એ પહેલાં
દાંત ભીડું—
મુઠ્ઠી વાળું—
ન્હાશી છૂટું—

ન્હાશી છૂટું ક્યાંક—

*

ત્યજું
મ્હોરેલું આ નગર—
કુમળી વેલ—

બળતી ત્વચાથી
બાળું
એ પ્રથમ
સઘળાંને ત્યજી દઉં

*

સ્વીકારું શાપેલું બૃહદ ગુરુ એકાંત અચળ

*

સ્વીકારું શાપેલું બૃહદ ગુરુ એકાંત અચલ
ભલે એના ડંખે—અનલ વિષથી—ના રહું નલ.

( બાહુક સર્ગ ૩ ની અંતિમ ઉક્તિ )

---

પહેળી કરી તેની સમક્ષ નચાવતાં કહ્યું, 'વાહ સત્ય! તું ય કમાલ છે! પહેલે જ દિવસે આખા ક્લાસે આપણને ઓળખ્યા અને તે વાત મારાં પપ્પા-મમ્મી ન જાણે તે કેમ બને?'

સત્યવાને એથી સામુ આશ્ચર્ય વ્યક્ત કરતા કહ્યું, 'કૉલેજના છોકરા-છોકરીઓ તો ગાંડીઘેલી ગમે તેવી મજાક મશ્કરીઓ કરે, તે કાંઈ વડીલોને કહેવાની હોય?'

'એ મને નહિ, પપ્પા મમ્મીને પૂછજે.' સાવિત્રીએ એમ કહીને જાણે એનું આમ ત્રણ સત્યવાને સ્વીકાર્યું હોય તેમ કહ્યું, 'ચાલ.'

સત્યવાનને આનાકાની કરવાની ઘણી ઇચ્છા હતી—ફરી કોઈ વખત અત્યારે મારે હૉસ્ટેલમાં ભોજનનું મોડું થશે—પરંતુ એ કંઈ બોલી શક્યો નહિ. એમાં અવિવેક દેખાશે કે પોતે માન માગે છે. જોકે એને માન માગવાનો સવાલ ન હતો એટલે વાયડાઈ કરે છે તેમ લાગે. ગ્રામવાસીની લઘુગ્રંથિ પણ નડે. ગમે તેમ પણ એ અવશ બનીને સાવિત્રીની સાથે ચાલવા લાગ્યો.

હવે યાદ આવ્યુ હોય તેમ સાવિત્રીએ પૂછ્યું, 'હું એ પૂછવાનું તો ભૂલી જ ગઈ. તું અમારી સોસાયટીમાં કેમ આવ્યો હતો?'

'હું પંદર દિવસથી આવું છું.'

'પંદર દિવસથી !' સાવિત્રીથી સહજ આશ્ચર્ય વ્યક્ત થઈ ગયું અને ઉમેર્યું, 'મારા એરિયામાં તું મારી રજા વિના ન આવી શકે.'

'પણ આ તારી સોસાયટી છે તેની મને ખબર ન હતી.'

'કોને ત્યાં આવે છે?'

'સુરેન્દ્રભાઈ અને મંગળાબહેન...'

'ઓળખ્યાં. અમારાં સ્નેહી છે. મંગળામાસી નાનાં સાથે નાનાં અને મોટાં સાથે મોટાં. એમની સાથે વાતો કરવાની મજા આવે છે.'

'પહેલા દિવસથી જ એની પ્રતીતિ મને થઈ ગઈ છે.'

'બોનીને ટ્યૂશન આપવા આવે છે?'

'હા.'

'બોની ભારે ઈન્ટેલીજન્ટ અને તોફાની ચેપ છે.'

'ખરી રીતે એને ટ્યૂશનની જરૂર જ નથી.'

'મંગળામાસી તાલીમનાં આગ્રહી છે. અનિયમિતતા એ ચલાવી ન લે. એ તાલીમ માટે પણ ટ્યૂશનની જરૂર માને.' સાવિત્રીએ એનું કારણ જણાવી ઉમેર્યું, 'તને ટ્યૂશન મળ્યું તે બદલ અને મંગળામાસીને ઘરે મળ્યું તે બદલ ડબલ કોંગ્રેચ્યુલેશન.'

સાવિત્રીએ ડ્રોઈંગરૂમમાં પ્રવેશતાં કહ્યું, 'પપ્પા-મમ્મી! હું ગેસ્ટને લાવી છું. તમે ઓળખી કાઢો એ કોણ છે?'

પપ્પા અંદરથી પહેલા બહાર આવ્યા. તેમને આંગળીથી સાવિત્રીએ મનાઈ કરી. એ સાથે એણે મમ્મીને સંબોધીને કહ્યું, 'તું જલદી બહાર આવતી નથી અને પછી પપ્પાને તું ઠપકો આપીશ કે એ મારી તક ઝૂંટવી લે છે.'

મમ્મીએ રસોડામાંથી જવાબ આપતાં કહ્યું, 'પપ્પા નવરાધૂપ એટલે છાપું વાંચતા હોય તે મૂકીને દીકરીના બોલ સમા ઊભા થઈ જાય. મારાથી દૂધ ઊભરાવી દેવાની તૈયારી સાથે ઓછું અવાય છે?'

'ગેસને બંધ કરતાં કેટલી વાર?'

'આ આવી.'

'સત્યવાન આમ ઓચિંતો ક્યાંથી? અમને સર્પ્રાઇઝ આપવા આગળથી ગોઠવ્યું લાગે છે.'

સત્યવાનને ખાતરી થઈ કે સાવિત્રીએ એને ઘેર તેના વિષે એટલી વિગતે વાત કરી હતી કે તેને વગર

જોયે ઓળખી કાઢ્યો.

પપ્પાએ સાવિત્રીને ઠપકો આપતાં કહ્યું, 'તું એને હવે બેસવાનો વિવેક કરીશ કે અમે તમને બંનેને પોંખી લઈએ તેની રાહ જુવો છો!'

સત્યવાન તો એ મજાકથી શરમાઈ ગયો અને સોફા ઉપર પડતું નાખતો હોય તેમ બેસી ગયો. કોઈ ઘરમાં સંતાન-માબાપ વચ્ચે આ હદની વાતો અને મજાક-મશ્કરી થતી હશે, તે નજરે જોયા છતાં એ સ્વપ્ન તો નથી તેમ એની આંખો આપોઆપ પટપટ્યા વગર ન રહી.

સાવિત્રીએ પપ્પાની મજાકનો જવાબ આપતાં કહ્યું: 'વડીલોને પોંકવાનો જમાનો હવે ચાલ્યો ગયો છે. નિદાન આ ઘરમાં તો નથી જ રહ્યો. હવે તો જુવાનો એકબીજાને પોંખવા કોઈ એજન્સીની વચ્ચે જરૂર માનતાં નથી.' અને તે સ્થિતિ લંબાશે તો સત્યવાન અકારણ મૂંઝવણ અનુભવશે માની એણે ઉમેર્યું, 'સત્ય એમ માનતો હતો કે પપ્પા-મમ્મી મને ઓળખતાં નથી. એને ખાતરી કરાવી આપવા જ તમને તસ્દી આપી છે. પોંખવા માટે નહિ.'

પપ્પા, 'જો તે એવું માનતો હોય તો તારી વર્ણનશક્તિમાં એને વિશ્વાસ નથી એમ કહેવાય.'

સત્યવાન સ્વસ્થ થતાં બોલ્યો, 'પપ્પા-મમ્મી! સાવિત્રી અને હું ભિન્ન ભિન્ન જળનાં મીન છીએ. તેણે મારી વાત તમને કહી હોય તેવું હું માનું જ નહિ.'

'હવે તો ખાતરી થઈને?'

'થઈ છતાં સ્વપ્ન હોય તેમ લાગે છે.'

'કેમ?'

'પપ્પા-મમ્મા દીકરીની આટલી હદની મજાક કરે તે પ્રત્યક્ષ જોવા છતાં માન્યામાં આવતું નથી.'

'મજાકટોળટપ્પા એ તો જીવનને હળવુંફૂલ બનાવતું લુબ્રીકેટિંગ છે.'

'મેં કહ્યું ને કે મીઠા અને ખારા જળની માછલી જેવી એ સ્થિતિ છે.'

સાવિત્રીએ એને પૂછ્યું, 'તું કોલેજમાં આવ્યા પછી ઘેર જઈ આવ્યો કે નહિ?'

'આ રવિવારે જવાનો છું.'

'મોટાંબાને કોલેજમાં—હોસ્ટેલમાં જે જે બન્યું તે નહિ કહે?'

'મર્યાદામાં રહીને.'

'એટલે?'

'મારા વર્ગમાં મારા જેટલા માર્કસવાળી એક છોકરી પણ છે. બધાંને નવાઈ એ લાગી કે મારું નામ સત્યવાન છે તેમ એનું નામ સાવિત્રી છે.'

'એ સાંભળીને મોટાંબા શું કહેશે?'

'એમણે તો અહીં આવતી વખતે જ કહેલું છે.'

'શું?'

'કચ—દેવયાનીનું આખ્યાન મને કહી સંભળાવ્યું હતું.'

'એમાં તો પ્રેમની વાત આવે છે.'

'એથી ચેતતા રહેવા એનો દાખલો આપ્યો. કચ ભણવા ગયો હતો એટલે લક્ષ ચૂક્યા વિના શુક્રાચાર્ય પાસેથી વિદ્યા શીખ્યો. એ દેવયાનીના પ્રેમથી ચળ્યો નહિ. વિદ્યાર્થીઓએ કચનો આદર્શ રાખવો જોઈએ.'

'તો એમણે તારું નામ કચ પાડવું જોઈએ.'

'એમને પાડવાનું હોત તો એ જ પાડત, પણ ફોઈબાનો એ હક ગણાય એટલે સત્યવાન પાડ્યું.'

પપ્પાએ તેને સધિયારો આપતાં કહ્યું, 'તું કચનો આદર્શ રાખે છે, પછી તારે મોટાંબાને દેવયાનીની વાત કહેવામાં બીવાની જરૂર નથી. દેવયાનીને ઘેર ગયો હતો અને તેનાં પપ્પા-મમ્મીએ

પોંખા લેવાની વાત કરી પણ હું કચની રીતે નિર્લેપ રહ્યો.'

સત્યવાને મોટાંબા અંગેની ગેરસમજ સુધારતાં કહ્યું, 'મોટાંબાની હું બીતો જ નથી. દેવદેવીઓથી આપણે બીતા નથી. એમના તરફ એટલી ભક્તિ હોય છે કે તેમને પસંદ ન હોય તે કાર્ય આપોઆપ આપણે ન કરીએ.'

મમ્મીથી એ સાંભળીને સહજ ભાવાવેશમાં આવી જવાયું, 'મોટાંબાનાં દર્શન કરવાં પડશે. એ અહીં આવીને દર્શન નહિ દે, તો અમે તારે ઘેર આવીશું.'

પપ્પાએ ધ્યાન ખેંચતાં કહ્યું, 'મોટાંબાનાં દર્શને જાવ ત્યારની વાત ત્યારે છે; હાલ અતિથિદેવ આવ્યા છે તેને નૈવેદ્ય ધરાવશો કે નહિ?'

સત્યવાને એના મનનો સાચો ભાવ જણાવતાં કહ્યું, 'હું ચા-કોફી કંઇ લેતો નથી. નાસ્તો કરવાનો સમય નથી. હોસ્ટેલમાં જમવાનો સમય થવા આવ્યો છે. મારે તેનું મોડું થાય તેમ જણાવી હું અત્યારે આવવાની ના પાડવાનો હતો. પરંતુ હું ગામડિયો દેખાઉં કે વાયડો દેખાઉં એટલે ના પાડી શક્યો નહિ.' એ સાથે ઊભા થતાં એણે કહ્યું, 'હું ફરી આવીશ. રોજ મારે સોસાયટીમાં આવવાનું જ છે.'

પપ્પાએ એનો હાથ પકડી નીચે બેસાડ્યો. સાવિત્રીએ કહ્યું, 'નૈવેદ્ય ધરવું એટલે ચા-કોફી કે નાસ્તો નહિ એટલું જ્ઞાન મોટાંબાએ આપ્યું લાગતું નથી.'

સત્યવાનને ખ્યાલ આવી જતાં બોલ્યો, 'જમવા પણ ફરી નક્કી કરીને આવીશ. હોસ્ટેલમાં મેં જાણ કરી નથી એટલે આજે મને આગ્રહ ન કરશો.'

મમ્મીએ કહ્યું, 'ફરીથી ક્યારેય આગ્રહ કરીશું નહિ. તું અચાનક સાવિત્રીને ભેગો થઈ ગયો અને આવ્યો એ જ સાચો અતિથિ કહેવાય. એ દિવસે અતિથિને જમાડ્યું પુણ્ય ગણાય અને તે મોટાંબા ના પાડે તો મારી જવાબદારી.'

બહાર રમવા ગયેલા સુનીલે દાખલ થતાં એને ઓળખી પાડતાં કહ્યું, 'કોણ સત્યવાન આવ્યા છે? એ આવવાના હતા અને મને કહ્યું પણ નહિ?' એ જવાબદારી સાવિત્રીની હોય તેમ એને ઉદ્દેશીને ઠૂંઠો બતાવતાં બોલ્યો, 'આજથી તારી સાથે કટ્ટા!'

સત્યવાને એનો બચાવ કરતાં કહ્યું, 'અચાનક મિલન થઈ ગયું. હું પંદર દિવસથી બોનીને ટ્યૂશન આપવા આવું છું પણ મને ખબર નહિ કે સાવિત્રી આ સોસાયટીમાં રહે છે.'

'તો તમારી સાથે કટ્ટા!'

'કેમ?'

'સાવિત્રી ક્યાં રહે છે તે તમારે જાણવું ન જોઇએ?'

સત્યવાને એની ભાષામાં વાત કરતાં કહ્યું, 'સાવિત્રીને હું એડ્રેસ પૂછું તે અવિવેક ગણાય. એણે સામેથી તે આપવું જોઇએ.'

'રાઇટ.' સુનીલે તે કબૂલ કરતાં કહ્યું, 'ચાલો, કોઇની સાથે કટ્ટા નહિ, દોસ્તી.'

'તમે શું ભણો છો?'

'જવાબ નહિ આપું.'

'કેમ?'

'નાના પાસેથી જવાબ જોઇતો હોય તો એને "તમે" ન કહેવાય.'

'એ તો અરસપરસ છે. તું સાવિત્રી કરતાં મને જુદી રીતે સંબોધે છે એટલે મારે તેમ કરવું પડ્યું.'

'તમે મોટા છો.'

'સાવિત્રી પણ મોટી છે.'

'એ બહેન છે.'

'હું દોસ્ત છું. તેં જ હમણાં કહ્યું.'

'હું એની સાથે સ્ટડી કરું છું.'

'તને બહેન ટ્યૂશન આપે છે?'

'છટ્ટ્ એ મને શું ટ્યૂશન આપતી હતી? હું એને ટ્યૂશન આપું તેવો છું.'

ગંભીરતા જાળવી રાખતાં સત્યવાને કહ્યું, 'મને એની ખબર નહિ. હું પહેલી વખત ઘેર આવ્યો એટલે અજાણ છું.'

'તો જાણી લ્યો, મારે કોઈ ટ્યૂશનની જરૂર નથી, તેમ બેનાને પણ નથી.'

'એ તો મેં પહેલે દિવસે જ એનાં મમ્મીને અભિપ્રાય આપ્યો હતો.'

'એની મમ્મી નહિ માને.'

'કેમ?

'ઓર્થોડોક્સ છે.'

'ઓર્થોડોક્સ!' સત્યવાનથી સહજ તેનું પુનરાવર્તન થયું.

'હા.'

'એ તો તારાં મમ્મી કરતાંય મોડર્ન છે!'

'એ તો બહારનો દેખાવ છે. અંદરથી મેં કહ્યું તેમ ઓર્થોડોક્સ છે.'

'દાખલા તરીકે?'

'બેની જ એનો દાખલો છે. એને ડૉકટર નથી થવું પછી એને વધુ માર્ક્સ આવ્યા કે ઓછા તેની પરવા શું કામ?'

'એને શું થવું છે?'

'તમે ટ્યૂશન આપો છો એટલે ખબર ના પડી?'

'એને બધામાં શોખ છે અને જે લાઈનમાં જાય તેમાં સફળ થાય તેમ લાગે છે. પરંતુ લોઅર સ્ટેન્ડર્ડમાં એ ચોક્કસ ન થઈ શકે. હાયર સ્ટેન્ડર્ડમાં આવે તે પછી નક્કી કરી શકે.'

'એને ક્રિકેટર થવું છે.'

'તે ભલે થાય.'

'એની મમ્મીને ડૉક્ટર કરવો છે. એથી મોર્નિંગમાં રમત નામે બંધ. હું અત્યારે બેડમિંગ્ટન રમીને આવ્યો. તેને આવવા દેતાં નથી.'

'એને સાંજે રમવાની છૂટ છે.'

'એ મમ્મી કેમ નક્કી કરે?'

'એ વડીલ છે, બેની સગીર છે.'

'એ જ ઓર્થોડોક્સી. તમે પણ એવું માનતા હો તો તમે પણ...'

'ઓર્થોડોક્સ' સત્યવાને મંદ મંદ હસતાં પૂરતી કરીને ઉમેર્યું. 'તું પાછો મારો દોસ્ત મટી ગયો હોય તેમ "તમે" "તમે" કરવા લાગી ગયો.'

'તમે હવે મારા દોસ્ત નથી.'

'કેમ?'

'ઓર્થોડોક્સ મારા દોસ્ત ન હોઈ શકે.'

સત્યવાન જોરથી હસી પડ્યો. એ જમીને સાવિત્રીને ત્યાંથી વિદાય થયો ત્યારે મોટાંબાનો વિદાય વખતનો અવાજ સંભળાયો— કચ બની રહેજે!

[ તાજેતરમાં પ્રગટ થયેલી નવી નવલકથા 'વાસંતી'નું પ્રકરણ ]

●

# રજકણ સૂરજ થવાને શમણે

## રમણ પાઠક

સુસંપન્ન વિચારક તથા પ્રથમ કોટિના ગદ્યકાર–નિબંધકાર ભાઈ શ્રી ગુણવંત શાહે નવલકથા લખી, એવો ઉલ્લેખ હમણાં સાંભળ્યો; ત્યારે ત્યાં વિદ્વાન, અભ્યાસુ મિત્રો જ ઉપસ્થિત હતા, છતાં ઘણાએ ઉદ્ગાર કાઢ્યો કે 'ખરેખર તે આ જ ગુણવંત શાહ કે?'

હા, આપણા એ જ કાર્ડિયોગ્રામકીર્તિધારી ભાઈ શ્રી ગુણવંત શાહે એક નવલકથા પ્રગટ કરી છે, જે બદલ તેઓ બેવડાં-ત્રેવડાં અભિનંદનના અધિકારી બને છે. આ સર્જનથી તેઓ નિઃશંક અચ્છા નવલકથાકાર તરીકે સિદ્ધ થાય છે એ એક ઘટના; તો આધુનિક સાહિત્યના 'અવિચારી' યુગમાં તેઓએ એક મૂલ્યવાન પ્રણાલીને પુનઃપ્રતિષ્ઠિત કરીને વિચારપ્રધાન કથા પ્રગટ કરવાનો મૌલિક પુરુષાર્થ ખેડ્યો છે એ બીજી અભિનંદનીય ઘટના છે.

પરંતુ સૌથી મોટું સાહસ તો આ રચનામાં રહેલા તેઓના કથાપ્રધાન વિચારો છે. એ રીતે તેઓએ જબરું સાહસ ખેડ્યું જ છે; જે વળી અત્રે ચર્ચવામાં પુરસ્કારવામાં, હું એથી ય ગંભીરતર જોખમ ખેડી રહ્યો છું, કારણ કે આપણી 'પબ્લીક' બડી બેવકૂફ, વિવેકહીન છે. નાટક-સિનેમામાં જે વિચારો યા જીવનપદ્ધતિની રજૂઆત લોકો તાળીઓથી વધાવી લે, નવલકથામાં જેને સહ્ય ક્ષમ્ય ગણે; એ જ વિચારો જ્યારે કોઈ, 'કાર્ડિયોગ્રામ'માં અથવા 'રમણભ્રમણ'માં પ્રસિદ્ધ થાય, ત્યારે ઉશ્કેરાઈને મારવા જ ધસે. ખેર, એ અનુભવે ય હવે કોઠે પડી ગયો છે. મતલબ એ જ કે ડૉ. ગુણવંતભાઈના વિચારો લોકની વર્તમાન દૃષ્ટિએ ખરેખર ભયંકર છે; પરંતુ ભયાનકતા જ્યારે સત્ય હોય, ત્યારે દૃષ્ટિસંપન્ન માટે તો ખરેખર એ આહ્લાદક પણ બને જ છે, અને જો એવું સત્ય સ્વીકારી પણ જાણીએ, તો જીવનને ય એ સુંદરતર, આનંદમય બનાવી શકે છે. ડૉ. શાહને અનુસરીને, છતાં આવડે તેવો શૈલીપ્રયોગ કરી જોઉં તો ગાંડાતૂર ધસમસતાં પૂર જેટલાં ભયંકર તેટલાં જ મનોહર પણ અનુભવાય છે અને જો એને નાથી શકીએ તો સૂકાંભઠ રણને ય લીલાછમ બનાવી શકીએ.

હું પોતે તો જીવનાભિમુખ, ચિંતનપ્રધાન સાહિત્યનો આશક છું. હમણાં જ પ્રગટ થયેલા મારા છેલ્લા પુસ્તકમાં મેં એવું વિધાન કર્યું જ છે કે 'સર્જક બની નામ કમાવા કરતાં ય, આ દુખિત-પીડિત માનવજાતને સુખી જોવાની મારી મહત્ત્વાકાંક્ષા અનેકગણી બળવત્તર છે...આધુનિક સાહિત્યવિભાવના તથા રચનાઓનો હું અલબત્ત અધિકારી પ્રશંસક છું. પરંતુ આજના લેખકો...... ગરીબોનાં દુખદર્દો પરત્વે સભાન તથા સક્રિય નથી એવું મને અપાર દુઃખ છે.' ગોવર્ધનરામે બહુજનહિતાય, બહુજનસુખાય જે નિબંધ દ્વારા આપવું હતું એ સુકથાની મદિરા દ્વારા આપી, વધુ આસ્વાદ્ય, વધુ અસરકારક તથા વિશેષ સ્વીકાર્ય બનાવી મૂક્યું.

વાર્તા પોતે કલા તરીકે વિચાર જેટલું જ એથી અદકું નહીં તો, મહત્ત્વ ધરાવે છે એવી હેન્રી જેમ્સની સ્પષ્ટતા હજુ આપણા બધા નવલકથાકારો ધરાવતા નથી, એવી ટકોર પ્રસ્તાવનામાં શ્રી જયેન્દ્ર ત્રિવેદીએ કરી છે.

ત્યારે મારે કહેવું ઘટે કે, શ્રી ગુણવંત શાહની આ નવલકથા સર્વ કોઈ સમજદાર, જાગરુક, સમાજ-ચિંતક માનવહિતચિંતક વ્યક્તિએ કેવળ વાંચવા જેવી છે એટલું જ નહીં, અન્યને અવશ્ય વંચાવવા જેવી પણ છે; અરે, કેવળ ખરીદવા જેવી જ નહીં; ખરીદીને અન્યને ભેટ આપવા જેવી કૃતિ છે, લગ્નોત્સુક યુગલોને ખાસ...કારણ કે આ રચના 'અસ્તિત્વ-વાદની ભૂમિકામાં લગ્ન વગરના સમાજની છણાવટ કરતી' સુવાચ્ય, આસ્વાદ્ય કથા છે.

હું વ્યાખ્યાનાદિમાં ઘણી ય વાર જાહેર કરું છું કે, 'હું દેશમાં એકાદ કલાકે ય સર્વસત્તાધીશ બનું તો સર્વપ્રથમ પચ્ચીસ-પચાસ વર્ષ માટે લગ્નબંધી જાહેર કરું'—જેમ ગાંધીજી દારૂબંધી માટે કહેતાં, અલબત્ત વાસ્તવિકતા-અવાસ્તવિકતા વચ્ચેનો ઔચિત્ય-અનૌચિત્યનો ભેદ અત્રે સ્પષ્ટ જ છે. આપણાં લગભગ તમામ સામાજિક દુઃખો-આપત્તિઓ-યાતનાઓનું મૂળ નશો નહિ, પરંતુ આપણી જરીપુરાણી, ભયાનક રીતે હાનિકર સિદ્ધ થઈ ચૂકેલી, કેવળ અર્થ-હીન લગ્ન વ્યવસ્થા જ છે, એટલું સમજાવવા આટઆટલો શ્રમ ઉઠાવવાનો અને ગેરસમજો વેઠવાની? 'માનવી માટે પરણવું અનિવાર્ય નથી.' એટલું જો સમજાય-સ્વીકારાય તો દેશની તથા દુનિયાની સૌથી ભયાવહ સમસ્યા વસતિ વિસ્ફોટથી માંડીને અન્ય તમામ નાની-મોટી સમસ્યાઓ ખૂબ આસાનીથી ઊકલી જાય. એને માટે લગ્નેતર જાતીય સંબંધની સંપૂર્ણ મુક્તિ અનિવાર્ય પૂર્વશરત લેખાય.

નવલકથામાં જરા જુદી દૃષ્ટિએ પણ, આવી લગ્ન-વિહીન સમાજવ્યવસ્થા, જાતીય વ્યવસ્થાનો પુરસ્કાર છે. આ વિચાર નવો છે, ક્રાંતિકારી છે, મૂલ્યવાન છે; વર્તમાન પરિસ્થિતિમાં આવશ્યક જ નહિ, અનિવાર્ય છે. અને આમ વૈચારિક સત્ત્વની દૃષ્ટિએ પણ આ નવલકથા એક અતિઆવકાર્ય પ્રકાશન છે પરંતુ વિવેચન-સમીક્ષાની ગુંજાયશ નથી; આ વિભાગમાં એ અપેક્ષિત પણ નથી એટલે થોડાંક વિચારપ્રેરક, વિવાદપ્રેરક, ક્રાંતિકારી, ચિંત્ય, મૂલ્યવાન, વજનદાર ટાંચણો જ અત્રે તો, ભાઈશ્રી ગુણવંત-ભાઈની મંજૂરીની અપેક્ષાએ રજૂ કરી, વાચકોને આ કથા વાંચવા વિનવીએ, જેથી જે બહુ તાકીદનું છે એ સમજાય કે, જે ઘરેડમાં જડસુ બની સદીઓથી પડ્યાપડ્યા એ ઢસડાયા કરીએ છીએ; એથી ભિન્નતર, સુંદરતર, આનંદમય જીવન પણ શક્ય છે જ.

* * *

'લોક લગ્ન કરી શકે એટલું મૂર્ખ તો છે, પરંતુ તેઓ બાળકો પેદા કરી શકે એવા મહામૂર્ખ શા માટે બને છે? લગ્ન આપણી વ્યક્તિતાને લગભગ ખતમ કરે છે, આપણું બોઈંગ નષ્ટપ્રાય બની રહે છે. લગ્ન પ્રેમને વાસી તો બનાવે જ છે, પણ તે સાથે આવા વાસી પ્રેમને ફરજિયાત અને કાયમી બનાવે છે. હું માનું છું કે દરેક સ્ત્રીને કોઈ બોયફ્રેન્ડ હોવો જોઈએ. દરેક પુરુષને ગર્લફ્રેન્ડ હોવી જોઈએ. ભાગ્યે કોઈ શાયરે પત્ની પર શાયરી લખી હશે. પૂર્વજોએ કદાચ તે જમાનામાં ડહાપણ વાપરીને આ પ્રથા વિચારી હશે, પણ તેથી આજે ય એ અંગે નવેસરથી ન વિચારવું એ જડતા નહીં તો બીજું શું?

'દુનિયાના કેટલાય દેશોમાં લગ્નસંસ્થા ઢીલી થઈ રહી છે. હવે એ લોકો લગ્નને પવિત્ર ગણતા

નથી. લગ્નની પ્રથા ભગવાને નથી સર્જી, માણસે ઊભી કરી છે. બાળલગ્નને કારણે ઘણા લોકો દુઃખી થયા છે અને ખાસ કરીને સ્ત્રીઓ વધારે દુઃખી થઈ. અરાજકતા તો આજે છે, હજારે એક યુગલ સુખી જોવા મળે તો મળે. હું રાષ્ટ્રધ્વજને સલામી આપવાની ચેષ્ટાને મૂર્તિપૂજા ગણું છું. સાહચર્ય મુખ્ય છે અને લગ્ન ગૌણ છે. આજે ય પશ્ચિમના દેશોમાં પતિપત્ની છૂટા પડે ત્યારે કોઈ ઊહાપોહ જોવા નથી મળતો. લગ્ન વગર પણ સ્ત્રીપુરુષ સાથે જીવી શકે અને બાળકોને ઊછેરી શકે એવી સમાજ-રચનામા હું માનુ છું. લગ્નસંસ્થાએ પ્રેમને અસહજ બનાવ્યો છે અને જલનને સહજ બનાવી છે. માણસ સિવાયનુ કોઈ પ્રાણી બ્રહ્મચર્ય નથી પાળતું અને તેથી જ વ્યભિચારી પણ નથી હોતું... નિસર્ગદત્ત એવી સેકસ પ્રત્યે દુશ્મનાવટ રાખવામા કોઈ વૈજ્ઞાનિકતા ખરી?...આ વૃત્તિ પર કહેવાતો કાબૂ મેળવે તેને વિજય ગણવાનુ યોગ્ય ખરું? હું તો કહું છું કે, આ લગ્નપ્રથા નહીં જાય ત્યા સુધી સ્ત્રી મુક્ત નહી જ થાય. પરણ્યા વગર સાથે રહેનારા યુગલોને કોણ રોકે છે—પરદેશમા તો આ અંગે કોઈ પરવા પણ નથી કરતુ. છૂટાછેડા સરળ બનવા જોઈએ. પશ્ચિમના દેશોમા એક જમાનામા સ્ત્રીઓને આત્મા છે કે નહી એની ચર્ચા ચાલેલી.

'નાતજાત, ધર્મ, આર્થિક સ્થિતિ, દહેજ, માબાપની દરમિયાનગીરી, જન્માક્ષર ..જેવી બાબતોને કારણે પસંદગી તદ્દન સાંગિત અને અસહજ બને છે. આજે સાચુ પૂછો તો દર સો લગ્ને એક લગ્ન પણ સહજ નથી હોતું. પશ્ચિમના દેશોમાં યુવાનો હવે કન્યા અક્ષત હોય એવી અપેક્ષા જ નથી રાખતા. લગ્ન ન કરવાં એ લગ્ન કરવા જેટલું સહજ ગણવું જોઈએ. આખી લગ્નસંસ્થા માલિકીના પાયા પર ઊભેલી છે.

'જો ચારિત્ર માત્ર સેકસ સાથે જ જોડવાનું હોય ..તો આપણા દંભી સમાજમાં લુચ્ચો, બદમાશ, શોષણખોર અને અપ્રામાણિક માણસ પણ આ અર્થમાં ચારિત્ર્યવાન હોઈ શકે છે. લગ્ન સંવનન જેવી અતિશય પ્રાકૃતિક, અતિશય આનંદમય, અતિશય નિર્દોષ ઘટનાને કૃત્રિમ, નિયમબદ્ધ બનાવી મૂકે છે એને ખતમ કરી મૂકે છે. આ તે કેવી દુનિયા છે? અહીં દ્વેષ જાહેરમા થઈ શકે છે અને પ્રેમ તો છાનામાના કરવો પડે છે! ઇત્યાદિ.'

આવા અનેક અરૂઢ, રૂઢિભંજક વિચારોના સંગ્રહથી આ નવલકથા ખરેખર નવલી, મૂલ્યવાન કથા બને છે; વર્તમાન પતિત સમાજના સમુદ્ધરણ માટે આવા તાતા સાહિત્યની આજે આપણે ત્યા તાતી જરૂર છે. રજકણે સૂરજ થવુ હશે, તો પોતાની મૃણ્મયતાને પ્રજ્વલિત કરી મૂકવી પડશે. રજકણની આ મૃણ્મયતાથી સૂર્ય ભિન્ન નથી, હકીકતે સ્વયં સૂરજ મૃણ્મય રજકણ થવાને શમણે જલી રહ્યો છે. આપણે મૃણ્મયતાને ત્યાગવાની નથી, આનંદસ્વરૂપ બનાવવાની છે, કારણ કે આત્મા પણ રજકણની એ જ મૃણ્મયતાનો સ્વભાવ છે, આવિર્ભાવ છે. અને રજકણ સૂરજ કરતાં ય એક બાબતમાં તો મહત્તર જ છે; કારણ કે એ વિવેકબુદ્ધિસંપન્ન છે.

[ નવલકથા 'રજકણ સૂરજ થવાને શમણે'નું અવલોકન 'ગુજરાત મિત્ર'માંથી સાભાર (૨૫-૧૦-૮૦)]



## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| ૧ આસોપાલવ | વીનેશ અંતાણી | નવલકથા | ૧૬–૨૫ |
| ૨ બંધન અને મુક્તિ (સંક્ષિપ્ત) | દર્શક | ,, | ૧૦–૦૦ |
| ૩ તારા ચરણોમાં હું ફૂલ | કનૈયાલાલ જોશી | ,, | ૨૦–૦૦ |
| ૪ સૂરજ ડૂબે મૃગજળમાં | મફત ઓઝા | ,, | ૧૭–૦૦ |
| ૫ આગમન | હરીન્દ્ર દવે | ,, | ૧૩–૭૫ |
| ૬ કાગળ પર તિરાડો | સુધીર દેસાઈ | કાવ્ય | ૮–૦૦ |
| ૭ સૂર્યને તરતો મૂકું છું | ,, | ,, | ૨૦–૦૦ |
| ૮ અખા ભગતના ગુજરાતી પદ | સંપા. અનસૂયાબહેન ત્રિવેદી | ,, | ૨૨–૦૦ |
| ૯ અપરાધ | ખિમન સાંડીસ | ,, | ૪–૦૦ |
| ૧૦ મીરાંબાઈ | પૂજાલાલ | ,, | ૮–૦૦ |
| ૧૧ તમે ટહુકો અમે વાંસવન | મહેશ સોલંકી | ,, | ૮–૦૦ |
| ૧૨ ભદ્રા | મુકુન્દરાય વિ. પારાશર્ય | ,, | ૧૦–૦૦ |
| ૧૩ અણહિલવાડનું રાજ્ય | હર્ષદરાય ઝવેરીલાલ દેસાઈ | ઐતિહાસિક | ૧૫–૦૦ |
| ૧૪ ચેતનાનું ઊર્ધ્વારોહણ | યુવાચાર્ય મહાપ્રજ્ઞ | ચિંતનાત્મક | ૧૮–૦૦ |
| ૧૫ અક્ષરલોકની યાત્રા | જયેન્દ્ર ત્રિવેદી–ગંભીરસિંહ | જીવનચરિત્ર | ૪૮–૦૦ |
| ૧૬ યોગેશ્વર શ્રીકૃષ્ણ | કરસનદાસ માણેક | ,, | ૨૦–૦૦ |
| ૧૭ ઝાકળ ભીનાં પારિજાત | ગુણવંત શાહ | નિબંધો | ૧૨–૫૦ |
| ૧૮ રંકનું આયોજન | વાડીલાલ ડગલી | ,, | ૨૨–૫૦ |
| ૧૯ યાત્રાનો ચમત્કાર | ત્રિવેણીબહેન મોદી | પ્રવાસ | ૧૫–૦૦ |
| ૨૦ ગર્ગસંહિતા | — | ,, | ૫૧–૦૦ |
| ૨૧ ૧,૦૦ વર્ષ નિરોગી રહો | માણેકલાલ મફતલાલ પટેલ | આરોગ્ય | ૧૮–૦૦ |
| ૨૨ વાત્સાયન કામસૂત્ર | વાત્સાયન મુનિ | જાતીયવિજ્ઞાન | ૪૫–૦૦ |
| ૨૩ સંપર્ક | સંપા. ચંદ્રવદન મહેતા | પ્રકીર્ણ | ૪–૦૦ |
| ૨૪ મધપૂડો (સુવાક્યો) | સંપા. મુકુંદ શાહ | ,, | ૩–૦૦ |
| ૨૫ રમૂજી ટૂચકા | ,, | ,, | ૩–૦૦ |
| ૨૬ જીવન જીવી જાણો | ,, | ,, | ૩–૦૦ |
| ૨૭ એક હાથે ચપટી | સુરેશ દલાલ | બાલસાહિત્ય | ૧૦–૦૦ |
| ૨૮ સિદ્ધિવંતો સુકાની– સુનીલ ગાવસ્કર | જગદીશ બિનીવાલે | ,, | ૨–૦૦ |

**પ્રાપ્તિસ્થાન :**

**આર. આર. શેઠની કંપની : મુંબઈ ૪૦૦ ૦૦૨ * અમદાવાદ ૩૮૦ ૦૦૧**

નથી. લગ્નની પ્રથા ભગવાને નથી સર્જી, માણસે ઊભી કરી છે. બાળલગ્નને કારણે ઘણા લોકો દુઃખી થયા છે અને ખાસ કરીને સ્ત્રીઓ વધારે દુઃખી થઈ. અરાજકતા તો આજે છે, હજારે એક યુગલ સુખી જોવા મળે તો મળે. હું રાષ્ટ્રધ્વજને સલામી આપવાની ચેષ્ટાને મૂર્તિપૂજા ગણું છું. સાહચર્ય મુખ્ય છે અને લગ્ન ગૌણ છે. આજે ય પશ્ચિમના દેશોમાં પતિપત્નીની છૂટા પડે ત્યારે કોઈ ઊહાપોહ જોવા નથી મળતો. લગ્ન વગર પણ સ્ત્રીપુરુષ સાથે જીવી શકે અને બાળકોને ઊછેરી શકે એવી સમાજ-રચનામાં હું માનું છું. લગ્નસંસ્થાએ પ્રેમને અસહજ બનાવ્યો છે અને જલનને સહજ બનાવી છે. માણસ સિવાયનું કોઈ પ્રાણી બ્રહ્મચર્ય નથી પાળતું અને તેથી જ વ્યભિચારી પણ નથી હોતું... નિસર્ગદત્ત એવી સેક્સ પ્રત્યે દુશ્મનાવટ રાખવામાં કોઈ વૈજ્ઞાનિકતા ખરી ?... આ વૃત્તિ પર કહેવાતો કાબૂ મેળવે તેને વિજય ગણવાનું યોગ્ય ખરું ? હું તો કહું છું કે, આ લગ્નપ્રથા નહીં જાય ત્યાં સુધી સ્ત્રી મુક્ત નહીં જ થાય. પરણ્યા વગર સાથે રહેનારાં યુગલોને કોણ રોકે છે—પરદેશમાં તો આ અંગે કોઈ પરવા પણ નથી કરતું. છૂટાછેડા સરળ બનવા જોઈએ. પશ્ચિમના દેશોમાં એક જમાનામાં સ્ત્રીઓને આત્મા છે કે નહીં એની ચર્ચા ચાલેલી.

'નાતજાત, ધર્મ, આર્થિક સ્થિતિ, દહેજ, માબાપની દરમિયાનગીરી, જન્માક્ષર...જેવી બાબતોને કારણે પસંદગી તદ્દન સીમિત અને અસહજ બને છે. આજે સાચું પૂછો તો દર સો લગ્ને એક લગ્ન પણ સહજ નથી હોતું. પશ્ચિમના દેશોમાં યુવાનો હવે કન્યા અક્ષત હોય એવી અપેક્ષા જ નથી રાખતા. લગ્ન ન કરવાં એ લગ્ન કરવા જેટલું સહજ ગણવું જોઈએ. આખી લગ્નવ્યવસ્થા માલિકીના પાયા પર ઊભેલી છે.

'જો ચારિત્ર માત્ર સેક્સ સાથે જ જોડવાનું હોય...તો આપણા દંભી સમાજમાં લુચ્ચો, બદમાશ, શોષણખોર અને અપ્રામાણિક માણસ પણ આ અર્થમાં ચારિત્ર્યવાન હોઈ શકે છે. લગ્ન સંવનન જેવી અતિશય પ્રાકૃતિક, અતિશય આનંદમય, અતિશય નિર્દોષ ઘટનાને કૃત્રિમ, નિયમબદ્ધ બનાવી મૂકે છે એને ખતમ કરી મૂકે છે. આ તે કેવી દુનિયા છે ? અહીં દ્વેષ જાહેરમાં થઈ શકે છે અને પ્રેમ તો છાનામાના કરવો પડે છે ! ઇત્યાદિ.'

આવા અનેક અરૂઢ, રૂઢિભંજક વિચારોના સત્ત્વથી આ નવલકથા ખરેખર નવલી, મૂલ્યવાન કથા બને છે; વર્તમાન પતિત સમાજના સમુદ્ધરણ માટે આવા તાતા સાહિત્યની આજે આપણે ત્યાં તાતી જરૂર છે. રજકણે સૂરજ થવું હશે, તો પોતાની મૃણ્મયતાને પ્રજ્વલિત કરી મૂકવી પડશે. રજકણની આ મૃણ્મયતાથી સૂર્ય ભિન્ન નથી, હકીકતે સ્વયં સૂરજ મૃણ્મય રજકણ થવાને શમણે જલી રહ્યો છે. આપણે મૃણ્મયતાને ત્યાગવાની નથી, આનંદસ્વરૂપ બનાવવાની છે, કારણ કે આત્મા પણ રજકણની એ જ મૃણ્મયતાનો સ્વભાવ છે, આવિર્ભાવ છે. અને રજકણ સૂરજ કરતાં ય એક બાબતમાં તો મહત્તર જ છે; કારણ કે એ વિવેકબુદ્ધિસંપન્ન છે.

[ નવલકથા 'રજકણ સૂરજ થવાને શમણે'નું અવલોકન 'ગુજરાત મિત્ર'માંથી સાભાર (૨૫-૧૦-૮૦) ]



## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| निमिषा | उपेन्द्रनाथ 'अश्क' | 30-00 |
| कैसे कैसे सच | बिमल मित्र | 10-00 |
| मिथुनलग्न | ,, | 20-00 |
| घहराती घटाएँ | महाश्वेता देवी | 30-00 |
| धर्मोरक्षति | आचार्य चतुरसेन | 40-00 |
| दुख भरा राग | कृष्ण आलनहल्ली | 22-00 |
| विस्फोट | अरुण साधू | 21-00 |
| रावी पार | बलवन्त सिंह | 16-00 |
| दिशाहीन | हंसराज रहबर | 25-00 |
| रक्तबीज | शिवसागर मिश्र | 40-00 |
| फेलूदा एन्ड कम्पनी | सत्यजित राय | 18-00 |
| कम्यूनिस | शंकर बसु | 21-00 |
| काश्मीर की क्लियोपेट्रा | गोविन्दवल्लभ पंत | 25-00 |
| रक्त गुलाल | पन्नालाल पटेल | 38-00 |
| कल के लिए | स्नेह मोहनीश | 15-00 |
| श्रद्धा | उत्तम परमार | 30-00 |
| मसीहे नरक जीते हैं | दीपचन्द विहारी | 16-00 |
| बिदनूर का नायक | मा. वें. अय्यंगार | 36-00 |
| उप-संहार | योगेश गुप्त | 25-00 |
| अकारण | ,, | 18-00 |
| मकान दर मकान | बाला दुबे | 20-00 |
| राधिका | आनन्दकुमार | 27-00 |
| इन्साफ | योगेशचन्द्र भार्गव | 12-00 |
| देवता | ,, | 12-00 |
| क्योंकि | शशिप्रभा शास्त्री | 15-00 |
| शुहीगंध | देवप्रकाश | 20-00 |
| शकुनिमामा | सत्यपाल विद्यालंकार | 25-00 |
| जेठवा उजली | ध्यान मालीजा | 15-00 |
| और सूरज ढल गया | पुरुषोत्तम पोमल | 20-00 |

: प्राप्तिस्थान :

आर. आर. शेठ एन्ड कम्पनी : बंबई 400 002 * अहमदाबाद 380 001

# આદર્શ પુસ્તકાલયો માટે ઉત્તમ નવલકથાઓ

## રમણલાલ વ. દેસાઈ

| | | | |
|---|---|---|---|
| જયંત | ૧૨–૨૫ | શોભના | ૧૫–૭૫ |
| શિરીષ | ૧૭–૫૦ | ક્ષિતિજ | ૨૭–૭૫ |
| કોકિલા | ૨૩–૦૦ | ભાગ્યચક્ર | ૧૫–૭૫ |
| હૃદયનાથ | ૧૭–૦૦ | હૃદયવિભૂતિ | ૧૫–૦૦ |
| સ્નેહયજ્ઞ | ૧૬–૫૦ | છાયાનટ | ૧૨–૨૫ |
| દિવ્યચક્ષુ | ૧૬–૦૦ | પહાડનાં પુષ્પો | ૨૩–૦૦ |
| પૂર્ણિમા | ૧૫–૭૫ | ઝંઝાવાત | ૩૦–૦૦ |
| ભારેલો અગ્નિ | ૨૮–૦૦ | પ્રલય | ૧૮–૨૫ |
| ગ્રામલક્ષ્મી–૧ | ૧૫–૭૫ | કાલભોજ | ૧૯–૫૦ |
| ગ્રામલક્ષ્મી–૨ | ૧૮–૦૦ | સૌંદર્યજ્યોત | ૧૮–૫૦ |
| ગ્રામલક્ષ્મી–૩ | ૧૨–૭૫ | શૌર્યતર્પણ | ૧૪–૨૫ |
| ગ્રામલક્ષ્મી–૪ | ૩૦–૦૦ | +બાલાજોગણ | ૧૮–૫૦ |
| ગ્રામલક્ષ્મી (સંક્ષિપ્ત) | (છપાશે) | સ્નેહસૃષ્ટિ | ૧૭–૦૦ |
| +ખંસરી | ૭–૨૫ | +શચીપૌલોમી | ૧૨–૫૦ |
| પત્રલાલસા | ૧૨–૫૦ | ત્રિશંકુ | ૧૩–૦૦ |
| ઠગ | ૧૪–૦૦ | આંખ અને અંજન | ૮–૫૦ |

## વિ. સ. ખાંડેકર

| | |
|---|---|
| સોનેરી સ્વપ્નાં | ૧૮–૭૫ |
| અંતરની ઓળખ | ૧૯–૦૦ |
| ક્રૌંચવધ | ૨૫–૦૦ |
| ઉલ્કા | ૧૪–૭૫ |
| સુલભા | ૧૭–૨૫ |
| દાઝેલાં હૈયાં | ૧૨–૭૫ |
| સૂનાં મંદિર | ૨૫–૦૦ |
| પહેલી પ્રીત | ૧૦–૫૦ |
| આશા-મિનારા | ૨૨–૫૦ |
| છાયાપ્રકાશ | ૨૮–૦૦ |
| અશ્રુ | ૧૯–૭૫ |
| દોનધ્રુવ | ૧૭–૦૦ |
| યયાતિ | ૪૦–૦૦ |
| પ્રેમતૃષ્ણા | ૧૩–૫૦ |

## ઈશ્વર પેટલીકર

| | | | |
|---|---|---|---|
| વાસંતી | ૨૫–૦૦ | મધલાળ | ૧૨–૨૫ |
| પરોઢનું અંધારું | ૨૦–૦૦ | ભવસાગર | ૧૨–૨૫ |
| જનમટીપ | ૨૫–૦૦ | કલ્પવૃક્ષ | ૧૩–૦૦ |
| લખ્યાલેખ | ૧૧–૭૫ | શકુંતલા | ૧૯–૨૫ |
| કળિયુગ | ૨૬–૦૦ | પ્રેમપંથ ૧–૨ | ૩૨–૫૦ |
| મારી હૈયાસગડી | ૨૪–૦૦ | +યુગનાં એંધાણ | ૧૮–૦૦ |
| પંખીનો મેળો | ...... | +ઋણાનુબંધ | ૧૬–૭૫ |
| ધરતીનો અવતાર | ૮–૭૫ | જય–પરાજય | ૧૪–૨૫ |
| આશાપંખી | ૨૪–૦૦ | લાક્ષાગૃહ | ૩૧–૨૫ |
| તરણા ઓથે ડુંગર | ૧૩–૫૦ | જૂજવાંરૂપ | ૧૧–૭૫ |
| કાશીનું કરવત | ૧૧–૦૦ | સેતુબંધ | ૨૦–૦૦ |
| કાજળ કોટડી | ૧૧–૫૦ | અભિજાત | ૧૪–૭૫ |

## રઘુવીર ચૌધરી

| | |
|---|---|
| પંચપુરાણ | ...... |
| કંડક્ટર | ૨૪-૦૦ |
| રુદ્રમહાલય | ૧૮–૦૦ |
| શ્રાવણ રાતે | ૧૦–૭૫ |
| લાગણી | ૧૩–૦૦ |
| ઉપરવાસ | ૨૨–૫૦ |
| સહવાસ | ૨૧–૭૫ |
| અંતરવાસ | ૧૯–૭૫ |
| વેણુ વત્સલા | ૧૧–૫૦ |
| સખીઓ | ૧૧–૭૫ |
| પરસ્પર | ૨૩–૦૦ |
| તેડાગર | ૯–૨૫ |
| અમૃતા | ૨૧–૫૦ |
| પૂર્વરાગ | ૯–૨૫ |
| આવરણ | |
| એકલવ્ય | |

# વિવિધ રસની સર્વપ્રિય નવલકથાઓ

### ગુણવંતરાય આચાર્ય

જળસમાધિ ૧૫-૦૦
ધરમત સંધાર ૧૫-૦૦
મલે ઉગા ભાણુ ૨૫-૫૦

### વાઘેલાયુગ ગ્રંથાવલિ

સર્વેશ્વર ૧૩-૦૦
વિશળદેવ ૧૧-૭૫
સારંગદેવ ૧૭-૫૦

### ગુજરાત ગ્રંથાવલિ

ઇડરિયો ગઢ ૧૪-૫૦
નગરી શોભાવતી ૧૮-૫૦
રાજ્યરગઢ ૯-૨૫
રાવ-રણમલજી ૧૩-૭૫

### ઐતિહાસિકનવલગ્રંથાવલિ

સેનાપતિ ૧૬-૫૦
જામ તમાચી ૧-૨ ૨૮-૫૦
મુસાફર ૧૦-૦૦
જોરતલબી ૧૨-૭૫
સરમુખત્યાર ૧૦-૨૫
બંડખોર ૧૦-૭૫
દરિયાપાર ૧૭-૭૫

### રાધેશ્યામ શર્મા

સ્વપ્નતીર્થ ૧૦-૦૦
ફેરો ૬-૭૫

### મનસુખલાલ ઝવેરી

અવગુણ ચિત્ત ન ધરો ૧૨-૭૫
કાળુભારને કાંઠે ૧૧-૨૫
હૈયાં હિજરાયેલ ૯-૦૦

### મોહમ્મદ માંકડ

ઓછાયો ૧૧-૦૦
ધુતારા ૬-૫૦
ભૂખરી ભૂખરી સાંજ ૧૧-૫૦
કાયર ૪-૭૫
વંચિતા ૬-૭૫

### પ્રીતમલાલ કવિ

હિરણ્યરેણુ ...
વમળમાં ડૂબે કિનારો ...
જોગિયાના સૂર ૧૪-૦૦
નાજુક સવારી ૨૨-૨૫
આંખમાં ઊગ્યાં ફૂલ ૨૦-૦૦
અંકુર ૧૮-૦૦
પાષાણશય્યા ૧૭-૦૦
શૂન્યાવકાશ ૧૩-૦૦
સિંદૂરનો સૂરજ ૧૮-૭૫
ચહેરામહોરા ૧૩-૭૫
મૃગજળ ૧૪-૫૦
પારેવાં મોતી ચૂગે ૧૫-૫૦
અડાબીડ અંધારા ૧૩-૭૫
કંથકોટેશ્વર ૧૯-૭૫

### નાનાભાઇ જેબલિયા

વંકી ધરા વંકા વહેણ ૧૪-૦૦
ભીનાં ચઢાણ ૧૮-૭૫
એંધાણ ૧૫-૦૦
સૂરજ ઊગ્યે સાંજ ૨૦-૫૦
મેઘરવો ૧૩-૫૦
રંગ બિલોરી કાચના ૧૩-૦૦

### આબિદ સુરતી

બે વરસની મંવરાતે ૧૯-૦૦
વાસકસજ્જા ૧૨-૦૦
ખાલીપો ૧૩-૦૦
પાપણ પારનો પ્રદેશ ૧૩-૨૫
રડતાં ગુલમહોર ૧૮-૭૫
અલગ માટીના મરદ ૧૫-૦૦
રંગ બદલતી રોમા ૧૧-૨૫
પગલે પગલે પ્યાર ૧૪-૦૦
બોંતેર વર્ષનો બાબો ૧૦-૨૫
કાળા ગુલાબ ૯-૫૦
કુંડળી ૧૨-૫૦
એક ઝલક જાપાનની (પ્રવાસ) ૧૫-૦૦

### દિલીપ રાણપુરા

વંચના ...
વાસંતી ડૂસકાં ...
મને પૂછશો નહિ ૨૩-૦૦
સૂકી ધરતી સૂકા હોઠ ૨૦-૨૫
ફૂલનું બીજું નામ ૨૩-૦૦
રે, અમે કોમળ કોમળ ૧૭-૦૦
અમે તરસ્યા પૂનમનાં ૧૯-૫૦
કા'ન તમે સાંભળો તો...૧૭-૦૦
કોઈ વરદાન આપો ૧૫-૨૫
કારવા ગુજર ગયાં ૧૬-૭૫
નિયતિ ૧૩-૦૦
હરિયાળાં વેરાન ૧૨-૭૫
આતમ વીંઝે પાંખ ૧૮-૫૦
હું આવું છું ૧૯-૦૦
દીવા તળે ઓછાયા (સંસ્મરણકથા) ૧૨-૦૦

### ઇલા આરબ મહેતા

વારસદાર ૧૦-૫૦
આવતીકાલનો સૂરજ ૧૧-૦૦
રાધા ૧૧-૦૦

## અન્ય રસપ્રદ નવલકથાઓ

થેંક્યુ મિસ્ટર ગ્લાડ
મેઘના
ભૂકમાં હળાહળ
અચ્યુત
ત્રિવિધ તાપ

અનિલ બર્વે ૧૦-૫૦
હસિત બૂચ ૧૦-૦૦
બુદ્ધદેવ બસુ ૫-૭૫
ચીનુપ્રસાદ વૈ. જાની ૭-૭૫
ગોવિંદભાઈ અમીન ૪-૦૦

# ટૂંકી વાર્તાના રસિકો માટે ઉત્તમ સંગ્રહો

## રમણલાલ વ. દેસાઈ

| | |
|---|---|
| ઝાકળ | ૯–૦૦ |
| પંકજ | ૧૨–૦૦ |
| રસબિંદુ | ૯–૭૫ |
| કાંચન અને ગેરુ | ૧૩–૦૦ |
| દીવડી | ૧૨–૫૦ |
| સતી અને સ્વર્ગ | ૧૨–૨૫ |
| હીરાની ચમક | ૧૦–૨૫ |

## ઈશ્વર પેટલીકર

| | |
|---|---|
| આકાશગંગા | ૧૨–૭૫ |
| પારસમણિ | ૧૦–૭૫ |
| માનતા | ૧૨–૦૦ |
| તાણાવાણા | ૧૦–૫૦ |
| ચિનગારી | ૧૨–૨૫ |
| લોહીની સગાઈ | ૧૯–૦૦ |
| અભિસારિકા | ૧૩–૫૦ |
| મીનપિયાસી | ૧૦–૭૫ |
| કઠપૂતળી | ૧૩–૨૫ |

## વિ. સ. ખાંડેકર

અનુવાદક

### ગોપાળરાવ ગ. વિદ્વાંસ

| | |
|---|---|
| વારાફેરા | ૯–૫૦ |
| ટીલડી | ૧૮–૦૦ |
| વમળ | ૧૬–૦૦ |
| નૂતનપ્રભાત | …… |
| સંધ્યાદીપ | …… |
| સ્વપ્નસૃષ્ટિ | ૨૦–૦૦ |
| મધરાત | ૧૬–૫૦ |
| ચકલીનો માળો | ૨૧–૦૦ |
| જાનકી | ૨૦–૦૦ |
| પારિજાતક | ૨૨–૦૦ |

## રઘુવીર ચૌધરી

| | |
|---|---|
| આકસ્મિક સ્પર્શ | ૯–૦૦ |
| નંદીઘર | ૧૦–૫૦ |

## સારંગ બારોટ

| | |
|---|---|
| સદાસર્વદા | ૧૪–૦૦ |
| માસૂમ ચહેરા | ૯–૨૫ |
| અંદર-બહાર | ૬–૭૫ |
| ગુલબંકી | ૭–૨૫ |
| મેઘમલાર | ૧૧–૦૦ |
| કોઈ ગોરી, કોઈ સાંવરી | ૧૩–૭૫ |
| માનવહૈયાં | ૧૩–૦૦ |
| મોરનાં આંસુ | ૧૧–૭૫ |
| અક્ષયપાત્ર | ૧૦–૦૦ |

## વિઠ્ઠલ પંડ્યા

| | |
|---|---|
| આસક્તિ | ૧૦–૨૫ |

## ગુણવંતરાય આચાર્ય

| | |
|---|---|
| નીલરેખા | ૯–૫૦ |

## ભગવતીકુમાર શર્મા

| | |
|---|---|
| વ્યર્થ કક્કો: છળ બારાખડી | ૧૦–૭૫ |
| કંઈ યાદ નથી | ૯–૨૫ |

## 'સુન્દરમ્'

| | |
|---|---|
| પિયાસી | ૧૨–૦૦ |
| ઉન્નયન | ૮–૦૦ |

## મોહમ્મદ માંકડ

| | |
|---|---|
| ક્યારે આવશો ? | ૬–૫૦ |
| વાતવાતમાં | ૭–૫૦ |
| ના | ૭–૨૫ |
| મનના મરોડ | ૯–૧૦ |
| ઝાકળનાં મોતી | ૬–૦૦ |

## અન્ય વાર્તાસંગ્રહો

| | | |
|---|---|---|
| પ્રભાતકિરણો | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ૧૧–૨૫ |
| દીનાનાથ | રમણલાલ ધી. શાહ | ૪–૫૦ |

## આપના પ્રિય લેખકોની 'મારી શ્રેષ્ઠ વાર્તાઓ'

### લોકપ્રિય વાર્તાશ્રેણી

| | | | |
|---|---|---|---|
| આબિદ સુરતી | ૯–૨૫ | નાનાભાઈ જેબલિયા | ૯–૨૫ |
| દિલીપ રાણપુરા | ૯–૭૫ | પ્રીતમલાલ કવિ | ૯–૫૦ |
| મનસુખલાલ ઝવેરી | ૮–૭૫ | સવિતા રાણપુરા | ૯–૭૫ |
| પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૯–૫૦ | હસમુખ શેઠ | ૯–૨૫ |
| ગુણવંત ભટ્ટ | ૯–૦૦ | મૂળરાજ રૂપારેલ | ૯–૨૫ |

# સાહિત્ય–વિવેચન–સંદર્ભગ્રંથો

| | | |
|---|---|---|
| વિવેચનની પ્રક્રિયા | રમણલાલ જોશી | .... |
| શરદ સમીક્ષા | રામનારાયણ વિ. પાઠક | ૧૪–૦૦ |
| રચના અને સંરચના | હરિવલ્લભ ભાયાણી | ૧૫–૦૦ |
| આમોદ | સુંદરજી બેટાઈ | ૧૫–૦૦ |
| મહાનિબંધ વર્ગીકૃત સૂચિ | સં. પ્રકાશ વેગડ | ૧૨–૦૦ |
| ગુજરાતી સામયિક લેખસૂચિ—<br>૧૯૭૫ | સં. કનુભાઈ શાહ<br>કિરીટ ભાવસાર | ૨૦–૦૦ |
| ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન | ભારતલાલ પાઠક | ૧૪–૦૦ |
| કાવ્યનું સંવેદન | હરિવલ્લભ ભાયાણી | ૧૪–૫૦ |
| ગુજરાતી ભાષાના ઇતિહાસની<br>કેટલીક સમસ્યાઓ | ,, ,, | ૫–૦૦ |
| દર્શકના દેશમાં | રઘુવીર ચૌધરી | ૪૦–૦૦ |
| અદ્યતન કવિતા | ,, ,, | ૧૩–૭૫ |
| વાર્તાવિશેષ | ,, ,, | ૧૫–૨૫ |
| સીમાંકન અને સીમોલ્લંઘન | સિતાંશુ યશશ્ચંદ્ર | ૧૦–૦૦ |
| રમણીયતાનો વાગ્‌વિકલ્પ | ,, ,, | ૧૫–૦૦ |
| પૂર્વાપર | ભોળાભાઈ પટેલ | ૧૭–૦૦ |
| કાવ્યપ્રત્યક્ષ | ચંદ્રકાન્ત શેઠ | ૧૭–૫૦ |
| અર્થાન્તર | ,, ,, | ૧૫–૫૦ |
| પરિધિ | દિગીશ મહેતા | ૧૩–૦૦ |
| સાંપ્રત | રાધેશ્યામ શર્મા | ૧૫–૦૦ |
| ઇષિકા | યશવંત ત્રિવેદી | ૧૬–૦૦ |
| આકાશભાષિત | રસિકલાલ પરીખ | ૧૧–૫૦ |
| કાવ્યદ્યુતિ | બ. ક. ઠાકોર | ૧૨–૦૦ |
| શિક્ષણનો ઇતિહાસ | ‘કાન્ત’ | ૯–૦૦ |
| કવિતાવિચાર | નરસિંહરાવ દિવેટિયા | ૧૧–૦૦ |
| ગ્રંથસ્થ વાઙ્‌મય | અનંતરાય રાવળ | ૧૮–૦૦ |
| સ્વાધ્યાય ભા. ૧ | કેશવલાલ હિં. કામદાર | ૪–૫૦ |

# કાવ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| પૃથ્વીને પશ્ચિમ ચહેરે | ઉશનસ્ | ૮–૦૦ |
| વ્યોમલિપિ | પ્રિયકાંત મણિયાર | ૧૦–૦૦ |
| લીલેરો ઢાળ | ,, | ૧૦–૦૦ |
| ઓડિસ્યુસનું હલેસું | સિતાંશુ યશશ્ચંદ્ર | ૯–૫૦ |
| ખૂમ કાગળમાં કોરા | લાભશંકર ઠાકર | ૬–૦૦ |
| પ્રબલગતિ | પ્રિયકાંત મણિયાર | ૮–૦૦ |
| સંભવ | ભગવતીકુમાર શર્મા | ૯–૫૦ |
| સૂરજ કદાચ ઊગે | હરિકૃષ્ણ પાઠક | ૯–૫૦ |
| મહાભારતનાં છેલ્લાં ચાર પર્વો | અનુ. સુંદરજી બેટાઈ | ૧૪–૦૦ |
| અતીતની પાંખમાંથી | ‘સ્નેહરશ્મિ’ | ૮–૦૦ |
| અવકાશ | નલીન રાવળ | ૬–૨૫ |
| પવન રૂપેરી | ચંદ્રકાંત શેઠ | ૬–૨૫ |
| મારે નામને દરવાજે | લાભશંકર ઠાકર | ૫–૫૦ |
| તમસા | રઘુવીર ચૌધરી | ૬–૫૦ |
| પૂર્વાલાપ | ‘કાન્ત’ | ૨૦–૦૦ |
| અનુભૂતિ | મનસુખલાલ ઝવેરી | ૩–૦૦ |
| નિહારિકા | ર. વ. દેસાઈ | ૩–૦૦ |
| શમણાં | ,, | ૩–૫૦ |
| મનીષા | મીનુ દેસાઈ : રમણલાલ શાહ | ૩–૦૦ |

## સુંદરજી બેટાઈ

| | | | |
|---|---|---|---|
| શ્રાવણી ઝરમર | … … | તુલસીદલ | ૩–૨૫ |
| અનુવ્યંજના | ૬–૫૦ | સદ્ગત ચંદ્રશીલાને | ૧–૨૫ |
| શિશિરે વસન્ત | ૭–૦૦ | વ્યંજના | ૬–૦૦ |
| ઇન્દ્રધનુ | ૩–૦૦ | રોમહર્ષણી | ૬–૦૦ |
| વિશેષાંજલિ | ૪–૦૦ | | |

## સુન્દરમ્

| | | | |
|---|---|---|---|
| વસુધા | ૫–૦૦ | કાવ્યમંગલા | ૧૭–૫૦ |



## શાળોપયોગી સંક્ષિપ્ત નવલકથાઓ

**‘દર્શક’**

| | |
|---|---|
| બંધન અને મુક્તિ | ૧૦–૦૦ |

**‘સ્નેહરશ્મિ’**

| | |
|---|---|
| અંતરપટ | ૬–૦૦ |

**સારંગ બારોટ**

| | |
|---|---|
| નંદનવન | ૩–૦૦ |

**ગુણવંતરાય આચાર્ય**

| | |
|---|---|
| રત્નાકર મહારાજ | ૫–૦૦ |
| એક જ્યોત જલે | ૪–૦૦ |

## નાટ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| મેના ગુજરી | રસિકલાલ પરીખ | ૧૦–૦૦ |
| શાલિનાં પક્ષી | વિભૂત શાહ | ૬–૦૦ |
| સ્વપ્ન પિંજર | ચંદ્રકાંત શેઠ | ૬–૦૦ |
| મને દસ્યો દેખાય છે | મહેશ દવે | ૬–૦૦ |
| મોક્ષ | મુકુન્દ પરીખ | ૬–૦૦ |
| નવનિર્માણ '૭૭ | શિવકુમાર જોષી | ૬–૦૦ |
| ગંગા વહે છે આપની | શિવકુમાર જોષી | ૨૨–૫૦ |

**રઘુવીર ચૌધરી**

| | |
|---|---|
| અશોકવન | ૭–૫૦ |
| ઝૂલતા મિનારા | ૬–૫૦ |
| સિકંદર સાની | ૭–૫૦ |
| એક ડાળનાં પંખી | ૮–૭૫ |

**રમણલાલ વ. દેસાઈ**

| | |
|---|---|
| શંકિત હૃદય | ૫–૫૦ |
| કવિદર્શન | ૫–૦૦ |
| પૂર્ણિમા | ૩–૭૫ |

**સારંગ બારોટ**

| | |
|---|---|
| ×પ્રેમ સગાઈ | ૩–૦૦ |

## આત્મકથા – જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| ભગવાન રમણ મહર્ષિ : જીવન અને કાર્ય | યોગેશ્વર | ૧૦–૦૦ |
| મધ્યાહ્નનાં મૃગજળ | ર. વ. દેસાઈ | ૧૦–૦૦ |
| વિદ્યાનગરના વિશ્વકર્મા | ઈશ્વર પેટલીકર | ૯–૦૦ |

## રેખાચિત્રો

**રઘુવીર ચૌધરી**

| | |
|---|---|
| સહરાની ભવ્યતા | ૧૭–૫૦ |

**અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ**

| | |
|---|---|
| નામરૂપ | ૧૪–૦૦ |

**ઈશ્વર પેટલીકર**

| | |
|---|---|
| ધૂપસળી | ૧૩–૫૦ |
| ગોમતીઘાટ | ૯–૦૦ |
| ગ્રામચિત્રો | ૮–૭૫ |

## કૌટુંબિક–સાંસારિક

## સમાજજીવન

**ઈશ્વર પેટલીકર**

| | |
|---|---|
| નવદંપતિ | ૨૧–૦૦ |
| સંસ્કારનું સૌંદર્ય | ૪–૨૫ |
| સંસ્કારની કામનાઓ | ૫–૦૦ |
| રાષ્ટ્રીય સંસ્કાર | ૪–૫૦ |
| સંસ્કારી પરકમ્મા | ૪–૫૦ |
| જીવનદીપ | ૧૨–૦૦ |
| સુદર્શન | ૮–૭૫ |
| સંવનનકાળ | ૧૧–૦૦ |
| અમૃતમાર્ગ | ૧૩–૫૦ |
| રામાયણદર્શન | ૫–૨૫ |
| મહાભારતદર્શન | ૬–૦૦ |
| ગીતાદર્શન | ૬–૦૦ |
| દામ્પત્યભાવના (પૂ. શ્રીમોટા સાથે પ્રશ્નોત્તરરૂપે) | સંપાદ: રમેશ ભ ૨૦–૦ |

**લાભુબહેન મહેતા**

સંસારમાધુરી

જીવનમાંગલ્ય

---

દેશવિદેશમાં સૌથી વિશેષ પ્રશંસા પામેલ પાકશાસ્ત્રની સંવર્ધિત આવૃત્તિ.
ઇન્ડિયન, ઇટાલિયન, મેક્સિકન, કોન્ટિનેન્ટલ, ચાઈનીઝ વગેરે ઈન્ટરનેશનલ વેજિટેરિયન,
પાંચસો ઉપરાંત વાનગીઓનો અભૂતપૂર્વ રસથાળ.

**રસમાધુરી** સુશીલા સુબોધ રૂપિયા ૬૦–૦૦

# નવજાગૃતિ સમાજમાળા

## ઈશ્વર પેટલીકર

નવજાગૃતિ દોઢસો વર્ષ ઉપર રાજા રામમોહન રોયથી શરૂ થઈ લોકનાયક શ્રી જયપ્રકાશ નારાયણનું સમૂળી ક્રાંતિનું સોનેરી સ્વપ્ન ભારતમાં સિદ્ધ થાય ત્યાં સુધી એની યાત્રા અવિરત ચાલુ જ રહેશે. આ વિષયને આવરી લેતી નીચેની પુસ્તિકાઓ જમાનાની સાથે કદમ મિલાવવા તમારે વાંચવી, વસાવવી જ રહી.

| | |
|---|---|
| રાજા રામમોહન રોય | ૨–૨૫ |
| સો વર્ષ પહેલાંનો સમાજ | ૪–૦૦ |
| હિંદુધર્મની વિશિષ્ટતા | ૨–૨૫ |
| અસ્પૃશ્યતાનું કલંક | ૩–૫૦ |
| હિંદુમુસ્લિમ કોમી માનસ | ૨–૭૫ |
| તારુણ્યના આવેગો | ૪–૦૦ |
| કોલેજિયનોમાં ડેટિંગનું વલણ | ૨–૫૦ |
| સફળ પ્રેમલગ્નો | ૨–૫૦ |
| ભારતીયકરણ | ૨–૫૦ |
| ઇંદિરા ગાંધી | ૨–૫૦ |
| આચાર્યોનું અનુશાસન | ૭–૫૦ |
| ગાંધીજીનું અનુશાસન | ૮–૨૫ |
| આઝાદીની પહેલી ત્રીસી | ૯–૦૦ |
| વાચનની સારીમાઠી ટેવ | ૭–૫૦ |
| સિનેમાનું સારું માઠું મનોરંજન | ૬–૫૦ |
| જ્યાં જ્યાં વસે એક ગુજરાતી | ૧૭–૨૫ |
| બે પેઢી વચ્ચેનું અંતર | ૧૨–૫૦ |
| શ્રી સ્વામિનારાયણ અને અદ્યતન હિંદુધર્મ પ્રવાહ | ૧૬–૦૦ |

# સમાજ વિજ્ઞાનમાળા

સંપાદકો : ડૉ. અક્ષયકુમાર દેસાઈ

ડૉ. નીરા અ. દેસાઈ

બદલાતો સમાજને અનુરૂપ આવાં અભ્યાસી પુસ્તકો દરેક હાઈસ્કૂલ, કૉલેજ તથા ગ્રામ-પુસ્તકાલયમાં હોવાં આવશ્યક છે. વિદ્યાર્થીઓ, શિક્ષકો માટે અનિવાર્ય ગ્રંથો.

| | |
|---|---|
| અર્થશાસ્ત્ર પ્રવેશિકા | ૩–૦૦ |
| સમાજવાદ શા માટે ? | ૩–૦૦ |
| સમાજવાદ એક વૈજ્ઞાનિક આલોચન | ૩–૦૦ |
| ભારતીય જ્ઞાતિવ્યવસ્થા | ૩–૨૫ |
| સામાજિક માનવશાસ્ત્ર | ૪–૦૦ |
| કલાનું સમાજશાસ્ત્ર | ૪–૦૦ |
| શિક્ષણનું સમાજશાસ્ત્ર | ૮–૦૦ |
| વિકસતાં શહેરો અને ઝૂંપડપટ્ટીઓ | ૮–૦૦ |
| સ્ત્રીવિમુક્તિની સમસ્યાઓ | ૯–૨૫ |
| ભારતની સ્ત્રીનો પલટાતો દરજ્જો | ૧૦–૦૦ |

# પ્રકીર્ણ

| | | |
|---|---|---|
| રંકનું આયોજન | વાડીલાલ ડગલી | ૨૨–૫૦ |
| કમળનાં તંતુ | હરિવલ્લભ ભાયાણી | ૧૯–૦૦ |
| મીસાવાસ્યમ્ | વિષ્ણુ પંડ્યા | ૨૨–૫૦ |
| માનવ જાગે છે જ્યારે | ગોદાવરી પરુળેકર | ૧૭–૦૦ |
| એક નશો હજાર સુસીબતો | 'ત્રિરાજ' | ૭–૫૦ |
| તેજશલાકા | વિ. સ. ખાંડેકર | ૭–૫૦ |
| ભારતનું ગ્રામજીવન | સંપાદન | ૧૧–૫૦ |

## શ્રી અમૃતલાલ યાજ્ઞિકની અનુભવી કલમના ગ્રંથરત્નો

| | |
|---|---|
| મુખડા કયા દેખો દરપનમેં ! | ૨૦–૦૦ |
| જાગીને જોઉં તો | ૧૬–૫૦ |
| ચિદ્ઘોષ | ૮–૨૫ |

અમારી એજન્સીનાં ● ગુજરાત રાજ્ય દ્વારા ઇનામો પામેલાં અમારાં પ્રકાશનો ●

## શ્રેષ્ઠ પુસ્તકો

**યશવંત ત્રિવેદી**

| | |
|---|---|
| કાવ્યની પરિભાષા | ૪૦–૦૦ |
| પરિશેષ | ૧૫–૦૦ |
| રિદ્દિવના | ૬–૦૦ |
| રિપ્રશ્ન | ૧૦–૦૦ |

**સં. જાડેજા અને ત્રિવેદી**

| | |
|---|---|
| પેટલીકર : શીલ અને શબ્દ | ૨૦–૦૦ |

**શ્રી ઈશ્વર પેટલીકરની ચૂંટેલી કૃતિઓ**

| | |
|---|---|
| વેવિધા | ૧૫–૦૦ |

**અનુ. યશવંત ત્રિવેદી**

| | |
|---|---|
| તિયુદ્ધ કાવ્યો | ૧૨–૦૦ |

**સં. રાધેશ્યામ શર્મા**

| | |
|---|---|
| ની વાર્તા | ૨૦–૦૦ |

**વિભૂત શાહ**

| | |
|---|---|
| કરીઓ ઉપર વસંત બેઠી છે | ૮–૦૦ |

**સં. યશવંત ત્રિવેદી**

| | |
|---|---|
| –અને સાહિત્ય | ૨૦–૦૦ |

**ડૉ. હસુ યાજ્ઞિક**

| | |
|---|---|
| ધ્યકાલિન ગુજરાતી પ્રેમકથાઓ | ૬–૦૦ |

**ડાહ્યાભાઈ નાગરિક**

| | |
|---|---|
| કળતો ઉપખંડ | ૪૦–૦૦ |
| ાગરિક ઘડતર | ૬–૦૦ |

**નગીનદાસ પારેખ**

| | |
|---|---|
| રિચય અને પરીક્ષા | ૬–૫૦ |

| | | |
|---|---|---|
| ક્યારે આવશો ? | મોહમ્મદ માંકડ | ૬–૫૦ |
| ટેકરીઓ ઉપર વસંત બેઠી છે | વિભૂત શાહ | ૮–૦૦ |
| +ગેરસમજ | રઘુવીર ચૌધરી | ૪–૦૦ |
| ×છિન્નભિન્ન | ભગવતીકુમાર શર્મા | ૫–૧૦ |
| ના | મોહમ્મદ માંકડ | ૭–૨૫ |
| આકસ્મિક સ્પર્શ | રઘુવીર ચૌધરી | ૯–૦૦ |
| ×નારો નમણું ફૂલ | સારંગ બારોટ | ૧૦–૫૦ |
| ×કાવ્યમાં શબ્દ | હરિવલ્લભ ભાયાણી | ૮–૦૦ |
| ગ્રંથસ્થ વાઙ્મય | અનંતરાય રાવળ | ૧૮–૦૦ |
| ×લાલ પીળો ને વાદળી | વિભૂત શાહ | ૬–૫૦ |
| વ્યંજના | સુંદરજી બેટાઈ | ૬–૦૦ |
| તમસા | રઘુવીર ચૌધરી | ૬–૫૦ |
| તુલસીદલ | સુંદરજી બેટાઈ | ૩–૨૫ |
| +અમૃતમાર્ગ | ઈશ્વર પેટલીકર | ૧૩–૫૦ |
| ×સંવનનકાળ | ,, | ૧૧–૦૦ |
| ×પ્રસન્ન દામ્પત્ય | ,, | ૧૦–૫૦ |
| ×જીવનસંગમ | ,, | ૧૦–૨૫ |

આર. આર. શેઠની કંપનીના આદ્યસ્થાપકની પુણ્યસ્મૃતિ

## 'સ્વ. ભુરાલાલ રણછોડદાસ' શેઠ સ્મારક ગ્રંથમાળા

આ ગ્રંથમાળા નીચે ગુજરાતી ભાષાનાં બહુમૂલ્ય અપ્રાપ્ય ગ્રંથો તથા વિદ્વાન લેખકો દ્વારા નવાં લખાયેલાં, સંપાદિત ગ્રંથો પડતર કિંમતે સુલભ કરી આપવાની યોજના છે.

| | | |
|---|---|---|
| ૧. કવિતાવિચાર | નરસિંહરાવ દિવેટિયા | ૧૧–૦૦ |
| ૨. શિક્ષણનો ઇતિહાસ | 'કાન્ત' | ૯–૦૦ |
| ૩. ભગવાન રમણ મહર્ષિ : જીવન અને કાર્ય | યોગેશ્વર | ૬૦–૦૦ |

# જ્ઞાન-વિજ્ઞાન-મનોરંજનથી ભરપૂર બાલ-કિશોર સાહિત્ય

### ગિજુભાઈ

| | | |
|---|---|---|
| ગિજુભાઈની બાળવાર્તાઓ | પુસ્તક ૧ થી ૧૦ | ૩૫–૦૦ |

### સં. ગિજુભાઈ—તારાબહેન

| | | |
|---|---|---|
| હાસ્યવિનોદ ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૨–૦૦ |
| જીવનપરિચય ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| પશુપક્ષી ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| પાઠપોથી ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| જ્ઞાનવર્ધક ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૨–૦૦ |
| ગાતો ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| કથાનાટ્ય ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| રમ્યકથા ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| અવલોકન ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| ચાલો પ્રવાસે ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |

### રમણલાલ સોની

| | | |
|---|---|---|
| સુમંગલ બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | ૧૨–૫૦ |
| બોધોદય બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | ૧૨–૫૦ |
| ચિત્તરંજન બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | ૧૨–૫૦ |
| શિશુવિકાસ બાલવાર્તાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | ૧૫–૦૦ |
| હાન્સ ઍન્ડરસન પરીકથાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | ૧૭–૫૦ |

### હરીશ નાયક

| | | |
|---|---|---|
| ફૂલપરાગ ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| મનમોહક ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૨–૦૦ |
| સુંદર બોધકથામાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| ગમ્મતમાળા | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |
| નમૂનેદાર ગ્રંથાવલિ | પુસ્તક ૧ થી ૧૦ | ૧૦–૦૦ |
| મધપુડો ગ્રંથાવલિ | પુસ્તક ૧ થી ૮ | ૧૦–૦૦ |

### બાબુભાઈ અવરાણી

| | | |
|---|---|---|
| બાળવિજ્ઞાનમાળા | પુસ્તક ૧ થી ૧૦ | ૧૫–૦૦ |
| સૂક્ષ્મજીવ પરિચય ગ્રંથમાળા | પુસ્તક ૧ થી ૧૦ | ૧૫–૦૦ |
| શરીર પરિચયમાળા | પુસ્તક ૧ થી ૧૦ | ૧૫–૦૦ |
| ખગોળ પરિચયમાળા | પુસ્તક ૧ થી ૧૦ | ૧૫–૦૦ |

### શ્રી દક્ષિણામૂર્તિ બાલ-સાહિત્ય વાટિકા મંડળ પહેલું

**સંપાદક : ગિજુભાઈ**

| | |
|---|---|
| આગગાડી | ૧-૧ |
| જાણવું જોઈએ | ૧-૨ |
| ટપાલગાડી | ૧-૨ |
| પ્રવાસવાર્તા | ૧-૨ |
| વનવૃક્ષો | |
| કૂદાં અને પતંગિયાં | ૧-૨ |
| બુધાકાકા | ૧-૦ |
| આપણી લોકકથાઓ | ૧-૨ |
| ટેકરીની વનસ્પતિ | ૧-૨ |
| તારા અને ગ્રહો | ૧-૫ |
| ઋતુના રંગ | ૧-૦ |
| ગિરીશભાઈની વાર્તાઓ-૧ | |
| બાળજોડકણાં | ૧-૨૫ |
| પરીની વીંટી | ૧-૨૫ |
| બંગાળની લોકકથાઓ | ૧-૨ |
| વિજ્ઞાનના દ્રષ્ટાઓ-૨ | ૧-૨૫ |
| ગિરીશભાઈની વાર્તાઓ-૨ | ૧-૫ |
| સોમાભાઈના કાવ્યો | ૧-૫ |
| સુશીલાને પત્રો | ૧-૨ |
| કુદરતકથાઓ | ૧-૨ |
| વિવિધમાહિતી સંગ્રહ | ૧-૭ |

### ઇંદુ શાહ : શંકર શાહ

| | |
|---|---|
| અગન ગુલાબ | ૧-૭ |

### માધવજી ગો. પટેલ

| | |
|---|---|
| લાલમંડળ | ૧-૫ |

# .ળકો હોંશે હોંશે વાંચે તેવું રસભરપૂર બાળ–સાહિત્ય

### સુરેશ ઠાકર

કહેવત કથામાળા પુસ્તક ૧ થી ૧૦ ૧૨–૫૦

### જીવરામ જોષી

લોકકથા વાર્તાવલિ પુસ્તક ૧ થી ૫ ૧૭–૨૫

નવરસ વાર્તાવલિ પુસ્તક ૧ થી ૧૦ ૧૬–૦૦

### નાનાભાઈ ભટ્ટ કૃત

મહાભારત કથા ૯–૦૦

### રામાયણનાં પાત્રો

|વણ ૩–૭૫ રામચંદ્ર ૧૧–૫૦

કૈયી–મ દોદરી ૩–૦૦

---

બાળકોની જિજ્ઞાસાવૃત્તિ વિકસે અને સંતોષાય, વલણ વિસ્તરે અને રસ કેળવાય અને બાળક પ્રથમથી આસપાસની સમગ્ર સૃષ્ટિનાં અંગ-ઉપાંગોને વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતાં, જાણતાં અને માણતાં શીખે એવા વિજ્ઞાનના સરળ ૧૦૦ પ્રયોગોનું પુસ્તક.

## તમે જાતે કરી જુઓ

ગટુભાઈ ચોકસી

મૂલ્ય રૂ. ૧૨–૫૦

---

### ● ગઝલ–શાયરીના રૂપકડાં પ્રકાશનો ●

દિવાન–એ–આમ મનસુખલાલ ઝવેરી 'કાયમ' ૧૧–૦૦

દીવાન–એ–ખાસ „ ૧૧–૦૦

### અભ્યાસગ્રંથો

અપ્સરા ખંડ–૩ ર. વ દેસાઈ ૫–૦૦

અપ્સરા ખંડ–૪ „ ૪–૫૦

અપ્સરા ખંડ–૫ „ ૪–૫૦

ભારતીય સંસ્કૃતિ „ ૧૦–૦૦

ભારતીય સમાજમાં સ્ત્રીજીવન ડૉ. નીરા દેસાઈ ૧૬–૦૦

ર. વ. દેસાઈ: વ્યક્તિત્વ અને વાઙ્મય ૧–૨ ડૉ. હસમુખ દોશી ૧૨–૦૦

હણાતા હીર શંકરભાઈ પટેલ ૬–૭૫

### ધનંજય શાહ

**અક્કલના ખાં**

દસ પુસ્તકો ૨૫–૦૦

**રૂપકથામાળા**

ગુચ્છ ૧/૨

૨૦ પુસ્તકો ૨૨–૫૦

**રંગકથામાળા**

૧૦ પુસ્તકો ૧૩–૦૦

**સોટી–પોઠી**

ગુચ્છ પાંચમો

દસ પુસ્તકો ૧૫–૦૦

### મોંઘીબહેન બધેકા

ડહાપણની વાતો ૨–૦૦

### ● ગુજરાત વિદ્યાસભાનાં ●

### પુસ્તકો

કવિતા અને સાહિત્ય ભા. ૩ ૩–૭૫

બ્રિટીશ રિયાસત ૩–૦૦

આરોગ્યના પ્રદેશ ૧–૦૦

કર્તવ્ય ૪–૦૦

ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર ૨–૫૦

દલપત કાવ્યો–૧ ૫–૦૦

મજાતંત્ર ૦–૫૦

રોમનો ઇતિહાસ ૨–૫૦

બંગાળી સાહિત્યનો ઇતિહાસ ૨–૦૦

વૃત્તવિવેચન ૨–૦૦

અજિત શેઠ

# ગુજર ગયા વહ જમાના

ગુજરાતી ભાષામા પંકજ મલ્લિકનું આત્મકથાત્મક-સંસ્મરણાત્મક
આલેખન તથા મૂલ્યાંકન

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# મિલાપ

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪   અંક : ૭



સ્વ. કવિશ્રી કરસનદાસ માણેક

અજિત શેઠ

# ગુજર ગયા વહ જમાના

ગુજરાતી ભાષામાં પંકજ મલ્લિકનું આત્મકથાત્મક-સંસ્મરણાત્મક આલેખન તથા મૂલ્યાંકન




આપણા જમાનાના
શ્રેષ્ઠ સંગીતજ્ઞ
પંકજ મલ્લિકની
અમર આત્મકથા અને
એવી જ મર્મપૂર્ણ
સંસ્મૃતિની કથા

મૂલ્ય રૂ. ૨૦/.


સંગીત ભવન ટ્રસ્ટ પ્રકાશન

□ મુખ્ય વિક્રેતા, આર. આર. શેઠની કંપની

આવરણ : હેમાન્તી પ્રિન્ટર્સ, અમદાવાદ ૩૮૦૦૦૧ * ફોન : C/o ૩૮૮૨૬૯

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# કિલ્લોલ

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪ અંક : ૭



સ્વ. કવિશ્રી કરસનદાસ માણેક

# નવાં યાદગાર પ્રકાશનો

## દામ્પત્યભાવના

પૂ. શ્રીમોટા સાથે પ્રશ્નોત્તરી

પૂજ્ય શ્રીમોટાનાં પ્રગટ થયેલા પુસ્તકોમાં આ પુસ્તક એક અનોખા પ્રકારનું છે. કોઈ મુક્તાત્મા—સંતાત્મા સંસાર વ્યવહારમાં અવતરીને જીવમાત્રને એમાથી ઉગારવાનો આ રીતે માર્ગ દર્શાવે એ ઘટના ઘણી જ મહત્ત્વની છે. નવજીવનમા પ્રવેશ કરતાં સ્ત્રીપુરુષ પૂરતુ જ નહિ પરંતુ સર્વ કોઈ સ્ત્રીપુરુષના જીવનને ઉજાળનારું આ લખાણ છે.

સ્ત્રીપુરુષની પ્રકૃતિના પ્રશ્નો તથા એમાથી ઊભી થતી અથડામણો અને જન્મતા સંઘર્ષો વેળાએ કેવી જાગૃતિ રાખવાથી અને કેવુ વલણ દાખવવાથી જીવન આનંદમાર્ગી બની રહે એનો મૂળગામી ઉકેલ પૂજ્ય શ્રીમોટાએ દર્શાવ્યો છે

સં. રમેશ ભટ્ટ ૨૦—૦૦

## ઝાકળ ભીનાં પારિજાત

ગુણવંત શાહ ૧૨—૫૦

- પચાસેક જેટલા લઘુ નિબંધોમાં શબ્દે શબ્દે વિચારોની મહેફીલ
- એક નિબંધ પૂરો કર્યા પછી બીજા પર જતા પહેલા વાંચેલી વાતને મમળાવ્યા કરવાનું ગમે તેની રજૂઆત
- ગદ્ય અને પદ્ય વચ્ચેના ગીમા પ્રદેશ પર મૌલિક ચિંતનનું અનેરું ઉડ્ડયન
- એક ગદ્યખંડ વાચ્યા પછી દિવસ સુધરી ગયો હોય એવી લાગણી થાય એવો અનોખો નિબંધસંગ્રહ

"આપણી વચ્ચે આ ખાઈ તમે જ ઊભી કરી છે બાપુ, તમારે જ એ પૂરવી પડશે નહિ પૂરો ત્યાં સુધી હું મારી ટેકરી પર અને તમે તમારી ટેકરી પર એવો ઘાટ રહેશે અને પોતાની ટેકરી ઊંચી હોવાનું ગુમાન પણ રહેશે"

## ધીરા સો ગંભીર

સારંગ બારોટની નવી નવલકથા

"ઘર અને ઘરમા રહેતા સૌ મને ગમે છે પણ મારુ સ્વમાન મને વહાલું છે એનું શુ? મારી મહત્વાકાંક્ષાની સિદ્ધિ માટેનો પુરુષાર્થ મને પ્યારો છે એનું શું?

ઘર ઘરની વાત કહેતી ધીર ગંભીર નવલકથા ૨૭—૫૦

ગુજરાતી નવલકથાના લોકપ્રિય લેખક
શ્રી વિઠ્ઠલ પંડ્યાની નવી કૃતિ

## લાંબી સફર, ટૂંકી જિંદગી

એક પગલુ ઉંબર બહાર અને જિંદગી શાપરૂપ બની જાય છે! સપ્તપદીના વચનોની ત્યારે કશી કિંમત રહેતી નથી! એક અભાગી યુવતીની દર્દભરી દાસ્તાન લોકપ્રિય કલમે

રૂ. ૨૩—૦૦

નવી અને જૂની પેઢી બન્નેનાં લાકપ્રિય લેખક
શ્રી શિવકુમાર જોષીની નવી નવલકથા

## પ્રિય રમ્ય વિભાવરી

ધારાવહી રીતે પ્રગટ થતી હતી ત્યારે "ગુજરાત સમાચાર"ના લાખો વાચકોને રસ તરબોળ કરી મૂકેલા. સામાજિક પ્રશ્નોની વિશિષ્ટ રજૂઆત લોકપ્રિય કલમે.

રૂ. ૧૫—૦૦

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪
૧ માર્ચ '૮૧ : અંક ૭
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૧૯૦૦

આર. આર. શેઠની કંપની વતી ભગતભાઈ ભુરાલાલ શેઠે અન્નપૂર્ણા પ્રિન્ટિંગ પ્રેસ ૫, ગજ્જર એસ્ટેટ, સૈજપુર, અમદાવાદમાં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.





અમદાવાદ, અને ત્યાંથી આગળ વધતું વધતું 'અનામત' આંદોલન ક્યાં જઈ અટકશે અને એમાં કોને કોને ભેળવશે એ કળવું મુશ્કેલ છે. ગુજરાત અને ખાસ કરીને અમદાવાદ હાલ તો કોઈ ને કોઈ 'બંધ'માં ઘેરાયેલું અટવાયેલું અનુભવાય છે. પ્રજાજીવન અને ધંધા-રોજગાર માઠી દશામાં ગૂંગળાઈ રહ્યાં છે. એના શ્વાસોચ્છ્વાસ પર આવી પડનારાં અંધારાનો ભાર વરતાઈ રહ્યો છે. બધું સ્થગિત ચાલે છે ત્યારે 'ઉદ્ગાર'નું નિયમિત પ્રગટવું અશક્ય બન્યું છે.

વાચકો દરગુજર કરે. આપણી વાત પણ અહીં જ અટકે એ સારું છે.

૧૩-૩-'૮૧

મનહર મોદી



# ત્રણ રચના

જ્યોતિષ જાની

## ૧

### ભંડારીભવનમાં

ભવન એક ભંડારીમાં
ભૂવો બેઠો ધૂણે, ભૂત મનાવે!
ભૂતને આવડે ભવાઈ વેશ
જોઈ ભૂવાને વાગે ઠેસ!
ઠેસ પર એક બેઠો ઠળિયો
ભૂતને ભવાઈ વેશ જો મળિયો!

'ગામલોકચુ' રે ગામલોકચું!
આજ. રાતના દીવાટાણે
ભૂત કરશે ભવાઈ વેશ
હાંડી ઝુમ્મર હોંકાટા ને
કઢી કમોદ કરિયાતું છોડી
જોવા ચાલો!
નવલો ભવલો ભવાઈ વેશ!'
ઠળિયા ઉપર ઠળિયો મૂકી
ભૂત મનાવે ભૂવાને, ઝૂકી!
ઠળિયો ઠમકચો વિચાર કરે—
હું શું સાવ રે ઠઠ્ઠો એવો ઠીંકરિયો!'
ઠળિયે ઠળિયે વહેતી થઈ વાત
ભૂત બનાવે ઠઠ્ઠો વેશ, જાણે આપણ ઠીંકરિયા!
ઠળિયે ઠળિયે લાગી ઠેસ
ઠેસે ઠેસે બેઠા ઠળિયા
ઠળિયા ઉપર ભવન બંધાયાં ભંડારીના
ભંડારીના ભવન ઉપર
ભૂવા બેઠા ધૂણે, એને ભૂત મનાવે!*

* 'ભંડારીભુવન'–સાવલી
કવિ ઉશનસનું મકાન, કવિ જયદેવ શુક્લનું રહેઠાણ!

## ૨

### એક ટીખળને

એક ટીખળને એવી ટેવ
ડુંગર ઉપર ભૂસકો મારી
ઊંઘતા ઊંઘતા ખાવી સેવ!
એક ટીખળને એવી ટેવ
વાદળ ઉપર વહાણ બનાવી
સહુને કહે કે કરીએ સહેલ!
એક ટીખળને એવી ટેવ
પોથીમાંથી રીંગણ કાઢી
નાક ઉપર ઉગાડે વેલ!
એક ટીખળને એવી ટેવ
ચરણદાસનું મસ્તક મૂકી
ભૈરવ ગાઈને કરતો પહેલ!

## ૩

### ખૂંધ

સાંઢની ખૂંધ બનીને
મારા સ્વપ્નમાં જાગેલો સમય
આખ ઝીણી કરીને કહે:
'પેધીશ નહિ.'
'ના સમજાયું.' મેં કહ્યું.
'આ મારી ખૂંધ જોઈ?'
'આંખમાં વાગ સ્તો!' મેં કહ્યું.
'જરા પંપાળી જો!'
'હિંમત નથી!' મેં કહ્યું.
જાગીને જોઉં તો
મારી પીઠ ઉપર ઝૂલે
સમયની ખૂંધ!
એને પંપાળવામાં હવે
મારો સમય વીતે છે!

## એકાંકી

# સત્ય સિવાયનું સત્ય

■ રમેશ શાહ

[ એક સ્ટેજમાં ૧' ઊંચું અને ૩' પહોળું લેવલ છે, જેના પર એક એક ટેબલ છે. ટેબલને જોડતી તારની વાડ છે. અંને ટેબલ પર ફોન છે તથા પાણીથી ભરેલા ગ્લાસ છે.

ટેબલ પાછળની ખુરશીઓમાં એક પુરુષ અને એક સ્ત્રી, કાને રિસીવર માંડી બેઠાં છે. લેબલ નીચેના ફ્રન્ટ સ્ટેજમાં સજાવેલું દીવાનખાનું છે.

હરિભાઈ ચોરસો ઓઢીને પાટ પર સૂતા છે.

સ્ત્રી-પુરુષની પીઠ પાછળ પ્રકાશ હોવાથી બંનેના ચહેરા સ્પષ્ટ જોઈ શકાતા નથી.]

સ્ત્રી : (ફોનમાં) હું જે કંઈ કહીશ તે સત્ય જ કહીશ...

પુરુષ ; (ફોનમાં) હું જે કંઈ કહીશ તે સત્ય જ કહીશ...

સ્ત્રી :...સત્ય સિવાય કશું જ કહું નહિ.

પુરુષ :...સત્ય સિવાય કશું જ કહું નહિ.

સ્ત્રી : હું જે કંઈ કરીશ તે સત્ય જ કરીશ.

પુરુષ : આપણે કશું જ કરવાનું નથી

સ્ત્રી : પણ આપણે જોવાનું કામ તો કરવું પડશે ને ?

પુરુષ : આપણે સત્ય સિવાય કશું જ જોઈ શકીએ નહિ.

સ્ત્રી : આપણે જોઈશું તે સત્ય જ હશે.

પુરુષ : એ અસત્ય ના હોય ?

સ્ત્રી : અસત્યને અસત્ય તરીકે જોયું એ સત્ય જ જોયુ કહેવાય ને ?

પુરુષ : સત્ય શું છે ?

સ્ત્રી : બધું જ.

પુરુષ : અસત્ય શું છે ?

સ્ત્રી : બધું જ.

પુરુષ : એટલે સત્ય બરાબર અસત્ય.

સ્ત્રી : હા. અને તાર્કિક રીતે અસત્ય બરાબર સત્ય.

પુરુષ : પેલું ટીપોય જમણી બાજુએ છે।

સ્ત્રી : ના હોં... ટીપોય ડાબી બાજુએ છે।

પુરુષ : હું સોગન ખાઈને કહું છું કે ટીપોય જમણી બાજુએ છે.

સ્ત્રી : એમાં સોગન ખાવાની જરૂર નથી. આ ફોનમાં સાચા સિવાયનું કશું સંભળાતું નથી.

પુરુષ : તેં મારી વાત સાંભળી ?

સ્ત્રી : હા, મને તારી બધી વાત સંભળાય છે.

પુરુષ : એટલે ટીપોય જમણી બાજુએ છે એ વાત સત્ય...રાઈટ ?

સ્ત્રી : તેં મારી વાત પણ સાંભળી છે એટલે ટીપોય ડાબી બાજુએ છે, એ વાત સત્ય છે. રાઈટ ?

પુરુષ : હું સ્પષ્ટ જોઈ શકું છું કે ટીપોય જમણી બાજુએ જ છે.

સ્ત્રી : આ ફોનમાં સંભળાય તે સત્ય. આપણે જે જે જોઈએ તે અસત્ય હોવાનો સંભવ છે.

પુરુષ : અત્યારે આપણે ફિલસૂફીનું પીંજણ કરવાનું નથી. મારે તારા વિષે વાત કરવાની છે...

સ્ત્રી : તારી વાતો સાંભળીને ખૂબ થાકી ગઈ છું. કૃપા કરી એ ટોપિક છોડ હવે...

પુરુષ : એ સિવાય બીજું કંઈ જ આપણાથી વિચારી શકાય તેમ નથી...

સ્ત્રી : એમ કર... મારા વાળની લટ વિષે કવિતા કર...

પુરુષ : બનાવટી વાળની કવિતા ? બેડી ! તેં માથે તો વીગ પહેરી છે...

સ્ત્રી : શટ અપ !

પુરુષ : કેમ ? વીગ વિના નથી જીવી શકાતું ? તારા ચહેરા પર કેટલું હેવી મેકઅપ કર્યું છે ! ઓરિજિનલ કલર ક્યાં છુપાવ્યો છે ! પેલા બિમલને એ રંગ ગમતો નથી એટલે ? દંભી !

સ્ત્રી : આ સિવાય બીજું તને કંઈ આવડે છે ? તારા વિશે કંઈ બોલ ને...તારી પહેલી પત્ની કેવી રીતે મરી ગઈ ? ચા બનાવતાં સ્ટવ ફાટ્યો કે તેં કેરોસિન છાંટી સળગાવી દીધી ?

પુરુષ : શટ અપ.. મારે કંઈ સાંભળવું નથી.

સ્ત્રી : કેમ ? પહેલી પત્નીનું ભૂત પજવતું લાગે છે ! બીચારી...ચચ્ચ...ચચ્ચ...

પુરુષ : આઈ સે, શટ અપ.. ! દંભી...બેવફા...

[ પાછળનો પ્રકાશ બંધ થતાં તરત જ દીવાનખંડમાં પૂર્ણ પ્રકાશ ફેલાય છે. તારાબેન હાથમાં ચાનો કપ લઈ પ્રવેશે છે.–હરિભાઈને જગાડતા— ]

તારાબેન : ક્યાં સુધી ઘોર્યા કરશો ? ઊઠો હવે—

હરિભાઈ : (બગાસું ખાતાં તથા ચપટી વગાડતાં) કેટલા વાગ્યા ?

તારાબેન : ચાર થવા આવ્યા. એ લોકો સાડા ચારે તો આવવાનાં છે.

(ચા આપે છે.)

હરિભાઈ : પણ તારે મને જરા વહેલો જગાડવો હતો ને...

તારાબેન : તમને તૈયાર થતાં ક્યાં વાર લાગવાની છે ? મારે તૈયાર થતાં જરા વાર લાગશે !

હરિભાઈ : જરા નહિ...,ખાસ્સી વાર લાગશે. ભલે, તૈયાર થાઓ હવે...આપણો હિરો ક્યાં ગયો ?

તારાબેન : તમને કેટલી વાર કહ્યું કે તમારે એને હિરો હિરો નહિ કહેવું. હિરેન...કહેવું. કેવું રૂપાળું નામ છે. બાપ થઈને નામ શીદ બગાડતા હશો ?

હરિભાઈ : પણ અત્યાર સુધી તો તું જ હિરો હિરો કરતી'તી...

તારાબેન : હા... પણ હવે એ પરણવા જેવડો થયો. એ લોકો આગળ પાછા 'હિરો' ના બોલી બેસતા... ને પેલું પીળું બુશશર્ટ પહેરજો... ધોતિયું સારું નથી લાગતું... પેન્ટ પહેરી લો... ને વાળ જરા સરખા કરજો...

હરિભાઈ : તું કિરાને કહેતી હોય એમ જ—

તારાબેન : પાછો 'હિરો' બોલ્યા ...(હરિભાઈ કાનની બૂટ પકડે છે... )

હરિભાઈ : સોરી. તારે હજુ તૈયાર થવાનું બાકી છે. તું જા હવે...

(તારાબેન અંદરના રૂમમાં જાય છે. પાછળ હરિભાઈ પણ જાય છે. સળી પર લગાડેલી ચોકલેટ ખાતો હિરો પ્રવેશે છે. ચોકલેટ ચાટે છે. લેંઘો ઊંચો કરી પગ ખંજવાળે છે. મોઢામાંથી થૂંક

કાઢી, ખંજવાળવાળા ભાગ પર ચોપડે છે. તારાબેન હાથમાં કાંસકો લઈ આવતાં — )

તારાબેન : તું અહીં શું કરે છે ?

હિરો : ખંજવાળુ છું... બહુ આવે છે... બાપ ગોડ...

તારાબેન : લે હેંડ ગોડવાળા મોટા ના જોયા હોય તે... ઝટ તૈયાર થઈ જવાનું છે. હજુ ચોકલેટ ખાય છે ? હવે નાનો કીકલો નથી. કાલે વહુ આવશે...

હિરો : તે દા'ડે તું ને પપ્પા નો'તાં ખાતાં ? સામસામે ચટાડતાં'તાં... હું જોઈ ગયો'તો.

તારાબેન : બહુ ડાહ્યો... લે હેંડ... હું તને તૈયાર કરી દઉં...

( તારાબેન હિરાને હડસેલી અંદર લઈ જાય છે, દરમ્યાન હરિભાઈ ચોખ્ખાચટ તૈયાર થઈ બહાર આવે છે. )

હરિભાઈ : આપણા રામ તો તૈયાર. હવે જેને આવવું હોય તે આવે. ( બેસે છે. )

તારાબેન : તમારા ટચૂકડા વાળમાં કાંસકો ફેરવ્યો, ના ફેરવ્યો ને તૈયાર... અમારી જેમ હોય તો ખબર પડે !

હરિભાઈ : તે વાળ ટૂંકા કરાવી નાખો. તેલ, ગૂંચ, જૂ, વેણી, જાળી, સોયા, બક્કલ સ્ટાઈલ, ટાઈમ – કોઈ પ્રોબ્લેમ નહિ રહે... કંઈ ચિંતા નહિ...

તારાબેન : પછી તો હું ભૂંડી જ લાગું.

હરિભાઈ : જેવા હોઈએ એવા લાગીએ એમાં ખોટું શું ?

તારાબેન : તમે મને કોઈ દિવસ સારી કહી છે ? આડોશપાડોશમાં સૌ મારાં વખાણ કરે છે. મારાં સાસુ પણ...

હરિભાઈ : તારી બીકે...

તારાબેન : તમારી જીભ નરી તમતમતી છે. નર્યા કાંટા...

હરિભાઈ : ભ'ઈ સાચું હોય તે કહેવું પડે...

તારાબેન : મોટા હરિશ્ચંદ્રના અવતાર છો તે જાણું છું.

હરિભાઈ : હરિભાઈ એટલે એમ જ સમ જ ને કે હરિશ્ચંદ્ર !

તારાબેન : મને બોલાવશો ના... સોસાયટીએ તમને સેક્રેટરી બનાવ્યા એટલે કેટલા પૈસા મારી ખાધા ? ઈંટોમાં, રેતીમાં, લાકડાંમાં, સિમેન્ટમાં, ચણતરમાં બધામાં તમારું કમિશન... ભારે હરિશ્ચંદ્ર... !

હરિભાઈ : તું એમાં ના સમજે. બધા ચેરમેન–સેક્રેટરી એમ જ કરતા હોય છે. વ્યવહારની એ રીત છે...

તારાબેન : વખાણવા જેવો વ્યવહાર છે !

હરિભાઈ : તું જા... પેલાં આવશે પછી તારે વ્યવહાર શરૂ કરવાનો છે.

હિરો : ( બહાર આવતાં ) મા, ચાલ ને મને તૈયાર કર ને. પછી તું બાપા જોડે લડજે...

તારાબેન : મૂઆ... તું મને લડવાનું કહે છે ?

હરિભાઈ : હિરેન... રૂપાળું નામ છે... ! જા તૈયાર કર એને...

( બન્ને અંદર જાય છે, હરિભાઈ પુસ્તક વાંચે છે.

પાછળના ભાગમાં પ્રકાશ થતાં આગળના ભાગમાં લાઇટ ઑફ—)

પુરુષ : હું જે કંઈ કહીશ તે સત્ય જ કહીશ. સત્ય સિવાય કંઇ જ નહિ...

સ્ત્રી : જુઠ્ઠા... વારંવાર ઢોલ ના પીટ. આખું ગામ તને ઓળખે છે.

પુરુષ : તને પણ... બેવફાઓનાં અનેક ગાયકો હોય છે.

સ્ત્રી : તેં પણ તારી સ્ત્રીને ઠગી જ છે. બિચારીને મારી નાખી...ખૂની...તારા નામ પર થૂંકું છું...

પુરુષ : ઓ લબાડ...બિમલ સાથેની તારી મુલાકાતો તારા વરને કહે તો ખરી...નિર્લજ્જ પતિવ્રતાનો દંભ છોડ...

સ્ત્રી : તું ય સમાજસેવકનું નાટક જ કરે છે ને! કેટલાં ઉદ્‌ઘાટનો કર્યાં ? કેટલી સભાઓમાં ભાષણો ઠપકાર્યાં ? ગરીબોના બેલી! ખુદની ગરીબ ગાય જેવી બૈરીને હણી નાખી! હત્યારા...સફેદ ડાકુ!

પુરુષ : બંધ કર તારું મોં...આ શબ્દોથી મને ચોતરી ચડે છે...મને ધ્રુજારી છૂટે છે!

સ્ત્રી : પેલીને સળગાવી દેતાં તારું રૂંવું ય ન કંપ્યું ?

પુરુષ : ઓ લંપટ...તું બકબક ના કર...તારું મોં તો અરીસામાં જો...વર સાથે મંદિરે જાય છે. સત્યનારાયણની કથાઓ કરાવે છે. ને માથે ઓઢી નજર ઢાળી નમણાં ડગલાં ભરે છે. ઢોંગી...પેલા બિમલ પાસે નાગી થતાં...

સ્ત્રી : ઓ ચરિત્ર...શરમા જરા...લાજ હવે...

પુરુષ : તારી વાણીમાંથી તો અમૃત ઝરે છે, નહિ ? વાહ રે અમૃતા...તારા કરતાં તો વેશ્યા સારી... બધું જ સ્પષ્ટ...હૃદય ખુલ્લું... ને શરીર ખુલ્લુ કંઈ જ

છુપાવવાનું નહિ...તું તો વેશ્યાથી ય બદતર છે!

સ્ત્રી : યુ શટ અપ...ઇડિયટ!

પુરુષ : મરચાં તીખા હોય છે...તમતમતાં...

(સીસકારો બોલાવે છે)

સ્ત્રી : લબાડ...લફંગા...લફરેબ...ચેટરજી...

પુરુષ : તારા આ શબ્દો હું અનેકવાર સાંભળી ચૂક્યો છું...શાકિની...વેશ્યા...

સ્ત્રી : તું મને વેશ્યા કહે છે ? વાસનાખોર જંતુ... મોટા સમાજસેવક, ના જોયો હોય તે...ખૂની ખવીશ...તું આ સાભળી શકે છે ને ?

પુરુષ : ઓહ! તારા શબ્દો ના સભળાતા હોત તો...! પ્લીઝ, સ્ટોપ ઇટ...ડેશલી...

સ્ત્રી : એને સળગાવી દેતા સહેજ પણ દયા ન આવી? રાક્ષસ!

[લાઇટ બુઝાતાં ફ્રન્ટ સ્ટેજ પરે પ્રકાશ. હરિભાઈ તથા તારાબેન બેઠાં છે.]

હરિભાઈ : સાડાચાર થયા. હવે આવવા જોઈએ.

તારાબેન : એ લોકો સમયમાં બહુ ચુસ્ત છે.

(ડોરબેલ રણકે છે.)

. જોયું...? આવ્યા...

(બ ને બારણે જાય છે. હરિભાઈ બારણું ખોલે છે. કોઇ આવતું નથી.' હરિભાઈ તથા તારાબેન બન્નેને આવકારે છે.)

હરિભાઈ : આવો, આવો, વનમાળીદાસજી અમે તમારી જ રાહ જોતા હતાં. પધારો.

તારાબેન : આવો શારદાબેન...ઘર તો જડી ગયું ને? જોકે એમને તો આખુ શહેર ઓળખે છે. (હસતા) કુતરાને પૂછો તો ય ઘર બતાવે, (હસે છે.)

હરિભાઈ : મે પત્રમા સરનામુ પૂરેપૂરું લખ્યુ એટલે પછી શી તકલીફ પડે? બેસો...જા પાણી લાવ.

તારાબેન : વાતોમાં હું તો પાણી આપવાનું ભૂલી ગઈ .. (અંદર જાય છે.)

હરિભાઈ : અમારો નાનકડો આ બ ગલો છે, આ ગામમા તો સૌથી મોટો છે! અમે તો સૌને ચાર ચાર કમરા વહેચી ? છે.. અમારો હિરો... (તારાબેન પ્રવેશ પાણી આપતાં—

તારાબેન : હિરેન...કહો હિરેન...

હરિભાઇ ; અમારો હિરેન જરા શરમાળ છે

અહીં આવતાં—

તારાબેન : ઊભા રહો. હું બોલાવું એને, હિરેન... એ હિરેન...અહીં આવ દીકરા...જો, કોણ આવ્યું છે...?

( હિરો બહાર આવે છે. એનો પોષાક વિચિત્ર લાગે છે. )

પગે લાગ વનમાળીદાસ અને શારદાબેનને.

હિરો : ( પગે લાગતાં ) શાંતા નથી આવી ?

તારાબેન : હિરેન...તને કેટલીવાર શિખવાડયું કે એનું નામ શાંતા નહિ પણ શાતા છે.

હરિભાઈ : બેસ...આ અમારો – હિરો – હિરેન મેટ્રિક સુધી પહોંચ્યો. પણ દુકાને એટલી ભીડ પડે છે કે ના છૂટકે મારે નિશાળેથી ઉઠાડી લેવો પડયો...નામું પહેલેથી પાકું...

હિરો : બાપા, હું ચોપડો પકડું છું ને તરત તમે બોલી ઊઠો છો કે ઊંધો ના પકડાય. કશું લખવા તો દેતા જ નથી.

હરિભાઈ : એ મહેતાજીઓને કંઈ મફત પગાર અપાય ? આપણે વાણિયા...પૂરો કસ કાઢવાનો.

હિરો : પેલી શેરડીના સંચામાંથી રસ કઢાય છે એમ ?

તારાબેન : અમારો હિરેન...ભારે રમૂજી છે। ગમે તેવા મૂજીને હસાવી નાખે... હા...

હિરો : બાપા, મારી માને મારે ત્યારે વચ્ચે હું જ પડું છું...એ હસે નહિ ત્યાં સુધી હું રડયા કરું... પછી બન્ને હસે...

તારાબેન : જોયું...ગમ્મત કરવામાં તો માબાપને પણ છોડે એવો નથી...।

ચાલો, અમે તમને અમારું ઘર બતાવીએ... (બન્ને ઊભાં થાય છે.)

હિરો : મા, હું ચા બનાવું...?

(આગંતુકોને દોરતાં બન્ને જાય. પાછળ હિરો જવા માંડે ત્યારે આગળનો પ્રકાશ બુઝાય અને પાછળ પ્રકાશ પથરાય...)

સ્ત્રી : મને યાદ છે કે તેં મને શું કહ્યું હતું...

પુરુષ : કયારે ?

સ્ત્રી : તારાં લગ્ન થયાં તે પહેલાં તું મારા પ્રેમમાં હતો.

પુરુષ : મેં તને પ્રેમ કર્યો જ નથી.

સ્ત્રી : દંભી...ત્યારે તેં મને ઘણી લલચાવી હતી. ને હું ય તારા ચક્કરમાં ફસાઈ હતી.

પુરુષ : બધા પુરુષો તેમ જ કરે છે. સ્ત્રીને ફસાવવી એમાં ખોટું શું છે? પુરુષનો એ જન્મજાત સ્વભાવ છે... પ્રેમફ્રેમમાં હું માનતો નથી.

સ્ત્રી : પણ હું બચી ગઈ... નહિતર તેં મને સળગાવી દીધી હોત। જલ્લાદ...

પુરુષ : હું ય બચી ગયો, નહિતર તારા જેવી છછુંદરી મને આખી જિંદગી કરડયા કરત। ફૂંકયા કરત...

સ્ત્રી : હવે છછુંદરી ? ત્યારે તો તું સુંદરી સુંદરી કરતો'તો। મારી આંખોને તેં પોયણાં કહ્યાં-તાં...। મારી જાંઘને તેં મસૃણ કદલી કહી હતી। મારા કેશમાં તું આંગળીઓ પરોવતાં થાકતો નહિ...।

પુરુષ : (હસે છે...મુક્ત રીતે) છછુંદરી...તારી આંખો તો ત્યારે ય મને સો સોના બે બલ્બ જેવી લાગો'તી...ને તારી જાંઘની બરછટતાથી આજેય મારી આંગળીઓ ધ્રૂજે છે...બોડી। મને ખબર નહિ કે તું વીગ પહેરી, મને બનાવતી હતી... આજે તારા પતિને બનાવે છે. ને પેલો બિમલ। બિચારો ભવિષ્યમાં પોશ પોશ રોશે। રખડેલ રંડી... ઉખડેલ અંડી...

સ્ત્રી : તું મને ગાળો ના ભાંડ...

પુરુષ : તું ગાળોને લાયક છે...તેં ઘણાને ભમાવ્યા

છે...ઘણાને તારા જૂઠા બોદા...શબ્દોથી ફસાવ્યા છે...બદચલન...બાઝી...ચૂડેલ...

સ્ત્રી : પણ તું તારા ઇતિહાસને કેમ ભૂલી જાય છે? સમાજસેવકનો સ્વાંગ છોડી તારા તરફ નજર કર... ખૂન, છેતરપિંડી, દંભ, લોલુપતા સિવાય તને શું આવડે છે? કૂતરા...કરચલા... કાચબા...

પુરુષ : તારા શબ્દો યાદ કરાવું?

સ્ત્રી : હું જ કહું...ત્યારે મેં તને ચંદ્ર કહ્યો'તો... તને પીતાં હું થાકતી નહિ...તું નર્યો દારૂ જેવો લાગતો...પણ તું તો ઝેરી લઠ્ઠો છે લઠ્ઠો... એ નાગ...નાગા...બોધા...બાયલા...બડબોલા...

પુરુષ : આ ગાળોથી મારા કાન ખરી પડશે! કોઠાની કબૂતરી... બંધ કર તારું પારાયણ...નહિતર...

સ્ત્રી : હવે તું શું કરી શકવાનો છે? નપુંસક! `

પુરુષ : આ રિસીવર છુટ્ટું મારીશ...

સ્ત્રી : (હસે છે.) તું જાણે છે, તારાથી હવે કશું જ થઈ શકે તેમ નથી...આ પાણી હવે તો જોવાનું...અભાગિયા, ઘોધા...હવસખોર, હત્યારા...

પુરુષ : મને...મારે...કશું જ સાંભળવું નથી એ વેશ્યા...કુલ્ટા...કલેડી...

સ્ત્રી : પવૈયા...પાવલી...ભૂરચંડા ભોગિયા...

પુરુષ : એ આંબાની છાલ, કાળી કમિની...ડાકિની, શાકિની, ભાકિની, ફાકિની ફાવડ, ફૂગડી...

(પ્રકાશ બુઝાય છે, ત્યારે આગળના ભાગમાં હરિભાઈ, તારાબેન અને હિરો બેઠાં છે. વચ્ચેનો ભાગ ખાલી છે—જ્યાં ન જણાતાં આમંતુકો છે.)

હરિભાઈ : અમારો હિરેન ધંધામાં પાવરધો! મારે કશું જ કહેવાનું નહિ...મારા વિના એકલો આખો બિઝનેસ ચલાવે...બિઝનેસની નસનસ પારખી ગયો છે!

તારાબેન : શારદાબેન, તમને શી વાત કરું હિરેનની? આ હમણાં થોડા દિવસ પહેલાં એ દસ હજારનો ચેક આપી બેઠા'તા...કોઈ બોગસ માણસ હતો...પણ આ અમારા હિરેને ચેક એવો ગૂમ કરી દીધો, કે અમારા તો દસ હજાર બચી ગયા!

હરિભાઈ : અમે વધુ અભ્યાસ માટે એને અમેરિકા મોકલવાના છે...પણ એની મા કહે છે કે એનાં લગન થઈ જાય પછી...તમારી શાંતા...

તારાબેન : શાંતા નહિ...શાતા...

હરિભાઈ : હા, શાતાને તો લગન પછી તરત અમેરિકા જવાનું!

હિરો : બાપા, મારે અમેરિકા નથી જવું...મારે તો ઘોધા જવું છે!

તારાબેન : અમારો હિરેન બહુ ગમતી છે! જોયું શારદાબેન?

હિરો : બધાં મને પૂછે છે કે હિરા! તેં ઘોધા જોયું છે? હું શું જવાબ દઉં...હેં? તમે નહિ મોકલો તો રાતોરાત હું તો ઘોધા જવાનો... હા...અમેરિકા નહિ...

હરિભાઈ : રોમ, પેરિસ, લંડન, ફ્રાન્સ, તારે જ્યાં જવું હોય ત્યાં જજે ને!

હિરો : ઘોધા નહિ?

તારાબેન : બળ્યું તારું ઘોધા...ઘોધામાં શું દાટ્યું છે?

હિરો : ના, હું તો ઘોધા જઈશ...

હરિભાઈ : જજે ભ'ઈલા...ડાહ્યો દીકરો તો દેશાવર શોભે!

તારાબેન : મોટી દીકરી તો સાસરું દીપાવે...(ઊભાં થતાં...) બેસો ને શારદાબેન, જવાય છે.

હરિભાઈ : (ઊભા થતાં...) બસ વનમાળીદાસ... આવતા રે'જો પાછા...

તારાબેન : (હસતાં) આવતાં તો રહેશે જ ને... આ ઘર હવે પારકું થોડું છે? (બારણા સુધી જાય છે.) આવજો શારદાબેન...

હરિભાઈ : આવજો, વનમાળીદાસ... (બારણું ખોલે, વળાવે છે.)

હિરો : મા, કોણ હતાં એ...?

તારાબેન : તારાં લગન થવાનાં છે એ...

હિરો : મને તો કાળબૂચી જરાય નો'તી ગમતી...

તારાબેન : એની દીકરી શાંતા–શાતા સાથે તારે પરણવાનું છે.

હિરો : પણ મારે પરણવું નથી...મને બીક લાગે છે!

હરિભાઈ : ગાંડાં, એમાં બીક શેની? આ તારી માને હું નથી પરણ્યો?

હિરો : તે તમે મારી માથી નથી બીતા? એ તમને ધમકાવે છે ને? કેવા તમને લેમેલ કરી મૂકે છે?

હરિભાઈ : બેસ બેસ બોઘડ... તારી માથી કોણ ડરે છે?

તારાબેન : (મરડાટથી જોઈ રહે છે.) હવે ઠાલો એને ના ધમકાવો...

હરિભાઈ : કેમ? એ કેવું કે'છે મને!

હિરો : હું ક્યાં ખોટું કઉં છું? સાચું તો કઉં છું...

હરિભાઈ : ચૂપ! બોઘડ...

તારાબેન : તમે એને બોઘડ બોઘડ ના કરો...હવે એ પરણવા જેવડો થયો છે...કાલે ઊઠીને વહુ ઘરમાં ફરશે, જીભ જ બાર ગાઉ લાંબી છે ને...!

હરિભાઈ : તમારી બત્રીસ ગાઉની છે! લપ લપ લપ લપ...બસ ચાલ્યા જ કરે છે!

તારાબેન : તમારું ડહાપણ રહેવા દો. મને બોલાવશો ના...નહિ તો જોવા જેવી થશે...

હિરો : બાપા...તમે ડરો છો ને માથી?

હરિભાઈ : ડરે એ બીજા...

તારાબેન : એમ? જોવું છે?

હરિભાઈ : હા, હા...તું શું કરી લેવાની છે?

તારાબેન : જો હોં...તમારું ડા'પણ દુકાને...મને છેડી છે તો આખો દા'ડો બગાડી નાખીશ... મારા જેવી કોઈ ભૂંડી નથી, હા ..

હરિભાઈ : હા...તારા જેવું કોઈ ભૂંડું નથી.

તારાબેન : તમે મને ભૂંડી કહો છો...? આજે તમારી ખેર નથી... (હરિભાઈ પાછા ખસે છે.)

હિરો : બાપા, ડરી ગયા ને? હં... (તાળીઓ પાડે છે...)

હરિભાઈ : પણ હું તને ક્યાં ભૂંડી કહું છું? તું તારી જાતે જ ભૂંડી કહે છે...

તારાબેન : (પોક મૂકતાં—) ઓ મારી માડી રે... મને કૂવામાં ક્યાં નાખી? મને ક્યાંય સુખ ના મળ્યું...આ ઉંમરે મારે લોહીઉકાળા કરવાના, ઓ માવડી...તને આ ક્યાંથી કુબુદ્ધિ સૂઝી?

હરિભાઈ : હવે ચૂપ રે...પેલું બારણું ખુલ્લું છે... કોઈ સાંભળશે તો ભવાડો થશે!

તારાબેન : મને કોઈના બાપની બીક છે તે હું ડરું? ભલે ભવાડો થતો...

હરિભાઈ : (બારણું બંધ કરી આવે છે.) કર હવે ભવાડો...કરવો હોય એટલો...

તારાબેન : હિરા...જા બારણું ખોલ... (હિરો બારણું ખોલવા જાય.)

હરિભાઈ : હિરિયા... બારણું નથી ખોલવાનું...

તારાબેન : હું કહું છું ખોલ હિરા...

હરિભાઈ : હું કહું છું બંધ રહેવા દે...

તારાબેન : મારું માને છે કે નહિ...જા બોઘડ શું જોયા કરે છે? બારણું ખોલ...

(હિરો બારણા સુધી જાય.)

હરિભાઈ: હું જોઉં છું કે તું કેવો બોલે છે?

તારાબેન: આ ઘરમાં મારું રાજ છે.

હરિભાઈ: આ ઘરમાં હું કહું તેમ જ થશે!

તારાબેન: હું કહું તેમ જ થાય...

(એ બારણું ખોલવા જાય. હરિભાઈ રોકે છે. બન્ને બારણાને ખોલવા બંધ રાખવા મથે છે. હિરો તાળીઓ પાડે છે. આગળના ભાગમા અંધારું. પાછળ પ્રકાશ.)

સ્ત્રી: કૂતરા, ઉંદરડા, ચકરડા, ચકમ...

પુરુષ: કબૂતરી, કાગડી, વેશ્યા...વાંઝણી વંઠેલ...

સ્ત્રી: (બરાડતાં) ઓ નપુંસક...નાલાયક નિષ્ઠુર...

પુરુષ: ઓ ઘુંમડી, ગુમડી, ગમારણ, વાઘરણ...વેબ...

સ્ત્રી: બંધ કર ઓ લલવા...લફંગા લઈ... મદુ... ભણુભઈ...

પુરુષ: ઓ...નથી સંભળાતું આ બધું...કાવૂડી, કચૂડી, કચૂંબર કણકણકણવત્તર...

સ્ત્રી: સ્ટોપ ઇટ...ટોપીના...ટૂલિયા... ટરડીબાજડી-ખલખોલીહજડવતર...

પુરુષ: (મૂર્છા જેવું થતાં) ના...ના... બંધ કર આ શબ્દો...હડવડખડી...ઓ મધડી મરવટા...

સ્ત્રી: (તરફડતાં) આ સહન નથી થતું...બંધ કર બકબકિયા... ખોતુખલકાના... વત્તનારદેકારું... પીરપોલીપાજુરા... (તરફડતાં તારની વાડ પર લટકતી પડે છે.)

પુરુષ: ઓહ...બંધ...કર...ઓ બોડગંડુ ખેતુમાલીના-કા...વક્કા...ભક્કા...ચક્કા ચિલ્લી...ચસવુડાયા-કનેલ્લી...

(તરફડતાં તારની વાડ પર લટકતો પડે છે. હરિભાઈ અને તારાબેન બેક સ્ટેજમાં જઈ પુરુષ–સ્ત્રીની ખાલી ખુરશીમા બેસે છે. હાથમાં ફોન પકડે છે...)

તારાબેન: (ફોનમાં) હું જે કંઈ કહીશ તે સત્ય જ કહીશ...

હરિભાઈ: (ફોનમાં) હું જે કંઈ કહીશ તે સત્ય જ કહીશ...સત્ય સિવાય...કશું જ નહિ......

[ધીમે ધીમે પ્રકાશ બુઝાય છે તે દરમ્યાન હરિભાઈ અને તારાબેન ફોનમાં બોલવાનું માઈમ કરે છે.

પડદો પડે છે.]

'આક'ઠ સાબરમતી' માં વંચાયેલું, વિવેચાયેલું. આ કૃતિનો ઉપયોગ કરતાં પૂર્વે લેખકની સંમતિ અનિવાર્ય છે.

રમેશ શાહ, સરસપુર હોલેન, અમદાવાદ–૧




## 'ઉદ્ગાર' અંગેની માહિતી (ફોર્મ ૪ નિયમ ૮ પ્રમાણે)

૧ પ્રકાશન સ્થળ : આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૧

૨ પ્રકાશન સમય : માસિક

૩ પ્રકાશક, તંત્રી, મુદ્રક : ભગતભાઈ ભુરાલાલ શેઠ

રાષ્ટ્રિયતા : ભારતીય

સરનામું : આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૧

૪ મુદ્રણસ્થાન : અન્નપૂર્ણા પ્રિન્ટિંગ પ્રેસ, સૈજપુર, અમદાવાદસિટી

૫ માલિક : ભગતભાઈ ભુરાલાલ શેઠ, આર. આર. શેઠની કું., અમદાવાદ–૩૮૦૦૦૧

હું ભગતભાઈ ભુરાલાલ શેઠ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ મુજબ સાચી છે.

અમદાવાદ, તા. ૧૫–૩–૮૧ ભ. ભુ. શેઠ (પ્રકાશક)

# બ્લેકઆઉટ

□ પુરુરાજ જોષી

'પાર્ટી'એ વિદાય લીધી કે તરત જ ફ્લેટનું બારણું બંધ કરીને એ બાથરૂમમાં દોડી ગઈ. 'પાર્ટી'નો સ્પર્શ જ નહીં, સ્પર્શની અનુભૂતિ સુધ્ધાં કાઢી નાંખવા માંગતી હોય એમ શાવર ચાલુ કરીને ક્યાંય સુધી નહાતી રહી.

પછી ઘસી ઘસીને શરીર લૂછ્યું, વધારે પડતો પાવડર છાંટચો અને પછી માત્ર નાઈટ ગાઉન પહેરીને બહાર નીકળી. બેડ તરફ નજર ન જાય એવી સાવચેતીથી એ ચેઈન્જર તરફ ગઈ. પસંદગીની રેકોર્ડ ચઢાવીને સિગારેટ સળગાવી એ સોફામાં આડી પડી. અને અર્ધખુલ્લી બારીમાંથી ધસી આવતી સાંજની ઉદાસીને ખાળવા ધુમાડાનાં વલયો રચ્યાં કર્યા.

સિગારેટ પૂરી થતાં એણે વિચાર્યું; હવે ભાગી છૂટવું જોઈએ, બહાર... માણસોની ભીડથી ઉભરાતા માર્ગો પર, કોઈ સારી હોટલ પર, કોઈ સારા થિયેટર પર...

રાતની એક એપોઈન્ટમેન્ટની યાદ આવી ગઈ એને, પણ સિગારેટના ઠૂંઠાની સાથે સ્લીપર નીચે કચડી નાંખીને એ ઊભી થઈ ગઈ. ડ્રેસિંગ ટેબલના અરીસા સામે જઈ બેઠી. લાઈટ કરીને એણે પોતાનો ચહેરો ઊંચોનીચો કરી જોવા માંડચો. પોતાની જ આંખ સામે આંખ મેળવી અને એ જ ક્ષણે એકાએક લાઈટ્સ ઓફ થઈ ગઈ.

અરીસામાંથી ઝટકા સાથે બહાર ફેંકાઈ ગઈ હોય એમ લાગ્યું એને. ચેઈન્જર પર વાગતી રેકોર્ડ અધવચ્ચે અટકી જતાં રૂમમાં છવાઈ ગયેલું અંધારું વધારે બોજિલ લાગતું હતું.

એને ગભરામણ થવા લાગી.

અંધકાર એની પ્રકૃતિ નહોતી. અંધકારનો પરિચય કેળવવાનો કદી પ્રસંગ પણ પાડચો નહોતો એણે. અંધકારમાં એને ઓગળી જવાનો ડર લાગતો હતો અને એથી જ કોઈ 'પાર્ટી' લાઈટ બુઝાવી દેવા કહે ત્યારે એ એની સાથે સંમત થઈ શકતી નથી. ગમે તેવી મોટી 'પાર્ટી'ને આ કારણસર નારાજ કરતાં કદી અચકાઈ નથી એ.

વર્ષોથી પોતાની કાયા સામે અગણિત આંખો અને આંખો જેવા અરીસાઓ, કેમેરા–લેન્સ, ફ્લેશ, ફોકસ અને રિફ્લેક્ટરો ગોઠવાતાં જોતી આવી હતી એ. પાછલી રાત્રે ઊંઘ ઘેરી વળે ત્યારે પણ જગત આખું ટીકી ટીકીને એને જોઈ રહ્યું હોય એવો અહેસાસ સ્વપ્નમાં થતો રહેતો હોય છે, એટલે અરીસામાંના પોતાના પ્રતિબિંબ સાથે આંખ મળે

ન મળે એ જ ક્ષણે અરીસાની આંખમાંથી એના અસ્તિત્વનું ભૂંસાઈ જવું સહી ન શકીએ.

દિવસ અને રાત ઝળાંહળાં રોશની વચ્ચે જીવવા ટેવાયેલી એના માટે મન અંધકારનો આ અનુભવ સાવ અપ્રત્યાશિત અને તેથી ડરામણો હતો.

હમણાં લાઈટ આવશે એવી આશામાં પેરેલાઈઝ્ડ પેશન્ટની જેમ ક્યાંય સુધી એ જ્યાંની ત્યાં બેસી રહી. પણ લાઈટ આવી નહી. પોતાના ફ્લેટની જ લાઈટ ગઈ છે કે આખી લાઈન બંધ છે એ જાણવા એણે બારીની દિશામાં નજર કરી. પણ નજર અંધકારના સમગ્ર જગતમાંથી પ્રકાશ શબ્દને જ ભૂંસી નાંખવામાં આવ્યો હતો કે શું ?

ક્યાંય લગી એણે પાંપણો પલકાવ્યા કરી. પછી એને યાદ આવ્યું : પડોશના દેશ સાથે વૉર શરૂ થતા બધાં મહત્ત્વનાં સીટી પર રોજ રાત્રે બ્લેક આઉટ કરવામાં આવશે એવી જાહેરાત થઈ હતી, રેડીઓ પર.

હવે ? એનું રોમ રોમ પ્રશ્નાર્થચિહ્ન બની કંપી ઊઠ્યું.

અંધકાર એને ગૂંગળાવી રહ્યો હતો.

એને ઓગળવું નહોતું અને ઓગાળી રહ્યો હતો.

એને ડૂબવું નહોતું અને ડુબાડી રહ્યો હતો.

- હજી તો, એણે ' ટીક્ ટીક્ 'ની દિશામાં આંખો ખેંચી, હજી તો રેડિયમ કાંટા આઠ ને પાંચ બતાવી રહ્યા હતા. અને એની સામે લાં...બી, વિકરાળ રાત મોં ફાડીને ઊભી હતી.

એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને એ ઊભી થઈ અને આંખો ઝપકાવી પોતાના રૂમનો ભૂંસાઈ ગયેલો પરિચય ફંફોસવા લાગી. પણ કશું કળાતું 'નહોતું'. બેડ, સોફાસેટ, ટબલ, ભીંત, ઝુમ્મર, બારી – સઘળું અદશ્ય થઈ ગયું હતું. ડૂબી ગયું હતું અંધકારના ઓચિંતા પૂરમાં.

આંધળાની જેમ હાથ લંબાવી પ્રયત્નપૂર્વક એણે એક ડગલું ભર્યું. પછી ,બીજું – ત્યાં પગ કશાક સાથે અથડાયો. કશુંક પડી ગયું, કશુંક રણકાર સાથે તૂટી ગયું. એકએ વાર આંખો ઝપકાવ્યા પછી એને યાદ આવ્યું, થોડી વાર પહેલાં જ એણે ' પાટી ' સાથે લીધેલા ડ્રિંકસના ગ્લાસ હતા, ટીપોઈ પર.

હવે તો અવાજની આંખથી જ ઓળખવાનો હતો ઘરના અસબાબને – એણે વિચાર્યું અને બીજું ડગ ભર્યું. સ્લીપર નીચે કાચ કચરાવાનો અવાજ આવ્યો પણ એ થંભી નહીં. અંધકારની ભીંસમાંથી એને વહેલી તકે ભાગી છૂટવું હતું અને એ માટે ક્યાંયથી પણ પ્રકાશનો એક કણ પણ મળે તો એને ચરણે બાકીની તમામ જિંદગી ધરી દેવા તૈયાર થઈ ગઈ હતી એ.

કંઈ કેટલી યે ચીજ વસ્તુઓ સાથે અથડાયા – કુટાયા પછી આખરે એનો હાથ લાઈટર પર પડતા જીવમાં જીવ આવ્યો હોય એમ લાગ્યું એને. હવે બિહામણા અંધકાર સામે આજની રાત ઝઝૂમી શકાશે એવી પ્રતીતિ સાથે એણે લાઈટર સળગાવ્યું. લાઈટરના આછા અજવાળે ફાંફાં મારીને સિગારેટ શોધી સળગાવી લીધી. પછી તરત લાઈટર બુઝાવી મૂઠીમા દબાવી રાખ્યું.

પછી સોફામાં આરામથી લંબાવીને સિગારેટના કશ ખેંચવા માંડયા એણે. જલતી સિગારેટનો તિખારો એને એની ખોવાયેલી આઈડેન્ટિટી પાછી અપાવી રહ્યો હોય, કશ ખેંચતાં તિખારામાંથી સહેજ વિસ્તરતા લાલ પ્રકાશ વલયોમાં અંધારાએ લૂંટી લીધેલી એની નાનકડી દુનિયા પણ વર્ષોના અંતરાલ પછી મળતા પરિચિતની જેમ ધીમે ધીમે ઓળખાતી જતી હોય એમ અનુભવી રહી એ.

થોડી વારે આંગળીઓ દાઝતી હોય એમ લાગતાં એને ખ્યાલ આવ્યો કે સિગારેટ પૂરી થવા આવી હતી. ઠૂંઠું નીચે ફેંકીને એણે સ્લીપરથી કચડી નાંખ્યું. પણ એ જ ક્ષણે રીંછની જેમ અંધકાર એને બાઝી પડયો. એણે તરત જ ડાબા હાથની મૂઠીમાં દબાવી રાખેલું લાઈટર સળગાવ્યું. એના અજવાળે સિગારેટ ખોળવા માંડી પણ પૅકેટમાંથી સિગારેટને બદલે અંધકાર ખરી પડયો.

એણે સળગતું લાઈટર ટીપોઈ પર મૂકી રીંછની પકડમાંથી માંડ છૂટી હોય એમ એણે એક ઊંડો શ્વાસ લીધો. લાઈટરનું સહેજ અમસ્તું અજવાળું દીવાલો પર પડછાયાની ભુતાવળ રચી રહ્યું હતું. એ ધ્રૂજતા પડછાયાઓને જોઇ રહી. ધીમે ધીમે એ પડછાયાઓ બિહામણા આકારો ઉપસાવવા લાગ્યા એના મનમાં.

સૂકા પાંદડાની જેમ ધ્રૂજી ઊઠી એ.

કોઈક બિહામણો પડછાયો નજીક આવીને એને કચડી નાંખશે એવી દહેશતથી એણે ફૂંક મારીને લાઈટર બુઝાવી દીધું. અંધકારે એને ચોમેરથી ગ્રસી લીધી. એણે તરફડિયાં મારવા માંડયાં. કોઈક આવે અને અવાજના ભાલાથી આ કાળા રીંછને લોહીઝાણ કરી દે, કોઈક આવે અને અટ્ટહાસ્યોની સુરંગથી આ ખડકને ઉડાવી દે એમ ઝંખી રહી એ. એક 'પાર્ટી' સાથે રાતની એપોઈન્ટમેન્ટ હતી. એને યાદ આવ્યું. એ 'પાર્ટી'માં એને ઝાઝો રસ નહોતો. 'આજે રાત્રે કદાચ હું ઘેર ન પણ હોઉં. પ્લીઝ ટ્રાય ટુ રિંગ મી બિફોર યુ સ્ટાર્ટ.' કહીને એણે વાત લટકતી રાખી હતી. અને 'પાર્ટી'ને ટાળવા જ તો એણે બહાર જવાનું વિચાર્યું હતું ત્યાં—

અત્યારે એ તીવ્રપણે ઝંખી રહી કે 'પાર્ટી' આવે, ફોનની ઘંટડી સાંભળવા એનું સમગ્ર અસ્તિત્વ કાન પર આવીને બેસી ગયું. પણ શ્વાસોચ્છ્વાસ સિવાય કશું જ સંભળાયું નહીં. આખરે એ ઊઠી. ફોન પાસે પહોંચી. રિસીવર ઊંચકીને એણે યાદ કરી કરી નંબર મેળવ્યો.

'હલો...!' અંધકારના ભારણ હેઠળ એને પોતાનો અવાજ પણ અપરિચિત લાગ્યો. 'યેસ, એષા સ્પિકિંગ...' અને પછી અધીરાઈ અને આજીજીના અંદાજમાં એનાથી બોલાઈ ગયું, 'યેસ, આય'મ એવીલેબલ ફોર ધ હોલ નાઈટ. પ્લીઈઝ, કમ એઝ સુન એઝ પોસિબલ...આય'મ વેઈટિંગ ફોર યૂ એન્ડ યુ ઓન્લી—'

પણ ઘટ્ટ અંધકારમાંથી ગળાઈને આવતા હોય એવા 'પાર્ટી'ના આંધળા શબ્દો જેમ જેમ સંભળાતા ગયા અને મનમાં એના અર્થો ઊપડતા ગયા તેમ તેમ માંડમાંડ હાથમાં આવેલું લાઈફબોટ છૂટી જતું હોય એમ તરફડિયાં મારવા લાગી એ. 'આખા શહેરમાં બ્લેક આઉટ છે, ખાસ પરવાના સિવાય કોઈ બહાર નીકળી શકે તેમ નથી. પોલીસ વાહનોને રોકે છે, દંડ કરે છે, લાઈટહેડસ પર ડામર લગાવી દે છે. આ સંજોગોમાં—'

સામેથી ફોન ડિસકનેક્ટ થઇ ગયો હતો છતાં ક્યાંય સુધી હાથમાં રિસીવર પકડીને એ બેસી રહી. 'આ સંજોગોમાં—'ના ખડક સાથે અથડાઈને એ લોહીલુહાણ થઇ ગઇ હતી. અને ઘૂઘવતો અંધકાર એના વ્રણ પર ખારાશની છાલકો મારી રહ્યો હતો.

એને લાગ્યું કે એની આંખમાંથી એક હૂંફાળું આંસુ રેલાઈ રહ્યું હતું. ફોન પર રિસીવર પછાડીને એ ભાંગેલ પગે પાછી વળી. સ્ટુલ સાથે અથડાઈને એ પડતી પડતી બચી. સોફા કમ બેસીને ટૂંટિયું વાળી પડી રહી.

હવે તરફડિયાં મારવાનો કશો અર્થ નહોતો. દ્વાર

માનીને એણે પોતાની જાતને અંધકારના હવાલે કરી દીધી. એણે ડૂબવા માંડ્યું, નિરુપાય બનીને કશા પ્રતિરોધ વિના ડૂબવા માંડ્યું. અતલ અંધકારમાં ઊંડે ને ઊંડે ઊતરતી ગઈ એ...એની આસપાસ, ઉપરનીચે દશે દિશામાં અંધકાર હિલોળા લેતો હતો. થોડી વારે એ નીચે ઊતરતી અટકી ગઈ_હોય એમ લાગ્યું. પાતળી ગોદડી પાથરેલા, વાંણુ ભરેલા ખાટલામાં એ ઝિલાઈ ગઈ હતી. એની આંખો ખુલ્લી હતી, અંધકારનાં અનેક તલ વીંધીને એક તારો ઝબૂકી ઊઠ્યો એની આંખમાં. પછી બીજો, ત્રીજો, ચોથો...અને ઘડીકમાં તો ઝબૂકતા તારાઓના મેળામાં ખોવાઈ ગઈ એ.

માના હાથે લીંપાયેલું આંગણું.
આંગણામાં વાંણભરેલો ખાટલો.

ખાટલામાં પડી પડી એક ચાર પાંચ વર્ષની છોકરી વિસ્મયભરી નજરે ઉનાળુ રાતના આકાશનો ચંદરવો જોઈ રહી છે...

ગામમાં વીજળી આવી નહોતી. પંચાયતના ગણ્યા-ગાંઠ્યાં ફાનસ અંધારિયામાં થોડી વાર ટમટમીને ઓલવાઈ જતાં. ઘરમાં પણ વાળુ કરી લીધા પછી મા ખડિયો ઓલવી નાખતી. અંધારું ત્યારે માથે ફરતા માના હાથ જેટલું મમતાળું લાગતું. આંગણામાં ખાટલા ઢળાતા અને ખાટલામાં પડી પડી એ આકાશના વૈભવને જોઈ રહેતી. બાપા તારાઓ ઓળખાવતા. ચન્દ્ર અને રોહિણીની, ધ્રુવ અને સપ્તર્ષિઓની, હરણી અને વ્યાધની વાતો કહેતા. અને વાત સાંભળતી સાંભળતી એ ઊંઘી જતી. એને સ્વપ્ન આવતું, આકાશમાં વિહરવાનું, તારો બનીને ઝળહળવાનું...

એ છોકરીની આંખમાંથી કોણે ઝૂંટવી લીધું એ તારાખચિત આકાશ?...અને ચન્દ્ર, નક્ષત્રો અને તારાઓને બદલે કોણે ગોઠવી દીધા એની સામે હજાર વોટ્ના ફોકસ...

એક અશબ્દ ચિત્કાર ફૂટયો એની આંખોમાંથી અને પરપોટીઓ થઈ વિલય પામ્યો અંધકારમાં.

એક નિ:શ્વાસ નંખાઈ ગયો એનાથી અને એને લાગ્યું કે આસપાસનો અંધકાર સહેજ થરથરી ઊઠ્યો હતો.

◘

લેખ

# ગુજરાતનાં શૈક્ષણિક ગ્રંથાલયોમાં અદ્યતન માહિતી-સેવા ('કરન્ટ અવેરનેસ સર્વિસ') : કેટલીક શક્યતાઓ

જયન્ત મેઘાણી

[ગુજરાત ગ્રંથાલય–સેવા સંઘનો પાંચમો વાર્ષિક પરિસંવાદ ૨૪ અને ૨૫મી જાન્યુઆરીના દિવસે અમદાવાદમાં યોજાયો. આ પરિસંવાદમાં વંચાયેલા લેખોમાંથી એક ઉપયોગી લેખ 'ઉદ્દગાર'ના વાચકો માટે અહીં રજૂ કરીએ છીએ. સંપા. પ્રકાશ વેગડ ]

છેલ્લા થોડા દાયકામાં થયેલા જ્ઞાન અને માહિતીના જગતવ્યાપી વિસ્ફોટે ગ્રંથાલય વિજ્ઞાનની કામગીરીમાં જે નવાં પરિમાણોનો ઉમેરો કર્યો છે એમાંના એક વિશેનો વિચાર આપણે અત્યારે કરવાના છીએ. મનુષ્યના જ્ઞાનનો એકેએક વિસ્તાર અનેક સૂક્ષ્મ પેટાવિષયોમાં વિભાજિત થતો જાય છે, અને અભ્યાસીઓને ઉપયોગી માહિતીની વિપુલતા વધતી જ જાય છે. જ્ઞાનના વિકાસનો નિષ્કર્ષ અને માહિતીનું ભંડોળ માત્ર પુસ્તકોમાં નહીં, હજારો સામયિકોમાં પ્રગટ થતાં લખાણોમાં, સંસ્થાઓના અહેવાલોમાં, પરિષદો-સંમેલનોના નિબંધ-સંગ્રહોમાં, અપ્રગટ મહાનિબંધોમાં, અરે, રેડિયો-સિનેમા-ટેલિવિઝન-વીડીઓ ટેપ દ્વારા પણ ઠલવાતાં રહે છે. જ્ઞાનના આ મહેરામણમાંથી ઉપયોગી સામગ્રી તારવીને–સંકલિત કરીને અભ્યાસીઓ પાસે વેળાસર ધરવાના જે વિધવિધ તરીકાઓ ગ્રંથાલય વિજ્ઞાને પ્રયોજ્યા તેમાં 'કરન્ટ અવેરનેસ સર્વિસ'—અદ્યતન માહિતી સેવાઓ — એ આપણા માં પ્રમાણમાં નવો પ્રયત્ન છે. વિષયવાર પ્રગટ થતી નવતર સામગ્રીનું તત્કાલ પ્રસારણ થવાથી ચાલી રહેલાં સંશોધનોમાં તેનો ઉપયોગ થઈ શકે એ આ સેવાનો હેતુ છે. જ્યાં છાપેલી સામગ્રીની વિપુલતા વધી છે એ દેશોમાં આ સેવા પણ વિકસી છે. આ નિબંધનો હેતુ તો અદ્યતન માહિતી–સેવાને સંદર્ભે ગુજરાતનાં કોલજ-ગ્રંથાલયોની કામગીરી સાથે જોડવાનો છે. 'કરન્ટ અવેરનેસ સર્વિસ' મુખ્યત્વે વિશિષ્ટ ગ્રંથાલયો સાથે સંકળાયેલી સેવા છે. પણ શૈક્ષણિક ગ્રંથાલયોમાં પણ આ અભિગમ ઘણો ઉપયોગી નીવડે. આપણા અભ્યાસીઓની સજ્જતા પુષ્ટ કરવામાં અદ્યતન માહિતી-સેવાને

વાચન-સામગ્રી ઓછી છે ત્યારે એક ઉપયોગી કામ થઈ શકે. દેશ-વિદેશમાં અંગ્રેજીમાં બહાર પડતાં સામયિકી લખાણોનાં વિષયવાર સારદોહન ગુજરાતીમાં આપવાની કામગીરી અત્યંત ઉપયોગી નીવડે. આવાં સારદોહનો અભ્યાસીઓને જ્ઞાનની વિશાળ દુનિયા સાથે પૂરતો સંપર્ક તો નહીં આપે, પણ એમાં ડોકિયું તો અવશ્ય કરાવશે.

ઇન્સ્ટિટયૂટ ઑફ સાયન્ટિફિક ઇન્ફર્મેશન નામની અમેરિકન સંસ્થા 'કરન્ટ કન્ટેન્ટ્સ' નામની એક સામાયિક-શ્રેણી પ્રગટ કરે છે એ આપણામાંના કેટલાક જાણતા હશું. જુદા જુદા વિષયો પર જગતભરમાં પ્રગટ થતાં અપરંપાર સામયિકોની માત્ર અનુક્રમણિકાઓ જ આ સામયિક આપે છે. આવી અદ્યતન અનુક્રમણિકાઓ જોવાથી કોઈ પણ અભ્યાસી એટલું તરત જાણી શકે કે પોતાના વિષયમાં છેલ્લામાં છેલ્લાં કયાં અભ્યાસો-સંશોધનો થયાં છે. દા. ત. સૂર્યશક્તિ વિશે અભ્યાસ કરનારને 'કરન્ટ કન્ટેન્ટ્સ'નો તાજો અંક કહેશે કે દુનિયાના કયા સામયિકમાં એના ઉપયોગની સામગ્રી તાજેતરમાં પ્રગટ થઈ છે. આપણી પરિસ્થિતિમાં તો આવી પ્રવૃત્તિ વિશેષ ઉપયોગી ન થાય?

જુદા જુદા વિષયોના અંગ્રેજી લેખોના સારદોહનનું જ એક સ્વતંત્ર સામયિક ગુજરાતીમાં બહાર પડે તો એ ઘણું ઉપયોગી થાય. ગુજરાતની યુનિવર્સિટીઓ, ઇતિહાસ પરિષદ, અર્થશાસ્ત્રીઓની સંસ્થા અને સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ આ માટે આવશ્યક સંયોજન સાધી શકે. ગ્રંથનિર્માણ બોર્ડ પણ આ કામમાં સહાયરૂપ થઈ શકે. ગુજરાતનાં આટલાં બધાં શૈક્ષણિક ગ્રંથાલયો પાછળ થતાં લખલૂટ ખર્ચની સરખામણીમાં આ કામનો ખર્ચ મામૂલી હશે, અને છતાં આપણી વિશિષ્ટ પરિસ્થિતિમાં આ એક અત્યંત ઉપયોગી પ્રવૃત્તિ બનશે.

આવો કોઈ સંયોજિત પ્રયાસ શક્ય બને એ પહેલાં એટલું તો જરૂર થઈ શકે કે આપણાં કેટલાંક અભ્યાસલક્ષી સામયિકો આવાં સારદોહન આપતાં થાય. દા. ત. સાહિત્યવિષયક લખાણોનાં સારદોહન 'પરબ' આપે, ઇતિહાસ-પુરાતત્ત્વ 'સ્વાધ્યાય'ને ભાગે આવે, સમાજવિદ્યાઓ 'વિદ્યાપીઠ' આવરી લે. 'કરન્ટ કન્ટેન્ટ્સ' જેવું અંગ્રેજી સામયિકોની માત્ર અનુક્રમણિકાઓ ચીંધવાનું કામ પણ આ જ ધોરણે થઈ શકે. એસ.એન.ડી.ટી. યુનિવર્સિટી ગ્રંથાલય તરફથી ભાષા-સાહિત્યના સામાયિકી લેખોની તત્કાલીન સૂચિ બહાર પડે છે એ આ દિશાની એક નમૂનારૂપ પ્રવૃત્તિ છે.

આ સૂચનના અમલનો આધાર હમણાં ઉલ્લેખેલી સંસ્થાઓ પર છે. પણ જેનો અમલ અહીં બેઠેલા મિત્રો જ કરી શકે તેમ છે એવું એક સૂચન ભારપૂર્વક કરવાનું છે. દેશવિદેશમાં પ્રગટ થતાં ગ્રંથાલય વિજ્ઞાનનાં અંગ્રેજી સામયિકોમાંથી ચૂંટેલા લેખોના સાર તૈયાર કરવાનું કામ આપણામાંથી કેટલાક મિત્રો કરી શકે તેમ છે. અંગ્રેજીમાં બહાર પડતાં 'લાઇબ્રેરી સાયન્સ ઍબ્સ્ટ્રૅક્ટ્સ'માંથી વીણેલી સાર-કંડિકાઓના ગુજરાતી અનુવાદ પણ ઉપયોગી થાય. આપણા ખુદના જ વિષયમાં એવાં પરિવર્તનો પ્રગટી રહ્યાં છે કે આપણી ચીલાચાલુ—અને કહીએ કે કંઈક અધકચરી—તાલીમ થોડાં જ વરસમાં જુનવાણી અને અપ્રસ્તુત બની જાય. એટલે ગ્રંથાલય વિજ્ઞાન અંગેનો જ આપણો 'કરન્ટ અવેરનેસ' કેળવાય એ આપણી વાસ્તવિક જરૂરિયાત ગણાય. અદ્યતન માહિતી-સેવાના આપણા સંકલ્પનું આ પ્રથમ ચરણ હશે.

દૃષ્ટિવંત અને ઉદ્યમશીલ ગ્રંથપાલ અદ્યતન માહિતી-સેવાના એકસો ને એક તરીકાઓ અજમાવી શકે. પણ, અહીં હવે મુદ્દાની વાત તો ગ્રંથપાલની

પોતાની જ સજ્જતા, નિષ્ઠા અને દૃષ્ટિની આવે. ગ્રંથપાલ માત્ર પોતાના વિષયનો જ જાણકાર નહીં, પણ પોતાના વાચકોના વિષયો અંગે પણ સમજદારી-વાળો હોય; આ માટે જુદા જુદા વિષયોમાં તેનો જીવંત રસ હોય, વિવિધ વિષયોની અદ્યતનતા વિષે પોતે પણ વાકેફ રહેવા જેટલી જિજ્ઞાસા ધરાવતો હોય. આવી સજ્જતા કેળવવા શું શું કરવાનું રહે એ વળી જુદી વિચારણાનો વિષય છે.

જે વિદ્યાસંસ્થાઓએ દેશને વિવિધ ક્ષેત્રમા ઉત્તમ વિદ્વાનો અને આગેવાનો આપ્યા એ મુંબઈ અને વડોદરાની યુનિવર્સિટીઓની સંગીન ગ્રંથાલય સેવાનું અહીં સ્મરણ થાય છે. એ ગ્રંથાલય-સેવા વિશાળ મકાનોમાં ખડકાયેલા પુસ્તકોના ગંજને કારણે નથી ઊભી થઈ, પણ એ પથ્થરોમા અને પુસ્તકોમા પ્રાણ ફૂંકનારા માર્શલ, ઍન્ડરસન અને શુક્લ જેવા ઉત્તમ ગ્રંથપાલોને આભારી છે. એમણે ગ્રંથાલયોને સાચા અર્થમા યુનિવર્સિટીના કેન્દ્રબિંદુઓ બનાવ્યા. જ્ઞાનના વિશ્વ સાથે પોતાના તંતુ સતત જોડેલા રાખનાર આ પરંપરાના ગ્રંથપાલો અદ્યતન માહિતી-સેવા આપવામાં રોમાંચ અનુભવે.

ભવિષ્ય-ચિંતકો કહે છે કે આવી રહેલા વર્ષોમાં મનુષ્યજીવન પરિવર્તનના ધસમસતા પ્રલયનો મુકાબલો કરશે. અકલ્પ્ય વિકાસ પામેલું જ્ઞાન આ મહાપરિવર્તનના સારથિપદે છે. એ આપણો પરમ સારથિ આપણને કઈ દિશામા લઈ જઈ રહ્યો છે એ વિશેની પળેપળની સતર્કતા અને સભાનતા એ અદ્યતન માહિતી-સેવાની આપણી આ વિભાવનાનું હાર્દ છે.





[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમા નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમા રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમા રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામા ક્રમશ: પ્રકટ કરીએ છીએ. —સં.]

૧૯૯ ચંદ્રકાંત બ૮ – શશિશિવમ્
'ભૂમા', તપોવન સોસાયટી
સુરેન્દ્ર મંગળદાસ રોડ, આંબાવાડી
અમદાવાદ— ૩૮૦૦૧૫

૨૦૦ ડૉ. શિવલાલ ટી. જેસલપુરા
૧૩, તેજપાલ સોસાયટી, ફત્તેહનગર
બસ સ્ટૅન્ડ પાસે, પાલડી,
અમદાવાદ— ૮૦૦૦૭

૨૦૧. હનીફ સાહિલ
રણછોડજીની પોળ,
મહેમદાવાદ— ૩૮૭૧૩૦ (જિ. ખેડા)

૨૦૨ મનહર જાની
રૂપાવટી, વાયા મહુવા
જિ. ભાવનગર— ૩૬૪૨૯૯

૨૦૩ શ્યામ સાધુ
કડિયાવાડ નાકા,
જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

# પૂર્વાંચલ પ્રદેશ અને ગુજરાત

ડૉ. ચંદ્રકાન્ત મહેતા

બાળપણમાં જ્યારે હું પ્રેમાનંદરચિત ઉષાહરણ (ઓખાહરણી) વાંચતો ત્યારે ચિત્રલેખાએ–બાણાસુરની પુત્રી ઉષાની બહેનપણી – જે રીતે શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધને, એના પ્રદેશ ગુજરાતમાંથી ઉપાડીને પૂર્વાંચલ પ્રદેશમાં આણ્યો હતો, તે વાંચીને મને આશ્ચર્યવિભોર બનાવી દીધો હતો. મને એ વાતની વિશેષ અજાયબી થઈ હતી કે ઉષાએ સ્વપ્નમાં જોયેલા પુરુષનું જે વર્ણન કરેલું, તેને આધારે ચિત્રલેખાએ આબેહૂબ ચિત્ર દોરીને પોતાનું ચિત્રલેખા નામ સાર્થક કર્યું હતું. ગુજરાત અને પૂર્વાંચલને સાંકળતી એ વાત પૂર્વાંચલની સ્ત્રીઓની કળાકુશળતા, તથા બહાદુરી પ્રત્યે ઇંગિત કરે છે. મને લાગે છે, સારા વિશ્વના સાહિત્યમાં આ એકમેવ દૃષ્ટાન્ત છે કે જેમાં સ્ત્રીએ પુરુષનું અપહરણ કર્યું હોય. એથી જ આસામમાં કામાખ્યા માતાની પૂજા વ્યાપકરૂપે પ્રચલિત છે, કારણ કે, આસામની નારીની પ્રત્યે આદર વ્યક્ત કરવાનો એ એકમાત્ર ઉપાય છે. પૂર્વાંચલની બીજી એક પૌરાણિકકથા પણ પ્રભાવિત કરે એવી છે. તે કથા બલિરાજાની છે. શોણિતપુરનો – આજનું તેજપુર – બલિ રાજા પોતાનું સર્વસ્વ વામનને અર્પીને એણે વચનપાલનનો ને અપ્રતિમ ઔદાર્યનો આદર્શ સ્થાપિત કર્યો હતો. ઐહિક લાભનો ત્યાગ કરીને આવી ઉચ્ચમૂલ્યોની રક્ષાના દૃષ્ટાન્ત ક્વચિત જ મળે છે. પૂર્વાંચલની બીજી એક મહાન સ્ત્રીનું સ્મરણ થાય છે. અરુણાચલ પ્રદેશના સાદિયા જિલ્લાની ઉત્તરે ચોવીશ માઈલ પરના કુંડિનપુરના રાજા ભીષ્મકની દીકરી રુક્મિણી. પિતા સામે બંડ કરીને શિશુપાલને ન વરતાં શ્રીકૃષ્ણની વરણી કરીને, સ્વપ્રયત્નથી એમને પરણે છે. પરશુરામ કે જે ગુજરાતના હતા, તેમનો પણ પૂર્વાંચલ જોડેનો સંબંધ સ્થપાયેલો દૃષ્ટિએ પડે છે; કાલિકાપુરાણ પ્રમાણે વશિષ્ઠ મુનિએ અરુણાચલ પ્રદેશનો સંધ્યાચલ ટેકરી પર ભગવાન શિવની તપશ્ચર્યા આદરી હતી. આથી શિવના ગણોએ ઈર્ષાથી વશિષ્ઠનો તપોભંગ કરાવી, એમને એ પ્રદેશમાંથી હાંકી કાઢવામાં આવે એથી ઉગ્રતારાએ એ શિવનું ધ્યાન ધરતા હતા તે સમયે એમને મોહિત કરવા પ્રયત્ન કર્યો. આથી વશિષ્ઠે ગુસ્સે થઈને ઉગ્રતારાને જ નહિ, પરંતુ શંકરને પણ શાપ આપ્યો. આથી બ્રહ્માએ શાપનું નિવારણ કરવા પ્રયત્ન કર્યો, અને એમણે બ્રહ્મપુત્રા નદીનું અવતરણ કર્યું. એ માટે એમણે પરશુરામની પરશુનો ઉપયોગ કર્યો. જ્યાં આગળ પર્વતમાંથી બ્રહ્મપુત્રાનો માર્ગ કાઢ્યો, તે સ્થાન પરશુરામકુંડ તરીકે ઓળખાય છે. એ પરશુરામ કુંડ બ્રહ્મકુંડની પાસે જ છે. કાલિકાપુરાણ એ પ્રસંગ પણ આલેખે છે, કે પરશુરામે એમના પિતાની આજ્ઞાથી એમની માતા રેણુકાનો પોતાની પરશુથી શિરચ્છેદ કર્યો હતો; અને માતૃહત્યાના ગુનાને કારણે એ

પરશુ એમના હાથમાં જ ચોંટી ગઈ. એમના પિતા જમદગ્નિ પુત્રની પિતૃભક્તિથી ખુશ થઈ ગયા, અને એમણે પરશુરામને વરદાન માગવા કહ્યું. એમણે પ્રથમ તો માતાને પુનર્જિવિત કરવાનું વરદાન માગ્યું. અને પછી માતૃહત્યાની દોષમુક્તિ માગી. જમદગ્નિએ એમને તીર્થસ્થાનોમાં ભ્રમણ કરવા સૂચવ્યું. એ અનુસાર પરશુરામે અનેક તીર્થોમાં ભ્રમણ કર્યું, અને આખરે બ્રહ્મકુંડ આવ્યા. ત્યા એમની પરશુથી બ્રહ્મપુત્રાને કિનારે પોતાની પરશુથી ખોદાણ કરીને જળમાર્ગ બનાવ્યો, પછી જે પવિત્ર કુંડ તૈયાર થયો તેમાં એમણે સ્નાન કર્યું એટલે એમના હાથને ચોંટેલી પરશુ એમના હાથથી છૂટી થઈને કુંડમાં પડી ગઈ. એ કુંડ તો ૧૯૫૦ના ધરતીકંપમાં લુપ્ત થઈ ગયો પણ એ પરંપરા તો રહી છે. એ દૃષ્ટિએ આ સ્થાનનું ગુજરાત માટે મહત્ત્વ છે, કારણ કે, અહીં એક પવિત્ર વ્યક્તિનું કલંક ધોવાયું હતું. અને સર્વક્ષેત્રે કૃતં પાપં તીર્થક્ષેત્રે વિનશ્યતિ એ સૂત્ર અહીં સાર્થક બન્યુ હતું.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની વાર્તાઓમા વારંવાર કામરૂદેશનો ઉલ્લેખ આવતો હોય છે. અને જ્યાં જ્યાં એનો ઉલ્લેખ છે, ત્યાં બહુધા જે વ્યક્તિ ત્યાં ગઈ હોય તે પોતાનું વ્યક્તિત્વ ગુમાવે છે એમ કહેવામાં આવ્યુ છે. એનું સમગ્ર વ્યક્તિત્વ જ પરિવર્તિત થઈ જાય છે. કામરૂદેશની મુગ્ધ કરનારી અનુપમ પ્રાકૃતિક સુન્દરતા, નદી, પહાડો, ઘેરાં વનો, હાથીઓ, તથા કિરાતો અને કિન્નરોનો પ્રદેશ ત્યાંની હિમાલયની પર્વતમાળાઓની અને ઐહિક આપણાને ભુલાવી દેવાની એની ક્ષમતા, એ બધું કોઈપણ વ્યક્તિને એનું વ્યક્તિત્વ ભુલાવી દેવામાં સમર્થ નીવડે, એમાં લેશમાત્ર શંકા નથી. થોડાંક વર્ષો પૂર્વે કાકાસાહેબ કાલેલકરની વિનંતીથી નટવરલાલ પરીખ નાગાલેંડમા ગયા. અને ત્યુ ચાઈ-

કૃષ્ણવિષયક એકાંકી નાટકોનો સદંતર અભાવ છે, ત્યારે આસામી સાહિત્યની એ વિષયની વિશેષતાથી હું પ્રભાવિત થયો.

ઉત્તરપૂર્વ અંચલમાં યાત્રા કર્યા પછી ઉમાશંકરે એ પ્રદેશ પર છ કાવ્યો લખ્યાં છે. ને એને 'ઈશાની' નામ આપ્યું છે. એ બધી કવિતાઓમાં એ પ્રદેશની પ્રાકૃતિક રમણીયતા સુચારૂરૂપે પ્રતિબિંબિત થઈ છે. એમાં બ્રહ્મપુત્રા વિષયક એક કાવ્યમાં એમણે કહ્યું છેઃ

'શું કોઈ સમુદ્ર નીકમાં થઈ વહી રહ્યો ?
નિસર્ગ-યુવરાજ ગૌરવભેર સહેલી રહ્યો.'

ને મધ્યકાલીન કવિઓએ કરેલા નિરૂપણ અનુસાર કહે છે :

એક એના અછડતા થડકારે
ક્ષણેક તો સમયનું કોચલું ખંખેરી દઉં.
હતો તે ન રહું.

(ઈશાનભારતઈશાની. પૃ. ૧૧૨)

આમ બ્રહ્મપુત્રા સમગ્ર વ્યક્તિત્વને પલટાવવાની ક્ષમતા ધરાવે છે.

આસામી અને ગુજરાતીના કેટલાંક લોકગીતો વચ્ચે અદ્ભુત સામ્ય દૃષ્ટિએ પડે છે. જેમ કે આસામી બીયાનામ એ ગુજરાતીના "ધવલમંગલ" (લગ્નગીતો) વિષય અને નિરુપણની દૃષ્ટિએ સમાન છે. આસામનાં 'ધાઈનામ' એ ગુજરાતી હાલરડાંનું જ બીજું નામ છે. આસામી "દેહવિચાર"નાં પદો ને આપણાં જ્ઞાનનાં પદો શૈલી ને વિષય-નિરુપણની દૃષ્ટિએ સમાન છે. 'આઈનામ' એ આસામી ગીતોની વિશેષતા છે, જેને ગુજરાતી ગીતની જોડે તુલના કરી શકાય એવું કંઈ નથી. ગીતો બાળકને શીતળા નીકળ્યા હોય ત્યારે શીતળા-માતાને રીઝવવા માટે ગવાય છે. બાળકોના અન્ય-રોગો માટે પણ આ ગીત ગવાતાં હોય છે.

અહીં ગુજરાત જોડે જેનો સંબંધ નથી એવી મણિપુરની લોકકથા ખંબા–થોઈબોની કથાનો હું ઉલ્લેખ કરી લઉં...ગ્રીક કથાઓમાં જે કરુણાન્તિકા આપણને મળે છે, તેના સર્વઅંશો એ કથામાં આપણને મળે છે. એમાં શૃંગાર, અદ્ભુત, વીર, ભયાનક વગેરે અનેક રસોનો સુભગ સમન્વય થયો છે. ભયાનક વાઘને જે રીતે ખંભા ઘેંસ જેવો નરમ કરી દે છે, ખંભાની અદ્ભુત શક્તિથી પ્રભાવિત થઈને જે રીતે ખંભાનો હરીફ થોઈની પરનો પોતાનો દાવો જતો કરી દે છે તે પ્રસંગ, અને કંઈક ગેરસમજૂતીને કારણે વાર્તાનો આવતો કરુણ અંત અને થોઈબીને મહાન સ્ત્રીઓમાં સ્થાન આપતી એની અપ્રતિમ વીરતા, ભારતની લોક-કથાઓમાં એને ઊંચેરું સ્થાન અપાવે છે. દુર્ભાગ્યે એ કથા મણિપુરની બહાર બહુ પ્રચાલત નથી.

મણિપુરે આપણા ઇતિહાસમાં અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે. પહેલી સદીથી ૧૮૯૧ સુધી મણિપુરમાં એક જ રાજવંશનું રાજ્ય હતું. ઇતિ-હાસમાં ભાગ્યે જ ૧૯૦૦ વર્ષ સુધી એક જ રાજ્યવંશે રાજ્ય કર્યું હોય એવાં દૃષ્ટાન્તો મળે છે. એમ હોઈ શકે કે ડુંગરાળ અને મહાન નદીઓથી છવાયલા પ્રદેશમાં બહારનું આક્રમણ નહિ થયું હોય. મણિપુર પર પહેલું આક્રમણ એને ઇતિહાસમાં અમર સ્થાન અપાવે છે. મણિપુરના ઇમ્ફાલમાં જ નેતાજી સુભાષ બોઝની મુક્તિફોજે આક્રમણ કર્યું હતું. જે ખરું જોતાં આક્રમણ નહોતું. પણ એ તો ભારતની મુક્તિનું શુભાગમન હતું. એ સ્થાન પર રાષ્ટ્રીય સ્મારક ઊભું કરીને ભારત સરકારે પ્રશસ્ય કાર્ય કર્યું છે. આપણે ગૌરવભેર કહી શકીએ કે ઇમ્ફાલ એ ભારતમાં પ્રથમ સ્થાન હતું કે જ્યાંથી નેતાજીએ 'જયહિન્દ'નું સૂત્ર ઉચ્ચાર્યું.

આસામના કવિ નીલમણિ ફૂકને એમના 'તુમિનો નોહોટિયાકિ' કાવ્યમાં યોગ્ય રીતે જ કહ્યું છે :

તમારા સૂર્યનો આદિ અન્ત છે જ નહિ,
ત્યાં નિરન્તર પ્રકૃતિનું દ્વંદ્વ ચાલ્યા જ કરે છે.
આધ્યાત્મિક શાન્ત પરિવેશ ત્યાં દૃષ્ટિએ પડે છે.
તો હવે શેષ વિશ્વરૂપ અમને દર્શાવો.

પણ ઈશ્વરે સાચે જ ભારતનો ઈશાનપ્રદેશ સર્જીને એમનું વિશ્વરૂપ દર્શાવ્યું છે.

# યોગેશ્વર શ્રીકૃષ્ણ

કરસનદાસ માણેક

'વિરાટ' શબ્દ જો કોઈ પણ એક વ્યક્તિને લાગુ પાડી શકાય તો તે વ્યક્તિ શ્રીકૃષ્ણ છે. કંસના કારાગારને તેમણે પોતાના પ્રાદુર્ભાવથી પાવન કર્યું. ગોકુળમાં એમણે ગાયો ચરાવી. ગોવર્ધનને એમણે ઇન્દ્રથીએ અદકી પ્રતિષ્ઠા આપી. મથુરાને એમણે મુક્ત કરી. ખુદ દેવીઓની જ દોરવણીથી વારંવાર આદેશ ઉપર ચઢી આવતા કાલયવનને તેમણે સંહાર્યો. પશ્ચિમ સાગરના દ્વારસમી દ્વારકા તેમણે વસાવી. જરાસંધ, ભૌમ, નરકાસુર શિશુપાલ આદિ માનવ શત્રુઓને તેમણે પરાસ્ત કર્યા. ગાંડિવધન્વા અર્જુનની પડખે ઊભા રહીને આખાયે આર્યાવર્તને એક ધર્મતંત્રે ગૂંથવાનો વિરલ પુરુષાર્થ તેમણે કર્યો. ઉપનિષદોના પણ ઉપનિષદ સમી ગીતા તેમણે આપી. સ્ત્રી એ પુરુષની મોજનું રમકડું નથી, તેની સમકક્ષ સર્જનસાથી છે એ સત્યનું ભાન તેમણે કરાવ્યું. વર્ણ-વ્યવસ્થા પારસ્પરિક સહકાર અને સામાજિક આપલેનું જ એક બીજું નામ છે, બાકી ચારેય વર્ણ એકસરખા જ આદરણીય છે. એ સત્યનું પ્રતિપાદન તેમણે કર્યું. ઉચ્ચતમ તત્વજ્ઞાનને રોજિંદા જીવનમાં તેમણે ઉતાર્યું. જીવનને સ્વચ્છ, સુઘડ, યુક્તિ (યોગ: કર્મસુ કૌશલમ્) તેમણે પ્રબોધી. મનુષ્યે જો એકમેકની સાથે સમન્વય સાધીને આ પૃથ્વી ઉપર દૈવત્ય વિકસાવવા એક મહા કુટુંબની પેઠે રહેવું હશે તો ભૌગોલિક સીમાઓ અને ઐતિહાસિક પૂર્વગ્રહો, સાંપ્રદાયિક સંકુચિતતાઓ અને સાંસ્કૃતિક (કે વૈકૃતિક!) કુંડાળાઓમાંથી બહાર આવ્યા વગર તેને છૂટકો જ નથી—એ સનાતન સત્ય તરફ પોતાના જીવન અને કવન દ્વારા જગતનું પહેલીવાર ધ્યાન તેમણે દોર્યું.

કામવૃત્તિ વગરનો પ્રણયી, યુયુત્સા વગરનો વીર કુટિલતા વગરનો મુત્સદ્દી, વેદિયાવેડા વગરનો આદર્શવાદી, ઘમંડ વગરનો બંડખોર કોઈપણ જાતના સીધા કે આડકતરા સ્વાર્થ વગરનો સૌમ્ય લોકસેવક અને જનતાના શત્રુઓનો નાશ કરવાનો અવસર આવ્યે, મત્સર, ઈર્ષ્યા કે દ્વેષ વગરનો દંડ વિધાયક કેવો હોય તેનો કાંઈક ચિતાર આપણને શ્રીકૃષ્ણના જીવન ઉપરથી મળી રહે છે. અનેક 'અવતારો' થયા છે. અવતારોની આ ભૂમિમાં અનેક વિભૂતિઓ પ્રગટી છે વિરાટની વહાલી આ ધરતીમાં, પણ શ્રીકૃષ્ણ જેવી સર્વકલ વિભૂતી આ પૃથ્વી પર બીજી પ્રગટી નથી અને તેથી જ બીજા બધા તો પરમાત્માના અંશાવતારો પણ 'કૃષ્ણસ્તુ ભગવાન સ્વયમ્' એવી ભાગવતકારની ઉક્તિ અનેક દૃષ્ટિએ નર્યું સત્ય જ છે. હરિવંશ, મહાભારત, વિષ્ણુપુરાણ, ભાગવત આદિ ગ્રંથો શ્રીકૃષ્ણ જીવનની આસપાસ ગૂંથાયા છે. તેમણે પગલેપગલે આ યુગપુરુષની જીવનકથા આ ગ્રંથમાં આલેખવાનો પ્રયત્ન મેં કર્યો છે.



# કંદર્પ શું બોલે?

સારંગ બારોટ

મહત્ત્વાકાંક્ષી માણસો ધ્યેયસિદ્ધિ માટે કેટલીકવાર અદ્ભુત કામ કરી જતા હોય છે. ચારેક મહિનામાં કંદર્પે સુલતાનમિયાંના કારખાનાની કાયાપલટ કરી નાખી. ધંધો સારો ચાલવા લાગ્યો ત્યારે વધુ દસેક હજારનું રોકાણ કરી એણે ઉત્પાદન વધારવાના ઉપાયો શરૂ કર્યા અને આઠેક મહિનામાં તો એની સફળતા લોકોની નજરે ચડવા લાગી. નારણદાસની તમામ ગણતરીઓ સાચી પડી અને કારખાનું સારો નફો કરવા લાગ્યું. નારણદાસ નામાવાળા જોતજોતામાં નારણદાસ શેઠ બની ગયા અને કંદર્પના પરિશ્રમથી પૈસાદાર બનવાની એમની યોજના સારાં પરિણામો દેખાડતી થઈ ગઈ.

આ સમય દરમિયાન ગૌરાંગ ગ્રેજ્યુએટ થઈ નોકરીએ લાગી ગયો હતો અને ચાર્ટર્ડ એકાઉન્ટન્ટનો અભ્યાસ શરૂ કરી દીધો હતો. શીલાને હવે સુખી લગ્નજીવન હાથવેંતમાં લાગતું હતું અને એના મા-બાપ પણ મનસુખલાલ સાથે વાતકરવાનું વિચારી રહ્યા હતા. અભ્યાસ અને નોકરી બેઉ કરવાનું સ્વીકાર્યું હોઈ ગૌરાંગને હવે પહેલાં જેટલો સમય મળતો ન હતો એટલે શીલા સાથેની મુલાકાતો ઓછી અને ટૂંકી બનવા લાગી હતી. શીલાને આ ગમતું ન હતું પણ ગૌરાંગની મજબૂરી એ સમજતી હતી.

ઘણાં વર્ષો પછી કંદર્પના લગ્ન દ્વારા ઘરમાં ગૃહલક્ષ્મી આવી હતી પણ અઝું ટકી ન હતી એટલે પોતાના લગ્ન માટે પિતા ઉતાવળ કરશે એવી ગૌરાંગની ધારણા હતી તેથી મનસુખલાલ લગ્નની વાત કરે ત્યારે જ પોતાનો પસંદગી જાહેર કરવી એવું ગૌરાંગે મનમાં નક્કી કરી રાખ્યું હતું. વાત થાય ત્યારે શીલા અને મનસુખલાલ એકબીજાથી સાવ અજાણ્યાં ન હોય તો સારું, એવું લાગવાથી ગૌરાંગે કમલેશ સાથે શીલાને કોઈ કોઈ વાર પોતાને ત્યાં આવવાનું સૂચન કર્યું હતું. શીલા ત્રણ વાર ગૌરાંગને ત્યાં ગઈ હતી. આ મુલાકાતો દરમિયાન ગૌરાંગે શીલાનો પરિચય મિત્રની બહેન તરીકે મનસુખલાલને કરાવી દીધો હતો અને મનસુખલાલને શીલા ગમી હોય એવું સૌને લાગવા માંડ્યું હતું.

કંદર્પનો ગૃહત્યાગ હવે જૂની વાત બની ગઈ હતી. સસરાના ઘરમાં એ સ્થિર થઈ ગયો હતો. ગૌરાંગ અને મનસુખલાલ એને અને માયાને મળવાનું ટાળતાં હતાં. સામા પક્ષ તરફથી પણ એમ જ થતું હતું, છતાં કોઈવાર અકસ્માત મળી જવાતું તો સાવ સામાન્ય વાતચીત ને ટૂંકો વહેવાર મળનાર વચ્ચે જળવાતો હતો. ગૌરાંગ આ રીતે એનાં ભાઈ–ભાભીને ત્રણચાર વાર મળ્યો હતો. મનસુખલાલ અને નારણદાસ વચ્ચે પણ આવી મુલાકાતો થઈ હતી. પણ બાપ-દીકરાની કે વહુ-સસરાની એકેય મુલાકાત થઈ ન હતી. શીલા અને ગૌરાંગને સાથે ફરતાં માયાએ અને કંદર્પે બે વાર જોયાં હતાં. ત્રીજીવાર જોયાં ત્યારે માયાએ કંદર્પને કહ્યું હતું:

'તમારા ભાઈ હવે સફરજન ખાવાની તૈયારી કરતા હોય એવું લાગે છે.'

'હં, મને પણ એમ જ લાગે છે.'

'છોકરી આમ છે સારી.'

'અમે ભાઈઓ, પસંદગીની બાબતમાં ઊંચો ટેસ્ટ ધરાવીએ છીએ, મેં થોડી ઉતાવળ કરી નહિ તો તારા કરતાં સારી છોકરી હું મેળવી શક્યો હોત.'

'એમ કે?'

'શંકા વગરની વાત છે. પણ એકવાર પ્રેમમાં પડી ગયા પછી શું થાય?'

'તે નહોતું પડવું. હું કંઈ તમારા ઉંબરે ચોખા મૂકવા નહોતી આવી.'

'પ્રેમમા પડવું એ કોઈના હાથની વાત થોડી જ છે?'

'એ ખરું. એવું ન હોત તો મેં તમને જ શા માટે પસંદ કર્યા હોત?'

'મને પસંદ કર્યાનો તને અફસોસ છે?'

'થોડોક, પણ ચલાવી લેવાનું. આટામાં પાણી પડ્યું તે પડ્યું, પાછું થોડું જ કઢાય છે?'

'બરાબર છે, ન કઢાય. નિભાવો, બીજું શું થાય?'

'એ યા! હું એમ પૂછું કે ગૌરાંગભાઈનાં લગ્ન થાય તો આપણે એમાં જવાનું કે નહિ?'

'થશે ત્યારે જોઈશું; અત્યારે એનું શું છે?' કંદર્પે કહ્યું હતું અને ખરેખર ગૌરાંગનાં લગ્ન થાય ત્યારે શું કરવું તેના વિચારે ચડી ગયો હતો.

કંદર્પની સંતોષકારક પ્રગતિ પછીની સફળતાથી કામિની જાણે એના પર મોહિત થઈ ગઈ હોય એવો વર્તાવ કરતી હતી. માયા હાજર હોય ત્યારે છૂટ લેવાની એક તક એ જતી કરતી ન હતી. માયાની ગેરહાજરીમાં ક્યારેક એ કંદર્પને મળતી ત્યારે એને પોતાના તરફ આકર્ષણ જાગે એવો ઉઘાડો પ્રયત્ન એ કરતી હતી. કંદર્પ કામિનીના આવા વર્તાવથી અકળાતો હતો પણ અટકાવી શકતો ન હતો. પોતાના વર્તાવથી માયા મુંઝાતી હતી. ક્યારેક ગુસ્સે પણ થતી હતી, ત્યારે કામિનીને એક પ્રકારનો છૂપો સંતોષ થતો હતો. પહેલાં સામાન્ય મજાક-મશ્કરીમાં લેવાતી આ વાત હવે માયા માટે થોડુંક ગંભીર સ્વરૂપ લઈ રહી હતી અને આનો કોઈ કાયમી ઉકેલ આવવો જોઈએ એવું એ ઇચ્છતી હતી.

એવામાં એક દિવસ કંદર્પે માયાને કહ્યું:

'રવિવારે આપણે પિક્ચર જોવા જવાનું છે. ટિકિટો આવી ગઈ છે.'

'હા...! તમને કંઈ બહુ વખતે સિનેમા જોવાનું મન થયું?'

'મન તો ઘણીવાર થાય છે પણ સમય જ મળતો નથી. થાકી એટલું જવાય છે કે આરામને ભોગે પિક્ચર જોવાનું ટાળવું પડે છે. આ અઠવાડિયે કામનો બોજો જરા ઓછો રહ્યો.'

'પણ તમે અગાઉથી ટિકિટ તો ભાગ્યે જ લાવો છો.'

'ટિકિટ હું નથી લાવ્યો, કામિની લાવી છે. એ જીવ ખાતી હતી કે પિક્ચર બહુ સરસ છે તો સાથે જોઈએ.'

'એટલે કામિની આપણી સાથે આવવાની છે!'

'હા, કેમ?'

'કંઈ નહિ.'

'એ સાથે આવે એ તને ગમ્યું લાગતું નથી.'

'ન ગમ્યું હોય તો કં...ઈ નહિ.' એકાએક ઓરડામાં પ્રવેશતાં કામિની બોલી, 'આપણે કંદુભાઈ, એકલાં જઈશું.'

'તું...તું છુપાઈને અમારી વાત સાંભળતી હતી કામિની?' માયાએ ગુસ્સે થતાં પૂછ્યું.

'નહિ, છુપાઈને સાંભળતી નહોતી, અહીં આવીને શબ્દો સંભળાયા.'

'પણ તારે અહીં આવવાનું કોઈ કારણ?'

'મારા મનથી કે તું રસોડામાં હોઈશ અને કંદુલાલ અહીં એકલા હશે એટલે એમને કંપની આપવા બહારથી આવતાંવેંત સીધી ઉપર આવી.'

'તારે આ રીતે કદી ઉપર આવવું નહિ.'

'કેમ! ઘર તારી એકલીનું છે, માયા? મારું નથી? હું આ ઘરમાં ફાવે ત્યાં ફરી શકું છું ને ફરીશ.'

'ભલે ફરજે. હવે તું નીચે જઈશ?'

'નહિ જાઉં.'

'જો કમુ, તું હવે હદ ઓળંગે છે હોં, કહું છું નીચે જા.'

'નથી જતી લે, આ બેઠી.'

'તું નહિ જાય તો હું ચાલી જઈશ.'

'તે જા જવું હોય તો, કોણ રોકે છે તને?'

અને માયા ગુસ્સાથી કાંપતી ઊભી થઈ અને બહાર ચાલી ગઈ. બહાર નીકળી શ્વાસ લેવા થોભી ત્યાં એણે ઓરડામાંથી આવતો કંદર્પનો અવાજ સાંભળ્યો.

'તારા મનમાં કંઈ નથી, પછી આવું શા માટે કરે છે કામિની?'

'કેમ જાણ્યું કે મારા મનમાં કંઈ નહિ હોય? હું તમને વહાલ કરું છું અને કરતી રહેવાની છું.' નીચે જતાં અટકેલી માયા પાછી ફરી અને બારણાં નજીક આવી ત્યારે કામિની આગળ બોલી રહી હતી: કોઈ મને અટકાવી શકશે નહિ.–લો.' કહેતાં કામિનીએ કંદર્પના ગાલ પર ચુંબન કર્યું।

કંદર્પ ઊભો થઈ ગયો, માયા ઓરડામાં ધસી આવી અને કામિનીના ગાલ પર એક સણસણતો તમાચો ચોડી દીધો. બેઉને ત્યાં છોડી એ ઝડપથી નીચે ચાલી ગઈ.

'આનો ય બદલો લઈશ, યાદ રાખજે માયા...' કામિની દાંત ભીંસી બોલી.

'તેં આવું શા માટે કર્યું, કામિની?'

'બદલો લેવા.'

'શાનો બદલો?'

'તમારી બૈરી મને ચાલુ છોકરી માને છે તેનો. એને મન હું એવી જ છું તો એને જ શું કામ ભારે ન પડું?'

કંદર્પ સમસમી ઊઠયો અને પત્નીની જેમ ઝડપથી નીચે ચાલ્યો ગયો.

કામિનીને તમાચો ચોડી સડસડાટ નીચે ઊતરી આવેલી માયા એના બાપ પાસે જઈ અટકી અને બોલી.

'બાપુ મને વહેલામાં વહેલાં તકે જુદું ઘર લઈ આપો. હું આ ઘરમાં રહેવા માગતી નથી.'

'કેમ એકાએક વળી શું થયું?'

'અમે તમારી લાડકી કામિની સાથે રહી શકીએ તેમ નથી.'

'હાં હાં, એમ વાત છે. એ મસ્તીખોરે આજે કોઈ નવું તોફાન કરી તને ચીડવી લાગે છે.'

'એનાં મસ્તીતોફાન હવે માઝા મૂકી રહ્યાં છે, બાપુ.'

'હું એને સમજાવી દઈશ માયા. એનો સ્વભાવ ટીખળી છે એ તું જાણે છે પછી આમ નકામો ગુસ્સે શું કામ થાય છે?'

'બાપુ, તમને બધું કહી શકાય તેમ નથી. સો વાતની એક વાત, અમે હવે આ ઘરમાં રહેવાનાં નથી.'

'હા મુરબ્બી, હું આવતી કાલથી જ ઘર શોધવાનો છું, તમે પણ તપાસ કરજો. હવે અમારાથી અહીં નહિ રહેવાય.' પાછળથી આવેલો કંદર્પ બોલ્યો. આખી ય બાબતનો સારામાં સારો ઉપાય જુદું ઘર લેવું એ જ છે એવું પત્નીની વાત

'તમારા ભાઈ હવે સફરજન ખાવાની તૈયારી કરતા હોય એવું લાગે છે.'

'હં, મને પણ એમ જ લાગે છે.'

'છોકરી આમ છે સારા.'

'અમે ભાઈઓ, પસંદગીની બાબતમાં ઊંચો ટેસ્ટ ધરાવીએ છીએ, મેં થોડી ઉતાવળ કરી નહિ તો તારા કરતા સારી છોકરી હું મેળવી શક્યો હોત.'

'એમ કે?'

'શંકા વગરની વાત છે. પણ એકવાર પ્રેમમાં પડી ગયા પછી શું થાય?'

'તે નહોતું પડવું. હું કંઈ તમારા ઉંબરે ચોખા મૂકવા નહોતી આવી.'

'પ્રેમમા પડવું એ કોઈના હાથની વાત થોડી જ છે?'

'એ ખરું, એવું ન હોત તો મેં તમને જ શા માટે પસંદ કર્યા હોત?'

'મને પસંદ કર્યાનો તને અફસોસ છે?'

'થોડોક, પણ ચલાવી લેવાનું. આટામાં પાણી પડ્યું તે પડ્યું, પાછું થોડું જ કઢાય છે?'

'બરાબર છે, ન કઢાય. નિભાવો, બીજું શું થાય?'

'એ યા હું એમ પૂછું કે ગૌરાંગભાઈના લગ્ન થાય તો આપણે એમા જવાનું કે નહિ?'

'થશે ત્યારે જોઈશું! અત્યારે એનું શું છે?' કંદર્પે કહ્યું હતું અને ખરેખર ગૌરાંગના લગ્ન થાય ત્યારે શું કરવું તેના વિચારે ચડી ગયો હતો.

કંદર્પની સંતોષકારક પ્રગતિ પછીની સફળતાથી કામિની જાણે એના પર મોહિત થઈ ગઈ હોય એવો વર્તાવ કરતી હતી. માયા હાજર હોય ત્યારે છૂટ લેવાની એક તક એ જતી કરતી ન હતી. માયાની ગેરહાજરીમાં ક્યારેક એ કંદર્પને મળતી ત્યારે એને પોતાના તરફ આકર્ષણ જાગે એવો ઉઘાડો પ્રયત્ન એ કરતી હતી. કંદર્પ કામિનીના આવા વર્તાવથી અકળાતો હતો પણ અટકાવી શકતો ન હતો. પોતાના વર્તાવથી માયા મૂંઝાતી હતી. ક્યારેક ગુસ્સે પણ થતી હતી, ત્યારે કામિનીને એક પ્રકારનો છૂપો સંતોષ થતો હતો. પહેલાં સામાન્ય મજાક-મશ્કરીમાં લેવાતી આ વાત હવે માયા માટે થોડુંક ગંભીર સ્વરૂપ લઈ રહી હતી અને આનો કોઈ કાયમી ઉકેલ આવવો જોઈએ એવું એ ઇચ્છતી હતી.

એવામાં એક દિવસ કંદર્પે માયાને કહ્યું:

'રવિવારે આપણે પિકચર જોવા જવાનું છે. ટિકિટો આવી ગઈ છે.'

'હા...! તમને કંઈ બહુ વખતે સિનેમા જોવાનું મન થયું?'

'મન તો ઘણીવાર થાય છે પણ સમય જ મળતો નથી. થાકી એટલું જવાય છે કે આરામને ભોગે પિકચર જોવાનું ટાળવું પડે છે. આ અઠવાડિયે કામનો બોજો જરા ઓછો રહ્યો.'

'પણ તમે અગાઉથી ટિકિટ તો ભાગ્યે જ લાવો છો.'

'ટિકિટ હું નથી લાવ્યો, કામિની લાવી છે. એ જીદ્દ ખાતી હતી કે પિકચર બહુ સરસ છે તો સાથે જોઇએ.'

'એટલે કામિની આપણી સાથે આવવાની છે!'

'હા, કેમ?'

'કંઈ નહિ.'

'એ સાથ આવે એ તને ગમવું લાગતું નથી.'

'ન ગમ્યું હોય તો કં...ઈ નહિ.' એકાએક ઓરડામાં પ્રવેશતાં કામિની બોલી, 'આપણે કંદુલાલ, એકલાં જઈશું.'

'તું...તું છુપાઈને અમારી વાત સાંભળતી હતી કામિની?' માયાએ ગુસ્સે થતાં પૂછ્યું.

'નહિ, છુપાઈને સાંભળતી નહોતી, અહીં આવીને શબ્દો સંભળાયા.'

'પણ તારે અહીં આવવાનું કોઈ કારણ?'

'મારા મનથી કે તું રસોડામાં હોઈશ અને કંદુલાલ અહીં એકલા હશે એટલે એમને કંપની આપવા બહારથી આવતાંવેંત સીધી ઉપર આવી.'

'તારે આ રીતે કદી ઉપર આવવું નહિ.'

'કેમ! ઘરં તારી એકલીનું છે, માયા? મારું નથી? હું આ ઘરમાં ફાવે ત્યાં ફરી શકું છું ને ફરીશ.'

'ભલે ફરજે. હવે તું નીચે જઈશ?'

'નહિ જાઉં.'

'જો કમુ, તું હવે હદ ઓળંગે છે હોં, કહું છું નીચે જા.'

'નથી જતી લે, આ બેઠી.'

'તું નહિ જાય તો હું ચાલી જઈશ.'

'તે જા જવું હોય તો, કોણ રોકે છે તને?'

અને માયા ગુસ્સાથી કાંપતી ઊભી થઈ. અને બહાર ચાલી ગઈ. બહાર નીકળી શ્વાસ લેવા થોભી ત્યાં એણે ઓરડામાંથી આવતો કંદર્પનો અવાજ સાંભળ્યો.

'તારા મનમાં કંઈ નથી, પછી આવું શા માટે કરે છે કામિની?'

'કેમ જાણ્યું કે મારા મનમાં કંઈ નહિ હોય? હું તમને વહાલ કરું છું અને કરતી રહેવાની છું.' નીચે જતાં અટકેલી માયા પાછી ફરી અને બારણાં નજીક આવી ત્યારે કામિની આગળ બોલી રહી હતી: 'કોઈ મને અટકાવી શકશે નહિ.—લો.' કહેતાં કામિનીએ કંદર્પના ગાલ પર ચુંબન કર્યું!

કંદર્પ ઊભો થઈ ગયો, માયા ઓરડામાં ધસી આવી અને કામિનીના ગાલ પર એક સણસણતો તમાચો ચોડી દીધો. બેઉને ત્યાં છોડી એ ઝડપથી નીચે ચાલી ગઈ.

'આનો ય બદલો લઈશ, યાદ રાખજે માયા...' કામિની દાંત ભીંસી બોલી.

'તેં આવું શા માટે કર્યું, કામિની?'

'બદલો લેવા.'

'શાનો બદલો?'

'તમારી બૈરી મને ચાલુ છોકરી માને છે તેનો. એને મન હું એવી જ છું તો એને જ શું કામ ભારે ન પડું?'

કંદર્પ સમસમી ઊઠયો અને પત્નીની જેમ ઝડપથી નીચે ચાલ્યો ગયો.

કામિનીને તમાચો ચોડી સડસડાટ નીચે ઊતરી આવેલી માયા એના બાપ પાસે જઈ અટકી અને બોલી.

'બાપુ મને વહેલામાં વહેલી તકે જુદું ઘર લઈ આપો. હું આ ઘરમાં રહેવા માગતી નથી.'

'કેમ એકાએક વળી શું થયું?'

'અમે તમારી લાડકી કામિની સાથે રહી શકીએ તેમ નથી.'

'હાં હાં, એમ વાત છે. એ મસ્તીખોરે આજે કોઈ નવું તોફાન કરી તને ચીડવી લાગે છે.'

'એનાં મસ્તીતોફાન હવે માઝા મૂકી રહ્યાં છે, બાપુ.'

'હું એને સમજાવી દઈશ માયા. એનો સ્વભાવ ટીખળી છે એ તું જાણે છે પછી આમ નકામો ગુસ્સે શું કામ થાય છે?'

'બાપુ, તમને બધું કહી શકાય તેમ નથી. સો વાતની એક વાત, અમે હવે આ ઘરમાં રહેવાનાં નથી.'

'હા સુરુજી, હું આવતી કાલથી જ ઘર શોધવાનો છું, તમે પણ તપાસ કરજો. હવે અમારાથી અહીં નહિ રહેવાય.' પાછળથી આવેલો કંદર્પ બોલ્યો. આખી ય બાબતનો સારામાં સારો ઉપાય જુદું ઘર લેવું એ જ છે એવું પત્નીની વાત

સાંભળતાં એને લાગ્યું.

'અરે પણ એવું તે શું થયું છે? જરા માંડીને વાત કરો તો સમજ પડે.'

'મર્યાદાને કારણે કેટલીક વાતો ચોખ્ખેચોખ્ખી કહી શકાય તેમ નથી બાપુ, પણ તમારી દીકરી કોઈક વાર તમને નીચાજોણું કરાવશે એ નક્કી છે. એમાં અમે ભાગીદાર થવા નથી માંગતાં.'

'એવું તે શું કર્યું છે કમુએ?'

'એ મારી સાથે અમર્યાદ છૂટ લેવા લાગી છે મુરબ્બી, એટલામાં બધું સમજી જાઓ તો સારું.'

વાતની ગંભીરતા સમજતાં નારણદાસે કામિનીને નીચે બોલાવતાં ત્રાડ નાખી. પતિનો અવાજ સાંભળતા દયાબેન રસોડામાંથી બહાર આવ્યાં ત્યાં 'શું છે બાપુ...મને બોલાવી?' કહેતી કામિની પણ આવી પહોંચી.

'જો કામિની, હું તને આજ પહેલી અને છેલ્લી વાર ચેતવણી આપું છું, આજથી તારે કદી પણ ઉપર જવાનું નથી કે કંદર્પલાલ સાથે વાત કરવાની નથી.'

'ભલે બાપુ નહિ કરું' કામિની સાવ સ્વભાવિકતાથી બોલી અને પછી કંદર્પ તરફ જોતાં ધીમેથી ઉમેર્યું: 'અહીં વાત કરવા નવરું ય કોણ છે?'

'તોફાનમસ્તીની ય એક હદ હોય છે. ફરી કોઈ વાર ભૂલ કરી છે તો ડાચું ભાંગી નાખીશ તારું, કહી રાખું છું હા—'

'અરે પણ થયું છે શું?!' વાત ન સમજાતાં દયાબેને પૂછ્યું.

'કંઈ નહિ, તું અંદર જા, તું પણ જા કહું, જરા મર્યાદામાં રહેતાં શીખ. હવે તું કંઈ નાની કીકલી નથી, સમજી?'

પતિનો મિજાજ જોતાં એમને પૂછવાનું માંડી વાળીને શું બન્યું છે તે કામિની પાસેથી જાણવા એને લઈને દયાબેન રસોડામાં ગયાં.

વાત આ રીતે પૂરી થાય તે માયા કે કંદર્પને ગમ્યું નહિ. માયા બોલી:

'તમે એને ચેતવણી આપો કે ધમકાવો કે મારો તેથી અમે અહીં રહેવાનાં નથી બાપુ. અમારાથી હવે આ ઘરમાં રહેવાય તેમ નથી.'

'તો જાઓ, મોટા બંગલો ભાડે રાખો અને રહો એમાં. તમારામાં ત્રેવડ હોય તો ફાવે તે કરો.' ગુસ્સાની માત્રા પહેલાં જેટલી જ રાખીનારણદાસ બોલ્યા: 'જમાઈ પર-સસરાનું પચીસ હજારનું કરજ છે તે કોઈને દેખાતું નથી ને જુદાં ઘર માંડવા છે તમે ય શું કંદર્પલાલ આ બેવકૂફ છોકરીની વાતે જુદા થવાની વાત કરો છો! અને કમુના તોફાન પર ખોટું લગાડવાનું હોય? એ તો છે જ એવી હજી માંડ ધંધો પગભર થયો છે ત્યાં રૂપિયા આમ વેડફી નાખશો તો આગળ શી રીતે વધશો? આ વાત માયાને ન સમજાય પણ તમને નથી સમજાતી? જાવ ઉપર જાવ, કામિની ફરી તમને સતાવે તો મને કહેજો, સીધી દોર કરી દઈશ. જાઓ.'

છેવટે વાત આ રીતે જ પૂરી થઈ એટલું જ નહિ પણ નારણદાસ પોતાને એમનો દેવાદાર ગણે છે એ હકીકત કંદર્પને વધુ વિવશ કરી ગઈ. સાળી સમજતી હતી કે સસરાના ઉપકારમાં એનો પણ હિસ્સો છે, ઘર પર પણ એનો હક્ક હોવાની વાત એ બોલી ગઈ હતી અને પોતે સસરાના ઘરમાં રહે છે તેથી પત્નીને ખુશ રાખવા મથે છે, એવું મહેણું હળવી રીતે કામિની મારી ચૂકી હતી. હમણાં નહિ તો વહેલી તકે કંદર્પે આ બધામાંથી મુક્ત થવાનું નક્કી કર્યું અને એ માટેના માર્ગો વિચારવા લાગ્યો. વિચારતા થોડા જ સમયમાં એને સમજાયું કે પોતે કારખાનું ચલાવતો થયો હોવા છતાં હકીકતમાં

પૂરું વરસ નથી થયું. પુત્રસુખ પામવાની અમારા માટે હજી તો શરૂઆત પણ નથી થઈ કંદર્પલાલ. તમે જમાઈ છો એ વાત મનમાંથી હજી પૂરેપૂરી ભૂંસાઈ નથી. તમે મારી લાગણી સમજતા હોવાની હંમેશા વાત કરો છો પણ આવી નકામી વાતો કરીને મારી લાગણી તમે દુભાવો છો કંદર્પલાલ. લોકોનો કે સમાજનો વિચાર આપણે કરવો જ શા માટે જોઈએ? દુનિયા તો પૈસાને પૂજે છે અને પૈસા કમાવાનું આબરૂદાર સાધન મેં તમારે માટે ઊભું કર્યું છે; એટલું જ નહિ એ કર્યા પછી તમારા મુનીમની જેમ હું અહીં મજૂરી કરું છું. તમારે આ બધી બાબતો સમજવી જોઈએ કંદર્પલાલ તમે આવી વાતો કરીને મને દુઃખી ના કરો તો સારું. જાઓ હવે કામે લાગો.'

કંદર્પ શું બોલે? કઈ દલીલ કરે? જ્યાં નારણદાસ એના મુનીમ હોવાની વાત કરે ત્યાં કયે મોઢે કહે કે કારખાનામાં મારું શું સ્થાન છે? મકાનની વાત બહુ સંભાળપૂર્વક એણે એટલા માટે કરી હતી કે જુદું રહેવાનું થાય તો નારણદાસને ખર્ચનો વિચાર કરી અમુક ઉપાડ નક્કી કરવો પડે, પોતે તથા માયા સારી રીતે રહી શકે તેટલા રૂપિયા તો નિયમિત આપવા પડે. એટલું પણ થાય તો કંદર્પને સમજાય કે પોતે કયાં ઊભો છે. નારણદાસની વાત તો કંદર્પની મૂંઝવણ અને ગૂંગળામણ વધારી મૂકનારી નીવડી. વાત કર્યા પછી કોઈ આશાનું કિરણ હાથ લાગશે, પોતાની અનિશ્ચિતતા સાચી છે કે ખોટી એનો થોડોક પણ અંદાજ મળશે એવું કંદર્પ માનતો હતો પણ એમાંનું કશું બન્યું નહિ.

કંદર્પ ધીમી ચાલે સસરાથી દૂર સરકી ગયો ત્યારે એની તરફ જોતાં અને મૂછમાં હસતાં નારણદાસ મનમાં બોલ્યા:

'આવો કહ્યાગરો અને કમાઉ જુવાન હાથમાંથી જવા દઉં એવો બેવકૂફ હું નથી. સાસરે કરી તેવી ભૂલ હું નથી કરવાનો. બાકી ગમે તેમ તો ય દીકરો પંતુજીનો! લાગણીની વાત કરી એટલે નરમ ઘેંશ જેવો થઈ ગયો. કામિનીનું લગ્ન ધામધૂમથી થાય અને અમારું ઘડપણ સુધરે એટલું પહેલાં રળી આપો જમાઈરાજ પછી જુદા ઘરની અને હિસાબકિતાબની વાતો નિરાતે કરીશું.'

(તાજેતરમાં પ્રગટ થયેલ નવલકથા 'ધીરા સૌ ગંભીર'નું એક પ્રકરણ)

---



---

## અવલોકન

# પથભ્રષ્ટ યુવતીની કરુણ દાસ્તાન

પ્રફુલ્લ ભારતીય

પ્રીતમલાલ કવિ લોકપ્રિય પ્રકાશનના લોકપ્રિય નવલકથાકાર ગણી શકાય. અડાબીડ અંધારાં, મૃગજળ, ચહેરામહોરા, શૂન્યાવકાશ, અંકુર, આંખમાં ઊગ્યાં ફૂલ, નાજુક સ્વારી એ તેમની લોકપ્રિય સામાજિક નવલકથાઓ છે. જોગિયાના સૂર એ તેમની તાજી સામાજિક નવલકથા છે, જેમાં કુંતલ તથા ડોલીની છિન્નવિચ્છિન્ન દામ્પત્યજીવનની કથા છે. એટલું જ નહિ બંનેના જીવનની ઘેરી વ્યથા છે. વાર્તાનો 'ડીમ' નાયક ફક્ત પહેલા અને છેલ્લા પ્રકરણમાં આવે છે. બિચારો કુંતલ ભણેલી પત્ની હોવા છતાં સુખ મેળવી શકતો નથી. જ્યારે પત્ની સામેથી આવી ઊભી રહે છે ત્યારે સુખ ભોગવી શકાય એવી પરિસ્થિતિમાં નથી. તે બીમાર પડ્યો છે. તેના પ્રત્યે વાચકોને હમદર્દી જાગે છે. એકસો ઈકોતેર પાનાના 'ડોલી'ના આજુ-બાજુ વહેતા કથાપ્રવાહમાં નાનામાં નાનાં પાત્રો—દીપા, જોસેફ, લીના, પારૂલ, લલિતા, સુરજિતકૌરનું આગવું મહત્ત્વ છે. કથાપ્રવાહને વધારે અસરકારક બનાવવામાં આ પાત્રોનો ફાળો ઘણો જ છે.

કથાના તાણાવાણા આ રીતે ગૂંથાયેલા છે. કુંતલ નડિયાદની કોલેજનો પ્રિન્સિપાલ, સ્વભાવે ભોળો, પાવો વગાડવાનો શોખીન, ખાદીધારી છે. 'ડોલી' તેની પત્ની છે. શરૂઆતની જિંદગી મધુર રીતે પસાર થાય છે. પણ 'ડોલી'એ પાશ્ચાત્વ વાતાવરણની હવા શ્વાસમાં લીધી છે. જ્યારે અનુપમા પોતાના પતિ પાસે પરણી જાય છે ત્યારે વિચારે છે, 'સ્ત્રીએ શા માટે પતિ પાસે જવું જોઈએ? આ તો વ્યક્તિ સ્વાતંત્ર્યનો યુગ છે. સ્ત્રી પહેલાં જેવી પુરુષોની ગુલામડી રહી નથી. હવે પાંખો ફૂટી છે. તેથી પશ્ચિમનો વાતો ગમે છે. ત્યાં સ્ત્રી પુરુષની દાસી- નથી. તેને પુરુષ કરતાં સ્વતંત્ર્ય 'આઈન્ડેટિટી' કે મનુ ભગવાને નારી માટે કહેલી વાતો પણ બેકાર લાગે છે. અને તેથી સિમલામાં મહિલા કોલેજના પ્રિન્સિપાલની જગ્યા સ્વીકારે છે. કુંતલની ના હોવા છતાં જીદ પકડે છે. ત્યારે કુંતલ ના છૂટકે કહે છે કે, "હવે તું મારાથી મુક્ત, તારી સામે વિશાળ ગગન પડ્યું છે. 'યુ આર ફ્રી બર્ડ' ભગવાનની ભૂલને કારણે આપણે ખોટા ડબ્બામાં ચડી ગયા છીએ." ડોલી પોતાના સ્ત્રીત્વને ગુમાવવા તૈયાર નથી. અને કુંતલની ના હોવા છતાં દામ્પત્યજીવનને નંદવી સિમલાની નોકરી મેળવે છે. ત્યાં ઘડીભર કુંતલની યાદ આવી જાય છે. પણ પાછું અહં... આગળ આવે છે – અચા-

## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | |
|---|---|---|---|
| મન મોતી ને કાચ | વિઠ્ઠલ પંડ્યા | નવલકથા | ૩૧–૦૦ |
| ખારા પાણીનું ખમીર | દેવશંકર મહેતા | ,, | ૪૦–૦૦ |
| અભયકુમાર | વિમલકુમાર ધામી | ,, | ૨૩–૫૦ |
| રંગરાજ | ડૉ. હરિલાલ ગૌદાની | ,, | ૧૪–૫૦ |
| તારાં ચરણોમાં હું ફૂલ | કનૈયાલાલ જોશી | ,, | ૨૦–૦૦ |
| ચંબલ કરે પોકાર | કૈલાસ નાયક | ,, | ૨૦–૦૦ |
| દિલ એક નારીનું | નાનુભાઈ નાયક | ,, | ૩૫–૦૦ |
| કરમે લખ્યું કિરતાર | ધુનીરાય | ,, | ૨૩–૦૦ |
| યાત્રી | કેવલમુનિ | ,, | ૨૬–૨૫ |
| તરંગવતી | ,, | ,, | ૨૩–૭૫ |
| કચ્છની રસધાર ભા. ૫ | દુલેરાય કારાણી | નવલિકા | ૧૬–૦૦ |
| ઉરનાં એકાંત મારાં ભડકે બળે | નટુભાઈ આર. ઠક્કર | ,, | ૧૮–૦૦ |
| પ્રવાસિકા | એની સરૈયા | કાવ્ય | ૭–૦૦ |
| પ્રપા | જયમનગૌરી પાઠકજી | ,, | ૪–૦૦ |
| શબ્દશ્રી | સંપા. પ્રવીણ દરજી | વિવેચન | ૩૦–૦૦ |
| નામરૂપ | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | નિબંધો | ૧૪–૦૦ |
| દેશાન્તર | અનિલા દલાલ | ,, | ૧૬–૦૦ |
| પ્રક્રિયા | સુરેશ દલાલ | ,, | ૨૫–૦૦ |
| રહસ્યવાદ | ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા | ,, | ૧૨–૦૦ |
| ગુજર ગયા વહ જમાના | સંપા. અજિત શેઠ | સંસ્મરણો | ૨૦–૦૦ |
| કેદારનાથ | કેદારનાથજી | ,, | ૧૨–૦૦ |
| ઝુલે વર્ન | ઈશ્વરભાઈ પટેલ | જીવનચરિત્ર | ૩–૦૦ |
| ભગવાન શ્રી કૃષ્ણ | કવિ ચિત્રકાર ફૂલચંદભાઈ | ,, | ૩૦–૦૦ |
| જીવનદાતા સૂર્ય | હરીશ અગ્રવાલ | વિજ્ઞાન | ૭–૨૫ |
| તમે અને તમારો આહાર | કે. ટી. અચાયા | આરોગ્ય | ૭–૦૦ |
| વન્ય પ્રાણી સૃષ્ટિ | કનૈયાલાલ રામાનુજ | પ્રકીર્ણ | ૮–૦૦ |
| સ્પીચ–રીચ | સતીશચંદ્ર દેસાઈ | ,, | ૨૫–૦૦ |
| તમારી આઈક્યુ તમારી સફળતા | એનાક્ષીબેન હોરા | ,, | ૯–૫૦ |
| ધ મધર ટંગ વે ભા. ૨ | અનુ. વનરાજ માલવી | ,, | ૧૫–૦૦ |
| મહત્ત્વાકાંક્ષા અને તેની સિદ્ધિ | સ્વ. પંડિત જગન્નાથ પ્રભાશંકર | ,, | ૩–૦૦ |
| મોરપીંછ | એની સરૈયા | બાલકાવ્ય | ૫–૦૦ |
| બાલ ગુર્જરી | પૂજાલાલ | ,, | ૮–૦૦ |

**પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની : મુંબઈ ૪૦૦ ૦૦૨ ✻ અમદાવાદ ૩૮૦ ૦૦૧**

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| पुस्तक | लेखक | मूल्य |
|---|---|---|
| सेतु | श्रवणकुमार गोस्वामी | 15-00 |
| जिन्दाबाद मुर्दाबाद | दयानन्द वर्मा | 15-00 |
| लछमिनिया की बेटी | सुधा | 20-00 |
| कन्दील का धुँआ | दिनेशनन्दिनी डालमिया | 35-00 |

### कहानी

| पुस्तक | लेखक | मूल्य |
|---|---|---|
| घर | श्रीकान्त वर्मा | 20-00 |
| सूखे सरोवर का भूगोल | मणि मधुकर | 20-00 |
| मिथिलेश्वर की श्रेष्ठ कहानियाँ | मिथिलेश्वर | 35-00 |
| कश्मीर की श्रेष्ठ कहानियाँ | सं. शिबनकृष्ण रैना | 16-00 |
| वह अन्तर्देशीय | प्रयाग शुक्ल | 15-00 |
| ग्लेशियर से | मृदुला गर्ग | 20-00 |
| खोल | यादवेन्द्र शर्मा 'चंद्र' | 14-00 |
| उजली रेखाएँ भी | डा. गौरीशंकर राजहंस | 15-00 |
| साक्षात्कार | मृदुला सिन्हा | 20-00 |
| कथा सेतु | सं. सुषमा शर्मा | 30-00 |
| अंजीर | फूलचन्द 'मानव' | 15-00 |
| यह जग, वे सपने! | शशिभूषण सिंहल | 25-00 |

### कविता

| पुस्तक | लेखक |
|---|---|
| हिन्दी की प्रतिनिधि श्रेष्ठ कविताएं | सं. बच्चन |
| पाकिस्तान से ताजा गजलें | सं. नरेन्द्रनाथ |
| महास्वप्न का मध्यान्तर | कैलाश वाजपेयी |
| हार नहीं मानूंगा | शिवकुटीलाल वर्मा |
| उत्सवप्रिया | अनिलकुमार |
| पथराई आँखें | नईम |
| शरारे | अशोकनारायण 'शरर' |
| बच गया आकाश | डा. सीतेश आलोक |
| तुम छूचा हो | शिवकुमार श्रीवास्तव |
| लौटती है नदी | सरोजकुमार |
| अक्षर अक्षर नाम तुम्हारा | सुभद्रा खुराना |
| आस्था के गीत | नरेन्द्र चंचल |
| और तुम! | अवधेशकुमार सिन्हा |

# રંકનું આયોજન

## (સૌને સમજાય એવું અર્થશાસ્ત્ર)

### વાડીલાલ ડગલી

ભારત કુદરતી સંપત્તિમાં સમૃદ્ધ છે તોય દુનિયાનો એક ગરીબમાં ગરીબ દેશ કેમ છે? આઝાદી પછી પંચવર્ષીય યોજનાઓમા નેવું હજાર કરોડ રૂપિયાનું રોકાણ કર્યું અને આધુનિક ઉદ્યોગો સ્થાપ્યા. આમ છતાં લગભગ ત્રીસ કરોડ લોકોની ચીંથરેહાલ ગરીબી કેમ હળવી ન થઈ? ત્રીસ વર્ષના આયોજન દરમિયાન ખેતીનું ઉત્પાદન બમણું થયું, ઔદ્યોગિક ઉત્પાદન લગભગ ચારગણું થયું. આમ છતાં ભાવો કેમ બેફામ વધતા રહ્યા? ભારત એક ઔદ્યોગિક રાષ્ટ્ર બન્યું પણ કઠોળ અને દૂધની માથાદીઠ વપરાશ કેમ ઘટી? તો પછી વિકાસ કોના માટે થયો? આ બધા પ્રશ્નોની સરળ ભાષામાં ચર્ચા કરી ગરીબી હળવી કરી શકાય તેના સ્પષ્ટ માર્ગો-લેખકે આ આર્થિક નિબંધોમાં એવી રીતે સૂચવ્યા છે કે જો રાજકીય સંકલ્પશક્તિ હોય તો ભારતની કારમી ગરીબી એક દસકામાં ભૂતકાળની વાત બની જાય.

આ આર્થિક નિબંધોની વિશેષતા એ છે કે તે એકીસાથે અર્થશાસ્ત્ર અને સાહિત્યમાં અર્પણરૂપ બન્યા છે. અર્થશાસ્ત્રની, પરિભાષામાં ગાંધીવિચાર અહીં વ્યક્ત થયા છે. બદલાયેલી પરિસ્થિતિમાં ગાંધીવિચાર કઈ તરફ જાય એ જોવાનો અહીં પ્રયત્ન થયો છે.

આધુનિક ભારતીય અર્થતંત્રને શું થયું છે એ સમજવા માટે ગુજરાતીમાં આ આગવું પ્રકાશન છે. અર્થશાસ્ત્ર જેવો વિષય સામાન્ય વાચકને પણ સમજાય એવા આ નિબંધો છે. ગુજરાતી ગદ્યની નવી ક્ષિતિજોનો અહીં અણસાર મળે છે.

મૂલ્ય રૂ. ૨૨—૫૦

# ગુણવંત શાહની કૃતિઓ

**વગડાને તરસ ટહુકાની** ૧૯—૦૦

આ પુસ્તકમાં કાવ્યગુણે ઓપતી વિશિષ્ટ ગદ્યશૈલી, તીવ્ર સંવેદના અને મૌલિક ચિંતનથી ભરેલા નિબંધો વાંચવા સૌને ગમશે. જેનું એક એક પાન જીવતું અને જકડી રાખે તેવું આ પુસ્તક તમારે વાંચવું જ રહ્યું. વાંચ્યા પછી ખોવાઈ જવાની છૂટ છે.

**રણ તો લીલાંછમ** ૧૨—૭૫

લલિત-નિબંધોના આ પુસ્તકની બીજી આવૃત્તિ પણ ખલાસ થવાની તૈયારીમાં છે. મુંબઈ યુનિવર્સિટીએ આ પુસ્તકને પાઠ્ય પુસ્તક તરીકે માન્ય કર્યું છે. મિત્રો પાસેથી મેળવીને એ વાંચવાની છૂટ છે પરંતુ પાછું વાળવાનું મન ન થાય ત્યારે મક્કમ રહેવું જરૂરી છે!

**રજકણ સૂરજ થવાને શમણે** ૨૪—૦૦

અસ્તિત્વવાદની ભૂમિકામા લગન વગરના સમાજની છણાવટ કરતી મારા, તમારા અને આપણા મનનાં ઊંડાણમાં પડેલી વૃત્તિઓની વાતો લઈને આવી પહોંચેલી, એકવાર વાંચવા માંડો, પછી બાજુએ ન મૂકી શકો એવી જીવંતી નવલકથા.

**કાર્ડિયોગ્રામ** ૧૪—૭૫

ગુજરાતી નિબંધલેખનને ક્ષેત્રે ટૂંક સમયમા ત્રીજી આવૃત્તિ છાપવી પડે એવી સ્થિતિ સર્જીને આ પુસ્તકે વિક્રમ સ્થાપ્યો. ફરી ફરીને વાંચ્યા કરવાનું મન થાય એવા લલિત નિબંધોને ગુજરાતે ઉમળકાભેર આવકાર્યા. હજી સુધી ન વાંચ્યું હોય તો આજે જ એ મેળવીને વાંચો. એમાં જીવનનો નશો છે અને આપણા સૌનો 'કાર્ડિયોગ્રામ' છે.

**વિસ્મયનું પરોઢ** ૧૦—૦૦

સાઠથી વધારે કાવ્યોના આ વહેતાં ઝરણામાં અસ્તિત્વને ઝબોળવાનું તમને ન ગમે તો જ નવાઈ. પછી કોરા રહેવાની મનાઈ છે.

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેનો સેતુ

# વિદ્યાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪ અંક : ૮



સ્વ. મોહનલાલ ધામી

# નવાં યાદગાર પ્રકાશનો

## દામ્પત્યભાવના
**પૂ. શ્રીમોટા સાથે પ્રશ્નોત્તરી**

પૂજ્ય શ્રીમોટાનાં પ્રગટ થયેલાં પુસ્તકોમાં આ પુસ્તક એક અનોખા પ્રકારનું છે. કોઈ મુક્તાત્મા–સંતાત્મા સંસાર વ્યવહારમાં અવતરીને જીવમાત્રને એમાંથી ઉગારવાનો આ રીતે માર્ગ દર્શાવે એ ઘટના ઘણી જ મહત્ત્વની છે. નવજીવનમાં પ્રવેશ કરતાં સ્ત્રીપુરુષ પૂરતું જ નહિ પરંતુ સર્વ કોઈ સ્ત્રીપુરુષના જીવનને ઉજાળનારું આ લખાણ છે.

સ્ત્રીપુરુષની પ્રકૃતિના પ્રશ્નો તથા એમાથી ઊભી થતી અથડામણો અને જન્મતા સંઘર્ષો વેળાએ કેવી જાગૃતિ રાખવાથી અને કેવું વલણ દાખવવાથી જીવન આનંદમાર્ગી બની રહે એનો મૂળગામી ઉકેલ પૂજ્ય શ્રીમોટાએ દર્શાવ્યો છે

સં. રમેશ ભટ્ટ — ૨૦–૦૦

## ઝાકળ ભીનાં પારિજાત
**ગુણવંત શાહ** — ૧૨–૫૦

- પચાસેક જેટલા લઘુ નિબંધોમાં શબ્દે શબ્દે વિચારોની મહેફીલ.
- એક નિબંધ પૂરો કર્યા પછી બીજા પર જતાં પહેલાં વાંચેલી વાતને મમળાવ્યા કરવાનું ગમે તેવી રજૂઆત.
- ગદ્ય અને પદ્ય વચ્ચેના સીમા પ્રદેશ પર મૌલિક ચિંતનનું અનેરું ઉડ્ડયન
- એક ગદ્યખંડ વાંચ્યા પછી દિવસ સુધરી ગયો હોય એવી લાગણી થાય એવો અનોખો નિબંધસંગ્રહ.

"આપણી વચ્ચે આ ખાઈ તમે જ ઊભી કરી છે બાપુ, તમારે જ એ પૂરવી પડશે. નહિ પૂરો ત્યાં સુધી હું મારી ટેકરી પર અને તમે તમારી ટેકરી પર એવો ઘાટ રહેશે અને પોતાની ટેકરી ઊંચી હોવાનું ગુમાન પણ રહેશે."

## ધીરા સો ગંભીર
**સારંગ બારોટની નવી નવલકથા**

"ઘર અને ઘરમાં રહેતાં સૌ મને ગમે છે પણ મારું સ્વમાન મને વહાલું છે એનું શું! મારી મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ માટેનો પુરુષાર્થ મને પ્યારો છે એનું શું?

ઘર ઘરની વાત કહેતી ધીર ગંભીર નવલકથા — ૨૭–૫૦

ગુજરાતી નવલકથાના લોકપ્રિય લેખક
શ્રી વિઠ્ઠલ પંડ્યાની નવી કૃતિ

## લાંબી સફર, ટૂંકી જિંદગી

એક પગલું ઉંબર બહાર અને જિંદગી શાપ રૂપ બની જાય છે! સપ્તપદીનાં વચનોની ત્યારે કશી કિંમત રહેતી નથી! એક અભાગી દર્દભરી દાસ્તાન લોકપ્રિય કલમે

રૂ. ૨૩–૦૦

નવી અને જૂની પેઢી બન્નેનાં લોકપ્રિય લેખક
શ્રી શિવકુમાર જોષીની નવી નવલકથા

## પ્રિય રમ્ય વિભાવરી

ધારાવહી રીતે પ્રગટ થતી હતી ત્યારે "ગુજરાત સમાચાર"ના લાખો વાચકોને રસ તરબોળ કરી મૂકેલા સામાજિક પ્રશ્નોની વિશિષ્ટ રજૂઆત લોકપ્રિય કલમે.

રૂ. ૧૫–૦૦

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪
૧૫ એપ્રિલ '૮૧ : અંક ૮
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
ફુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૧૦૦૦

આર. આર. શેઠની કંપની વતી ભગતભાઈ ભુરાલાલ શેઠે અન્નપૂર્ણા પ્રિન્ટિંગ પ્રેસ ૫, ગજ્જર એસ્ટેટ, સૈજપુર, અમદાવાદમાં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

### સ્વ. મોહનલાલ ધામી

'ફૂલછાબ' અને 'જયહિન્દ' દૈનિકના લાખો વાચકોને પોતાની ચાલુ વાર્તાઓથી વર્ષો સુધી રસતરબોળ રાખનાર જાણીતા લેખક મોહનલાલ ચુ. ધામીનું તા. ૨-૪-'૮૧ના રોજ ૭૬ વર્ષની વયે (ઈ.સ. ૧૯૦૫) અવસાન થયું. હિન્દી વ્રજ, ચારણી, બંગાળી મરાઠી, સંસ્કૃત, પ્રાકૃત, જૂની ગુજરાતી જેવી દસેક ભાષાઓ જાણનાર આ લેખક જૈન સાહિત્યનો વારસો પચાવી તેમાંથી કથાઓ રચતા. સામાજિક, ધાર્મિક, ઐતિહાસિક, ડિટેકિટવ મળીને લગભગ ૧૫૦થી વધુ નવલકથાઓ તેમણે લખી છે. પત્રકાર, શીઘ્ર કવિ, સંગીતજ્ઞ સ્વ. ધામી વૈદ્યરાજ તરીકે પણ એટલા જ જાણીતા અને લોકપ્રિય હતા. એકીસાથે ત્રણ, ચાર નવલકથાઓ લખી શકનાર આ લેખકની કથાઓમાં આજના વૈજ્ઞાનિક યુગમાં ગળે ન ઊતરે તેવા પ્રસંગો આવતા, છતાં વાતાવરણની જમાવટ એવી થતી કે વાચક વાર્તારસમાં ડૂબે જ. ૨૦૦૦ જેટલાં કાવ્યો લખનાર આ લેખક-કવિની નવલકથા રૂપકોશા' મહારાષ્ટ્ર યુનિવર્સિટીમાં અનુસ્નાતક કક્ષાએ પાઠ્યપુસ્તક તરીકે ચાલે છે. સ્વ. ધામીના અવસાનથી જૈન સાહિત્યના અભ્યાસી અને તે સાહિત્યમાંથી લોકો માટે ઉપદેશાત્મક કથાઓ લખનાર લેખકોના વર્ગે એક અનન્ય સહયાત્રી ગુમાવ્યો છે.

મનહર મોદી

## આ અંકમાં

## પંથ અનંત અદીઠા

સુધાંશુ

(ભજન)

નથી આતમને સીમ-શેઢા
એના પંથ અનંત- અદીઠા.
પરાગને ફૂલ-પંજર પૂરે,
દીપકને આડશમાં બૂરે,
પલકારે પંજર-જર ભાંગી
બહુમાં બહુવિધ બેઠા
એના પંથ અનંત-અદીઠા.
શિખર ઉન્નત સંતો સમ કરુણા
દયા-પ્રેમથી અંતર કૂણાં,
સરલ સુહૃદ ઝરણાં શાં ઝરીને
ઊતર્યા ધરણી હેઠા
એના પંથ અનંત—અદીઠા.
અજર અગોચર ચેતન-દેવા!
ઊતર્યા કંઈ કલ્યાણને કહેવા;
પદ્મ વિકાસ્યું પણ કંઈ ઊંડું,
પ્રાણ થઈ મહીં પેઠા;
એના પંથ અનંત-અદીઠા.

## એક રચના

ધીરુ મોદી

પણે ભૂરા અબ્ધ જેવું
તરલ ગતિ આકાશ વહેતું જણાય
એ જ તો
મારા નાકની ટોચ પર બેઠું છે.
અને છતાંય
ક્રૂરતાની શોધ?
વિફળતાનાં-પુષ્પો માટે દોડ?
સૌ દોડે છે
છતાં
ક્યાંય બંધાયા નથી
કૉંક્રિટરોડ!

## ગામડાજીની ગરબી

મનહર જાની

હાં રે તમે સીમને પાંદડે પોઢયાં કે ખમ્મા મારા ગામડાજી!
જી રે તમે કલખલતા છાંયડા ઓઢયાં કે ખમ્મા મારા ગામડાજી!
હાં રે તમે કેડીએ કેડીએ કોળ્યાં કે ખમ્મા મારા ગામડાજી!
જી રે તમે હાથ-પગ ધૂળમાં ઝબોળ્યાં કે ખમ્મા મારા ગામડાજી!
હાં રે તમે સૂતાં-સૂતાં ને બેઠાં-બેઠાં કે ખમ્મા મારા ગામડાજી!
જી રે તમે ટેકરીના ઢાળ કર્યાં એઠા, કે ખમ્મા મારા ગામડાજી!
હાં રે તમે મ્હેક મ્હેક મંજરીના જાયા કે ખમ્મા મારા ગામડાજી!
જી રે તમે ઝરણાં બાંધ્યા રઘવાયા કે ખમ્મા મારા ગામડાજી!
હાં રે તમે રેબઝેબ તડકામાં ન્હાતા કે ખમ્મા મારા ગામડાજી!
જી રે તમે અંધારે ઓળખાઈ જાતા કે ખમ્મા મારા ગામડાજી!

# રાત

✻ રવીન્દ્ર પારેખ

તું નથી–એ જોઈને
સાંજ જરા
વહેલી આથમી ગઈ,
આમ તો એ આવી હતી
તને શણગારવા—
પરંતુ દર્પણમાં
પોતાનું જ ખં
 ડિત પ્રતિ-
 બિંબ
 જોતાં જ
છળી મરી એ!
પાછી ફરી ગઈ—
જેમ તું ફરી ગઈ હતી,
ફરી ન આવવા માટે!

✻

પણ એ તો જતાં જતાં પણ
સોનેરી બરફ થઈને ઓગળતી ગઈ,
મારી આંખોમાં!
પણ તું કંઈ બરફ તો નહોતી કે...

✻

તું સ્પર્શતી હતી,
પણ ઓગળતી નહોતી.
કદાચ તું તરી જવા માટે જ હતી
અને તરી ગઈ
એક હોડીની જેમ મારી આંખોને.

✻

આંખોને ખીલા નહીં,
આંસુ ઊગે છે—
એટલે તરી જવાય છે–
સહેલાઈથી.
હવે તારા વગરની આંખો
ધુમ્મસિયા રાતનો વળ ખાઈ રહી છે
ત્યારે થાય છે કે
દિવસનો અભાવ જો રાત હોય તો
તારો અભાવ બીજું શું હોઈ શકે,
મૃત્યુ સિવાય!

✻

પક્ષી ચાંચ બોળીને
ઊડે તો પણ
એનો પડછાયો તો
રહી જાય છે
જળમાં પલળતો
તું તને લઈને તો
જઈ શકે, કદાચ, પણ
તારી સ્મૃતિ
જે હજી
મારા ચિત્તમાં
ટીપે
 ટીપે
 ઓ
 ગળી જઈ
 રહી
 છે
એને કેમ કરીને
લઈ જશે, એ કહેશે જરા?

✻

# આપણે રમીએ—એકલાં એકલાં

✻ સુભાષ શાહ

**પાત્રો :**

વાડીભાઈ – પતિ ઉંમર ૪૫થી ૫૦

રમાબહેન – પત્ની ઉંમર ૪૫થી ૫૦

માલતીબહેન – પાડોશી.

બાળક – માલતીબહેનનો ૭ વર્ષનો છોકરો.

[સાદી સજાવટવાળું સ્વચ્છ સુઘડ ઘર. વચમાં મોટી ટીપોય પાસે સામસામે બે બેઠકો. પડદો ખૂલ્યા બાદ થોડીક ક્ષણો પછી આધેડ ઉંમરના પુરુષનો પ્રવેશ. સફેદ ધોતી અને ઝભ્ભો. પુરુષ ઓડકાર ખાય છે. પેટ પર હાથ ફેરવતો, આવીને ડાબી બાજુની બેઠક પર બેસે છે. ટીપોય પર પડેલું છાપું વાંચવાનું શરૂ કરે છે. સ્ત્રીનો નેપકીનથી હાથ લૂછતા પ્રવેશ. ઉંમર લગભગ પુરુષ જેટલી જ. પુરુષની સામે આવીને બેસે છે. ટીપોય નીચેથી પિત્તળનો ડબ્બો કાઢી પાન બનાવે છે. વાતાવરણમાં એક જાતની ઉદાસીનતા છે. પાન બનાવી પુરુષને આપે છે.]

સ્ત્રી : લો.

(પુરુષ છાપું મૂકી પાન લે છે.)

પુરુષ : (પાન મોંમા મૂકી) પત્તાં લાવ.

(સ્ત્રીનું પોતાને માટે પાન બનાવવાનું ચાલુ છે.)

સ્ત્રી : ના, આજે પત્તાં નહીં.

પુરુષ : તો ? (વિરામ) સારું, ચેસ લાવ.

સ્ત્રી : ના, ના, પત્તાં જ રમીએ.

પુરુષ : સારું તો લાવ.

સ્ત્રી : ચેસમાં તો તમારે મને વારંવાર ટોકવી પડે છે, હજી ક્યાં બરોબર આવડે છે મને !

પુરુષ : હં ...લાવ ત્યારે.

સ્ત્રી : તો પછી આજે કેરમ જ રમીએ તો ?

પુરુષ : તો કેરમ લાવ.

સ્ત્રી : તમે તો હું જે કહું એની હા જ કહો છો !

પુરુષ : લે !...જો ના પાડું તો કહેશે કે તમને મારી વાત ગમતી જ નથી.

સ્ત્રી : પણ તમને એમ નથી થતું કે આજે આ જ ગેમ રમીએ !

પુરુષ : (હસીને) મારે તો બધી જ ગેમ સરખી છે

સ્ત્રી : તો પછી કેરમ જ લાવું છું.

પુરુષ : લાવો.

(સ્ત્રી કેરમ લઈ ટીપોય પર મૂકી કૂકરીઓ ગોઠવે છે.)

સ્ત્રી : બોલો, કાળી કે ધોળી ?

પુરુષ : તારી ધોળી તો મારી કાળી, તારી કે

તો મારી ધોળી.

સ્ત્રી : જુઓ ફરી પાછા...

પુરુષ : ઊભી રહે, ઊભી રહે,...(ખીસામાંથી સિક્કો કાઢી) રાજા કે રાણી ?

સ્ત્રી : રાજા.

(પુરુષ સિક્કો ઉછાળે છે.)

પુરુષ : રાજા. (કેરમમાંથી સ્ટ્રાઇકર આપતાં) લે તારી ધોળી.

(સ્ત્રી રમત શરૂ કરે છે. ઘણા લાંબા સમય સુધી ચૂપચાપ રમ્યા કરે છે. પુરુષ દાવ લે છે. સ્ટ્રાઇકર મારે છે.)

સ્ત્રી : (મોટેથી અને સહેજ ગુસ્સાથી) જુઓ, તમે મારી સાથે અંચાઈ કરી.

પુરુષ : કેમ ?

સ્ત્રી : કેમ શું ? તમારી કાળી કૂકરી કાઢવાને બદલે મારી ધોળીને બગાડી નાખી. મારા દાવમાં આ બંને ય નીકળી જાય એવી હતી.

પુરુષ : અરે, પણ મેં કંઈ જાણી જોઈને થોડું કર્યું છે!

સ્ત્રી : હા, હા, જાણી જોઈને કર્યું છે. તમારાથી આ બંને સીધેસીધી નીકળે એવી હતી છતાંય એ કાઢવાને બદલે મારી કૂકરીઓ બગાડી.

પુરુષ : અરે ભાઈ ભૂલથી એવું થઈ ગયું.

સ્ત્રી : ના, તમે જાણી જોઈને જ એવું કર્યું છે.

પુરુષ : કમાલ છે, તું. હું શું કામ એમ કરું ?

સ્ત્રી : મને હરાવવા. (ઊભી થઈ જાય છે.)

પુરુષ : રમત છે. બેમાંથી એક જણ તો હારે જ ને ? બેસ, નીચે બેસ.

સ્ત્રી : નથી બેસવું મારે.

પુરુષ : તો રમવાનું બંધ કરીએ.

સ્ત્રી : હા, હવે તો એમ જ કહેશો ને ? તમે ક્યારેય સીધી રીતે રમ્યા છો ? તમને તો રમતાં જ નથી આવડતું.

પુરુષ : અરે ભાઈ તું હોશિયાર બસ ! જો એમ કરીએ. તારી કૂકરીઓ જેમ હતી તેમ ગોઠવી દે. ફરી શરૂ કરીએ.

સ્ત્રી : એટલે તમે મારા પર ઉપકાર કરી મને બનાવવા માંગો છો ?

પુરુષ : તને તો મારી કોઈ વાત કબૂલ નથી. તો પછી આ રમત આગળ કેમ ચાલશે ?

સ્ત્રી : હા, હા, કહો ને કે હું જ નકામી છું. ઝગડાનાં કારણો હું જ શોધું છું. મારે જ રમવું નથી. કહો...

પુરુષ : એમ નહીં પણ...

સ્ત્રી : એમ જ, તમારે એમ જ કહેવું છે.

પુરુષ : મારે એમ નથી કહેવું. તું કંઈક સમજ...

સ્ત્રી : નથી, મારામાં જરાય સમજ નથી. બધી સમજ ભગવાને તમને જ આપી છે. તમે જ સમજ્યા કરો અને તમે જ રમ્યા કરો. હું જ એવી નકટી છું કે વારંવાર તમારી સોડમાં..

પુરુષ : જો, એમ ગમે તેમ ના બોલ.

સ્ત્રી : નહીં તો શું કરી લેવાના છો તમે ? તમે શું કરી શકવાના છો ? શું કર્યું છે આજ સુધી ? ડાહી ડાહી ઠાવકી રીતે વાતો કર્યા સિવાય તમે શું કર્યું છે ?

પુરુષ : આવી નાની નાની વાતમાંથી ઝગડો કરવાની તારી ટેવ કોણ જાણે ક્યારે સુધરશે ? તારી કઈ વાત મેં નથી માની. તારી કઈ જરૂરિયાત મેં નથી...

સ્ત્રી : મારે નથી જોઈતું એ બધું. જે જોઈતું હતું એ તો આપી નથી શક્યા અને મોટા મરદ થઈને ફરો છો !

પુરુષ : તારી જીભને થોડી લગામ રાખ અને ઝગડો છોડી દે.

સ્ત્રી : (લગભગ રડી પડતાં) હા, હું ઝગડાખોર છું, કજિયારણ છું. વાંઝણી-છું. તમારી સાથે બાઝયા કરું છું. પણ...પણ...હું બીજું કરું ય શું? હું ઝગડો ના કરું તો બીજું શું કરું? વહાલ કરવા જેવું તો કશું છે નહીં મારી પાસે. કોને વહાલ કરું? કોને રમાડું? (અચાનક મોટેથી) હું ઝગડીશ, લડીશ, તમારી સામે દાંતિયા કરીશ, ધૂરકિયા કરીશ, બધું જ કરવાની. તમારાથી થાય તે કરી લેજો.

પુરુષ : અરે આમ આકરી ન થા. આ બધું સારું નથી લાગતું. નસીબમાં જે હોય તે બન્યા કરે.

સ્ત્રી : પણ મારા જ નસીબમાં કેમ બને? મેં એવું તે કયું પાપ કર્યું છે? કયો ગુનો કર્યો છે? નથી કોઈને દુભવ્યા, નથી કોઈની કુથલી કરી, નથી કોઈનું ખરાબ કર્યું. તોય કેમ મને જ આમ થયું?

પુરુષ : હવે આ ઉંમરે આ બધું સારું નથી લાગતું. જે સ્થિતિ છે એને સ્વીકારી લેવાની. અને બને તેટલું ભૂલી જવાનું.

સ્ત્રી : કેવી રીતે ભૂલું...હું કેવી રીતે ભૂલું કે હું...

પુરુષ : સારું સારું...તું કશું જ ના ભૂલતી. બધું જ યાદ રાખજે બસ! ચાલ છોડ હવે આ વાત. (દરમ્યાન પોતે પાણી લાવે છે. સ્ત્રીને આપે છે. લગભગ પીવરાવે છે. ખૂબ જ વહાલથી.) જે ભોગવવાનું છે, જે સોસવીએ છીએ, એ તારે એકલીએ નહીં આપણે બંનેએ. આમ કરવાથી વધારે દુખી થઈશું અને આમેય...

(ત્યાં જ બારણે ટકોરા. સ્ત્રી ઝડપથી આંસુ લૂછી સ્વસ્થ થવાનો પ્રયત્ન કરે છે. બહારથી સ્ત્રીનો અવાજ)

અવાજ : રમાબહેન......

(રમાબહેન બારણું ખોલવા જાય છે. પુરુષ પોતાની મૂળ જગ્યાએ ગોઠવાઈ જાય છે. રમાબહેનની પાછળ માલતીબહેનનો પ્રવેશ.)

માલતી : મેળવણ હશે રમાબહેન? દૂધ થોડું વધ્યું'તું તે થયું કે મેળવી દઉં નહીં તો પાછું બગડી જશે.

રમા : હા, આપું. (માલતીબહેનના હાથમાંથી વાડકી લઈ અંદર જાય છે.)

માલતી : વાડીભાઈ, તમે તો રમવાય બેસી ગયા ને!

વાડીભાઈ : હા, આવીને પરવારી ગયા એટલે રમવા બેસી ગયા.

માલતી : અમારા એમને તો જાણે ટાઈમ જ નથી મળતો. બે ઘડી વાત કરવાની ય નવરાશ નહીં. શું દાડે કે શું રાતે! (દરમ્યાન માલતીબહેનનો છ વર્ષનો છોકરો દાખલ થાય છે.)

બાળક : (પેન્સિલ બતાવી) બા, મારી પેન્સિલની અણી તૂટી ગઈ.

માલતી : આ મૂવો જઉં જઉં તઈ પાછળ ને પાછળ. કોને તારા બાપને. મારું જ લોહી પી જાય છે. જા, આવું છું. પેન્સિલ તૂટી ગઈ તે થોડી રાહ ના જોવાય! તારી મા મરી ગઈ છે તે પાછી નથી આવવાની. (ધક્કો મારી કાઢી મૂકે છે. છોકરો જતો રહે છે. તે જ વખતે રમા મેળવણ સાથે પ્રવેશે છે.)

રમા : લ્યો.

માલતી : ઝાઝો વસ્તાર સારો જ નહીં ને! બધાં તમારું જ લોહી પીવે. ઘડીની નવરાશ નહીં. દસરડા જ કરવાના આખો દા'ડો. લો બેસો ત્યારે, હું જઉં. (બે ડગલાં ચાલી પાછી આવતા) અરે હા, વાડીભઈ, હું તો ભૂલી જ ગઈ. એ

તમને યાદ કરતા હતા. કાલે દુકાને જતાં જરા ઘરે થતા જજો ને ?

વાડીભાઈ : કંઈ કામ છે?

માલતી : એ તો મનેય ખબર નથી. સાચું કહું વાડીભઈ, આમ જુઓ તો ઘરમાં ધમાલ અને આમ જુઓ તો એકલાં ને એકલાં. પહેલાં તો બજ્યું એ ના કે' તોય સમજી જાઉં કે એમને શી વાત કહેવાની હશે. હવે તો કંહે તોય નથી સંભળાતી નથી સમજાતી.

વાડીભાઈ: ચાલ્યા કરે માલતીબહેન, સંસાર છે. કહેજો કે આવી જઈશ.

માલતી : લો જઉં તારે. (જાય છે. રમાબહેન બારણું બંધ કરી પાછાં આવે છે)

વાડીભાઈ : ચાલ, નવેસરથી શરૂ કરીએ.

(રમા બેસવા જતાં અટકી જાય છે. સ્થિર થઈ જાય છે. થોડી ક્ષણો બાદ...જાણે બેભાન અવસ્થામાં બોલતી હોય તેમ, નવેસરથીઃ...નવેસરથી એમ બોલતી બોલતી વાડીભાઈ પાસે આવે છે. વાડીભાઈ સહેજ મૂંઝાય છે. કંઈક બોલવા જાય છે પણ રમા એમને અટકાવે છે. ધીમેથી વાડીભાઈના ખભા પર માથું ઢાળી દે છે. એ ધીમાં ધીમાં ડૂસકાં લે છે. થોડીક ક્ષણો રડવા દીધા બાદ વાડીભાઈ દોરીને રમાને બેસાડે છે. રમા શૂન્યમનસ્ક છે.)

વાડીભાઈ: ચાલ, પાનાં રમીશું ?

(રમા જવાબ નથી આપતી. વાડીભાઈ કેરમની કૂકરીઓ ભરી વ્યવસ્થિત મૂકે છે. પાનાં લાવી ફેરવવાનાં શરૂ કરે છે. રમા યંત્રવત્ રમવાનું શરૂ કરે છે. ઘણો લાંબો સમય આ રમત ચાલે છે.)

વાડીભાઈ : રમા, જરા પાણી લાવ ને !

રમા : (નિર્દોષ રીતે અને સહેજ પણ ગુસ્સા વગર.) હું નહીં લાવું.

(વાડીભાઈ ઊઠીને જાતે પાણી લેવા અંદર જાય છે. દરમ્યાન રમા એકાદ બે પત્તાં ઊતરે છે. પછી પત્તાં ફાડવાનું શરૂ કરે છે, એકદમ મંદ ગતિએ. એક...બે...ત્રણ...અને વાડીભાઈ પ્રવેશ છે.)

વાડીભાઈ : આ શું કરે છે?

રમા : (ઝબકીને) હેં...મારે પાનાં નથી રમવાં.

વાડીભાઈ : તે નહીં રમીએ. પણ આમ ફાડી નાખવાની શી જરૂર ! (વિરામ) કંઈ વાંધો નહીં (વિરામ) બોલ, શું રમવું છે ? (વિરામ)

રમા : કશું નહીં. (વિરામ)

વાડીભાઈ : સૂઈ જવું છે ? (વિરામ)

રમા : ના. (વિરામ)

વાડીભાઈ : તો પછી...

(રમા કશો જ જવાબ નથી આપતી. વાડીભાઈને શું કરવું તે સૂઝતું નથી. ઘરમાં આમથી તેમ આંટા મારે છે. રમા સ્થિર જ બેઠી છે. વચમાં વાડીભાઈ અટકે છે.)

વાડીભાઈ : તું આમ ક્યાં સુધી કર્યા કરીશ ?

(રમા જવાબ નથી આપતી. વાડીભાઈ ફરી પાછા આંટા મારવાનું શરૂ કરે છે. બારણાં પાસે જાય છે. અડધા બહાર નીકળી સ્થિર થઈ જાય છે. દરમ્યાન રમા ઊભી થઈ આમથા તેમથી – કબાટમાંથી નાનાંમોટાં રમકડાં કાઢે છે. વચ્ચે લાવી એક ચિત્તે ટીપોય પર ગોઠવે છે. પાડી નાખે છે. ફરી પાછી ગોઠવે છે. વચમાં

ક્યારેક કોક રમકડું દૂર ફેંકી દે છે. પાછું લઈ આવે વગેરે ક્રિયાઓ કરે છે અને રમકડા જાણે કોઈ નિર્દોષ નાનું બાળક રમતું હોય એ રીતે રમ્યા કરે છે. વાડીભાઈ ત્યાં જ સ્થિર છે. ગોઠવવાની ક્રિયાઓ ધીમી ધીમી થતા લગભગ બંધ થઈ જાય છે પછી ધીમે ધીમે મોમા અંગૂઠો નાખી રમકડાને સ્થિર નજરે તાકયા કરે છે તાકયા કરે છે તાકયા કરે છે મંચ પર ધીમે ધીમે અંધકાર છવાતો જાય છે. બન્ને જણ સ્થિર છે સંપૂર્ણ અંધકાર થોડી જ ક્ષણો બાદ પ્રકાશ થાય છે બન્ને યથાવત્ છે ફરી પાછો ધીમે ધીમે અંધકાર — પૂર્ણ અંધકાર અને હમેશ માટે અંધકાર )

[આ નાટકનો ઉપયોગ કરતા પહેલા લેખકની લેખિત સંમતિ મેળવવા અનિવાર્ય છે

સરનામુ સુભાષ શાહ, ૨૭, સૂર્યકમલ ફ્લેટ્સ મ્યુઝિયમ પાછળ, અમદાવાદ ૩૮૦૦૦૬]



# વાર્ષિક સમીક્ષા

વિ અમદાવાદની ગુજરાત સાહિત્યસભા તરફથી દર વર્ષે ગુજરાતી ભાષામા પ્રગટ થતા પુસ્તકોની સમીક્ષા કરાવવાની પ્રવૃત્તિ વચમા થોડોક સમય મોકૂફ રહી હતી ચાલુ સાલથી એટલે સને ૧૯૮૧ની સાલથી એ પ્રવૃત્તિ વ્યવસ્થિત રીતે શરૂ થાય એવો સભાએ નિર્ણય કર્યો છે અને ચાલુ વર્ષના પ્રકાશિત થયેલા પુસ્તકોની સમીક્ષા કરવાની સમગ્ર જવાબદારી હ કા આર્ટ્સ કોલેજના અધ્યાપક ડૉ મધુસૂદન પારેખને સોપવામા આવી છે

તો સર્વે પ્રકાશન સંસ્થાઓને તથા લેખકોને પોતાના પ્રકાશનો એમને નીચેના સરનામે મોકલી આપવા આગ્રહભરી વિનતી છે આ પ્રકાશનોની સમીક્ષા નવા વર્ષના આરંભમા અવશ્ય પ્રસિદ્ધ થશે

પ્રા ડૉ. મધુસૂદન પારેખ
એ–૩, લિંકન એપાર્ટમેન્ટસ,
આઈડીઅલ કોલોની, મણીનગર, અમદાવાદ–૩૮૦ ૦૦૮

સહુ પ્રકાશક તથા લેખકમિત્રોને આ કાર્યમા આટલા વર્ષો સુધી સહકાર આપ્યો એ રીતે સહકાર આપવા આગ્રહભરી વિનતી છે.

લિ
કેશવરામ કા. શાસ્ત્રી
ધીરજલાલ ધ. શાહ
મંત્રીઓ, ગુજરાત સાહિત્યસભા

# નવ –'લ–' કથાઓ યાને 'લ' પુરાણ

* ભાસ્કર વખારિયા

(૧)

'લ' જોકરના જેવી એક પૈડાવાળી સાઇકલ પર બેઠો છે ને સાઇકલ બહિરીક્ષ ફરતે ગોળગોળ ફરે છે. 'લ'ના હાથમાં ચાબુક છે. ને 'લ'નો હાથ એકધારી ઝડપે ચાબુકને 'લ'ની પીઠ પર ઝીંકે છે. આથી 'લ'ના પગ ઝડપથી ફરે છે. સાઇકલની ઝડપ વધે છે ને 'લ'નો ચહેરો આનંદ પામે છે. 'લ'ની સોળઊઠેલી પીઠની 'લ'ને ફિકર નથી. 'લ' તો બસ ઝડપ વધાર્યે જાય છે. 'લ'ની પીઠ પર છાલાં – ધારા પડે છે – પરુ અને લોહી નિગળતા ધારા, પણ 'લ'ના હાથ તેનું કામ કર્યે જાય છે. તેના પગોની ગતિ અવિરત છે. તેના ચહેરા પરની થોડી રેખા – બહારની ચામડીથી થોડે અંદરની રેખા થોડી ફેરવાય છે. બહારની ચામડી હસતી જ રહે છે. 'લ'ની પરુદ્દૂઝતી, લોહીનિગળતી પીઠ સાવ ઠઠ્ઠર બની જાય છે. 'લ'ના મોઢામાંથી અવિરામ નાના–મોટા–જાડા – પાતળા કઢંગા શબ્દોની ફોજ નીકળ્યે જાય છે. 'લ'ના કાનમાં મોટા ડૂચા મારેલા છે. 'લ'નું હૃદય મશીનની ઇચ્છા – સત્તા હેઠળ ધબકે છે.

ચોપાસના વિશ્વમાંથી થોડા શબ્દોની ફોજ તીક્ષ્ણ છરી વડે ખોતરીને 'લ'ની પીઠ પરના ધારાને ઊંડા કરે છે, ને પછી થોડાં શબ્દોનાં મીઠાં-મરચાંથી ધારાને પૂરે છે. શબ્દોની ફોજ તો 'લ'ને રડાવવા–ચિસાવવા આવી હતી પણ... પીઠ પરની મીઠી ખંજવાળને કોઈ વલૂરતું હોય એમ 'લ'ની આંખો ખુશ થાય છે, 'લ'નો ચહેરો મલકાય છે... શબ્દોને 'લ'ની ચાબુકનો માર ધીમો કરવો હતો... શબ્દોને 'લ'ની સાઇકલ થંભાવવી હતી, પણ... 'લ'ની નફ્ફટ પીઠને મીઠાં-મરચાંનો મલમ સદી જાય છે...'લ'ના હાથ એ જ ગતિએ ચાબૂક ફટકારે છે...'લ'ની સાઇકલ એ જ ગતિએ 'લ'ને બહિરીક્ષની પ્રદક્ષિણા કરાવે છે, 'લ' લાચાર તો છે જ પણ તેની તેને ખબર નથી, આથી જ તે ખુશખુશાલ...

(૨)

'લ'ની આંખ મોતિયા નામની ઘટનાનો શિકાર બની છે. 'લ'ની આંખ બધું જ જોઈ શકે એવી હોવી જોઈએ એમ 'લ'નું મન કહે છે. જોકે 'લ'ની આસપાસ 'લ' જોઈ શકે એવું ખરેખર તો કશું જ નથી... ઊલટું મોતિયાએ જ તેને કશુંક ઝાંખુંઝાંખું હોવાની

પ્રતીતિ કરાવી છે...તેમનો પોતાનો ભૂતકાળ અને તેમના પૂર્વજોનો કાળ પારદર્શક આંખોથી સમૃદ્ધ હતો તે વાત 'લ'ને તેના પિતા વારંવાર કહેતા...પણ તોય આજુબાજુ કશું દેખાતું કેમ નથી? અથવા જોવા જેવું કેમ નથી? એવો પ્રશ્ન 'લ'ના મોઢેથી કદી પુછાયો નહોતો એ વાતનું બહુ થોડા જણને આશ્ચર્ય છે.

તાત્પર્ય કે બંધ આંખનું એ 'લ'ને માટે એક જ છે. જોકે એ તેના પૂર્વજોનાં પાપનું ફળ હોવાનું કહેવાય છે. 'લ'નાં પૂર્વજોને પારદર્શક દૃષ્ટિવાળી આંખ હતી છતાં કહે છે કે તેમણે, આદમકદના અરીસામાં સામે દેખાતા માણસને જોયા વગર એકબીજાની હાંસી ઉડાવવા સિવાય આખી જિંદગી કશું જ કર્યું નહીં. જે હો તે, હજુ 'લ'ની આંખોનો મોતિયો પાકટ થવાને વાર છે ત્યાં સુધી...

(૩)

'લ' ક્ષિતિજ નામની અનુભૂતિને પામ્યો જ નથી. 'લ' સદાયે જમીન અને અવકાશ, એ બંને વચ્ચેની સ્થિતિમાં જ એટલે કે ચોગરદમ અડાબીડ કળણમાં જ રહે છે. 'લ' કળણમાં સતત સરકે છે પણ ઘર્ષણને અનુભવતો નથી. 'લ'નાં હાથ, પગ, માથું, છાતી, પીઠ બધાં જ 'લ'નો બોજ સરખે ભાગે ઉઠાવે છે, પણ 'લ'ને પોતાના બોજ વિષે કશી જ ખબર નથી. 'લ'ના સરકવાથી તેના માથા પર શૂન્યાવકાશનો ઊંડો કૂવો રચાય છે. જેનો ભાર કદાચ ભવિષ્યમાં 'લ'ની કમ્મર તોડી નાંખે કે તેની ખોપરીને ચગદી પણ નાંખે... પણ...જો 'લ' પોતે અત્યારે ઊંઘે છે એટલું ઝબૂકવા જેટલો પણ જાગૃત થાય, તો શૂન્યાવકાશના કૂવાને પીગાળીને...ટમકતા તારાને, ક્ષિતિજને, સાગરને, રણને, મૃગજળને, સૂરજને, હથેળીને, હથેળીની રેખાઓને...જાળ બાંધતાં કરોળિયાને, વાદળાંને તાણી જતી હોડીઓને, હળેલી લાશ જેવા કે-કાપેલી નારંગી જેવા-આકાશને...અરીસાને... અરે ખુદ પોતાને પણ જોઈ શકે, પણ...

(૪)

'લ'ને ખબર નથી કે તેની અંદર રેતીનું રણ ને રણમેદાન બંને આકાર લઈ રહ્યાં છે. ને તેની જાણ બહાર જ ખૂંખિયો ફૂંકાય છે ને 'લ' વ્યક્તિની સાથે 'લ' સંજ્ઞા ખૂનખાર યુદ્ધ આરંભે છે, જે બહુ થોડા લોકો જોઈ શકે છે. 'લ'ને તો કંઈ જ ખબર નથી. 'લ' સંજ્ઞા દાવો આગળ કરે છે કે તે પોતે જ શાશ્વત છે ને 'લ' વ્યક્તિ તો નશ્વર છે. 'લ'ને તો જાણે આ બધાં સાથે કોઈ ખાસ લેવાદેવા છે જ નહીં! પણ અંતે તે જાહેર કરે છે કે 'લ' સંજ્ઞાનું અસ્તિત્વ માત્ર જ એક ઘટના બની જવું જોઈએ...ને પછી 'લ' વ્યક્તિના અરક્ષિત ગઢના એકેએક કાંગરાને 'લ' સંજ્ઞા ખેરવવા માંડે છે. 'લ' સંજ્ઞાને બહારનાં લોકો થોડી-રીતભાત—અપેક્ષા—યંત્રવતતા સાથે સુરક્ષિત બાંધે છે. થોડા હાજમો, થોડા દરજ્જો, જુદી જુદી કાતરોથી 'લ' વ્યક્તિ પર પોતાની મહોર મારી જાય છે...ને આ ગુલામીના બદલામાં 'લ' સંજ્ઞાને થોડાંક વિશેષણો મળે છે...'લ' વ્યક્તિને 'લ' સંજ્ઞાનાં ઉપાદાનો ગીધની જેમ ફોલી ખાય છે, તેનાં તાજાં બીનાં હાડકાંને કૂતરાની જેમ કરડ-કટક કરી ટુકડા કરી ચૂસે છે. 'લ' વ્યક્તિની નિર્દય હત્યા વિષે જોકે 'લ'ને કશી ખબર નથી. ઊલટું 'લ' સંજ્ઞાને મળેલાં વિશેષણોથી તો 'લ'નો અહમ્ છેતરાઈને, ઊંચા કોલર, દંભી હાસ્ય ને મગરૂર ચાલે ચાલતો ખુશખુશાલ...

(૫)

'લ'ના મન પર દિગ્વિજય કરવાની ધૂન

સવાર છે. માખી પર ગરોળીએ, ગરોળી પર બિલાડીએ, ને બિલાડી પર કૂતરાએ તરાપ મારી ને ફ્રૂટેથી ચંપલના એક જ ઘાથી, 'લ' એ કૂતરું ભગાડી દીધું, ત્યારથી એને થઈ ગયું કે સૂર્યને પકડવા હનુમાન કૂદકો મારીએ તો પૃથ્વીના ચક્રવર્તી તો જરૂર થઈ જ જઈએ. પછી તો બસ ટટાર ગરદન રાખી બધાની સલામો ઝીલ્યા જ કરવાની...બે સેવકો ગરદન પરથી પરસેવો લૂછતા હોય ને કેટલા બધા પંખો નાખતા...આ એ જ 'લ' કે જે ક્યારેક ક્યારેક બટકું રોટલો ને મરચું ખાઈને, સિનેમાનાં પોસ્ટરો ને ફિલ્મ મેગેઝીનોનાં સ્ટોલ પર ચમકતા સુંવાળા બદનને ભૂખી નજરથી સહેલાવીને...થોડા કલાક ચંપલનું ઓશીકું કરી ગંધાતી ગોદડીમાં ખોવાઈ જઈને...સાવ અજાણપણે ક્ષણોને નિશ્ચેષ્ટ રહી પસાર થવા દેતો હતો...તેને હવે તો એક જ ઇચ્છા છે કે, "હવે તો દરેક ક્ષણ કોરી આવે છે ને 'લ'ના નામની છાપ લઈને જાય છે" એવું લોકો કહે. જો કે ખરું પૂછો તો ગરોળીના પેટમાં ગયેલી માખીનો શમી ગયેલો બણબણાટ ને ગુન ગુન 'લ'ની ખોપરીને વેધીને મગજમાં પ્રવેશી ગયાં ને 'લ'ને...

(૬)

'લ'ની એક પાંસળી વેદનાથી ફાટ ફાટ થાય છે. પહેલાં તો 'લ'ને પોતે આદમ હોવાનો વહેમ જ જાય છે. આથી તે છરી-ચપ્પુ લઈને પાંસળી બહાર કાઢી ઈવને પામવાનું વિચારે છે. પણ 'લ'ના હાથનાં આંગળાં સજ્જડ ધાજેલાં છે. તે ટાચકો પણ ફોડી શકે એમ નથી. 'લ'ની લાંબી ગરદનને બે-ત્રણ વળ ચઢી ગયેલા છે. 'લ'ને એ પણ નથી ખબર કે તેની નજર કઈ ઘડીએ કઈ બાજુ જુએ છે...તેના હાથ હાલી શકે એમ નથી. તેની ઘીજી ગયેલી નિષ્પ્રાણ આંખોને લક્કડખોદ ધીરે ધીરે ખોતરી રહ્યું છે. તેની જીભ ગરોળીની કપાયેલી પૂંછડી જેવું અર્થહીન હાલ્યા કરે છે ને તોય કોઈ આકારવાળો અવાજ પેદા થતો નથી. તેના કાનમાં ધગધગતા સીસાનો પ્રવાહ ઢાલવવામાં આવ્યો છે, તોય તે ઊંહકારો પણ નથી કરી શકતો... ...'લ'ની નસોમાં ફરતા રક્તની ગતિ સાવ મંદ થઈ ગઈ છે. 'લ'ના પગમાં અદશ્ય જંજીરો છે. 'લ'ની છાતી પર ખીલાની જેમ થોડા અપ્રસ્તુત ખિતાબો ઠોકવામાં આવ્યા છે, ને આ બધામાં હજી સુધી તો 'લ'ને સાલે એવું, પાંસળી સિવાય તો કંઈ જ...

(૭)

હવે તો 'લ' ઇચ્છે તો પણ તેના હૃદયના લયમાં ફેરફાર થઈ શકે એમ નથી. એવે વખતે આલ્બમમાંનો એક જૂનો ફોટો આજના 'લ'ને ખેંચીને ગઈકાલના 'લ' પાસે લઈ જાય છે. 'લ'ની અંદર એક 'લ' આળસ મરડીને ઊઠે છે ને ભૂતકાળના 'લ'ને ઓળખવાનો ઇનકાર કરી દે છે. તે પોતે પડછાયા-સ્વરૂપ હોવા છતાં ભૂતકાળનો 'લ' એક છળ છે એમ સાબિત કરવા ઝનૂની પ્રયત્નો કરે છે. જાદુગરની જેમ બે હથેળીનું ત્રાટક કરી ઊભો રહે છે. ને બે હથેળી વચ્ચેની બખોલમાંથી ટોળાબંધ કાળી સમડીઓ, તીક્ષ્ણ ચાંચોવાળા ગીધો અને લાલઘૂમ આંખોવાળા ઘૂવડો પોતાની પાંખોના પ્રલયમારૂતના સૂસવાટ જેવા ફડફડાટ સાથે ચોમેરથી ધસી આવે છે. ને ભૂતકાળના 'લ'ને છાઈ દે છે. થોડી વારમાં જ ત્યાં રક્તનાં થોડાં ટીપાં ને માંસ-હાડકાંના રખડતા અવશેષો મૂકીને ભયાનક પંખીઓનું ટોળું બે હથેળીઓ વચ્ચે સમાઈ જાય છે. 'લ' તો આખી ઘટનામાં ત્રીજા પુરુષ જેટલો જ નિરપેક્ષ છે. બરફની પછેડી ઓઢીને પથ્થરના શિખર પર સૂતેલો 'લ' હવે...

(૮)

'લ'નાં ચામડાં લબડી પડેલાં છે. 'લ'ને આંખોની જગ્યાએ ઊંડા ખાડા છે. 'લ'ને પાંપણની પલક મારવામાં પણ શ્રમ પડે છે. 'લ'ની જીભ હવે પાણીમાથી બહાર કાઢેલી માછલી જેવુ તરફડીને શા...ત થેઈ ગયેલી છે.

'લ' પત્થરની મૂર્તિ આગળ મૂઢની જેમ બે હાથ જોડી ઊભો રહે છે...જોકે હવે તેને કલમ પકડવાની, ચિત્ર દોરવાની, શબ્દો સાથે ઘરોબો કેળવવાની, તથા ગાતા, ચીસ પાડતા, ધોધમાર રડતા ને ખડખડાટ હસતા શીખવાની આભાસી હોંશ જાગી છે. છતાંયે કશું પણ સામે આવે તો 'લ' શરીર પર જેમતેમ સ્થિર રહેતા દસશેરાને અહોભાવથી કષ્ટ સાથે ઊંચુંનીચું હલાવવા સિવાય કશું કરતો નથી.

ઉપરાંત 'લ' પકડવાની, જકડવાની, દોડવાની, તોડવાની, ઊંઘવાની, સૂંઘવાની, પડવાની, ઊઠવાની, જડવાની, મૂકવાની, ઝૂકવાની, રોકવાની, ટોકવાની, આંચવાની, વાંચવાની, ટાંચવાની, રખડવાની, ઊખડવાની, તરવાની, હરવાની, ફરવાની ને કદીયે ન મરવાની ઇચ્છા રાખે છે.

જોકે તેનામાં કંઇક શક જેવું-જાગું જાગું થાય છે કે આ બધુ કદાચ પોલું હોય ને ભીતરમાં...

૯

ગંદા કપડામાં વીંટાળેલું 'લ'નું શબ ચોરે ને ચૌટે, ઠેરઠેર ઠોકરે ચડવા માંડ્યું તે જોઈને ભોળા લોકોને પાકો વિશ્વાસ બેસી ગયો કે 'લ' આખરે દેવલોક–કંઈ નહીં તો પરલોક થયો ખરો. તેમણે અખબારોમા છપાવ્યું પણ ખરું કે "સ્વ. પૂ. 'લ' ભાઈ ફલાણી તારીખે-ઢીંકણા સમયે દેવલોક થયા છે. સદ્ગત પરિવારમાં......"

*

છાપામાં ગમે તે લખ્યું હોય પણ 'લ'નો પરિવાર ઘણો મોટો છે, અગણિત છે. હકીકતમાં તો 'લ' મૃત્યુ પામ્યો જ નહોતો. મોટા ભાગની દુનિયા આજેય 'લ'ને જીવે છે. 'લ'નો પ્રભાવ યુગો સુધી રહેશે. છતાય 'લ' કદી યુગપુરુષ કે મહાપુરુષ તરીકે પૂજાવાનો નથી કારણ મોટા ભાગનાને ખબર જ નથી કે તેઓ 'લ'ને જીવે છે, જોકે ખરું પૂછો તો એમા જ 'લ'નો વિજય છે.



## સ્વ. સાબિરઅલી 'સાબિર'

તા. ૧૩–૪–'૮૧ના રોજ ગુજરાતના વયોવૃદ્ધ શાયર સાબિરઅલી–'સાબિર' વટવાનું અવસાન થયું. ગુજરાતી ગઝલ–નઝમના વિકાસમાં પાયાનુ કાર્ય કરનાર પાંચ કવિઓ—શયદા, સગીર, નસીમ, સાબિર, મજનૂ–માંના તેઓ એક હતા. સ્વ. 'સાબિર' વટવાની રચનાઓનો કોઈ સંગ્રહ હજી સુધી પ્રગટ થયો નથી. કોઈ પ્રકાશક કે ખુદ ગુજરાતી સાહિત્ય પરિષદ આ કાર્ય ઉપાડી લઈ સદ્ગતની સાચી છબિ પ્રગટ કરી રહો.

મનહર મોદી

# ગુજરાતી સાહિત્યકોશ યોજના – એક પરિચય

—જયંત કોઠારી

[ ગુજરાત સરકારના આર્થિક અનુદાનથી ગુજરાતી સાહિત્ય પરિષદે ગુજરાતી સાહિત્યનો એક કોશ તૈયાર કરવાની યોજના અમલમાં મૂકી છે.

આ કોશના મુખ્ય સંપાદક તરીકે જયંત કોઠારી અને સહસંપાદક તરીકે ચંદ્રકાંત શેઠની નિમણૂક કરવામાં આવી છે. સલાહકાર સમિતિમાં વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, અનંતરાય રાવળ, હરિવલ્લભ ભાયાણી, યશવંત શુકલ, ભોગીલાલ સાંડેસરા, કે. કા. શાસ્ત્રી, સુરેશ જોષી, નિરંજન ભગત, ઉપેન્દ્ર પંડ્યા, જયંત પાઠક, ઉશનસ્, રમણલાલ જોશી અને સિતાંશુ યશશ્ચંદ્રની પસંદગી કરવામાં આવી છે.

આ કોશનો અભ્યાસપૂર્ણ વિગત સાથે સાદી, સરળ અને રસપ્રદ ભાષામાં એક પરિચય જયંત કોઠારીએ 'ગુજરાતી સાહિત્યકોશ : ભૂમિકા, યોજના, કામગીરી' શીર્ષક હેઠળ 'ગુજરાત' દીપોત્સવી અંક સં. ૨૦૩૬માં કરાવ્યો છે.

ગુજરાતી ભાષા – સાહિત્ય તેમ જ ગ્રંથાલય સેવાઓ પ્રત્યે રસ ધરાવનાર દરેક વ્યક્તિ માટે આ લેખમાં ખૂબ ઉપયોગી માહિતી પીરસવામાં આવી છે.

'ઉદ્ગાર'ના વાચકોના લાભાર્થે અહીં આ લેખ ટુંકાવીને અને અદ્યતન માહિતી ઉમેરીને પ્રગટ કરવામાં આવ્યો છે. ખરેખર તો આ લેખ એના મૂળ સ્વરૂપમાં પૂરેપૂરો વાંચવા જેવો છે.

સંપા. પ્રકાશ વેગડ ]

'ગુજરાતી સાહિત્યકોશ'ને ગુજરાતી સાહિત્યની સર્વ માહિતી સમાવતો એક બૃહત્કોશ બનાવવાનો ખ્યાલ છે. આપણે ત્યાં સાહિત્યના આ પ્રકારના કોશનું કામ પહેલી જ વાર થતું હોઈ, સાહિત્યમાં રસ લેતા સૌ વર્ગોને ધ્યાનમાં રાખીને એનું સ્વરૂપ વિચારવામાં આવ્યું છે. એટલે કે સાહિત્યના અભ્યાસીને એ કેટલીક ઉપયોગી માહિતી આપે, સાહિત્યના શિક્ષકને જરૂરી સામગ્રી પૂરી પાડે

અને અન્ય સાહિત્યરસિકોની સાહિત્યજિજ્ઞાસાને પણ સંતોષે.

ગુજરાતી સાહિત્યકોશ મેટ્રિક સાઇઝનાં આશરે ૩૦૦૦ પાનાંમાં અને ચારેક ગ્રંથોમાં વિસ્તરેલો હોય એવું વિચારાયું છે. એમાં નીચેની સર્વ બાબતો વિશે નોંધો હશે :

૧. ગુજરાતી ભાષાના પ્રાચીન–અર્વાચીન લેખકો
૨. ગુજરાતી ભાષાની નોંધપાત્ર કૃતિઓ
૩. ગુજરાતી સાહિત્યના પ્રકારો – સ્વરૂપ અને વિકાસ
૪. ગુજરાતી સાહિત્યના વિશિષ્ટ પ્રવાહો, આંદોલનો વગેરે
૫. ગુજરાતી સાહિત્ય પર પ્રભાવ પાડનારાં પરિબળો
૬. સાહિત્યિક સંજ્ઞાઓ, વિભાવનાઓ, વાદો વગેરે
૭. ગુજરાતી સાહિત્યિક સંસ્થાઓ, સામયિકો, અન્ય પ્રવૃત્તિઓ
૮. ગુજરાતી સાહિત્યને અનુષંગે આવશ્યક લાગે એવી અન્ય બાબતો

કોશની વધારે પ્રચલિત પદ્ધતિ સર્વ બાબતોને એક સાથે જ વર્ણાનુક્રમમા મૂકવાની હોય છે. પરંતુ આ પદ્ધતિ સ્વીકારીને પણ ક્યારેક એમાં થોડુંક વિભાગીકરણ સ્વીકારવામાં આવે છે. અંગ્રેજીમાં Cassell's Encyclopaedia of literatureમાં ત્રણ વિભાગો છે: ૧. જગતના દેશોના સાહિત્યના ઇતિહાસો અને સર્વસામાન્ય સાહિત્યિક વિષયો ૨. ૧ ઑગસ્ટ ૧૯૧૪ પહેલાં મૃત્યુ પામેલા લેખકોનાં ચરિત્ર ૩. ૧ ઑગસ્ટ ૧૯૧૪ પછી જીવંત કે જન્મેલા લેખકોનાં ચરિત્રો. ગુજરાતી સાહિત્ય પરિષદે સાહિત્યકોશની યોજના વિચારી ત્યારે મરાઠીમાં થઈ રહેલો વાઙ્‌મયકોશ નજર સામે હતો. એ કોશની યોજનામાં ચાર મોટા વિભાગો હતા. વિચારતાં એમ લાગ્યું કે કોશ જો વિભાગોમાં વહેંચાયેલો હોય તો એનું તબક્કાવાર આયોજન થઈ શકે, મર્યાદિત સામગ્રીને વધારે કાર્યક્ષમ રીતે સમાવી શકાય અને તાર્કિક વિભાગીકરણ થાય તો એ સામગ્રી પર ધ્યાન કેન્દ્રિત કરવાથી પરિણામ વધારે સારું આવવાનો સંભવ રહે. આથી ગુજરાતી સાહિત્યકોશને નીચે પ્રમાણે ત્રણ વિભાગોમા વહેંચીને તૈયાર કરવાનું નક્કી થયું છે:

૧. ઈ. ૧૮૫૦ સુધીના સર્વ લેખકો અને નોંધપાત્ર કૃતિઓ

૨. ઈ. ૧૮૫૦ પછીના નોંધપાત્ર લેખકો અને મહત્ત્વની કૃતિઓ

૩. અન્ય સર્વ બાબતો

કોશનું કામ સામાન્ય રીતે માહિતીને સંકલિત કરીને મૂકી આપવાનું હોય છે. કેટલીક વાર તો સાહિત્યના ઇતિહાસો જેવા થોડાક મહત્ત્વના સંદર્ભગ્રંથોનો ઉપયોગ કરીને પણ સાહિત્યના કોશો રચાતા હોય છે. પણ આપણી સ્થિતિ જુદી છે. આપણી પાસે નથી સાહિત્યકારોનાં અધિકૃત ચરિત્રો, નથી એવા સાહિત્યના ઇતિહાસો જે સાહિત્યની વિપુલ સામગ્રી આપતા હોય, અને એ સઘળી સામગ્રી યોગ્ય રીતે ચકાસાયેલી હોય, એટલે અધિકૃત અને માહિતીસભર કોશ કરવો હોય તો સાહિત્યને લગતા બધા નાનામોટા મૂળ સંદર્ભોમાં જવું પડે. આ કામ ભારે શ્રમ અને સમય માગે. એકલદોકલ વ્યક્તિનું આ કામ નહીં. પણ સંસ્થાકીય રીતે, મોટી આર્થિક સહાયથી અને પૂરા સમય માટે કામ કરતા વિદ્વાનો દ્વારા જ્યારે કોશ તૈયાર થતો હોય ત્યારે આ થઈ શકે અને થવું પણ જોઈએ. આવા કોશ કંઈ વારેવારે થઈ શકતા નથી હોતા.

ગુજરાતી સાહિત્યકોશ વિપુલ સામગ્રીવાળો જ

નહીં, અધિકૃત સામગ્રીવાળો પણ બને એવી નેમ રાખી છે. એટલે કેટલાક સંશોધન પ્રકારના કહેવાય એવા કામમાં પણ જવાનું રહે, જે સામાન્ય રીતે કોશના કાર્યક્ષેત્રમાં આવતું નથી હોતું. કોશકાર્યાલયે આ માટે આવી પદ્ધતિ અપનાવી છે: સર્વ ગ્રંથો, સામયિકો આદિને જોઈ એમાં નિરૂપાયેલી સર્વ બાબતોના સંદર્ભો તારવવા અને એનાં સૂચિકાર્ડ બનાવવાં. જે તે બાબત વિશે લખવાનું થાય ત્યારે સૂચિકાર્ડમાં નોંધાયેલા એના સર્વ સંદર્ભો તપાસવા અને એને આધારે અધિકૃત લખાણ તૈયાર કરવું. દાખલા તરીકે, જુદાજુદા ગ્રંથોમાં નરસિંહ મહેતા કે એની કૃતિઓ વિશે માહિતી હોય એની કૃતિઓ છપાયેલી પણ હોય. કોશકાર્યાલય નરસિંહ મહેતાનું એક કાર્ડ અને એની કૃતિઓનાં અલગ કાર્ડ બનાવે. એ કાર્ડ પર જ્યાંજ્યાં એ કર્તા કે કૃતિની માહિતી હોય કે એ કૃતિ છપાયેલી હોય તે સર્વ સંદર્ભો નોંધાઈ જાય. નરસિંહ મહેતા અને એની કૃતિઓ વિશે લખનારને આ સર્વ સંદર્ભો આપવામાં આવે, અને એ સર્વ માહિતીને ચકાસી, એમાંથી તારવણી કરી નરસિંહ મહેતા વિશે લખે.

અત્યારે ઈ. ૧૮૫૦ પહેલાંના કર્તાઓ અને કૃતિઓ વિશેનું કામ ચાલે છે એટલે એને લગતાં ૮૦૦ પુસ્તકો કોશકાર્યાલયે જોયાં છે અને એના સંદર્ભો કર્તા અને કૃતિઓનાં કાર્ડ પર લઈ લીધા છે. આ ૮૦૦ પુસ્તકોમાં સાહિત્યના ઇતિહાસો, મધ્યકાલીન સાહિત્ય વિશેના અભ્યાસગ્રંથો, પ્રાચીન કાવ્યોનાં સંપાદનો, બૃહદ્ કાવ્યદોહન, પ્રાચીન કાવ્યમાળા, પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક આદિ ગ્રંથમાળાઓ, તથા જૈન કવિઓનાં કાવ્યોનાં અનેક સંપાદનોનો સમાવેશ થાય છે.

* * *

ઈ. ૧૮૫૦ પૂર્વના સમય પૂરતું તો એમ નક્કી કર્યું છે કે એકએક જ્ઞાત કર્તાની માહિતી આપવી. એટલે કે હસ્તપ્રત યાદીઓમાં રહેલા કર્તાઓને પણ સમાવી લેવા. કોશકાર્યાલયે અત્યાર સુધીમાં હસ્તપ્રતયાદીઓ સમેત જે સાહિત્ય જોયું છે તેને આધારે ઈ. ૧૮૫૦ પહેલાંના ૩૦૦૦ ઉપરાંત કર્તાઓ અને એમની ૭૦૦૦ ઉપરાંત કૃતિઓની નોંધ થઈ છે. ૩૦૦૦ જેટલી અજ્ઞાતકર્તૃક કૃતિઓ નોંધાઈ છે. હજુ ઘણી સાહિત્યસામગ્રી જોવાની બાકી છે, એટલે આમાં થોડો વધારો થવાની શક્યતા ખરી, પણ મહત્ત્વના ઘણા સંદર્ભો જોવાઈ ગયા છે એટલે આ સંખ્યામાં ઝાઝો ફેર પડવાની ધારણા નથી.

'પહેલા ગ્રંથના લેખનની કામગીરી પણ આરંભાઈ ચૂકી છે. કોશકાર્યાલયે બધી સંદર્ભ-સામગ્રી નોંધી નથી, છતાં આ કામનો આરંભ થઈ શક્યો એનું કારણ એ હતું કે શ્રી પ્રકાશ વેગડની સંદર્ભસૂચિનો લાભ કોશકાર્યાલયને મળ્યો છે અને કેટલાક મહત્ત્વના સંદર્ભો એમની સૂચિ મારફત પ્રાપ્ત થઈ ગયા છે. વધુ સંદર્ભસામગ્રી જોતાં, લખાયેલા વિષયને અહીંતહીં સહેજ ફેરવવાનો ક્યાંક પ્રસંગ ઉપસ્થિત થાય પણ એથી લેખનની કામગીરીને લાંબા સમય સુધી અટકાવી રાખવાનું ઉચિત નહોતું, જરૂરી પણ નહોતું. અત્યારે કોશકાર્યાલયના વિદ્વાનો દ્વારા જ લેખનનું કામ થઈ રહ્યું છે અને એમાં ૩૫૦ જેટલા કર્તાઓ વિશે કામ થઈ ચૂક્યું છે. પ્રથમ તબક્કે લેખન માટે એવા કર્તાઓ પસંદ કરવામાં આવ્યા હતા, જેમનાં ભળતાં નામ હતાં, જેમની સ્પષ્ટ ઓળખાણ નહોતી, જેમના વિશે પરસ્પરવિરુદ્ધ માહિતી પ્રાપ્ત હતી. વર્ણાનુક્રમે તારવેલા આ કર્તાઓમાં 'હ' સુધી પહોંચી જવાયું છે એટલે ગૂંચવણભરેલા મોટા ભાગના કિસ્સાઓ કોશકાર્યાલયે હલ કરી

નાખ્યા છે. અલબત્ત, જૈન કર્તાઓનો વિભાગ હજુ હાથમા લીધો નથી, એટલે એમા પણ આવા કેટલાક કિસ્સાઓનો મુકાબલો કરવાનો આવવાનો.

ગૂંચવણભરી પરિસ્થિતિમા બધે કોશ છેવટનો સાચો નિર્ણય ફરમાવી શકે એવુ નથી હોતું, એ જાતના સંશોધનમા જવાનું કોશને પરવડે પણ નહીં, પરંતુ હકીકતો સ્પષ્ટ રીતે મૂકી આપવાનુ તો કોશ કરી શકે, પરિસ્થિતિનુ યથાર્થ ચિત્ર આપી શકે અને એ પણ નાનીમોટી સેવા નથી એ કોશ પ્રગટ થશે ત્યારે જણાશે કોશે શક્ય તેટલા સંદર્ભો જોવાનું સ્વીકાર્યું હોવાથી આજ સુધીની સઘળી સામગ્રીમાથી સફાઈ કરવાનો પહેલી વાર પ્રયત્ન થાય છે અને એ નકામો નહીં નીવડે એવી આશા છે.

કોશમાં કેટલી માહિતી આપવી, કયા ક્રમે આપવી, વિવાદાસ્પદ માહિતીને કઈ રીતે મૂકવી, આધારો આપવા ન આપવા, કઈ રીતે આપવા, સંદર્ભસૂચિ કેટલી અને કેવી રીતે આપવી વગેરે અનેક પ્રશ્નો હોય છે. થોડા નમૂના તૈયાર કરી ચકાસવા પડે, અધિકારી વિદ્વાનો સાથે પરામર્શ કરવો પડે અને બે ત્રણ ખરડા પછી છેવટનું સ્વરૂપ નક્કી થાય. ગુજરાતના પ્રથમ પંક્તિના વિદ્વાનોની સમિતિ કોશકાર્યમા માર્ગદર્શન આપી રહી છે અને એના માર્ગદર્શનથી કોશકાર્યાલયે કર્તા-કૃતિ વિશેની નોંધોનું સ્વરૂપ નક્કી કરી લીધુ છે. એટલે હવે લેખનની કામગીરીને અન્ય અભ્યાસીઓ અને વિદ્વાનોના સહકારથી વેગ આપવાનુ થઈ શકશે.





[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનુ તથા તેમને હળવા મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમા નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમા રહેવુ અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમા રાખી 'ઉદ્‌ગાર'ના પ્રથમ અંક (ઓગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશ: પ્રકટ કરીએ છીએ. સં.]

૨૦૪ પન્ના નાયક
૯૦૩૪, લાયકુસ લેઇન
ફિલાડેલ્ફિયા, પી. એ. ૧૯૧૨૯
યુ. એસ. એ

૨૦૫ શ્રીકાન્ત માહુલીકર
સી/૧, ન્યુ ગિરધર પાર્ક સોસાયટી
એક્સાઇઝ ચોકી સામે આંબાવાડી
અમદાવાદ-૩૮૦૦૦૬

૨૦૬. મુકુન્દરાય પારાશર્ય
૧૧૯૪, ભરતકુંજ, કૃષ્ણનગર
ભાવનગર

૨૦૭ હરીશ મીનાશ્રુ
c/o કે. એસ. દવે છીંકણીવાળા
આણંદ

❋

# પંચ ગામનું 'કશુંક'

## રઘુવીર ચૌધરી

થોડા દિવસમાં જ શાન્તા લીલાની સાહેલી બની ગઈ. એ કારણે બંનેને પંચ ગામ વધુ ને વધુ ગમવા લાગ્યું હતું.

પુસ્તકાલય માટે ઘણાં વરસ પછી અઢીસો રૂપિયા ગ્રાન્ટ મળી હતી. દરમિયાન રમેશ અને ભગાએ થોડોક લોકફાળો ઉઘરાવ્યો હતો. પુસ્તકાલય સાથે ત્રિકમકાકાનું નામ જોડવાની શરતે એમના પાસે દસ હજાર રૂપિયા માગ્યા હતા. નામ જોડવા સામે એમને વાંધો ન હતો, પણ પાંચ હજારથી વધુ રકમ આપવા એ રાજી ન હતા. હા, શંકરભાઈ, મોહન તલાટી ને બીજા આગેવાન મળીને પાંચ તો શું બીજા પંદર હજાર ઉઘરાવી આપવા તૈયાર હતા. પરંતુ ભગો મગનના પૈસા લેવા માગતો ન હતો અને મોહનને સાથે ફેરવીને એની ઇજ્જત વધારવામાં નિમિત્ત બનવાનો વિરોધી હતો. એને બાતમી મળી હતી કે અમુક ખેડૂતોને તગાવી મંજૂર કરાવી આપવામાં એણે સોએ દસના હિસાબે લાંચ લીધી છે.

આમ તો ત્રિકમકાકાનો પણ એ ટીકાકાર રહ્યો છે પણ સૂરજકાકી અને પ્રહ્‌લાદભાઈની વગથી એમની પાસે અણીના સમયે સારું કામ કરાવી શકાય છે. એમના પાંચ હજાર પૂરતા છે એમ માનીને બંને જણા મળવા ગયા. ત્યાં કોઈક એમને વહેમમાં નાખી દીધા હતા. માણસના નામે મકાન ઓળખાવા લાગે કે એમાં એનો મોટો ફોટો મુકાય પછી એ લાંબું જીવતો નથી. ત્રિકમકાકા લાંબું જીવવા માગતા હતા. લાંબું જીવવાને ખુદ ગાંધીજી પણ આદર્શ માનતા હતા. એમણે આ એક દલીલથી પાંચ હજાર બચાવી લીધા.

કંઈ વાંધો નહીં. આપણે મહેનતની કમાણીમાંથી પુસ્તકાલય ઊભું કરીશું.—તે જ દિવસ બંનેએ સંકલ્પ કર્યો હતો. પરિણામે આજે રમેશની માંડીમાં પંચોતેર પુસ્તકોની થપ્પી પડી હતી. શાન્તા જોતી હતી ને દરેક પુસ્તક વાંચવાની ઇચ્છા વ્યક્ત કરતી જતી હતી.

આજ સુધી ગામમાં પુસ્તકો વિનાના એ મકાનને બધા પુસ્તકાલયના નામે જ ઓળખતાં હતાં. જે ભણેલા હતા એ પ્લાસ્ટરમાં કોતરેલું 'પંચે સાર્વજનિક પુસ્તકાલય' નામ વાંચી શકતા હતા અને નિરક્ષર હતા એ બોલાતું સાંભળી શકતા હતા. એની અંદર શું છે એ જાણવા અંગે સહુનું કુતૂહલ સરખું હતું. વચ્ચે મગને એ મકાન ભાડે રાખવા ઇચ્છા દાખવેલી. પંચાયતની કારોબારીમાં ઠરાવ થવામાં હતો. ત્યાં કાળુ પહોંચી

ગયો. અને એ દરખાસ્ત પડતી મુકાઈ. તે જ દિવસ એવી પાંચ ઓરડીઓ બાંધવાની જાહેરાત કરીને મગન અમદાવાદ ઊપડી ગયો હતો.

'પણ, મકાનને બદલે પહેલા પુસ્તકો ખરીદવાનું કેમ ન સૂઝ્યું? છેવટે શાળાના ઓરડામાં પણ એકબે કબાટ મૂકી શકાત.'—શાન્તાએ કહ્યું.

'કેમ કે દાતાએ પુસ્તકો માટે દાન નહોતું આપ્યું, મકાન માટે આપ્યું હતું. સરકારે પણ ઈંટ–ચૂનામાં જ મદદ કરી હતી. પહેલા વર્ષે કહે છે કે રમેશ અને પ્રહલાદભાઈએ થોડીક રકમ ભેગી કરીને શાળાના મુખ્ય શિક્ષકને સોંપી હતી. ગ્રાન્ટ માટે અરજી કરાવી હતી. કયા પુસ્તકો વધુમાં વધુ વંચાશે એ અંગે બીજા શિક્ષકો અને ગામના ભણેલા જુવાનિયાઓની સલાહ લઈને એણે જે ખરીદી કરેલી એમા બધી નવલકથાઓ આવી હતી. સારી વંચાતી હતી. મળવાની જગા તરીકે પણ પુસ્તકાલયના ઓટલાનું મહત્ત્વ વધતું જતું હતું ત્યાં કશુંક કાને પડ્યું ને ગામના પંચાતિયા ભડક્યા. ત્રિકમકાકા અને બીજા કેટલાક વડીલો તો કહે છે કે પહેલાંથી જ પુસ્તકાલયના વિરોધી હતા. એમનો બીક સાચી પડી હતી. ત્યાં બેસનારા સહુથી વધુ નિંદા એમની જ કરતા હતા અને છાપામાંથી ડોકાં બહાર કાઢીને જતી આવતી જુવાન સ્ત્રીઓને જોયા કરતા હતા. બસ, પુસ્તકાલયનો વિરુદ્ધ લોકમત ઊભો કરવાનું શરૂ કર્યું. થોડા મહિનામાં જ વગદાર માણસોના મનમાં ઠસાવી દીધું કે ખરાબ ચોપડીઓ વાંચ્યાનું આ પરિણામ છે.

બધું પસ્તીમાં કાઢી નંખાયું. એમાં આ લોકોએ ભેટ આપેલાં સારાં પુસ્તકો પણ ગયાં. ભગાભાઈ એની ફરિયાદ લઈને ગયા તો ત્રિકમકાકાએ ઠંડે કલેજે કહી દીધું: એ તો દુનિયાનો નિયમ છે. [illegible] ભેગા ઘઉં પણ જવાના.

ચા પીતાં પીતાં શાન્તાએ આ પુસ્તકોની પસંદગી બદલ લીલાને અભિનંદન પાઠવ્યાં. લીલાએ કહ્યું કે અભિનંદનની અધિકારી હું નથી, ભગાભાઈ છે.

'કોણ? પેલા બોલકા છે એ?'

'હા, તમને ઠીક યાદ રહી ગયા છે.'—શાન્તાને શરમાતી જોઈને કંઈક વધુ બોલવાની લીલાને ઇચ્છા થઈ–'સ્વાભાવિક છે. માણસ સારા છે.'

'તમે કહો છો તો માણસ પણ સારા જ હશે. બાકી, આ પુસ્તકપસંદગી તો સારી જ છે.'

'આવી-તેવી વસ્તુઓની પસંદગીમાં તો એ પાછા પડે એમ નથી. હા, એમનાથી ફક્ત એક જ પસંદગી થઈ શકતી નથી.'

'શેની?'

'કન્યાની.'

મનોભાવ છુપાવવાની ક્ષણ શાન્તા ચૂકી ગઈ. સ્વગત બોલતી હોય એમ બોલી ઊઠી:

'સાચે જ એ કુંવારા છે? મને તો એમ કે—'

'કેમ અટકી ગયા? બોલો.'

ત્યાં તો રમેશના પ્રવેશે શાન્તાના મૌનને વધુ વજનદાર બનાવી દીધું. કંઈક નજીક આવેલી બે શિક્ષિત યુવતીઓ વચ્ચે જે શક્ય હતું એ હવે સંકોચનો વિષય બન્યું. લીલાએ પણ પોતાની જિજ્ઞાસા આટોપી લીધી.

શાન્તાએ રમેશને નમસ્તે કહીને તબિયતના સમાચાર પૂછ્યા.

'ઠીક છે. આજે સહેજ થાક જેવું લાગ્યું.'

લીલાને ચિંતા થઈ. એને બેસાડીને નિશ્ચિંત કરવા સહેજે થાક ન હોય એવા દેખાવ સાથે એણે કહેવા માંડ્યું: 'સારું થયું આજે તમે મળી ગયાં શાન્તાબહેન, મેં ગઈ કાલે એક મિત્રને વાત કરી છે. એણે નોંધ કરી લીધી છે. કહ્યું છે કે બહેનને શિક્ષણ સમિતિની ઑફિસમાં મોકલજો. કોઈ મોટી

પ્રતિકૂળતા નહિ હોય તો આ સત્રમાં જ બદલી થઈ જશે. એક દિવસની રજા લઈ અનુકૂળતાએ જઈ આવજો.'

'બદલી નડિયાદમાં જ કરશે કે બીજે ક્યાંક?'

'તમે તો મને નડિયાદનું જ કહેલું ને!'

'હા.'—શાન્તા ગંભીર થઈ ગઈ. થાકેલા રમેશનું શાંતાના મનોભાવ તરફ ધ્યાન ન ગયું. એણે કહ્યું:

'તમને સંકોચ થતો હોય તો હું કે લીલા કોઈક સાથે આવીશું.'

લીલાનું મન અત્યારે જુદા તાર પર ચાલી રહ્યું હતું. તક મળતાં જ એ કૂદી પડી:

'એમ કરો ને, ભગાભાઈને જ સાથે મોકલો ને!'

લીલાનો હળવો લહેકો પણ રમેશને વાતના મર્મ સુધી લઈ ગયો નહીં. થાકેલા શરીરે એનું ચિત્ત કર્તવ્યની લક્ષ્મણરેખા બહાર પગ મૂકે તેમ હતું જ નહીં. ભગો સાથે જાય એથી કામ સુધરે કે બગડે એ મુદ્દા વિશે જ એને વિચાર આવ્યો. કહ્યું:

'એમાં જોખમ છે. સમિતિની ઑફિસમાં એકાદ જણની સાથે પણ એ લડી પડે તો મારી ભલામણ એળે જાય.'

'એવું ન બને કે ભગાભાઈ પોતે જ બદલી અટકાવવા પ્રયત્ન કરે?'—લીલાએ પ્રયત્નપૂર્વક ગંભીરતા ટકાવી રાખી.

શાન્તાને તો જાણે શરપાવ મળ્યો. કશું બોલવાનું રહ્યું નહીં. ભગો એમ કરે તો એનું કારણ શું હોય? રમેશને તુરત સૂઝી આવ્યું:

'એ શક્ય છે. નિશાળની વાત નીકળે છે તો ભગો શાન્તાબહેનને વખાણતાં થાકતો નથી. પેલા ગલ્લાવાળાના કાન્તિનો દાખલો આપે છે. કહે છે કે ગામને પહેલી વાર એક સારાં શિક્ષિકા મળ્યાં છે.'

'આપણો અભિપ્રાય પણ ક્યાં જુદો છે? પણ—'

લીલા કેમ અટકી ગઈ એ રમેશને સમજાયું નહીં. એણે આશરે કહ્યું:

'હા, એ અહીં રહ્યાં હોત તો સારું હતું પણ ખેર, એમનું અંગત સુખ—'

શાન્તા એકાએક ભાવુક થઈ ઊઠી. આંખના ખૂણા ભીના થવામાં હતા. પણ એની પરવા કર્યા વિના બોલી:

'મને એવી સ્વાર્થી ધારો છો?—પછીની ક્ષણનું મૌન પણ એણે જ તોડ્યું—'સાચું કહું રમેશભાઈ? નોકરીનો ઑર્ડર મળ્યો ત્યારે હું ગાંડી થઈ જાઉં એટલા ઉમંગમાં હતી. પણ જે મળે એ કહે: પંચ? સાચવીને રહેજો કે પછી આવજા કરજો. લખમીવાળો પ્રસંગ તો છાપામાં આવેલો તેથી હું જાણતી હતી પણ આ તો ભાતભાતનું! તેથી—'

'આ જરા વધારે પડતું કહેવાય! મને તો મારું ગામ ભારતનાં બીજાં પાંચ લાખ ગામડાંમાંનું જ એક લાગે છે. બીજે કરતાં એકેય બીમારી અહીં વધુ નથી. હા, એક વાત ખરી. અમારી નાતના જે જાણીતા પંચાતિયા કહેવાય એમાં ત્રિકમભાઈ અને શંકરભાઈનું આગવું સ્થાન ખરું. એ સિવાય પણ દહેજના સોદાઓ માટે અમારું ગામ જાણીતું ખરું. તમે તો ક્યાંથી ઓળખો પ્રહલાદભાઈને? ત્રિકમભાઈના દીકરા. એમનાં પત્ની રમાબહેન એ જમાનામાં પચાસ હજારથીય મોટું દહેજ લાવેલાં. આખા મુલકમાં ત્રિકમસુખીનો ડંકો વાગેલો.'

'તમે પણ ધાર્યું હોત તો મોટું દહેજ મેળવી શક્યા હોત, ખરું ને?'

—લીલાએ પતિને ઉષ્માની નજરે જોતાં પૂછ્યું.

'પણ શું ન મળત ને?'—આટલામાં દીવાલનો ટેકો લઈ બેસતાં કહ્યું—'આ ભગાના લગ્નનું પણ મોટું દહેજ મેળવવાના ત્રિકમકાકાના આગ્રહને લીધે જ લંબાતું જાય છે ને!'

'એ પોતે પણ દહેજમાં માને છે?'

'ના. માણસમાં માને છે. તમે તો એને હળવી રીતે બોલતો સાંભળ્યો હશે. મેં એને નિર્ણય લેતો જોયો છે. સંઘર્ષ કરતો જોયો છે. ગરીબીને ખુમારીથી વેઠતો જોયો છે. હમણાં થોડા દિવસ પહેલાં જ એની મા, સરજકાકી બધાં બેઠાં હતાં ને એણે કહ્યું: મને માણસ નામના ધનમાં રસ છે, ધનવાન માણસમાં નહીં.'

'પહેલા જ દિવસે મેં એમને બસમાં જોયા ને આ ગામ વિશેની મારી છાપ ઝડપથી બદલાવા લાગી.'

'બધાને ભગા જેવા માની બેસશો તો ભૂલ થશે.'

'મને તો પેલા મગનભાઈ પણ બહુ વિવેકી લાગ્યા, આટલા શ્રીમંત છતાં કેવા નમ્ર!'

'તમારું કહેવતોનું જ્ઞાન કાચું રહી ગયું લાગે છે—' લીલાએ કહ્યું.

શાન્તાની આંખોમાં બાળકનું ભોળપણ પ્રગટ્યું. —'કઈ કહેવતની વાત કરો છો?'

'અહુત નમે નાદાન.'

શાંતા મૂંઝાઈ ગઈ. પ્રશ્ન થયો: તો શું લોકો સાવ ખોટા ન હતા? સાચે જ અહીં રહેવામાં જોખમ છે?

દરમિયાન રમેશે પૂછ્યું:

'પંચમાં રહેવું ન પડે એ માટે તમે સગાઈવાળી વાત ઊભી તો નહોતી કરી ને?'

'ના. નોકરી મળી એ દિવસોમાં પણ એક જોષીએ કહ્યું હતું: હવે લગ્નના યોગ પણ જલદી આવે છે. થોડાંક વિઘ્ન આવશે પણ એ આપો આપ દૂર થઈ જશે. એ આગાહીની અસરમાં મેં બદલી માટે ઉતાવળ કરી. જાણતી હતી કે એ સહેલું નથી અને એક જગાએ અમુક વર્ષ નોકરી કર્યા વિના બદલીની માગણી કોઈ સ્વીકારે પણ નહીં. છતાં લોભ જાગ્યો હતો. ઉતાવળ હતી સુખી થવાની રમેશભાઈ! મેં બહુ વેઠ્યું છે. ભરતગૂંથણ તો કલા કહેવાય, મેં તો સીવ્યું પણ છે બ્રાહ્મણની દીકરી થઈને! અને પાપડ પણ વણ્યા છે. એમ કરતા કરતાં ભણી છું અને હજી નાનો ભાઈ ભણે છે'

'ઓહો! તો લગ્ન કરતાં પણ તમારો મુખ્ય પ્રશ્ન તો નાના ભાઈનું ભવિષ્ય છે. ખરું ને!'—લીલાએ મમતાથી કહ્યું.

'મેં ધાર્યું ન હતું કે કોઈ આટલા સદ્ભાવથી મારો પ્રશ્ન સમજશે. તમારી આ ઉદારતામાંથી મને કશુંક નવું શીખવા મળ્યું છે. હવે બદલીની ઉતાવળ નથી. ભાઈ ત્યાંની હાઈસ્કૂલમાં ભણે છે તેથી એ અને મા બંને તો ત્યાં જ રહેશે. હું શનિરવિ જઈ આવીશ. પેલા કાળુભાઈને કહી રાખ્યું છે. મકાન શોધવામાં મદદ કરશે. રહેશો ને રમેશભાઈ, હવે બદલીની ઉતાવળ નથી. જો તમે બંને અમદાવાદની સગવડો છોડીને અહીં આવ્યા છો તો હું નડિયાદની સગવડો પણ નહીં છોડી શકું?

'શાબાશ. મને તમારી પાસે આવી જ આશા હતી. સરજકાકી કહેતા હતા: છોડી સારી છે. જોતા જ વહાલ ઊપજે છે. માણસને ઓળખવાની એમને કુદરતી બક્ષિસ છે. એ વાત તમારા દાખલાથી પણ સાચી ઠરે છે.'—રમેશ ઘરમાં ગયો. સખત માથું દુખતું હતું એ વાત એણે કોઈને કહી નહીં.

'થોડીક સગવડવાળું એક સારું મકાન મળી જાય કે થયું!'

'જે સારાં મકાન ખાલી છે એમના માલિકો સારા નથી.'—ભગાને કાળુ સાથે આવતો જોઈને લીલાને યાદ આવ્યું: 'તે દિવસ પોતાનું ઘર ખાલી કરી આપવાનું ભગાભાઈએ કહ્યું હતું. પૂછી જુઓ, એ વચનના સાચા હશે તો—'

'પ્રાણ જાય પણ વચન ન જાયે. ભગાભાઈએ જ મને આ વાક્ય લખતાં શીખવેલું.'—કાળુએ ભગો બેસે એ પહેલાં જ પાળી પર પોતાનું સ્થાન લઈ લીધું.

પુસ્તકો બંડલમાંથી એક યોગ્ય વ્યક્તિના હાથે બહાર આવ્યાં છે એ જોઈને રાજી થયેલા ભગાએ પૂછ્યું:

'શું કંઈ બાબતે આ ગરીબ માણસની નિંદા થઈ રહી છે?'

'નિંદા નહીં, વખાણ.'—શાન્તાએ નિઃસંકોચ રીતે કહ્યું.

'તમે તો નહીં જ કર્યાં હોય.'—પુસ્તકોની નજીક બેસવાની ઇચ્છા જાગી હોવા છતાં શાન્તાથી સભાન થઈને એ દૂર બેઠો.

'તમારાં વખાણ સાંભળીને એ ખુશ થાય છે. એ દેખાયા વિના રહેતું નથી.' લીલાએ કહ્યું.

'શિક્ષિકા તરીકે મારી એ ફરજ છે.' શાન્તાએ અંગત ભાવને બિનંગત બનાવવા પ્રયત્ન કર્યો. એમાંથી કાળુને આધાર મળી ગયો.

'કે સારો વિદ્યાર્થી શોધી કાઢવો. ખરું!'

'કમાલ છો કાળુભાઈ તમે! ગામડાના લોકોને શહેરીઓ ભલાભોળા માને છે એ તો પરિચયના અભાવે! તમે અમારા જેટલું ભણ્યા હોત તો?'

'તો કુદરતી શક્તિ ઘટી હોત.'—રમેશને પાણિયારાના ગોખલામાં કશુંક શોધતો જોઈને ભગો બોલતો બોલતો અંદર ગયો. એને ખબર હતી કે રમેશનું માથું દુખે છે. ગઈ કાલે સાંજે ગલ્લેથી એ જ માથાની ગોળીઓ લઈ આવેલો. વધેલી જેમ તેમ મૂકી હશે તો ઉંદર ખેંચી ગયો હશે. એણે શોધી કાઢ્યું હતું કે માણસો કરતાં ઉંદરો ગોળીઓ વધુ ખાય છે તેથી ગલ્લાવાળાનો વેપાર ચાલે છે. આરામની સલાહ આપીને એ બહાર આવ્યો. લીલાને વાત કરી. એ હાંફળી ઊભી થઈ અંદર ગઈ.

'માથું દુખે એમાં આટલું ગભરાવાનું શું?'—કાળુએ કહ્યું.

'ગભરાવું એ ભણેલા માણસનું લક્ષણ છે.'—ભગાએ કહ્યું—'પછી તેં સાહેબને મકાનવાળી વાત કરી કે નહીં?'

ધ્યાન ઘરમાં હોવાથી સાહેબ શબ્દ પોતાના માટે છે એનો શાન્તાને તુરત ખ્યાલ આવ્યો નહીં. ને પછી તો વિરોધ કરવામાં મોડું થયું. માત્ર આંખને ખૂણેથી જે કંઈ ઠપકો આપી શકાયો તે જ.

કાળુએ કહ્યું કે નવું મકાન જોઈતું હોય તો પુસ્તકાલય અને નિશાળ વચ્ચેના પડતરમાં મગનભાઈ પાંચ રૂમ બંધાવે છે પણ એ ભાડામાં શું માગશે એની આપણને ખબર નથી. તમને વાંધો ન હોય તો મોહન તલાટીના ને અમારા વાસ વચ્ચે બામણના ખંડેર નામે જે ઘર છે એ જોઈ લો. મળે એમ છે. ત્યાં રહેનાર ઝાઝું ટકતું નથી એવું વહેમ છે. પણ તમારે તો પોતે જ ક્યાં ઝાઝું ટકવું છે? તમને એક જ વાંધો હોઈ શકે. અમારા વણકરવાસની વધુ નજીક કહેવાય. લખમીના ઘરની ને એની વચ્ચે ફક્ત બેત્રણ હાથ પહોળી નવેળી છે. કૂતરાં ને માણસો એને ચોખ્ખી રહેવા દેતાં નથી. બાકી, બીજી કશી બીક રાખવા જેવું નથી.

'લીલાબહેનને સમય હોય તો અમે અત્યારે જ જોઈ આવીએ. મારે તો એક ઓરડો, રસોડું ને હવાઉજાસ હોય એટલે થયું.'

'હવા ને ઉજાસની તો અહીં ખોટ જ ક્યાં છે?'—ભગો બોલ્યો— 'પણ એ તમારા મુરતિયાને માફક આવવા જોઈએ ને!'

'શાન્તાબહેનને હવે બદલીની ઉતાવળ નથી.'—લીલાએ કહ્યું.

'રસ પણ નથી.'—શાન્તાએ તુરત ઉમેર્યું બરાબર એ જ ક્ષણે ભગા સાથે એની નજર મળી એમાં કશોક અર્થ વાંચીને કાળુ મલકાયો.

'કેમ ભાઈ આમ એકલો એકલો—'

'હું તો તે દાડાથી જ સમજી ગયેલો.'—કાળુ સાવ સ્વાભાવિક રીતે બોલ્યો. એથી ભગાએ બનાવટી ગુસ્સો કર્યો :

'શું સમજી ગયેલો?'

'કે શાંતાબહેનની બદલી થવાની જ નથી. આજના જમાનામાં તે એમ આવતાંની સાથે બદલી થતી હશે? લાંચ આલવી પડે.'

'આ બધું ગનાન તને ક્યાં ભટકાણું?'

'ગામની શેરીમાં, તમારી જોડે ચાલતાં ચાલતાં.'

'આ કાળુભાઈ પણ કંઈ કમ નથી.'—શાન્તા બોલી.

'શા માટે કમ હોય? ચેલા કોના છે? ભગાભાઈના!' લીલાએ કહ્યું.

શાન્તાએ મકાન જોવા અંગે વાત કરી. લીલા તુરત તૈયાર થઈ ગઈ. રમેશને આરામની સલાહ આપી જેથી માથું ઊતરી જાય.

'તમે આ પગથિયાં ઊતરશો એની સાથે એમનું માથું પણ—' ભગો માત્ર ગમ્મત કરવા બોલ્યો હતો. છતાં જતાં જતાં લીલાએ ચોખવટ કરી જ—' અમારા જીવનમાં એ તબક્કો હવે આવવાનો નથી. તમે ધ્યાન રાખીને માથાનો દુખાવો બને એવી કન્યા પસંદ ન કરતાં.'

જવાબની અસર જોવા શાન્તાએ પાછળ નજર કરી હતી. ત્યારે ભગો પુસ્તકોની થપ્પી સરખી કરી એને દોરીથી બાંધવા લાગ્યો હતો. રમેશ ખાટલામાં આડો પડ્યો હતો. એને સાંભળવું ગમશે એમ માનીને કાળુ બોલ્યો :

'ભગાભાઈ, આ ચોપડીઓ બાંધવાનું મને સોંપીને તમે એમની સાથે ગયા હોત તો—'

સાચે જ ખોટું લાગ્યું હોય એ રીતે ભગાએ કહ્યું : 'તું હમણાં હમણાંથી બહુ ફાટ્યો છે હોં!'

'કેમ? એમાં ખોટું શું કીધું? શેરીમાં કૂતરું બૂતરું બેઠું ના હોય?'

'એમ! તો તું મને કૂતરાં કાઢવા મોકલતો હતો!'

'તમને તો બધી બાજુ ખોટું લાગવાનું!'

રમેશને આ બધું સાંભળતાં એકેય વાર હસવું ન આવ્યું. ભગો સમજ્યો કે એમને માથું સખત દુખતું હશે. એ ધારણા સાચી હતી પણ આ ક્ષણે રમેશનું મન સહકારી મંડળીના ભાવિમાં ગૂંથાયેલું હતું.

'શું, પછી મંડળી માટે કેટલા સભ્યોની ફી એકઠી કરી?'

'ઓગણીસ. તિકાકાકાની ફી લઈએ તો વીસ થાય.'—ભગાએ જવાબ આપ્યો.

'કેમ ન લઈએ?'

'સભાસદ થઈને એ સોસાયટીના કામોમાં વિઘ્ન નાખવાનો કાયદેસર હક્ક મેળવી લેશે.'

'કાયદેસર હક્ક તો દરેક સભાસદને હોય જ. તમને એમ લાગે છે કે એ સહકારી કાયદાનો પણ દુરુપયોગ કરશે?'

'જે સગી જિંદગીનો દુરુપયોગ કરતા હોય એ કાયદાને શું કામ છોડે? ખોટું કહું છું કાળુ?'

'ત્રિકમકાકા વિશેની મારી છાપ એટલી ખરાબ તો નથી જ.'

'રમેશભાઈ, તમે હજી એમને બરાબર ઓળખ્યા

નથી. એ સહુની વચ્ચે બેસીને ચાર કામ સારાં કરે પણ પછી ખાનગીમાં ગોઠવણ કરીને પાંચમું કામ એવું કરે કે પેલાં ચારેયનો સરવાળો એક સામટો જમામાંથી ઉધાર બાજુ આવી જાય. કાળુ, તું કેમ મારી વાતને ટેકો આપતો નથી ?'

'ત્રિકમકાકાની બીકથી.'

'કેમ તને ગામમાંથી કાઢી મૂકશે ?'

'ના, ખેતરમાં મજૂરીએ ના બોલાવે તોય જીવવું ભારે પડે. બે હાથ જોડીને વિનવણી કરીએ તો આપણું ગમે તેવું કામ કાઢી આપે.'

'તું આડીઅવળી વાત કર્યા વિના એટલું જ કહે ને તિકાકાકાને સહકારી મંડળીમાં લેવા કે નહીં ?'

'આવો અઘરો સવાલ તમે મને શું કામ પૂછો છો ? તમારા વર્ગમાં બધા સવાલના જવાબ આલ્યા તેથી આખી જિંદગી પૂછ્યા કરવાનું ? શું કરવું તે રમેશભાઈ પર છોડી દો.' કાળુએ હળવી અને ગંભીર બેઉ રીતે રમેશને જીતી લીધો હતો. રમેશ આ અંગે સ્પષ્ટ હતો. સહકારી કાયદામાં દર્શાવેલી વ્યક્તિઓને જ બાકાત રાખી શકાય. ત્રિકમકાકાનો એમાં સમાવેશ થતો નથી. એણે કહ્યું :

'સભાસદ થઈ મંડળીનો લાભ લેવાનો ત્રિકમકાકાને હક છે.'

'એ લાભ લેવા નહીં, આપવા અંદર આવશે. એમની અનુભવી વાણીમાં એવી રજૂઆત કરશે કે તમારે એમને મંડળીના પ્રમુખ બનાવવા જ પડશે.' —ભગાએ કહ્યું.

'પ્રમુખ તરીકે એ શોભે એવા તો છે જ.'— રમેશે આમ હળવી રીતે બોલવા માંડ્યું એથી ભગાએ અનુમાન કર્યું કે એમનું માથું ભીતરી ગયું હશે. ત્રિકમભાઈના પ્રભાવને એણે ભાદરવાના તડકા સાથે સરખાવ્યો. કઠોળની સારામાં સારી સીંગ પણ કેવી ફટકી જાય છે ? રમેશે શૈલીનો આશ્રય લઈને કહ્યું: 'આપણું સોનું બીજાના સ્પર્શથી કથીર થઈ જવાનું નથી. અને કથીર થઈ જાય તોય આપણને શું નુકસાન છે ? એટલું જ્ઞાન તો થશે કે એ સોનું નહોતું !'

'આપણું સોનું કથીર નહીં થાય પણ ત્રિકમકાકા પોતાના સાગરીતો સાથે મળીને એને કથીરના ભાવે ખરીદી જશે.'

—ભગાના આ વાક્ય પર રમેશ વિચાર કરે એ પહેલાં આંગણે આવી પહોંચેલી લીલાએ મોટેથી કહ્યું : 'એક ખુશખબર ! લો સહકારી મંડળીના બે માનનીય સભાસદોની ફી.'

'કોની, શાંતાબહેનની ?' કાળુએ પૂછ્યું.

'એય મળશે. ધીરજ રાખો. પણ આ સભ્ય ફી તો ત્રિકમકાકા અને સૂરજકાકીની છે.'

'કોણે આપી ? સૂરજકાકીએ ?' રમેશે પૂછ્યું.

'રકમ તો ત્રિકમકાકાએ આપી.'

'આનું નામ અગમચેતી !'—સાચા પડ્યાના ઉત્સાહથી ભગો બોલ્યો—'એક મતના પીઠબળ સાથે કાકો મંડળીમાં પ્રવેશવા માગે છે. મારું માનો તો સૂરજકાકીની ફી લઈ લો અને તિકાકાકાની સાભાર પરત કરો. તમે જ તે દિવસ નહોતા કહેતા—? કવિ ઉમાશંકરની ચોપડી ન્હાનાલાલે પરત કરેલી ? 'રીટર્ન્ડ અનરેડ—વાંચ્યા વિના પરત' એવી નોંધ સાથે. આપણે વધુમાં આભાર માનીએ એ ઓછું છે ?'

'બધું યોગ્ય કરીશું. આવા કામમાં ઉતાવળ ન થાય. શું લીલા, મહેમાનને સીધાં બસસ્ટેન્ડે પહોંચાડતી આવી ?'

'ના, રસ્તામાં એમને બે વિદ્યાર્થી મળી ગયા. મંગળ ને કાન્તિ! આગ્રહ કરીને એ એમને ખેંચી ગયા એમને ઘેર. મને હતું કે શાંતાબહેન અહીં આવવાનું પસંદ કરશે. ભગાભાઈ બેઠા છે તો—'

'શું ભાભી તમેય!'

'હું શાંતાબહેનના એક 'નોંધપાત્ર ગુણ' વિશે કહી રહી છું. એક કુંવારા યુવક સાથે વાત કરવાનું આકર્ષણ સ્વાભાવિક કહેવાય. પણ શાન્તાબહેનની વિદ્યાર્થીઓ પ્રત્યેની મમતા પેલા આકર્ષણને ઓળંગી ગઈ! મારે એટલું જ કહેવું છે કે ઘણાં વરસે ગામને એક સારી શિક્ષિકાનો લાભ મળ્યો છે.'

'ન કરે નારાયણ ને કાલ ઊઠીને આપણા ભગાભાઈનેય—' કાળુ બોલતાં બોલતાં બોલ્યો. છતાં ભગો સાથેસાથ ગુસ્સે થયો.

'જો કાળુ, હું ગુસ્સે થયો પછી મારા જેવો કોઈ ભૂંડો નથી.'

'આ બધું શાંતાબહેનને કહી રાખવા જેવું છે.' લીલાએ કહ્યું.

'ભાભી, તમેય કાળુના પક્ષે?'

'એમાં ખોટું શું છે? જુઓ, બસમાં એકબે સ્ટેશન સુધી વળાવી આવો. કાલે રજા છે. જગા ન હોય તો એમને બેસાડજો ને તમે જરાક દૂર ઊભા રહેજો!'

'ખરેખર. સારાં કામ એક જ વાર કરાય એવો નિયમ નથી. હેંડો, શરમાતા હો તો હું સાથે આવું.' કાળુ ઊભો થયો.

'યાદ છે આપણે પહેલી વાર ક્યાં મળેલાં?' —લીલાએ ભાવુક અવાજે રમેશ સામે જોયું.

'હા, બસમાં જ. પણ હું ભગા કરતાં વધુ ભાગ્યશાળી હતો. મારે ઊભા થવું પડ્યું ન હતું. એથી ઊલટું સાથે બેસવા મળ્યું હતું, અડોઅડ!'

મુરબ્બી યુગલની આ ગોષ્ઠીના આનંદના સાક્ષી થવું કે સંકોચ દાખવી ખસી જવું એ અંગે ભગા કે કાળુને કશું સૂઝ્યું નહીં.

[તાજેતરમાં પ્રગટ થયેલ નવી નવલકથા 'પંચપુરાણ'નું એક પ્રકરણ]

---

# 'દૃશ્ય ફલક'

## ઉત્પલ ભાયાણી

૧૯૭૬થી ૧૯૭૯ દરમિયાન ભજવાયેલાં સોએક નાટકોની આ વાત છે. આ માટે 'વિવેચન' સિવાયની, પરિચય, આસ્વાદ, અવલોકન કે સમીક્ષા સહિતની કોઈ પણ સંજ્ઞા વાપરવાની છૂટ છે. અહીં કેવળ ગુજરાતી રંગભૂમિ પર જ ભજવાયેલાં નાટકોની વાત નથી, ઇતર ભાષાનાં નાટકો દ્વારા આપણે ક્યાં છીએ અથવા તો આપણે ક્યાં નથીની એક નક્કર ભૂમિકા પણ પૂરી પાડવાનો આ પ્રયાસ છે. મરાઠી અને હિન્દી ભાષામાં મુંબઈમાં ભજવાયેલાં કેટલાંક ઉત્તમ નાટકો સાથે તો અહીં તુલના થાય જ છે. વળી અમદાવાદ અને મુંબઈ બંને સ્થળોએ જાગૃત યુવાનોએ કરેલા કેટલાક ઉલ્લેખનીય પ્રયોગો કેવા અને કેટલા જુદા હતા એનો પણ અહીં ખ્યાલ આવે છે. તો એકસરખી કક્ષાનાં એકસરખાં નાટકોની ભજવણીથી ગુજરાતી રંગભૂમિની 'સ્થિતપ્રજ્ઞતા'નો પણ આથી અંદાજ મળે છે. વિવિધ દૃષ્ટિએ ગુજરાતી રંગભૂમિને માણી-નાણી શકાય એવો અહીં નેમ છે.

સંદર્ભ-ગ્રંથ તરીકે તખ્તા પર, તખ્તાની પાછળ અને તખ્તાની સામે રહેનારા સૌ કોઈને માટે આ જરૂરી છે. કથાનક, દિગ્દર્શન, અભિનય, સંનિવેશ કે પ્રકાશ-આયોજન અંગેની વિવિધ નાટકોની નોંધ કલાકાર, કસબી કે પ્રેક્ષકો માટે આત્મલક્ષી કે પરલક્ષી નિરીક્ષણની તક પૂરી પાડે છે. તુલનાત્મક સંદર્ભ સાથે સાંપ્રત રંગભૂમિની તપાસ કરવાનો આપણે ત્યાં કદાચ આ પહેલો પ્રયાસ છે

રૂ. ૩૦-૦૦

આર. આર. શેઠ પ્રકાશન

## અવલોકન

# સંવેદનની આરપાર

વીનેશ અંતાણી

પહેલી નવલકથા 'વલય'થી આશાસ્પદ નવલકથાકાર તરીકે બહાર આવેલા ધીરેન્દ્ર મહેતાએ બીજી નવલકથા 'ચિહ્ન'થી અદ્યતન નવલકથાકારોમાં પોતાનું આગવું સ્થાન મેળવી લીધું. એમની ત્રીજી નવલકથા 'અદૃશ્ય' યશમાં વૃદ્ધિ કરે તેવી છે.

નવલકથાનું સ્થળ જ્યાં આઈ રહે છે ત્યાં છે. આઈનો પુત્ર અક્ષય છેલ્લાં કેટલાંક વર્ષોથી આવ્યો નહોતો તે ઓચિંતો આવી ચડે છે. આવ્યો છે છતાં એ ત્યાં ન હોય એવો લાગે છે. એના મનમાં શું ચાલે છે તે આઈ તો શું પણ અક્ષય પોતે પણ કળી શકતો નથી. એની આસપાસના બધા જ પડછાયા જાણે ડહોળાયેલા છે. એક ત્રીજું પાત્ર આવી ચડે છે – આરતી. આઈની માનીતી વિદ્યાર્થિની, અને હવે તો પુત્રી સમાન. આઈના મનમાં ઇચ્છા એવી કે અક્ષય-આરતી વચ્ચે સંવેદન બંધાય. પણ આઈએ એવું કેમ માની લીધું કે એ બંનેનાં મન હજી કોરાં હશે? બંનેને, નવલકથામાં, એકવાર તો એવો આભાસ થાય જ છે કે કોઈ જાણે એમની પાસેથી થઈને હમણાં જ દૂર ચાલ્યું ગયું હોય! અક્ષયના મનમાં વારંવાર ઢગલો થઈ જતાં હાડકાંની રોગી ગતિ છે તો આરતીના મનમાં નિજાનંદમાં મસ્ત, ફકીર જેવો લઘરવઘર પણ અતિશય સંવેદનશીલ ગૌરવ છે. અક્ષય અને આરતી એમની લાગણીને કશું જ નામ આપી શકતાં નથી, કદાચ ગતિ અને ગૌરવ તરફ કૃતક ઉદાસીનતા બતાવે છે. અક્ષયના મનમાં ગતિ સંવાદોમાં જીવે છે. એ ગતિને છોડીને દૂર પણ નથી જઈ શક્યો અને નજીક પણ નથી આવી શક્યો. જ્યારે ગૌરવ તો આરતીને ફડકની જેમ યાદ આવે છે. તે વચ્ચે આઈના જીવનની એકલતા અને મંગલપ્રસાદ સાથેના અદૃશ્ય ભાવોની વાત પણ આવે છે. એવું લાગે છે જાણે કે ત્રણ વ્યક્તિઓનાં મન રંગભૂમિ જેમ એક થઈ ગયાં છે અને તે પર અદૃશ્ય રીતે કેટલીયે ઘટનાઓ ભજવાય છે. વર્તમાન જેવું તો કંઈ જ નથી; ભવિષ્ય પણ નથી. ભૂતકાળની વાતો ભજવાયા કરે છે. સુખની તો ઇચ્છા જ કરી શકાતી નથી. સુખનો વિચાર આવતાં જાણે કશીક અનિષ્ટ ઇચ્છા થઈ આવી હોય એમ મન પાછું પડી જાય છે. થાળીની કોરે હથેળીથી ભીના ચોખા અટકાવીને પાણીની ધાર નીચે વહેવા દેતી આરતીને જોઈ રહેતો અક્ષય, એ બંનેને અપેક્ષાપૂર્વક તાકી રહેલાં આઈ અને આ આખા ય પરિપ્રેક્ષ્યને પોતાની

અદૃશ્ય હાજરીથી ભરી ભરી દેતાં ગતિ, ગૌરવ અને મંગલપ્રસાદ. સામે માત્ર પર્વત જ દેખાય છે એવી ફરિયાદ વાર્તામા થાય છે તો એનો જવાબ પણ મળે છે—આપણે પર્વત સામે ઊભા હોઈએ તો પર્વત સિવાય બીજું શું દેખાય? ગૌરવની વાત આરતી પાસેથી સાંભળતા સાંભળતા અક્ષયને પોતાનાં ગતિ તરફનાં મનોવલણો જાણે પકડમા આવવા લાગે છે. એટલે તો એ પોતાના અને આરતીના ભૂતકાળ માટે 'આપણું' સર્વનામ વાપરીને કહે છે: "હજીય તું એમ માને છે કે આમ ભૂલી જવું શક્ય છે? સ્મૃતિને રોકવી આપણા હાથની વાત છે?" આરતીને એ સલાહ પણ આપે છે—બીજા કોઈને ચાહવાનો પ્રયત્ન રહેવા દે. એમ કરીને અક્ષયે પોતાની આરતીના દિશા જાણે સ્પષ્ટ કરી લીધી. આરતી આવી હતી તેમ ઓચિંતી ચાલી જાય છે. અક્ષય પણ બે બેગ ભરીને દૂર ને દૂર જાય છે. આઈ માત્ર એકલાં આઈ ઊભા છે. બધુ જ જાણે અદૃશ્ય થઈ જાય છે. આઈની દૃષ્ટિ સામે દેખાતા પર્વત તરફ છે અને મનમાં એક ભાવ ઊઠીને રહી જાય છે કે પર્વતની પાછળ વહેતી નદી તો કોઈ વાર જોઈ શકાય નહીં. આ ન દેખાઈ તે નદી એટલે આરતીના મનમા ગૌરવ અને અક્ષયના મનમાં ગતિ કે આઈ જે ઇચ્છતાં હતા તે અક્ષય અને આરતી વચ્ચે વહી શકી હોત તે લાગણીની નદી? કોણ જાણે!

જોઈ શકાશે કે 'અદૃશ્ય'માં પ્રસંગોનું વર્ચસ્ નથી. એને પાત્રપ્રધાન નવલકથા કહી શકાશે? દૃષ્ટિક્ષેપ સંપૂર્ણપણે પાત્રો ઉપર હોવા છતા પાત્રોને તેનાં બધાં પરિમાણોમાં વિકસાવવામા આવ્યા નથી, તેમનાં સંવેદનોની આરપાર ગતિ થઈ છે. કૃતિનું કદ એ કારણે નાનું થયું છે. આમ છતા અહીં 'સમાજ' ગેરહાજર નથી. આઈનું વીતક, મંગલપ્રસાદનું પાત્ર અને આરતી તથા ગૌરવના અનુભવોને નિમિત્તે પણ સમાજનો સંદર્ભ જોવા મળશે. આ કારણે 'અદૃશ્ય' લઘુનવલના સ્વરૂપની બહાર જઈ નવલકથા બને છે.

પાત્રોના મૌન વચ્ચે, ઓછામા ઓછા સંવાદોની સાથે વાર્તા આગળ વધે છે. લેખક ક્યાંયે વચ્ચે નથી આવતા. પાત્રોના મનના પરદા ઉપાડી દઈને અંદરના મનોવલણો બતાવતા જાય છે. વ્યવહારની નિષ્ક્રિયતા માટે યોગ્ય સ્થળની પસંદગી થઈ છે. વાર્તાકથનની યોજના પણ એવી છે કે એક ક્ષણ પર ઘટના આખી સ્થિર થઈ જાય, 'સ્ટીલ' થઈ જાય. પછી બીજા પ્રકરણમાં એ ભાવ વિસ્તરે. કશું આગળ ન વધે, માત્ર એ સ્થિર ક્ષણોનાં પડો ઊખડતાં જાય.

'વલય' અને 'ચિહ્ન'માં જોવા મળી હતી તે ગૌણ પાત્રોને કથામા પ્રયોજવાની, એટલે કે તેનું મહત્ત્વ સિદ્ધ કરવાની અને તેને ઉપસાવવાની ધીરેન્દ્રની શક્તિ 'અદૃશ્ય'મા પણ જોવા મળે છે. દેખીતી રીતે આ કથા અક્ષય–ગતિ–ગૌરવ અને આરતીની લાગે પરંતુ એના આરંભે અને અંતે આઈનું સંવેદન, એમની એકલતા તીવ્રતાથી સ્પર્શે છે.

મંગલપ્રસાદને લગતા કથાનકની અનિવાર્યતા પણ સમજાશે. અક્ષયની મનઃસ્થિતિ, આઈની સ્થિતિ અને આરતી સાથેના તેમના સંબંધને આ કથાનકના છેડા અડે છે. એ કથાનક ચીલાચાલુ સ્થૂળતામાં સરી ન પડે તેની તકેદારી પણ રખાઈ છે.

ધીરેન્દ્ર મહેતાની ભાષા કવિની ભાષા છે. પ્રતીકોનો ઉપયોગ પ્રતીકો વિશેની ઘેલછા બતાવવા નહીં પણ નવલકથાની કવિતાને જરૂરી લાગ્યો છે ત્યાં જ થયો છે. અહીં એક કલ્પન અને પ્રતીકનું સાયુજ્ય રચાયું છે તે એનો ખ્યાલ આપશે.

'એવું લાગતું હતું કે જાણે ચાડિયો અહીં

છે અને જેની રખેવાળી કરવાની છે એ ખેતર તો દૂર રહી ગયું છે...હવે દૂર સૂની ક્ષિતિજમાં એ ખેતરનો શોધો શોધે છે...

ત્યાં એકસામટો ફફડાટ સંભળાયો, ચાડિયાની ચારે બાજુથી પંખીઓ ઊડ્યાં. ચાડિયો ચમક્યો, એને ભાન થયું કે પોતાનું ખેતર તો અહીં જ છે અને પોતાને ખેતરની નહિ, પંખીઓની રખેવાળી કરવાની છે.'

નાના નાના સૂક્ષ્મ ભાવો, મનની દ્વિધા, એરસપરસના સંબંધોમાં ગેરસમજ ન હોય છતાં સમજભરી નિષ્ક્રિયતા શબ્દોના ઓછામાં ઓછા વપરાશથી સિદ્ધ થઈ શકી છે. આરતીના મનની અસ્તવ્યસ્તતા અને રિક્તતા તેના કશા સ્પષ્ટ ઉલ્લેખ વગર વાતાવરણમાં કેવી વ્યંજિત થઈ છે—

"આંગણામાં હીંચકો, તુલસીક્યારો, ઓટલો અને પોતાની મેળે ઊગી નીકળ્યો હોય એવો બારમાસીનો એક છોડ છે. પેલે ખૂણે દીવાલ ઉપર એક વેલ ચઢી છે. આ બધું છૂટું છૂટું લાગે છે. એકબીજાની સાથે સંકળાઈને એક દશ્ય રચતું નથી. સમયમાં પણ એ બધું જાણે અલગ અલગ છે, એકમેકની સાથે કોઈ પણ જાતના સંબંધ વિના આ બધું એક જગાએ ઊભું છે. ઉપરથી પસાર થઈ ગયેલા પંખીનો સ્વર અહીં આ બધાંની સાથે કશો સંબંધ ન રચી શકવાથી એની પાંખોના ફફડાટ સાથે ઊડી ગયો."

ધીરેન્દ્ર મહેતાને આ નવલકથાનો આકાર ઘડવામાં કેવી મુશ્કેલી પડી હશે! બધાંને મૌન રહેવું છે, બોલકાં છે તે પાત્રો અદશ્ય છે, અક્ષયને વાતોમાં ખેંચાવું પડે તો ગમતું નથી એટલે આઈ, અક્ષય અને આરતી ત્રણે ચૂપ— છતાં કથા કહેવી છે. તે કથા પણ મનના અંદરમાં અંદરના ઓરડાની. લેખકે પણ અદશ્ય રહેવાનું છે. છતાં પણ એમણે જે કરવા ધાર્યું છે તે થયું છે એ વિજય ધીરેન્દ્ર મહેતામાં રહેલા કવિનો પણ છે.

સંવેદનના તંતુને સૂક્ષ્મતાથી છતાં અર્થદ્યોતક રીતે પકડવામાં આવ્યા છે તેનું એક દૃષ્ટાંત જુઓ:

"ગતિએ નિષ્ઠુરતાથી જવાબ આપ્યો:

હા, અને અંધકારની જેમ વીંટળાઈ વળવાની છું. તું મારામાં ગતિ કરીને મારામાં ઊતરી શકીશ, આરપાર જઈ શકીશ, કદાચ કશાકની સાથે અથડાઈ પણ પડીશ.

એ વખતે અક્ષયને એમ થયું હતું કે કોઈ ફક્ત હવા કે સુવાસ કે અંધકારરૂપે વીંટળાઈ વળવાનું હોય તો એમાં બંધાઈ રહેવા શી રીતે તૈયાર થઈ શકાય?

પરંતુ હવે તો એમ થાય છે કે આ બંધાઈ રહેવાનો પ્રશ્ન નથી, આ તો ભળી જવાનું છે, ભળીને ફેલાઈ જવાનું છે—વિસ્તરી જવાનું છે, અલગ રહેવાનું નથી."

ગદ્ય આટલું સરળ, કવિત્વમય, લયથી ભરપૂર છતાં મૌનને વાચાળ બનાવી શકે તેવું સશક્ત કઈ રીતે હોઈ શકે તે તપાસવું હોય તો આ રહી ધીરેન્દ્ર મહેતાકૃત નવલકથા 'અદૃશ્ય.'

(આકાશવાણી પરથી પ્રસારિત)

# યોગેશ્વર શ્રીકૃષ્ણ

## લેખક શ્રી. પરવેઝ કાત્રક (પારસી કીર્તનકાર)

અઢારમી જાન્યુઆરી એટલે ભારતની લલિત કળા ક્ષેત્રે ચમકી ગયેલ બે લોકપ્રિય કલાકારોની પુણ્યતિથિ! એક તો હિન્દી બોલપટામાં સોનેરી કંઠે અનેક દર્દભર્યાં ગીતો અને ગઝલોની અમૂલ્ય ગાયકી મૂકી ગયેલો લોકલાડીલો સ્વર-સમ્રાટ સ્વર્ગસ્થ **કુન્દનલાલ સહેગલ** અને બીજા ગાંધીજીની ગુજરાતના લોકપ્રિય કવિ, લેખક, આખ્યાનકાર, નાટયકાર, પત્રકાર અને કીર્તનકાર સ્વર્ગસ્થ **શ્રી કરસનદાસ માણેક!**

એવી જ એક અઢારમી જાન્યુઆરીની સવાર ઈ. સ. ૧૯૮૧માં પડી જ્યારે વિલાપાર્લેની ગોકળીબાઈ હાઈસ્કૂલના વિશાળ હોલમાં માણેકભાઈની ત્રીજી પુણ્યતિથિ નિમિત્તે એમણે લખેલ પુસ્તક "**યોગેશ્વર શ્રીકૃષ્ણ**" (આર્યાવર્તનો લોકનાયક)નું મંગળ પ્રકાશન વયોવૃદ્ધ વિદ્વાન શ્રી રામપ્રસાદ બક્ષીએ માણેકપ્રેમીઓની ચિક્કાર હાજરી વચ્ચે કર્યું.

### સરળ અને સચોટ ભાષા

સદ્ગત કરસનદાસ માણેકનાં અનેક આખ્યાનો અને કીર્તનોમાં હાજર રહીને હું ઘણું બધું શીખ્યો છું અને પ્રેરણા પામ્યો છું. મારા સેવાર્થે થતા કીર્તનકાર્યમાં મને એમની શૈલીથી ઘણો લાભ થયો છે. જોકે માણેકને હું પાંચેક વેળા રૂબરૂ મળ્યો છું; પરન્તુ કદી પણ એમણે મને કીર્તનની બારીકીઓ અથવા પદ્ધતિ રીતસર બતાવી નથી. માણેકે કદી મારા ગુરું બનવાનો અહમ્ દાખવ્યો નથી કે મેં કદી એમના શિષ્ય હોવાનો દાવો કર્યો નથી. એમનાં કીર્તનોથી હું પ્રભાવિત થઈને કીર્તનો કરવાની પ્રેરણા જરૂર પામ્યો છું એટલે પરોક્ષ રીતે એ મારા ગુરુતુલ્ય કહેવાય. માણેકની ખૂબી એ હતી કે એમની ભાષા સરળ છતાં સચોટ રહેતી. ભારેખમ મોટા–મોટા શબ્દો વાપરીને વિદ્વાન હોવાનો એમણે આડંબર નો'તો કર્યો. "યોગેશ્વર શ્રીકૃષ્ણ"માં પણ એમણે સરળ અને સચોટ ભાષાનો એવો સુંદર ઉપયોગ કર્યો છે કે સામાન્ય વાચકને પણ કથામાં રસ પડે અને સમય ફાજલ પડે તો એક જ બેઠકમાં આ આખું યે બસો ને પંદર પાનાંનું પુસ્તક પૂરું કરી નાખે. "ભાગવત"ની કથા આમ તો દરેક હિન્દુને ખબર જ હોય, પરન્તુ સાદી અને રમતિયાળ સાથે મર્મજ્ઞ શૈલીમાં એનું મનરંજક રીતે આલેખન કરીને એ કથાને માણેકભાઈને વધુ લોકભોગ્ય અને ઉપયોગી બનાવી છે.

### શબ્દોના સ્વામી નાટયકાર

આ કાર્ય કોઈ મામૂલી લેખક કરી ન શકે. માણેક તો શબ્દોના સ્વામી, એક અચ્છા નાટયકાર પણ હતા. એટલે મંચ ઉપરથી કે પુસ્તક દ્વારા એ પ્રેક્ષકોની કલ્પનાને શબ્દોની સેજ પર રમાડી શકતા. એક આખ્યાનકાર કે કીર્તનકાર માટે ભાષા-

નું જ્ઞાન અને દુનિયાનું મર્માળુ તત્ત્વજ્ઞાન ઉપરાંત શબ્દોનું સામર્થ્ય હોવું જરૂરી છે. આ ગુણોને લઈને જ માણેક રાષ્ટ્રીય ચેતના, ધર્મ અને સંસ્કારનો અનુપમ ભારતીય સંદેશ સામાન્ય ગુજરાતી લગી પહોંચાડી શક્યા અને સફળતાને વર્યા. "ભાગવત"-નાં પાત્રોને માણેકે સામાન્ય માનવીની જેમ સામાન્ય ભાષામાં વાતો કરતાં આલેખીને સામાન્ય વાચકની વધુ નિકટ આ પાત્રોને લાવી મૂક્યાં છે. તો બીજી તરફ કેટલાક રોમાંચક પ્રસંગોને એવા તો નાટયાત્મક વળાંક આપીને વેધક સંવાદોથી સજાવ્યા છે કે વાંચતી વેળા એ સંવાદોને મોટેથી બોલવાનો આનંદ ઉઠાવવાનું મારા જેવા રસિયા વાચકોને મન થઈ આવે. પૃષ્ઠ ૯૯ ઉપર કંસને સન્નિપાત ઊપડ્યો ત્યારનો એનો સંવાદ; પૃષ્ઠ ૧૧૧ ઉપર કારાગારમાંથી દેવકીને છોડાવવા કૃષ્ણ આવે છે તે સમયે માતૃપ્રેમ અને યાતનાથી મૂર્ચ્છિત જેવી થયેલ દેવકીના મુખેથી સરતા શબ્દો; પૃષ્ઠ ૧૧૨ ઉપર આ જ પ્રસંગે કૃષ્ણના મુખે માતાપિતાની સેવા ન કરી શકવા બદલ પશ્ચાત્તાપરૂપે સરતો સંવાદ અને એ વિચારબીજની ઉત્પત્તિસમો શ્રીમદ્ ભાગવતના દશમ-સ્કંધ: પૂર્વાર્ધમાંથી ઉતારેલો શ્લોક; પૃષ્ઠ ૧૫૬ ઉપર કૃષ્ણ–રુકિમણીનો પ્રેમસંવાદ; આ બધાં માણેકની નાટયાત્મક પ્રસંગનિરૂપણ અને સંવાદની શક્તિ દાખવે છે.

## કવિ અને શબ્દોની રમત

શ્રી માણેક સ્વભાવે જ અલગારી કવિ હતા. એટલે એમનાં કાવ્યોમાં પ્રાસની સુંદર એટલી જ સહજ ગોઠવણી દેખાય છે. એમાં પણ ભારેખમ શબ્દપ્રયોગોને બદલે સાદા અને સરળ શબ્દોથી એ કાવ્યદેવીને સજાવી લોકભોગ્ય બનાવી ગયા છે. એ જ પ્રમાણે આખ્યાનોમાં તેમજ પુસ્તકોમાં શબ્દોની સુંદર રમત કરીને વેધક અને મર્માળા કટાક્ષ કરવા માટે માણેક ખૂબ જ જાણીતા છે. અંગ્રેજીમાં જેને Playing the pun કહેવાય એમાં પણ માણેકની હથોટી કામયાબ રહી છે.

### ઉદાહરણો :–

પૃષ્ઠ ૩૦ :– કંસને પૂછે એનો ધ્વંસ.

પૃષ્ઠ ૪૧ :– કંસના એક વિકરાળ જંગલી મલ્લ કેશીનું વર્ણન કરતાં માણેકે લખ્યું છે: એક ભયાનક જંગલ મનુષ્યનું રૂપ ધારણ કરીને દાખલ થયું. ઝૂકીને સલામ કરી ઊભું—જાણે જંગલ ટટ્ટાર થયું.

પૃષ્ઠ ૪૪ :– રમતોત્સવ, શરદોત્સવ વગેરે ઉત્સવોના શબ્દો પ્રચલિત છે પણ માણેકે અહીં 'શરતોત્સવ'નો પ્રયોગ કરી વ્યંગ કર્યો છે.

પૃષ્ઠ ૪૯ :– જાણું છું એટલે જ તો હું વનચરોથી બીઉં છું, તેટલી જ જનચરોથી બીઉં છું.

પૃષ્ઠ ૭૧ :– જાણે દેવકીનું ડૂસકું વિલાપ કરી રહ્યું.

પૃષ્ઠ ૭૮ :– આવી મહેફિલોમાં ખાન–પાન–ગાન કરતાં "પાન"નું મહત્ત્વ હમેશાં વધુ હોય છે.

પૃષ્ઠ ૭૯ :– કંસનું રાજ્યનીતિ–સૂત્ર એક જ છે. જે બીજાઓને જગાડી શકે એવા હોય એવા સૌને ઉંઘાડી દેવા! અને જેમને ઉંઘાડી ન શકાય તેમને સ્વર્ગે રવાના કરી દેવા!

પૃષ્ઠ ૮૨ :–એક નવજુવાન દારૂડિયાનો ઉન્મત્ત પ્રલાપ માણેક આ રીતે રજૂ કરે છે: વિષ્ણુ ક્ષીરસાગરમાં નહિ, મદિરા-સાગરમાં વસે છે. એમની શેષ-શય્યા દારૂના વિરાટ કૂજા ઉપર છે. શેષ-શય્યા એટલે પીતાં પીતાં જે કૂજાઓ શેષ રહે, તેનાં ઉપર વિષ્ણુ સૂઈ જાય, માટે એને શેષ-શય્યા કહીએ!'

પૃષ્ઠ ૧૦૨ :– જુલમગાર કંસને શરણે દાસો ત્રિ

બધી રીતે વાંકી હતી— 'અરુચિકર' હતી. ભગવાનની કૃપા થઈ, એની 'રુચિ' બદલાઈ અને એ "રુચિ-ર" (સુંદર) થઈ ગઈ।

## અભ્યાસ અને સંસારનિરીક્ષણ

એક સફળ આખ્યાનકાર—કીર્તનકારને શોભે એવો ઊંડો અભ્યાસ અને સંસારનિરીક્ષણ, શ્રી માણેકે કર્યું છે ધર્મ અને અધર્મ, ભલાઈ અને બુરાઈના ભેદ એ બરાબર સમજતા હતા. માટે જ રાષ્ટ્રીય ચેતના, ભારતીય સંસ્કૃતિ અને દેશોન્નતિ અર્થે એમણે વાણી અને લેખણી દ્વારા પ્રખર પ્રયત્નો કર્યા છે

આ પુસ્તકના પાંચમા પાન પર પ્રાસ્તાવિક લેખમાં માણેકભાઈએ 'વિરાટ'' શબ્દની કેવી વિરાટ વ્યાખ્યા કરી છે તેમજ એ પાના પરના છેવટના પરિચ્છેદમાં નકારાત્મક વાક્યપ્રયોગ દ્વારા શ્રીકૃષ્ણના નિશ્ચયાત્મક અને મહાન વ્યક્તિત્વનો કેવો ટૂંકો છતાં સચોટ ચિતાર આપ્યો છે।

પૃષ્ઠ ૨૫ અને ૨૭ પરમાંની મમતાનું કેવું સુંદર નિરૂપણ મળે છે. નાગદમનની કથા સાંભળીને કારાગારમાં પડેલી મા દેવકી ગોકુલની જશોદા ઉપર ક્રોધ કરે છે કે આવડા નાના કૃષ્ણને કરાળકાળ નાગ જેવા ભોરિંગ સાથે ભટકાવી દીધો કાંઈક થઈ જાત તો? એને તો બાંધી રાખવો જોઈએ પરન્તુ જ્યારે વસુદેવ જશોદાએ કૃષ્ણને બાંધી રાખ્યો હતો એવી વાત કહે છે ત્યારે એ જ વહાલસોયી મા ગુસ્સો કરે છે, "હે કૃષ્ણને બાંધવા જેટલી હદે આ જશોદા ગઈ એમ? જશોદા નિષ્ઠુર છે એમાં નવાઈ પણ નથી. એ એની સાચી માતા થોડી જ છે? સાચી મા તો હું છું. એ માના હૃદયની વાત શું જાણે?"

(પૃષ્ઠ ૩૬) કંસ એના કાકા અંધક અને ત્રિવક્રા ચંદનિકા ત્રણેય થોડીક પળો ચૂપ રહ્યાં પ્રકાશ, અંધકાર અને એ બે વચ્ચેના યુદ્ધમાં કોનો પક્ષ લેવો એનો જાણે વિચાર કરતી હોય એવી ઉષા।

(પૃષ્ઠ ૪૬) રાજા કંસના કરતૂકો અંદરખાનેથી અક્રૂર જેટલો વિરોધી હતો, તેટલો જ પ્રગટપણે એ રાજભક્ત પણ હતો સામી બાજુએ વસુદેવ અને નંદ સાથે એને ઘરોબો પણ જબરો અને જગજાહેર હતો ઈશ્વરમાં તેને શ્રદ્ધા નહોતી, એમ તો નહિ જ કહી શકાય. હતી અને ઈશ્વર પોતાને મનપસંદ સમયે દુષ્ટોને ઘટતી સજા કરશે એવી તેને ખાતરી પણ હતી. પરન્તુ દરમિયાન જાતે દુષ્ટ બન્યા વગર જગતના સુખોનો જેટલો આસ્વાદ લઈ શકાય એટલો લઈ લેવો તેવી કંઈક તેની માન્યતા હતી."—તકવાદી અને સ્વાર્થી સાથે બીકણ માનવસ્વભાવનું કેવું સચોટ નિરૂપણ અહીં માણેકે કર્યું છે।

(પૃષ્ઠ ૪૮) માના રડતા હૃદયને એક ઈશ્વર સિવાય કોણ છાનું રાખી શક્યું છે? અને ક્યારેક તો ઈશ્વર પણ ક્યાં છાનું રાખી શક્યો છે।

(પૃષ્ઠ ૮૦) જીવનમાં આનંદ-પ્રમોદને સ્થાન છે, પણ તે ધર્મને ભોગે નહિ।

(પૃષ્ઠ ૯૭) કંસ હવે કશું પણ કરી શકે એવી સ્થિતિમાં રહ્યો નહોતો વ્યાકરણની ભાષામાં બોલીએ તો એ હવે "કર્તા" મટીને "કર્મ" બની ગયો હતો. તેની બુદ્ધિ અને સઘળી ઇન્દ્રિયો તેના કબજામાંથી છટકી ગઈ હતી.

(પૃષ્ઠ ૧૦૪) ઉંમરની ગણતરી દુનિયા માણસ જન્મ્યો તે પછી કેટલાં વરસો વીત્યાં તે પરથી કરે છે વર્ષો નહિ પણ કાર્યો માણસને પરિપક્વ બનાવે છે સાચી ઉંમર તો તેની આત્મસમૃદ્ધિની વૃદ્ધિ ઉપરથી જ અંદાજવી જોઈએ

(પૃષ્ઠ ૧૦૬) પાછળથી વ્યાસ જેમને "યોગેશ્વર"

તરીકે બિરદાવતા હતા-તે નવલોહિયા કૃષ્ણે કહ્યું કે સિંહાસન અને મુગટના લોભે અમે આ કંસવધ નથી કર્યો. અમારી ગોકુલવાસીઓની એક જ ઇચ્છા હતી અને છે કે મથુરામાં પાપશાસન ચાલતું હતું તેને બદલે ધર્મરાજ્યની સ્થાપના થાય.... અમે તો મહારાજ ઉગ્રસેનને તુરંગમાંથી મુક્ત કરીને સિંહાસને બેસાડીએ છીએ."

(પૃષ્ઠ ૧૧૭) શું સંહાર સિવાય નવસર્જનનો માર્ગ કદી મોકળો જ નહિ થતો હોય!

(પૃષ્ઠ ૧૧૧) રાજાઓને નથી હોતા બાપ કે કે નથી હોતી માતા.

(પૃષ્ઠ ૧૬૦) માણસ જેમ મોટો એટલે કે વધારે સંવેદનશીલ, વધારે ખમીરવંતો તેમ એના જીવનમાં વધારે મુસીબતો! એક શિખર સર કર્યું કે તરત જ એથીયે ઊંચાં બીજાં શિખરો એના સ્વત્વને સાદ આપતાં અને એનાં સત્ત્વને પડકારતાં ખડાં થઈ જાય છે. હાશ કરીને બેસવાનો વખત તેને કદી આવતો જ નથી અને તેને કદી ફાવતો જ નથી. તેને જોઈતો પણ નથી.

(પૃષ્ઠ ૧૬૩) ચોરો દેવપૂજાને નહિ ચૂંથે એવી આશાએ આજે પણ કોણ જાણે કેટલાય મહાચોરો પોતાની મૂડીને દેવમંદિરમાં સંતાડશે નહિ તો

(પૃષ્ઠ ૧૭૪) આપણી (ભારતની) કરુણતા; આજની નહિ હંમેશની, એ રહી છે કે આવી વિષમ દુઃસ્થિતિઓ દરમિયાન પણ આપણે અરસપરસના નાના નાના મતભેદો અને કલેશકંકાસોને ભૂલી શકીએ નહીં.

(પૃષ્ઠ ૧૭૪–૧૭૫) આપણી (ભારતની) આ ધરતીની તાસીર જ કોઈ વિચિત્ર છે! કેસરિયાં અને જૌહર કરનારાં અહીં સારી સંખ્યામાં પાકે અને આક્રમણને પહેલે જ ઝપાટે સ્ત્રી-બાળકોને શત્રુની દયા પર છોડીને પીઠેહઠ કરનાર પણ અહીં બેશુમાર પાકે! તેમાં આ બીજો વર્ગ તો વિચિત્રતાની અવધિ! એક તો માતા, ભગિની, પત્નીની રક્ષા ન કરી શકે અને ઉપરથી વળી કોઈ બીજા સમર્થ પુરુષને હાથે બંધનમાં પડેલી એ સ્ત્રી જો છૂટે, તો એને પાછી અપનાવવાનો ઇનકાર કરે. કુલિનતાના અભિમાનની આવી વિકૃત આવૃત્તિ જગતમાં બીજે ક્યાંય ભાગ્યે જ જોવા મળે!

મને આશા છે કે ગુજરાતની જનતા જનાર્દનને માટે આ પુસ્તક જેટલું મનરંજક તેટલું જ જ્ઞાનજનક સિદ્ધ થશે.

યોગેશ્વર શ્રીકૃષ્ણ — કરસનદાસ માણેક

---

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक के)

### उपन्यास

| | | |
|---|---|---|
| खंजन नयन | अमृतलाल नागर | 36–00 |
| तट के बन्धन | विष्णु प्रभाकर | 25–00 |
| अछूत | मुल्कराज आनन्द | 25–00 |
| हुजूर दरबार | गोविन्द मिश्र | 38–00 |
| अंधेरे से परे | सुरेन्द्र वर्मा | 24–00 |
| एक और लैला | हिमांशु श्रीवास्तव | 25–00 |
| अभिशाप | डा. 'आरिगपूडि' | 35–00 |
| त्रिमूर्ति | र. श. केलकर | 12–00 |
| महापात्र | विश्वेश्वर | 16–50 |
| रत्ती | बाला शर्मा | 12–00 |
| समाधान | रमाकान्त | 18–00 |
| प्रीति | मुसाफिर | 25–00 |

### कहानी

| | | |
|---|---|---|
| ग्राम्य जीवन की श्रेष्ठ कहानियाँ | सं. मधुकर सिंह | 50–00 |
| घर | श्रीकान्त वर्मा | 20–00 |
| तीसरी हथेली | राजी सेठ | 16–00 |
| रोवित् शौ पुष्प की चुनी हुई कहानियाँ | सं. रेणु | 16–00 |
| पाल वाली नाव | ओमप्रकाश मेहरा | 14–00 |
| ग्यारह पत्ते | मस्तराम कपूर | 15–00 |

### कविता

| | | |
|---|---|---|
| घबराए हुए शब्द | लीलाधर जगूडी | 18–00 |
| कंकाल राग | ओम् प्रभाकर | 20–00 |
| महाप्रस्थान | खिस्तो बोतेव | 25–00 |

### व्यंग्य

| | | |
|---|---|---|
| निठल्ले की डायरी | हरिशंकर परसाई | 15–00 |
| अफवाह | बरसानेलाल चतुर्वेदी | 18–00 |
| गुजराती की श्रेष्ठ व्यंग्य कथाएें | सं. आबिद सुरती | 20–00 |

### विविध

| | | |
|---|---|---|
| धुप्पल | भगवतीचरण वर्मा | 18–00 |
| एक हाथ मेंहदी | अमृता प्रीतम | 16–00 |
| इच्छाशक्ति कैसे बढाएें? | जौन केनेडी | 10–00 |

| | | |
|---|---|---|
| गर्दिश के दिन | सं. मधुकरसिंह | 20-00 |
| रेडियो की महफिल | सुशीलकुमार चौबे | 15-00 |
| जनम जनम के फेरे | रामनारायण उपाध्याय | 25-00 |
| डॉ. बाबा साहब आंबेडकर | धन जयकीर | 12-00 |
| पुनीत ध्वनि | स. अनन्तरामशास्त्री | 35-00 |
| यादों के झरोखे | सुरेशसिंह | 40-00 |
| कौन तू फुलवा बीननि हारी | विद्यानिवास मिश्र | 22-50 |
| प्रेमचन्द स्मृति धरोहर | सं. शंकर दयालसिंह | 10-00 |
| कामता प्रसादसिंह 'काम' स्मृति धरोहर | सं. डॉ. लक्ष्मणप्रसाद सिन्हा | 20-00 |

बाल साहित्य

| | | |
|---|---|---|
| तालस्तोय के बालनाटक सुबह के सूरज | अनु. हिमांशु जोशी | 6-00 |
| पक्षी और समुद्र | राजेश शर्मा | 4-00 |
| ब्रह्माण्ड | विशाल | 6-00 |
| हमारे घर | अरुणकुमार | 5-00 |
| फक्कड़ कबीर | ललित शुक्ल | 6-00 |
| पशुधन | सुरेन्द्रकुमार | 6-00 |
| राष्ट्रीय ध्वज तथा राष्ट्रीयमान | संदीप | 5-00 |
| श्रेष्ठ बाल कहानियाँ | हरिकृष्ण तैलंग | 7-00 |
| आवला राजा | मदनमोहन श्रीवास्तव | 6-00 |
| कीट-पतंगे | रीमा पराशर | 6-00 |
| बाल गीत | सत्यनारायण भरद्वाज | 6-00 |
| सरीसृप | राजकुमार | 5-00 |
| जलचर | धर्मपालसिंह शर्मा | 6-00 |
| कुआरी धरती | कमल शुक्ल | 3-00 |
| चितौड़ का चन्देला | ,, | 3-50 |
| जोधपुर की रानी | ,, | 3-00 |
| अनोखा दान | ,, | 3-50 |
| पराया खून | ,, | 3-00 |
| धरती का सितारा | ,, | 3-00 |

ग्रन्थावली

| | | |
|---|---|---|
| मुक्तिबोध रचनावली भाग १ से ६ | स. नेमिचन्द्र जैन | 360-00 |

प्राप्तिस्थान

आर. आर. शेठ एण्ड कम्पनी बम्बई 400 002 • अहमदाबाद 380 001


઼઼૭૬ગાર-૩૬ | ૪-'૮૧

# આર. આર. શેઠનાં તદ્દન નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| વાસંતી | ઈશ્વર પેટલીકર | ૨૫–૦૦ |
| લોહીનો બદલાતો રંગ | વિઠ્ઠલ પંડ્યા | ૨૫–૦૦ |
| પંચપુરાણ | રઘુવીર ચૌધરી | ૨૪–૦૦ |
| મોહનિશા | પિનાકિન્ દવે | ૨૦–૦૦ |
| સોનેરી સ્વપ્નાં | વિ. સ. ખાંડેકર | ૧૮–૭૫ |
| ગાંઠ છૂટ્યાની વેળા | વર્ષા અડાલજા | ૨૫–૦૦ |
| ધીરા સો ગંભીર | સારંગ બારોટ | ૨૭–૫૦ |
| પ્રિય રમ્ય વિભાવરી | શિવકુમાર જોષી | ૧૫–૦૦ |
| દામ્પત્યભાવના | પૂ. શ્રીમોટા સાથે પ્રશ્નોત્તરી | ૨૦–૦૦ |
| લાંબી સફર, ટૂંકી જિંદગી | વિઠ્ઠલ પંડ્યા | ૨૩–૦૦ |
| રચના અને સંરચના | ડૉ. હરિવલ્લભ ભાયાણી | ૧૫–૦૦ |
| દર્શકના દેશમાં | રઘુવીર ચૌધરી | ૪૦–૦૦ |
| રમણીયતાનો વાગ્વિકલ્પ | સિતાંશુ યશશ્ચંદ્ર | ૧૫–૦૦ |
| શરદ સમીક્ષા | રામનારાયણ વિ. પાઠક | ૧૪–૦૦ |
| કંડક્ટર | રઘુવીર ચૌધરી | ૨૪–૦૦ |
| થેંક્યુ મિસ્ટર ગ્લાડ | અનિલ બર્વે | ૧૦–૫૦ |
| વિસ્મયનું પરોઢ | ગુણવંત શાહ | ૧૦–૦૦ |
| ગંગા વહે છે આપની | શિવકુમાર જોષી | ૨૨–૫૦ |
| રજકણ સૂરજ થવાને શમણે | ગુણવંત શાહ | ૨૪–૦૦ |

આપના ગ્રંથાલયને સમૃદ્ધ અને અદ્યતન બનાવવા જરૂર વસાવો

## આર. આર. શેઠની કંપની

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ : ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

# ઉહાપોહ

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪ અંક : ૯




૧૯૮૦ના વર્ષનો જ્ઞાનપીઠ એવોર્ડ મેળવતા
મલયાલમ નવલકથાકાર શ્રી પોટ્ટેક્કટ

ફુલછાબ

સંપાદક :
મનહર મોદી

વર્ષ : ૪
૧૫ જૂન '૮૧ : અંક ૯
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૭૦૦૦

આર. આર. શેઠની કંપની વતી ભગતભાઈ ભુરાલાલ શેઠે અન્નપૂર્ણા પ્રિન્ટિંગ પ્રેસ ૫, ગજ્જર એસ્ટેટ, સૈજપુર, અમદાવાદમાં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.

## આપણી વાત

મલયાલમના જાણીતા નવલકથાકાર તથા પ્રવાસવર્ણનકાર સાક્ષર શ્રી એસ. કે. પોટ્ટકટ્ટને ૧૯૮૦ના વર્ષનો ભારતીય જ્ઞાનપીઠ સાહિત્ય એવોર્ડ જાહેર થયો.

શ્રી પોટ્ટકટ્ટ તેમની નવલકથા 'ઓરૂ દેસાત્તીન્તે કથા' ( એક પ્રાંતની કહાણી ) માટે રૂા. ૧ લાખનો આ એવોર્ડ મેળવે છે.

શ્રી પોટ્ટકટ્ટ ૬૮ વર્ષની વયના સતત પ્રવાસી લેખક છે. પ્રતિભાશાળી લેખકોના સૌથી મોટા સમાજ કેરાલા સાહિત્ય પ્રવર્તક સહકારણ સંઘમના પ્રમુખ તરીકેની કામગીરી બજાવી છે.

મલયાલમ-સાહિત્યમાં વિશિષ્ટ પ્રતિભા તરીકે જાણીતા શ્રી પોટ્ટકટ્ટે ભારત, આફ્રિકા, યુરોપ અને અગ્નિ એશિયાનો પ્રવાસ કરી દેશ અને દુનિયાને પોતાની નજરે જોયા છે.

મનહર મોદી

## આ અંકમાં

## ગુફાવાસ્ય ઉપનિષદ

ઇન્દુ પુવાર

[લાંબા કાવ્યનો એક ખંડ માત્ર]

એક વખત એક વખત એક વખત
હું બેઠો હતો નદીના કિનારે
નદીના ધસમસતા પ્રવાહમાં
એક મોતી એક મોતી એક મોતી
તણાતું ગોથાં ખાતું ખખડતું આવતું આવતું જણાતું
મારામાં એક એક એક
વીજળીનો ગોળો સળગતો સળગતો સળગતો
એક વખત એક વખત એક વખત.

સાચે સાચું કહું;
કેટલાક દિવસોથી મને એમ થાય છે કે
મારું આમ હાલતાં ચાલતાં વીજળીનો ગોળો થવું
કે પછી મારું હાલતી ચાલતી જૂઈની વેલ થવું
અથવા આકાશના નામે સિંહસ્થ સૂર્યનો ગોળો થવુ
મારે મારામાં જ મારો આખો ઇતિહાસ ઊથલપાથલ થતો જોવો
મારે મારી જાતે જ મારો માયાવી મહેલ રચવો
પછી એનો એકેએક ખંડ તપાસવો
પાયાથી માંડી ટીવી બુસ્ટર સુધીના રસ્તે ઘૂમી વળી
પ્રોસેસની એકેએક ઈંટ જુદી તારવવી....

મને ખબર છે નેત્રાસુર
તેં મીણની પૂતળીની રચના કરવામાં
માયાવી મહેલ રચ્યો ને પછી માયાવી માણસો
તારું તાટસ્થ્ય કોઈને પણ આકર્ષે એવું છે.
રચેલી મીણની પૂતળીનું મસ્તક કાપી માયાવી મહેલમાં લટકાવવું
એના ટપકતા લોહીમાંથી મોતી સર્જવા ને માયાવી માણસોને

મીણની લાલ લીલી જામલી માંખોમાં પરિવર્તન કરી
થાંભલે થાંભલે ચોંટાડી દેવાં
પોતાની ખિલ્લી આંખોથી નગરને શ્વાસમાં ભરી
વીજળીના થાંભલામાં ગોળો થઈ સ્વયમ્ પ્રકાશ્યા કરવું....

હું સ્વયમ્ જાતે જ મારા પાયામાં હરણની ફાળને દાટું છું
મારે જાતે જ મીણની પૂતળીનાં સત્રો સાથે ચોપાટ ખેલી લેવી છે
દરિયાના નામે હાલકડોલક નાવને ક્યાં સુધી ગાળો ભાંડવી મારે?
હું પૃથુ છું પૃથ્વી મારું સામ્રાજ્ય છે

મીણની પૂતળી! તારામાં સર્જાયેલી ઊંચીનીચી ટેકરીઓમાં
છૂપાછૂપીની રમતમાં મારું આ ઓગળવું
તારામાં વહેતી નદીમાં મારું મોતી થઈ આમ ખખડવું
ફૂલોના વનમાં ઊંધા સૂર્યના સિંહસ્થ ગોળાના ઊંધા
પ્રકાશમાં પ્રકાશનું વૃક્ષ થવું

મારી ઇચ્છાને મીણની પાંખો લાગેલી છે,
ફિલ્મ ટેકનોલોજી આટલે સુધી ખેંચી લાવશે મને, ખબર ન હતી
મને હંમેશા શોટને રીવાઈવ કરવાનો લગભગ અભ્યાસ થઈ ગયો છે.
કેમેરાની લેન્સીટીવીટીમાં મારું બી રોપાઈ ગયું છે.

નેત્રાસુર, નેત્રાસુર! માયાવી મહેલમાં માયાવી દર્પણોમાં માયાવી પ્રતિબિંબો
મીણની પૂતળીના અણુએ અણુનું વિસ્ફોટિત થવું
મીણની લાલ-લીલી જામલી માંખોનું ઊડતા થવું

મને મારો લીલો રંગ પાછો આપી દે માયાવી!
શૃંગારનાં સાત પગથિયાં પછી તારે ચઢવાં હોય તો ચઢ મને વાંધો નથી
તને એટલી ખબર તો હોવી જોઈએ કે ધડાકાને ઢાંકણ સાથે
હોઈ હોઈને કયો સંબંધ હોઈ શકે?

જાળ ગૂંથાતી જાય ગૂંથાતી જાય જાય જાય જાય
કબૂતરોનું એક ટોળું જાય જાય જાય જાય
એક ધડાકો એક ધડાકો થાય થાય થાય થાય
આ તો રણને કુંડાળાં કરવાની ટેવ પડી ગઈ છે એટલે

બાકી આસોપાલવના પાને પાને મીણની પૂતળી લીલુંછમ હસતી
અમે દસ કબૂતરની માયા રે
અમે ડોકે દઈએ તાળાં રે જેવું ફરફરતી હરણને ઓળખ્યા કરે છે.
મીણની પૂતળી! તારી શાહી સવારીનાં બે પીછાંમાં
એક પીંછું મારું ય રાખજે
હું માયાવી માણસનો ભાગ ખરો જ ખરો.
પણ અત્યારે સૂર્યના સિંહસ્થ ગોળા પર મારો હાથ છે.
નેત્રાસુર! તેથી મને તારી માયાવી નગરીમાં, માયાવી મહેલમાં
ને માયાવી માણસોમાં રસ પડયા છે

સળગતા વીજળી ગોળામાં હું માયાન્મુખ થઈ
સિંહસ્થ થતો થતો મારી કૂચોકદમ નિહાળું છું
સલામી ઝીલું છું
બ્યૂગલોના નાદ સાથે અણુધડાકાની આજ્ઞા આપું છું
ધડાકાની સાથે મીણની પૂતળીનું અદૃશ્ય થવું
નેત્રાસુરનું અંધ થવું
મારું છૂટાછવાયાં ખીમાં રોપાવું

એ ઘટનાની સાક્ષી સાથે આજે મોતી પરોવ્યા કરું છું
મોતી પરોવ્યાં કરું છું
મોતી પરોવ્યા કરું છું

નદી છે તો મોતી છે મોતી છે તો માયા છે માયા છે તો ગોળો છે ગોળાની રુએ વીજળી છે એને અકસ્માત ગણી, નદીને વ્હેતી રાખવી હોય તો મીણની પૂતળીના મસ્તકમાંથી ટપકતું લોહી ટપકવાની રાહ જોઈને ઊભું છે ટપકવાની રાહ જોઈને ઊભું છે ટપકવાની રાહ જોઈને ઊભું છે....



## આભનો દાણો

ઈન્દુ ગોસ્વામી

ઝાકળઘેલા સૂરજનું
જે થવું હોય તે થાય
કોતક સરસી કુંજડીઓને
ભોંય ભાવે ત્યાં જાય :
મેં તો શિયાળુ શેઢેથી
સપનું જોવાનું
માંડી વાળ્યું છે
ક્યારીમાં
હવે કંકુ નહીં
ધુમાડો ઊભરાય છે ધુમાડો
પડખામાં કોઈ પીલુડી નહીં
દીઠા ડુંગર બળે છે
છાંટો વાવો ને
છોળ ઊડે એ પવન ગયો
    એ પાતાળ ગયાં
    એ પડકારા ગયા
અહીં તો ઢફ્ફ દઈને ભાંગી જાય
એનું નામ ઢેકું
પણ માંહ્યલો મકરાણી
તો કે એય માટીપગો
આમ

અધિકમાં ઊભું રહેવા
મારે કયો પીપળો પૂજવો

થઈ થઈને એ પાંદડે થવા
છેવટ
ઘરનું ઘર ઓરે મૂક્યું
    કોરે મૂક્યું
    ઊડતે સિક્કે નેવે મૂક્યું

પણ ચણ ચણ બગલી
તું ન થઈ ચોરો
ન થઈ ચૌટું
ઊલટું
આભનો દાણો ચાંપવા જતાં
અંગૂઠોય ગયો

આજકાલ આજકાલ આજકાલ
નથી સૂઝતો ઢાળ ન ઉલાળ
મારું ગાડું ગબડશે તો
કયા કૂવામાં ગબડશે

કહે છે :
કૂવાનું સાચ તો
કાચબો ક્યારનો હારી ગયો.

## વાર્તા

# એક હતો રાજા

✺ ચંપૂ વ્યાસ

શ્રેયાની આંખ આગળ ત્રણ ડઝન તાકા ઊકલી-ઊથલી પડ્યા હતા. એક ડઝન તો ડાર્ક શેડના છે. એકેયમાંથી કાપડ લેવાય નહિ. ડાર્ક શેડનું સ્યૂટ પહેરી હર્ષ ગંભીર બની જાય છે. ઓલીવગ્રીન ઊભી પટ્ટી ના ચાલે. સ્યૂટ.. પણ એના મેચિંગની બે સાડી શ્રેયા પાસે છે. સફારી માટે બરાબર છે. છ સ્યૂટ સામટા સીવડાવી દેવા છે. ત્રણ સફારી અને ત્રણ ટાઈ સાથે પહેરાય એવા. લાઈટ શેડ કોઈ પણ ચાલે, એક ક્રીમ. બધા શેડ સાડીઓના મેચિંગ પ્રમાણે લેવાના. પાર્ટીમાં વટ પડી જાય. એમાં શું? ઉમ્મર કાંઈ થોડી વહી ગઈ છે? બે બાળકો... એ તો હર્ષની ઉતાવળ. બેડરૂમમાં લગભગ જંગલી વરુ જેવો બની જાય છે .. હર્ષ ચૂપચાપ એક કથ્થાઈ તાકાના છેડાને મસળ્યા કરે છે... શ્રેયા કથ્થાઈ તાકાને ખેંચી લે છે— આ કાથડિયાને ઝાલીને શું ઊભો રહ્યો છે હર્ષ? હવે હર્ષ બળપૂર્વક બોલે છે— આ કથ્થાઈનું એક સ્યૂટ સીવડાવવું છે. શ્રેયા અકળાઈ જાય છે— એની મેચિંગ સાડી તો છે નહિ મારી પાસે—

*　　*　　*

ત્રીજે દિવસે કથ્થાઈનું મેચિંગ ગોઠવાઈ ગયું. હર્ષની સેક્રેટરી પ્રેયા આવી હતી. કથ્થાઈ સાડી, કથ્થાઈ બ્લાઉઝ, કથ્થાઈ ચંપલ, કથ્થાઈ પર્સ. ખૂબ ચગતી હતી દરેક વાતમાં ચાવળી. હર્ષ સાથે પ્રેયાની વાતો ચગેલી હતી. પણ એ તો રૂપાળી સેક્રેટરી હોય એટલે બોસની વાતો ચગવાની. એવી વાતો વિષે શ્રેયા કદી વિચારતી નહિ. હર્ષ એનો જ.. પરણ્યાની પહેલી રાત જેવો જ છે નાઈટ-લેમ્પના પીળા પ્રકાશમાં વરુ બની જાય છે સાવ. એવી ખોટી ખોટી વાતો તરફ ધ્યાન અપાય જ નહિ. પણ આજે? પ્રેયાનું કથ્થાઈ મેચિંગ... અને ઇડિયટ જેવી પાછી પૂછતી હતી— પેલો કથ્થાઈ સ્યૂટ તૈયાર થઈને આવ્યો કે નહિ, મિસ્ટર હર્ષ? શ્રેયા મનોમન અકળાઈ ગઈ હતી. બોસ નહિ, સર નહિ અને મિસ્ટર હર્ષ.. મિસ્ટર ..સાલી આ સેક્રેટરી સાવ ચાલુ લાગે છે.

*　　*　　*

એ રાતે બેડરૂમની બત્તીઓ રાતીપીળી થઈ ગઈ. ચાર વર્ષનો મહિલ ઊંઘી ગયો કે તરત જ મુન્નાનું પારણું આયાના ખંડમાં મોકલાવી શ્રેયાએ બોલવા

માંડયું – કથ્થાઈ સ્યૂટનું રહસ્ય સમજાઈ ગયું મિસ્ટર હર્ષ... સાલું લોક વાત કરતું હતું એ હું માનતી નહોતી. પણ સાવ ઉધાર બાઈ છે તારી સેક્રેટરી. ફરી તેને આ ઘરમાં લાવશો નહિ મિસ્ટર... બોલતાં બોલતાં શ્રેયા રડી પડી હતી. હર્ષ તેને સમજાવતો હતો— ના શ્રેયા ના. તું ખોટું સમજી બેઠી છે. હવે મુંબઈમાં બોસ કે સર ભાગ્યે જ બોલાય છે. ઇટ્સ ટ્રેડિશનલ ન્યૂસન્સ. આમ પણ પ્રેયા તું માને છે એવી નથી. આપણે તેને સમજવી જોઈએ. તે તને હંમેશાં માનની નજરે જુએ છે. છોકરી, ઑફકોર્સ, સેસિન્સબલ છે એન્ડ શી ઇઝ સેન્સિટીવ ટુ. ખૂબ લાગણીવાળી છોકરી છે. ઊર્મિલ છે બિચારી...પ્રે...શ્રેયા... પીળા નાઇટલેમ્પનો પ્રકાશ બેડરૂમમાં વધી પડેલો લાગતો હતો. હલાકેક પછી ઊંઘતા હર્ષનાં નસકોરાં ધરાયેલા વરુનો ઘુરઘુરાટ કરતાં હતાં.

* * *

સમથિંગ એબનોર્મલ. એરકુલર બરાબર ચાલતું નથી કે પછી કોણ જાણે શું છે આ બધું? મદિલ અને મુન્નાને શ્રેયાએ પોતાની પાસે જ પોતાના બેડરૂમમાં સુવાડયા છે. આયાને આજની રાત ઘેર જવાની રજા આપી છે. આજની રાત તે તેના પતિ સાથે ચમન કરતી હશે. પણ પોતે? શ્રેયા સામે અનેક પ્રશ્નાર્થો ઊભા થાય છે. હર્ષની ટ્રેન બેંગલોર પહોંચી ગઈ હશે? શ્રેયા બેડરૂમાંથી બહાર નીકળી વરંડાની આરામખુરશીમાં બેઠી – સૂતી. આકાશમાં ધ્રુવનો તારો ક્યાં હશે? સાવ નજીકના ટાવરમાં બેના ડંકા બજ્યા. શ્રેયા ચોંકી ગઈ. દોઢ વાગ્યે હર્ષ અને પ્રેયા બેંગલોર પહોંચી ગયાં હશે. ગેસ્ટ હાઉસમાં હર્ષે પ્રેયાની ઓળખાણ સેક્રેટરી તરીકે આપી હશે કે... મિસ્ટર હર્ષ કહેતા હશે – મીટ માઇ વાઇફ મિસિસ હર્ષ... પ્રેયાએ ટાયલેટમાં જઈ નાઇટગાઉન ચઢાવી દીધો હશે અથવા નફફટ છે સાલી. બેંગલોર જતાં પહેલાં કહેતી હતી – શ્રેયાભાભી, તમારો ઑલીવગ્રીન સાડી પહેરવા આપશો? મિ. હર્ષ સાથે બેંગલોરની મીટિંગમાં જવું છે. એ સાડી પહેરું તો વટ્ટ પડી જાય...શ્રેયા ઊભી થઈને આંટા મારવા લાગી. દર વખતે હર્ષ બહારગામ જવાનો હોય તો સ્યૂટકેસ પોતે જ તૈયાર કરે છે. આ વખતે તો હર્ષ પણ ચીકણાઈ કરતો હતો— મારું ઑલીવગ્રીન સફારી મૂક્યું? બે જ સ્યૂટ મૂકજે. એક ઑલીવગ્રીન સફારી અને બીજું કથ્થાઈ... શ્રેયા વરંડાની ફરસ પર નીચે બેસી પડી હતી. તેની આંખ આકાશ તરફ હતી. ધ્રુવનો તારો...

* * *

પ્રેયા ખૂબ બગડી હતી – ખોટું ના લગાડીશ, હર્ષ, પણ આ શ્રેયા જ્યાં ને ત્યાં મારું અપમાન કરે છે એ મારાથી સહન થતું નથી. એવું વિચિત્ર બોલે છે કે...શ્રેયા તારી પત્ની કબૂલ પણ હું ય... પ્રેયા રડી પડી હતી. હું તે વળી કોણ છું તારી? હર્ષે પ્રેયાના ખભા પકડી લેતાં કહ્યું હતું – તું સર્વકાંઈ છે મારી. તું જ છે બધું...તું...જ ડૂસકાં શમ્યાં ત્યારે પ્રેયાએ માત્ર આટલું જ કહ્યું હતું – આ તો કેમ ચાલે?

* * *

ઘેર થોડો મોડો પહોંચ્યો ત્યારે શ્રેયાએ એ જ શબ્દો કહ્યા હતા – આ તો કેમ ચાલે? બોલો મિ. હર્ષ, જમીને જ આવ્યા છો કે? શું ચાલે છે આ બધું? હું બધું જ સમજું છું હર્ષ. બોલ કાલે તેં સોમવાર તોડ્યો હતો કે નહિ? હું બધું જ જાણું છું હર્ષ. મીટ ક્યુબ્સ વીથ સ્પેગેટી માટે તો વર્લ્ડ-શીરર ઝેનીથ રોડ્રીકસને ખાસ રોકવી પડેલી, ખરું ને? વધારામાં ફીશ કટલેટ્સ ઇન વ્હાઇટ સેન્સ અને સોમવાર...અને શ્રીમાન

હર્ષકુમાર કલ્યાણરાય મહેતા મીટિંગનાં જૂઠાં બહાનાં...પહેલાં તો હર્ષ ગભરાઈ ગયો હતો. પછી થોડી સ્વસ્થતા ધારણ કરી ગલ્લાંતલ્લાં કરતો હતો– તું આટલી બધી જાસૂસી કરે છે, શ્રેયા? શું હું તને જાસૂસી કરવા જેવો પતિ લાગું છું ખરો? વાત જાણે એમ હતી કે આમેય મારે બહાર ગામની મીટિંગોમાં જવું પડે છે ત્યારે નોનવેજ ખાવું પડે છે. એટલે પ્રેક્ટિસ કરી લેવી સારી. ત્યાં ક્ષોભ પણ થાય છે અને સૂગ પણ ચઢે છે–એટલે જ... એટલે જ...બધી વાત તારાથી છૂપી રાખેલી એનું બીજું કોઈ જ કારણ નથી. માત્ર તારી ધાર્મિક લાગણી દુભાય છે એનો ભય. બાકી તારાથી શું છુપાવવાનું છે કે તારે આટલી જાસૂસી કરવી પડે છે?

* * *

પ્રેયાની રજૂઆતનો આરંભ હર્ષને હલબલાવી ગયો. રજૂઆતના ઉત્તરાર્ધથી હર્ષ ખળભળી ઊઠયો. આરંભ આમ હતો–આવું અડધુંપડધું મળવાનું ને ડરતાં ડરતાં મળવાનું ક્યાં સુધી ચાલી શકશે? મારો તો મૂડ ખરાબ રહે છે આખો દિવસ ને આ...બ્બી રાત. ઓફિસના કામમાં મન લાગતું નથી. રિસેસ પછી હું તો ઘેર જઈશ. ઉત્તરાર્ધ આમ હતો–જ્વલિતને પણ મારી સાથે લઈ જાઉં છું. તેને અડધી રજા આપજો. કેમ મોઢું બદલાઈ ગયું, હર્ષ? પુરુષોની જાત જ ઈર્ષાખોર. શું કરું બોલ? આખો દિવસ વ્યાકુળતામાં પસાર થાય છે. સાંજ...સાવ એકલી. હું ને જ્વલિત ઘેર જઈને ચેસ રમીશું. આઈ વૉન્ટ ટુ કાલ ધ ટાઇમ. જ્વાલિત ચેસ ફાઇન રમે છે. પ્લીઝ...

* * *

શ્રેયાની સાડીનો છેડો કેડ ફરતે વીંટળાઈને ડાબી બાજુ ખોસાયેલો હતો. મદિલ અને મુન્નો જાગતા હતા છતાં એ લગભગ બરાડતી હતી– સાડા છને બદલે સાડા નવે ઘેર આવે છે, એમ છતાં કોળિયો હાથમાં કેમ રહી જાય છે જમતી વખતે? ચોખ્ખું જ કહી દે કે પ્રેયાને ઘેર જમીને આવ્યો છે. શું ખાધું? કશુંક તો નવું હશે જ મિ. હર્ષ માટે. નવું હોય તો જ તને મઝા પડે છે, ખરું કે? રોજ નવું જોઈએ બધું જ...હાથનો કોળિયો થાળીમાં મૂકી હર્ષ પણ બરાડી ઊઠયો– નાઆઆઆ...ના. મદિલ અને મુન્નો ચીસ સાંભળી રસોડામાં દોડી આવ્યા. એ વખતે હર્ષ દીવાલ સાથે માથું અફાળતો હતો. ચશ્માના કાચ તૂટીને વેરણછેરણ પડયા હતા. હર્ષના નાક આગળથી લોહી વહી રહ્યું હતું. કશું ના સમજાતા ગભરાયેલો મુન્નો પૂછતો હતો–પપ્પા, શું થયું પપ્પા...વારતા કહેશો પછી? હેં પપ્પા...મુન્નાને જોરથી થપ્પડ લગાવી શ્રેયા બરાડની હતી. તમારા પપ્પા તમારા માટે નવી વાર્તા બનાવી રહ્યા છે...નવી વાર્તા...હર્ષ સ્વસ્થ થવા પ્રયત્ન કરતો હતો–છ્ંય શું આમ શ્રેયા, છોકરાં આગળ...

* * *

મદિલે દફતર આયાને આપતાં જ સમાચારની ઝડી વરસાવી—મમ્મી, આજે છે ને તે પપ્પાને મેં અમારી સ્કૂલબસમાંથી જોયા હતા. ટ્રાફિક સિગ્નલ આગળ અમારી બસ ઊભી હતી, એની જોડે અડીને જ પપ્પાની કાર પણ ઊભી હતી અને છે ને તે મમ્મી, કારમાં છે ને તે પપ્પાની પાસે પ્રેયામાસી પણ બેઠાં હતાં–અડોને. મેં બૂમ પાડી પ...પ્પા... ને પ્રેયામાસી આપણાં સગાં નથી; હેં મમ્મી, પ્રેયા-માસીથી તારી જેમ પપ્પાની એકદમ નજીક ના બેસાય ને?... હેં મમ્મી...

* * *

ચશ્માની નવી ફ્રેમ–નવા કાચ. હર્ષ સરસ

લાગતો હતો. પ્રેયાના સનગ્લાસ પણ બદલાવી દીધા હતા. બંનેની ફ્રેમનું મેચિંગ સરખું હતું. ગ્લાસ પણ આછા ગુલાબી. પણ હર્ષનાં ચશ્માં નંબરનાં હતાં. એ ચશ્માં આંખ પર ચઢાવી પ્રેયા પૂછતી હતી—તારાં ચશ્માંમાંથી બધું નાનુંનાનું કેમ લાગે છે, હર્ષ? નાનું અને નાજુકમાં શો ફેર? કહે...જવાબમાં હર્ષે હસીને ઘંટડી વગાડી—ચોબેજી, બધા ગયા? જ્વલિત પણ... ઓકે ઓકે તમે નીચે શોફરને કહી દો કે એ પણ જાય. એમ કરો, તમે પણ કારમાં બેસી જજો ને ઘેર સંદેશો કહી દેજો કે સાહેબ એક અગત્યની મીટિંગમાં ગયા છે...હાં તો પ્રેયા, નાનું અને નાજુક ઘેટ...ઇઝ...નાનું અને ના...જુક...ઘેટ ઇઝ...નોટ ફેર હર્ષ, શ્રેયાનો અવાજ—ઓફિસમાં આવા ભવાડા કરે છે? ચેમ્બરના બારણાના ચોકઠામાં શ્રેયા સ્થિર અને હર્ષના બાહુઓમાં પ્રેયા...

* * *

બેડરૂમના પીળા નાઇટલેમ્પના અજવાળામાં શ્રેયા અટવાતી હતી. આ સ્વપ્ન છે કે સત્ય છે? વરુનો પંજો એના શરીર પર ફરતો હતો અને તે બેબસ બનતી જતી હતી. વરુનો પંજો—ક્યારેક કોમળ...ક્યારેક ભારેનો દબાવ. શરીરે ફરતા જતા વરુના પંજાની સમાંતરે એક અવાજ ફેલાતો જતો હતો, ક્યારેક કોમળ...ક્યારેક ભારેનો દબાવ. ફરતો પંજો ને ફેલાતો અવાજ—તેં મને ખૂબ સુખ આપ્યું છે, શ્રેયા. હું જે કાંઈ છું એ તારા વડે છું, આ જે કાંઈ છે એ તારા વડે છે, શ્રેયા. તારા માટે શી કમી રાખી છે, મેં? મારા માટે શી કમી રાખી છે, તેં? તેં જે સુખ આપ્યું છે એવું જ... એવું...એટલું જ સુખ મને પ્રેયા...પણ...પંજાનો ભારેનો દબાવ...ઉઇઇઇઇઇ...અવાજની ફેરફુદરડી—શ્રેયા તારી જેમ જ પ્રેયા પણ મારા સુખમાં વધારો કરે છે. પણ મારે તને ગુમાવવી નથી. તારા વગરની જિંદગી કલ્પી શકાતી નથી...પંજો કોમળ કોમળ... વરુનો પંજો કોમળ...ફરતો, સરકતો પંજો. સોનેરી રુંવાટીમાં ગુંથાતો—ગુંચવાતો પંજો...સિઇઇઇઇસ ...અવાજ—તું પ્રેયાને કબૂલ રાખ, શ્રેયા...મારું સુખ વધે એ તને ના ગમે?...ફરતા, સરકતા, ગુંથાતા, ગૂંચવાતા, દબાવ દેતા પંજાની સાથે સાથે અવાજનો તાલ અને એક બેબસી...પરવશતા ...એક સ્ત્રી જાગતી થતી જતી હતી. શરીરથી અને મનથી કે શરીરથી જાગતી થતી જતી હતી, માત્ર? ચોતરફ પરવશતા, કશુંક ગુમાવીને કશુંક પામી લેવાની ઝંખના...આ સ્વપ્ન હતું કે સત્ય? સત્ય ...સત્ય...સત્ય...શ્રેયા જાગી ગઈ હતી—કબૂલ છે, તું જે કહે તે કબૂલ છે.. હવે મોડું ના કરીશ હર્ષ... આવ...આવી જા...સાલો તૂટી પડે છે ભૂખ્યા વરુની જેમ...જાણે પરણ્યાની પહેલી રાત... કબૂલ છે...કબૂલ છે...પ્રેયા પણ...

* * *

સવારે હર્ષ જાગ્યો ત્યારે ઓલીવગ્રીન સફારી હેંગર પર લટકતું હતું. ચશ્માની નીચે એક ચિઠ્ઠી દાબેલી પડી હતી—હર્ષ, એક લાચાર અવસ્થામાં મેં તને ઘણું આપી દીધું છે, છતાંય તેં મને આજ સુધી જે આપ્યું છે એના જેટલું એ નથી જ, એમ તને લાગતું હશે. કશું સમજાતું નથી. એટલે થોડા દિવસ પપ્પા પાસે બોરીવલી રહેવા જાઉં છું. મદિલ અને મુન્નાને પણ સાથે લઈ જાઉં છું. મને લાગે છે કે હવે મારે જ તેમની કાળજી રાખવી પડશે. આયાનો પગાર ચૂકતે કરી રજા આપી દેજે. એને કહેજે—હવે છોકરાંને મમ્મી સાચવશે. તારા માટે ઓલીવગ્રીન સ્યૂટ કાઢી મૂકયો છે, એ પહેરીને ઓફિસે જજે. જમવાનું પ્રેયાને ત્યાં જ રાખજે. એને મારો સ

હવે ઓલીવગ્રીન સાડી પાછી આપવાની જરૂર નથી...ભલે પહેરે અને સુખી થાય...

* * *

થોડી વાર માટે હર્ષ સૂનમૂન બેસી રહ્યો. પછી નાહીધોઈ નવેક વાગ્યે પ્રેયાને ઘેર પહોંચ્યો. સ્વાગત થયું—ગુડ મોર્નિંગ બોસ...હાઉ ઇઝ ધેટ યુ આર હિયર ?...ઓહ ઓકે ડિયર, અહીં જમજે. પણ અહીં કાંઈ નોકરચાકર નથી. ચાલ કીચનમાં...

* * *

સાંજે હર્ષ પણ ગાડીમાંથી ઊતરી પ્રેયાના ફ્લૅટનાં પગથિયાં ચઢવા લાગ્યો. પ્રેયા કાંઈ બોલી નહિ. ફ્લૅટનું બારણું ખોલી બંને અંદર દાખલ થયાં. બધું ભારેભારે લાગતું હતું. બારણું વાસી હર્ષે પ્રેયાના ખભે તેનો પંજો મૂક્યો...કોમળ... પંજો...ભારેનો દબાવ...વળી કોમળ... પ્રેયાનો અવાજ બારણાની બહાર નીકળી જતો હતો—તું અહીં રહેવાનો છે રાત આખી ? શ્રેયાને તેં કહી દીધી આપણી વાત ? ઓહ નો...શું કહ્યું ? તેણે મને કબૂલ રાખી ? નૉટ પૉસિબલ, મેન, ઇટ ઇઝ નૉટ પૉસિબલ...નો હર્ષ...પ્લીઝ ડોન્ટ ટચ મી... આઇ ઍગ્રીડ...શ્રેયા ઇઝ કાઇન્ડ ઇનફ...બટ...બટ...ઇટ ઇઝ બિયોન્ડ માય કૅપેસિટી ટુ બેર હર કાઇન્ડનેસ...ઇવન અધરવાઇઝ...પ્લીઝ હર્ષ, આજની રાત મને એકલી છોડી દે...નજીક ના આવીશ હર્ષ. બેબસ બની જવાય છે...આજે તો નહિ જ...

* * *

પપ્પાને નીચે કારમાંથી ઊતરતાં જોઈને મદિલ અને મુન્નો ગૅલેરીમાં નાચી રહ્યા—દાદાજી, દાદાજી પપ્પા આવ્યા...અવાજો અને ક્રિયાઓની સેળભેળ ચાલી. લાગણી વગરની વાતચીતો અને લાગણી વગરની ક્રિયાઓ. હર્ષ બે દાદરા એકશ્વાસે ચઢી ગયો અને ડોરબેલ વગાડે એ પહેલાં બારણું ઊઘડી ગયું હતું. શ્રેયાએ જ ઉઘાડેલું. કેમ કેમ ? અર્થ વગરનો પ્રશ્ન. શું થયું ? પાણીનો એક ગ્લાસ. સમજી સમજી, બોરીવલીના થિયેટરમાં સિનેમાનું ગોઠવ્યું હશે. છેલ્લા શોમાં ? જવાબમાં ફિક્કું હાસ્ય અને ના... જમીને આવ્યો પ્રેયાને ઘેર ? ફરી ફિક્કું હાસ્ય...હા...વળી જુદો અવાજ—તબિયત સારી થતાં સુધી શ્રેયા ભલે મારી પાસે રહે. તમે નભાવી લેજો, હર્ષકુમાર...વળી ફિક્કું હાસ્ય અને હા...અને કેવળ ક્રિયાઓ. ધડ ...એક...અને ધડ...બે ગાદલાં ખડકાઈ ગયાં સસરાની બાજુના દીવાન પર. એક ઓશીકું માથા પાસે, બીજું હાથ પાસે મૂકવા ડાબી તરફ—રોજની ટેવ પ્રમાણે. જગમાં પાણી, થર્મૉફ્લાસ્કમાં થોડા બરફના ટુકડા. લાઇફ, ટાઇમ, જુદાં જુદાં ડાઇજેસ્ટના થોડા જૂના અંકો. ટેબલલૅમ્પની સ્વીચ ઑન. પંખો ત્રણના સ્પીડ પર. દૂધનો છલોછલ ગ્લાસ અને ગુડનાઇટનો આછો અવાજ. ધડાક બારણું બંધ અને ક્રચ...કર્રર્રર્ર ફરી ખૂલતું બારણું. સાથે જ એક ભોળો અવાજ—પપ્પા, વારતા કહેશો—

* * *

—એક હતો રાજા. તેને બે રાણીઓ...મદિલ ઊભો થઈ ગયો ને પગ પછાડવા લાગ્યો—આ તો જૂની વારતા છે. મને ખબર છે. એક રાણી માનીતી અને બીજી અણમાનીતી. એ જ ને ? હર્ષના ખોળામાં બેઠેલો મુન્નો પણ અકળાઈને ઊભો થઈ ગયો—નવી વારતા કહો, પપ્પા. હર્ષે બંનેને સમજાવીને બેસાડ્યા. થોડી વાર વિચાર કરી હર્ષે બોલવા માંડ્યું—એક હતો રાજા. તેને બે રાણી અને વાર્તા નવી છે બેટા...આ વાર્તામાં બંને રાણી માનીતી છે...બંને માનીતી છે...રાજાના રાજ્યમાં બધી વાતનું સુખ. બધી જ વાતનું સુખ...

...પણ તેના રાજ્યમાં ના મળે એક સંવેદન...મોટો અભાવ સંવેદનનો...મુન્નો ઝોકે ચઢ્યો હતો. પણ મદિલ ટટાર હતો તે વધુ ટટાર થઈ બોલ્યો—શું ના મળે પપ્પા ? શાનો અભાવ ? અંદરથી શ્રેયાનો અવાજ આવ્યો—મ...દિલ, પપ્પા થાકી ગયા છે. તેમને ઊંઘવા દો...ચાલો...સૂઈ જાવ તમે બંને અહીં આવીને...પણ મદિલ જક છોડતો નહોતો—એક વાર કહી દો પપ્પા, સંવેદન એટલે શું ? સંવેદનનો અભાવ એટલે...

*

# આવવું

✳ મુકુલ ચોકસી

હા.

આજે નિહારિકા આવવાની હતી. તેના કહેવા પ્રમાણે મળવા. તેણે ફોન મૂકયો ત્યાર પછીના મારા પ્રથમ શ્વાસમાં ઉદાસીની એક રક્તિમ ઝાંય કેવું ધુમ્મસિયું ઘૂંટાઈ આવી હતી ? તે મળવા માટે તો નહોતી જ આવી રહી હતી—ખાતરીથી.

મળવું જ હોત તો તે દિવસે થિયેટરમાં અનાયાસે મળી જવાયું ત્યારે તેની આંખો આમ ઝૂકીને પ્રયત્નપૂર્વક બીજી દિશામાં વળી જવાને બદલે સંકોચાયેલું...પરિચાયેલું...હસી પડી હોત. મળવું જ હોત તો જ્યારે અમારા રસ્તાઓ એક ન હોવા છતાં ઘણીવાર એક બની જતાં ત્યારે પણ...તે બાજુમાંથી એકધારા પસાર થતાં વાહનોથી મને અલગ તારવી શકી હોત. મળવું જ હોત તો અમારી વચ્ચે કોમન હોય એવાં ફ્રેન્ડઝ પણ હતાં. મળવું જ હોત તો તેના વિવાહ થયા તે દિવસથી તે આજ દિન સુધી આ જ આકાશ નીચે તે પણ હતી અને આ જ આકાશ નીચે હું પણ—

ફોન પર તે સહેજ વેદનામય હોય એવું મને લાગ્યું. પછી તો ખુદા જાણે. બાકી એ સહેજ વેદનામય હોય એવું મને લાગ્યું'—કદાચ તેને હંમેશ વેદનામય સ્થિતિમાં જ કલ્પવાની આદતનું પરિણામ હોઈ શકે.

ખેર, ઘણા વખતે મળીશું. ઘણા વખતે મળીએ ત્યારે અજંપ રાત્રિઓનો અહેવાલ આપવાનો હોતો નથી. ઘણા વખતે મળીએ ત્યારે એકબીજાને માટે, એકબીજાને નામે, એકબીજાને કે પછી કોઈ ત્રીજા ચોથાને લીધે વહાવેલાં આંસુઓનો હિસાબ આપવાનો હોતો નથી.

ઘણા વખતે મળીએ ત્યારે તો બસ, ઘણા વખતે મળ્યા, નહિ ? એવું આશ્ચર્ય વ્યક્ત કરીને હસી પડવાનું હોય છે...અને જરા વધુ સમય માટે મળ્યા હોઈએ તો, "જો ને આજકાલ મળવાની ફુરસદ જ કયાં મળે છે ?"...એવું કહીને ચા કે કોફી કે શરબતમાંથી એક નક્કી કરવાનું હોય છે.

તેણે સાત વાગ્યાનો ટાઈમ આપ્યો છે, નહિ ? હજુ પણ તે ટાઈમ કેટલા ઉમળકાથી આપી શકે છે! બિલકુલ પ્રેમમાં અપાય એ રીતે જ—પહેલાંની જેમ જ.

મને થયું, ચાલો...ઘણા વખતે રાહ જોવાનો અવસર કે પછી બહાનું મળ્યું. બાકી, આ ખાસ્સાં ઊંચાં થઈ ગયેલાં આસોપાલવોને, તે ગઈ ત્યાર પછી આટલા નજીકથી અને આટલા લાંબા સમય સુધી નીરખ્યા કરવાનું મને ગમ્યું જ નથી.

અત્યારે બાલ્કનીમાં શરીરને બેસાડી બહાર પ્રતીક્ષા કરતો કરતો...નજરના વેશમાં ભટકી રહ્યો છું. થોડીવાર આમતેમ ભટકયા પછી ઘડિયાળમાં જોઉં છું પોણા સાત થયા...વાર છે...એમ કહીને ફરી બાલ્કનીમાં ઊભા રાખેલા શરીરમાં સમાઈ જઈ

આંખો મીંચીને ઊભો રહું છું. થોડી વાર આમ જ—વીતવા દઉં છું....

આ કોણ વિલંબિત લયે, પ્રત્યક્ષ, સાક્ષાત્, મારી તરફ મારી સમક્ષ વહ્યો આવતું હતું...દૂરથી! નિહારિકા જ. સમયસર. અરે, હજુ તો સાતમાં પૂરી પાંચ મિનિટ બાકી છે.

"હલો નિર્મમ,—કેમ છે?" તેનો અવાજ આંસુથી ખરડાયેલો લાગતો હતો. "જોઈ શકે છે" —હું એના અવાજને વધુ તરડાયેલો બનાવવા માંગતો હતો.

"ઓહ, નિર્મમ! તું પણ મને આવું કહે છે! કંઈ નહીં...કહી નાખ. તને અધિકાર છે કંઈ પણ કહેવાનો. હું તારી માફી માંગવા જ આવી છું...અને જો તું મને સ્વીકારી શકે તો—"... "...જાણીબૂઝીને અને સમજી વિચારીને કરેલી ભૂલોની માફી માગવાની હોતી નથી" હું તેના અવાજમાં તિરાડોને બદલે ગાબડાં જોવા માંગતો હતો.

"...Please નિર્મમ,મને સમજવાની કોશિષ કર. હું કબૂલ કરું છું કે મે ત્યારે તને સમજવામાં ભૂલ કરેલી. અને તેથી જ હું આજે પશ્ચાત્તાપના તાપમાં શીંજાઈ રહી છું...હું ઇચ્છું કે આજે તું મને સમજવામાં થાપ ન ખાઈ જાય—નહિ તો પાછલી જિંદગીમાં તારે પણ મારી જેમ પશ્ચાત્તાપના તાપમાં ..."

"બસ, બસ 'રિકા આવું બધું આજની તારીખે તને શોભતું નથી...ખાસ કરીને જ્યારે તું કોઈક-ની સ્ત્રી છે. તું કહેવા શું માગે છે?"

"નિર્મમ,...મારા વિવાહ તૂટી ગયા છે. મેં જ તોડી નાખ્યા છે. તારે માટે. હું હજુય તને ઝંખું છું. અત્યારે તારી સાથે આંખ મેળવવાની મારામાં હિંમત નથી નિર્મમ...પરંતુ, મને ખાતરી છે કે હવે હું પ્રાયશ્ચિત્ત કરી રહી છું. તારે મને મદદ કરવાની છે. તારે મને ઉગારવાની છે. તું મને કાલે આપણાં ગાર્ડનમાં મળશે? આપણાં નામ કોતરાયેલા છે તે વૃક્ષ નીચે?

નિહારિકા ગઈ.

છાતીના પ્રલંબ મહાસાગરમાં વાંસ વાંસ ઊછળતાં મોજાંઓ વચ્ચે ધબકારાના નાના નાના અસંખ્ય તરાપાઓને નિરાધાર છોડીને...કાલને માટે

નિહારિકા ગઈ.

મારે માટે જે કંઈ જ મહત્ત્વની નહોતી તેવી બધી જ આવતી કાલોને આકાશમાં ન સમાય એટલા સૂર્યો વડે અજવાળવાની ખાતરી આપીને.

અટારીમાં ઊભા ઊભા હું પડી જાઉં તે પહેલાં મેં આંખ ખોલી નાખી. બરાબર સાત થયા હતા.

નિહારિકા આવી પહોંચી. દેખાતી'તી પહેલાના જેવી જ...બાકી બહુ બદલાઈ ગઈ હતી.

તે હાંફતી હતી. ઊભા ઊભા જ આટલું બોલી ગઈ ઝડપથી.

"જો નિર્મમ, હું જરા ઉતાવળમાં છું. આ પંદરમી તારીખે તારે આવવાનું છે...ભૂલ્યા વગર. નિહિત અને દુષ્યન્તને પણ લેતા આવવાના છે. લે આ કંકોતરી...મારાં લગ્ન છે. "Ok Good Bye"

મેં ઘડિયાળમાં જોયું. સાત ને પાંચ થઈ હતી.

હા, આજે નિહારિકા આવી હતી.



# ખોવાયેલો ભગવાન

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

બલિમોરામાં કૉલેજ-કૅન્ટિનમાં ઉનાળાની એક સવારે થોડા મિત્રો સાથે વાત કરતો હું બેઠો હતો ત્યાં ટેબલની નીચે કંઈક સળવળાટ થયો ને મારો બૂટ કોઈ હલાવતું હોય એવું લાગ્યું. વાંકો વળીને જોઉં તો નવ-દસ વર્ષનો એક છોકરો હાથમાં બૂટપૉલિશનો બ્રશ લઈને બૂટ સાફ કરતો હતો!

'શું કરે છે?'

'શાયેબ બુરાશ મારતો છું.'

'તને કોણે કહ્યું બુરાશ મારવાનું?'

જાણે કંઈક ગુનો થઈ ગયો હોય એવો ભાવ એના મોં પર આવી ગયો ને એ કાંઈ પણ બોલ્યા વિના ટેબલ નીચેથી નીકળીને ઊભો રહ્યો. હસી પડતું મોં પરાણે ગંભીર રાખવા એ પ્રયત્ન કરતો હતો એ હું જોઈ શક્યો. એના ચહેરાની નિર્દોષતા ગમી જાય એવી હતી.

'ચા પીશે?'

'પિવડાવવી હોય તો પીવા.'

'તારું નામ?'

'ભગલો.'

'ક્યાં રહે છે.'

'બંદરે.'

ચા પીધા પછી ફરીવાર 'બુરાશ' મારીને એ 'જાઉં, શાયેબ' કહેતો દોડયો. સિસોટી વગાડતો છૂટયો હતો, ફૂતરું વછૂટે એમ. ખભે બૂટપૉલિશના ડાઘાવાળી મેલી થેલી, એમાં થોડી ડબ્બીઓ ને 'બુરાશ.' થોડે દૂર બસ ઊભી રહેલી એમાં કંડકટર સાથે કંઈક વાત કરીને એ ચડી ગયો.

બપોરે કૉલેજથી ઘેર જવા હું નીકળ્યો ત્યારે રસ્તા પર ચીખલી તરફથી આવતી બસમાં એ પાછો ફર્યો હતો અને ચાલુ બસમાંથી 'આવજો શાયેબ'ની હસતો હસતો બૂમો મારતો હતો।

પછી થોડા દિવસો સુધી એ દેખાયો નહીં. એક વેળા મારી ચેમ્બરમાં હું લખતો બેઠો હતો ને એ આવ્યો:

'સલામ શાયેબ'

'ક્યાં હતો તું?'

'મુંબઈ ગયેલો ઉતો.'

'કેમ?'

'કમાવા.'

'કેટલું કમાયો?'

'પંદર રૂપિયા.'

'ક્યાં ખરચ્યા?'

'માને આઈપા.'

એને નવી મા હતી. બાપ ત્રીજી વાર પરણેલો. ભગુ બીજીનો. ભગુને એની નવી મા સવાર થતાં જ ઘરની બહાર ધકેલે. રાતે પાછો આવે ત્યારે

મૂકેલું. મોં પર શીળીનાં ચાઠાં. વાન શ્યામ.

'આ કોણ?'

'થાડી ફીઠી.'

'ક્યારે?'

'પાચ દિ થિયા.'

'ક્યાં રહો છો બંને જણા?'

'આના બાપને ઝૂંપડે.'

'માણસ સારો હશે.'

'મઈને ચાલી રૂપિયા આપયે છુ.'

'ધંધો?'

'અંઈ ટેશનની શાભે જ જગા મલી. દુકાન શારી ચાલટી છે.' વાતમાંથી મને સમજાયું કે દુકાન એટલે ફૂટપાથ પર મૂકેલી બૂટપોલિશની પેટી?

'ક્યાં જશો?'

'નહારી. આશાપુરીની બાદા રાખેલી.'

એ વાતને વર્ષેક થયું હશે. હું સુરત સ્ટેશને ઊતરીને એકવાર ભગ્ગુની 'દુકાન' જોવા ગયો. બે-ત્રણ બૂટપૉલિશવાળાઓને પૂછ્યું તો કહે કે ભગલો હવે અહીં નથી રહેતો. એની વહુ તો કો'ક ટ્રક ડ્રાઇવર સાથે ભાગી ગઈ અને એ નસીબ અજમાવવા મુંબઈ ગયો છે. મુંબઈ જાઉં ત્યારે વિચાર આવે કે ભગવો ભગવાનદાસ બનીને મને ક્યાંક દેખાશે. પણ એ દેખાયો જ નથી. મહાનગરમાં ભગવાન ક્યાંક ખોવાઈ ગયો છે એવું કહું છું ત્યારે મિત્રો બીજો ભગવાન સમજે છે?

(તાજા પ્રગટ થયેલ સંગ્રહ 'નામરૂપ'માંથી)

❋




[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક (ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ. સં.]

૨૦૮ રવીન્દ્ર ઠાકોર
અધ્યાપક મિત્રમંડળ સોસાયટી
ગુરુબાઈના ટેકરા પાસે
આંબાવાડી, અમદાવાદ

૨૦૯ મનહરલાલ ચોકસી
૨, મધુવન સોસાયટી
ખલીફા મહોલ્લા પાસે
નાનપુરા, સુરત-૧

૨૧૦. સુધીર દેસાઈ
૨/સી નાસિક નિવાસ
સાર્ડનરોડ, મુંબઈ-૪૦૦૦૩૬

૨૧૧ પુરુરાજ જોષી
૨૩, શિવશક્તિ સોસાયટી
નડિયાદ, (જિ. ખેડા)

૨૧૨. હનીફ સાહિલ
રણછોડજીની પોળ
મહેમદાવાદ-૩૮૭૧૩૦ (જિ. ખેડા)

૨૧૩. મુકબિલ કુરેશી
કાઝી મહોલ્લા
ભાવનગર

# ધોળી બિલ્લી

વિઠ્ઠલ પંડ્યા

કાશીએ રસોઈ બનાવી ભાણાં પીરસ્યાં, એટલે બેઉ જણે જઈને મૂગા મૂગા જમી લીધું. રસોડું આટોપી કાશી ગઈ એ પછીએ એક બીજા સાથે કોઈયે ન બોલ્યું. કિશોર બહાર દીવાન પર લેટી ગયો. દીપા બેડરૂમમાં ચાલી ગઈ.

બપોર પછી પાછી કાશી આવી. એણે ચા બનાવી દીધી. એ પી લઈ બંને જણ સ્કૂલ પર જવા નીકળ્યાં. રિક્ષામાં જતાં હતાં. રસ્તામાં કિશોરે દીપા સાથે વાત કરવા કોશિશ કરી, પરંતુ એને અપમાન લાગે એમ કિશોરને કહ્યું :

'પ્લીઝ, અત્યારે મને તમે સતાવો નહિ તો સારું !'

પછી કિશોર કંઈ ન બોલ્યો. હોઠ ભીડી બેસી રહ્યો.

સ્કૂલ પર ગયાં, તો નરેનની કામગીરી જોઈ દંગ થઈ ગયાં! ગલીના નાકા પર જ એક છોકરો સાડીઓની પ્રદર્શનિની જાહેરાત કરતો ઊભો હતો! સ્કૂલના પ્રવેશદ્વાર પર મોટું બ્લેક બોર્ડ મૂકી એમાંયે 'બાટિક સાડિયોં કા સુંદર સ્ટોક આ ગયા હૈ' એવું હિંદીબંગાળીમાં લખ્યું હતું. ત્યાં પણ એક છોકરો ટાકરી વગાડતો જાહેરાત કરતો ઊભો હતો! રસ્તે જતાં આવતાં લોકો ત્યાં ઊભાં રહી અંદર ડોકિયું કરતાં હતાં અને મહિલાઓ અંદર જતી હતી.

અંદર જઈ જોયું તો, બે બારીઓ વચ્ચે દોરીઓ બાંધી, સાડીઓ પહોળી કરી, પરદાની જેમ લટકાવેલી હતી. બીજી સાડીઓ ટેબલો પર અને પ્લેટફોર્મ પર જોઈ શકાય એ રીતે ગોઠવેલી હતી. શ્યામળી પણ નમણી બે યુવતીઓ, અંદર આવેલી મહિલાઓને, ગડી ઉખેળી સાડીઓ બતાવી રહી હતી. દરેક સાડીના પાલવને ખૂણે કિંમતની કાપલીઓ ચોંટાડેલી હતી એટલે કિંમત બાબતમાં કશી માથાકૂટ કરવાની નહોતી.

વેચાણ આટલું જલદી શરૂ થયાનું જોઈ દીપા મનોમન રાહત અનુભવી રહી. આગળ વધી બે છોકરીઓમાંથી એકને એણે પૂછ્યું :

'નરેનબાબુ ક્યારે આવશે, બહેન ?'

'આપ કોણ દીપમાલાબહેન છો ?'

'હા—'

પેલીએ તરત દીપાને નમસ્તે કર્યા ને કહ્યું :

'આ બધી વ્યવસ્થા કરી નરેનદા ગયા છે, પણ હવે એ નહિ આવે !'

'કેમ નહિ આવે ? ક્યાં ગયા છે એ ?'

'ક્યાં ગયા છે એ તો અમેય નથી જાણતાં, દીદી! પણ કહેતા ગયા છે કે આપ રાતેય એમની રાહ ન જોતાં !'

અરધો ડઝન ખુરશીઓ લાવી ગોઠવી રાખી હતી. એમાંની એક ખેંચી લઈ કિશોર પરાયા માનવીની જેમ એક બાજુ બેસી ગયો. દીપા એની કામગીરીમાં પરોવાઈ. પેલી છોકરીઓથી બનશે તેટલી આવે એ રીતે, ત્યાં આવતી જતી બંગાળી, ગુજરાતી તેમજ સીધી બાઈઓ સાથે માથાઝીંક એ કરતી રહી. રાતે આઠ સુધી કામ ચાલુ રાખ્યું. કુલ નવ સાડીઓ વેચાઈ. ચાલો, ચાર કલાકમાં એ કંઈ ખોટું નહોતું!

સાડીઓનાં પાછાં પોટલાં બાંધી રૂમમાં વ્યવસ્થિત મૂકી દીધાં. બહાર રસ્તા પર જાહેરાત કરતા ઊભેલા પેલા બે ટાબરિયાઓને તથા બે છોકરીઓને પૈસા ચૂકવી, સવારે નવ વાગે પાછાં હાજર થઈ જવાનું કહી, રૂમે તાળું મારી દીપા બહાર આવી. કિશોર પાંચ વાગ્યાનો ક્યાંક ચાલ્યો ગયો હતો તે હજી પાછો નહોતો ફર્યો. પેલાં ચારેય જણને વિદાય કરી, થોડી વાર સુધી રસ્તા પર જોતી એ ઊભી રહી.

પોતાના રૂક્ષ વર્તનથી કિશોરને ખોટું લાગ્યું હશે, એમ એને લાગ્યું. એ પોતે ખરાબ માણસ છે એમ નરેનને એણે કહ્યું. એમાં પોતે એના પર ગુસ્સો કરવાની શી જરૂર હતી? બેઉ જણને પરસ્પર લાગણી હોય તો આમ વાત વાતમાં ઓળાં થયે ચાલે? એણે પોતાને માટે શું કંઈ જ નથી કર્યું? અહીં આવવામાં પોતે રૂઠીને કારણે આવીપાછી થતી હતી, તો એણે 'મીના ક્લિનિક'માં ગોઠવણ કરી આપી! પોતાના આગ્રહને વશ થઈ, એનું કામ છોડી અહીં પણ આવ્યો! હવે પોતે એની પ્રત્યે અસહિષ્ણુ બની ગઈ છે! શા માટે?

એને પોતાને માટે પ્રેમ છે. પોતેય એની તરફ લાગણી ધરાવે છે એ માટે જ એણે પોતાની જોડે ' કરવાનો પ્રસ્તાવ મૂક્યો. એ પરિણીત છે એટલે ધર્મપરિવર્તન કર્યા સિવાય પોતાની જોડે લગ્ન થઈ શકે એમ નથી એય એણે સ્પષ્ટ કર્યું! શું આટલી વાત પર પોતે એના પર ખિન્નાઈ રહી છે કાલ રાતની? બપોરે અહીં આવતી વખતે એણે બેઉ વચ્ચેની ખામોશી તોડવા કોશિશ કરી હતી, પરંતુ ત્યારેય 'મને નહિ સતાવો તો સારું!' કહી પોતે એનું અપમાન કર્યું હતું! શા માટે, દીપા! એ માણસ તારે ખાતર ગમે તે કરવા તૈયાર છે અને આટલી નિખાલસતાપૂર્વક વાત કરે છે એ માટે તું એને આમ આઘાત દઈ રહી છે?

પણ 'આઠ વાગ્યા સુધીમાં આવી જઈશ!' એમ એ કહી ગયો હતો છતાં હજી એ આવ્યોયેમ નહિ? કે પછી પરબારો એ નરેનને ત્યાં ગયો હશે?

એની રાહ જોતી સાડા આઠ સુધી એ ત્યાં ઊભી રહી. પછી નિશ્વાસ નાખી ચાલવા લાગી. નાકા પર જઈ રિક્ષા કરી લીધી.

રસોઈ તૈયાર કરી કાશી બેઉ જણની રાહ જોઈ રહી હતી. એને એકલી આવેલી જોઈ એણે પૂછ્યું:

કિશોરબાબુ ન આવ્યા, છોટી દીદી?'

દીપાને કિશોર પર પાછો ગુસ્સો આવી રહ્યો હતો. ધૂંધવાયેલા સ્વરે એણે જવાબ આપ્યો:

'ના! તમે મારું ભાણું કરી દ્યો, મોટીબહેન!'

રીસમાં ને રીસમાં ઘરાઈને એણે ખાધું યે નહિ! ઊભી થઈ હાથ એ ધોતી હતી એટલામાં કિશોર આવ્યો. કતરાતી આંખે એની તરફ જોઈ લઈ દીપા બેડરૂમમાં બાજુ ચાલી ગઈ!

કિશોરે કપડાં બદલી મૂંગા મૂંગા જમી લીધું. પછી દીવાન પર આડે પડખે થયો. કાશીએ નરેનની થાળી તૈયાર કરી ઢાંકી દીધી. પોતે ખાઈ લીધું અને 'હું જાઉં છું, બાબુજી!' કહી દરવાજો વાસી ચાલી ગઈ.

ખાસ્સી વાર લગી કિશોર દીવાન પર એમ

ચૂપચાપ પડ્યો રહ્યો. છેવટે કંઈક વિચાર કરી ઊઠ્યો અને દીપા હતી એ બેડરૂમ બાજુ ગયો. દરવાજા પર ધીમો ટકોરો મારી એણે પૂછ્યું :

'હું અંદર આવી શકું છું, દીપામાલા ?'

'યસ—આવો !'

અંદર ઝાંખી લાઈટ બળતી હતી. બેઠી થઈ દીપા પલંગની પીઠિકાએ બેઠી અને મેક્સી વડે પગની પાની સુધ્ધાં ઢાંકી !

કિશોરે લુંગી અને બનિયન પહેર્યાં હતાં... અદબ ભીડી, આવીને એ અંદર ઊભો અને ગંભીર સ્વરે બોલ્યો :

'મને લાગે છે કે...તારું અહીંનું કામ વ્યવસ્થિત થઈ ગયું છે, દીપા !'

'હા, થઈ ગયું છે !'

'તો પછી મારું માનવું એમ છે કે અહીં મારી હવે કંઈ જરૂર નથી !'

'હા, કંઈ જરૂર નથી !'

'તો પછી કાલે હું અહીંથી ઊપડી જાઉં, દીપા ?'

'હા, ઊપડી જાઓ !'

'થેંક યુ...' કહી કિશોર પાછો વળ્યો.

એવી જ પલંગ પરથી દીપા નીચે ઊતરી પડી.

'પ્લીઝ, મારી એક વાત સાંભળતા જાઓ !'

કિશોર પાછો એની સામો ફરી ઊભો રહ્યો :

'બોલ, શું કહેવું છે તારે ?'

દીપાએ, પ્રત્યુત્તર આપ્યા વિના દરવાજો વાસી દીધો. સ્ટોપર ચડાવી અને રોષપૂર્વક કિશોરનો હાથ ઝાલી પલંગ તરફ ખેંચી ગઈ.

'બેસો અહીં !'

'પણ દીપા, આ તેં શું તોફાન માંડ્યું છે—અત્યારે ?'

'તોફાન નથી માંડ્યું ! મારી અંદર જે તોફાન ચાલી રહ્યું છે એ હું શમાવવા માંગું છું !'

'એટલે ?'

'ગાડીમાં પણ મેં કહ્યું'તું. અત્યારે પણ કહું છું. લો, આ રહી દીપા ! ચાહો તો ધર્મપરિવર્તનથી એને તમારી બનાવો યા એમ ને એમ ! પણ હવે મને માનસિક ત્રાસમાંથી મુક્ત કરો તો સારું !'

'એટલે કે...હું તને માનસિક ત્રાસ આપું છું એમ ને ?'

'એમ નહિ તો બીજું શું ?' ભરેલા રોતલ સ્વરે દીપા બોલી ઊઠી. 'કાલ રાતથી મન મૂકીને મારી જોડે તમે બોલ્યા નથી ! આજે પાછી ચાલ્યા જવાની વાત કરો છો ! શા માટે ? મેં ધર્મપરિવર્તન દ્વારા લગ્ન કરવા સંમતિ ન બતાવી એટલે જ ને ?'

'ઓહ...તો તારા મનમાં કાલનું જ ભૂત ભરાઈ ગયું છે ખરું ને ?'

'ભૂત તમે ભરાવ્યું છે ! શા માટે મારી આગળ એવી બધી વાતો કરી ? તમારે માટે મને લાગણી નથી શું ?'

'કદાચ...હશે ! નીચી નજર રાખી કિશોરે કહ્યું.

'હજીયે "કદાચ" કહો છો ?' દીપા ઉત્તેજનાપૂર્ણ સ્વરે બોલી ઊઠી, 'તમે મને આશ્લેષમાં લો ! મને ચુંબનો ચોડો ! છતાં હું એનો કશો વિરોધ ન કરું ! તોયે મારી લાગણી બાબતમાં તમે હજી શંકા ઉઠાવો છો ?'

'સૉરી ! એવું કહેવાનો મારો આશય નથી, દીપા !'

તો પછી બીજો કયો આશય છે ?' કહેતી દીપા પલંગ પરથી ઊતરી કિશોરની સામે ઊભી

રહી, 'કહી દો મિસ્ટર! માંગી લ્યો મારી પાસે, અત્યારે દીપા એનું સર્વસ્વ તમને અર્પણ કરવા તૈયાર છે!'

'પ્લીઝ, દીપા – જરા શાંત થા! મને સમજવા જેટલી ધીરજ રાખ!'

'ના, મારી ધીરજ હવે ખૂટી ગઈ છે! અનેક વિટંબણાઓ વચ્ચેય હું તમારી પ્રત્યે લાગણી ધરાવવા લાગી અને તમે પરિણીત છો એ જાણ્યા છતાંયે તમારા પર પ્રેમ રાખ્યો! એનું પરિણામ આજે એ આવ્યું છે કે તમે મને...'

આટલું બોલતાં તો એનું ગળું રૂંધાઈ આવ્યું અને ધ્રુસકું નાંખી એ રોઈ પડી!

કિશોર ઊભો થઈ ગયો, બેઉ હથેલિયો વચ્ચે મોં છુપાવી રડતી. દીપાને એણે કમ્મરેથી ઝાલી પાછી પલંગ પર બેસાડી. પછી એના હાથ ખસેડી, એનાં આંસુથી ખરડાયેલો ચહેરો લૂછી નાખ્યો. એના હોઠ ચૂમી લીધા, એને બાથમાં લઈ છાતી સરસી ભીડી અને લાગણીભીના સ્વરે ગણગણ્યો:

'આઈ લવ યુ, દીપા! હું તને ખૂબ ખૂબ ચાહું છું!'

'મને ચાહતો જ હોય તો...' કિશોરને ખભે માથું ઢાળી દેતાં દીપા કહેવા લાગી, 'શા માટે મને આટલી તંગ કરે છે, કિશોર!'

'હવે તંગ નહિ કરું!' કિશોરે એને વધુ હૈયા સરસી દાબતાં ઉત્તર દીધો. 'તારી ઇચ્છા લગ્ન કરવાની નહિ હોય તોયે, આમ જ તને ચાહતો રહીશ! જીવીશ ત્યાં લગી તારે પડખે ઊભો રહી, તારા સુખ અને તારી મુક્તિ માટે હું લડીશ, દીપા!'

'ઓ...કિશોર!' કહેતાં દીપાએ ગરદન ઉઠાવી કિશોર સામે જોયું. એના હોઠ પર જોરથી ચુંબન ચોડયું અને લાગણીની ઉત્તેજનાથી બોલી ઊઠી, 'હુંયે તને કેટલો બધો ચાહું છું, કિશોર!'

કિશોર દીપાનાં અંગાંગે હાથ પસારવા લાગ્યો. એથી દીપા પરવશ થતી હોય એમ લાગ્યું. ધીમે ધીમે કોઈક નશો મન પર સવાર થતો હોય એવું એણે અનુભવ્યું. આથી લાચાર સ્વરે કિશોરને એ મના કરતી રહી:

'બસ, કિશોર! હવે રહેવા દે! આઈ ફીલ સ્લીપી!'

'એમ તો—' દીપાને પલંગ પર સુવરાવી દેતાં, કિશોરે માદક આંખે જણાવ્યું, 'તારા બદનના સ્પર્શે મનેય આંખે ઘેન ચડયું છે, દીપા! એટલે ચાલ, આપણે બેઉ ભેગાં જ સૂઈ જઈએ!'

એવી જ દીપા બેઠી થઈ ગઈ અને કિશોરનો હાથ ઝાલી લેતાં બોલી ઊઠી:

'નહિ કિશોર, તું હવે જા! પ્લીઝ કહું છું —જા હવે!'

કિશોરની ઉત્તેજિત લાગણીઓને ઓચિંતો ધક્કો લાગ્યો હોય એમ થયું. હાથમાં આવેલો ક્ષણ શા માટે ચૂકવી – એવોયે પ્રશ્ન મનમાં સળવળ્યો! પરંતુ દીપાની આંખોમાંનો ભાવ નિહાળી એણે પોતાની વૃત્તિઓ પર તરત કાબૂ મેળવ્યો.

'અચ્છા!' પ્રલંબ નિસાસો નાંખી પલંગ પરથી એ ઊભો થયો. પાછું દીપાને ચુંબન ક્યું 'ગુડ નાઈટ, ડિયર – એન્ડ વીશ યુ સ્વીટ ડ્રીમ્સ!'

'થેંક યુ!' કિશોરનો હાથ ચૂમી લઈ દીપાએ જવાબ આપ્યો, 'જા હવે અને નિરાંતે સૂઈ જા! ગુડ નાઈટ!'

બીજા ખંડમાં જઈ કિશોર પલંગ પર સૂઈ તો ગયો, પરંતુ નીંદ એની હરામ થઈ ગઈ! દીપાએ નિરાંતે સૂઈ જવાનું કહ્યું હતું પણ નિરાંત એની હણાઈ ગઈ હતી! દીપાના આકર્ષક દેહનું એવું લોહચૂંબક લાગ્યું હતું જીવને કે એને છોડીને

આવ્યા પછીયે એનું ખેંચાણ ઓછું થયું નહિ. એને વસવસો રહી ગયો કે કૂવા કાંઠે જઈ, એમ ને એમ તરસ્યો પોતે આવ્યો। ઉત્તેજના સંતોષાય એવી ઘડી આવી પહોંચી, ત્યાં જ એણે પોતાને ધકેલી દઈ પાછો કાઢયો। પોતાના અને એના સંબંધો વચ્ચે એક જાતની સીમા બાંધી દીધી। જાણે કહેવા ન માંગતી હોય: બસ, આથી આગળ તારે નથી વધવાનું, કિશોર। મારી પ્રેમ દેવાની ઇચ્છા આટલી જ પર્યાપ્ત છે એમ સમજી લેજે।

પરંતુ અમૃતનો કુંભ હોઠે માંડયો હોય અને એકાદ-બે બિંદુ ચાખ્યા પછી એ કુંભ પાછો ઠેલાઈ જાય, તો અતૃપ્તિનો અજંપો કેટલો રહે? ના, દીપા—તું મને હવે તારાથી આટલો છેટો રાખી તલસાવ્યા કરે એ મારાથી સહન નહિ થાય। હું તને સંપૂર્ણરૂપે પામવા ઇચ્છું છું। એટલી સંપૂર્ણ કે પછી મારા હાથમાંથી તને કોઈ છીનવી ન શકે।

એના જેમ દીપા પણ અસ્વસ્થ મને, પલંગમાં પડી પડી, પાસાં ફેરબદલ કરતી હતી. એનુંયે ચેન હણાઈ ગયું હતું। અત્યારે કેવી ઉત્તેજક ક્ષણોમાંથી પસાર થવું પડયું। નિઃશંક પોતે કિશોર પ્રત્યે ‘લાગણી’ ધરાવે છે અને એને મનપ્રાણથી ચાહવાયે લાગી છે। પરંતુ એથા ઓછું પોતે આવી ઉત્તેજક પળોના ધસમસતા પૂરમાં તણાઈ જવું જોઈએ?

કિશોર પોતાનાં અંગો પર હાથ પસવારી રહ્યો હતો ત્યારે થતો રોમાંચ ભાન ભુલાવી દેવા પૂરતો હતો। એમાં વળી એણે પોતાની પડખે સૂવા ઇચ્છા દર્શાવી। એ વખતે પોતે જો મન મક્કમ કરી બેઠી થઈ ગઈ ન હોત તો?...ઓહ। અવશ્ય ડૂબી જવાની ક્ષણ આવી જાત। મા, રે। એય ત્યારે કેવો વિહ્-વળ થઈ ગયો હતો? પરંતુ છેવટે માની ગયો। સારું થયું એ માની ગયો તે। નહિ તો પોતે એ વખતે કેવી પરવશતા અનુભવી રહી હતી?

સવારે દીપાએ જાગીને સ્નાનાદિ આટોપી લીધાં. પરંતુ કિશોર હજી જાગ્યો નહોતો. સાડા આઠ વાગી ગયા હતા અને નવ વાગે તો પ્રદર્શિની પર પહોંચવાનું હતું। ક્યારે એ તૈયાર થશે અને ક્યારે અહીંથી નીકળાશે?

કિશોરની પાસે જઈ એણે એને ઢંઢોળવા માંડયો:

‘એ...ઈ મિસ્ટર, ઊંઘણશી। જુઓ તો કેટલા વાગ્યા છે?’

કિશોરે આંખો ચોળી. પડખું ફેરવ્યું. સદ્યસ્નાતા દીપા સામે ક્ષણાર્ધ જોઈ રહી, લાગલો એની કમ્મરે હાથ ભેરવ્યો અને પોતાની તરફ ખેંચી:

‘શું છે ધોળી બિલ્લી?’

‘ધોળી બિલ્લી એમ પૂછે છે કે...’ કિશોર પર ઝૂકી એના કપાળ પર ધીમી ચૂમી ભરી દીપાએ મસ્તીભર્યા સ્વરે કહ્યું, ‘સાડા આઠ થઈ ગયા છે —હોલ પર નથી જવું સાહેબ?’

‘ના, હવે ત્યાં જવાની શી જરૂર છે? મારે જે જોઈએ છે એ તો આ ઊભી।’

‘પણ હોલની ચાવી મારી પાસે છે. પેલી છોકરીઓ આવીને બિચારી શું કરશે? ઊઠ ને હવે।’

કિશોર બેઠો તો થયો, પણ બેઠા થઈ, દીપાનું મુખ બેઉ હથેલીઓમાં ધરી જોરથી ચૂમી લીધું. પછી નીચે ઊતરતાં પૂછ્યું:

‘નરેન આવ્યો છે ખરો, દીપા?’

‘હા, આવ્યા છે અને હજી સૂતા છે!’

‘તો તું કંઈક ચા-નાસ્તો તૈયાર કર. એટલામાં હું મારું કાર્ય આટોપી લઉં।’

ચા-નાસ્તો લઈ બેઉ જણ નીકળ્યાં ત્યારેય નરેન બહારના દીવાન પર ઊંઘતો હતો. એને જગાડવાનું જરૂરી પણ નહોતું. ઘર વાસીને એ લોકો બહાર આવ્યાં અને નાકા પર જઈ રિક્ષા કરી લીધી.

બપોર થતા પહેલાં નરેન આવી હોલ પર

રહી, 'કહી દો મિસ્ટર! માંગી લ્યો મારી પાસે, અત્યારે દીપા એનું સર્વસ્વ તમને અર્પણ કરવા તૈયાર છે!'

'પ્લીઝ, દીપા – જરા શાંત થા! મને સમજવા જેટલી ધીરજ રાખ!'

'ના, મારી ધીરજ હવે ખૂટી ગઈ છે! અનેક વિટંબણાઓ વચ્ચેય હું તમારી પ્રત્યે લાગણી ધરાવવા લાગી અને તમે પરિણીત છો એ જાણવા છતાંયે તમારા પર પ્રેમ રાખ્યો! એનું પરિણામ આજે એ આવ્યું છે કે તમે મને...'

આટલું બોલતાં તો એનું ગળું રૂંધાઈ આવ્યું અને ધ્રુસકું નાંખી એ રોઈ પડી!

કિશોર ઊભો થઈ ગયો. બેઉ હથેલિયો વચ્ચે મોં છુપાવી રડતી દીપાને એણે કમ્મરેથી ઝાલી પાછી પલંગ પર બેસાડી. પછી એના હાથ ખસેડી, એનાં આંસુથી ખરડાયેલો ચહેરો લૂછી નાખ્યો. એના હોઠ ચૂમી લીધા, એને બાથમાં લઈ છાતી સરસી ભીડી અને લાગણીભીના સ્વરે ગણગણ્યો:

'આઈ લવ યુ, દીપા! હું તને ખૂબ ખૂબ ચાહું છું!'

'મને ચાહતો જ હોય તો...' કિશોરને ખભે માથું ઢાળી દેતાં દીપા કહેવા લાગી, 'શા માટે મને આટલી તંગ કરે છે, કિશોર!'

'હવે તંગ નહિ કરું!' કિશોરે એને વધુ હૈયા સરસી દાબતાં ઉત્તર દીધો. 'તારી ઇચ્છા લગ્ન કરવાની નહિ હોય તોયે, આમ જ તને ચાહતો રહીશ! જીવીશ ત્યાં લગી તારે પડખે ઊભો રહી, તારા સુખ અને તારી મુક્તિ માટે હું લડીશ, દીપા!'

'ઓ...કિશોર!' કહેતાં દીપાએ ગરદન ઉઠાવી કિશોર સામે જોયું. એના હોઠ પર જોરથી ચુંબન ચોડ્યું અને લાગણીની ઉત્તેજનાથી બોલી ઊઠી,

'હું યે તને કેટલો બધો ચાહું છું, કિશોર!'

કિશોર દીપાનાં અંગાંગે હાથ પસારવા લાગ્યો. એથી દીપા પરવશ થતી હોય એમ લાગ્યું. ધીમે ધીમે કોઈક નશો મન પર સવાર થતો હોય એવું એણે અનુભવ્યું. આથી લાચાર સ્વરે કિશોરને એ મના કરતી રહી:

'બસ, કિશોર! હવે રહેવા દે! આઈ ફીલ સ્લીપી!'

'એમ તો—' દીપાને પલંગ પર સુવરાવી દેતાં, કિશોરે માદક આંખે જણાવ્યું, 'તારા બદનના સ્પર્શે મનેય આંખે ઘેન ચડ્યું છે, દીપા! એટલે ચાલ, આપણે બેઉ ભેગાં જ સૂઈ જઈએ!'

એવી જ દીપા બેઠી થઈ ગઈ અને કિશોરનો હાથ ઝાલી લેતાં બોલી ઊઠી:

'નહિ કિશોર, તું હવે જા! પ્લીઝ કહું છું —જા હવે!'

કિશોરની ઉત્તેજિત લાગણીઓને ઓચિંતો ધક્કો લાગ્યો હોય એમ થયું. હાથમાં આવેલી ક્ષણ શા માટે ચૂકવી—એવોયે પ્રશ્ન મનમાં સળવળ્યો! પરંતુ દીપાની આંખોમાંનો ભાવ નિહાળી એણે પોતાની વૃત્તિઓ પર તરત કાબૂ મેળવ્યો.

'અચ્છા!' પ્રલંબ નિસાસો નાંખી પલંગ પરથી એ ઊભો થયો. પાછું દીપાને ચુંબન ભર્યું 'ગુડ નાઈટ, ડિયર—એન્ડ વીશ યુ સ્વીટ ડ્રીમ્સ!'

'થેંક યુ!' કિશોરનો હાથ ચૂમી લઈ દીપાએ જવાબ આપ્યો, 'જા હવે અને નિરાંતે સૂઈ જા! ગુડ નાઈટ!'

બીજા ખંડમાં જઈ કિશોર પલંગ પર સૂઈ તો ગયો, પરંતુ નીંદ એની હરામ થઈ ગઈ! દીપાએ નિરાંતે સૂઈ જવાનું કહ્યું હતું પણ નિરાંત એની હણાઈ ગઈ હતી! દીપાના આકર્ષક દેહનું એવું લોહચુંબક લાગ્યું હતું જીવને કે એને છોડીને

આવ્યા પછીયે એનું ખેંચાણ ઓછું થયું નહિ. એને વસવસો રહી ગયો કે કૂવા કાંઠે જઈ, એમ ને એમ તરસ્યો પોતે આવ્યો। ઉત્તેજના સંતોષાય એવી ઘડી આવી પહોંચી, ત્યાં જ એણે પોતાને ધકેલી દઈ પાછો કાઢયો। પોતાના અને એના સંબંધો વચ્ચે એક જાતની સીમા બાંધી દીધી। જાણે કહેવા ન માંગતી હોય: બસ, આથી આગળ તારે નથી વધવાનું, કિશોર। મારો પ્રેમ દેવાની ઇચ્છા આટલી જ પર્યાપ્ત છે એમ સમજી લેજે।

પરંતુ અમૃતનો કુંભ હોઠે માંડયો હોય અને એકાદ-બે બિંદુ ચાખ્યા પછી એ કુંભ પાછો ઠેલાઈ જાય, તો અતૃપ્તિનો અજંપો કેટલો રહે? ના, દીપા–તું મને હવે તારાથી આટલો છેટો રાખી તલસાવ્યા કરે એ મારાથી સહન નહિ થાય। હું તને સંપૂર્ણરૂપે પામવા ઇચ્છું છું। એટલી સંપૂર્ણ કે પછી મારા હાથમાંથી તને કોઈ છીનવી ન શકે।

એના જેમ દીપા પણ અસ્વસ્થ મને, પલંગમાં પડી પડી, પાસાં ફેરબદલ કરતી હતી. એનુંયે ચેન હણાઈ ગયું હતું। અત્યારે કેવી ઉત્તેજક ક્ષણોમાંથી પસાર થવું પડ્યું। નિઃશંક પોતે કિશોર પ્રત્યે 'લાગણી' ધરાવે છે અને એને મનપ્રાણથી ચાહવાયે લાગી છે। પરંતુ એથી ઓછું પોતે આવી ઉત્તેજક પળોના ધસમસતા પૂરમાં તણાઈ જવું જોઈએ?

કિશોર પોતાનાં અંગો પર હાથ પસવારી રહ્યો હતો ત્યારે થતો રોમાંચ ભાન ભુલાવી દેવા પૂરતો હતો। એમાં વળી એણે પોતાની પડખે સૂવા ઇચ્છા દર્શાવી। એ વખતે પોતે જો મન મક્કમ કરી બેઠી થઈ ગઈ ન હોત તો?...ઓહ। અવશ્ય ડૂબી જવાની ક્ષણ આવી જાત। મા, રે। એય ત્યારે કેવો વિહ્વળ થઈ ગયો હતો? પરંતુ છેવટે માની ગયો। સારું થયું એ માની ગયો તે। નહિ તો પોતે એ વખતે કેવી પરવશતા અનુભવી રહી હતી?

સવારે દીપાએ જાગીને સ્નાનાદિ આટોપી લીધાં. પરંતુ કિશોર હજી જાગ્યો નહોતો. સાડા આઠ વાગી ગયા હતા અને નવ વાગે તો પ્રદર્શિની પર પહોંચવાનું હતું। ક્યારે એ તૈયાર થશે અને ક્યારે અહીંથી નીકળાશે?

કિશોરની પાસે જઈ એણે એને ઢંઢોળવા માંડયો:

'એ...ઈ મિસ્ટર, ઊંઘણશી। જુઓ તો કેટલા વાગ્યા છે?'

કિશોરે આંખો ચોળી. પડખું ફેરવ્યું. સદ્યસ્નાતા દીપા સામે ક્ષણાર્ધ જોઈ રહી, લાગલો એની કમ્મરે હાથ ભેરવ્યો અને પોતાની તરફ ખેંચી:

'શું છે ધોળી બિલ્લી?'

'ધોળી બિલ્લી એમ પૂછે છે કે...' કિશોર પર ઝૂકી એના કપાળ પર ધીમી ચૂમી ભરી દીપાએ મસ્તીભર્યા સ્વરે કહ્યું, 'સાડા આઠ થઈ ગયા છે –હોલ પર નથી જવું સાહેબ?'

'ના, હવે ત્યાં જવાની શી જરૂર છે? મારે જે જોઈએ છે એ તો આ ઊભી।'

'પણ હોલની ચાવી મારી પાસે છે. પેલી છોકરીઓ આવીને બિચારી શું કરશે? ઊઠ ને હવે।'

કિશોર બેઠો તો થયો, પણ બેઠા થઈ, દીપાનું મુખ બેઉ હથેલીઓમાં ધરી જોરથી ચૂમી લીધું. પછી નીચે ઊતરતાં પૂછ્યું:

'નરેન આવ્યો છે ખરો, દીપા?'

'હા, આવ્યા છે અને હજી સૂતા છે!'

'તો તું કંઈક ચા-નાસ્તો તૈયાર કર. એટલામાં હું મારું કાર્ય આટોપી લઉં।'

ચા-નાસ્તો લઈ બેઉ જણ નીકળ્યાં ત્યારેય નરેન બહારના દીવાન પર ઊંઘતો હતો. એને જગાડવાનું જરૂરી પણ નહોતું. ઘર વાસીને એ લોકો બહાર આવ્યાં અને નાકા પર જઈ રિક્ષા કરી લીધી.

બપોર થતા પહેલાં નરેન આવી હોલ પર

ઉકિયું કરી ગયો. જતી વખતે દીપાને કહેવા લાગ્યો:

'તમે દીદી, આખો વખત અહીં રહેશો તો પછી અમારું રમણીય કલકત્તા ક્યારે જોશો? એમ કરો: સાંજે ચાર સાડા ચારે અહીં ચક્કર મારી બહાર નીકળી જાઓ!'

'પણ પછી આ બધું વ્યવસ્થિત કરવાનું હોય તો કોણ કરશે?'

'કોણ તે ચારુ અને સીમા તો છે! ચિંતા ન કરો! એ છોકરીઓ મારી પરિચિત અને વિશ્વાસુ છે. તમારો એક ટકો (રૂપિયો) પણ આઘોપાછો નહિ થાય!' કહી એણે સીમાને સૂચના આપી, 'સાંજે દીદી બહાર જાય ને આઠ સુધી નહિ આવે, તો તમે લોકો બધું વ્યવસ્થિત કરી, તાળું મારી ચાલ્યાં જજો! વેચાણનો હિસાબ સવારે આપજો!'

જતાં જતાં પેલાં બે ટાબરિયાંઓને પણ કહેતો ગયો:

'જરા જોરથી ચિલ્લાઓ!' દીદી પાસે તમને બક્ષિસ અપાવીશ!'

નરેન આટલો વિશ્વાસ દઈ ગયો હતો છતાં સાંજે બહાર નીકળતાં દીપા ઢચુપચુ લાગી.

'હું હાજર હોઉં તો ફેર ન પડે, કિશોર?'

'શો ફેર પડવાનો હતો? પરાણે બાઈઓને તું સાડીઓ વળગાડી દઈશ?'

'એમ તો નહિ પણ...'

'પણ બણ કર્યા વિના ચાલ હવે! પછી તું કલકત્તા ક્યારે જોઈશ? આપણે શાંતિનિકેતન જવું છે તે ક્યારે જઈશું? ચાલ, પહેલાં કાલી મંદિરના દર્શનથી શરૂઆત કરીએ!'

ચારુ અને સીમાને કેટલીક સૂચનાઓ આપી બેઉ જણ બહાર નીકળ્યાં. રાત સુધી ફરવા માટે રીક્ષા કરી લીધી. પહેલાં કાલીઘાટ પહોંચ્યાં. ત્યાં કાલીમાતાનાં દર્શન કરી રવીન્દ્ર સરોવર પહોંચ્યાં. લાંબું પાઘડીપને પથરાયેલું રમણીય સરોવર નીરખી દીપાનું મન પ્રસન્ન થઈ ગયું.

ત્યાંથી પાછાં ફરતાં, ચૌરંગી અને ડેલહાઉસી સ્કવેરના વિશાળ રાજમાર્ગો પસાર કરી, છેક ઉત્તર કલકત્તામાં આવેલા પ્રખ્યાત જૈન દહેરાસર પર ગયાં. આગળ સુંદર બગીચો અને આરસમંડિત ભવ્ય મંદિર જોઈ દીપા ખૂબ પ્રભાવિત થઈ. ભગવાનને પ્રણામી બેઉ જણ બહાર નીકળ્યાં અને રીક્ષા રામકૃષ્ણ દેવના પવિત્ર સ્મારક દક્ષિણેશ્વર તરફ લેવરાવી.

ત્યાં સુધીમાં રાત પડી ગઈ હતી. વાતાવરણ અમદાવાદની જેમ ધુમ્મસિયું થઈ ગયું હતું. ત્યાંના કાલીમંદિરમાં ત્યારે આરતી થઈ રહી હતી. થોડી ક્ષણો ત્યાં ઊભા રહી બેઉ જણ એક ઓટલા પર જઈ બેઠાં. દીપાએ 'હાશ' કર્યું.

'કેમ, એટલામાં થાકી ગઈ કે!'

'ન થકાય? આખું કલકત્તા વીંધીને તો આપણે આવ્યાં છીએ!'

'હજી તો હૂગલીને સામે કિનારે બેલૂરમઠ જોવા આપણે જવાનું છે!'

'ના, બાબા!' દીપાએ હાથ જોડ્યા, 'મઠ અને મંદિર બીજી વાર જોઈશું! હવે તો ઘેર જઈ, નહાઈને "ફ્રેશ" થઈ, જમીને બસ, સૂઈ જ જવું છે! ચાલો ઊઠીશું?'

રસ્તામાં દીપા ઝોકાં ખાવા લાગી. આ જોઈ કિશોરે એની ફરતે હાથ રાખ્યો અને પોતાના ખભા પર એનું માથું ટેકાવી એને ઊંઘવા જણાવ્યું:

'ઊંઘી લે નિરાંતે! ઘેર પહોંચતાં હજી પોણો કલાક થશે!'

ઘેર જઈ જમી પરવારતાં સહેજે સાડા નવ વાગી ગયા. રસોડું આટોપી કાશી ગઈ એટલે કિશોરે દીપાના ખંડમાં જઈ કહ્યું:

'થોડી વાર બહાર જઈ આવીશું, દીપા?'

# માણસ: મોટા અને નાના

● વિ. સ. ખાંડેકર

બેત્રણ દિવસમાં નાનાની તબિયત ઘણી સારી થઈ. સવારની ચા પીતા પીતાં નાના બોલ્યા: થોડો વખત બાળ સુધી ફરી આવું. બધા મિત્રોમાં તે મારો પ્રથમ નંબરનો મિત્ર છે' તે બોલતો નથી ચાલતો નથી, પણ તેના સહવાસમાં મન એટલું પ્રસન્ન થાય છે કે બેચાર દહાડામાં જો તેની મુલાકાત ન થાય તો ચેન પડતું નથી.'

વિજયાએ પૂછ્યું: 'હું આવું તમારી સાથે? ફક્ત ત્યાં જઈને પાછા આવી જવાનું. ત્યાં લાંબો વખત બેસવાનું નહિ. તડકો બહુ વહેલો તપવા લાગે છે.'

નાના કંઈક જવાબ આપવા જતા હતા, એટલામાં બારણા પરની ઘંટડી વાગી. 'બાપુજીનો તાર આવ્યો હશે' એવું મનમાં જ ગણગણતી વિજયા બારણા તરફ ગઈ. બારણું ઉઘાડ્યું. બારણામાં વીશ બાવીસ વરસની ઉંમરનો એક યુવક ઊભો હતો. કીમતી સૂટ પહેરેલો. અંતર ખાસ્સું હતું છતાં પણ અત્તરનો મઘમઘાટ આવતો હતો. પણ તેનો ચહેરો શાલીન જણાતો હતો. નજર માત્ર વિચિત્ર જણાતી હતી.

નમસ્કાર કરીને તે બોલ્યો: 'સોરી, હં. જરા વહેલો જ આવ્યો છું. નાના સાહેબ જાગ્યા છે ને?'

'તેમને ઠીક નથી. ગઈ કાલે ભાઉ જોષી મારફત તેમનો સંદેશો પણ મને મળ્યો છે.'

આ યુવક કોણ હશે એની કંઈ કલ્પના વિજયાને ન આવી. આજ સુધીમાં તે કદી નાના પાસે આવ્યાનું તેણે જોયું નહોતું. આને નાનાએ ખાસ બોલાવવાનું કારણ શું હશે?

તે પોતાની સામે ધારી ધારીને જોઈ રહ્યો છે. એનો ખ્યાલ આવતાં જ વિજયાને જરા વિચિત્ર લાગ્યું. તેણે તેને પૂછ્યું: 'કોણ આવ્યું છે એમ નાનાને કહું?' યુવકે જવાબ આપ્યો: 'હું રાવસાહેબ પાટિલ. ચાંદગાંવનો રાવસાહેબ પાટિલ. અહીંની કૉલેજનો વિદ્યાર્થી.'

વિજયા ચકિત થઈને તેની સામે જોઈ રહી. જાઈને ઉપાડી જવામાં સંડોવાયેલા રાવસાહેબની જે અચાનક કલ્પના તેના મનમાં ચિતરાઈ હતી, તેનાથી આ સામે ઊભેલો રાવસાહેબ સાવ જુદો જ જણાતો હતો. તેનાં કપડાં પરથી અને તેની બોલવાચાલવાની રીત પરથી તેની શ્રીમંતાઈ છતી થતી હતી, પણ તેની સૌમ્ય મુદ્રા અને બોલવાની અદબ પરથી આવા વિચિત્ર ગુનામાં તેનો હાથ હોય એવી કલ્પના પણ આવવી મુશ્કેલ હતી. ઘડીભર તેને લાગ્યું. 'પેલા શામે નાનાને ભૂલથી કોઈ ખોટી બાતમી તો પહોંચાડી નહિ હોય? પેલી છોકરીનો પત્તો મેળવવા નાના તનતોડ મહેનત કરે છે, પણ

આ અત્યંત સભ્ય દેખાતા યુવકનો એ વાત સાથે કોઈ સંબંધ જ ન હોય તો—?—આ ઉંમરે અને તેમાંય દાદીમાના મૃત્યુનો ઘા તો હજી રુઝાયો પણ નથી ત્યારે, અને લોહીનું દબાણ વધેલું છે એવે વખતે નાનાએ આ જંજાળમાં પડવામાં કંઈ ભૂલ તો કરી નથી ને !'

પોતે કંઈપણ બોલ્યાચાલ્યા વગર ઊભી છે એનો ખ્યાલ આવતાં જ વિજયા લજવાઈ. રાવસાહેબ સામે જોતાં તે બોલી : ' આવો ને અંદર.' તે નાનાના ઓરડામાં તેને લઈ ગઈ અને કહ્યું : ' રાવ-સાહેબ પાટિલ આવ્યા છે.'

પાટ પર બેઠેલા નાનાસાહેબના પગને સ્પર્શ કરીને રાવસાહેબે એ આંગળાં પોતાના કપાળે અડા-ડ્યાં. નાના માટે આ અનપેક્ષિત હતું. ' આ શું, આ શું કરો છો ? ' કહેતાં તેમણે પોતાના પગ થોડા ઊંચા લીધા. રાવસાહેબ હસતાં હસતાં બોલ્યો : ' બીજું કંઈ કરતો નથી. ફક્ત તમારા પગની ધૂળ મસ્તકે ચડાવું છું.'

વિજયાએ આણેલી ખુરસી પર બેસવાની રાવ-સાહેબ આનાકાની કરે છે એમ જણાતાં નાના બોલ્યા : ' સંકોચ કરશો નહિ, રાવસાહેબ.'

રાવસાહેબે જવાબ આપ્યો : ' પણ આપની સામે ખુરસી પર બેસવામાં—'

નાના હસતાં હસતાં બોલ્યા : ' હવે તો આખો જમાનો બદલાયો છે. અમે નાનપણમાં તો વડીલ માણસોની હાજરીમાં એક જાજમ પર બેસતા ત્યારે પણ સંકોચાઈને બેસતા.'

રાવસાહેબ ખુરસી પર બેઠા. પછી તેણે પ્રશ્ના-ર્થક મુદ્રાથી નાના તરફ જોયું. પોતે નાના પાસે ઊભી છે માટે કેમ કરીને બોલાય એવો સંકોચ રાવસાહેબને થતો હશે એવા વિચારથી વિજયાએ નાનાને કહ્યું : ' હું જાઉં,–નાના. થોડા વખત પછી ચા લઈ આવું છું.'

નાના બોલ્યા : ' તું બેસ અહીં. પહેલાં થોડી વાતચીત ચાલવા દે. પછી—'

વિજયા પાટ પર નાનાની પાસે બેઠી. રાવ-સાહેબની સાથે તેની ઓળખાણ કરાવી આપતાં નાના બોલ્યા : ' આ મારી પૌત્રી. પણ હાલ મારી બા બની છે.' ' આ શું નાના ?' એમ વચ્ચે જ વિજયા ન બોલી હોત તો નાના હજી તેના સંબંધે બોલ્યા કરત.

બે-ત્રણ મિનિટ સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. પછી નાના બોલ્યા : ' રાવસાહેબ, હવે મારો કૉલેજ સાથેનો શિક્ષણ આપવાનો સંપર્ક રહ્યો નથી, તેથી તમારી ઓળખાણ થઈ નથી. પણ તમારો અને અમારો નાતો તો બહુ નજીકનો છે. મારા કાકા ગાંધીજીની ચળવળમાં પડેલા હતા. તમારા દાદા—મોટા પાટિલ—તમે તેમને આબાસાહેબ કહો છો ને ?' રાવસાહેબે ડોકું હલાવી હા જણાવી. નાના આગળ બોલવા લાગ્યા : ' તો હું શું કહેતો હતો—એ ચળવળમાં આબાસાહેબ અમારા કાકાની સાથે જ હોય. ઉંમર નાની, પણ છાતી મોટી.' મોટા પાટિલ અર્ધાંગવાયુનો ઉપચાર કરાવવા મુંબઈ ગયા છે એ નાનાસાહેબને યાદ આવ્યું. તેમણે પૂછ્યું : ' આબાસાહેબની તબિયત હવે કેવી છે ?' રાવસાહેબે જવાબ આપ્યો. ' હજી મુંબઈમાં હૉસ્પિટલમાં જ છે તેઓ. પણ હવે તેમને ઘણું સારું છે. કોઈના ટેકે ટેકે તેઓ હવે થોડું હરીફરી શકે છે. બોલવામાં થોડી અડચણ આવતી હતી. પણ હવે એમાંય ઘણો સુધારો જણાય છે. ડૉક્ટર કહે છે કે, હજી ચારછ મહિના હૉસ્પિટલમાં જ રહે તો એકદમ સાજા થઈ જશે. પણ આબાસાહેબે ચાંદગાંવ પાછા ફરવાની હઠ લીધી છે. " મારા ગામમાં જ મને મરવા દો " એવું તે સતત કહ્યા કરે છે.'

# ન ઉવેખી શકાય તેવું ઉમેરણ

ડૉ. સુકન્યા ઝવેરી

નિબન્ધની વ્યાખ્યા શી ?

'શાહમૃગ અને દેવહુમા' વિષ્ણુ પંડ્યાનો નિબન્ધસંગ્રહ છે અને આ પ્રશ્નાર્થ સાથે તેમનો પ્રસ્તાવનાનો આરંભ છે. તેમણે ઈ. એસ. લુકાસને ટાંકીને કહ્યું છે કે A good Essay, more than a novel, a poem, a play or a treaties is personality translated into print between the lines must gleam attractive feature or we remain void.

એમની વાત સાચી છે. 'બે પંક્તિ વચ્ચે સર્જકના મનોહારી મુખડાનું પ્રસન્ન દર્શન થાય તો જ તે નિબન્ધ બને. આ નિબન્ધો તેવા જ છે. લેખક મોન્ટેઈનને યાદ કરીને કહ્યું કે આ એક પ્રયાસ છે. આપણે કહી શકીએ: આ એક સાર્થક પ્રયાસ છે.

લેખકનો સૌન્દર્યબોધ ફૂલમાલિકાની જેમ આ નિબન્ધોમાં પરોવાયેલો છે. 'સરેરાહ ચલતે...' 'સ્મૃતિપથેર...' 'સરિતા, શુકદેવતા, સરગવો' અને 'અનુરાગની લિપિ' બિલકુલ નિજી પોત ધરાવતી રચનાઓ છે તો 'અપુ અને ચારૂલતા', 'વિદાયની રીબન' એ સફળ ચિત્ર – ચિત્રપટ અને તેની પાછળની સર્જનયાત્રા વિષે છે. 'સપ્તભગિની' આસમ અને ઈશાન ભારતના સામ્પ્રતને વ્યક્ત કરતી સાહિત્યિક યાત્રા કહી શકાશે. જ્યારે 'સૌંદર્યસંકેતનો કવિ' આપણા પરિચિત કવિ બોરિસ પાસ્તરનાકના મંથન અને સર્જનને સ્ફૂટ કરે છે. 'શાહમૃગ અને દેવહુમા' અને 'ક્યાં છે સવ્યસાચી' શબ્દની સ્વતંત્રતાનું મૂલ્યાંકન કરવા મથે છે અને શબ્દ પરના આઘાતના સમયને, કારાગારની દીવાલો વચ્ચે ઋતુચક્રમાં પરિવર્તન કરતું સળંગ ગદ્યકાવ્ય એટલે 'ઋતુચક્ર: ૧૯૭૬.'

લેખકના અનુભવનો કસુંબલ રંગ સંધ્યાકાશનાં વાદળમાં તાદૃશ થતા રંગવૈભવ સમો છે. આ છે તો ગદ્ય પણ તેને તમે કાવ્ય પણ કહી શકો એ સ્તરનું છે. ભાષાશૈલીની વસંત અને વિચારવર્ષાનો સરસ સમન્વય છે.

છેક ઊંડાણમાં જઈએ એટલે ખ્યાલ આવે કે અભિધા–લક્ષણા–વ્યંજના અહીં છે, અને પ્રવાહ પલટી નદીની જેમ તેમ વહે છે.

'શાહમૃગ અને દેવહૂમા' શીર્ષક સ્પષ્ટ છે. 'તેઓ શાહમૃગ બન્યા, દેવહૂમા ન બની શક્યા!' આ વિષાદ કેવળ સામ્પ્રત નથી, યુગસંદર્ભે છે. પણ તેની ધાર કઠે તેવી નથી. બીજા વિષયોનું વૈવિધ્ય કેટલું બધું છે? ઉપેક્ષિત 'લૅમ્પ પોસ્ટ'ની વાતની ગૂંથણી લેખકની વાર્તાશક્તિનો પણ પરિચય કરાવી દે! તેમાં 'સરેરાહ ચલતે ચલતે'નો આનંદ છે: સૂર્યથી સપ્તપદી-લગીની સફરનો. ચાલતાં જ રસ્તે આવશે 'આલા'નું મકાન! ચિંતનનો પડદો બધા નિબન્ધોમાં છે; પણ 'અશબ્દ યાત્રા' એ રીતે પેલી પારના પ્રદેશને વ્યક્ત કરે છે તેમાં આગવી રીતે છલકે છે.

આ સંગ્રહમાં વ્યષ્ટિ, સમષ્ટિ, પીંડ–બ્રહ્માંડની એકતા કહો કે ગાગરમાં સાગર—વિષયવૈવિધ્ય માણી શકાય તેવું છે. તેમાં રાગ છે, અનુરાગ છે, વિરહ છે. સ્મૃતિ છે. વિસ્મૃતિની છાયા છે. સાહિત્ય તો છે જ, સિનેમા અને રાજનીતિ યે છે. સરિતા છે, પહાડ છે, હિલ સ્ટેશનો છે, શહેર છે, વન છે અને ખંડિયેર. કવિ અને કવિતા છે. કલ્પના અને વાસ્તવિકતા. જીવનનો અતીત અને વર્તમાન આપણને ઇન્દ્રધનુના સપ્તરંગોના સંસારમાં દોરી જાય છે. ઇતિહાસની આમાંથી બાદબાકી શી રીતે થઈ શકે? જેનું અસ્તિત્વ નથી છતાં વાસ્તવિકતા છે અને જેનું અસ્તિત્વ તેની કલ્પના છે એવા શ્રીમાન 'અ'-નો પણ આ સંગ્રહમાં ભેટો થઈ જશે.

આ સંત્રસ્ત જગતમાં વંચના, ઘૃણા, તિરસ્કાર અને અમાનવીયતાનો પ્રખર તાપ શાહમૃગ માટે સાનુકૂળ ગણાય. પણ આપણો મર્મ, આપણી અસ્મિતા તેમાં નથી. આપણી નિયતિ દેવહૂમાની હોઈ શકે. મને આ સઘળા નિબન્ધોનો એ સંવાદી સૂર લાગ્યો છે.

પ્રકૃતિના અખંડ સૌંદર્યને પામવા માટેની જીવનયાત્રા અને આહ્વાન આવે ત્યારે આહુતિ આપીને નવા, છલોછલ સ્વરૂપે અવતરિત થવું એ જ આ નિબન્ધસંગ્રહનો આત્મા.

ગુજરાતી નિબન્ધસાહિત્યમાં આ સંગ્રહ ગણનાપાત્ર ન ઉવેખી શકાય એવું ઉમેરણ છે.

('જનશક્તિ'માંથી)



## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| ક્રમ | પુસ્તક | લેખક | પ્રકાર | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | લોહીનો બદલાતો રંગ | વિઠ્ઠલ પંડ્યા | નવલકથા | ૨૭-૭૫ |
| ૨ | પંખીનો મેળો | ઈશ્વર પેટલીકર | ,, | ૩૦-૦૦ |
| ૩ | પંચપુરાણ | રઘુવીર ચૌધરી | ,, | ૨૫-૦૦ |
| ૪ | સોનેરી સ્વપ્નાં | વી. સ. ખાંડેકર | ,, | ૨૧-૦૦ |
| ૫ | આથમતાં સૂર્યના સોગન | મોહમ્મદ માંકડ | ,, | ૨૨-૦૦ |
| ૬ | વસંત પંચમી | નટવર શાહ | ,, | ૩૬-૦૦ |
| ૭ | છૂટાછેડામાં બંધાયેલ ગાંઠ | નટવર શાહ | ,, | ૧૮-૦૦ |
| ૮ | પ્રેતનું રહસ્ય | વૈદ્ય મોહનલાલ ધામી | ,, | ૨૬-૫૦ |
| ૯ | સાર આ સંસારનો | વિમલકુમાર ધામી | ,, | ૧૮-૦૦ |
| ૧૦ | બિંદુ અને સિંધુ | અમૃતલાલ નાગર | ,, | ૨૧-૫૦ |
| ૧૧ | વન વનનાં પારેવાં | ડૉ. કેશુભાઈ દેસાઈ | ,, | ૨૧-૨૫ |
| ૧૨ | જોબનવન | ,, | ,, | ૨૦-૦૦ |
| ૧૩ | લોપા | યશવંત મહેતા | ,, | ૨૬-૦૦ |
| ૧૪ | પ્રીત થયા પહેલાં | ભવાની શંકર | ,, | ૨૦-૦૦ |
| ૧૫ | સંજોગ | વાસુદેવ ઉપાધ્યાય | ,, | ૧૮-૦૦ |
| ૧૬ | ચક્ર આરા | વિજયશંકર દવે | ,, | ૨૩-૦૦ |
| ૧૭ | બગુ બેરિસ્ટર | અનુ. ચંદુલાલ સિંધાણી | ,, | ૨૦-૦૦ |
| ૧૮ | અન્નપૂર્ણાનો ગોદમા | ,, | ,, | ૨૦-૦૦ |
| ૧૯ | ગુલ ખીલ્યાં ફરી | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ,, | ૨૫-૦૦ |
| ૨૦ | હૈયુ ખોવાયું આખમા | રામજીભાઈ કડીયા | ,, | ૧૫-૦૦ |
| ૨૧ | કિનારા એક જ નદીનાં | રામુ પારેખ | ,, | ૧૫-૦૦ |
| ૨૨ | નૂતન પ્રભાત | વિ. સ. ખાંડેકર | નવલિકા | ૨૫-૦૦ |
| ૨૩ | પાળિયાં બોલે છે | મનસુખ સ્વામી | ,, | ૧૩-૦૦ |
| ૨૪ | મૈં તો સ્નેહનિર પિલાઉં | રંજનકુમાર દેસાઈ | ,, | ૧૦-૦૦ |
| ૨૫ | મનસા | કૃપાશંકર જાની | કાવ્ય | ૬-૫૦ |
| ૨૬ | અંતરગાંધાર | રાજેન્દ્ર શુક્લ | ,, | ૯-૦૦ |
| ૨૭ | સનનત્ | રમેશ પારેખ | ,, | ૧૫-૦૦ |
| ૨૮ | બરફનાં પંખી | અનીલ જોષી | ,, | ૧૫-૦૦ |
| ૨૯ | ઋણ | રામુ પારેખ | ,, | ૧૦-૦૦ |
| ૩૦ | સોહમ સુધા | ડૉ. ધિરજલાલ મુનિ | ,, | ૫-૦૦ |
| ૩૧ | દૃશ્ય ફલક | ઉત્પલ ભાયાણી | વિવેચન | ૩૦-૦૦ |
| ૩૨ | મારો આસપાસનો રસ્તો | સુરેશ દલાલ | ,, | ૨૦-૦૦ |
| ૩૩ | મધ્યમ પિંગળ | રામનારાયણ પાઠક | ,, | ૨૦-૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૪ | અર્વાચીન ગુજરાતી સાહિત્યનો આસ્વાદ | મધુસૂદન પારેખ | વિવેચન | ૩૦—૦૦ |
| ૩૫ | ક્ષરાક્ષર | ધીરુભાઈ પરીખ | ,, | ૨૫—૦૦ |
| ૩૬ | અર્વાચિન સાહિત્યમાં પ્રકૃતિ નિરૂપણ | હેમંત દેસાઈ | ,, | ૪૦—૦૦ |
| ૩૭ | ઉપલબ્ધી | યશવંત શુક્લ | ,, | ૨૫—૦૦ |
| ૩૮ | મુન્સી એક નાટકકાર | રવિન્દ્ર ઠાકોર | ,, | ૨૫—૦૦ |
| ૩૯ | પાબ્લો નેરૂદા | યશવંત ત્રિવેદી | ,, | ૨૫—૦૦ |
| ૪૦ | ભાલણનાં ભાવગીતો | ડૉ. ધીરુભાઈ દેશી | નિબંધો | ૧૨—૦૦ |
| ૪૧ | ખોબો ભરી ઉજાસ | પન્ના અધ્વર્યુ | ,, | ૧૦—૦૦ |
| ૪૨ | મેઘદૂત | પરમસુખ પંડયા | ,, | ૧૫—૦૦ |
| ૪૩ | રહસ્યવાદ | ડૉ. રાજેન્દ્ર રાયજાદા | ,, | ૧૨—૦૦ |
| ૪૪ | અંતર મમ્ વિકસિત કરો | નિલા વસાણી | ,, | ૧૦—૦૦ |
| ૪૫ | વાહ રે જીવન વાહ તારા ફૂલ કાંટાળા રાહ | ,, | ,, | ૯—૦૦ |
| ૪૬ | મારું જીવન વૃત્ત | પંડિત સુખલાલજી | જીવનચરિત્ર | ૨૫—૦૦ |
| ૪૭ | કેળવણીનાં કિમિયાગરો | ડૉ. મોહનભાઈ પંચાલ | ,, | ૫૦—૦૦ |
| ૪૮ | એક ઘર જોયાનું યાદ | ડૉ. કેશુભાઈ દેસાઈ | લેખો | ૨૫—૦૦ |
| ૪૯ | અને હવે ઇતિહાસ | વિનોદ ભટ્ટ | ,, | ૯—૦૦ |
| ૫૦ | પ્રવાસ માર્ગદર્શિકા | પ્રો. પ્રસન્નજીત પરમાર | પ્રવાસ પ્રકીર્ણ | ૪—૫૦ |
| ૫૧ | ચિંતનની ક્ષણો | ચંદ્રકાન્ત જોષી | ,, | ૨૭—૦૦ |
| ૫૨ | જીવન એક ખેલ | કુંદનિકા કાપડિયા | ,, | ૩—૦૦ |
| ૫૩ | પ્રેપઝીશનનાં સાચાં ઉપયોગ | વનરાજ માલવી | ,, | ૧૬—૦૦ |
| ૫૪ | પ્રેગીનાં પ્રેમપત્રો | દીપક દંપતી | પત્રો | ૧૫—૦૦ |
| ૫૫ | અમૃત ભોજન યાને ચાઈનીઝ એન્ડ નેશનલ કુકીંગ | નયના ઠક્કર મીનાક્ષી ઠક્કર | પાકશાસ્ત્ર | ૧૬—૦૦ |
| ૫૬ | ડીટરજન્ટ એન્ડ શોપ | ગજ્જર અને ઠક્કર | હુન્નર | ૨૦—૦૦ |
| ૫૭ | જ્યોતિષની આંખે | કે. જે. મહેતા | જ્યોતિષ | ૨૫—૦૦ |
| ૫૮ | પ્રેરણાત્મક પ્રસંગો | દિપકકુમાર હ. પટેલ | પ્રેરકપ્રસંગો | ૩—૦૦ |
| ૫૯ | અપંગ નહિ અસક્ત પુ. ૫. | યશવંત મહેતા | પ્રેરકકથાઓ | ૧૯—૦૦ |
| ૬૦ | ભગવાનશ્રી રજનીશનો વિરોધ શા માટે? | સ્વામી ચંદ્રમુનિ | આધ્યાત્મિક | ૧૦—૦૦ |
| ૬૧ | તારા નગરમાં | હરકિશન જોષી | ગઝલો | ૮—૦૦ |
| ૬૨ | મહેફીલ | સંપા. પ્રફુલ્લ ભારતીય | ,, | ૯—૫૦ |
| ૬૩ | ઉર નિર્ઝરા | ગુંજન ગારવાલિયા | ,, | ૫—૦૦ |

## इस मास के नये प्रकाशन (प्रत्येक प्रकाशक से)

### उपन्यास

| | | |
|---|---|---|
| टूटा शीशा | आशापूर्णा देवी | 35–00 |
| नटी | महाश्वेता देवी | 30–00 |
| वे आँखें | विमल मित्र | 25–00 |
| हम चाकर रघुनाथ के | विमल मित्र | 12–00 |
| मरुभूमि | शंकर | 27–50 |
| अग्निबीज | मार्कण्डेय | 30–00 |
| काला गुलाब | भीमसेन त्यागी | 16–00 |
| आंगन | रामकुमार 'भ्रमर' | 40–00 |
| आत्मदाह | आचार्य चतुरसेन | 30–00 |
| कृष्णवेणी | शिवानी | 20–00 |
| चाँद के धब्बे | शिवसागर मिश्र | 20–00 |

### कहानी

| | | |
|---|---|---|
| शोभायात्रा | भीष्म साहनी | 18–00 |
| गाँव के लोग | मिथिलेश्वर | 20–00 |
| हे मानमती | मणि मधुकर | 20–00 |
| सफेद मेमने | ,, | 20–00 |
| कहे गाँव की गाथा | शिवसागर मिश्र | 25–00 |
| बंजारा | बाला दुबे | 20–00 |

### कविता

| | | |
|---|---|---|
| कन्हावत | मलिक मुहम्मद जायसी | 70–00 |
| *मेरी कविताई की आधी सदी* | बच्चन | 22–00 |
| लम्हा–लम्हा | दीप्ति नवल | 20–00 |
| यश–मालिका | लीलावती बंसल | 20–00 |
| बिजली के फूल | डॉ. पारुकान्त देसाई | 8–00 |

पी६७१२–३४ | ६–'८१

समीक्षा

| | | |
|---|---|---|
| परंपरा का मूल्यांकन | रामविलास शर्मा | 40-00 |
| युगसन्धियों पर | सच्चिदानन्द वात्स्यायन | 25-00 |
| कला का जोखिम | निर्मल वर्मा | 22-00 |
| मीरां का काव्य | डॉ. भगवानदास तिवारी | 30-00 |
| पारसी थियेटर | डॉ. शोभनाथ गुप्त | 40-00 |
| युगनिर्माता प्रेमचन्द | डॉ. पारूकान्त देसाई | 15-00 |

व्यंग्य

| | | |
|---|---|---|
| सितारे चहचहाते हैं | मश्कूर हुसेन याद | 20-00 |
| राष्ट्रीय जूता | मुश्ताक अहमद यूसुफी | 20-00 |
| कुत्ते की दुम | अजीज़ नेसिन | 30-00 |

विविध

| | | |
|---|---|---|
| शिक्षार्थी हिन्दी-अंग्रेजी शब्दकोश | डा. हरदेव बाहरी | 75-00 |
| प्रश्नों के घेरे | सं. राजेन्द्र अवस्थी | 40-00 |
| राजकाज हिन्दी सन्दर्भिका | कैलाश कल्पित | 30-00 |
| लोकसभा निर्वाचन 1980 | सं. लक्ष्मीमल्ल सिंघवी | 60-00 |
| जीवन के कुछ पृष्ठ | इन्दिरा गांधी | 50-00 |
| भारत में जातिवाद और हरिजन समस्या | जगजीवनराम | 20-00 |
| बच्चों का पालन-पोषण | डॉ. रेनु जोगी | 35-00 |
| आदर्श पत्र-लेखन | श्यामचन्द्र कपूर | 40-00 |
| राजपूत बच्चे | आचार्य चतुरसेन | 20-00 |
| मन के मृगछौने | रामनारायण उपाध्याय | 20-00 |

प्राप्तिस्थान :

आर. आर. शेठ एन्ड कम्पनी : बंबई 400 002 * अहमदाबाद 380 001

# સિદ્ધહસ્ત કલમોની શ્રેષ્ઠ નવલકથાઓ

**વિઠ્ઠલ પંડયા** · **લોહીનો બદલાતો રંગ** રૂ. ૨૭-૭૫

ઘણાં માનવીઓનાં જીવન એવી સપાટી પર ચાલ્યાં જાય છે કે એમના રસ્તામાં કદી ખાડા-ટેકરા નથી આવતા. બહુ સરળ રીતે આ દુનિયામા એ લોકો પ્રવેશે છે અને સીધી સડકની જેમ પસાર થઈ જાય છે!

પરંતુ અનાથ જેવી દીપા અને પોતાની ડંખીલી પત્નીથી દઝાયેલા કિશોરની જિંદગીનો માર્ગ કયાં સીધી સડક જેવો હતો? એ બન્નેનાં જીવતરનાં રંગો પારખવા તમારે વાંચવી રહી કલ્પનવેશ વિઠ્ઠલ પંડયાની તદ્દન નવી નવલકથા.

**રઘુવીર ચૌધરી** **પંચપુરાણ** રૂ. ૨૫-૦૦

ભારતનું 'હૃદય' ગામડાઓમાં ધબકે છે. આ 'હૃદય' વિશે ન કરવા જેવું શું થયુ છે? અને કરવા જેવું કેમ નથી થતું એનો કટાક્ષ ભરી રીતે નિર્દેશ કરતી અવિસ્મરણીય હાસ્યકથા એટલે 'પંચપુરાણ'.

વાસ્તવલક્ષી દૃષ્ટિ અને વક્રતાભરી રજૂઆતથી હેતુલક્ષી કલાનુ 'ગૌરીશંકર' શિખર સર કરતી કટાક્ષકથા એટલે 'પંચપુરાણ'.

માણસના જીવનસંઘર્ષને આલેખતી નવલકથા

**પિનાકિન્ દવે** **મોહનિશા** રૂ. ૨૪-૦૦

એક તરફ અન્યજીવ સૃષ્ટિ, બીજી તરફ માણસ અને તેમની સુખશાંતીની એષણા, જિજીવિષા, જેમાંથી આ સંઘર્ષ જન્મે છે આ સંઘર્ષોની કથા એટલે 'મોહનિશા'.

કલાત્મક નવલકથાઓના લેખકની એક નવી કલાકૃતિ નવા ઘરમાં પ્રથમ દિવસે નાયક અને તેનાં બે પુત્રોને થતાં અનુભવો અહીં રોચક શૈલીમાં નિરૂપાયા છે. નાયકની મૃતપત્ની સામાની સ્મૃતિઓ અને ચિત્રમાં અનેક વમળો પેદા કરે છે. તેને વાંચતાં સહૃદયોને અવશ્ય આનંદ થશે.

સાહિત્ય અને સાહિત્યરસિકો વચ્ચેના સેતુ

# ઉદ્ગાર

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪ અંક : ૧૦



વાડીલાલ ડગલી

ગુજરાતી અદ્વિતીય પુસ્તક 'રંકનું આયોજન'

(આર્થિક નિબંધો)ના લેખક

# સિદ્ધહસ્ત કલમોની શ્રેષ્ઠ નવલકથાઓ

**વિઠ્ઠલ પંડયા** — **લોહીનો બદલાતો રંગ** — રૂ. ૨૭-૭૫

ઘણાં માનવીઓનાં જીવન એવી સપાટી પર ચાલ્યાં જાય છે કે એમના રસ્તામાં કદી ખાડા-ટેકરા નથી આવતા. બહુ સરળ રીતે આ દુનિયામાં એ લોકો પ્રવેશે છે અને સીધી સડકની જેમ પસાર થઈ જાય છે।

પરંતુ અનાથ જેવી દીપા અને પોતાની ડંખીલી પત્નીથી દઝાયેલા કિશોરની જિંદગીનો માર્ગ ક્યાં સીધી સડક જેવો હતો? એ બન્નેનાં જીવતરનાં રંગો પારખવા તમારે વાંચવી રહી કલ્પનવેશ વિઠ્ઠલ પંડયાની તદ્દન નવી નવલકથા

**રઘુવીર ચૌધરી** — **પંચપુરાણ** — રૂ. ૨૫-૦૦

ભારતનું 'હૃદય' ગામડાઓમાં ધબકે છે. આ 'હૃદય' વિશે ન કરવા જેવું શું થયું છે? અને કરવા જેવું કેમ નથી થતું એનો કટાક્ષ ભરી રીતે નિર્દેશ કરતી અવિસ્મરણીય હાસ્યકથા એટલે 'પંચપુરાણ'.

વાસ્તવલક્ષી દૃષ્ટિ અને વક્રતાભરી રજુઆતથી હેતુલક્ષી કલાનું 'ગૌરીશંકર' શિખર સર કરતી કટાક્ષકથા એટલે 'પંચપુરાણ'.

માણસના જીવનસંઘર્ષને આલેખતી નવલકથા

**પિનાકિન દવે** — **મોહનિશા** — રૂ. ૨૪-૦૦

એક તરફ અન્યજીવ સૃષ્ટિ, બીજી તરફ માણસ અને તેમની સુખશાંતીની એષણા, જિજીવિષા, જેમાંથી આ સંઘર્ષ જન્મે છે. આ સંઘર્ષોની કથા એટલે 'મોહનિશા'.

કલાત્મક નવલકથાઓના લેખકની એક નવી કલાકૃતિ નવા ઘરમાં પ્રથમ દિવસે નાયક અને તેનાં બે પૂત્રોને થતાં અનુભવો અહીં રોચક શૈલીમાં નિરૂપાયા છે. નાયકની મૃતપત્ની સીમાની સ્મૃતિઓ અને ચિત્રમાં અનેક વમળો પેદા કરે છે. તેને વાંચતાં સહૃદયોને અવશ્ય આનંદ થશે.

**વિ. સ. ખાંડેકર** — **સોનેરી સ્વપ્નો** — રૂ. ૨૧-૦૦

ખંડિત સ્વપ્નોનાં ટુકડાઓને છાતીએ વળગાડી બેસી રહેવા સારુ માનવી જન્મ્યો નથી! માનવીના મનને કેવળ ભૂતકાળની શૃંખલાઓથી જકડીને બાંધી રાખી શકાતું નથી: એને ભાવીનાં ગગનગામી ગરુડની પાંખોનું વરદાન પણ મળેલું છે. એકાદું સ્વપ્ન જોવું, એને ખીલવા વિકસવા દેવુ. સત્ય સૃષ્ટિમાં એ સાકાર બને તે સારુ પ્રયત્નો કરવા, એ પ્રયત્નોના શ્રમનો આનંદ માણવો, અને દુર્ભાગ્યે એ સ્વપ્નો ભાંગી પડે તો પણ એના વેરાયેલા ટુકડાઓ પર ચેક દોડવામાં પગે લોહીના ધાબાઓ ચાલે છતાં બીજા સ્વપ્ન પાછળ દોટ દેવી, એ માનવીનો ધર્મ છે, એ એનું કર્તવ્ય છે. એથી જ માનવીનું જીવતર સાર્થક બને છે.

મરાઠી સાહિત્યના 'ભિષ્મ પિતામહ'ની અંતિમ નવલકથા



આપના ગ્રંથાલયને સમૃદ્ધ બનાવવા જરૂર વસાવો

**આર. આર. શેઠની કંપની**

સંપાદક : મનહર મોદી

# ઉદ્ગાર

વર્ષ : ૪ અંક : ૧૦



વાડીલાલ ડગલી

ગુજરાતી અદ્વિતીય પુસ્તક 'રંકનું આયોજન'
(આર્થિક નિબંધો)ના લેખક

# ઉહાપોહ

સંપાદક : મનહર મોદી

વર્ષ : ૪
૧૫ જુલાઈ '૮૧ : અંક ૧૦
કાર્યાલય :
આર. આર. શેઠની કંપની,
કુવારા, ગાંધી રોડ,
અમદાવાદ-૧

વાર્ષિક લવાજમ :
રૂ. ૧૦-૦૦
(વર્ષમાં દસ અંક)
છૂટક નકલ
રૂ. ૧-૦૦
નકલ : ૭૦૦૦

આર. આર. શેઠની કંપની વતી ભગતભાઈ-ભુરાલાલ શેઠે અન્નપૂર્ણા પ્રિન્ટિંગ પ્રેસ ૫, ગજ્જર એસ્ટેટ, સૈજપુર, અમદાવાદમાં છાપી, ગાંધી રોડ, અમદાવાદ-૧થી પ્રસિદ્ધ કર્યું.


## આપણી વાત

રાજકોટની લેંગ લાયબ્રેરીએ ૧૨૫ વર્ષ પૂરાં કર્યાં છે એ નિમિત્તે એનું સવા શતાબ્દી વર્ષ ઉજવાય છે. આ વર્ષના કાર્યક્રમ-રના ભાગરૂપ એના ભવ્ય વારસાના પ્રતીકરૂપ ઇતિહાસનાં સમૃદ્ધ પુસ્તકોનું પ્રદર્શન આ તારીખ ૪-૭ થી ૬-૭-૮૧ દરમિયાન યોજાયું. જાણીતા ઇતિહાસવિદ્ શ્રી શંભુપ્રસાદ હ. દેસાઈએ આ પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું તે વેળા પ્રા. દેવેન્દ્રભાઈ વૃ. ભટ્ટે 'ઇતિહાસનું આલેખન કેટલાંક રસપ્રદ પાસાંઓ' વિશે અભ્યસનીય માહિતી આપી.

ઈ. સ. ૧૮૬૪ પહેલાં આ સંસ્થા વિદ્યા વિવર્ધક મંડળીના નામે ઓળખાતી હતી. તેની તા. ૨૮-૪-૧૮૬૦ની મિનિટબુકનાં પાનાંના હસ્તાક્ષરનો છપાયેલો એક નમૂનો વાંચતાં જણાય છે કે 'આ દેશના લોકો "સંપીલા" હતા અને એ કારણે આ દેશ દુનિયામાં પ્રથમ હતો.'

'આ' દેશ અને લોકો હાલ ક્યાં કેમ છે તે વિશે—

મૌનમ્—

મનહર મોદી

## આ અંકમાં

કાળાન્તરે

## ઉશનસ્

તે દિવસોમાં તો હું આખો ને આખો જ તને
અર્પિત હતો ને!
એટલે મારા પ્રેમની પ્રથમ પોથી તને જ
અર્પિત કરેલી,
ને તેં સ્વીકારેલી ય કેવી ઉત્સુકતાથી પ્રથમ પ્રથમ,
પણ પછી કાળાન્તરે મારો પ્રેમ ને પોથી બધુ 'ય
તેં પસ્તીમાં કાઢી નાખ્યું!
પ્રેમની એ પોથી તો મને શુક્રવારની ગુજરી-
માંથી મળી!
મેં તો તે વેચાતી જ લઈ લીધી, કશીક
ઉત્સુકતાથી;
હાંસિયામાં તારી નોંધો જોવાની મને એવી
તાલાવેલી...

ઘેર લઈ જઈને મોડી રાતે એકાન્તમાં એ
ઉઘાડીને બેઠો;
જોયું તો, તે ય એને મોડી રાતોમાં જ વાંચેલી હતી!
અને તેય મારી માફક જ, ચોરીછૂપીથી,
આંખની ઝીણી મીણબત્તીઓ
બાળી બાળીને.
આ રહ્યાં તેનાં એંધાણ:
ક્યાંક ક્યાંક મોરપીંછ ને પીપળાના પાનની
કાપલીઓ મૂકેલી છે
તે પ્રારબ્ધનાં પાનાં હું ફરીને વાંચી ગયો,
માનીશ?
પીંપળાનું પાન તો સુકાઈને ચારણી ચારણી
થઈ ગયું છે
હવે એની આરપાર જોવાની મઝા આવે છે:
આપણી આખી જૂની વસંત દેખાય છે,
માનીશ? લીલીછમ?
જ્યાં જ્યાં તું વાંચતાં વાંચતાં કોઈ કારણસર
અટકી ગઈ છે તે તે પંક્તિઓ ઉપર ટશિયા
ફૂટ્યા છે લોહીના!
અને તું માનીશ? આ લોહીને જ લાક્ષારસ
ગણીને
એકાદ પતંગિયું ય ત્યાં આવ્યું લાગે છે,
એય બિચારું ચપટાઈ ગયું છે અચાનક પોથી
બંધ થવાથી,
તેં અચાનક જ એકદમ જોરથી પોથીને બંધ
કરી દીધી લાગે છે
કોઈ અદૃશ્ય આવેગમાં.

આલા ખાચર
બાપુ અને ઉદરશૂળ
(પુષ્પા)

## રમેશ પારેખ

ફરાળ કર્યું બાપુએ જમી બપોરના ફાકડી
થયો સખત ગેસ ને ઉદરમાં પીડા ઉપડી
પાધી ચસચસાવી કૈં કેટલી બીડી સામટી
થયા અરધ રાતના ગજર ને પીડા ના ઘટી
'તને ગધની ફાકડી, પ્રુટલ, ગોલકીની ફટ.
ભગા સુખડિયા તને, પણ હું શું કહું હલકટ!
કર્યો અસલમાં દગો, કરજમાં ઉતાર્યો અને
ઉધાર દઈ, ફાકડી ય ફટકારી ખોરી મને'
મનોમન જ બાપુ આમ વદતા પડ્યા છે ભડ
અહીં ઉદરને અહો ઉભય હાથથી સજ્જડ
વદે: 'ભલભલા અમે દુશમનો લીધા ઝાટકે
અરે, સુભટ છું, નહીં ટકર ગેસડું લૈ શકે
કરું અબઘડી ખલાસ (ઉંહ) પેટની આંકડી.'
ભરી તરત બાપુએ જલદ હીંગની ફાકડી.

# બે રચના | સંસ્કૃતિરાણી દેસાઈ

## આષાઢ

આકાશમાંથી પડતાં વરસાદના છાંટા
એકાએક હવામાં સ્થિર થઈ ગયા હોય,
ત્યારે તે આવીને એક એક છાંટો ભરી દેતો
ટોપલીમાં
ને હું છાંટાઓ વચ્ચેથી સંકોચાઈને જતી હોઉં
ત્યારે ઢોળી દેતો મારા પર,
ને મને ભીની થયેલી જોઈ
એકદમ ખુશ થઈ તાળીઓ પાડવા લાગતો.
તો ક્યારેક ટોપલી ભરીને છાંટા લઈ આવતો
ને ટીંગાડી દેતો હવાની ખીંટીઓ પર.
ને કોઈક વાર છાંટા વહેંચવાય નીકળી પડતો
થેલો લઈ.
ને ક્યારેક છાંટાઓને ઉપર ઉછાળી
તેમની જ નીચે ઊભો રહી ભીનો થઈ જતો.
જુઓ આજે ય પાછો ભીનો થઈ ઊભો છે
મારી સામે
આ....આષાઢ !

## અરીસા

મારા ઘરમાં દીવાલો નથી
અરીસા છે.
દરેક રૂમમાં જડાવી દીધા છે જુદી જુદી જાતના
અરીસા.
એક અરીસામાં શેઠ લાગું તો બીજામાં પતિ
ત્રીજામાં ફિલ્મનો હીરો ને ચોથામાં ઋષિ
ને દિવસ પૂરો કરું છું
વારાફરતી દરેક રૂમમાં નિશ્ચિત સમય વિતાવી.
બહારની દુનિયાની કોઈ જરૂર નથી રહી હવે
મારે.
પણ એક દિવસ
મારાથી કંટાળીને
દીવાલથી અલગ થઈ, ચાલ્યા ગયા બહાર
બધાય અરીસા,
ને હું ઉઘાડી દીવાલો વચ્ચે ભીંસાતો ગયો,
ગૂંગળાતો ગયો.
પણ હવે મેં મારાં આંસુઓનો અરીસો
બનાવી દીધો છે.
ચૂમાઈને બહાર ઊભેલા અરીસા
આવીને ગોઠવાઈ ગયા તેમની જગ્યાએ
પણ હું તો ઊતરી ગયો હતો
પ્રતિબિંબની શોધમાં
મારાં આંસુઓમાં.

# બે બોધકથાઓ

## સોરેં કિર્કેગાર્ડ;

અનુ. રાધેશ્યામ શર્મા

## પરિચય

### સોરેં કિર્કેગાર્ડ : (૧૮૧૩–૧૮૫૫)

ડેનિશ ધર્મચિંતક. હમણાં સુધી સ્કેન્ડેનેવિયા અને જર્મની સુધી જ તેની કીર્તિધ્વજા લહેરાતી હતી. ફ્રોઈડે ઇડિપસ ગ્રંથિ શોધી તે પૂર્વે એની એક 'પેરેબલ'—બોધકથામાં આવા એક ઐતિહાસિક પાત્રનો ઉલ્લેખ સાંપડે છે.

સમય કરતાં શાશ્વતિને મહત્ત્વપૂર્ણ, પાપ કરતાં યાતનાને વૈધર્મ્યપૂર્ણ તે ગણે છે. મનુષ્ય આહંચસ્ત છે જ અને તેથી નૈરાશ્ય તેના લલાટપટલ પરથી કોઈ ભૂંસી શકે નહિ. પ્રભુ, મનુષ્ય અને મનુજમતિની પેલે પાર છે—કિર્કેગાર્ડની દાર્શનિક ધારણાઓની ભૂમિકા આવી છે.

—રા. શ.

## બટન

### નૈતિક કાર્યો "સિદ્ધાંત પંથે" જ હમેશાં ચાલતાં ઘટે?

માણસના કોટના અંદરના ગજવા પર "સિદ્ધાંત રાહે" પટ્ટીવાળું નાનું બટન હોય તો આમ બિનમહત્ત્વનાં અને ચાલુ દેખાતાં કામો પણ મહત્ત્વપૂર્ણ બની રહે—એ પણ અસંભવિત નથી કે સમાજ-નિર્માણમાં પણ તે પરિણમે..."સિદ્ધાંત રાહે" વેશ્યાગૃહનો પાયો ખોડવાના કામમાં (સ્વાસ્થ્ય વિશારદો દ્વારા આલેખિત એવા વિપુલ સમાજશાસ્ત્રીય અભ્યાસો છે જ) જે મનુષ્યને રસરુચિ હોય તેનો તે માણસ "સિદ્ધાંત રાહે" જમાનાની જરૂરિયાત જાણીનાણી અભિનવ સ્તવન સંગ્રહના પ્રકાશનમાં સહાયભૂત પણ બની શકે છે.

પરંતુ અસાધુના કૃત્યથી તેને જેમ વ્યભિચારી માની લેવો ઘટારત નથી કદાચ, તેવી જ રીતે બીજા કૃત્યના કારણે તે સ્તવનવાચન યા સ્તવનગાયન કરે છે—એમ ગણવું પણ ઘટતું નથી.

---

'ધ પ્રેઝન્ટ એજ' પૃ. ૭૪

# દેવોનું મનોરંજન

## સા ઇચ્છાઓમાં કઈ સૌથી શ્રેષ્ઠ ?

કશુંક આશ્ચર્યજનક મારા સંબંધે બન્યું છે. સાતમા સ્વર્ગમાં હું એકદા સપડાયો. એક સભામાં સર્વ દેવો આસને બિરાજેલા હતા. કોઈ પરમ કૃપાના કારણે મારે મારી એક ઇચ્છા – વર માગવાની – પ્રગટ કરવાનો હક સાંપડ્યો.

"નમન કર" ગ્રહરાજ બુધ ઉવાચ: અને "યૌવન, સૌંદર્ય, સત્તા, દીર્ઘાયુષ્ય અથવા સુંદરતમ સુંદરી યા અમારી નિધિમાંની કોઈ પણ ગૌરવપૂર્ણ ચીજ તું માગી લે. માગવાની તને છૂટ, પણ માત્ર એક વસ માગી લે."

ઘડીપળ તો હું મૂંઝવણમાં મુકાયો.

પણ પછી મેં દેવોને આમ સંબોધ્યા:

"મારા સમકાલીન મહાનુભાવો, મારે એક જ વસ્તુ જોઈએ અને તે એ કે કોઈ પણ બાબત પરત્વે અંતે હસવાનું મારા પક્ષે જ રહે."

દેવોમાંથી કોઈએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ, ઊલટાના તેઓ સૌ તો હસવા માંડ્યા. આ ઉપરથી મેં તારવી લીધું કે મારી ઇચ્છા માન્ય થઈ છે અને દેવતાઓને સુરુચિપૂર્વક અભિવ્યક્તિ કરવી ફાવે છે; કારણ કે આ બાબતમાં "તથાસ્તુ" એમ ગંભીર મોં રાખી કહેવું, દેવો માટે શોભાસ્પદ નહોતું.

---

આઇધર/ઑર, ૧, પૃ. ૪૧–૪૨

---



---

# શાસ્ત્રીય છતાં સરસ પુસ્તક

એચ. એમ. પટેલ

[ તાજેતરમાં પ્રગટ થયેલ પુસ્તક 'રંકનું આયોજન' (આર્થિક નિબંધો) વિશે ભારતના ભૂતપૂર્વ નાણાંમંત્રી શ્રી એચ. એમ. પટેલસાહેબે 'અર્થ'-ના મે ૧૯૮૧ના અંકમાં સમીક્ષા કરી હતી તે અત્રે સાભાર રજૂ કરીએ છીએ.

—સં :]

'રંકનું આયોજન' વાંચવું ગમે તેવું ખૂબ સરસ નાનકડું પુસ્તક છે. એમાં અતિ જટિલ આર્થિક સમસ્યાનું નિરૂપણ થયેલું છે. આનું નોંધપાત્ર પાસું એ છે કે પુસ્તકની પ્રાસાદિક લેખનશૈલીને લીધે આ જટિલ સમસ્યા સાવ સાદી, સરળ રીતે રજૂ થઈ શકી છે. આપણું આયોજન અને આપણે હાસલ કરેલી સિદ્ધિઓ છતાં દેશની સૌથી મોટી સમસ્યા ગરીબીને નાબૂદ કરવામાં આપણે શા માટે નિષ્ફળ નીવડ્યા છીએ તે હકીકત જેઓ સમજવા માગે છે, તેમને માટે આ પુસ્તકનું અધ્યયન ખાસ અગત્યનું ગણાય.

રાષ્ટ્રીય વિકાસ પંચે હજુ હમણાં જ છઠ્ઠી પંચવર્ષીય યોજના(૧૯૮૦ – ૮૫)ને મંજૂરી આપી છે. આપણે જ્યારે ૧૯૫૧માં આયોજન દ્વારા વિકાસ કરવાનું નક્કી કર્યું ત્યારે જાહેર કર્યું હતું કે આપણું ધ્યેય "જીવનધોરણ ઊંચું લાવવાનું તેમ જ વધુ સાધનસંપન્ન તથા વૈવિધ્યપૂર્ણ જીવન માટે નવી તકો પૂરી પાડવાનું છે." એક યોજનાથી બીજી યોજનાના સમયગાળા દરમ્યાન આપણે એકધારી પ્રગતિ કરતા રહ્યા છીએ. આમ છતાં આપણે આપણા મોટા ભાગના લોકોના જીવનધોરણને ઊંચું લાવવાનું મુખ્ય ધ્યેય હજુ હાંસલ કરી શક્યા નથી; મંજિલે આપણે પહોંચી શક્યા નથી.

ઔદ્યોગિક રીતે આપણે વિશ્વના મોખરાનાં દસ ઔદ્યોગિક રાષ્ટ્રોમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે. ઔદ્યોગિક ક્ષેત્રે દેશે સારી એવી પ્રગતિ કરી છે. કૃષિક્ષેત્રે ભારતની ભારે વિશાળ વસ્તીને અનાજ પૂરું પાડવા માટે આપણે શક્તિમાન થયા છીએ અને એ માટે ખેતીની પદ્ધતિને આધુનિક બનાવી શક્યા છીએ. અમેરિકા અને રશિયાને બાદ કરતાં, જગતના કોઈ પણ દેશ કરતાં તાલીમ પામેલા વૈજ્ઞાનિકોનો વધારે વિશાળ સમૂહ ભારત પાસે છે. આપણા આયોજિત વિકાસનાં ત્રીસ વર્ષોની સિદ્ધિઓ વિષે ઘણું કહી શકાય એમ છે. છતાં એ હકીકત છે કે પહેલાં ક્યારેય ન હતા એટલી મોટી સંખ્યામાં બેકારો અને અર્ધબેકારો આજે દેશમાં છે. કુલ વસ્તીના ૩૦ ટકા જેટલા અત્યંત ગરીબ લોકોના જીવનધોરણમાં જરા પણ સુધારો થયો નથી. અને ૧૯૫૧ની સરખામણીએ ગરીબીની રેખા નીચે જીવનારો વર્ગ આજે વધુ મોટા પ્રમાણમાં છે.

છઠ્ઠી યોજનામાં, એના સમયગાળા દરમિયાન વધનારા કાર્યજીવી વર્ગને સમાવવા જેટલી નવી રોજગારી ઊભી કરવાની વ્યૂહરચનાનો અભાવ જણાય છે. આયોજકો એવો દાવો કરી શકે કે છઠ્ઠી યોજનાના ગાળા દરમિયાન કરેલું મૂડી અને સાધનોનું રોકાણ ત્રણ કરોડ ચાર લાખ વધુ વ્યક્તિઓને રોજગારી મળે એટલી નવી તક ઊભી કરી આપશે. આ આંકડો પૂર્વધારણાઓ ઉપર આધારિત છે. પણ એની આધારભૂતતા શંકાસ્પદ જણાય છે. "કામને બદલે અનાજ" તથા "સંકલિત ગ્રામવિકાસ"ના બે કાર્યક્રમો પૂરતા પ્રમાણમાં નવી રોજગારી ઊભી કરવા માટે ઘડવામાં આવ્યા હતા. તેમાં પૂરતા નાણાંભંડોળના તેમ જ રાજકોષ સંકલ્પના

અત્યારે હવે કાપ મૂકવામાં આવ્યો છે અને આ કાર્યક્રમો માટે ફાળવવામાં આવેલ નાણાં ઘટાડી દેવામાં આવ્યાં છે તે આશ્ચર્ય પમાડે તેવી વાત છે. ઔદ્યોગિક અને બીજાં સંલગ્ન ક્ષેત્રોમાં થયેલા વિકાસનો લાભ જ્યાં બેરોજગારીનું મોટું પ્રમાણ છે તેવા ગ્રામીણ વિભાગને ચોક્કસપણે પ્રાપ્ત થવાનો છે એવા વિશ્વાસની ભૂમિકાએ છઠ્ઠી પંચવર્ષીય યોજનાને એની પૂરોગામી યોજનાની જેમ હાલ આગળ ધપાવવામાં આવી રહી છે.

ભારતીય અર્થતંત્રના અભ્યાસી શ્રી વાડીલાલ ડગલી આપણા આયોજનના ઘડવૈયાઓની આ ખામી ઘણી વહેલી પામી ગયેલા. પરિણામે સંબંધકર્તા સહુનું—સરકાર, અયોજનપંચ તથા લોકોનું—ધ્યાન આ ખામી તરફ તેઓ અવારનવાર ખેંચતા રહ્યા છે. શ્રી ડગલીના નિદાન સાથે બધા સંમત થાય છે, પણ એમાંથી કોઈ નક્કર પગલું ઉદ્‌ભવતું નથી. સંપૂર્ણ સહમતી દર્શાવવી, પણ કશું જ પગલું લેવું નહીં—વિરોધ કરવાના આ કાતિલ સ્વરૂપનો શ્રી ડગલી સામનો કરી રહ્યા છે. ૧૯૫૯થી ૧૯૮૦ના સમય દરમિયાન અપાયેલાં વ્યાખ્યાનો અને લખાયેલા નિબંધોના આ સંગ્રહ દ્વારા પોતાની વિચારધારા અત્યંત અસરકારક રીતે અને ઉગ્રતાપૂર્વક રજૂ કરવા શ્રી ડગલી પ્રવૃત્ત થયા છે તેનો મને આનંદ છે.

શ્રી ડગલીએ આ સંગ્રહનાં નિબંધો અને વ્યાખ્યાનો મારફત જે મંતવ્યો રજૂ કર્યાં છે તેનું સુસંકલિત અને સળંગ સૂત્રરૂપે પુનર્લેખન કરવાનો તેમને સમય મળ્યો હોત તો વધુ સારું પરિણામ આવી શક્યું હોત એમ મને લાગે છે. જોકે નિબંધો અને વ્યાખ્યાનો અહીં જે રીતે રજૂ થયાં છે એમાંથી પણ વિષય ઉપરનું લેખકનું સર્વગ્રાહી પ્રભુત્વ પ્રગટ થાય છે. શ્રી વાડીલાલ ડગલીએ અર્થશાસ્ત્રની જટિલ સમસ્યાઓનું સાદી છતાં સ્પષ્ટ અને ચોટદાર ભાષામાં સફળતાપૂર્વક વિવરણ કર્યું છે. ભારતનો એક પાયાનો અને અવગણાયેલો પ્રશ્ન ગરીબીનો છે. એનું અહીં સબળ રીતે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. તેમણે આ સમસ્યાનું માત્ર બયાન નથી કર્યું, પરંતુ ઊંડા ઊતરીને ગરીબીના નિરાકરણ માટે જરૂરી એવાં વિવિધ પગલાંનો પણ નિર્દેશ કર્યો છે. મોટા ભાગનાં પગલાં તો ખૂબ વ્યવહારુ છે અને જો એને આવશ્યક એવા રાજકીય સંકલ્પનું પીઠબળ મળે તો સહેલાઈથી અમલમાં મૂકી શકાય એવાં છે.

શ્રી ડગલીનાં અમલમાં મૂકી શકાય તેવાં કેટલાંક સૂચનો ઉદાહરણરૂપે અહીં સંક્ષેપમાં તપાસીએ. 'ગામડાંની ગુપ્ત બેકારી' નામે પ્રકરણમાં, ગુપ્ત બેકારી શું છે તે સમજાવીને, આ બાબતમાં આપણે અસરકારક પગલું શા માટે લઈ શક્યા નથી તેની છણાવટ લેખક આવા શબ્દોમાં કરે છે :

'અર્થશાસ્ત્રની પરિભાષામાં કહીએ તો ગુપ્ત બેકારો એવા લોકો ભોગવી રહ્યા છે કે જેમનો ઉત્પાદનમાં નજીવો ફાળો હોય છે. એ માણસ હોય કે ન હોય તોય કુલ ઉત્પાદનમાં મોટો ફરક પડતો નથી. આપણે જ્યારે એમ કહીએ છીએ કે ખેતી પર જરૂર કરતાં વધુ માણસોનું દબાણ છે ત્યારે એનો અર્થ એટલો જ છે કે ખેતીમાં રોકાયેલા માણસોમાં સારા પ્રમાણમાં ગુપ્ત બેકારી છે. જે વાત ખેતી માટે સાચી છે તે ગામડાંના પશુપાલન અને ગ્રામોદ્યોગ જેવા બીજા વ્યવસાયો માટે પણ સાચી છે.

* * *

ગામડાંના કુલ પંદર કરોડના શ્રમબળમાં જે બારેક કરોડ લોકો ખેડૂત અને ખેતમજૂરનું જીવન વિતાવી રહ્યા છે તેમાંથી લગભગ અડધા એટલે કે છ કરોડ

લોકો ગુપ્ત બેકારી સહન કરી રહ્યા છે.

* * *

છેલ્લાં પચીસ વર્ષના (આ ૧૯૭૭નું લખાયું છે) આયોજનમાં લગભગ ૪૫ હજાર કરોડ રૂપિયાનું રોકાણ થયું. આટલું પ્રચંડ રોકાણ કોઈ પણ સમાજની કાયાપલટ કરી શકે. આપણે ત્યાં થયું નથી તેનું એક કારણ એ છે કે ગરીબીનિવારણ માત્ર સરકારી તંત્રનું કામ છે એમ આપણે સમજ્યા. બીજી બાજુ એવું બન્યું કે યોજનાઓનું એવાં ક્ષેત્રોમાં મૂડીરોકાણ થયું કે જેનો મોટા ભાગનો ફાયદો ત્રણ ટંક ખાનારને જ મળ્યો. ગુપ્ત બેકારી ભોગવતા એક ટંકવાળા એક કોરે રહી ગયા.'

સમસ્યાના ઉકેલ માટે જે આઠ ઉપાયો લેવાનું શ્રી ડગલી જરૂરી માને છે તેમાંના ત્રણ તો ખુદ પ્રજા દ્વારા અને બાકીના પાંચ સરકાર દ્વારા અમલમાં મૂકી શકાય તેવા છે. સરકાર પક્ષે લેવાનાં પગલાં માટે તેઓ, ઉદાહરણ તરીકે સૂચવે છે:

'ગામડાંના ગરીબ લોકોનો મુખ્ય પ્રશ્ન વાજબી ભાવે બારેય મહિના કાચો માલ મળે તે છે. ગ્રામોદ્યોગ માટે તાલુકે તાલુકે કાચા માલની બૅન્કો ઊભી કરવી જોઈએ. કાચા માલની બૅન્કો માટે બૅન્કોએ ધિરાણ કરવું જોઈએ. છેલ્લા થોડાક મહિનાથી આ બાબતમાં શરૂઆત થઈ છે પણ જરૂર ગંગાની છે, ઝરણાંની નહીં.'

જો ઇચ્છા અને નિર્ધાર હોય તો આવા અત્યંત વ્યવહારુ સૂચનને અસરકારક રીતે અમલી બનાવવામાં કોઈ મુશ્કેલી પડવી જોઈએ નહીં. અન્ય સૂચન કરતાં શ્રી ડગલી લખે છે:

'ગામડાની દશા એવી છે કે એના પોતાના કાચા માલમાંથી, પણ એ પોતે આગળ ઉત્પાદન ન કરી શકે. રૂ કે શણને મુંબઈ કે કલકત્તા લઈ જવું પડે અને ત્યાં જે ઉત્પાદન થાય તે પાછું ગામડામાં જાય. એવી સરકારી નીતિ ઘડાય કે ગામડાના કાચા માલનો ઉપયોગ બને ત્યાં સુધી ગામડામાં જ થાય. તો જ આ અવળી ગંગા અટકે અને જે ઉત્પાદન થાય તે વેચવાની વ્યવસ્થા માટે પૂરતા પ્રમાણમાં ધિરાણ અને મૅનેજમૅન્ટની સગવડ મળે. જિલ્લે જિલ્લે ગ્રામોદ્યોગની પેદાશની માર્કેટિંગ કંપનીઓ થવી જોઈએ.'

આ વળી બીજું એક વ્યવહારુ સૂચન છે. જોકે, અમલ માટે તે સહેજ વધુ અઘરું ગણાય. પરંતુ જે સૂચન વ્યવહારુ અને અમલમાં મૂકવાનું શક્ય હોય તે મુશ્કેલ જણાતું હોય તોપણ તેને ચોક્કસપણે અમલી બનાવવું જોઈએ, કારણ કે તેની ફલશ્રુતિ પ્રોત્સાહક હશે. અંતમાં, શ્રી ડગલીનું એક સૂચન નોંધીએ. આ સૂચનના અમલમાં પોતાના પ્રબુદ્ધ સાથી નાગરિકો મદદરૂપ થઈ શકે તેવું શ્રી ડગલી માને છે:

'મને સૂઝે છે તેવાં કેટલાંક પ્રજાકીય પગલાં વિષે હું વિચાર કરવા માગું છું.

નિરક્ષરતા ગામડાંની ગુપ્ત બેકારી પાછળનું મોટું બળ છે. દરેક જિલ્લામાં નિરક્ષરતા નિવારણ સમિતિઓ પ્રજાકીય ધોરણે સ્થાપી શકાય. આ સમિતિ પોતાના જિલ્લામાં ચાલતી શાળાઓ અને કૉલેજોમાં ભણતા ચૌદ વર્ષની ઉપરના વિદ્યાર્થીઓને એવી વિનંતી કરે કે આવતાં પાંચ વર્ષ સુધી દરેક વિદ્યાર્થીએ વર્ષના ત્રણ મહિનાના વૅકેશનમાંથી માત્ર ૨૦ દિવસ જિલ્લાના એક ગામડાની નિરક્ષરતા નિવારણ માટે સમય આપવો જોઈએ.

વિદ્યાર્થી મિત્રોએ જ આ યોજના ઉપાડી લેવી જોઈએ. નિરક્ષરતા નિવારણનું કામ એટલું પ્રચંડ છે કે સરકાર ઉપર છોડી દઈએ તો ત્રીસ વરસ જેવી દશા થાય. જે ગામડામાં વિદ્યાર્થીઓ જાય તે ગામડાના લોકો તેમના રહેવા-

જમવાની જવાબદારી આનંદથી ઉઠાવી લેશે. ભણવાનાં કાળાં પાટિયાં, પુસ્તકો વગેરેની જવાબદારી જિલ્લાના સુખી ખેડૂતો અને રોટરી, લાયન્સ ક્લબો અને જેસીસ જેવી સંસ્થાઓ ઉપાડી શકે.'

જો થોડી પણ પહેલવૃત્તિનો ટેકો મળે તો આ પ્રકારના રચનાત્મક કાર્યમાં આપણા નવયુવકોની શક્તિઓ સ્વૈચ્છિક ધોરણે જોતરવાનું શક્ય બને.

શ્રી વાડીલાલ ડગલીએ સૂચવેલા વિવિધ ઉપાયો અને પગલાંઓ વ્યવહારુ છે. પરંતુ એ વ્યવહારુ હોવાને કારણે એને સહેલાઈથી અમલમાં મૂકવાનું શક્ય બનશે એમ માનવું ઉતાવળભર્યું ગણાશે. આપણી અત્યારની આવશ્યકતા અભિપ્રેરિત (Motivated) અને સમર્પિત બહુસંખ્ય કાર્યકરોની છે. પરંતુ આવા નિષ્ઠાવાન કાર્યકરો આપણી પાસે નથી. ફુગાવાનો સામનો કરવા માટેનાં શ્રી ડગલીનાં બે સૂચનો આપણે ઉપર્યુક્ત દૃષ્ટિકોણથી ચકાસીએ.

'એક રાષ્ટ્રીય સાદગીનો કાર્યક્રમ શરૂ કરવો જોઈએ. રાષ્ટ્રપતિ, કેન્દ્રના પ્રધાનો, ગવર્નરો, રાજ્યોના પ્રધાનો, ઉદ્યોગપતિઓ, વ્યવસાયીઓ, ધનિક ખેડૂતો અને શહેરી કામદારોએ આની શરૂઆત કરવી જોઈએ.

સરકારે એના ખર્ચમાં દસ ટકાનો એવી રીતે કાપ મૂકવો જોઈએ કે નાણાકીય ખર્ચઘટાડા સાથે સિમેન્ટ, કાગળ, પોલાદ, કાપડ જેવી વસ્તુઓની સરકારી વપરાશમાં દસ ટકા ચાલુ નાણાકીય વર્ષમાં ઘટે.'

જો આપણે રાજકીય સંકલ્પ અને નિર્ધાર ધરાવતા હોત તો ઉપરનાં સૂચનોને કાર્યાન્વિત કરવામાં કોઈ મુશ્કેલી ન પડત. હકીકતે આપણી પાસે રાજકીય સંકલ્પબળ નથી જ અને નિર્ધાર તો આપણે ધરાવતા જ નથી. રાજકીય સંકલ્પ અને નિર્ધાર વિના ઉપરનાં સૂચનોને વ્યવહારુ સ્વરૂપ આપવાનું શક્ય નથી, પછી ભલે ને એ અમલમાં મૂકી શકાય તેવાં મૂલ્યવાન સૂચનો હોય.

'ગરીબી શા માટે?' એવું વિષયવસ્તુ ધરાવતા આ પુસ્તકમાં જે દરે ભારતની વસ્તી વધી છે અને વધી રહી છે, તથા વસ્તીવધારાને કાબૂમાં લેવામાં આપણે સફળ થયા નથી તે હકીકત પ્રત્યે ભાગ્યે જ કોઈ નિર્દેશ સાંપડે છે તે કાંઈક આશ્ચર્યજનક ગણાય. વિકાસદર ઊંચો લાવવામાં આપણને જે સફળતા પ્રાપ્ત થાય છે, તે ભારતના વસ્તીવિસ્ફોટને કારણે વ્યવહારમાં બિનઅસરકારક બની જાય છે. ભારતની વિકાસયાત્રામાં વસ્તીવિસ્ફોટ મોટું વિઘ્ન છે. તેથી સ્પષ્ટ છે કે આ વિઘ્ન ઉપર વિજય મેળવવા માટે સુયોજિત અને સાતત્યભર્યો પુરુષાર્થ જરૂરી બને છે.

સમગ્ર રીતે જોતાં, દરેક વાચકે 'રંકનું આયોજન' પુસ્તક વાંચવું જોઈએ એમ કહી શકાય. પુસ્તકનો વિષય શાસ્ત્રીય છે, તેમ જ ભારતની ગરીબીની સમસ્યાનો વિષય દુઃખજનક પણ છે. આમ છતાં, પુસ્તકની લખાવટ એટલી સરસ છે કે વાંચતાં મને જે આનંદ આવ્યો તેવો આનંદ અન્ય વાચકો પણ અનુભવશે તેવી આશા રાખી શકાય.

---

**રંકનું આયોજન :** વાડીલાલ ડગલી. (આર. આર. શેઠ, ૧૯૮૦. પૃ. ૨૮૪, રૂ. ૨૨-૫૦)

□

યશવંત દોશી

# ગુજરાતી પુસ્તક-પ્રકાશન

[ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં પુસ્તકોનાં અવલોકન, વિવેચન, સમીક્ષા કરતા કે ખીતાક્ષરી નોંધ લેતા સામયિક 'ગ્રંથ'ના સંપાદક શ્રી યશવંત દોશીનો આ લેખ જૂન '૮૧ના 'નવનીત-સમર્પણ'ના અંકમાં પ્રગટ થયો હતો. ગુજરાતી પુસ્તક-પ્રકાશનમાં રસ ધરાવનારાઓ માટે આ લેખ રોચક નીવડશે તેમ માની અત્રે સાભાર રજૂ કરીએ છીએ. —સં.]

ગુજરાતી પુસ્તકોના પ્રકાશનનું મુખ્ય મથક અગાઉ મુંબઈ હતું. હવે એ સ્થાન અમદાવાદે લીધું છે. છેલ્લાં થોડાંક વર્ષોમાં ગુજરાતીમાં જે નવા પ્રકાશકો આવ્યા તે મુખ્યત્વે અમદાવાદમાં આવ્યા છે. મુંબઈના બે મોટા પ્રકાશકોએ ગુજરાતી પુસ્તકો પ્રગટ કરવાનું લગભગ બંધ કર્યું છે. બીજા બે મોટા પ્રકાશકોએ અમદાવાદમાં શાખાઓ ખોલી છે. આમ ગુજરાતી પુસ્તક પ્રકાશનની ગતિ અમદાવાદની દિશામાં થતી રહી છે.

## વહીવટી કેન્દ્રની સાથે

આ ગતિ સ્વાભાવિક છે. એ ગતિ વહીવટીતંત્રની પાછળ પાછળ થઈ છે. અગાઉ મુંબઈ ઈલાકાનું કે પ્રાંતનું અને પછી દ્વિભાષી મુંબઈ રાજ્યનું પાટનગર મુંબઈ હતું. ૧૯૬૦માં ગુજરાત અને મહારાષ્ટ્રનાં અલગ રાજ્યો થતાં ગુજરાતીનું કેન્દ્ર મુંબઈથી ખસીને અમદાવાદ ગયું. પુસ્તકના પ્રકાશકોને રાજ્યના શિક્ષણ ખાતા સાથે અને યુનિવર્સિટીઓ સાથે સંપર્કમાં રહેવું પડે છે. હવે એમાં પંચાયતો પણ ઉમેરાઈ છે. આ બધા સંપર્કો ર બહારના મુંબઈથી ન થઈ શકે.

રાજ્યના પાટનગરમાં જ ઘણા ખરા પ્રકાશકો હોય એ સ્વાભાવિક હશે પણ સારું નથી. કંઈ નહિ તો સૂરત, વડોદરા, વલ્લભવિદ્યાનગર, રાજકોટ, ભાવનગર જેવાં યુનિવર્સિટી કેન્દ્રોમાં તો થોડા થોડા પ્રકાશકો હોવા જોઈએ. પણ ફક્ત સૂરત બાદ કરતાં બીજા કોઈ કેન્દ્રમાં ગણનાપાત્ર પ્રકાશક નથી.

## વિવિધ પ્રકારના પ્રકાશકો

ગુજરાતીમાં પુસ્તકોનું પ્રકાશન વિવિધ પ્રકારના પ્રકાશકો દ્વારા થાય છે. ઘણી મોટી સંખ્યામાં પુસ્તકો ખાનગી પ્રકાશકો અથવા સારા શબ્દમાં કહીએ તો ધંધાદારી કે વ્યવસાયી પ્રકાશકો જ પ્રગટ કરે છે. લગભગ ૮૫ ટકા પુસ્તકો આ પ્રકાશકો દ્વારા બહાર પડે છે.

બીજો એક પ્રકાર જાહેર સંસ્થાઓનો છે. સસ્તું સાહિત્ય, નવજીવન ટ્રસ્ટ, પરિચય ટ્રસ્ટ, લોકમિલાપ ટ્રસ્ટ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ અને બીજી નાની મોટી અનેક જાહેર સંસ્થાઓ પુસ્તકો પ્રગટ કરે છે. આ દરેક સંસ્થા અમુક ચોક્કસ પ્રકારનાં

પુસ્તકો જ પ્રગટ કરતી હોય છે. દાખલા તરીકે સસ્તું સાહિત્ય મુખ્યત્વે ધાર્મિક, નીતિવિષયક, પૌરાણિક વગેરે પ્રકારનું સાહિત્ય પ્રગટ કરે છે. તો નવજીવન ટ્રસ્ટ ગાંધીજીનું અને ગાંધીવિચારનું સાહિત્ય પ્રગટ કરે છે.

ત્રીજો પ્રકાર સરકારી, અર્ધ-સરકારી કે સરકારનાં નાણાંથી ચાલતી સંસ્થાઓનો છે. આમાં સાહિત્ય અકાદમી, નેશનલ બૂક ટ્રસ્ટ, યુનિવર્સિટીઓ, યુનિવર્સિટી ગ્રન્થ નિર્માણ બોર્ડ વગેરે સંસ્થાઓ આવે. આ સંસ્થાઓ પણ દરેક પોતપોતાની યોજના પ્રમાણે અમુક મર્યાદિત પ્રકારોનું જ કામ કરે છે.

ઉપર જણાવેલી બન્ને પ્રકારની જાહેર સંસ્થાઓ મળીને પણ ગુજરાતીનાં ૧૫ ટકા જેટલાં જ પુસ્તકો પ્રગટ કરે છે, એટલે ગુજરાતી પ્રકાશન અત્યારે ઘણા મોટા પ્રમાણમાં ખાનગી અથવા ધંધાદારી પ્રકાશકોના હાથમાં છે.

## સર્જનાત્મક સાહિત્ય ધંધાદારી ધોરણે

ધંધાદારી પ્રકાશકો ઠીક ઠીક વગોવાયેલા છે. તે છતાં મોટા ભાગનું સર્જનાત્મક સાહિત્ય આ પ્રકાશકોએ જ પ્રગટ કર્યું છે. કવિતા, નવલિકા, નવલકથા, નાટક, નિબંધ એ બધા સાહિત્યપ્રકારો આ વ્યવસાયી પ્રકાશકોએ જ પ્રગટ કર્યા છે. વ્યવસાયી પ્રકાશકોએ સર્જનાત્મક સાહિત્ય પર ધ્યાન કેન્દ્રિત કર્યું છે, જ્યારે જાહેર સંસ્થાઓએ મોટે ભાગે વિદ્વત્તાપૂર્ણ, માહિતીદાયક, વિદ્યાકળાનું સાહિત્ય પ્રગટ કરવાનું વલણ રાખ્યું છે. સર્જનાત્મક સાહિત્ય પ્રત્યે જાહેર સંસ્થાઓ મોટે ભાગે ઉદાસીન રહી છે. સાહિત્યનું વિવેચન પણ વધુ તો પેલા વ્યવસાયી પ્રકાશકો દ્વારા બહાર પડયું છે.

## નવા પ્રયોગો પણ

એક નોંધવા જેવી બાબત એ છે કે જ્યારે જ્યારે સાહિત્યમાં નવા પ્રયોગો થયા ત્યારે એ પ્રયોગશીલ સાહિત્ય પ્રગટ કરનાર કોઈ જાહેર સંસ્થાઓ નહોતી પણ ખાનગી ધંધાદારી પ્રકાશકો જ હતા. ૧૯૩૦ના અરસામાં સુન્દરમ્–ઉમાશંકરનાં કાવ્યો, ૧૯૫૦ પછીના દાયકામાં નિરંજન-હસમુખ-નલિન વગેરેનાં કાવ્યો, ૧૯૬૦ પછી સુરેશ જોષીનાં વાર્તા, વિવેચનનાં પુસ્તકો વગેરેનું પ્રકાશન ધંધાદારી પ્રકાશકોએ જ કરેલું.

## સૌથી મોંઘાં અને સૌથી સસ્તાં

ગુજરાતીમાં મોંઘામાં મોંઘાં પુસ્તકો ધંધાદારી પ્રકાશકોનાં નહિ પણ જાહેર સંસ્થાનાં છે. સૌથી મોંઘાં ભાવનાં પુસ્તકો ચીમનલાલ લિટરરી ટ્રસ્ટનાં છે. અલબત્ત સૌથી સસ્તાં પુસ્તકો પણ લોકમિલાપ ટ્રસ્ટ, સસ્તું સાહિત્ય, પરિચય ટ્રસ્ટ જેવી જાહેર સંસ્થાઓનાં છે. આ બાબતમાં ધંધાદારી પ્રકાશકો મધ્યમમાર્ગી છે. એમનાં પુસ્તકો બહુ સોંઘાં નથી, બહુ મોંઘાં નથી.

## ગુજરાતી પુસ્તકો મોંઘાં નથી

ભારતની બીજી ભાષાઓનાં પુસ્તકોની સરખામણીમાં ગુજરાતી પુસ્તકો મોંઘાં નથી. અડસટ્ટો પણ એવો છે કે ગુજરાતી પુસ્તકો ઓછામાં ઓછાં વીસેક ટકા સસ્તાં હશે. આ માટે સરખામણી હમેશાં સરખાં પુસ્તકોની કરવી જોઈએ. ગુજરાતી નવલકથાની સરખામણી મરાઠી 'તુકારામની ગાથા' સાથે કરીએ તો ગુજરાતી પુસ્તક મોંઘું લાગે.

## સસ્તાં સર્જનાત્મક પુસ્તકોનો પ્રયત્ન

ગુજરાતીમાં નવાં સર્જનાત્મક પુસ્તકો સસ્તે ભાવે પ્રગટ કરવાના પ્રયત્નો થયા છે પણ તે ખાસ સફળ થયા નથી. થોડાં વર્ષો પહેલાં ગુજરાતી 'પોકેટ બુક' નામની માળા શરૂ થયેલી, ચંદ્રકાંત

બક્ષીની સુવિખ્યાત નવલકથા 'પેરેલિસિસ'થી એનો પ્રારંભ થયેલો, તે પછી થોડીક નવલકથાઓ એ માળામાં પ્રકાશિત થઈ પણ એ પેપર બૅક પ્રકાશન પ્રવૃત્તિ સફળ થઈ નહિ એમ જણાય છે.

## આગોતરા ગ્રાહકોની પદ્ધતિ

જૂનાં લોકપ્રિય પુસ્તકોની, અથવા તો તરતમાં પ્રગટ થયેલાં ને લોકપ્રિય બનેલાં પુસ્તકોની ઘણી સસ્તી આવૃત્તિ બહાર પાડવાની પ્રવૃત્તિ લોકમિલાપ ટ્રસ્ટે ખૂબ વિકસાવી છે. આગોતરા ગ્રાહકો નોંધીને એક પુસ્તકની કે વધુ પુસ્તકોના સેટની પાંચ-પચીસ-પચાસ હજાર નકલો પણ એ સંસ્થાએ વેચી છે. એ જ જાતનું કામ 'પ્રચાર' અને સંસ્કાર સાહિત્ય મંદિર (બન્ને ભાવનગરની) સંસ્થાઓએ પણ કર્યું છે. જાણીતાં પુસ્તકો સસ્તી કિંમતે વસાવવાની સારી સગવડ આ સંસ્થાઓએ કરી આપી છે.

## લેખક—પ્રકાશકો

ઉપર જણાવેલી પ્રકાશનની કંપનીઓ અને જાહેર સંસ્થાઓ ઉપરાંત કેટલાક લેખક-પ્રકાશકો પણ છે. આ પ્રકાશકો પોતે લેખકો છે અને પોતાનાં પ્રકાશનો પોતે જ પ્રગટ કરે છે. આવા એક પ્રકાશક ચંદુલાલ સેલારકા પોતાની કૃતિઓ ઉપરાંત બીજાઓની કૃતિઓ પણ પ્રગટ કરતા, પણ પછી એમણે પ્રકાશનનું કામ બંધ કરી દીધું જણાય છે. અત્યારે પોતાનાં પુસ્તકો પોતે જ પ્રગટ કરનારા બે જાણીતા લેખકો પન્નાલાલ પટેલ અને નાથાલાલ દવે છે. બન્નેએ પોતપોતાની પ્રકાશન સંસ્થાઓ શરૂ કરી છે.

આ ઉપરાંત એક બે પુસ્તકો પોતે પ્રગટ કરનારા તો અસંખ્ય લેખકો છે. મોટે ભાગે તેમનાં પુસ્તકો ભેટ જ આપી દેવાં પડે છે. તેઓ જાતે પ્રગટ કરી વિક્રેતાને વેચવા આપે છે. વિક્રેતા છાપેલી કિંમત ઉપર ૪૦–૫૦ ટકા કે એથીયે વધુ કમિશન માગે છે અને તે પછીયે શરત પ્રમાણેની મુદતમાં ભાગ્યે જ પૈસા આપે છે. એમ છતાં પોતાનું પુસ્તક પ્રગટ થાય એવી ઇચ્છા રાખનારા લેખકોની કદી ખોટ પડતી નથી. એટલે જાતે પ્રકાશન કરીને પસ્તાવો કરતા લેખકોનો વંશવેલો ચાલ્યા જ કરે છે.

## સહકારી મંડળીઓ

પ્રકાશકોની ચુંગાલમાંથી લેખકોને છોડાવવાના આશયથી સહકારી પ્રકાશનના પણ કેટલાક અખતરા ગુજરાતીમાં થયા છે. પણ અન્ય ક્ષેત્રોમાં સહકારી ધોરણે અત્યંત યશસ્વી કામગીરી કરી દેખાડનાર ગુજરાતીઓ પ્રકાશનમાં સહકારી પદ્ધતિ સફળ કરી શક્યા નથી. મુંબઈમાં ચાલતી એક સહકારી પ્રકાશન મંડળી પંદર વર્ષમાં માંડ પાંચ પુસ્તકો પ્રગટ કરી શકી છે અને અમદાવાદના લેખકોની એક સહકારી પ્રકાશનની સંસ્થા ફડચામાં ગઈ છે. તે ઉપરાંત કેટલીક નાની મોટી સહકારી મંડળીઓ પ્રકાશનનું કામ કરી રહી છે, પણ તેની સફળતા-નિષ્ફળતાનો અંદાજ હજી જાણવામાં આવ્યો નથી.

## અનુવાદની સંસ્થાઓ

ગુજરાતીમાં અનુવાદનું કામ કરનારી પણ કેટલીક સંસ્થાઓ છે. સાહિત્ય અકાદમી જગતનાં ઉત્તમ પુસ્તકોના અને ભારતની અન્ય ભાષાઓનાં ભાષાંતરો ગુજરાતીમાં પણ કરાવી પ્રગટ કરે છે. નૅશનલ બુક ટ્રસ્ટ લગભગ એ જ કામ કરે છે. પણ એ ટ્રસ્ટ બાળકો માટેનાં પુસ્તકો સારી સંખ્યામાં બહાર પાડે છે. ભાવનગરમાં એક ભાષાંતર નિધિ (ટ્રાન્સલેશન ટ્રસ્ટ) છે તે ખાસ કોઈ દેખીતા આયોજન સિવાય પણ વિવિધ પ્રકારનાં પુસ્તકોના અનુવાદો પ્રગટ કરે છે. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ

બોર્ડ પણ યુનિવર્સિટી કક્ષાએ ઉપયોગી એવાં સ્વતંત્ર પુસ્તકો લખાવવા ઉપરાંત કેટલાક પ્રશિષ્ટ ગ્રન્થોના અનુવાદો કરાવી તેનું પ્રકાશન કરે છે. આ સંસ્થાઓ ઉપરાંત વ્યવસાયી પ્રકાશકો પણ અનુવાદોનું પ્રકાશન કરે જ છે. સર્જનાત્મક પુસ્તકોના અનુવાદો ઘણે મોટે ભાગે વ્યવસાયી પ્રકાશકો જ પ્રગટ કરે છે. શરદબાબુ, રવીન્દ્રનાથ અને ખાંડેકરને ગુજરાતીમાં પ્રગટ કરનાર વ્યવસાયી પ્રકાશકો જ છે.

## લેખન ઉપર જીવનારા

કેવળ લેખન ઉપર જ જીવતા હોય એવા લેખકો ગુજરાતીમાં છે ખરા? અડધો ડઝન જેટલા તો ખરા જ, કદાચ વધારે પણ હોય. આમાંના લગભગ બધા નવલકથા લખનારા છે. નવલકથા વર્તમાનપત્રોમાં હપ્તાવાર પ્રગટ થતી હોવાથી લેખકને બેવડી રૉયલ્ટી મળી શકે છે. કેટલાક લેખકો નવલકથા લખવા ઉપ-રાંત વર્તમાનપત્રોમાં પણ લખતા હોય છે. પણ લેખન સિવાય બીજું કંઈ કામ નહિ કરવા છતાં આ લેખકો પોતાનું ને કુટુંબનું ભરણપોષણ કરી શકે છે.

## લેખકો–પ્રકાશકોના સંઘો

લેખકોના યોગક્ષેમની ચિંતા કરે તેવાં સંગઠનો, લેખકોનાં ટ્રેઈડ યુનિયનો નથી, તેથી લેખકો અને પ્રકાશકો વચ્ચે વર્ગને ધોરણે, સામુદાયિક ધોરણે કશી વાટાઘાટો આજ સુધી તો થઈ નથી. જે કંઈ કરારો થતા હશે તે કેવળ વ્યકિતગત ધોરણે. આવી સ્થિતિમાં લેખકો પ્રકાશકો સામે શોષણવૃત્તિની ફરિયાદ કરે તે સ્વાભાવિક છે, પણ હમેશાં સાચી જ હશે એમ નહિ કહેવાય.

**લેખકોનાં સંગઠનો નથી પણ પ્રકાશકોનાં છે. ગુજરાતી પ્રકાશક વિક્રેતા સંઘ છેલ્લા એકાદ દાયકાથી રચાયો છે. એણે ગ્રાહકોને ડિસ્કાઉન્ટ આપવાની અંદરો-અંદરની હરીફાઈ ટાળી પોતાના વર્ગને થતું નુકસાન અટકાવ્યું છે. બીજી બાજુ એણે પુસ્તકોના (મુખ્યત્વે નવલકથાઓના) ભાવ પણ સામે ચાલીને બાંધ્યા છે. આ ભાવબાંધણી ગ્રાહકોના લાભમાં છે એ દેખીતું છે.**

## બધા પ્રકાશકો વિક્રેતા છે

ગુજરાતી પ્રકાશનક્ષેત્રની એક હકીકત એ છે કે તેમાં એકલા પ્રકાશક કે એકલા વિક્રેતા (બુકસેલર) ઓછા છે. ઘણાબધા તો પ્રકાશક અને વિક્રેતા બન્ને છે. ગુજરાતી પ્રકાશનની ઘણી મુશ્કેલીઓ આ પરિસ્થિતિમાંથી પેદા થઈ છે. એક પરિણામ એ આવ્યું છે કે વિક્રેતાઓને પોતાનાં જ પ્રકાશનો વેચવામાં રસ પડે છે. બીજા પ્રકાશકનાં કે લેખકનાં પુસ્તકો વેચવામાં એને રસ હોતો નથી.

## નવો રોટલો નથી ઘડાતો

ગુજરાતી પ્રકાશકોની એક મોટી મર્યાદા એ છે કે એમણે પુસ્તકોનું બજાર વિસ્તૃત કરવા કશો પ્રયત્ન કર્યો નથી. પ્રકાશકો અંદરોઅંદર હરીફાઈ કરે છે પણ તે હરીફાઈ પુસ્તકોનું જે બજાર અસ્તિત્વમાં છે તેની વહેંચણીમાં ચાલે છે. આજે પુસ્તકો ખરીદનારી સંસ્થાઓ છે, વ્યક્તિઓ નથી. પુસ્તકાલયો, શાળા-કૉલેજો, પંચાયતો વગેરે સંસ્થાઓ પુસ્તકોની જે ખરીદી કરે છે તેનો આધાર સરકારી ગ્રાન્ટ કેટલી મળે છે તેની ઉપર રહે છે. પ્રકાશકોનો પ્રયત્ન આ ગ્રાન્ટ વધે તે માટેનો હોય છે. પણ ચારેક કરોડ જેટલી ગુજરાતીભાષી પ્રજામાંથી સારી એવી સંખ્યાના વાચકો પુસ્તકો ખરીદવા આકર્ષાય એ દિશાનો પ્રયત્ન થતો નથી.

## બેસ્ટ સેલર કૃતિઓ કઈ?

ગુજરાતીમાં વધુમાં વધુ પુસ્તકો કઈ જાતનાં વેચાય છે? સ્વાભાવિક રીતે નવલકથાઓ સૌથી

વધુ વેચાય છે. પણ જાતીય બાબતોનાં વર્ણનોવાળી નવલકથાઓ વધુ વેચાતી હોય એવું નથી. સૌથી વધુ તો નીવડેલી કૃતિઓ વેચાય છે. મુનશી, રમણલાલ, ધૂમકેતુ, મેઘાણી વગેરે પ્રશિષ્ટ લેખકોની કૃતિઓની નવી નવી આવૃત્તિઓ થતી જ રહે છે. છેલ્લા એકાદ દાયકામાં સૌથી વધુ લોકપ્રિય નવલકથાઓ ડાકુઓ વિષેની કૃતિઓ છે. 'જગ્ગા ડાકુના વેરનાં વળામણાં' તાજેતરનાં વર્ષોની સૌથી વધુ વેચાયેલ નવલકથા છે.

## બાળસાહિત્યમાં ઊભરો

પ્રકાશનક્ષેત્રે છેલ્લાં ત્રીસેક વર્ષમાં મોટામાં મોટો ઊભરો આવ્યો હોય તો તે બાળકો માટેનાં પુસ્તકોમાં. વાર્તાઓ અને જ્ઞાનવિજ્ઞાન એ બન્નેનાં બાળસાહિત્યનાં પુસ્તકોના સેટના સેટ દર વર્ષે પ્રગટ થાય છે અને વેચાય છે. કોઈ વ્યવસાયી પ્રકાશક આ જાતના પુસ્તકો પ્રગટ કર્યા વિના રહેતા નહિ હોય. આનું કારણ એ છે કે પ્રાથમિક શિક્ષણમાં વૃદ્ધિ થવાથી અને સરકારી ગ્રાન્ટનો શકય ના વધવાથી બાળપુસ્તકોનું બજાર વધ્યું છે. એ માગને પહોંચી વળવા પ્રકાશકોએ કેડ બાંધી છે.

## વેપારીની કુનેહ, ઉદ્યોગપતિની નહિ

ધંધાદારી તરીકે ગુજરાતી પ્રકાશકોએ ઊભી થતી માગને પહોંચી વળવાની કાર્ય અત્યંત બનાવી છે પણ નવી માગ ઊભી કરવાની કુશળતા તેઓ બતાવી શક્યા નથી. તેઓ વેપારીની આવડત બતાવે છે, ઉદ્યોગપતિની દીર્ઘદૃષ્ટિ નહિ.



## ગુજરાતી સાહિત્ય પ્રકાશક અને વિક્રેતા મંડળ

**અમદાવાદ ખાતે તા. ૧૭–૫–૮૧ના રોજ મળેલ વાર્ષિક સભામાં સર્વાનુમતે કરેલો ઠરાવ**

તાજેતરનાં વરસોમાં કાગળ, છપાઈ તેમજ બાઇન્ડિંગ ઇત્યાદિના દરોમાં સારી પેઠે વધારો થતો રહ્યો છે એની અસર પુસ્તકોની કિંમત પર પણ અવળી રીતે પડી છે. પુસ્તકાલયો, શૈક્ષણિક સંસ્થાઓ તેમ જ સાહિત્યરસિકોને ગુજરાતી સાહિત્યનાં પુસ્તકો નાણાકીય ફુગાવાની અસર હોવા છતાં પણ શક્ય તેટલી વાજબી કિંમતે સુલભ બને તે હેતુસર મંડળની આ સભા સર્વાનુમતે ઠરાવે છે કે,

(૧) કાગળ, છપાઈ તેમ જ બંધાઈના વર્તમાન ભાવોની વખતોવખત સમીક્ષા કરતાં રહી, વાજબી લેખી શકાય તે મુજબ પુસ્તકોની કિંમતનું નિયંત્રણ કરવું.

(૨) દિલ્હી ખાતેની યુનિવર્સિટી ગ્રાન્ટસ કમિશન તરફથી નિયુકત થયેલી ગુડમેન્સ કમિટીએ પુસ્તકોની ખરીદી અંગે દસ ટકાના એકધારા કમિશનને વાજબી દર તરીકે લેખ્યો છે તથા ભારતના અન્ય ભાષાના પ્રકાશન વ્યવસાયમાં પણ પુસ્તકો ખરીદતી સંસ્થાઓ માટે દસ ટકાના વળતરનો દર સર્વસ્વીકૃત છે તો ગુજરાતી સાહિત્યનાં પુસ્તકો ખરીદતી સંસ્થાઓ માટે પણ એ જ વળતરનો દર માન્ય રાખવો.

## વાર્તા

□ રાજેશ અંતાણી

# એકાંત વાસ

ધોધમાર વરસાદ પાંચથી છ મિનિટ પડ્યો હશે ત્યાં જ અટકી ગયો. એ ઝાડની ઓથમાંથી બહાર આવ્યો. કાદવવાળી જમીનનો વિચાર કર્યા વિના કૂદતાં કૂદતાં દોડ્યો. અંતરનો પણ કશો વિચાર કર્યા વિના પણ દોડતો જ રહ્યો. વચ્ચે આડમાં આવતા પથ્થરો સાથે ટકરાઈ જવાનો ડર લાગ્યો, પણ એ હિંમતભેર દોડતો જ રહ્યો. વિચારવાનો સમય જ ક્યાં હતો? ફક્ત દોડવાનું જ હતું. પગ કાદવવાળા થયા. કપડાં બગડી ગયાં છતાં કોઈ વાતની પરવાહ કર્યા વિના દોડ્યો.

આંખોના વિસ્તારમાં વરસાદના અટકી જવાની જાણ થીજેલી પડી હતી. કશું જ વિચારવાનું ન હતું. આજુબાજુ જોયા વિના દોડવાનું હતું. નિશ્ચિત અંતર પણ ન હતું, છતાં અંતરના સંદર્ભમાં વિચાર્યા વિના દોડવાની ક્રિયા ચાલુ રાખવાની હતી. દોડતાં દોડતાં ભાનમાં આવતો હોય એમ એણે આંખોના વિસ્તારમાં ટેકરો જોયો. ખરબચડો, વરસાદથી ભીંજાયેલો. વચ્ચે થોડાં થોડાં ઊગી નીકળેલાં ઘાસ. ક્યાંક લીલાં–ક્યાંક સૂકાં–ઘાસ. પગમાં દોડવાની ક્રિયા કાયમી લાગી રહી હતી ત્યાં ટેકરો જોયો. દોડતાં દોડતાં એણે ટેકરાની દિશા તરફ પગ વાળ્યા. દોડવાની ગતિ સહેજ વધારીને ટેકરા ઉપર ચડી ગયો.

અચાનક મળી ગયેલો ટેકરો બહુ જ પ્રિય લાગી રહ્યો હતો. હવાના ઠંડા સ્પર્શથી જે આનંદ મળતો હતો એથી પણ વિશેષ આ ટેકરા પર ચડી ગયા પછી લાગી રહ્યો હતો. શ્વાસ ભારે થઈ ગયો હતો. હાંફ ચઢી હતી. એણે વિચાર્યું : 'બેસી જવું જોઈએ ટેકરા પર...' બીજા કોઈ વિચારનું આક્રમણ થાય એ પહેલાં એ ટેકરા પર બેસી ગયો.

હાંફતા હાંફતા વિચારો કરવા ફાવતા ન હતા. પણ કદાચ હવે ફાવી જશે. વિચારો ઘડિયાળના લોલકની જેમ ચાલતા હતા. એ હાંફતા હાંફતા આકાશની સમસ્ત ભૂમિકાને આંખોમાં ઉતારવાની કોશિષ કરવા લાગ્યો. ધુમાડાના જથ્થા જેવાં વાદળ વિખેરાતાં હતાં. ધોધમાર વરસાદ થોડી જ ક્ષણોનો છતાં...ડોળ...બધા ડોળ. દેખાવ...આકાશ સાફ થઈ રહ્યું હતું. હજી પણ કદાચ પાંચ-છ મિનિટ પૂરતો પણ વરસાદ પડવો જોઈએ. અહીં અથવા બીજે ક્યાંક પણ...

પગમાં, દોડ પછીના પ્રત્યાઘાત રૂપે ગતિ ચાલુ જ હતી. એ ટેકરા પર સ્થિર બેઠો હતો. આકાશ જોતો હતો છતાં બધું જ ગતિમાં એની સામે દોડતું હોય એવું લાગી રહ્યું હતું...ક્યાંક પક્ષીઓનો ચહચહાટ થતો હતો. તડકો વાદળની આડમાંથી બહાર નીકળવાની કોશિષ કરી રહ્યો હોય

એમ થોડો પ્રકાશ આકાશમાં વહેતો જોઈ શકાતો હતો. ટેકરા ઉપરથી, એ જે ઝાડની ઓથમાંથી બહાર નીકળીને દોડતો અહીં ટેકરા સુધી આવ્યો હતો, ત્યાં સુધીના પગલા તડકાની ઝાંખપમાં પણ સ્પષ્ટ રીતે જોઈ શકાતાં હતાં. ધક્કા સાથે પવનની ગતિમાં જ કોઈક વિચાર એના દિમાગમાં ચમકી ગયો હોય એમ વિચારતો ધક્કો આવ્યો...ઝાડથી ટેકરા સુધી જો ઇરા સામે દોડી હોત તો એનાં પગલાં પણ તડકાની ઝાંખપમા સ્પષ્ટ રીતે આમ જ જોઈ શકયો હોત...સાથે બેસીને દૂરથી સયુક્ત પગલાં ઓળખવાનો સમય જ કયાં મળ્યો ? તો પછી સમય કયાં હતો ? કયાં હતો સમય ?

વાદળની પાછળ ફેલાતા જતા ઝાંખા તડકાની સમાંતર ઇરાનો ચહેરો પણ ઊગતો હોય એવી તીવ્ર સંવેદના એને થવા લાગી. તડકાની સમાંતર ઊગતા ઇરાના ચહેરાની સંભાવનાને સંબોધતો હોય એમ જ બોલી ગયો. 'ચહેરો ન ઊગે તો સારું...' દૂર લહેરાતા હોડકાના અવાજની વચ્ચે એની સ્વગતોકિત વિચિત્ર લાગી રહી હતી.

અચાનક એની નજર ડાબી તરફ ગઈ. કદાચ દુનિયાની હસ્તિ પહેલાંનું ખંડેર મંદિર, કાળમીંઢ પથ્થરોવાળું ઊભું હતું. મંદિરની ફાટી ચૂકેલી ધજા ફડફડતી ન હતી. પૂજારી અટકી ગયેલો વરસાદ જોવા બહાર આવ્યો હતો. લાંબું બગાસું ખાઈને પાછો મંદિરમાં ચાલ્યો ગયો હતો. ભીંજા-યેલી ધજા મરેલા કાગડા જેવી લાગી રહી હતી. પાકી સડક મંદિરની સમાતર જતી હતી. વરસી ચૂકેલા વરસાદનું પાણી તડકાની ઝાંખપમાં ચમકતું હતું.

એને એકાએક વિચાર આવ્યો. સમસ્ત જગત અવાજોથી ભરેલું હતું છતાં અહીં, બધું જ અવાજ વિનાનું અડધું લટકેલું કેમ લાગી રહ્યું હતું. આ વિચારથી એ લગભગ હતાશ થઈ ગયો. નિરાશાથી બચવા એણે આંખો બંધ કરી. વાદળની આડમાંથી તડકાની ઝાંખપમાં તરતો ઇરાનો ચહેરો હસી ગયો.

ઝબકીને એણે આંખો ખોલી નાખી. કયાં હતી ઇરા ? ઉતાવળ કરી નાખી હતી ઇરાએ. કદાચ ઇરાને એમ નહીં લાગતું હોય કે 'મેં ઉતાવળ કરી છે' પણ ઉતાવળ તો કરી જ છે. રજિસ્ટર્ડ લેટર ટાઈપ થયેલો એની આંખો સામે તરતો હતો. ઇરાએ વકીલ મારફતે એને નોટિસ મોકલાવી હતી. વકીલની ભાષા લેટર ન વાંચીએ તો પણ સમજી શકાય તેવી હતી. ઇરાને સમજવી મુશ્કેલ હતી. વકીલ ઇરાના બયાન પછી ઇરાને સમજી શક્યો હશે ?— હવે ઇરાના સંદર્ભમાં વિચારો ગતિ કરતા હતા.— હાં, તો ઇરા...

ઇરા વિના ઘર ખાવા દોડતું હતું. ઘરની એક એક ચીજમાંથી ઇરાનો સ્પર્શ નીતરતો હતો. પણ ઇરાએ એકાએક નિર્ણય શા માટે લીધો હશે...અને એ ? એ હવે ઇરા વિના જીવી શકશે ? કદાચ આખીય જિંદગી ઇરા વિનાનું ઘર ખાવા દોડતું રહેશે...પ્રત્યેક ચીજમાંથી ઇરાનો સ્પર્શ નીતરતો રહેશે...કદાચ આ જીવન...એકાંત વાસ...

દૂર ખેતરની ઘાસમાં અડધા પગ ડુબાડીને સ્ત્રી કદાચ ગાતી હતી. પણ એનો અવાજ અહીં સુધી આવતો ન હતો. બધું જ સફેદ રંગનું લાગવા માંડ્યું હતું. એને એકાએક ઊભા થઈ જવાનો વિચાર આવ્યો. પણ એ બેસી રહ્યો. હવામાં લહેરાઈને ગીતનો અવાજ એની પાસે આવ્યા વિચાર સાથે આંખો બંધ કરીને બેસી રહ્યો.

આંખો સામે સફેદ રંગનો પ્રવાહી આકાર હતો રહ્યો હતો. ડર કરતાં પણ આત્મીય મિત્રની મશ્કરી જેવી અનુભૂતિ થયા કરતી હતી. સફેદ રંગનો

પ્રવાહી આકાર કશુંક કહેવા માગતો હોય એવું લાગ્યું. એને લાગ્યું આકારને પ્રશ્ન કરવો જોઈએ.

'તમે કોણ ?'

આકાર થોડો ચાલ્યો પણ કશુંય બોલ્યો નહીં. થોડા સમયનો શૂન્યાવકાશ હવામાં તરતો મૂકીને બોલ્યો:

'આ ખેતરની ચાસ...જોઈ ?

'હા...પણ દૂરથી.'

—તો હું બોલી લઉં એટલે જોવા જજે. ખેતરમાં ઊભેલી સ્ત્રી જોઈ ?

'—હા – પણ દૂરથી...'

'બહુ સારું કર્યું.' આકાર હસવા જેવું બોલ્યો. એ સ્ત્રીને અને તને છેલ્લા લાખેક વરસોથી સંબંધ છે...'

'સંબંધ ?'

'લાખેક વરસનો સંબંધ...' આકારે હસીને કહ્યું:

તને કદાચ માનવામાં ન આવે – પણ તું સ્ત્રીથી દૂર છો એ જ સારું છે.

'કારણ...'

'કારણ...તું સ્ત્રીની નજીક જઈશ એટલે ખેતરની લીલી વાસથી...'

'પણ મને એ સ્ત્રી સાથે કશો જ સંબંધ નથી.'

'છતાં પણ દૂર રહેજે, આ સ્ત્રીથી.'

'કેમ? આ સ્ત્રીમાં એવું તે શું છે?'

'જન્મજન્મના બંધન.'

'એ શું ?'

'મંદિરની ધજા–ઝાલરનો સમય–પૂજારીની પૂજા–કંકુના થાપા–ખુદનો રંગ–લીલી વાસ–એકાંત વાસ...તડકો–બારસાખથી સજ્જડ ચોંટી ગયેલું બારણું–લાભશુભ–સંબંધ–બોલ...બોલ...ના–ના–જન્મજન્માંતરથી ચાલ્યું આવ્યું છે.

—હું તમારી ભાષા સમજતો નથી.

'સમજીશ પણ નહીં. સ્ત્રીને તું દૂરથી જ જો. આટલું અંતર રાખીને. એ સ્ત્રી–તારો અભાવ છે...તું નિમિત્ત છો. તું નહિ મેળવી શકે. કાયર આ જન્મ પણ ગુફાના અંધકાર જેવી આંખો...' સફેદ રંગનો પ્રવાહી આકાર વરસાદ પછીના તડકામાં ઓગળતો ગયો. એણે આકાર મુઠ્ઠીમાં દબાવી દેવાની કોશિશ કરી. પણ કશું જ ન હતું–ફક્ત લીલી વાસ જેવો શૂન્યાવકાશ...

એની આંખો ખૂલી ગઈ. વાદળોથી ઘેરાતો જતો વર્તમાન હતો. એ ઊભો થઈ ગયો. ખેતરની દિશા તરફ દોડવા લાગ્યો. સ્ત્રીનો અવાજ પાસે આવી રહ્યો હતો. ફક્ત દોડ્યો. થાકી ગયો. હાંફી ગયો. ફક્ત એક જન્મમાં દોડી શકાય – હાંફી શકાય થાકી શકાય એટલું જ...



# એકાંકી

## ઝેરનો કટોરો

□ વિનોદ પરમાર

પાત્રો :

| | |
|---|---|
| એનિટસ | આપોલી |
| મેલેટસ | પ્લેટો |
| ફિલિપ્પસ | વૈદ્ય એરીક્ઝીમેશસ |
| સ્થળ : એનિટસનું આવાસગૃહ | સમય : સૂર્યાસ્ત પછીનો પ્રહર |

ઈસુના જન્મ પૂર્વે ૩૯૯ના વરસના એક દિવસનો સૂર્યાસ્ત પછીનો પ્રહર. એનિટસ ભારે ઉદ્વિગ્ન અને શોકમગ્ન સ્થિતિમાં એના મોટા લંબચોરસ ખંડમાં આમતેમ આંટા મારે છે. તેની ઉંમર લગભગ પિસ્તાળીસ કે પચાસ વરસની હોય તેમ લાગે છે. ચહેરો કાન્તિયુક્ત ને આંખોમાં અદ્ભુત શક્તિ હોય તેમ સ્પષ્ટ જણાય છે, પણ અત્યારે એમની ઉપર ઝાંખપનું આવરણ છે.

ખંડના એક ખૂણામાં કેળવાયેલા ચામડાનો એક ગંજ છે. ઓરડાની વચ્ચોવચ્ચ હિંડોળાખાટ છે. પૂર્વ તરફના પ્રવેશદ્વાર નજીક લાકડાની ત્રણ-ચાર ખુરશી છે. )

એનિટસ : (સ્વગતઃ શોકાન્વિત હૃદયે) સૂર્યનું છેલ્લું કિરણ પણ અંધકારમાં ઓગળી ગયું. મારા હૃદયમાં પણ આજે અંધકાર વ્યાપનો જાય છે—વેદના ચૂભતો અંધકાર. સોક્રેટિસે ઝેરનો કટોરો ગટગટાવી મૃત્યુંજયનું પદ પ્રાપ્ત કર્યું; અને હું અહીં છાનો, મારા ખંડમાં, આંસુભીની આંખે એને અંજલિ આપું છું; જગતથી એ અજાણ્યુ જ રહેશે અને જગત મને હંમેશા ધિક્કારશે.

આલ્કીબિએડીસ, ચાર્મિડીસ અને ક્રિટીઆસ તો જનતંત્રના મોટા દુશ્મનો—આ બધા સોક્રેટિસની છાયામાં રાજ્ય વિરુદ્ધ કાવતરાં ઘડતાં હતાં. એમાંયે દુશ્મન રાજ્ય સ્પાર્ટાનો ગુપ્ત રીતે આશ્રય મેળવી આલ્કીબિએડીસ એથેન્સ

ઉપર આપખુદ આધિપત્ય જમાવવા ઇચ્છતો હતો. (આવેશમય સ્વરે) ઓહ! કેટલો પ્રપંચી, રાષ્ટ્રદ્રોહી, અધમ, નાસ્તિક...

આયોથી : (પ્રવેશતાં) આ છેલ્લા અડધા કલાક થયા તમને થયું છે શું? (વિષાદપૂર્ણ સ્વરે) હસતે મોંએ ઝેરનો કટોરો ગટગટાવનાર માટે આવા શબ્દો તમને શોભતા નથી.

એનિટસ : (ચમકી જતાં) કોણ? ફિલિપ્પસની માતા!

આયોલી : હા, દારૂડિયા પુત્રની માતા; ને એથીયે વિશેષ તો એથેન્સનાં ડહાપણ, જ્ઞાન, સત્ય અને ન્યાયનું ગળું ઘોંટનારની પત્ની.

એનિટસ : ઓહ! મારી વહાલી અને પ્યારી પત્ની! તારા શબ્દો મારા શોકસંતપ્ત હૃદયમાં અસહ્ય પીડા જન્માવે છે.

આયોલી : વાણી તમને સિદ્ધ છે ને લૌકિક નિયમના તમે જ્ઞાતા છો; છતાં મૃત્યુ પામેલા માણસની તમે નિંદા કરો છો? અને તે પણ આ ક્ષણે!

એનિટસ : નહીં ... નહીં ... નહીં ... આયોલી! સોક્રેટિસ માટે એ વિશેષણો મેં નથી ઉચ્ચાર્યાં. આપણો પ્યારો પુત્ર ફિલિપ્પસ પણ આજ સવારથી સોક્રેટિસ પાસે ગયો છે તે શું હું નથી જાણતો?

આયોલી : તો પછી એ શબ્દો તમે કોના માટે ઉચ્ચાર્યાં?

એનિટસ : (દાંત પીસતાં) આલ્કીબિએડીસ માટે, આલ્કીબિએડીસ માટે.

આયોલી : કેમ અત્યારે?

એનિટસ : (ચઢતાં સ્વરે) પેલોપોનેસિયનના યુદ્ધમાં એથેન્સનું સત્યાનાશ કાઢનાર, લોકશાહીનો દુશ્મન ને એથેન્સના દેવ-દેવીઓને કલંકિત કરનાર, દુષ્ટતા અને હીનત્વને પ્રાપ્ત થયેલ આ આલ્કીબિએડીસ પોટિડિયાની લડાઈમાં માર્યો ગયો હોત તો એથેન્સ ઉપરનો એક મહા અભિશાપ ટળી જાત પણ...

આયોલી : પણ સોક્રેટિસે એને બચાવી લીધો.

એનિટસ : ને બચાવનારના હોઠે એણે ઝેરનો કટોરો ધર્યો! કેટલો દુરાચારી?

આયોલી : પણ આપણાં દેવદેવીઓની અવમાનનાનો તેમજ યુવાનોને પથભ્રષ્ટ કરવાનો આરોપ તો તમે જ સોક્રેટિસ ઉપર મૂક્યો હતો—મેલેટસ અને લાયકોન સાથે.

એનિટસ : એ સિવાય બીજો વિકલ્પ ન હતો.

આયોલી : તો પછી આલ્કીબિએડીસને શા માટે નિંદો છો?

એનિટસ : તો શું સોક્રેટિસે મારા કારણે ઝેર ગટગટાવ્યું એમ તું માને છે?

આયોલી : (દઢતાથી) નિઃશંક—તમારા, મેલેટસ ને લાયકોનને કારણે જ.

એનિટસ : આયોલી! એથેન્સની ન્યાયાલયના ૩૬૦ સભ્યોએ સોક્રેટિસને મૃત્યુની સજા ફટકારી હતી; સોક્રેટિસની તરફેણમાં તો પડ્યા હતા માત્ર ૧૪૦ મત જ : એ તું કેમ ભૂલી જાય છે?

આયોલી : પણ આરોપનામું મૂકનાર તો તમે, મેલેટસ ને લાયકોન જ.

એનિટસ : એમાં પણ મુખ્ય મેલેટસ હતો.

આયોલી : તો શું સોક્રેટિસના મૃત્યુ માટે તમે તમને પોતાને જરાપણ જવાબદાર નથી ગણતા?

એનિટસ : આજે, અત્યારે મને એવો રંજ થાય છે.

આયોલી : કેમ અત્યારે જ?

એનિટસ : સ્વાભાવિક છે કે ડેલિયમના યુદ્ધમાં પોતાની મોટી, ચળકતી અને મહાપ્રતાપી આંખોમાંથી આગ વરસાવી દુશ્મનોને બળહીન કરનાર એ સત્યોપાસકની આંખો હંમેશને

ભિડાઈ ગઈ.

આયોલી : ને તમારી આંખો ઊઘડી !

એનિટસ : હા; ઊઘડી પણ મોડી. આયોલી ! ગુનેગાર ઠર્યા બાદ સોક્રેટિસે મારી સામે જોયું હતું; એ આંખો અત્યારે મારી સામે 'ચળકે' છે: કેવી ગૌરવાન્વિત અને પ્રભાવક ! આયોલી ! એ આંખો હું ન ઝીલી શક્યો, મારી આંખો ઢળી ગઈ. આયોલી ! હું એમને એથેન્સની લોકશાહીના દુશ્મન માનતો હતો અને તેઓ મારી રાષ્ટ્રભક્તિની કદર કરતા હતા !

આયોલી : અને છતાં તમે એમને મૃત્યુદંડની સજા ફરમાવી ?

એનિટસ : આયોલી ! શી વાત કરું ? ન્યાયાલયે તેઓ શી સજા ઇચ્છે છે એવી તેમને દરખાસ્ત કરી ત્યારે સોક્રેટિસ બહુ જ ઉદ્દંડ બન્યા; એમણે ગૌરવભર્યા સ્વરે જણાવ્યું કે રાજ્ય પોતાને ખર્ચે એમનું પાલનપોષણ કરી એથેન્સની બૌદ્ધિક ચેતનાને જાગૃત રાખે. આવી સજા એમણે માગી. અમારી તો એવી ધારણા હતી કે......

આયોલી : કે સોક્રેટિસ દેશનિકાલની સજા સૂચવશે, એમ જ ને ?

એનિટસ : હા; અથવા તો એમની જબાન બંધ રાખવાનું વચન આપશે. પણ એમણે તો ન્યાયાલયમાં સરોષ જાહેર કર્યું કે લોકમાનસ ઉપર પ્રહાર કરીને, તેને સંક્ષોભમય અને વેદનાગ્રસ્ત કરી તેમાંથી નવા વિચારોને જન્માવવા એ તેમનું ઈશ્વરદત્ત જીવનકાર્ય છે અને એ કાર્ય એમના છેલ્લા શ્વાસ સુધી ચાલુ રહેશે.

આયોલી : જો તમે મારી સલાહ અવગણી ન હોત તો...

એનિટસ : ઓહ ! તમારી સલાહ ! અશક્યને શક્યતામાં પલટવાની મારી શક્તિ ન હતી. આયોલી ! એથેન્સની પુનઃપ્રસ્થાપિત લોકશાહી માટે સોક્રેટિસ ભયરૂપ હતા.

આયોલી : તો એમની ઉપર મૂકેલા આરોપો તો તરકટી જ ને ?

એનિટસ : આયોલી ! અમારે તો માત્ર એમની જબાન બંધ કરવી હતી પણ એમણે મૃત્યુને એથી અદકું ગણ્યું.

આયોલી : અને શું એનું જ દુઃખ અત્યારે તમને ઘેરી વળ્યું છે ?

એનિટસ : હા. સોક્રેટિસ મારી રાષ્ટ્રભક્તિના પ્રશંસક હતા ને હું લોકશાહીનો. એક તરફ લોકશાહી હતી અને બીજી તરફ સોક્રેટિસનું ઉદાત્ત જીવન. *લોકશાહીના રક્ષણ માટે એથેન્સના લોકશાહી*-રૂપી યજ્ઞમાં સોક્રેટિસનું બલિદાન આપવું પડ્યું—ના—ઇચ્છાએ. તેથી હું બહુ જ ખેદ અનુભવું છું.

(યુવાન મેલેટસ પ્રવેશ કરે છે. તે કવિ છે. તેની નાકની દાંડી વળાંકવાળી છે; દાઢી પાંખી છે પણ માથાના વાળ લાંબા. તેના મોં પર ગભરાટ વરતાય છે.]

આયોલી : જુઓ, મેલેટસ આવ્યો—તમારા કાર્યનો સહસાથી ને સહભાગી.

એનિટસ : આવ, મેલેટસ, આવ.

મેલેટસ : વડીલવર્ય એનિટસ ! પ્રણમું છું.

એનિટસ : કોઈ વિશિષ્ટ પ્રયોજન ?

મેલેટસ : હા. યુવાન પ્લેટો વૈદ્ય એરીક્ઝીમેકસના ખભે હાથ ટેકવી આપને મળવા આવી રહ્યો છે.

એનિટસ : મને મળવા ?

મેલેટસ : હા, કારણ કે એ સોક્રેટિસનો વહાલો તેમજ અતિ તેજસ્વી શિષ્ય છે. માંદગીને બિછાનેથી ઊઠીને, અશક્તિથી ઘેરાયેલો એ

સોક્રેટિસના મૃત્યુની વેદના ઠાલવવા આવતો હશે.

એનિટસ ; ના, માત્ર એ જ કારણ ન હોય : એ નથી એપોલોડોરસ કે નથી ક્રીટાબ્યુલસ.

મેલેટસ : તો પ્લેટો શા માટે આપને મળવા આવી રહ્યો છે ?

એનિટસ : એ આવશે ત્યારે ખ્યાલ આવશે. પણ મેલેટસ ! તું કવિ છે, નાટયકાર છે; પ્લેટો અહીં આવે ત્યારે તારી શબ્દશક્તિથી એની દલીલને બુઠ્ઠી કરી નાખવાનો પ્રયાસ કરજે.

મેલેટસ : એનિટસ ! પ્લેટો વિચારક છે, તત્ત્વજ્ઞાની છે, એ અસાધારણ તર્કશક્તિ ધરાવે છે. એની દલીલનું ખંડન કરવું મારા માટે અતિ દુષ્કર બની રહેશે.

એનિટસ : પોતાની મર્યાદાઓને અતિક્રમવી એમાં જ સાચો પુરુષાર્થ છે. મેલેટસ ! તું કવિ છે. સ્વાતંત્ર્ય ઝંખતા માનવીના આત્માને તારા શબ્દમાં વહેવા દે.

આયોલી : [સ્વગત] વાહ ! કેવી પ્રભાવશાળી વાણી ! દારૂડિયા પુત્રની માતા ખરી પણ પત્ની તો અતિ તેજસ્વી લોકશાહીના પુરસ્કર્તાની.

મેલેટસ : પણ પ્લેટોને જોતાં જ......

એનિટસ : પોતાની શક્તિમાં અશ્રદ્ધા એ મહાપાપ છે. એથેન્સની લોકશાહી અને એની સુરક્ષામાં જો તારી શ્રદ્ધા હશે તો એ શ્રદ્ધામાંથી આપોઆપ પ્રબળ વાણીનું અવતરણ થશે.

આયોલી : તો તમે જ તમારી આવી શક્તિથી...

એનિટસ : આયોલી ! રાજ્યની ધુરા વહન કરું છું; આવતીકાલે માતૃભૂમિને પ્લેટોની બુદ્ધિ, શક્તિ, પ્રતિભાની જરૂર પડે તો એને ઉપયોગમાં લઇ શકાય.

આયોલી : અજોડ છે એથેન્સ પ્રત્યેની તમારી રાષ્ટ્રભક્તિ.

એનિટસ : ને એથીયે વિશેષ હતી સોક્રેટિસની રાષ્ટ્રભક્તિ. રાજ્યની પુનઃપ્રસ્થાપિત થયેલ લોકશાહીએ આલ્કીબિઍડીસને મૃત્યુને બદલે માફી બક્ષી તો એણે જ રાજ્યને ચરણે સોક્રેટિસના મૃત્યુની ભેટ ધરી. દુષ્ટ...નાલાયક...અધમ... નાસ્તિક...

(બરાબર આ જ વખતે સત્તાવીસ વરસનો યુવાન પ્લેટો વૈદ્ય એરીક્ઝીમેશસને ખભે હાથ ટેકવી પ્રવેશ કરે છે. એનું શરીર થોડી થોડી વારે સહેજ ધ્રૂજે છે. નાક અણીદાર, આંખો મોટી, તેજસ્વી. વૈદ્ય સ્વસ્થ પ્રકૃતિના વૃદ્ધ પુરુષ છે. એમની દાઢી મોટી, સફેદ છે.)

પ્લેટો : (પ્રવેશતાં જ) કો...ઓ...ણ...અ...?

મેલેટસ : (અકળામણ અનુભવતાં) શું કોણ ?

પ્લેટો : કોણ દુષ્ટ, અધમ, નાસ્તિક ?

એનિટસ : મારા શબ્દમાં તું તારા મનનું પ્રતિબિંબ ઝીલે છે. એરીક્ઝીમેશસ ! તમને પ્રણમું છું. આપ બન્ને અહીં આસન સ્વીકારી મને ઉપકૃત કરો.

એરીક્ઝીમેશસ ; પ્લેટો ! બેસ અહીં. તું તાપથી પીડાય છે.

[બન્ને હિંડોળાખાટ ઉપર બેસે છે.]

પ્લેટો : એનિટસ ! હું અહીં આવતો હતો ત્યારે એથેન્સ રડતું હતું. ડેલ્ફીની દેવીએ સોક્રેટિસને ડાહ્યામાં ડાહ્યા માણસ કહ્યા હતા અને તમે તેમને નિંદો છો ?

મેલેટસ : પ્લેટો ! એ વિશેષણો એનિટસે આલ્કીબિઍડીસ માટે ઉચ્ચાર્યાં હતાં. તારા કાકા ક્રિટીઆસ અને મામા ચાર્મિડીસને પણ એ એટલાં જ લાગુ પડે છે.

પ્લેટો : એનિટસ ! આ વિશે એક પ્રશ્ન પૂછું ?

એનિટસ : જરૂર.

પ્લેટો : તમે અને મેલેટસ લોકશાહીના પ્રખર હિમાયતીઓ છો, નહિ ?

મેલેટસ : નિઃશંક.

પ્લેટો : જનતંત્રએ વિરોધી મનનો આદર કરવો જોઈએ, નહિ ?

મેલેટસ : હા.

પ્લેટો : ને જ્યાં એથેન્સની લોકશાહીએ સોક્રેટિસના સત્યના અવાજને રૂંધી નાખ્યો !

એનિટસ : પ્લેટો ! તારા આગમનનું કારણ સમજાયો.

પ્લેટો : એથેન્સની લોકશાહીના તંત્રવાહકો ! જવાબ આપશો કે તમોએ શા માટે એક વયોવૃદ્ધ, જ્ઞાન અને ડહાપણના ભંડારરૂપ, સત્યના શોધક અને પરમ ઉપાસક એવા સોક્રેટિસનો પ્રાણ હર્યો ? સોક્રેટિસનો પ્રાણ હણનાર એથેન્સની લોકશાહી હતવીર્ય અને પાંગળી છે.

[ એનિટસ મેલેટસ તરફ જુએ છે ]

મેલેટસ : પ્લેટો ! તું એ કેમ ભૂલી જાય છે કે જનતંત્રની ટીકા કરીને રાજ્યદ્રોહનો આરોપ...

પ્લેટો : રાષ્ટ્રદ્રોહના આરોપ કરતાં સત્ય મહાન છે. જવાબ આપો મને મારા પ્રશ્નનો.

મેલેટસ : સોક્રેટિસની છત્રછાયામાં આલ્કીબિએડીસ જનતંત્ર વિરુદ્ધ કાવતરાં ઘડતો હતો. ક્રિટીઆસ અને ચાર્મિડીસ કાવતરાં ઘડતા હતા એટલે...

પ્લેટો : તો એથેન્સના જનતંત્રએ એના સાચા દુશ્મનો સામે પગલાં કેમ ન લીધાં ?

એનિટસ : પ્લેટો ! એનો જવાબ હું આપીશ. મારા માટે એથેન્સની લોકશાહી જીવન મરણ છે. એનિટસ જીવશે પણ લોકશાહી માટે અને મરશે પણ લોકશાહીની રક્ષા કરતાં કરતાં. એથેન્સની પુનઃ સ્થાપિત લોકશાહી માટે સોક્રેટિસ અવરોધરૂપ હતા.

પ્લેટો : તો તમે પણ સાંભળી લો !—સોક્રેટિસના ઝેરના કટોરામાંથી મારે અમૃત રેલાવવું છે.

એનિટસ : એટલે ?

પ્લેટો : એથેન્સની બાહ્યિક ચેતનાને હંમેશા પોષણ મળતું રહે તેવી કેળવણીની એક સંસ્થા મારે સ્થાપવી છે. સોક્રેટિસના ઝેરના કટોરાને અજલિ એટલે પ્લેટોની કેળવણી સંસ્થા.

મેલેટસ : તો શું જમીન નીચે અને વાદળ ઉપર શું છે, પૃથ્વી કેવી છે, સૂર્ય સળગતો પથ્થર છે એના વિશે તું સોક્રેટિસની માફક શીખવીશ ?

પ્લેટો : હા. જ્ઞાન ક્ષિતિજવિહીન છે, એટલે એ પણ શીખવીશ. પણ એનિટસ ! સોક્રેટિસે તમને એક સલાહ આપી હતી. આપાવું યાદ ?

એનિટસ : જરૂર.

પ્લેટો : તમારા પુત્ર ફિલિપ્પસને ચમારકામના ધંધાને બદલે સારી કેળવણી અપાવી અન્ય કોઈ પ્રવૃત્તિમાં લગાડવાની એમણે તમને સલાહ આપી હતી. સોક્રેટિસ ફિલિપ્પસની દારૂની લતને પણ છોડાવવા ઇચ્છતા હતા.

એનિટસ : એગેથોને યોજેલ મહેફિલમાં સોક્રેટિસે શું દારૂ નહોતો ઢીંચ્યો ?

એરીક્ઝીમેથસ : એનિટસ ! એનો જવાબ હું આપીશ. સોક્રેટિસ દારૂને જીવતો દૈત્ય માનતા. નાટ્યકાર એગેથોનની મહેફિલમાં એમણે દારૂ પીધો હતો પણ એક શરતે. એગેથોન, આલ્કીબિએડીસ, હું પોતે અને બીજા તેમની સામે દારૂ પીવામાં હારી જાય તો અમારે હંમેશા દારૂ છોડવો. આવી શરત મંડાઈ હતી, એક તરફ અમે બધા અને બીજી તરફ તેઓ એકલા ને છતાં અમે હાર્યા. શરીર અને મનની કેવી અદ્ભુત શક્તિ !

આપોલો : પછી તમે, એગેથોને અને આલ્કીબિએડીસે દારૂ છોડ્યો ?

એરીક્ઝીમેથસ : હા. પણ આલ્કીબિએડીસે તો આંખમાં ઝગઝળિયાં સાથે કહ્યું કે સોક્રેટિસ ! તમારી પ્રતિભા મારી પાસે સ્વીકાર કરાવે છે કે હું જે પ્રકારે જીવન જીવું છું તે પ્રકારે ન

જ જીવવું જોઈએ, ન જ જીવવું જોઈએ. હું હવે કદી દારૂ નહીં પીઉં, નહીં પીઉં. આમ કહીને એ બાળકની માફક ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો. [ આંસુ લૂછતાં ] ઝેરનું મારણ ઝેર, લોઢું લોઢાને કાપે એમ સોક્રેટિસે અમારી દારૂની લતને દારૂથી કાપી નાખી. આજે એમણે ઝેરનો કટોરો પીધો. મને લાગે છે કે એમાં પણ જગતનું કલ્યાણ રહેલું હશે.

આયોલી : અમારો ફિલિપ્પસ એગેથોનની મિજબાનીમાં હોત તો કેટલું સારું થાત!

પ્લેટો : એનિટસ! હું તમને એક વાત કહેવા આવ્યો છું.

એનિટસ : શી ?

પ્લેટો : તો સાંભળી લો. સોક્રેટિસને ન્યાયાલયમાં ખડા કરવા માટેનું તમારું વલણ કદાચ સ્વાભાવિક હશે, દેખીતું સાચું હશે, પણ તે નિરર્થક અને ભયંકર પુરવાર થયું છે, સોક્રેટિસનું જીવન હણીને તમે એથેન્સની બૌદ્ધિક ક્રાન્તિમાં અવરોધરૂપ થયા છો; તેમના જીવનને હણીને તમે જગત ઉપર સુખ, શાંતિ અને સમૃદ્ધિનું સુવર્ણમય પ્રભાત ખીલે તે સમયને દૂર ઠેલ્યો છે તે કહેવા આવ્યો છું.

ચાલો, વડીલવર્ય એરીક્ઝીમેશસ, આપણે જઈએ.

[ બન્ને જાય છે. થોડીવાર વાતાવરણમાં ગૂંગળાવનારી સ્તબ્ધતા. એકાદ મિનિટ બાદ દૂરથી હસવાનો અવાજ સંભળાય છે. નજીક આવતો જાય છે. ]

એનિટસ : આ ફિલિપ્પસનો અવાજ લાગે છે.

આયોલી : આજે વળી ઢીંચ્યો લાગે છે ?

એનિટસ : મારા કીર્તિભર્યા જીવનમાં આ એક મોટું કલંક છે.

ફિલિપ્પસ : [ લથડતાં, પ્રવેશ કરતાં ] કો...ઓ...ણ...કલંક...અ...છે ?

આયોલી : [ગુસ્સાભર્યા સ્વરે] તું. તું આ કુટુંબનું કલંક છે.

ફિલિપ્પસ : ના, ના, ના, હવે હું તમારું કલંક નથી. મારા જીવનની પામરતા અને નશ્વરતા તો સોક્રેટિસના ઝેરના કટોરામાં સમાઈ ગયાં. મા! સોક્રેટિસ પાસેથી આજે મેં આત્મ-અમરત્વની દિવ્ય વાણી સાંભળી.

આયોલી : વાહ! આ શું ફિલિપ્પસ બોલે છે? કેવી મધુર વાણી!

ફિલિપ્સ : દિવ્ય વાણી.

એનિટસ : [આનંદાતિરેકથી] સોક્રેટિસને કારણે મારા પુત્રમાં જ્ઞાન પ્રકટ્યું.

આયોલી : હે દેવ! એટલી તારી કૃપા.

[ ફિલિપ્પસના પગ લથડે છે. )

આયોલી : ( ચિંતાયુક્ત સ્વરે ) બેટા! તને શું થાય છે ?

ફિલિપ્પસ : મા! મેં હેમલોક ગટગટાવ્યું છે.

આયોલી, એનિટસ : હેમલોક ?!

[ ફિલિપ્પસ ધરતી પર ઢળી પડે છે. )

આયોલી : ( ગાંડાની માફક ) બેટા! આ તેં શું કર્યું ? આ તેં શું કર્યું ?

( ફિલિપ્પસના શરીરને વળગી વિલપે છે. )

ફિલિપ્પસ : ( પ્રયાસપૂર્વક ) સોક્રેટિસના ઝેરના કટોરામાં તમારું કલંક ઓગળતું જાય છે.

આયોલી : ( તાણ આવ્યું હોય તેમ ) નહીં... નહીં...નહીં...ઈં...

ફિલિપ્સ : (સસ્મિત) મારે સોક્રેટિસ પાસે જવું છે–દિવ્ય ધામમાં. હું ત્યાં એમની વાતો સાંભળીશ...

( આયોલી વિલાપ કરવા લાગે છે : 'હું બરબાદ થઈ ગઈ, બરબાદ થઈ ગઈ. વ્યર્થ છે જીવિત મારું, વ્યર્થ છે જીવિત.' પડદો પડે છે ]

**નોંધ :**

આ નાટકનો કોઈપણ પ્રકારનો ઉપયોગ કરતાં પહેલાં લેખકની લેખિત સંમતિ લેવી જરૂરી છે.

**સરનામું** : નવાપરા ચોરા રોડ
ઉપલેટા–૩૬૦ ૪૯૦ (જિ. રાજકોટ)

# અંતરંગ લોકકથાનું

☐ બાબુ દાવલપુરા

આ અગાઉ 'જયહિન્દ' દૈનિકમાં હપ્તાવાર પ્રગટ થઈ ચૂકેલી શ્રી નાનાભાઈ જેબલિયાની નવલકથા 'વંકી ધરા વંકા વહેણ'માં જોવા મળતી સૌરાષ્ટ્રના ભુતકાલીન લોકજીવનની ટેકી તાસીર વાર્તારસિક વાચકોને પ્રથમ દર્શને મુગ્ધ કરે એવી રંગદર્શી અને આકર્ષક છે. આપણા લોકસાહિત્યનું સંશોધન–સંપાદન અને પ્રકાશન મેઘાણીભાઈએ વ્યાપક વ્યવસ્થિત રૂપમાં કર્યું અને તળપદા લોકજીવનની સામગ્રી પર આધારિત કથાસાહિત્યનું સર્જન આરંભ્યું ત્યારથી આપણા શિષ્ટ સાહિત્યકારોનું એ દિશામાં સવિશેષ ધ્યાન ખેંચાયું અને તેમની કલમે લોકજીવનનો ધબકાર ઝીલતી કથાઓ રચાવા લાગી. પ્રસ્તુત નવલકથામાં પણ આ પરંપરાનું સાતત્ય જળવાયું છે. ઈ. સ. ૧૮૦૦ના અરસાના ગુજરાત સૌરાષ્ટ્રના ઇતિહાસની અમુક ઘટનાઓ, લોકકથા દંતકથામાં શબ્દસ્થ થયેલી કેટલીક નામીઅનામી વ્યક્તિઓ અને કલ્પનાના તાણાવાણાથી ગૂંથાયેલું આ નવલકથાનું ભાતીગળ પોત અને પ્રસંગચિત્રણ લોકસાહિત્યની શૌર્યકથાઓનું સ્મરણ કરાવે એવું ઝમકદાર અને બહુરંગી છે.

જેના નામ માત્રથી એક જમાનામાં આસપાસના લોકો અને નાનામોટા ઠાકોર દરબાર કંપી ઊઠતા એવો ખૂંખાર મિતિયાળાનો ધણી વિજો ખસિયો આજે તો સ્મૃતિશેષ બની ગયો છે. અજેય મનાતો ત્યાંનો દેવમુનિકિલ્લો પણ આજે નિર્જન વેરાન બન્યો છે. પણ આ ભુમિનો ઇતિહાસ અને અહીંના મનેખનો મિજાજ ભારે જોરૂકો છે. લેખકે નવલકથાના પ્રારંભમાં કહ્યું છે તેમ, "અહીં મરવું અને મારવું એ તો ડાબા હાથનો ખેલ છે...! અહીંની પ્રીત, અહીંનાં ધિંગાણાં, અહીંની રખાવટ અને અહીંની માયા—દરેક વખતે કાળજા કઢાય. ! અહીં નો વસવાટી રીઝે તો પગનાં તળિયાં ચાટે, અને ખીજે તો જીવતા નખ ઉતારી લ્યે ...! આ ભોમનાં પાણી તેજાબી છે, એનાં પીનારાં ગજવેલનાં છે. નમે નહીં, વળે નહીં, લળે નહીં – ભાંગીને કટકા થાય...!' આ ભૂમિનાં રઢિયાળાં માનવી અને તેમનાં નેક ટેકને બિરદાવતાં અઘોર તપસ્વી તપેનાથ પણ પોરસભર્યાં વેણ ઉચ્ચારે છે: "ગિરની વંકી ભોમકાને અડીને એની બગલમાં આવેલો મુલક... અહીંના વસવાતીઓનાં વર્તન એક જ પ્રકારનાં – વેર કરે, ઘા કરે, પ્રેમ કરે, ના કહે કે પછી હા કહે – બધું એક જ વખત... અહીંના વેરની અને પ્રેમની કથાઓ હજીય આ વનરાજિમાં ટહેલી રહી છે... અહીંના ભક્તો, અહીંની ભક્તિ, અહીંનું સંગીત, અહીંની શ્રદ્ધા, વિશ્વાસ, માયાળુતા – બધામાં રુધિરનો શાખ – અહીંનાં પ્રાણીઓનાં ખોળિયાં એટલે મીણ અને ગજવેલનું રસાયણ...! અહીં રાણો અને કુંવર, બાણુલદે અને દેવરો, ખેમરો અને લોડણ...

જેણે એક જ વાર દિવ્ય પ્રેમનાં અમી પીધાં અને અફીના અમલમાં જેણે ખોળિયાં હોમી દીધાં! અહીંના..." ગુરૂ તપોનાથની જેમ આ નવલકથાનાં અન્ય પાત્રોના ઉદ્ગાર અને આચાર-વિચારમાં પણ વેર અને ટેક, પ્રેમ અને શૌર્યના કસુંબલ રંગ ઘૂંટાતા રહે છે.

પરંતુ મિતિયાળાની એ ખમીરવંતી પ્રજા અને એના ધણી વિજા ખસિયાનો દિનમાન હવે આથમણી ક્ષિતિજે ઢળવાનો છે એવો સંકેત કથાના આરંભમાં જ ગુરુ તપોનાથની વાણીમાં સંભળાય છે. એક ગર્ભવતી રોઝડીની હત્યા કરીને તેનાં કુમળાં બચ્ચાનું માંસ શેકવા હઠે ભરાયેલા વિજાના કેટલાક ઘમંડી માણસોની ક્રૂરતા-પાશવતા અને ઉદ્ધતાઈથી રોષે ભરાઈને તપોનાથે એક પથ્થર સવાગળી – ત્રણ બાજુ ડુંગરોથી ઘેરાઈને બનેલી ઊંડી ખાઈ – માં ફેંકતાં કહેલું કે "એમાં તમે પુરાશો... સત્યાશેરનો એ પાયો તમારા લોહીના પ્રવાહમાં તણાશે... તમારાં હાડચામ જનાવરો ચૂંથશે...તમારા માલિક વિજા ખસિયાનું આત્મબળ એ ધિંગાણા વખતે ખલાસ થઈ જશે... કિલ્લો અને આ રિયાસત સદાને માટે તમારા હાથમાંથી જતાં રહેશે..." આવી શાપવાણી ઉચ્ચારીને તેઓ મિતિયાળાની ભોમકા ત્યજી ચાલી નીકળ્યા. આ ઘટનાની આધારશિલા પર નવલકથાની ઇમારત ઊભેલી છે. પ્રથમ દૃષ્ટિએ અપ્રસ્તુત જણાય તેવાં અનેક કથાનકોને પરસ્પર સાંકળી સમગ્ર ઘટનાપ્રવાહને અંતની અમુક ચોક્કસ દિશામાં ગતિમાન કરતું નિયામક બળ છે ગુરુ તપોનાથના શાપવાણી અને દૈવી યોગશક્તિ. તેમની કૃપાદૃષ્ટિથી જ આંકોલડા ગામના દરબાર સામત ખુમાણના જમણા પગના તળિયામાં આડી પડેલી કર્મકઠણાઈની રેખા છેદાય છે અને એનું ભાગ્ય ખૂલે છે. એની ખાનદાની અને પરોણાગત એની કે પુત્ર મારફતે એ આ સાધુઓને નિમંત્રણ પાઠવે છે: "અમારો આશરા-ધરમ કેમ લોપાશે? સાધાનો કાપતલ આંગણે આવે અને ભૂખ્યો જાય?" સામત ખુમાણ અને આઈ સોમબાઈના આતિથ્યથી પ્રસન્ન થઈ તપોનાથે આશિષ દીધી કે "ભોળાનાથ તમારા કુળને ગાદી અપાવવા આંખો ખોલીને જાગ્યો છે. થોડા દિવસ એવા પણ આવશે કે તમારા દરેક પગલે સંકટ ઊભરાશે, મગર ફિકર મત કરિયો બચ્ચે...! તમારે આંગણે આજથી પાંચ વરસ પછી નાનું એવું રજવાડું હશે... તમારે આંગણે રસ, ગોરસ અને ગરાસની ત્રિવિધા સિદ્ધિઓ ખડી થશે..."

આ પ્રસંગ બન્યા પછી સામત ખુમાણનો કસોટીકાળ શરૂ થયો. સગાંસંબંધીઓ એનાથી વિમુખ બન્યાં. મસિયાઈ ભાઈ હાથિયો ખુમાણ તપોનાથના આશીર્વાદની જાણ થતાં ઈર્ષાની આગમાં ભાન ભૂલી એને રંજાડવા લાગ્યો. સામત ખુમાણની સઘળી સમજાવટ વ્યર્થ ગઈ અને ધોબાના ધણી હાથિયા ખુમાણે ધિંગાણાનો પડકાર ફેંક્યો. નિરુપાયે એણે એ પડકાર ઝીલી લીધો અને હાથિયાના હજાર – દોઢ હજાર કાઠીઓના પાળ સામે એકલે હાથે હામ ભીડી. આ પ્રસંગે, તેની પરોણાગતથી ખુશ થયેલા સો જેટલા આરબ સિપાઈઓ સહિત સરદાર સુલેમાને તેને અણીની પળે ધિંગાણામાં મદદ કરી. પરિણામે બાપા હાથિયાને પીઠ ફેરવીને ભાગવું પડ્યું અને ધોબાની રિયાસત ઉપર સામત ખુમાણની વિજયપતાકા લહેરાવા લાગી. પરંતુ એ સુખચેનથી રાતે ઊંઘી શકતો નહીં. એક ગેબી અવાજ એને સતત રહ્યા કરતો
તપોનાથનાં આશીર્વચન યાદ
પ્રમાણે એણે કુંડલા પરગણા

નિશ્ચય કર્યો અને વિજા ખસિયાએ કરેલી બધી શરતો કબૂલીને ત્યાં કાયમી વસવાટ કર્યો. યુક્તિપૂર્વક એણે કાઠી યુવાનોને શસ્ત્રવિદ્યાની તાલીમ આપી, વિજા ખસિયાને મીઠી વાણીથી ખુશ કરી વસ્તુસ્થિતિથી અંધારામાં રાખ્યો અને ખંડણી ભરવાનું ટાળ્યું. એક ચારણના મર્માળા મહેણાથી ઉશ્કેરાયેલા વિજા ખસિયાએ કોઈ આણાત કાઠી કન્યાનું વેલડું રોક્યું અને મિતિયાળાના ગઢમાં લઈ આવ્યો. એ કન્યાએ પોતાને લાગેલું કલંક ભૂંસવા આત્મહત્યા કરી. એનાં શીલશિયળ પર વિજાએ કૂડી નજર નહોતી નાખી, તેમ છતાં એને સ્ત્રીહત્યાનું પાતક લાગ્યું. બધા કાઠી દરબારોએ એના આ હીણા કર્મ પર ફિટકાર વરસાવ્યો. બીજા એક પ્રસંગે વિજાના માણસોએ લૂંટફાટ કરીને પાછા વળતાં સાતસ્ત્રોનદીના પટમાં જગસરાના દરબારની હત્યા કરી. સામત વાળા જેવા દીકરાના મોત પર મોં ઢાંકવાની આઈએ સ્પષ્ટ ના પાડી અને હઠ પકડી કે " વિજા ખસિયાના લાશ જે દી ભાળીશ, ત્યારે જ મોં ઢાંકીશ ..! " આવા લૌકિક અર્થે આવેલા દરબારોએ વિજા ખસિયા સામે ધિંગાણું કરવાનો સંકલ્પ કર્યો. સામત ખુમાણ પણ એમાં સામેલ થયા. આ વાતની જાણ થતા વિજા ખસિયાએ કુંડલાને રગદોળી નાખવા ધિંગાણાનું કહેણ પાઠવ્યું. પરંતુ ગુરૂ તપોનાથે દર્શન દઈ સામત ખુમાણને મિતિયાળાનો અડીખમ કિલ્લો ચીંધી બતાવ્યો : " દેખ બચ્ચા ! " બંધ આંખે જોયેલા એ દશ્યમાં રહેલો સંકેત કળી જઈ સામત ખુમાણે કુંડલા ખાલી કરવાનો ઇનકાર કર્યો અને ધિંગાણાનો પડકાર ઉપાડી લીધો. ખસિયાઓનું પાળ ઘણું મોટું હોવા છતાં સુણસર નાકાના બે જવાંમર્દ ભાઈઓ શેલાર અને કાળાની સમયસૂચકતા અને સાહસિકતાને કારણે વિજા ખસિયાનું પાળ હાનવટા કૂતરાની જેમ ભાગી ગયું.

સામત ખુમાણે પરિસ્થિતિની ગંભીરતા પારખીને ન્યાતકુટુંબના કાઠીઓને તેડાવ્યા. વિચારણાને

સંપા. પ્રકાશ વેગડ

ગ્રંથાં

# જન્મશતાબ્દી-વર્ષ સૂચિ

ઈ.સ. ૧૯૮૧નું વર્ષ જે લેખકોનું જન્મશતાબ્દી-વર્ષ છે તેમના સાહિત્યની સૂચિ અહીં રજૂ કરવામાં આવી છે. આશા છે અભ્યાસીઓ અને ભાવકોને આ સૂચિ ઉપયોગી સાબિત થશે.

આ સૂચિ નીચે પ્રમાણે બે વિભાગોમાં વહેંચી છે:

ક. સ્વરચિત ગ્રંથો અને એની સમીક્ષાઓ.
ખ. એમના વિષે પ્રગટ થયેલા ગ્રંથો અને લેખો.

## મે ૧૮૮૧

### ધ્રુ, ગટુલાલ ગોપીલાલ

(૧૦ મે ૧૮૮૧ : ૨૪ મે ૧૯૬૮)

ક. જીવનનાં વમળ. બીજી આવૃત્તિ.
સૂરત : ગાંડીવ, ૧૯૬૫. પૃ. ૨૪+૧૬૬.
નોંધ: વાર્તાસંગ્રહ, પ્રથમ આવૃત્તિ ૧૯૪૩. વિનોદિની નીલકંઠ કૃત જીવનપરિચય, પૃ. ૧–૨૪.
યશવંત દોશી. અવલોકન. ગ્રંથ, સપ્ટે.૧૯૬૬, ૩૦–૩૨.
પ્રાર્થના સમાજ. મુંબઈ: પરિચય ટ્રસ્ટ, ૧૯૬૭. પૃ. ૩૨. પરિચય પુસ્તિકા.

ખ. ગટુલાલ ગો. ધ્રુ. કુમાર, જૂન ૧૯૬૮, ૨૫૯–૨૬૧.
ગટુલાલ ગો. ધ્રુ. ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૪ (૧૯૩૩) (જીવન પરિચય અને ગ્રંથસૂચિ).
મહેતા, ગગનવિહારી. ગટુભાઈ ધ્રુ. સંસ્કૃતિ, ઓગ. ૧૯૬૮, ૨૯૨–૨૯૪.

### જોષીપુરા, જયસુખરાય પુરૂષોતમરાય

(૧૭ મે ૧૮૮૧ : ૨૭ સપ્ટે. ૧૯૫૪)

ક. અંગ્રેજી સાહિત્ય અને પુરાણકથા (વિવેચન). વડોદરા : લક્ષ્મીવિલાસ પ્રેસ, ૧૯૧૬. પૃ.૧૬+૫૨૦.
અલકાનો અદ્દભુત પ્રવાસ. લેવિસ કેરોલકૃત 'એલિસેસ એડવેન્ચર્સ ઇન વન્ડરલેંડ'નો અનુવાદ. બીજી આવૃત્તિ. વડોદરા : લક્ષ્મી વિલાસ પ્રેસ, ૧૯૨૨. પૃ. ૮+૧૫૫. પ્ર. આ. ૧૯૧૭.
કાવ્યકલિકા (કાવ્યસંગ્રહ). ૧૯૧૦.
નવમાલિકા (કાવ્યસંગ્રહ). વડોદરા : એમ. સી. કોઠારી, ૧૯૩૮. પૃ. ૩૮+૭૨.
મણિશંકર કીકાણી (જીવનચરિત્ર).
વડોદરા : લક્ષ્મીવિલાસ પ્રેસ, ૧૯૨૦. પૃ.૨૨.
મોન્તેનના નિબંધો. વડોદરા: લક્ષ્મીવિલાસ પ્રેસ, ૧૯૧૦. પૃ. ૮+૨૫૫.
રાયજી સાહેબ (નવલકથા) ભા. ૧ અને ૨. જૂનાગઢ, ૧૯૫૩.
વનજ્યોત્સ્ના (કાવ્યસંગ્રહ). ૧૯૭૦.
વેરાયેલાં બકુલ (કાવ્યસંગ્રહ). અમદાવાદ : ગૂર્જર, ૧૯૪૯.
સચિત્ર સાક્ષરમાળા (જીવનચરિત્ર સંગ્રહ). ૧૯૧૨. પૃ. ૨૦૭.
હસિત હ. બુચ. અવલોકન. ગુજરાતી સા[

પરિષદ ૨૧મું સંમેલન ડિસે.' ૬૧–જાન્યુ.'૬૨ કલકત્તા : હેવાલ, પૃ. ૧૬૨–૧૬૨. પુનર્મુ. અન્વય (વિવેચનસંગ્રહ) ૩૧૨–૩૧૫.
સ્મરણાંજલિ (કાવ્યસંગ્રહ). વડોદરા : સયાજી વિજય પ્રેસ, ૧૯૧૯. પૃ. ૩૪.
હિંદુસ્તાન તથા યુરોપની પુરાણકથાઓની તુલનાત્મક સમીક્ષા (વિવેચન). પાટણ : લક્ષ્મીવિલાસ પ્રેસ, ૧૯૧૬. પૃ ૭૮.

ખ. જયસુખલાલ પુ. જોષીપુરા. ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૨ (૧૯૩૧). પૃ. ૨૨–૨૪.
સચિત્ર સાક્ષરમાળા (૧૯૧૨), પૃ. ૨૦૭.

જૂન ૧૯૮૧

મહેતા, રમણિકરાય અમૃતલાલ
(૫ જૂન ૧૮૮૧ : )

ક. આજકાલનાં નાટકો (જૂની રંગભૂમિનાં નાટકોનું વિવેચન) ૧૯૨૯.
ઘરની આગ (નવલકથા). મુંબઈ. ૧૯૪૪.
દસ લાખનો દસ્તો (અનુવાદિત નવલકથા). ૧૯૨૬.
દિનાર્બસ અથવા રાસેનાસનો ઉત્તરાર્ધ (નવલકથા). ૧૯૧૩.
નવો જમાનો (અનુવાદિત નવલકથા). ૧૯૦૭.
ભદ્રપુરની ભદ્રશ્યામ વા વીરેન્દ્રનું વીરત્વ. મેરી સ્ટુઅર્ટની નવલકથાનો અનુવાદ. ૧૯૧૬.
ભાગીરથીની ભૂલ (અનુવાદિત નવલકથા). ૧૯૨૫.
અવલોકન. સમાલોચક, જુલાઈ ૧૯૨૫, ૫૪૯–૫૫૦.
ભાનુમતી (નવલકથા).
ભુજબળથી ભાગ્ય પરીક્ષા અથવા અઢારમી સદીનું બંગાળ (બંગાળી પરથી અનુવાદિત નવલકથા). ૧૯૧૫.
રેણુ અને બીજી વાતો (અનુવાદિત વાર્તાઓ). અનંતરાય રાવળ. અવલોકન. ગુજરાતી સાહિત્ય સભા કાર્યવાહી, ૧૯૪૭–૪૮. પુનર્મુ. ગ્રંથસ્થ વાઙ્મય (૧૯૬૭) -

ખ. રમણિકરાય અ. મહેતા. ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૨ (૧૯૩૧), ૯૧–૯૨.

ઓગ. ૧૯૮૧

દેસાઈ, દીપકબા હિંમતભાઈ
(૧૫ ઓગ. ૧૮૮૧ : ૧૯ જાન્યુ. ૧૯૬૬)

ક. ખંડકાવ્યો (કાવ્યસંગ્રહ). વડોદરા, ૧૯૨૬. પૃ. ૩૧+૧૧૫.
નોંધ : પરિચયલેખ મંજુલાલ મજમુદારકૃત.
રાસબત્રીશી (રાસસંગ્રહ). વડોદરા, ૧૯૩૧. પૃ. ૨૪+૪૨. પુરોવચન મંજુલાલ ર. મજમુદારકૃત. અવલોકન. સાહિત્ય, નવે. ૧૯૩૧.
સુંદરમ્. કાવ્યપરિચય. અર્વાચીન કવિતા (ત્રીજી આ. ૧૯૬૫) ૪૨૩–૪૨૪.
સંજીવની (ત્રિઅંકી નાટક). ૧૯૨૯.
સ્તવનમંજરી (કાવ્યસંગ્રહ). ૧૯૨૩.

ખ. દીપકબા દેસાઈ. ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૨ (૧૯૩૧).
સુંદરમ્. અર્વાચીન કવિતા (ત્રીજી આ. ૧૯૬૫).

સપ્ટે. ૧૯૮૧

ઠાકોર, જયેન્દ્રરાય ભગવાનલાલ
(૧ સપ્ટે. ૧૮૮૧ : ૩ ડિસે. ૧૯૬૦)

ક. અમી (નિબંધિકાઓ). અમદાવાદ, ૧૯૩૫. પૃ. ૮+૨૪૬.
વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. અવલોકન. વિવેચના (બીજી આ. ૧૯૬૪) ૧૯૩–૧૯૫.
ઊંઘે ઘડે પાણી (નિબંધિકાઓ). અમદાવાદ : નવચેતન, ૧૯૫૯. પૃ. ૧૦+૧૯૨.
ગીતા કૌમુદી (લેખો). અમદાવાદ,

૧૯૫૧. પૃ. ૧૩૨.
ઝરણાં ટાઢાં ને ઊન્હા. સુરત, ૧૯૨૮.
પૃ. ૩+૧૪૪.
મોહનલાલ પા. દવે. અવલોકન.
વિવેચન (૧૯૪૧) ૧૯૭–૨૦૧.
રામનારાયણ વિ. પાઠક. પ્રસ્થાન,
પોષ ૧૯૮૫, ૧૯૪–૧૯૫.
થોડાંક છૂટાં ફૂલ. ૧૯૧૭. પૃ. ૧૦+૧૮૪.
રામનારાયણ વિ. પાઠક. પ્રસ્થાન, ચૈત્ર ૧૯૮૪.
નંદિની (નિબંધિકાઓ). અમદાવાદ,
૧૯૫૧. પૃ. ૧૬+૩૬૮.
પોયણાં (નિબંધિકાઓ). સુરત,
૧૯૨૯. પૃ. ૮+૨૪૦.
વિજયરાય ક. વૈદ્ય. અરૂઢ શૈલીનાં અવલોકન.
કૌમુદી, માર્ચ ૧૯૩૦, ૧૬૩–૧૬૬. પુનર્મુ.
જૂઈ અને કેતકી (૧૯૬૩) ૨૨૨–૨૨૯.
સાત લીલા નાટકો અથવા વિષ્ણુની વિભુતિ-
ઓનું સુદર્શન. અમદાવાદ : આસ્તિક સાહિત્ય
કાર્યાલય, ૧૯૫૧. પૃ. ૧૪+૨૮૬.
સ્વરાજ્ય અને સંસ્કૃતિ (નિબંધો).
૧૯૩૧. પૃ. ૩૬૦.
આનંદશંકર ધ્રુવ. અવલોકન. વિચારમાધુરી
(૧૯૫૧) ૧૭૬–૧૮૨.
મોહનલાલ પા. દવે. અવલોકન. વિવેચન
(૧૯૪૧) ૨૦૫–૨૧૨.
.. જયેન્દ્રરાવ ભગવાનલાલ દૂરકાળ. ગ્રંથ અને
ગ્રંથકાર, પુ. ૧ (૧૯૩૦) ૭૪–૭૫.
નીરા દેસાઈ સંપા. દૂરકાળનું જીવનદર્શન.
૧૯૫૬. પૃ. ૨૪૦.
પ્રવીણ દરજી. નિબંધ–સ્વરૂપ અને વિકાસ
(૧૯૭૫), ૨૮૨–૨૮૪.
સુંદરમ્. અર્વાચીન કવિતા
(ત્રીજી આ. ૧૯૬૫). ૪૩૫.
નવે. ૧૯૮૧

અરદેશર ફરામજી ખબરદાર
(૬ નવે. ૧૮૮૧ : ૩૦ જુલાઈ ૧૯૫૩)
ક. અષો જરથુસ્તની ગાથાઓ પર નવો પ્રકાશ
(કવિતા). ૧૯૪૯.
કલિકા (કાવ્યસંગ્રહ). ૧૯૨૬. પૃ. ૨૮+૨૨૮.
અવલોકન :
કુસુમાકર. કલિકા – એક દૃષ્ટિ. સાહિત્ય,
સપ્ટે. ૧૯૨૬, ૬૯૮–૭૦૫.
ગોળવાળા, નરીમાન સોરાબજી. કલિકાનું
રહસ્યદર્શન. શારદા, જૂન ૧૯૨૭, ૨૩૩–૨૩૬.
પુનર્મુ. ખ–૨, ૧૧૦–૧૧૫.
દેસાઈ, જહાંગીર માણેકજી. નવચેતન અને
રંગભૂમિ, ઑગ. ૧૯૨૬, ૪૨૭–૪૩૦;
સપ્ટે. '૨૬, ૫૧૦–૫૧૬.
દેસાઈ, રતિલાલ નાનુભાઈ. કલિકા : એક
દૃષ્ટિપાત. સાહિત્ય, જાન્યુ. ૧૯૨૭, ૪૫–૫૦.
દેસાઈ, વિનુ બ. કલિકાનું કલાવિધાન.
સાહિત્ય, નવે. ૧૯૩૧, ૭૬૯–૭૭૨.
પરમાર, દેશળજી. 'કલિકા' એના છંદ અને
કવિતા. સુવર્ણમાલા, ભાદરવો ૧૯૮૩, ૫૫–૬૬.
પંડ્યા, સુરેન્દ્ર. કલિકા. બુદ્ધિપ્રકાશ, મે ૧૯૨૬,
૧૪૬–૧૫૩. ચર્ચાપત્ર : જહાંગીર માણેકજી
દેસાઈ. ખબરદારને અન્યાય. બુદ્ધિપ્રકાશ,
જુલાઈ ૧૯૨૬, ૨૦૨–૨૦૭. સુરેન્દ્ર પંડ્યા.
અજબ મી. દેસાઈ. બુદ્ધિપ્રકાશ, ઑગ. ૧૯૨૬,
૨૪૨–૨૪૬. જહાંગીર મા. દેસાઈ. ગાલીપ્રદાન
એ જ છેલ્લી દલીલ. બુદ્ધિપ્રકાશ, નવે. '૨૬,
૩૪૬–૩૪૯.
પાઠક, રામનારાયણ વિશ્વનાથ. પ્રસ્થાન, જેઠ
૧૯૮૨, ૧૩૪–૧૩૬. પુનર્મુ. કાવ્યની શક્તિ

(બીજી આ. ૧૯૫૯) ૨૫૭-૨૬૦.
પારેખ, નગીનદાસ. 'કલિકા'માંનાં છાયા કાવ્યો. સ્વાધ્યાય અને સમીક્ષા (૧૯૬૯) ૧૪૩-૧૫૧.
મુનશી, કનૈયાલાલ માણેકલાલ. અવલોકન. ખ-૧, ૨૧૭-૨૧૮.
રાવળ, રવિશંકર. અવલોકન. કુમાર, વૈશાખ ૧૯૮૨.
સંજાના, જ. એ. કલિકા અને પ્રયત્નબંધ. કૌમુદી, આષાઢ ૧૯૮૨, ૧૦૦-૧૨૦. પુનર્મુ. અનાર્યના અડપલાં અને બીજા પ્રકીર્ણ લેખો (૧૯૫૫) ૨૨૫-૨૪૭.
સુંદરમ્. 'કલિકા' અને 'દર્શનિકા'. અર્વાચીન કવિતા (ત્રીજી આ. ૧૯૬૫) ૩૩૩-૩૪૦.
કલ્યાણિકા (કાવ્યસંગ્રહ). મુંબઈ, ૧૯૪૦. પૃ. ૧૫+૧૫૯.
અવલોકન :
કોઠારી, ભાઈલાલ પ્ર. અવલોકન. નિવેચન સંચય (૧૯૫૯) ૧૦૭-૧૧૩.
જોશી, રવિશંકર મહાશંકર. અવલોકન. ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી, ૧૯૪૦-૪૧.
દેસાઈ, મહેન્દ્રકુમાર મો. કલ્યાણિકાનો શ્રદ્ધાદીપ. ખ-૧, ૨૮૫-૨૯૩.
વાડિયા, ખરશેદજી. કલ્યાણિકામાં કવિએ કરેલી કમાલ. જમુભાઈ દાણી સંપા. ખરશેદજી જ. બ. વાડિયાના મનનીય લેખો (૧૯૬૦) ૪૯-૫૪.
હ. અવલોકન ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૫-૩, ઓક્ટો.-ડિસે. ૧૯૪૦, ૪૦૧-૪૦૩.
કાવ્યરસિકા (કાવ્યસંગ્રહ). મુંબઈ; નિર્ણય સાગર પ્રેસ, ૧૯૦૧. પૃ. ૨૪+૧૮૮.
અવલોકન :
ધ્રુવ, આનંદશંકર બા. વસન્ત, ૩-૪, વૈશાખ સં. ૧૯૬૦, ૧૩૬-૧૪૦. પુનર્મુ. દિગ્દર્શન (સંપા. રામનારાયણ પાઠક અને ઉમાશંકર જોશી) ૧૯૪૨, ૨૭૫-૨૮૪.
સુંદરમ્. 'કાવ્યરસિકા'ની દલપતશૈલી. અર્વાચીન કવિતા (ત્રીજી આ. ૧૯૬૫) ૩૨૫-૩૨૬.
કીર્તનિકા [૭૫ નવાં ભજનો]. પ્રકા. પોતે, ૧૯૫૩. પૃ. ૧૬૪+૧૬.
ગાંધીબાપુ (પ્રશસ્તિ કાવ્યો). ૧૯૪૮. પૃ. ૧૬+૧૪૩.
ગાંધીબાપુનો પવાડો (કાવ્યો). ૧૯૪૮. પૃ. ૫૩+૬.
ગુજરાતી કવિતાની રચનાકળા (વિવેચન). મુંબઈ: મુંબઈ યુનિવર્સિટી, ઠક્કર વ. સા. વ્યાખ્યાનમાળા, ૧૯૪૦. પૃ. ૨૬૮.
અવલોકન :-
ડોલરરાય માંકડ. ચર્ચા. કાવ્યવિવેચન (૧૯૪૯) ૬૦-૬૭.
દુર્ગેશ શુક્લ. નવચેતન, ફેબ્રુ. ૧૯૪૨, ૪૨૧-૪૨૨.
સંજાના, જ. એ. કવિ ખબરદારનો મહાછંદ. અનાર્યનાં અડપલાં અને બીજા લેખો (૧૯૫૫) ૨૪૮-૨૭૪.
દર્શનિકા. મુંબઈ: એન. એમ. ત્રિપાઠી, બીજી આ. ૧૯૪૦. પ્ર. આ. ૧૯૩૧.
અવલોકન :
જોશી, રવિશંકર મહાશંકર. ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી, ૧૯૪૦-૪૧, ૯-૧૦.
તારાપોરવાળા, એરચ જહાંગીર સોરાબજી દર્શનિકા. ખ-૨, ૧૩૨-૧૩૩.
ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ર. કવિ ખબરદારની દાર્શનિકી કવિતા. કૌમુદી, જાન્યુ. ૧૯૩૨,

૩૮–૪૩, વિવેચના (બીજી આ. ૧૯૬૪) ૧૧૦–૧૧૭.
ધનસુરા, ફ્રામરોજ. નવચેતન, જાન્યુ. ૧૯૩૨, ૩૬૨–૩૬૪.
પંડ્યા, સુરેન્દ્ર. દર્શનિકા : એક મહાકાવ્ય(?) બુદ્ધિપ્રકાશ, જાન્યુ. ફેબ્રુ. ૧૯૩૨, ૩૮–૪૨.
દર્શનિકા : એક ચિંતનાત્મક કાવ્ય. બુદ્ધિપ્રકાશ, જાન્યુ. ફેબ્રુ. ૧૯૩૨, ૪૨–૪૬.
પાઠક, રામનારાયણ વિશ્વનાથ. 'દર્શનિકા'નું તત્ત્વદર્શન. ખ–૨, ૧૨૨–૧૩૧.
બક્ષી, રામપ્રસાદ પ્રે. દર્શનિકાનું તત્ત્વદર્શન. ખ–૧, ૨૨૮–૨૩૭.
મજમુદાર, મંજુલાલ. ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો [મધ્યકાલીન તથા વર્તમાન] પદ્યવિભાગ (૧૯૫૪) ૬૬૯–૬૭૨.
મહેતા, વલ્લભજી. નવચેતન, ડિસે. ૧૯૩૧, ૨૬૩–૨૬૭.
રાવળ, અનંતરાય. દર્શનિકાનો કવિ. ગુજરાતી સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૩૬ (૧૯૩૭) ૧૦૩–૧૨૨.
શુક્લ, રમેશ મ. દર્શનિકા, સ્નેહમુદ્રા અને સ્મરણસંહિતા. અનુવાક્ (૧૯૭૬) ૧૬૫–૧૭૪.
સાહિત્ય, નવે. ૧૯૩૧, ૮૦૬–૮૧૨.
સુંદરમ્, 'કલિકા' અને દર્શનિકા'. અર્વાચીન કવિતા (ત્રીજી આ. ૧૦૬૫) ૩૩૪–૩૪૦.
હ. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, ૬–૧, એપ્રિલ–જૂન ૧૯૪૧, ૧૩૦–૧૩૫.

[આવતા અંકે પૂરું]

---

[સાહિત્યરસિકો માટે પોતાના પ્રિય સાહિત્યકારને પ્રત્યક્ષ જોવાનું તથા તેમને હળવા-મળવાનું અપાર કુતૂહલ હોય છે, તો વળી શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ માટે પોતાના શૈક્ષણિક કાર્યક્રમના ભાગરૂપ જ્ઞાનચર્ચા-વ્યાખ્યાન આદિ માટે તેમ જ વાર્ષિકોત્સવ જેવા પ્રસંગોમાં નાટક વગેરે ભજવવાના નિમિત્તે સાહિત્ય-સર્જકોના સંપર્કમાં રહેવું અનિવાર્ય બને છે. આ હેતુને લક્ષમાં રાખી 'ઉદ્ગાર'ના પ્રથમ અંક-(ઑગસ્ટ '૭૭)થી સાહિત્યકારોનાં સરનામાં ક્રમશઃ પ્રકટ કરીએ છીએ. સં.]

૨૧૪. દોલતભાઈ બી. દેસાઈ
શાન્તમ્
૧૪, હરિનગર સોસાયટી
ગોત્રી રોડ
વડોદરા–૩૯૦ ૦૦૭

૨૧૫. મધુકાન્ત કલ્પિત
જોગેશ્વરીનગર સોસાયટી
મેઘાણીનગર, અમદાવાદ–૩૮૦ ૦૧૬

૨૧૬. વિનોદ જોશી
૭/૧૭૪
હાઉસિંગ બોર્ડ, આનંદનગર
ભાવનગર–૯

૨૧૭. રાજેશ અંતાણી
નારાયણ નિવાસ
નાગર ચકલા
ભુજ–કચ્છ–૩૭૦ ૦૦૧

૨૧૮. સંસ્કૃતિરાણી દેસાઈ
૨/સી, નાનિક નિવાસ
વૉર્ડન રોડ
મુંબઈ–૪૦૦ ૦૩૬

## આ માસનાં તદ્દન નવાં પ્રકાશનો (દરેક પ્રકાશકનાં)

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | જનમટીપ | ઈશ્વર પેટલીકર | નવલકથા | ૨૫-૦૦ |
| ૨ | સાત જનમના દરવાજા | વિઠ્ઠલ પંડ્યા | ,, | ૪૦-૦૦ |
| ૩ | દેવદાનવ | હરકીશન મહેતા | ,, | ૪૦-૦૦ |
| ૪ | હાઈવે પર એક રાત | હસુ યાજ્ઞિક | ,, | ૨૬-૦૦ |
| ૫ | ન ભવિષ્યતિ | માલતી દેસાઈ | ,, | ૩૨-૫૦ |
| ૬ | અવલંબન | દિનકર શાહ | ,, | ૧૭-૫૦ |
| ૭ | ઝાંઝવાનાં નીર જલોછલ છલકાય | રોહિત શાહ | ,, | ૧૨-૦૦ |
| ૮ | પ્રીત કરી તેં રણમાં | વીરેશ તીરકર | ,, | ૨૮-૦૦ |
| ૯ | યોગીનું વરદાન | કેવલમુનિ | ,, | ૧૬-૨૫ |
| ૧૦ | સુવર્ણ કંકણ | ,, | ,, | ૩૨-૦૦ |
| ૧૧ | ઠાકુરાણી હસીના | વીરેશ તીરકર | ,, | ૨૧-૦૦ |
| ૧૨ | જન્મોજનમના ખેલ | એસ. એલ. ભૈરપ્પા | ,, | ૨૦-૦૦ |
| ૧૩ | સદા સુહાગણ | નવીન કા. મોદી | ,, | ૧૦-૫૦ |
| ૧૪ | સરોજ પાઠકની શ્રેષ્ઠ વાર્તાઓ | સરોજ પાઠક | નવલિકા | ૨૦-૦૦ |
| ૧૫ | સાવજનું અપમાન | કનૈયાલાલ રામાનુજ | ,, | ૧૦-૦૦ |
| ૧૬ | સ્કેન્ડિનેવિયાની કવિતા | અનુ. વત્સરાજ અપ્રોત | કાવ્ય | ૧૫-૦૦ |
| ૧૭ | ભગવુ ગગન | તરુલતા પટેલ | ,, | ૮-૦૦ |
| ૧૮ | એકાન્તવાસ | સતીશ ડણાક | ,, | ૧૦-૦૦ |
| ૧૯ | નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ | શિવલાલ જેસલપુરા | વિવેચન | ૫૪-૦૦ |
| ૨૦ | સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતા | દક્ષા વ્યાસ | ,, | ૫૦-૦૦ |
| ૨૧ | ભાવ-પ્રતિભાવ | ,, | ,, | ૧૮-૫૦ |
| ૨૨ | નરસિંહ મહેતા : જીવન અને કવન | ધીરુ પરીખ | ,, | ૧૨-૦૦ |
| ૨૩ | સાર્ત્રનો સાહિત્યવિચાર | સુમન શાહ | ,, | ૭-૫૦ |
| ૨૪ | સુરુચિના માનદંડ—જ્યોતીન્દ્ર દવે | ચંદ્રવદન મહેતા | ,, | ૬-૦૦ |
| ૨૫ | નાટ્યલોક | જશવંત શેખડીવાળા | ,, | ૩૨-૦૦ |
| ૨૬ | સમાસ : એક અધ્યયન | ઊકળભાઈ પટેલ | ,, | ૧૭-૫૦ |
| ૨૭ | કવિ નયસુંદર એક અધ્યયન | ડૉ. વી. જે. ચોકસી | ,, | ૧૨-૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮ | નીરવ સંવાદ | હરીન્દ્ર દવે | નિબંધો | ૨૫–૦૦ |
| ૨૯ | શબ્દના લેન્ડસ્કેપ | જ્યોતિષ જાની | ,, | ૧૫–૦૦ |
| ૩૦ | પ્રિયદર્શીનાં પ્રહસનો | મધુસૂદન પારેખ | એકાંકી | ૧૭–૫૦ |
| ૩૧ | કેનવાસ પરના ચહેરા | શ્રીકાન્ત શાહ | ,, | ૧૭–૫૦ |
| ૩૨ | બિચારા જણનો વેશ | ભદ્રકાન્ત ઝવેરી | ,, | ૫–૫૦ |
| ૩૩ | ખાનદાન લોહી | કે. કા. શાસ્ત્રી | ,, | ૧૫–૦૦ |
| ૩૪ | પરમ પૂજ્ય રામકૃષ્ણ પરમહંસ | ઉષા જોષી | જીવનચરિત્ર | ૩૦–૦૦ |
| ૩૫ | પરિવ્રાજકનું પાથેય | જ્યોતિ થાનકી | ,, | ૨૫–૫૦ |
| ૩૬ | ભાગ્યસ્રષ્ટા | કે. જે. મહેતા | જ્યોતિષ | ૨૪–૦૦ |
| ૩૭ | સિદ્ધિના શિખરે | પ્રકાશ ગજ્જર | પ્રકીર્ણ | ૪–૦૦ |
| ૩૮ | આનંદકિલ્લોલ | રંભાબહેન ગાંધી | ,, | ૧૨–૦૦ |
| ૩૯ | સુણી સુણીને ફૂટયા કાન | ડૉ. અજય કોઠારી | આરોગ્ય | ૧૫–૦૦ |
| ૪૦ | હૃદયરોગ નિવારણ | ડૉ. ચંદ્રકાન્ત ૨. ત્રિવેદી | ,, | ૪–૫૦ |
| ૪૧ | ધૂમ્રપાન એક વિષપાન | ,, | ,, | ૫–૦૦ |
| ૪૨ | આત્મજ્ઞાનનો માર્ગ | અનુ. શિવલાલ મોદી | આધ્યાત્મિક | ૨–૫૦ |
| ૪૩ | વસતીશિક્ષણ | ડૉ. રશ્મિન ઠાકોર | શિક્ષણ | ૪–૦૦ |
| ૪૪ | વાચનશિક્ષણ | જગદીશચંદ્ર ત્રિવેદી | ,, | ૬–૦૦ |
| ૪૫ | શાળા–નિરીક્ષણ અને અધીક્ષણ | એન. ડી. શેલત | ,, | ૯–૦૦ |
| ૪૬ | ચેતાતંત્ર અને મગજ | એસ. સી. કાનાવાલા | ,, | ૧૨–૦૦ |
| ૪૭ | સંયુક્ત રાષ્ટ્રસંઘ | જે. એસ. ગુપ્તા | ,, | ૭–૦૦ |
| ૪૮ | રસાયણવિજ્ઞાન–શિક્ષણપદ્ધતિ | ડૉ. સી. બી. પટેલ | ,, | ૧૦–૦૦ |
| ૪૯ | ભારતમાં સહકારી પ્રવૃત્તિ | શાંતિલાલ મહેતા | ,, | ૨૪–૦૦ |
| ૫૦ | ભા. સ. સ. આ. જી. – સમસ્યાઓની પદ્ધતિ | ડી. એમ. જોશી | ,, | ૮–૦૦ |
| ૫૧ | વિશ્વની શ્રેષ્ઠ સાહસકથા પુ. ૪ | યશવન્ત મહેતા | બાલસાહિત્ય | ૨૧–૦૦ |
| | શ્રેણી–૨ | | | |
| ૫૨ | બાલઆનંદ વાર્તામાળા | ,, | ,, | ૨૫–૦૦ |
| ૫૩ | અપંગ તનના મનના નહીં | કનૈયાલાલ રામાનુજ | ,, | ૨૦–૦૦ |

**પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની : મુંબઈ ૪૦૦ ૦૦૨ * અમદાવાદ ૩૮૦ ૦૦૧**

## સિદ્  ા શ્રેષ્ઠ નવલકથાઓ

**વિઠ્ઠલ પંડ્યા** — **લોહીનો બદલાતો રંગ** — રૂ. ૨૭-૦

'ઘણાં માનવીઓનાં જીવન એવી સપાટી પર ચાલ્યાં જાય છે કે એમના રસ્તામાં કદી ખાડા-ટેકરા નથી આવતા. જાણે સરળ રીતે આ દુનિયામાં એ લોકો પ્રવેશે છે અને સીધી સડકની જેમ પસાર થઈ જાય છે!

પરંતુ અનાથ જેવી દીપા અને પોતાની ડંખીલી પત્નીથી દઝાયેલા કિશોરની જિંદગીનો માર્ગ ક્યાં સીધી સડક જેવો હતો? એ બન્નેના જીવતરના રંગો પારખવા તમારે વાંચવી રહી કલમનવેશ વિઠ્ઠલ પંડ્યાની તદ્દન નવી નવલકથા

**રઘુવીર ચૌધરી** — **પંચપુરાણ** — રૂ. ૨૫-૦

ભારતનું 'હૃદય' ગામડાઓમાં ધબકે છે. આ 'હૃદય' વિશે ન કરવા જેવું શું થયું છે? અને કરવા જેવું કેમ નથી થતું એનો કટાક્ષમય નિર્દેશ કરતી અવિસ્મરણીય હાસ્યકથા એટલે 'પંચપુરાણ'.

વાસ્તવલક્ષી દૃષ્ટિ અને વક્રતાભરી રજૂઆતથી હેતુલક્ષી કલાનું 'ગૌરીશંકર' શિખર સર કરતી કટાક્ષકથા એટલે 'પંચપુરાણ'.

માણસના જીવનસંઘર્ષને આલેખતી નવલકથા

**પિનાકિન દવે** — **મોહનિશા** — રૂ. ૨૪-૦૦

એક તરફ અન્ય જીવ સૃષ્ટિ, બીજી તરફ માણસ અને તેમની સુખશાંતિની એષણા, જિજીવિષા, જેમાંથી સંઘર્ષ જન્મે છે આ સંઘર્ષોની કથા એટલે 'મોહનિશા'.

કલાત્મક નવલકથાઓના લેખકની એક નવી કલાકૃતિ. નવા ઘરમા પ્રથમ દિવસે નાયક અને તેના બે પુત્રોને થતા અનુભવો અહીં રોચક શૈલીમાં નિરૂપાયા છે. નાયકની મૃત પત્ની સીમાની સ્મૃતિઓ એના ચિત્તમાં અનેક વમળો પેદા કરે છે. તેને વાંચતાં સહૃદયોને અવશ્ય આનંદ થશે

**વિ. સ. ખાંડેકર** — **સોનેરી સ્વપ્નાં** — રૂ. ૨૧-૦૦

ખંડિત સ્વપ્નોના ટુકડાઓને છાતીએ વળગાડી બેસી રહેવા સારુ માનવી જન્મ્યો નથી! માનવીના મનને કેવળ ભૂતકાળની શૃંખલાઓથી જકડીને બાંધી રાખી શકાતું નથી: એને ભાવિના ગગનગામી ગરુડની પાંખોનું વરદાન પણ મળેલું છે એકાદું સ્વપ્ન જોવું, એને ખીલવા-વિકસવા દેવું, સત્યસૃષ્ટિમાં એ સાકાર બને તે સારુ પ્રયત્નો કરવા, એ પ્રયત્નોના ... આનંદ માણવો, અને દુર્ભાગ્યે એ સ્વપ્નાં ભાંગી પડે તોપણ એના વેરાયેલા ટુકડાઓ પર થઈને દોડવાથી પગે લોહીની ધારાઓ ચાલે છતા બીજા સ્વપ્ન પાછળ દોટ દેવી, એ માનવીનો ધર્મ છે, એ એનું કર્તવ્ય છે. એથી જ માનવીનું જીવતર સાર્થક બને છે મરાઠી સંસ્કૃતિના ... પિતામહ'ની અંતિમ નવલકથા.

આપના ગ્રંથાલયને સમૃદ્ધ બનાવવા જરૂર વસાવો

**આર. આર. શેઠની કંપની**